" ભારતભૂમિ વિશ્વની સમસ્ત સંસ્કૃતિઓની આદ્યજનની ( ઉદ્ગમભૂમિ ) હોવાથી કેવળ એશિયાખંડના ઇતર દેશોએ જ નહિ; કિંતુ એશિયાખંડના ઇતર સર્વ દેશો ઉપરાંત સમસ્ત પાશ્ચાત્ય ( યૂરોપીયન ) દેશોએ પણ પોતાનાં જ્ઞાન તથા ધર્મ આદિક ( મૂલાગમમાં ) એ ( વિકસનમાં ) ભારતભૂમિ ( તથા તેનાં હિન્દુ સંતાનો ) પાસેથી જ મેળવ્યાં હતાં ( અથવા મેળવેલાં છે ). "

અધ્યાપક હીરેનકૃત ' ઐતિહાસિક અનુસંધાન ' પુસ્તક બીજું, પૃષ્ઠ ૪૫.

" યદિ આ ભૂમિતલપર કોઇ પણ સ્વર્ગ અસ્તિત્વ ધરાવતું હોય, તો તે આ ભારતભૂમિ છે, ભારતવર્ષ છે કિંવા આર્યાવર્ત અથવા હિન્દુસ્થાન જ છે ! " ( અર્થાત્ ભારતવર્ષ જ કેવળ એવો દેશ છે કે જેને કોઇ પણ પ્રકારના સંકોચ વિના આ પૃથ્વીતલ ઉપરના સ્વર્ગની ઉપમાથી વિભૂષિત કરી શકાય તેમ છે ! " )

અબ્દુલ્લાહ વસ્સાફ : તાઝિયાતુલ અન્સાર.



૧ મૂળ ગ્રંથનાં ૧ થી ૪૮ સુધીનાં
પૃષ્ઠોના મુદ્રક
ગજાનન વિશ્વનાથ પાઠક,
' આદિત્ય મુદ્રણાલય '
રાયખડ રોડ : અમદાવાદ

૨ મૂળ ગ્રંથનાં ૪૯ થી ૩૦૪ સુધીનાં
પૃષ્ઠોના મુદ્રક
મૂળચન્દ્ર ત્રીકમલાલ પટેલ,
' સૂર્યપ્રકાશ ' મુદ્રણાલય,
પાનકોર નાકા : અમદાવાદ

મૂળ ગ્રંથનાં ૩૦૫ થી ૪૬૪ સુધીનાં પૃષ્ઠોના તેમ જ ગ્રંથના આરંભભાગમાંના
મુખપૃષ્ઠથી આરંભીને અનુક્રમણિકા પર્યન્તનાં સર્વ પૃષ્ઠોના મુદ્રક
અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કર
લુહાણામિત્ર સ્ટીમ પ્રિન્ટિંગ પ્રેસ : રાવપુરા : વડોદરા ( તા. ૫-૫-૩૫ )



આદર્શચરિત અને પ્રજાવત્સલ સોલંકીવંશભૂષણ
**મહારાજાધિરાજ શ્રી ઇન્દ્રસિંહજી મહારાજ,**
વર્તમાન વિદ્યાવિલાસી વાંસદાનરેશ

# ગ્રંથોત્સર્ગ

**અખંડપ્રૌઢપ્રતાપ, ગોબ્રાહ્મણપ્રતિપાલ, નિષ્કલંક ન્યાયાવતાર તથા વિદ્યાવિલાસી ધર્માલંકાર સોલંકીવંશાવતંસ શ્રીમન્ત મહારાજાધિરાજ શ્રી ઇન્દ્રસિંહજી મહારાજ, શ્રી વંશદા ( વાંસદા ) નરેન્દ્રવર્યની પવિત્ર સેવામાં**

**શુભસ્થાન વંશદા ( વાંસદા )**

<u>હરિગીત</u>

હે ભાગ્યશાળી ભૂપ ભદ્ર વિભૂતિના ભંડાર છો,
સોમકિરણના [illegible] [illegible] સર્ગના આધાર છો
નિષ્પક્ષપાતી [illegible] આ[illegible] યુગ-અવતાર છો,
ઓ દુષ્ટના દંડ નિરન્તર સાધુ જન નિસ્તાર છો ૧

વિદ્યા, પ્રજાહિતવાદિતા, ઔદાર્યથી વિખ્યાત છો,
છો જન્મથી તેવા જ નિજ સત્કર્મથી અભિજાત છો,
[illegible] પ્રજાના તાપહર કલ્યાણકારક તાત છો
પાતકનિશાહર પુણ્યપુંજાકાર દિવ્ય પ્રભાત છો ૨

આદર્શ ધાર્યો છે પ્રજાહિતમાં સદા [1]શ્રીરામનો
રિપુ રોળવામાં માર્ગ લીધો વિપ્ર [2]ભાર્ગવરામનો,
પથ રાજનીતિવિશે ગ્રહ્યો ચાણક્યના [3]મતિધામનો
સ્વીકાર અવસર સર કરો છો શાંતિ વા [4]સંગ્રામનો ૩

---

૧ શ્રીરામ—અયોધ્યાના સીતાપતિ ભગવાન્ શ્રી રામચંદ્રજી. ૨ ભાર્ગવ રામ—ભગવાન્ પરશુરામ. ૩ મતિધામ—બુદ્ધિભંડાર ૪ સંગ્રામ—યુદ્ધ, વિગ્રહ.

વિદ્વજ્જનાશ્રય વીર વિક્રમ[5] તુલ્ય હે નરવીર છો;
શરણાર્થિરક્ષક[6] ધીર રણથંભોરના હમ્મીર[7] છો;
હિન્દુત્વમાં રાણા પ્રતાપપ્રતિમ નર ગંભીર છો;
દાનેશ કર્ણ સમાન, દીન અનાથ-આશાતીર[8] છો ! ૪

છો સુજનમાટે સૌમ્ય તેવા કુજનમાટે ક્રૂર છો;
સદ્ગુણ સમીપ સદા વસો છો, દુર્ગુણોથી દૂર છો;
વાણી તથા વર્તન ઉભયના સામ્યરક્ષક શૂર છો;
જ્યાં હોય આવશ્યક દયાના, ત્યાં, દયાનિધિ, પૂર છો. ૫

છો ભારતીના ભક્ત સત્સાહિત્યના પોષક સદા;
સત્કારથી સારસ્વતોના[9] શોકના શોષક સદા;
સંગીત કાવ્ય કલાધરોના ધનવડે તોષક સદા;
છો ગુણગ્રાહક ભેવમર્જનતુલ્ય ગુણઘોષક[10] સદા. ૬

જેના સુદર્શનથી થતી સ્મૃતિ હોય દિવ્ય સુરેશની[11];
મૃતલોકમાં તે માત્ર નિરખી મૂર્તિ ઇન્દ્ર[12] પુરેશની[13];

---

૫ વિક્રમ-ઉજ્જયિનીપતિ વિશ્વવિખ્યાત જનદુઃખત્રાતા વીર વિક્રમાદિત્ય મહારાજ ૬ શરણાર્થિરક્ષક-શરણાગતોના આશ્રયદાતા ૭ હમ્મીર-ચૌહાણ-નરભૂષણ રણથંભોરપતિ ઇતિહાસપ્રસિદ્ધ હઠવાદી શરણાગતપાલક તથા વચનશીલ મહારાજા શ્રી હમ્મીરદેવ. ૮ આશાતીર-આશારૂપ સમુદ્રનો સાફલ્યરૂપ તીરપ્રાંત ૯ સારસ્વતો—આ 'સારસ્વત' શબ્દનું બહુવચન હોઇને 'સારસ્વત' શબ્દનો અર્થ 'સરસ્વતી' દેવીનો ઉપાસક કિંવા વિદ્વાન્' થતો હોવાથી એ બહુવચનાત્મક શબ્દમાં સર્વ વિષયોના વિદ્વાનો, કવિજનો તથા કોવિદો આદિકનો સમાવેશ થઇ જાય છે 'સાક્ષર' શબ્દ કરતાં આ 'સારસ્વત' શબ્દ વિશેષ ગંભીર અર્થવાહક શબ્દ છે અને તેથી જ અહીં 'સાક્ષર'ના સ્થાનમાં આ શબ્દને યોજવામાં આવ્યો છે ૧૦ ગુણઘોષક-ગુણોની ઘોષણા કરનાર. ૧૧ સુરેશ સુરનો ઇશ એટલે ઇન્દ્ર. ૧૨ ઇન્દ્ર-શ્રીમન્ત મહારાજશ્રી ઇન્દ્રસિંહજી મહારાજ. ૧૩ પુરેશ પુરપતિ એટલે કે, રાજા

જ્યાં છે અપેક્ષા દિવ્ય ગુણગણના વિશદ ઉલ્લેખની,
ત્યા પરિમિત સ્થલમા લખી શું શકે નિર્બલ લેખની ? ૭

સાહિત્યમા શ્રીમન્તનો પ્રિયતમ વિષય ઇતિહાસ છે,
ઉત્કૃષ્ટ હિન્દુ જાતિ ગૌરવ વૃત્તનો અભ્યાસ છે,
આ ગ્રથ હુ શ્રીમન્તને અર્પું, અચળ અભિલાષ છે,
અભિલાષ તે પૂરો થતા મારો સફળ આયાસ છે ૮

આયુષ્યદીપજ્યોતિ થાજો આપની શત વર્ષની,
આરોગ્યદુર્ગ અચલ રહો, અભિવૃદ્ધિ હો ઉત્કર્ષની,
સપત્તિસંતતિસહિત ઉન્નતિ થજો શુભ આદર્શની,
પ્રસરે સુગધ સુકીર્તિનો હો ચરમ સીમા હર્ષની ૯

શુભ ભાવના છે એ જ કે હો વિજય શાશ્વત આપનો;
સચય સદા હો પુણ્યનો ને ક્ષય નિરતર પાપનો,
આગારમા અધિકાર હો, આનન્દના આલાપનો,
હો નાદ અતકરણમા, અવિચલ મહેશ્વરજાપનો. ૧૦

આવે નિરાશા નહિ નિકટ આશાલતા ફૂલે ફળે,
સસારના સુખ સકળ નિજ ઇચ્છાનુસાર સદા મળે,
જયનાદ કરો સાંભળીને ગર્વ અરિજનના ગળે
એ સત્ય આશીર્વચન નારાયણવદનથી નીકળે ! " ૧૧

પ્રભુ, ગુણગ્રાહક ગુણગૌરવગભીર રાજન્,
આપ શ્રીમન્તનો ગુણપૂજક તથા ઉપકૃત સેવક
**નારાયણ વિસનજી ઠક્કર,**
ગુર્જર ગ્રથકાર

## " હિરણ્યગર્ભ હિન્દુ અથવા યશસ્વિની હિન્દુજાતિના દિવ્ય ગૌરવનો ઇતિહાસ " પ્રથમ ખંડની વિષયાનુક્રમણિકા

### પૂર્વગામી વિષયો

## હિરણ્યગર્ભ હિન્દુ અથવા યશસ્વિની હિન્દુ જાતિના દિવ્ય ગૌરવનો ઇતિહાસઃ પ્રથમ ખણ્ડઃ

પ્રથમખંડ સમાપ્ત

એકંદર પૃષ્ઠસંખ્યા ( ૮+૧૧૨+૪૬૪ ) ૫૮૪

## ચિત્રસૂચી



---

અવિશ્રાંત ગુર્જર સારસ્વત સેવક ગ્રંથકાર



શ્રીયુત નારાયણ વિસનજી ઠક્કુર
જન્મ તા. ૩૧-૩-૧૮૮૦   વય વર્ષ ૫૫

ॐ तत्सत्परमात्मने नमः

# પ્રયોજકની પ્રસ્તાવના

"When all is done, learn this, my son,
Not Friend, nor skill, nor wit at will,
Nor ship, nor clod, but only God
doth all in all."

T Tusser.—*The Author's Life.*

'ગુજરાતી' પત્રની ઈ. સ ૧૯૨૨ ની 'કૃષ્ણનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર' નામક ૩૮ મી ભેટ તરીકે 'ગુજરાતી' પત્રના ગ્રાહકોને અપાયલી ઐતિહાસિક નવલકથાની પ્રસ્તાવનાના પ્રારંભમાં મેં જે એક વાક્ય ઈશ્વરની પ્રેરણાથી જ લખી નાખ્યું હતું તે વાક્ય મને તેની વાસ્તવિકતાના થયેલા અપરોક્ષ અનુભવોદ્વારા આજે મારા આત્માને એક ત્રિકાલાબાધ્ય સત્ય સમાન દેખાય છે અને વિશેષત જે ઘટના ઉપર્યુક્ત ઐતિહાસિક નવલકથાના પ્રકાશનના સંબંધમા ઘટી હતી તે જ ઘટના પ્રસ્તુત ઐતિહાસિક ગ્રંથના લેખન તથા પ્રકાશનના સંબંધમાં પણ તંતોતંત ઘટેલી હોવાથી તે મારા વાક્યને આ સ્થાનમાં ઉદ્ધૃત કરી લેવાના પ્રલોભનને હું અટકાવી નથી શકતો. તે વાક્ય આ છે—

" પ્રત્યેક કાર્યની પૂર્તિ કિંવા સિદ્ધિનો અમુક એક સમય નિયત થયેલો હોય છે અને તેથી જ્યાં સુધી તે નિયત સમય આવતો નથી ત્યા સુધી મનુષ્યની અમુક કાર્યની સિદ્ધિ માટેની પ્રબળ ઇચ્છા કિંવા તે માટેના મનુષ્યના પ્રચંડ પ્રયત્નો હોવા છતાં પણ તે કાર્યની પૂર્તિ કિંવા સિદ્ધિ ભાગ્યે જ થઈ શકે છે આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાના સંબધમા પણ એ નિયમ અક્ષરશઃ સત્ય સિદ્ધ થયો છે, કારણ કે, મારા પૂજ્ય પિતાશ્રીએ પ્રસ્તુત ઐતિહાસિક નવલકથા આજથી લગભગ ૩૬ પૂર્વે એટલે કે ઈ સ ૧૮૮૭ મા લખેલી હોવા છતા અત્યાર સુધી અનેક કારણોથી અમુદ્રિત અવસ્થામાં જ પડી રહી હતી, કારણ કે, એના પ્રકાશનનો નિયત સમય અત્યાર (ઈ. સ ૧૯૨૨)નો હતો "

પ્રસ્તુત ઐતિહાસિક ગ્રંથના લેખન તથા પ્રકાશના આ પ્રસ્તાવનામા અપાયલા સક્ષિપ્ત ઇતિહાસના વાચનના યોગે મારા એ વિધાનની વાસ્તવિકતાનો પાઠકો તથા પાઠિકાઓને સ્વયમેવ સંપૂર્ણ સાક્ષાત્કાર થઈ જાય તેમ હોવાથી જેવી રીતે કરકંકણના દર્શનમાટે દર્પણની આવશ્યકતા નથી હોતી તેવી રીતે એ વિધાનની વાસ્તવિકતાની સિદ્ધિમાટે અન્ય પ્રમાણોને ઉપસ્થિત કરવાની આવશ્યકતા મને સ્વાભાવિક જ નથી જણાતી

અજમેરનિવાસી હિન્દુજાતિવિભૂષણ તથા હિન્દુત્વાભિમાની ઇતિહાસજ્ઞ શ્રીયુત હરવિલાસ સારડા એફ્. આર્. એસ્. એ. (ફેલો ઑફ ધિ રૉયલ એશિયાટિક્ સોસાયટી ) મહાશયે અનેક પાશ્ચાત્ય ગ્રથોના દીર્ઘકાલિક પરિશીલનના અત્યંત મધુર તથા ચિરંજીવી ફળ તરીકે હિન્દુજાતિની માનવસસ્કૃતિની અત્યંત પ્રાચીનતા તથા અનન્ય શ્રેષ્ઠતાના સંબંધમાં વિદેશી તથા વિધર્મી વિદ્વાન્ ગ્રથકારોએ દર્શાવેલા નિષ્પક્ષપાત અભિપ્રાયોનાં ચારુચયનોના સગ્રહના રૂપમાં 'હિન્દુજાતિની શ્રેષ્ઠતા અથવા રાષ્ટ્રોની તુલનામાં હિન્દુજાતિના અધિકારના

નિશ્ચયનો ઉદ્યોગ' ( Hindu Superiority : An Attempt to Determine the Position of the Hindu Race in the Scale of Nations ' ) નામક એક ગ્રંથ આંગ્લ ભાષામાં લખીને તેનું પ્રથમ સંસ્કરણ ઇ. સ. ૧૯૦૬ માં પ્રકટ કર્યું હતું; એ ગ્રંથની એક પ્રતિ 'ગુજરાતી' પત્રના આદ્ય સંસ્થાપક, સ્વત્વાધિકારી તથા સંપાદક સ્વ. શ્રીયુત ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ મહાશયને ગ્રંથકાર તરફથી અભિપ્રાયમાટે પ્રાપ્ત થઈ હતી: શ્રીયુત ઇચ્છારામભાઇ સ્વયં એક વિદ્વાન્ ગ્રંથકાર હોઇને ઇતિહાસ અને તેમા પણ વળી હિન્દુજાતિના પ્રાચીન ગૌરવદર્શક ઇતિહાસના અનન્ય અનુરાગી હોવાથી અને મારા હસ્તથી 'સ્વામી વિવેકાનન્દનાં લેખો તથા વ્યાખ્યાનો'ના તે સમય પર્યન્ત થયેલા અનુવાદે તેઓશ્રીના ગુણ પરીક્ષક તથા ગુણજ્ઞ આત્માને સંપૂર્ણ સંતોષ આપેલો હોવાથી એ ગ્રંથ તેમણે પોતે લક્ષપૂર્વક વાંચી લઇને મને એવી સૂચના સહિત વાંચવામાટે આપ્યો હતો કે: " જુઓ, મહાત્મા, આ ગ્રંથ બહુ જ ઉત્તમ છે; મને બહુ જ ગમ્યો છે અને મારો વિશ્વાસ છે કે તમો પણ ઇતિહાસના અભ્યાસી તથા હિન્દુજાતિના પ્રાચીન ગૌરવના અભિમાની હોવાથી તમોને પણ આ ગ્રંથ પસન્દ આવવો જ જોઇએ સ્વામી વિવેકાનન્દનાં લેખો તથા વ્યાખ્યાનોનો જેટલો અનુવાદ તમોએ અત્યારસુધીમાં તૈયાર કર્યો છે તે અનુવાદ સુંદર તથા સંતોષકારક હોવાથી આ ગ્રંથને લક્ષપૂર્વક વાંચી લઇને આ ગ્રંથના અનુવાદની તૈયારી પણ કરી રાખજો અને જો હિંદુજાતિના ગૌરવનાં બીજાં નવીન પ્રમાણો મળી આવે તો તે પ્રમાણોને પણ એમાં ઉમેરી દેજો. જો કે આવા ગંભીર વિષયના ગ્રંથોનું વેચાણ ધીમું થાય છે એ વિષયનો મને મારા ' રાજતરંગિણી 'ના અનુવાદના વેચાણની મન્દતાથી સંપૂર્ણ અનુભવ મળી ગયો છે; છતાં પણ આ ગ્રંથના અનુવાદને પ્રકાશિત કરવાની આવશ્યકતા મને અનિવાર્ય જણાય છે;

કારણ કે, આ ચિરંજીવી સાહિત્ય હોઇને ભવિષ્યકાળ એની ઉપયુક્તતાને નિર્વિવાદ સિદ્ધ કરી બતાવશે એવી મારી દૃઢ માન્યતા છે." મારી શક્તિયોને પ્રોત્સાહિત કરીને સાહિત્યસૃષ્ટિમા મને યશસ્વિતા સમર્પનાર મારા એ માયાળુ તથા મમતામૂર્તિ ગુણગ્રાહક આશ્રયદાતા મહાપુરુષની વિનોદપૂર્ણ ભાષામા અપાયલી એ આજ્ઞાને તેઓશ્રીના આ 'મહાત્મા'* સેવકે તત્કાળ શિરસાવદ્ય કરી લીધી અને એ ક્રાઉન અષ્ટપત્રી આકારના લગભગ ૪૫૦ પૃષ્ઠના બૃહદ્ ગ્રંથના વાચનકાર્યની પાચેક દિવસમા જ પરિસમાપ્તિ કરીને દશમે દિવસે તો એ ગ્રંથના અનુવાદનાં ૫૦ પૃષ્ઠો મેં મારા એ ઉદારાત્મા આશ્રયદાતાના કરકમળમા સમર્પી દીધા મારો એ અનુવાદ પણ તેમને સંતોષકારક જણાયો અને ચારેક દિવસ પછી તે પૃષ્ઠો મને પાછા આપીને તેમણે કહ્યું કેઃ "આ પૃષ્ઠો હાલ તરત સંબંધ જોવામાટે તમારી પાસે જ

* સ્વ શેઠ ઇચ્છારામભાઇ ગ્રથકાર તથા પત્રકાર તરીકે જેટલા ગભીર સ્વભાવને ધરાવનારા હતા તેટલો જ સામાન્ય વાર્તાલાપના પ્રસગે તેમનો સ્વભાવ હસમુખો તથા વિનોદી રહ્યા કરતો હતો તેમના જીવિત ચિરજીવીઓમાના જ્યેષ્ઠ ચિરજીવી સ્વ. શેઠ મણિલાલભાઇના, મારા તથા 'ગુજરાતી' પત્રના જન્મની ઘટના એક જ વર્ષ (ઇ. સ ૧૮૮૦)મા ઘટેલી હોવાથી ઇ. સ. ૧૯૦૬ મા મારી અવસ્થા લગભગ ૨૬ વર્ષની, એટલે કે, તેમના પુત્ર રા શેઠ મણિલાલભાઇ જેટલી જ હોવા છતા હુ મૂછો મુડાવી નાખતો હોવાથી અને શ્મશ્રૂ તથા શિરકેશમુડન એ સન્યાસીનો આચાર હોવાથી વિનોદના રૂપમા એ મારા ઉત્કર્ષેચ્છુ ઉદારાત્મા મહાપુરુષ મને ઇ સ. ૧૯૦૪ મા તેમની સાથે મારો સબધ બધાયો ત્યારથી તેમના ભૌતિક દેહના વિલયની ઘટના થઇ ત્યાસુધી 'મહાત્મા' સબોધનથી જ બોલાવતા હતા. રવિવારે સવારમા ૧૦ થી ૧૨ વાગ્યા સુધી, જો હુ મુબઇમા હોઉ તો, મારે તેમની પાસે જવુ જ જોઇએ, એવી તેમની આજ્ઞા હતી અને તેમની એ આજ્ઞાને મે પણ નિરપવાદ સ્વરૂપમા અત પર્યન્ત પાળી બતાવી હતી.

રાખો; ગ્રંથનો અર્ધભાગ તૈયાર થતાં આપણે મુદ્રણકાર્યનો આરંભ કરીશું અને ત્યાર પછીનો ભાગ જેમ લખાતો જશે તેમ છપાતો જશે. અર્થાત્ ઈ. સ. ૧૯૦૮ માં આ ગ્રંથ બહુધા પ્રકાશિત થઇ જશે." આવી રીતે તે અનુવાદનાં લખાયલાં ૫૦ પૃષ્ઠો મારી પાસે જ રહ્યાં. પરંતુ ઇ. સ. ૧૯૦૮ માં તો ઠીક, પણ ઇ. સ. ૧૯૧૨ ના ડિસેમ્બર માસની ૫ મી તારીખે ગુર્જરભૂમિના એ ગુણગણ તથા ગુણજ્ઞ મહાપુરુષના ભૌતિકદેહપરિત્યાગની મહાશોકકારિણી ઘટના અચિન્ત્ય ઘડી ગઇ ત્યાંસુધી અનેક પ્રત્યવાયોના કારણથી એ અનુવાદના કાર્યને મારાથી સુસંપન્ન કરી શકાયું ન હોતું અને તેથી એ મહાપુરુષના જીવનકાળમાં તો 'ગુજરાતી' મુદ્રણાલયદ્વારા આ ગ્રંથનું પ્રકાશન ન હોતું જ થઈ શક્યું, માત્ર એટલું જ નહિ, પણ જ્યારે ઇ. સ. ૧૯૨૭ના અંતમાં 'હિન્દુગૌરવગ્રંથમાળા'ના પ્રકાશનનો પ્રારંભ કરવામાં આવ્યો ત્યારે પણ, 'હિન્દુગૌરવગ્રંથમાળા'ના તૃતીય તથા ચતુર્થ પુષ્પ તરીકે આ ગ્રંથને પ્રકાશિત કરવાની મારી પ્રબળ આકાંક્ષા હતી; એ ગ્રંથમાળાના 'વીર વૈરાગી અથવા બન્દા બહાદુર' નામક દ્વિતીય ગ્રંથમાં એના પ્રકાશનનું સૂચન પણ કરી દેવામાં આવ્યું હતું અને આ ગ્રંથનો જેટલો ભાગ લખાયલો તૈયાર હતો તેટલા ભાગને અહમદાબાદના 'આદિત્ય મુદ્રણાલય'માં છાપવામાટે મોકલવામાં આવેલો હોઇને તેનાં ૪૮ પૃષ્ઠ ( ત્રણ ફૉર્મ્સ ) છપાઇને તૈયાર પણ થઈ ગયાં હતાં; છતાં પણ આ ગ્રન્થના સંપૂર્ણ મુદ્રણ તથા પ્રકાશનનો નિયત સમય દૂર હોવાથી અને આ ગ્રંથના ભાગ્યમાં આ ગ્રંથમાળાના નવજીવનદાતા પરમપૂજ્ય મહન્ત શ્રી રામદાસજી મહારાજના હસ્તથી તથા તેઓશ્રીના શુભનામ સહિત પ્રકાશિત થવાનો યોગ ઇ. સ. ૧૯૩૫ માં લખાયલો હોવાથી આજે ૨૮ વર્ષના જેને દીર્ઘથી પણ દીર્ઘ કહી શકાય તેટલા ગાળા પછી આ ગ્રંથના પ્રકાશનનો અવસર અંતે ઇશ્વરની કૃપાથી ઉપસ્થિત થઇ ગયો છે અને એ

અવસરની લભ્યતાથી મારો આત્મા એક પ્રકારના અનિર્વચનીય નૈસર્ગિક સંતોષાત્મક આનન્દને અનુભવી રહ્યો છે પરમકૃપાળુ પરમાત્માની ગતિ તથા કૃતિ નિરંતર અગમ્ય, અકલ્પનીય તથા અજ્ઞેય હોવાથી ઘણીક વાર એવી ઘટનાઓ બન્યા કરતી રહે છે કે અમુક ઇષ્ટ કાર્યની સિદ્ધિમાં થતા અપરિમિત વિલંબના ઉત્પાદક કારણરૂપ જે વિઘ્નોને આપણે અનિષ્ટ માનતા રહીએ છીએ તે વિઘ્નજન્ય વિલંબ વળી કોઇક એવા ઇષ્ટ પરિણામને લાવી બતાવે છે કે જે ઇષ્ટતમ પરિણામની આપણા મસ્તિષ્કમાં ક્વાપિ કલ્પનામાત્ર પણ ઉદ્ભવેલી નથી હોતી આ ગ્રંથના પ્રકાશનવિષયક વિઘ્નજન્ય દીર્ઘતમ વિલંબે પણ એવા જ એક અચિન્ત્ય તથા અકલ્પનીય ઇષ્ટતમ પરિણામને લાવી બતાવ્યું છે અને તે એ કે આ અપરિમિત વિલંબના કારણથી જ શ્રીમન્ત મહારાજાધિરાજ શ્રીસોનજીવંશભૂષણ ઇન્દ્રસિંહજી મહારાજ, વંશદા (વાંસદા) નરેશ જેવા એક વીર વિક્રમાદિત્યપ્રતિમ વિદ્યાવિલાસી સ્વધર્મપરાયણ હિન્દુત્વાભિમાની તથા અનન્ય પ્રજાવત્સલ આદર્શ રાજપુરુષની મમતાળુ કૃપાદૃષ્ટિની પ્રાપ્તિના અલભ્ય અવસરની અચિન્ત્ય ઉપલબ્ધિ થઇ જતાં પ્રસ્તુત ગ્રંથના સમર્પણને સ્વીકારવાની શ્રીમન્ત મહારાજાશ્રીએ અનન્ય ઉદારતા દર્શાવ્યાથી આ ગ્રંથ મહારાજાશ્રીના યશસ્વી નામાભિધાનરૂપ અમૂલ્ય અલંકારવડે સમલંકૃત થવાના સ્વર્ગીય સૌભાગ્યને સંપ્રાપ્ત કરી શક્યો છે શ્રીવંશદાનરેશ શ્રીમન્મહારાજાધિરાજ શ્રી ઇન્દ્રસિંહજી મહારાજની મમતાળુ કૃપાદૃષ્ટિની આ ગ્રંથના અત્યારે 'દરિદ્રનારાયણ'ની પદવીને ધરાવનાર પ્રયોજકને કેવા સંયોગોમાં અચાનક પ્રાપ્તિ થઇ હતી એ પ્રસંગની કથા એ દયામૂર્તિ તથા પરોપકારપરાયણ મહાપુરુષ મહારાજાધિરાજની એક આદર્શ રાજ્યકર્તા તરીકેની અનન્ય નિષ્કલંક તથા સમુજ્જ્વલ કાર્યકીર્તિના આ ગ્રંથમાં જ પૃથક્ તથા સ્વતંત્ર રૂપમાં પ્રકટ કરેલા વૃત્તાન્તમાં આવશ્યકતા અનુસાર યથાપ્રસંગ

તથા યથાસ્થાન વર્ણવાયલી હોવાથી અહીં તેના આટલા ઉલ્લેખને જ પર્યાપ્ત માનવામા આવ્યો છે અસ્તુ. હવે આપણે પ્રસ્તુત ઐતિહાસિક ગ્રંથની યોગ્યતા, એમાં ચર્ચાયલા વિષયોની મહત્તા અને એના ગુર્જર અનુવાદના સ્વરૂપ આદિક પ્રસ્તાવનામાં અગ્રભાગે ચર્ચાવાયોગ્ય વિષયોની ચર્ચામાં જ પ્રવૃત્ત થઇશું.

પ્રસ્તુત ગ્રંથ ઐતિહાસિક હોવા છતાં પણ એક સર્વથા ભિન્ન કિંવા વિશિષ્ટ સ્વરૂપનો ઐતિહાસિક ગ્રંથ છે; કારણ કે, પ્રસ્તુત ગ્રંથમા ભારતવર્ષના કોઈ એક વિશિષ્ટ ભારતીય પ્રાચીન હિન્દુ રાજવંશ, તેના ઉત્કર્ષ તથા અપકર્ષ, તેના સંગ્રામ સંઘર્ષ, તેની યોગ્યતા તથા અયોગ્યતા અને તેના જયપરાજયનો અનુસંધાનજન્ય ધારાવાહિક ઇતિહાસ લખવામા નથી આવ્યો, કિન્તુ ભારતીય પ્રાચીન હિન્દુજાતિના વિશાળતમ સંસ્કૃત પ્રાચીન સાહિત્યના માર્મિક તથા સૂક્ષ્મ પરિશીલનરૂપ અભ્યાસના યોગે જે અનેક પાશ્ચાત્યદેશવાસી મહાબુદ્ધિશાળી, ગુણગ્રાહક, ગુણપૂજક, સત્યવાદી તથા નિષ્પક્ષપાત ગૌરાંગ પ્રાચ્યવિદ્યાવિશારદ પંડિતોએ ભારતવર્ષવાસિની પ્રાચીન હિન્દુજાતિની નાનાવિધ સાંસ્કૃતિક શ્રેષ્ઠતાઓના સંબંધમા પોતાના જર્મન, ફ્રેંચ, લૅટિન્, ઇટાલિયન તથા ગ્રીક આદિક પોતાની ભાષામા લખેલા ભારતીય હિન્દુસંસ્કૃતિપરિશીલનવિષયક ગ્રંથો તથા લેખોમાં ભિન્નભિન્ન પ્રસંગે જે સાશ્ચર્ય પ્રશંસાત્મક અભિપ્રાયોને લિપિબદ્ધ કરી દીધા છે તે અભિપ્રાયોમાના કેટલાક અભિપ્રાયોને તે પાશ્ચાત્યદેશવાસી પ્રાચ્યવિદ્યાવિશારદ પંડિતોના લખેલા વિશાળસંખ્ય ગ્રંથો તથા લેખોમાંથી ચૂંટી કાઢીને તે સર્વ અભિપ્રાયોનો વિષયોના અનુક્રમથી પ્રસ્તુત ગ્રંથમાં એ આશાથી સંગ્રહ કિંવા સંચય કરવામાં આવ્યો છે કે જે વર્તમાનકાલિક પાશ્ચાત્યવિદ્યાવિભૂષિત સુશિક્ષિત હિન્દુઓ પોતાની અત્યંત પ્રાચીન તથા વિશ્વની સમસ્ત ભાષાઓની આદિજનની સંસ્કૃત ભાષાના અનભ્યાસ તેમ જ વિશાળતમ પ્રાચીન

અવસરની લભ્યતાથી મારો આત્મા એક પ્રકારના અનિર્વચનીય નૈસર્ગિક સંતોષાત્મક આનન્દને અનુભવી રહ્યો છે પરમકૃપાળુ પરમાત્માની ગતિ તથા કૃતિ નિરંતર અગમ્ય, અકલ્પનીય તથા અજ્ઞેય હોવાથી ઘણીક વાર એવી ઘટનાઓ પણ ઘટતી રહે છે કે અમુક ઇષ્ટ કાર્યની સિદ્ધિમાં થતા અપરિમિત વિઘ્નનાં ઉત્પાદક કારણરૂપ જે વિઘ્નોને આપણે અનિષ્ટ માનતા રહીએ છીએ તે વિઘ્નજન્ય વિલંબ વળી બાધક એવા ઇષ્ટ પરિણામને લાવી બતાવે છે કે જે ઇષ્ટતમ પરિણામની આપણા મસ્તિષ્કમાં કદાપિ કલ્પનામાત્ર પણ ઉદ્ભવેલી નથી હોતી આ ગ્રંથના પ્રકાશનવિષયક વિઘ્નજન્ય દીર્ઘતમ વિલંબે પણ એવા જ એક અચિન્ત્ય તથા અકલ્પનીય ઇષ્ટતમ પરિણામને લાવી બતાવ્યું છે અને તે એ કે આ અપરિમિત વિલંબના કારણથી જ શ્રીમન્ત મહારાજાધિરાજ શ્રીસોલંકીવંશભૂષણ ઇન્દ્રસિંહજી મહારાજ, વંશદા (વાસદા) નરેશ જેવા એક વીર વિક્રમાદિત્યપ્રતિમ વિદ્યાવિલાસી, સ્વધર્મપરાયણ, હિન્દુત્વાભિમાની તથા અનન્ય પ્રજાવત્સલ આદર્શ રાજપુરુષની મમતાનુ કૃપાદષ્ટિની પ્રાપ્તિના અલભ્ય અવસરની અચિન્ત્ય ઉપલબ્ધિ થઇ જતા પ્રસ્તુત ગ્રંથના સમર્પણને સ્વીકારવાની શ્રીમન્ત મહારાજાશ્રીએ અનન્ય ઉદારતા દર્શાવવાથી આ ગ્રંથ મહારાજાશ્રીના યશસ્વી નામાભિધાનરૂપ અમૂલ્ય અલંકારવડે સમલંકૃત થવાના સ્વર્ગીય સૌભાગ્યને સંપ્રાપ્ત કરી શક્યો છે શ્રીવંશદાનરેશ શ્રીમન્મહારાજાધિરાજ શ્રી ઇન્દ્રસિંહજી મહારાજની મમતાનુ કૃપાદષ્ટિની આ ગ્રંથના અત્યારે 'દરિદ્રનારાયણ'ની પદવીને ધરાવનાર પ્રયોજકને કેવા સંયોગોમા અચાનક પ્રાપ્તિ થઇ હતી એ પ્રસંગની કથા એ દયામૂર્તિ તથા પરોપકારપરાયણ મહાપુરુષ મહારાજાધિરાજના એક આદર્શ રાજ્યકર્તા તરીકેની અનન્ય નિષ્કલંક તથા સમુજ્જ્વલ કાર્યકીર્તિના આ ગ્રંથમા જ પૃથક્ તથા સ્વતંત્ર સ્વરૂપમા પ્રકટ કરેલા વૃત્તાન્તમા આવશ્યકતા અનુસાર યથાપ્રસંગ

તથા યથાસ્થાન વર્ણવાયલી હોવાથી અહીં તેના આટલા ઉલ્લેખને જ પર્યાપ્ત માનવામાં આવ્યો છે. અસ્તુ. હવે આપણે પ્રસ્તુત ઐતિહાસિક ગ્રંથની યોગ્યતા, એમાં ચર્ચાયલા વિષયોની મહત્તા અને એના ગુર્જર અનુવાદના સ્વરૂપ આદિક પ્રસ્તાવનામાં અગ્રભાગે ચર્ચવાયોગ્ય વિષયોની ચર્ચામાં જ પ્રવૃત્ત થઈશું.

પ્રસ્તુત ગ્રંથ ઐતિહાસિક હોવા છતાં પણ એક સર્વથા ભિન્ન કિંવા વિશિષ્ટ સ્વરૂપનો ઐતિહાસિક ગ્રંથ છે; કારણ કે, પ્રસ્તુત ગ્રંથમા ભારતવર્ષના કોઈ એક વિશિષ્ટ ભારતીય પ્રાચીન હિન્દુ રાજવંશ, તેના ઉત્કર્ષ તથા અપકર્ષ, તેના સંગ્રામ સંઘર્ષ, તેની યોગ્યતા તથા અયોગ્યતા અને તેના જયપરાજયનો અનુસંધાનજન્ય ધારાવાહિક ઇતિહાસ લખવામા નથી આવ્યો; કિન્તુ ભારતીય પ્રાચીન હિન્દુજાતિના વિશાળતમ સંસ્કૃત પ્રાચીન સાહિત્યના માર્મિક તથા સૂક્ષ્મ પરિશીલનરૂપ અભ્યાસના યોગે જે અનેક પાશ્ચાત્યદેશવાસી મહાબુદ્ધિશાળી, ગુણગ્રાહક, ગુણપૂજક, સત્યવાદી તથા નિષ્પક્ષપાત ગૌરાંગ પ્રાચ્યવિદ્યાવિશારદ પંડિતોએ ભારતવર્ષવાસિની પ્રાચીન હિન્દુજાતિની નાનાવિધ સાંસ્કૃતિક શ્રેષ્ઠતાઓના સંબંધમા પોતાના જર્મન, ફ્રેંચ, લૅટિન્, ઇટાલિયન તથા ગ્રીક આદિક પોતાની ભાષામા લખેલા ભારતીય હિન્દુસંસ્કૃતિપરિશીલનવિષયક ગ્રંથો તથા લેખોમાં ભિન્નભિન્ન પ્રસંગે જે સાશ્ચર્ય પ્રશંસાત્મક અભિપ્રાયોને લિપિબદ્ધ કરી દીધા છે તે અભિપ્રાયોમાના કેટલાક અભિપ્રાયોને તે પાશ્ચાત્યદેશવાસી પ્રાચ્યવિદ્યાવિશારદ પંડિતોના લખેલા વિશાળસંખ્ય ગ્રંથો તથા લેખોમાથી ચૂંટી કાઢીને તે સર્વ અભિપ્રાયોનો વિષયોના અનુક્રમથી પ્રસ્તુત ગ્રંથમાં એ આશાથી સંગ્રહ કિંવા સંચય કરવામાં આવ્યો છે કે જે વર્તમાનકાલિક પાશ્ચાત્યવિદ્યાવિભૂષિત સુશિક્ષિત હિન્દુઓ પોતાની અત્યંત પ્રાચીન તથા વિશ્વની સમસ્ત ભાષાઓની આદિજનની સંસ્કૃત ભાષાના અનભ્યાસ તેમ જ વિશાળતમ પ્રાચીન

સંસ્કૃત સાહિત્ય વિષયક પ્રગલ્ભ અજ્ઞાનના યોગે પોતાના પ્રાચીનતમ તથા શ્રેષ્ઠતમ સનાતન વૈદિક હિન્દુધર્મ, પોતાની પ્રાચીનતમ તથા અનન્ય યશસ્વિની હિન્દુજાતીયતા, હિન્દુજાતિની અત્યંત પ્રાચીન નાનાવિધ ગૌરવગંભીર શ્રેષ્ઠતા અને હિન્દુજાતિની સાંસ્કૃતિક હિરણ્યગર્ભતાના વાસ્તવિક જ્ઞાનથી સર્વથા વંચિત રહીને પોતાની ભરતભૂમિ નામક સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિ, પોતાના અનન્ય શ્રેષ્ઠ સનાતન વૈદિક હિન્દુધર્મ, પોતાની સર્વાંગસુંદરી તથા સંપૂર્ણતારૂપિણી હિન્દુસંસ્કૃતિ અને પોતાની અનેકવિધ માનવસંસ્કૃતિજન્ય આદિમ યોગ્યતાઓને હીન દૃષ્ટિથી નિહાળવાના એક પ્રકારના અક્ષમ્ય પાપરૂપ પ્રમાદના ભોગ થઈ રહ્યા છે ને થઈ ગયા છે તે પાશ્ચાત્ય વિદ્યાવિભૂષિત વર્તમાનકાલિક સુશિક્ષિત હિન્દુ સ્ત્રી તથા પુરુષોના એ મહાભયંકર, મહાવિઘાતક તથા આત્મવંચક પ્રમાદનું જો તેમના અનન્ય વિશ્વાસપાત્ર તથા અનન્ય શ્રદ્ધેય પાશ્ચાત્ય પંડિતોદ્વારા હિન્દુજાતિની હિરણ્યગર્ભતા કિંવા સર્વશ્રેષ્ઠતાના મુક્તકંઠે કરાયલા સ્વીકારના દર્શન તથા પાશ્ચાત્ય પંડિતોએ હિન્દુજાતિને નિષ્પક્ષપાત હૃદયથી સમર્પેલી પ્રચંડ પ્રશંસાપૂર્ણ હિરણ્યગર્ભતાના પરિશીલનના યોગે પૂર્ણ પરિમાર્જન થઈ જતાં તેમના આત્મવંચક હૃદયમંદિરોમાંથી આત્મવંચકતા તથા આત્મઘાતકતાના શચીભેદ્ય અંધકારનો લોપ અને તેમનાં હૃદયમંદિરોમાં પોતાના પ્રાચીનતમ સનાતન વૈદિક હિન્દુધર્મ, પોતાના ધાર્મિક તથા સામાજિક આચારવિચાર, પોતાની આદર્શ હિંદુસમાજરચના, પોતાની પ્રાચીન તથા આદર્શ રાજ્યસંસ્થા, પોતાના પ્રાચીન જ્ઞાન તથા વિજ્ઞાન, પોતાની પ્રાચીન તથા સર્વશ્રેષ્ઠ સંસ્કૃતિ અને જો સંક્ષેપત કહેવામાં આવે તો પોતાની પ્રાચીનતમ તથા ચિરજીવિની હિરણ્યગર્ભતાના ગૌરવવિષયક અતિશય આવશ્યક તથા નવજીવનદાયક અભિમાનની ઉજ્જ્વલ જ્યોતિના દિવ્ય પ્રકાશનો વિસ્તાર થઈ જાય, તો એ આત્માભિમાનના બળ તથા ઉત્સાહના યોગે

તેમનાથી અત્યારે અનેક પ્રકારના પ્રતિકૂળ સંયોગોના આઘાતથી અધઃપાત, અધોગતિ કિંવા અપકર્ષની ગહનતમ ગર્તામાં પછડાઈ પડેલી પોતાની હિરણ્યગર્ભા હિન્દુજાતિના પુનરુદ્ધાર, પુનરુત્થાન તથા પુનરુત્કર્ષના પ્રયાસોને અદમ્ય તથા અવિશ્રાંત ઉત્સાહપૂર્વક આરંભી શકાય અને હિન્દુજાતિને તેની પ્રાચીનતમ હિરણ્યગર્ભતાની શીઘ્રાતિશીઘ્ર પુનઃપ્રાપ્તિ કરાવી શકાય.

હિન્દુજાતિની સાર્વત્રિક શ્રેષ્ઠતા તથા હિરણ્યગર્ભતાનાં અધિકસંખ્ય પ્રમાણો યદ્યપિ, આ ગ્રંથમાં, પ્રાચ્યવિદ્યાવિશારદ પાશ્ચાત્ય પંડિતોના લેખો તથા ગ્રંથોમાંથી જ લેવામાં આવ્યાં છે: પરંતુ જે જે વિષયોના સંબંધમાં મળી શક્યાં છે તે તે વિષયોના સંબંધમાં ફાહિયાન તથા હ્યુએનસંગ આદિક બૌદ્ધધર્માનુયાયી ચીનદેશવાસી પરિવ્રાજકોનાં યાત્રાવિવરણો; હિન્દુસ્થાન સાથેના વ્યાપાર વિષયક સંબંધના કારણથી વારંવાર હિન્દુસ્થાનમાં આવતા જતા અરબસ્તાનવાસી મુસ્લિમ અરબ સૌદાગરોનાં સફરનામાં ( પ્રવાસપુસ્તકો ) અને હિન્દુસ્થાનમાંના મુસ્લિમ શાસનના સમયમાં મુસ્લિમ મોરિંખો ( ઇતિહાસલેખકો )ની લેખિનીથી લખાયલી મુસ્લિમ શાસનકાલિક તવારીખ (ઇતિહાસો) આદિક પ્રાચીન તથા મધ્યકાલિક વિદેશી તથા વિધર્મી જનોના નાનાવિધ ગ્રંથોમાંથી પણ હિન્દુજાતિનાં હિરણ્યગર્ભતાવિષયક પ્રમાણોને પણ સ્વીકારવામાં આવ્યાં છે. જે પ્રાચ્યવિદ્યાવિશારદ પાશ્ચાત્યદેશવાસી પંડિતોનાં પુસ્તકો તથા લેખોનાં પ્રમાણો આ ગ્રંથમાં સ્વીકારાયલાં છે તે હિન્દુહિરણ્યગર્ભતાના પક્ષપાતી પાશ્ચાત્ય પંડિતોના મંડળમાં ગ્રીક સમ્રાટ્ મહાન્ અલક્ષ્યેન્દ્ર ( અલેક્ઝૅંડર ધિ ગ્રેટ્ )ના સમયના ગ્રીક ઇતિહાસલેખકોથી આરંભીને ઠેઠ અત્યાર સુધીના ઇતિહાસવેત્તા તથા અનુસંધાયક પાશ્ચાત્ય પંડિતોનો સમાવેશ થતો હોવાથી અને તેમની સંખ્યા વિશાળ હોવાથી તેમનાં નામોની ભિન્ન સૂચી આપવામાં નથી આવી; કારણ કે, જ્યાં જ્યાં જે જે ગ્રંથકારોનાં પ્રમાણો

લેવાયલાં છે ત્યાં ત્યાં તે ગ્રંથકારોનાં નામોનો સંપૂર્ણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જે જે વિધર્મી તથા વિદેશી પૌરસ્ત્યદેશવાસી (ચીન, ઇરાન તથા અરબસ્તાનના નિવાસી) પરિવ્રાજક, સૌદાગર તથા મુસાફિર ગ્રંથકારોના ગ્રંથોમાંનાં પ્રમાણો લેવાયલાં છે તેમનાં નામોના સંબંધમાં પણ એ જ નિયમ સ્વીકારાયલો સમજી લેવાનો છે.

આવા હિન્દુત્વના અત્યન્ત આવશ્યક અભિમાનની નિર્વાણોન્મુખા જ્યોતિને સુશિક્ષિત હિન્દુઓનાં હૃદયમંદિરોમાં પુનરપિ પ્રકટાવી દેવાની ઉપર જણાવ્યા પ્રમાણે જેટલી આવશ્યકતા હતી ને છે, તેના કરતાં ય આંગ્લ ભાષાના શિક્ષણ તથા જ્ઞાનથી વંચિત હોવા છતાં કાળના પ્રભાવથી તથા પોતાના સુશિક્ષિત દેશબાંધવો કિંવા જાતિબાંધવોના વિપરીત વિચારોના પ્રવાહમાં તણાઈ જવાથી પોતાની સર્વ વસ્તુઓને હીન તથા તિરસ્કારયુક્ત ભાવથી જોતા થઇ ગયેલા સર્વસાધારણ ગતાનુગતિક હિન્દુ બાંધવ તથા હિન્દુ ભગિનીઓનાં ભ્રમના ભંજનમાટે તથા તેમનાં હૃદયમંદિરોમાં હિન્દુજાતિની અનન્ય શ્રેષ્ઠતા વિષયક જ્ઞાનજ્યોતિને પુનરપિ પ્રજ્વલિત કરી દેવામાટે તો આવા પ્રકારના ગ્રંથોની વળી અધિકતર આવશ્યકતા હતી ને છે અને તે આવશ્યકતાને પૂર્ણ કરવાના પવિત્ર આશયથી ઉપર્યુક્ત ગ્રંથનો આ શોધિતવર્દ્ધિત ગુર્જર અનુવાદ વર્ષોના પરિશ્રમથી તૈયાર તથા પ્રકાશિત કરવામાં આવ્યો છે.

અહીં સાથે સાથે આપણે હિન્દુજાતિની દીર્ઘકાલવ્યાપિકા રાજનૈતિક પરતંત્રતા તથા તે રાજનૈતિક પરતંત્રતાનાં નૈસર્ગિક દુષ્પરિણામોની પણ જો આવશ્યક સમીક્ષા કરી લઈશું તો તે સમીક્ષા આવા આત્માભિમાનવર્ધક ગ્રંથોના લેખન તથા પ્રકાશનની આવશ્યકતાને વિશેષ બલાઢ્ય સ્વરૂપમાં સિદ્ધ કરી બતાવશે, એવો અમારો દૃઢ વિશ્વાસ છે જ્યારે બે મલ્લોના મલ્લયુદ્ધના પ્રસંગે જે મલ્લ પોતાના પ્રતિસ્પર્ધી મલ્લના હસ્તથી પરાજિત થઈ જાય છે, તે

મલ્લના સંબંધમાં સામાન્ય જનતા પોતાના જે અભિપ્રાયને દર્શાવતી રહે છે તે અભિપ્રાય એ જ હોય છે કે: " આ પરાજિત મલ્લના શરીરમાં પોતાના પ્રતિસ્પર્ધી મલ્લના શારીરિક સામર્થ્ય જેટલા શારીરિક સામર્થ્ય, ચાપલ્ય તથા દાવપેચના જ્ઞાન આદિકની ન્યૂનતા હોવાથી આ મલ્લયુદ્ધમાં પોતાના પ્રતિસ્પર્ધીના હસ્તથી એનો આવી રીતે પરાજય થઈ ગયો છે. " એ જ ન્યાયથી જ્યારે બે પરસ્પર વિરોધી રાષ્ટ્રોના રણભૂમિમાંના સંગ્રામના અવસરે તે બેમાંના એક રાષ્ટ્રનો પરાજય થઈ જાય છે; ત્યારે તે પરાજિત રાષ્ટ્રના સંબંધમાં સામાન્ય જનતાથી બહુ બહુ તો એટલોજ આક્ષેપ કરી શકાય છે. કે: " એ રાષ્ટ્રની પાસે સૈન્યબળ, શસ્ત્રાસ્ત્રબળ, યુદ્ધનીતિ તથા યુદ્ધવિજ્ઞાન, તેમ જ ધન તથા શૌર્ય આદિક સાધનો બહુ જ ઓછા પરિમાણમાં હોવાથી અને પ્રતિસ્પર્ધી રાષ્ટ્રનાં સાધનો વિપુલ હોવાથી એ રાષ્ટ્રનો આવી રીતે પરાજય થઈ ગયો છે. " હવે જો જગતના લોકો પરાજિત અથવા શત્રુવડે જીતાયલા રાષ્ટ્રના સંબંધમાં આટલો આક્ષેપ કરીને જ અટકી જતા હોય તો તો તેમનો એ આક્ષેપ અમુક પરિણામમાં સત્ય હોવાથી તેમના એ આક્ષેપરૂપ વાદનો પ્રતિવાદ કરવાની આવશ્યકતા કોઇને પણ ન જણાય એ સ્વાભાવિક છે. પરંતુ જગતના લોકો એ આક્ષેપની સીમાથી બહુ જ આગળ વધીને શત્રુવડે જીતાયલા રાષ્ટ્ર અથવા પરાજિત જાતિના લોક-સમુદાયને એટલી અપરિમિત સીમા પર્યન્ત મૂર્ખ, બુદ્ધિહીન, યોગ્યતાહીન, જંગલ તથા પશુતુલ્ય અજ્ઞાન માનવજાતિ તરીકે સિદ્ધ કરી બતાવવાની ધૃષ્ટતા કરી બતાવે છે કે તેમની એ ધૃષ્ટતા અંતે સર્વથા અસહ્ય તથા તિરસ્કરણીય જ થઈ પડે છે. વિશ્વના અવિચારશીલ લોકોની આવા પ્રકારની મનોવૃત્તિને ઘણીક વાર જેતા જાતિના લોકો સ્વાભાવિક જ સરળ કિંવા વક્ર સ્વરૂપમાં યથાપ્રસંગ ઉત્તેજન આપતા રહે છે; માત્ર એટલુંજ નહિ, પણ કેટલીક વાર તો જીતાયલા રાષ્ટ્રના

તેજનો ભંગ કરી નાખવામાટે વિજયશાલિની જાતિ પોતે જ વિજયજન્ય અહંકારથી પ્રેરાઇને જિત રાષ્ટ્રની સર્વાંગિણી નિર્ભર્ત્સનાના આવા પ્રકારના અત્યન્ત ગર્હણીય કાર્યના અગ્રેસરત્વને પણ ધારણ કરી લે છે. કોઈ પણ વિજયશાલિની જાતિ તેમ જ વિશ્વવાસિની સામાન્ય જનતા કોઈ પણ જીતાયલા તથા પરાધીનતાની શૃંખલામાં દુર્ભાગ્યવશાત્ જકડાઈ ગયેલા રાષ્ટ્રના સંબંધમા બુદ્ધિપૂર્વક આવી અસત્ય તથા વિપરીત ભાવના કિંવા માન્યતાને પોતાના હૃદયમા સ્થાપી દઈને તે વિપરીત ભાવના કિંવા માન્યતાના પ્રચારમાટે પણ અવિશ્રાંત ભાવથી પ્રયત્નશીલ થઈ જાય, એ તો વિજયશાલિની જાતિ તથા વિશ્વવાસિની સામાન્ય જનતાની એક પ્રકારની અક્ષમ્ય દુષ્ટતા કિંવા અધમતા જ છે અને એ અક્ષમ્ય દુષ્ટતા કિંવા અધમતાનો માનવજાતિના નૈસર્ગિક અહંકાર તથા અહંકારજન્ય વિપરીત માન્યતામાથી જ ઉદ્ભવ થતો હોવાથી માનવજાતિનો સ્વાભાવિક અહંકાર જ એ દુષ્ટતા તથા અધમતાનો એકમાત્ર ઉત્તરદાતા છે, એ સત્ય વાર્તાનો કોઇ પણ સત્યપ્રિય વ્યક્તિથી કદાપિ અસ્વીકાર કરી શકાય તેમ નથી

રાજસત્તા તથા સ્વાતંત્ર્યના તુમુલ સંગ્રામના અવસરે સમરભૂમિમા તેમ જ રાજનૈતિક ષડ્યંત્રોના અવસરે બૌદ્ધિક સમરાગણમાં હિન્દુલોક, હિન્દુરાષ્ટ્ર તથા હિન્દુસ્થાન નામધારિણી હિરણ્યગર્ભ ત્રિમૂર્તિનો અતિ પૂર્ણ પરાજય થઇ જવાથી અને એ હિરણ્યગર્ભ ત્રિમૂર્તિ રાજનૈતિક પરતંત્રતાની સબળ શૃંખનામા જકડાઇ જવાથી હિન્દુ લોકો પણ બહુ અંશે ઉપર વર્ણવ્યા પ્રમાણેની આક્ષેપાર્હ દુર્દશાના ભોક્તા થઈ ગયા હતા અર્થાત્ હિન્દુજાતિના એ રાજનૈતિક પરાજય તથા પરાજયજન્ય પરાધીનત્વના યોગે હિન્દુઓના જાતિભેદ, હિન્દુઓની મૂર્તિપૂજા, હિન્દુઓનો ધર્મ, હિન્દુઓનું તત્ત્વજ્ઞાન, હિન્દુજાતિનું સંસ્કૃત સાહિત્ય, હિન્દુઓનું શિલ્પશાસ્ત્ર, હિન્દુઓના

આચારવિચાર, હિન્દુઓની સ્ત્રીજાતિ વિષયક ભાવનાઓ તથા હિન્દુઓની સંસ્કૃતિ; અર્થાત્ જે જે વસ્તુઓ હિન્દુ લોક, હિન્દુરાષ્ટ્ર તથા હિન્દુસ્થાન સાથે સંબંધ ધરાવનારી હોય, તે સર્વ વસ્તુઓ સર્વથા ત્યાજ્ય, જાંગલ, તુચ્છ, મૂર્ખતાદર્શક તથા નિંદ્ય છે કિંવા હોવી જોઇએ, એવા પ્રકારની સત્યથી સર્વથા વેગળી તથા મહાવિઘાતક માન્યતાને જ વિશ્વના સામાન્ય લોકો દર્શાવી રહ્યા હતા ! યૂરોપીયન્ પ્રવાસીઓના હિન્દુજાતિવિષયક અસત્ય વિધાનો વડે ઓતપ્રોત ભરેલા પ્રવાસગ્રંથો તથા ક્રિશ્ચિયન ધર્મના પ્રચારમાટે ભારતવર્ષમાં આવી વસેલા પાદરીઓ ( મિશનરીઓ ) ની લેખિનીથી હિન્દુજાતિને બુદ્ધિપૂર્વક હીણુવામાટે લખાયલા નિન્દાત્મક ગ્રંથો અને એ યૂરોપીયન પ્રવાસીઓ તથા પાદરી બાવાઓનાં હિન્દુજાતિની અક્ષરશઃ અસત્ય નિન્દાથી આકંઠ ભરેલાં વ્યાખ્યાનોએ કેવળ યૂરોપમાં જ નહિ, કિન્તુ હિન્દુઓના પોતાના દેશ હિન્દુસ્થાનમાં પણ હિન્દુજાતિના સંબંધમાં એક પ્રકારની મહાભયંકર હીનતાદર્શક તથા અપ્રતિષ્ઠાવર્ધક માન્યતાઓને પ્રચલિત કરી દીધી હતી. હિન્દુઓને હીણુવાના એ અવસરનો લાભ લઇને હિન્દુઓનાં રક્તમાંસથી જ ઉદ્ભવેલાં હોઇને મુસ્લિમ રાજસત્તાના ઉત્કર્ષના કાળમાં ઐહિક ઉત્કર્ષના લોભના યોગે પોતાની ઇચ્છાથી તેમ જ વિશેષતઃ બળાત્કાર તથા તલ્વારના ભયથી કુરાનના અનુયાયી ( હિન્દુમાંથી વટલીને મુસલમાન અથવા કાફિર મટીને અહલેઇમાન ) થયેલા હિન્દુહિતવિરોધી મુસ્લિમ બિરાદરોએ પણ હિન્દુધર્મની નિન્દા તથા હિન્દુ દેવદેવીઓને યથેચ્છ ગાલિપ્રદાન કરવાના પોતાના નૈસર્ગિક વ્યવસાયને બાળપૂર્વક આરંભી દીધો હતો.* અધિકથી પણ

* આ ગ્રંથની સાથે જ જે ' આફતાબે પંજાબ અથવા રામશીરે શરીયત અને કત્લે હકીકત ' નામક ઐતિહાસિક ગ્રંથ નવલકથાના રૂપમાં પ્રકટ કરવામાં આવ્યો છે તે ગ્રંથના અંતમાંના એક પરિશિષ્ટમાં મુસ્લિમ બિરાદરોએ પોતાના ગ્રંથો તથા લેખોમાં હિન્દુ દેવદેવીઓને ભાંડેલી ભયંકર

અધિક દુ:ખ, શોક તથા ખેદનો વિષય તો વળી એ હતો કે આપણી હિન્દુજાતિના કેટલાક હિન્દુ અગ્રગણ્ય પુરુષો પણ આવા પ્રકારની વિઘાતક માન્યતાઓના આખેટ થઇને પોતાના સર્વશ્રેષ્ઠ હિન્દુધર્મ તથા હિન્દુ સમાજના શિર પર અહિન્દુઓ પ્રમાણે જ નિષ્ઠુર પ્રહારો કરવા મંડી ગયા હતા કિંબહુના હિન્દુધર્મ તથા હિન્દુસમાજની ઉત્કૃષ્ટતા વિષયક અજ્ઞાનશીલતાના કારણથી એક પ્રકારની ધાર્મિક તથા સામાજિક આત્મહત્યા જ કરી રહ્યા હતા !+ આ સર્વ અહિન્દુ તથા હિન્દુઓની હિન્દુત્વવિરોધિની પ્રવૃત્તિયોનું હિન્દુસમાજના આત્મા તથા હૃદયમાં સ્વાભાવિક જ અત્યંત અનિષ્ટ પરિણામ થતાં હિન્દુઓની ધાર્મિક શ્રદ્ધા તથા હિન્દુઓના સામાજિક બંધનો શિથિલ થતા થતા લુપ્તપ્રાય થઈ જવાની અણી પર્યન્ત આવી લાગ્યા હતા અને એ ધાર્મિક શ્રદ્ધાશૈથિલ્ય તથા સામાજિક બંધનોની શિથિલતાના યોગે હિન્દુજાતિના અમષ્ટિસ્વરૂપના હ્રાસનો પણ આરંભ થઇ ગયેલો દૃષ્ટિગોચર થવા લાગ્યો હતો 'માત્ર એકલા અમો જ સમસ્ત વિશ્વમાં સર્વોપરિ તથા શ્રેષ્ઠ છીએ અને અમારી એ સર્વશ્રેષ્ઠતા ભવિષ્યમાં પણ સૃષ્ટિના પ્રલયકાળ પર્યન્ત સર્વથા અક્ષુણ્ણ તથા અવિચલ રહેવાની છે,' એ અથવા એવા પ્રકારની કોઇ પણ કલ્પના જેટના પરિમાણમાં

---

ગાળોના કેટલાક નાદિર નમૂનાઓને પ્રકટ કરવામાં આવ્યા છે તે જોઇ લેવાની અમો અમારા પાઠકો તથા પાઠિકાઓને અહીં નમ્ર પ્રાર્થના કરીએ છીએ

+ અત્યારે મહાત્મા ગાંધી તથા તેમના અનુયાયીઓ પણ સ્વયં હિન્દુ હોવા છતાં હિન્દુધર્મ તથા હિન્દુ આચાર વિચારની શ્રેષ્ઠતાવિષયક અજ્ઞાનશીલતા કિંવા કોઇ રાજનૈતિક આશયની સિદ્ધિના આખેટ થઇને એ જ પ્રમાણે હિન્દુધર્મ તથા હિન્દુસમાજને અકારણ નિન્દવાનો અને હિન્દુધર્મશાસ્ત્રકારોને 'શયતાન' પદવી વડે વિભૂષિત કરવાનો સર્વથા અહિન્દુત્વદર્શક તથા આત્મઘાતક ઉદ્યોગ કરી રહ્યા છે, હિન્દુત્વના ભોગે સ્વરાજ્યને મેળવવાના સ્વપ્નોને સેવી રહ્યા છે, એ પણ અત્યંત અસહ્ય તથા ગંભીર ખેદનો વિષય નથી કે શું ?

માનવજાતિની અભ્યુન્નતિના સંબંધમાં વિઘાતક તથા અપાયકારિણી થઈ પડે છે; તેટલા જ, કિંબહુના તેના કરતાં ય અત્યન્ત અધિક પરિમાણમાં 'આપણે વિશ્વના અન્યધર્મીય તથા અન્યદેશીય સુસભ્ય માનવસમાજ કરતાં બહુ જ કનિષ્ટ પંકિતના, અશુદ્ધ, જાંગલ તથા અયોગ્ય છીએ અને ભવિષ્યમાં પણ અનન્તકાળ પર્યન્ત આપણી એ અનિવાર્ય કનિષ્ટતા, અશુદ્ધતા, જાંગલતા તથા અયોગ્યતા અવિચલ રહેવાની હોવાથી આપણો ઉત્કર્ષ કદાપિ થવાનો જ નથી !' આવા પ્રકારની નિરાશાજનક મનોવૃત્તિ પણ માનવજાતિના ઉત્કર્ષ તથા અભ્યુદયનાં દ્વારોને સદાને માટે બંધ કરી દેનારી તથા આત્મહત્યાકારિણી થઈ પડે છે, એ ત્રિકાલાબાધ્ય સત્ય કરતાં ય અધિક સત્ય વાર્તા તે કાળમાં ભારતવાસી હિન્દુઓના લક્ષમાં આવી શકી ન હોતી અને તેથી જ તેઓ 'આપણી હિન્દુજાતિની સર્વ માન્યતાઓ તથા સર્વ વસ્તુઓ સર્વથા નિરર્થક, નિરુપયુક્ત તથા ત્યાજ્ય હોવાથી આપણે જ્યાંસુધી આપણી તે સર્વ નિરર્થક, નિરુપયુક્ત તથા ત્યાજ્ય વસ્તુઓને સર્વથા ત્યજી દેવાની બુદ્ધિમત્તા નહિ દર્શાવીએ ત્યાં સુધી આપણી હિન્દુજાતિના હ્રાસનો ક્રમ જેમનો તેમ ચાલતો જ રહેવાનો હોઇને જ્યારે હિન્દુજાતિનો સર્વનાશ થઈ જશે ત્યારે જ એ હ્રાસની પણ સમાપ્તિ થવાની છે. અર્થાત્ હિન્દુજાતિના એ અકાળ મૃત્યુને અટકાવી દેવાની જ આપણી ઇચ્છા હોય, તો આપણે યથાશક્ય શીઘ્રતાપૂર્વક આપણા હેય હિન્દુત્વને હિન્દુસ્થાનમાંથી સદાને માટે હાંકી કાઢીને પ્રત્યેક વિષયમાં પાશ્ચાત્ય રાષ્ટ્રોના યથાશક્ય અધિકતર અનુકરણ તથા અનુસરણના ક્રમને જ સ્વીકારી લેવો જોઇએ; કારણ કે, એના વિના આપણા ઉદ્ધારનો તથા આપણા અસ્તિત્વને સજીવન રાખવાનો અન્ય કોઈ માર્ગ અત્યારે તો અમારા જોવામાં નથી જ આવી શકતો !' એવા પ્રકારના આત્મઘાતક સિદ્ધાન્તોનો સમર્થનાત્મક પ્રચાર તથા પ્રસાર કરવા મંડી ગયા હતા, એ રહસ્ય

તત્કાળ સમજી શકાય તેવું હોવાથી એના અધિક વિવેચનની અમોને તો આવશ્યકતા નથી જ જણાતી.

પરંતુ અહીં જે એક ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે એ જ છે કે, આત્મવિશ્વાસશૂન્ય હોવાથી જ સર્વથા આત્મઘાતિકા થઈ પડેલી ને થઈ પડનારી આ માન્યતામા વાસ્તવિકતાના કાંઇ પણ અંશો વિદ્યમાન છે ખરા કે કેમ ? એ ત્રિકાલાબાધ્ય સત્ય વાતનો તો હિન્દુધર્મના પરમવિરોધી વેરીઓથી પણ અસ્વીકાર કરી નથી શકાયો અને કરી શકાય તેમ છે જ નહિ કે હિન્દુજાતિ આ વિશ્વમા સર્વથી પ્રથમ અવતરેલી પ્રાચીનતમ માનવજાતિ હોવાથી હિન્દુજાતિ, હિન્દુરાષ્ટ્ર, તથા હિન્દુસંસ્કૃતિની અપૂર્વ, અનન્ય તથા અત્યંત પ્રાચીનતાના સંબંધમા કોઇથી કશી પણ શંકા કદાપિ દર્શાવી શકાય એ વાર્તા સર્વથા અશક્ય તથા અસંભવનીય છે, માત્ર એટલું જ નહિ, પણ એ પ્રાચીનતમ હિન્દુજાતિ અત્યારની ઘટિકા પર્યન્ત પણ પોતાના પ્રાચીનતમ તથા ઉત્કૃષ્ટતમ હિન્દુત્વને અવિક્ષત તથા સુરક્ષિત રાખીને સજીવન રહેલી વિશ્વના લોકોના જોવામાં આવ્યા કરે છે અર્થાત્ જો અમુક હિન્દુવિરોધી ! વિધર્મી તથા વિદેશી જનો તેમ જ વિકૃતબુદ્ધિ હિન્દુઓની ઉપર્યુક્ત માન્યતા અનુસાર હિન્દુજાતિ એટલી બધી અયોગ્ય, અશુદ્ધ તથા જંગલ કિંવા અસભ્ય તથા અસંસ્કૃત જ હોય તો પછી એવી સર્વથા એક હીનતમ તથા નિરુપયોગિની માનવજાતિને આ સૃષ્ટિમા આજ પર્યન્ત સજીવન રાખવામા પરમાત્માનો શો આશય તથા શો ઉદ્દેશ હોવો જોઇએ વારુ ? બેબિલોનિયા, અસીરિયા, ઇજિપ્ત ( મિશ્ર ), ગ્રીસ, રોમ તથા ઇરાન આદિક વિશ્વના પ્રાચીન મનાતા દેશોની પ્રાચીન પ્રજાઓ તથા તેમની પ્રાચીન સંસ્કૃતિયો સર્વથા લુપ્ત તથા નામશેષ થઈ ગયેલી હોવા છતાં કેવળ હિન્દુજાતિ તથા હિન્દુસંસ્કૃતિ જ અદ્યાપિ સજીવન રહી શકી છે, એમા શું રહસ્ય સમાયલું હોવું જોઇએ વારુ ? ઉપર જેમને નામશેષ થયેલી જાતિયો તરીકે ઓળખાવવામા આવેલી છે તે પ્રાચીન

માનવજાતિયોના વંશજો આજે પણ જો કે આ ભૂમિતલ ઉપર અલ્પ સ્વલ્પ સંખ્યામાં વિદ્યમાન તો છે જ; પરંતુ તેમનાં પ્રાચીન ધર્મ, ભાષા, સાહિત્ય, પરંપરા તથા સંસ્કૃતિ આદિકની પ્રાચીનતા તેમનાં જીવનોમાં નામમાત્રને માટે પણ અવશિષ્ટ રહેલી અત્યારે આપણાં જોવામાં નથી આવી શકતી. કિન્તુ હિન્દુજાતિની પરિસ્થિતિ એથી સર્વથા ભિન્ન પ્રકારની તથા આશાજનક છે; કારણ કે, હિન્દુજાતિયે પોતાની ભાષા, પોતાની સમાજરચના, પોતાના આચાર વિચાર, પોતાના ધર્મ તથા પોતાના તત્ત્વજ્ઞાન આદિકની પ્રાચીનતમ સાંસ્કૃતિક પરંપરાને આ વિશાલ તથા પરિવર્તનશીલ સંસારમાં બહુધા વિશુદ્ધ સ્વરૂપમાં અત્યારના ક્ષણ પર્યન્ત સુરક્ષિત તથા સજીવન રાખી બતાવી છે. અર્થાત્ પોતાના પ્રાચીન ધર્મ તથા પોતાની પ્રાચીન સંસ્કૃતિ આદિકને સજીવન રાખવાના સંબંધમાં જેટલી સાવધાનતા તથા અવિશ્રાંત ઉદ્યોગશીલતાનો વિશ્વના અન્ય કોઇ પણ પ્રાચીન રાષ્ટ્રથી લેશમાત્ર પણ પરિચય નથી કરાવી શકાયો તેટલી સાવધાનતા તથા અવિશ્રાંત ઉદ્યોગપરાયણતાનો હિન્દુજાતિયે પોતાની સર્વ પ્રાચીન વસ્તુઓની પરંપરાને સુરક્ષિત રાખીને સંસારને સંપૂર્ણ પરિચય કરાવી દીધો છે, એટલે એથી એ વાર્તા તો સ્પષ્ટ સ્વરૂપમાં સિદ્ધ થઇ જાય છે કે આ પૃથ્વીતલ ઉપરની અન્ય કોઇ પણ માનવજાતિમા પોતાની પ્રાચીન વસ્તુપરંપરાને સજીવન રાખવાની જે કદાપિ દૃષ્ટિગોચર ન થનારી સાવધાનતા તથા ઉદ્યોગપરાયણતાનો હિન્દુજાતિયે જ્યારે આટલી સીમા પર્યન્ત સાક્ષાત્કાર કરાવી દીધો છે, ત્યારે હિન્દુસમાજનો આગાર એવા જ કોઇ પ્રત્યક્ષ કાળ મહારાજના આઘાતને પણ સર્વથા નિષ્ફળ તથા પરાજિત કરી નાખનારા અકલ્પનીય બલાઢ્ય પાયા ઉપર ચણાયલો હોવો જોઇએ, એ સત્ય વાર્તાને ઇચ્છા કિંવા અનિચ્છાપૂર્વક સ્વીકાર્યા વિના કોઇનો પણ છૂટકો થઇ શકે તેમ છે જ નહિ. એની સાથે એ વાર્તાને પણ અહીં

સ્મરણમાં રાખી લેવાની અનિવાર્ય આવશ્યકતા છે કે હિન્દુજાતિ, હિન્દુધર્મ તથા હિન્દુસંસ્કૃતિને સર્વ પ્રકારે બુદ્ધિપૂર્વક હીણવા તથા નિન્દવાની નીચ પ્રવૃત્તિનો જન્મ ઇસ્વી ઓગણીસમી સદીમાં જ થયેલો છે, કારણ કે, તેથી પૂર્વે નિકટવર્તી સમયમાં કિંવા પ્રાચીન કાળમાં હિન્દુસ્થાન તથા હિન્દુજાતિના સંબંધમાં કોઇએ પણ કદાપિ આવા હીન વિચારો તથા અભિપ્રાયો દર્શાવ્યા હોય એવો એક પણ દૃષ્ટાન્ત ઇતિહાસમાં ક્યાંય દૃષ્ટિગોચર નથી જ થઇ શકતો; કિંબહુના ઇસ્વી ઓગણીસમી સદીથી પૂર્વે તો ઇતર દેશવાસીઓની હિન્દુસ્થાનના સંબંધમાં એવી જ માન્યતા જોવામાં આવ્યા કરતી હતી કે " હિન્દુસ્થાન સુવર્ણની ખાણોવાળો દેશ હોઇને ત્યાંની સર્વ વસ્તુઓ હીરા તથા માણિક્ય આદિક બહુમૂલ્ય રત્નજડિત જ હોય છે, અર્થાત્ આ પૃથ્વીતલમાં ભારતવર્ષ જેવો અન્ય કોઇ પણ સ્વર્ગપ્રતિસ્પર્ધી ધનધાન્યસંપન્ન તથા સંસ્કૃતિસુશોભિત દેશ અસ્તિત્વ ધરાવતો જ નથી ! " એ જ પ્રમાણે ઇસ્વી ઓગણીસમી સદીની છેલ્લી પચીસીના સમયથી પાશ્ચાત્ય ( યૂરોપીયન્ ) પંડિતો હિન્દુઓની પ્રાચીન વિદ્યા તથા કલા આદિકનો જેમ જેમ અધિકાધિક અભ્યાસ કરવા લાગ્યા તેમ તેમ હિન્દુજાતિવિષયક તેમની ઉપર્યુક્ત ભ્રાન્તિમૂલક તથા ભ્રામક માન્યતાઓના લોપનો આરંભ થતાં તેમનાં હૃદયોમાં હિન્દુજાતિની શ્રેષ્ઠતમ ગુણગરિમા તથા શ્રેષ્ઠતમ સંસ્કૃતિના સંબંધમાં એક પ્રકારની યોગ્ય તથા ઉચિત આદરબુદ્ધિ પણ સ્વયમેવ ઉત્પન્ન થવા લાગી સારાંશ કે, હિન્દુજાતિ તથા તેની પ્રાચીન સંસ્કૃતિને જંગલ જાતિ તથા જંગલતા આદિક હીનતાદર્શક નામોવડે ઓળખવાના પોતાના પ્રમાદનો તે વિચારશીલ પાશ્ચાત્ય પંડિતોના હૃદયોમાં પશ્ચાત્તાપ થતાં તેમણે હિન્દુજાતિ તથા તેની પ્રાચીન સંસ્કૃતિનાં ગુણગાન ગાવાનો પોતાના તે પ્રમાદના પરિમાર્જનમાટે આરંભ કરી દીધો, એટલે પાશ્ચાત્ય પંડિતોની એ ગુણગ્રાહકતામાટે એ પાશ્ચાત્ય પંડિતોને

આપણે કૃતજ્ઞતાપૂર્વક કોટિકોટિ ધન્યવાદો અવશ્ય સમર્પવા જ જોઇએ અને તેમની એ ગુણપૂજકતાના સ્વીકારદ્વારા આપણી પોતાની ગુણગ્રાહકતાનો પણ આપણે તેમને પરિચય કરાવવો જ જોઇએ. પાશ્ચાત્ય પંડિતોના હિન્દુજાતિ તથા તેની સંસ્કૃતિની સર્વાંગપરિપૂર્ણ શ્રેષ્ઠતાના સંબંધમાં અત્યન્ત શ્રેષ્ઠતમ અભિપ્રાયોના અવલોકન તથા પરિશીલનથી સુશિક્ષિત હિન્દુ, વિશેષતઃ પાશ્ચાત્ય વિદ્યાના પ્રાથમિક તેજથી અંજાઇ ગયેલા આંગ્લવિદ્યાવિભૂષિત હિન્દુઓના હૃદયમાંથી પણ પોતાની હિન્દુજાતિ તથા હિન્દુસંસ્કૃતિના સંબંધમાં વ્યાપી રહેલી તિરસ્કારબુદ્ધિનો ધીમે ધીમે લોપ થતાં અને તેમનાં હૃદયોમા આર્યાવર્ત, આર્યજાતિ તથા આર્યસંસ્કૃતિના પ્રાચીન ઇતિહાસના અનુસંધાનની આકાંક્ષાનો ઉદ્દભવ થતાં તેમનાં હૃદયમંદિરો પણ હવે સ્વાભિમાન કિંવા આત્માભિમાન તેમ જ આત્મવિશ્વાસની દિવ્ય જ્યોતિવડે પ્રકાશિત થવા માંડ્યાં છે અને તે જ્યોતિયે તેમના આત્મવંચકતારૂપ અંધકારના નિરાસ તથા બહિષ્કારના વ્યવસાયને વેગપૂર્વક સંપન્ન કરવા માંડ્યો છે, એ અત્યન્ત આનન્દનો વિષય છે અને તે હોવો જ જોઇએ. અર્થાત્ જેમનાં હૃદયમંદિરો એ જ્યોતિના પ્રકાશથી વંચિત રહી ગયાં હોય તેમનાં હૃદયોમાં એ આત્માભિમાન તથા આત્મવિશ્વાસની જ્યોતિ પ્રકાશિત થઇ જાય અને જેમનાં હૃદયાગારમાં એ જ્યોતિ પ્રકટેલી હોય તેમનાં હૃદયમંદિરોમાં એ જ્યોતિનો પ્રકાશ બલવત્તર તથા ચિરસ્થાયી થઇ જાય એટલામાટે જ પૂર્વે જણાવ્યા પ્રમાણે પ્રસ્તુત હિન્દુશ્રેષ્ઠતાપરિચાયક ગ્રંથના નિર્માણ તથા પ્રકાશનનો અત્યન્ત આવશ્યક પરિશ્રમ કરવામા આવ્યો છે. અસ્તુ

અમારાં વિચારશીલ હિન્દુ પાઠકો તથા પાઠિકાઓએ એ વાર્તાને પણ આ ગ્રંથના પરિશીલનના પ્રસંગે અવશ્ય સ્મરણમાં રાખી લેવાની છે કે પ્રસ્તુત ગ્રંથમાં હિન્દુજાતિની હિરણ્યગર્ભતાના

સમર્થનમાટે પાશ્ચાત્ય પંડિતોના લેખો તથા ગ્રંથોના જે મુખ્ય આધારો લેવામા આવ્યા છે તે પાશ્ચાત્ય પંડિતોના શબ્દોને વેદવાક્ય માનીને લેવામાં નથી આવ્યા, કિન્તુ ન્યાયમંદિરમાં જે દૃષ્ટિથી નિષ્પક્ષપાત તથા તટસ્થ સાક્ષીના કથનને અધિક મહત્ત્વ આપવામા આવે છે તે દૃષ્ટિથી જ એ આધારોને સ્વીકારવામાં આવ્યા છે, કારણ કે, જો વાસ્તવિકતાથી જોવામા આવે, તો યુરોપીયન્ પંડિતોના અંતઃકરણમા આર્યાવર્ત તથા આર્યાવર્તવાસિની હિન્દુજાતિના સંબંધમાં અધિક આદરબુદ્ધિના અભાવના કારણથી તેઓ ભારતવર્ષ તથા ભારતીય હિન્દુજાતિને હીણતા તથા નિન્દતા રહે એ જ ઘટના અધિક સ્વભાવિક છે, પરંતુ વાસ્તવિક સ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ જ્યારે એ પાશ્ચાત્ય પંડિતોએ ભારતીય હિન્દુજાતિ તથા હિન્દુસંસ્કૃતિની આટલી સીમા પર્યન્ત આદરબુદ્ધિ તથા ગૌરવપૂર્ણ પ્રશંસાયુક્ત જ સ્તુતિના સ્તોત્રો ગાઇ સંભળાવ્યા છે એટલે એ સ્તુતિ-સ્તોત્રો તેમણે ભારતીય હિન્દુજાતિ તથા હિન્દુસંસ્કૃતિના દિવ્ય ગૌરવનો પ્રચંડ અભ્યાસદ્વારા પર્યાપ્ત નિશ્ચય કરી લીધા પછી, વિશેષતઃ નિરુપાયવશતાથી જ, ગાયેલા હોવા જોઇએ, એમ જો આપણે માનીએ, તો આપણી એ માન્યતાને કોઇથી પણ અસત્ય કિંવા પ્રમાદમૂલક માન્યતા તરીકે ભાગ્યે જ ઓળખાવી શકાય તેમ છે. આ વિષયને કાંઇક વિસ્તૃત સ્વરૂપમાં ચર્ચવાનો આશય એ જ છે કે કેવળ ભાટચારણિયા પદ્ધતિનાં સ્તુતિસ્તોત્રો કરતા જે પુરુષો પ્રથમ નિન્દક હોય, ત્યારપછી ગુણગ્રાહક થયા હોય અને અંતે ગુણોના પ્રભાવથી મુગ્ધ થઇને તે ગુણોના સ્તુતિપાઠકો બની ગયા હોય, તેવા તટસ્થ પંડિત પુરુષોએ કરેલી વાસ્તવિક સ્તુતિની યોગ્યતા તથા મહત્તાને સ્વાભાવિક જ વિશેષ આદરણીય તથા અક્ષરશઃ સત્ય મહત્તા તરીકે સ્વીકારવામાં આવે છે એટલે આ ગ્રંથમાં પણ એ જ દૃષ્ટિથી પાશ્ચાત્ય પંડિતોના લેખો તથા ગ્રંથોના આધારો કેવળ વિહંગાવલોકન તરીકે લેવામાં આવ્યા છે

આ ગ્રંથ, ઉપર જણાવ્યા પ્રમાણે, વિશેષતઃ શ્રીયુત હર-વિલાસ સારડા મહાશયના 'Hindu Superiority'* નામક ગ્રંથના આધારે જ લખવામાં આવ્યો છે અને તેથી આ ગ્રંથને એક રીતે આંગ્લ ભાષામાં લખાયલા ગ્રંથના ગુર્જર અનુવાદ તરીકે જો ઓળખવામાં આવે, તો તે પણ યોગ્ય જ છે; છતાં પણ આ ગુર્જર અનુવાદના સંબંધમાં એ વાસ્તવિક વાર્તાને પાઠકો તથા પાઠિકાઓએ અવશ્ય લક્ષમાં રાખી લેવાની છે કે શ્રીયુત હરવિલાસ સારડા મહાશયના એ આંગ્લ ભાષામાં લખાયલા ગ્રંથના પ્રથમ પ્રકાશનની ઘટનાને આજે ૨૯ વર્ષ જેટલો દીર્ઘ કાળ વીતી ગયેલો હોવાથી અને ત્યારપછીની એ ગ્રંથની ઇ. સ. ૧૯૨૨ માં પ્રકાશિત કરાયલી દ્વિતીય આવૃત્તિમાં પણ, ઇ. સ. ૧૯૦૬ થી ૧૯૨૨ સુધીના ૧૭ વર્ષ જેટલા સમયમાં ભારતીય હિન્દુજાતિ તથા પ્રાચીન હિન્દુ-સંસ્કૃતિની અનન્ય શ્રેષ્ઠતા ઉપર અધિક પ્રકાશ પાડનારા કેટલાક ઐતિહાસિક અન્વેષણાત્મક ઉત્કૃષ્ટ ગ્રંથો પ્રકાશિત થઇ ગયેલા હોવા છતાં, કોઇ પણ પ્રકારનું સંશોધન, પરિવર્તન તથા પરિવર્દ્ધન કરાયલું ન હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ તે ગ્રંથની એ દ્વિતીય આવૃત્તિના પ્રકાશનની ઘટના પણ પુનરપિ ૧૩ વર્ષ જેટલી પુરાતન થઇ ગયેલી હોઇને એ ૧૩ વર્ષના કાલાવધિમાં પ્રાચીનતમ હિન્દુ-સંસ્કૃતિની હિરણ્યગર્ભતાને વિશાળતમ પરિમાણમાં નિર્વિવાદ સિદ્ધ

* આ પ્રસ્તાવનાના પ્રારંભમા દર્શાવ્યા પ્રમાણે 'Hindu Superiority' નામક આંગ્લ ગ્રંથની પ્રથમ આવૃત્તિ ઇ. સ ૧૯૦૬ મા પ્રકટ થયા પછી ઇ. સ. ૧૯૨૨ મા, લગભગ ૧૭ વર્ષના અ તરે, એ ગ્રંથનુ દ્વિતીય સ સ્કરણ પણ પ્રકાશિત થયુ હતું; પરતુ એ સ સ્કરણ કોઇ પણ પ્રકારના સ ંશોધન, પરિવર્તન તથા પરિવર્દ્ધન વિના જ પ્રકાશિત થયેલું હોવાથી તેમાથી અમારા આ અનુવાદમા ઉમેરવામાટે અમોને કોઇ પણ નવીન વિષય મળી શકયો ન હોતો.

કરી બતાવનારા અનેક વિશ્વસનીય પ્રમાણો ઐતિહાસિક અનુસંધાનના યોગે અસ્તિત્વમાં આવી ગયેલાં હોવાથી એ સર્વ નવીન ઐતિહાસિક અનુસંધાનાત્મક ગ્રંથોના અભ્યાસ તથા પરિશીલન પશ્ચાત્ જે કેટલાક નવીન વિષયોનાં પ્રમાણો મને અનિવાર્ય ઉલ્લેખનીય જણાયા છે તે સર્વ પ્રમાણોનો મે માગ આ અનુવાદગ્રંથમાં યથાસ્થાન સમાવેશ કરી દીધો છે અને તે ઉપરાંત અમુક વિશિષ્ટ ઐતિહાસિક ઘટનાઓના સંબંધમાં સર્વમાન્યતાના સ્વરૂપમાં અનેક કારણવશાત્ પ્રચલિત થઇ ગયેલી તથા લોકોએ સર્વમાન્ય તરીકે સ્વીકારી લીધેલી સર્વથા વિપરીત માન્યતાઓને પણ અખંડનીય ઐતિહાસિક પ્રમાણોદ્વારા કોઈ પણ પ્રકારના સંકોચ વિના અનૈતિહાસિક, કાલ્પનિક તથા અસત્યમૂલક કિંબહુના ભ્રામક માન્યતાઓ તરીકે સિદ્ધ કરી બતાવવામાં આવી છે એ ઉભેયના નવીન વિષયોની નીચેનાં બે ત્રણ ઉદાહરણોદ્વારા નિષ્પક્ષપાત તથા વિવેકશીલ પાઠકો તથા પાઠિકાઓથી તત્કાળ યોગ્ય તથા વાસ્તવિક કલ્પના કરી શકાય તેમ છે

( ૧ ) પ્રસ્તુત ગ્રંથના ' હિન્દુઓનો ક્ષાત્રધર્મ ' શીર્ષક પંચમ પ્રકરણના અંતમા ૧૩૫ થી ૧૪૦ સુધીનાં ૬ પૃષ્ઠોમાં હિન્દુઓના ક્ષાત્રધર્મના એક આદર્શતાદર્શક તથા ઉદારતાદર્શક ઉદાહરણ તરીકે પૃથ્વીરાજ ચૌહાણની ઐતિહાસિક કથાને વર્ણવવામા આવી છે પરંતુ એ પ્રચલિત દન્તકથારૂપિણી કથા ઐતિહાસિક સત્યથી અત્યંત ભયંકર પરિમાણમાં વેગળી હોઇને સર્વથા અસત્ય છે અને એનુ વાસ્તવિક ઐતિહાસિક સ્વરૂપ એ પ્રચલિત કથાથી સર્વથા ભિન્ન પ્રકારનુ છે એ ઘટનાને એ પંચમ પ્રકરણની સમાપ્તિ પછી ૧૪૧ થી ૧૭૮ સુધીના ૩૮ પૃષ્ઠવ્યાપી ' ચૌહાણ સામ્રાજ્ય અને સમ્રાટ પૃથ્વીરાજનો વાસ્તવિક ઇતિહાસ ' શીર્ષક ભિન્ન પરિશિષ્ટ લખીને અનેકવિધ ઐતિહાસિક અખંડનીય પ્રમાણોદ્વારા નિર્વિવાદ સિદ્ધ કરી બતાવવામા આવી છે, એટલે એ પ્રકરણમા

એ એક જ ઘટનાની વાસ્તવિક ઐતિહાસિકતાને સિદ્ધ કરવામાટે ૩૮ પૃષ્ઠની અભિવૃદ્ધિ થઇ ગઇ છે. એ પરિશિષ્ટના પરિશીલનથી કાન્યકુબ્જાધીશ મહારાજા જયચન્દના પૃથ્વીરાજ ચૌહાણ સાથેના વૈરભાવ; સંયુક્તાના હરણ; વૈરના પ્રતિશોધમાટે જયચન્દના આમંત્રણથી શહાબુદ્દીન ગોરીના ભારતવર્ષમાં થયેલા આગમન તથા તેણે દિલ્લી ઉપર કરેલા આક્રમણ; જયચન્દના ધર્મદ્રોહ, જાતિદ્રોહ તથા દેશદ્રોહ; પૃથ્વીરાજની દિલ્લીશ્વરતા; પૃથ્વીરાજના ગજનીમાંના બંદિવાસ; પૃથ્વીરાજના શરસંધાનથી થયેલા શહાબુદ્દીન ગોરીના મરણ તથા ત્યાર પછી પૃથ્વીરાજ—ચંદબરદાયીની આત્મહત્યા આદિક ઐતિહાસિક તરીકે મનાઇ ગયેલી ઘટનાઓની આપાદમસ્તક અનૈતિહાસિકતા, કલ્પનામૂલકતા તથા અવાસ્તવિકતાનો સાક્ષાત્કાર થતાં પાઠકો તથા પાઠિકાઓ કદાચિત્ આશ્ચર્યચકિત થઇ જાય, તો તે પણ સંભવનીય છે. *

---

* ' ગુજરાતના 'ના ' રાસમાળા ' નામથી લખાયલા પ્રતિષ્ઠિત ઇતિહાસમાં પણ એવી ઘણી ઘટનાઓ લખાયલી છે કે જેમનો વસ્તુતઃ ઐતિહાસિક સત્ય સાથે કાં તો કોઇ પણ પ્રકારનો સંબંધ છે જ નહિ અને જો છે તો તે એટલી સીમા પર્યન્ત સ્વલ્પાતિસ્વલ્પ છે કે તેની એ સ્વલ્પાતિસ્વલ્પતાને સર્વથા નહિવત્ જ માની શકાય તેમ છે. ઉદાહરણ તરીકે ગુજરાતના છેલ્લા રાજપૂત રાજા કરણ (વા)ઘેલાનો જે ઇતિહાસ ' રાસમાળા ' તથા ' રાસમાળા 'ના આધારે લખાયલી નવલકથા તથા રચાયલાં નાટકો આદિકમા આપવામા આવ્યો છે, તેમાની અલાઉદ્દીન ખૂની ( ખિલજી )ના સેનાધ્યક્ષના હસ્તથી કરણ વાઘેલાના થયેલા પરાજયની ઘટનાને સત્ય ઘટના તરીકે વર્ણ્ય કરવામા આવે, તો બાકીની કરણના પ્રધાન માધવના સહોદરની પત્ની ઉપરના બળાત્કાર, તે પત્નીના અગ્નિકાષ્ઠ ભક્ષણ; વેરના પ્રતિશોધમાટે માધવના દિલ્લીપ્રયાણ તથા દેશદ્રોહ; માધવબંધુ કેશવની હત્યા; કરણના પરાજય પશ્ચાત્ કરણની રાણી કૌળાદેવી ( કમળાદેવી )નો સુલ્તાન અલાઉદ્દીન સાથેનો લગ્નસંબંધ;

( ૨ ) આજનો યુગ તે વૈજ્ઞાનિક યુગ છે અને વર્તમાન પાશ્ચાત્ય વિજ્ઞાને જે કેટલાંક સાધનોને માનવજાતિનાં રક્ષણ તથા ભક્ષણ-માટે શોધી કાઢ્યાં છે તેમાંનાં જેપ્લેન્ તથા એરોપ્લેન્ આદિક ભિન્ન ભિન્ન નામ ધરાવનારાં આકાશયાનો કિંવા વાયુયાનો અમુક પરિમાણમા અગ્રભાગે વિરાજે છે અને એ આકાશયાનોના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે આવાં આકાશયાનો ભૂતકાળમાં કોઇ પણ દેશમાં કદાપિ અસ્તિત્વ ધરાવતાં જ ન હોતાં; અર્થાત્ આ આકાશયાનોને તો અત્યારના પ્રચંડ બુદ્ધિશાળી યૂરોપીયન્ વૈજ્ઞાનિકોએ જ પ્રથમ વાર શોધી કાઢ્યાં છે. પરંતુ પ્રાચીન ભારતીય હિન્દુ વૈજ્ઞાનિકોએ પોતાની વિશાળ બુદ્ધિમત્તાના ગર્ભમાથી એ આકાશયાનોને પણ ઉત્પન્ન કરી બતાવ્યાં હતાં; પ્રાચીન ભારતમાં તે સમયના વિમાન, વૈમાન તથા વ્યોમયાન આદિક નામોથી ઓળખાતા આકાશયાન કિંવા વાયુયાનોનો રથ તથા શકટ આદિક ગમનાગમનનાં અન્ય સામાન્ય સાધનો પ્રમાણે પ્રવાસના કાર્યમાં તેમ જ સંગ્રામના સમયમાં શત્રુસૈન્યના સંહાર આદિક વિશિષ્ટ કાર્યોમાં પણ ઉપયોગ કરવામાં આવતો હતો; હિન્દુ વૈજ્ઞાનિક શિલ્પશાસ્ત્રીઓ આકાશયાનની નિર્માણકળાનું પર્યાપ્ત જ્ઞાન ધરાવતા હતા અને આકાશયાનો ભારતવર્ષમાં વેદપૂર્વકાળથી વિખ્યાત તથા વિદ્યમાન હતાં, એ વસ્તુસ્થિતિને આ ગ્રંથના દ્વિતીય:ખંડમાં અનેક ભારતીય પુરાતન ગ્રંથોમાંનાં પ્રમાણોદ્વારા નિર્વિવાદ સિદ્ધ કરી

---

બાગલાણમાથી કરણની કુમારી કન્યા દેવલદેવીનું સુલ્તાનના યવન સેના-ધ્યક્ષદ્વારા હરણ અને દેવલદેવીનો સુલ્તાનના શાહજાદા ખિજરખા સાથેનો અનન્ય અનુરાગયુક્ત પ્રણય આદિક સર્વ ઘટનાઓ આરંભથી અત પર્યન્ત અમુક અંશે અતિશયોક્તિપૂર્ણ, વિશેષ અંશે અસત્ય અને સર્વાંશે અમુક વિશિષ્ટ જાતિના વિશિષ્ટ પુરુષોના પક્ષપાતના પાપથી લેપાયલા તથા પ્રતિહિંસાપરાયણ મસ્તિષ્કોમાથી ઉદ્ભવેલી છે અને એનાં અનેક ઐતિહાસિક પ્રમાણો તથા સાંયોગિક પ્રમાણો હવે ઉપલબ્ધ થઇ ગયાં છે. એ પ્રમાણોને પણ અવસર આવતા હું પ્રકાશિત કરવાનો છુ.

બતાવવામાં આવી છે અને એ વિશિષ્ટ લેખને ' પ્રાચીન આર્યાવર્તમાં આકાશયાન અથવા હિન્દુ વૈમાનિક વિદ્યાના વિકાસનો ઇતિહાસ ' એ અન્વર્થક શીર્ષકવડે વિભૂષિત કરવામાં આવ્યો છે

( ૩ ) હનુમાનનો જન્મ કુમારીના વાયુદ્વારા કરાયલા ગર્ભાધાનના યોગે થયેલો હોવાથી એ ઘટનાને સંશયવાદીઓ તથા નિસર્ગચમત્કૃતિવિષયક જ્ઞાનને ન ધરાવનારા અજ્ઞ જનો સર્વથા અસત્ય માનીને હનુમાનની કુમારિકા માતા ઉપર વ્યભિચારનો આક્ષેપ પણ કરતા રહે છે, એ વાર્તા અમારા પાઠકો તથા પાઠિકાઓથી અજ્ઞાત હોય એમ માની શકાય તેમ ન હોવાથી એના વિશેષ વિસ્તૃત વિવેચનની આવશ્યકતા અમોને નથી જણાતી. * 'મહાભારત'મા તો વળી પાચ પાંડવોની માતા કુન્તીદેવીના પુરુષસમાગમથી રહિત માતૃત્વની ઘટનાની કથા જાણે તેનો સૂર્યનારાયણ સાથે સમાગમ થતા કૌમારકાળમા કર્ણને અને વિવાહિતા થયા પછી યમ, વાયુ, ઇન્દ્ર તથા બે અશ્વિની કુમારો સાથેના સંભોગના યોગે અનુક્રમે ધર્મરાજ યુધિષ્ઠિર, ભીમ, અર્જુન અને નકુલ તથા સહદેવ એ પાચ પુત્રોને તેણે જન્મ આપ્યો હોયની ! એવા પૌરાણિક સ્વરૂપમાં લખાયલી હોવાથી અનેક પાશ્ચાત્ય તથા પૌરસ્ત્ય ( ભારતીય ) પુરાતત્ત્વવેત્તાઓએ એનો એવો અર્થ માની લીધો છે કે, 'મહાભારત'મા જે કાળનો ઇતિહાસ વર્ણવાયલો છે તે કાળમા હિન્દુસમાજમાં કુમારિકાના કામપ્રપંચ તથા માતૃત્વની ઘટનાને ક્ષમ્ય માનવાની તેમ જ પતિના સંભોગવિષયક અસામર્થ્ય તથા વૈધવ્ય આદિક પ્રસંગોમાં નિયોગદ્વારા પુત્રપ્રાપ્તિ કરી લેવાની

* જેજસ્ ક્રાઇસ્ટનો જન્મ પણ કુમારિકા મેરીના ગર્ભમાંથી થયેલો હોવાથી યૂરોપના અનેક બુદ્ધિવાદી તથા વૈજ્ઞાનિકજ્ઞાનવર્ચિત સંશયવાદી તેમ જ અનીશ્વરવાદીઓએ એ ઘટનાને સર્વથા અશક્ય તથા અસંભવનીય માની લઇને પવિત્ર કુમારિકા મેરીના મસ્તક ઉપર પણ અનેક પ્રકારના મલિન આક્ષેપો કરીને પોતાની પામરતાનું ક્યાં ઓછું પ્રદર્શન કરી બતાવ્યું છે ?

પ્રથા પ્રચલિત હોવી જોઇએ, એ વાર્તા આ ઘટનાથી નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે. અર્થાત્ કુન્તીએ પોતાના શાપદગ્ધ પતિની સંમતિથી ભિન્ન ભિન્ન પુરુષો સાથે સમાગમ કરીને એ પાંચ પાંડવોની માતાના પદને મેળવ્યું હતું અને ત્યારપછી નિયોગને ઉજ્જ્વલ સ્વરૂપ સમર્પવામાટે તે પાંચ પાંડવોના વાસ્તવિક પુરુષ પિતાઓને યમ, વાયુ, ઇન્દ્ર તથા અશ્વિનીકુમાર આદિક દેવો તરીકે ઓળખાવવામાં આવ્યા હતા.' આવા પ્રકારની વિપરીત માન્યતાના યોગે અમુક પાશ્ચાત્ય ગ્રંથકારોએ કૌરવોને કુલીન તથા પાંડવોને અકુલીન વર્ણસંકર પ્રજા તરીકે માની લઇને પાંડવોની યથેચ્છ નિન્દા તથા નિર્ભર્ત્સના કરવા સુધીની ધૃષ્ટતા પણ કરી બતાવી છે. પરંતુ કર્ણ તથા પાંચ પાંડવોની ઉત્પત્તિની ' મહાભારત 'માં પૌરાણિક સ્વરૂપમાં વર્ણવાયલી એ કથામાં જે ગંભીર તથા વાસ્તવિક રહસ્ય સમાયલું છે તે એથી સર્વથા ભિન્ન પ્રકારનું છે અને તે આ પ્રમાણે છે.

હાલમાં જ એબ્રાહમ જૉહ્નસન્ નામક એક મહાબુદ્ધિશાળી નિસર્ગચમત્કૃતિજ્ઞાતા વિજ્ઞાનશાસ્ત્રીએ એ વાર્તાને બુદ્ધિવાદ તથા તથા પ્રત્યક્ષ પ્રયોગદ્વારા નિર્વિવાદ સિદ્ધ કરી બતાવી છે કે પુરુષ સાથેના કોઇ પણ પ્રકારના શારીરિક વ્યવહાર વિના જ ગર્ભને ધારણ કરીને સ્ત્રીથી સંતાનોની ઉત્પત્તિ તથા માતૃત્વની પ્રાપ્ત કરી કરી શકાય છે.* પોતાના આ જનનવિજ્ઞાનવિષયક અનુસંધાન

* A Treatise Humbly Addressed to The Royal Society; in which is proved, by most incontestable evidence, drawn from reason and practice, that a woman may conceive and be brought to bed, without any commerce with man."

Title Page of the Treatise, Edited by Edmond Goldsmid, F. R. H. S, F. S. A. ( Scot ), Privately Printed, Edinburgh, 1885.

તથા એ અનુસંધાનની વાસ્તવિકતાનાં પ્રત્યક્ષ પ્રયોગદ્વારા દૃષ્ટિગોચર થયેલા પ્રમાણનું એક સવિસ્તર નિવેદનપત્ર લખીને એ જનનવિજ્ઞાનના જ્ઞાતા વૈજ્ઞાનિક ' રૉયલ સોસાયટી ' ઉપર મોકલી આપ્યું હતું અને તેમાં સંભોગહીન સંતાનસંભવની ઘટનાને બુદ્ધિગમ્ય સ્વાભાવિક સ્વરૂપમાં વર્ણવી બતાવી હતી. અર્થાત્ આ વૈજ્ઞાનિક અનુસંધાનદ્વારા એ રહસ્યનો અત્યંત સ્પષ્ટ સ્વરૂપમાં સ્ફોટ થઇ જાય છે કે પ્રાચીનકાલિક હિન્દુ વૈજ્ઞાનિકો અમુક પ્રકારની પ્રતિકૂળ પરિસ્થિતિમાં અનિવાર્ય આવશ્યકતાના અવસરે જે પંચ મહાભૂતો માનવ શરીરમાં અસ્તિત્વ ધરાવે છે તે પંચ મહાભૂતોમાંથી જ અમુક પ્રકારના વિશિષ્ટ પ્રયોગદ્વારા પ્રજોત્પાદક બીજાણુનો સ્ત્રીના ગર્ભમાં શ્વાસ સાથે પ્રવેશ કરાવી દેવાની વૈજ્ઞાનિક કળામાં સંપૂર્ણ નિષ્ણાત હતા અને તેથી અંજનીએ હનુમાન્ અને કુન્તીદેવીએ કર્ણ તથા પાંચ પાંડવોને પુરુષના સમાગમ વિના કેવળ એ વિજ્ઞાનની સહાયતાથી જ જન્મ આપ્યો હતો. એ માતાઓએ ગર્ભાધાનની વેળાયે પોતાના પુત્રો યમ, વાયુ, ઇન્દ્ર અને અશ્વિનીકુમાર જેવા ધર્માઢ્ય, બલાઢ્ય, પરાક્રમશીલ તથા વૈજ્ઞાનિક અવતરે એવી સુયોગ્ય ભાવનાને હૃદયમાં ધારેલી હોવાથી તેમના પુત્રોને તેમનામાંના નૈસર્ગિક ગુણોના યોગે યમ, વાયુ, ઇન્દ્ર અને અશ્વિનીકુમારના આત્મજો તરીકે પૌરાણિક પદ્ધતિથી ઓળખાવવામાં આવ્યા હતા. સારાંશ કે, પ્રાચીનકાલિક હિન્દુસમાજમાં નિયોગજન્ય સંતાનોને પરપુરુષના સમાગમથી ઉત્પન્ન કરવાની પ્રથા પ્રચલિત હોવાની તેમ જ હનુમાન્ તથા પાંડવોની વર્ણસંકરતાવિષયક માન્યતા સર્વથા અજ્ઞાનમૂલક તથા ભ્રાન્તિમૂલક હોઇને પાંડવોને વર્ણસંકર માનનારની પોતાની બુદ્ધિની વર્ણસંકરતાને જ સિદ્ધ કરી બતાવનારી છે, એ ગંભીર રહસ્યમયી ઘટનાને આ ગ્રંથના હવે પછી શીઘ્ર જ પ્રકટ થનારા દ્વિતીય ખંડમાં

સપ્રમાણ તથા વિસ્તારપૂર્વક સિદ્ધ કરી બતાવવામા આવી છે

આવા જ પ્રકારના કેટલાક અન્યાન્ય સંદિગ્ધ વિષયોને પણ યથાપ્રસંગ આ ગ્રથમાં વિસ્તૃત તથા સંક્ષિપ્ત સ્વરૂપમા પ્રમાણ-પુરસર ચર્ચવામા આવ્યા છે અને તેથી આ ગ્રથનો વિસ્તાર અતિશય વધી જવાથી તેમ જ આવા ગંભીર ગ્રંથોના નિર્માણ તથા પ્રકાશનના પ્રસંગો વારંવાર પ્રાપ્ત થનારા ન હોઇને મહાદુર્લભ હોવાથી અત્યારસુધીના સમય પર્યન્ત હિન્દુજાતિની નાનાવિધ હિરણ્યગર્ભતાનાં સમર્થક જેટલા પ્રમાણો મારા જોવા તથા જાણ-વામા આવી શકયા છે તે સર્વ પ્રમાણોનો ન્યૂનાધિક પરિમાણમા આ ગ્રંથમાં સમાવેશ કરી દેવાના શુભ આશયથી પ્રેરાઇને આ ગ્રથને એક જ સંપૂર્ણ ગ્રંથને બદલે દ્વિખંડાત્મક ગ્રથના સ્વરૂપમા પ્રકાશિત કરવાનો અનિચ્છાપૂર્વક નિશ્ચય કરવો પડયો છે. પ્રથમ ખંડ અત્યારે પ્રકટ થાય છે અને આ ગ્રંથનો દ્વિતીય ખંડ યથાશકય અલ્પ સમયમા જ પરમાત્માની કૃપાથી પ્રગટ થઇ જશે, એવો અમારો દૃઢ વિશ્વાસ છે, કારણ કે, તે દ્વિતીય ખડનો પણ અર્ધ ભાગ લખાઇ ગયો છે અને અવશિષ્ટ ભાગનું લેખનકાર્ય ચાલી રહ્યુ છે.

એક અન્ય વાર્તાને પણ મારી આ પ્રસ્તાવનામાં પ્રકાશિત કરી દેવાની મને અનિવાર્ય આવશ્યકતા જણાય છે અને તે એ કે આ પ્રસ્તાવનાના પ્રારંભમા જણાવ્યા પ્રમાણે મારા હસ્તથી શ્રીયુત હર-વિલાસ સારડાના " Hindu Superiority " નામક આગ્લ ગ્રથના અનુવાદકાર્યનો ઇ સ ૧૯૦૬ મા તેના પ્રથમ પ્રકાશનના વર્ષમાં જ આરંભ થયેલો હોવા છતા આ ગ્રથના પ્રકાશનમાં દીર્ઘ-તમ વિલંબ થઇ ગયેલો હોવાથી અને મધ્યવર્તી વ્યતીત કાળમાં એ ' Hindu Superiority ' નામક ગ્રથના મહારાષ્ટ્રીય તથા હિન્દી ભાષામા અનુવાદો થઈ ગયેલા હોવાથી મારા મનમાં સ્વાભા-

વિક જ એવી શંકા રહ્યા કરતી હતી કે એ ગ્રંથનો કદાચિત્ ગુજરાતી ભાષામા પણ ગમે તેવો અનુવાદ કોઇ કરી નાખશે, તો મારા અનુવાદનો પ્રયત્ન પૂર્વવર્તી હોવા છતા પણ પશ્ચાદ્વર્તી મનાઇ તથા ગણાઇ જશે,* પરંતુ અત્યાર સુધી ગુજરાતી ભાષામા એ ગ્રંથના સંક્ષિપ્ત કિંવા સંપૂર્ણ કોઇ પણ સ્વરૂપના અનુવાદનું પ્રકાશન થયેલું ન હોવાથી એ ગ્રથના મારા કરેલા શોધિતવર્દ્ધિત તથા બહુ અંશે મૌલિક ઐતિહાસિક અનુસંધાનયુક્ત અતિશય વિસ્તૃત અનુવાદની પૂર્વવર્તિતામા કોઇ પણ પ્રકારની બાધાનો આવિર્ભાવ નથી થયો એ ઘટનાથી જેવી રીતે મારા હૃદયમાં એક પ્રકારનો સંતોષાત્મક

* મહારાષ્ટ્રીય ( મરાઠી ) ભાષામા કરવામા આવેલો એ આગ્લ-ગ્રથનો સંક્ષિપ્ત અનુવાદ ‘ ભારતીય શ્રેષ્ઠત્વ ’ નામથી ઈ સ ૧૯૨૫ મા, આજથી દશ વર્ષ પૂર્વે, પૂનાના ‘ ચિત્રશાળા ’ પ્રેસદ્વારા પ્રકાશિત કરવામા આવ્યો હતો. મૂળ અગ્રેજી ગ્રથ ક્રાઉન અષ્ટપત્રી આકારના ( ૩૨+૪૨૪ ) ૪૫૬ પૃષ્ઠનો હોઇને તેનો એ મહારાષ્ટ્રીય અનુવાદ રૉયલ ષોડષપત્રી આકારના ( ૮+૨૯૧ ) ૨૯૯ પૃષ્ઠનો હોવાથી મૂળ ગ્રથના અર્ધપરિમાણ કરતા કિંચિદ્ વિશેષ છે, એટલે કે, મૂળ ગ્રથમાના કેટલાક વિષયોને એ અનુવાદમા સ્થાન પણ દેવાયલા છે તેમ જ કેટલાક વિષયોને સકારણ હ્રકાવી નાખવામા આવ્યા છે

એ ગ્રથનો હિન્દી અનુવાદ ‘ જગદ્ગુરુ ભારતવર્ષ ’ નામથી ઇન્દોરની ‘ મધ્યભારત હિન્દી સાહિત્યસમિતિ ’ દ્વારા ઇ. સ. ૧૯૨૧ ના જુલાઇ માસમા પ્રકટ કરાયલો હોઇને એ ગ્રથ રૉયલ ષોડષપત્રી આકારના ( ૧૦+૨૭૭ ) ૨૮૭ પૃષ્ઠનો તેમ જ મહારાષ્ટ્રીય અનુવાદ કરતા સ્થૂલતર શીશાક્ષરમા મુદ્રિત થયેલો હોવાથી મરાઠી ગ્રથ કરતા ય એ અનુવાદ સંક્ષિપ્તતર, કિંબહુના મૂળ ગ્રથના સારસ્વરૂપ છે, એટલે એ અનુવાદને પણ મૂળ ગ્રથના સંપૂર્ણ અનુવાદ તરીકે તો ઓળખી કિંવા ઓળખાવી શકાય તેમ છે જ નહિ.

એ ઉભય અનુવાદો મારા ગ્રથાલયમા વિદ્યમાન છે

આનન્દ થાય છે તેવી જ રીતે એક પ્રકારનો કિંચિદ્ નિરાશાજનક શોક પણ થાય છે, સંતોષાત્મક આનન્દનો હેતુ તો ઉપર દર્શાવેલો જ છે પરંતુ એ આનન્દના સહચર શોકનું કારણ એ છે કે આપણી ગુર્વી ગુર્જર ભૂમિમાં અનેક ઉત્તમ વિદ્વજ્જનો તથા ઇતિહાસવેત્તાઓ અને 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' તથા 'ફૉર્બ્સ ગુજરાત સભા' જેવી ઐતિહાસિક સાહિત્યપ્રકાશિની પ્રતિષ્ઠિત તથા સાધનસંપન્ના સંસ્થાઓ વિદ્યમાન હોવા છતા ગુજરાતી ભાષામા ઉત્તમ ઐતિહાસિક ગ્રંથોના સર્જન તથા પ્રકાશન નથી થતાં અને આવા હિન્દુત્વગૌરવ-વર્ધક ગ્રંથોના ઉત્તમ અનુવાદો વડે પણ ગુર્જર સાહિત્યને સમલંકૃત તથા સમૃદ્ધ કરવાની ઇચ્છા વિદ્વજ્જનો તથા એ સંસ્થાઓના ચાલકોનાં હૃદયમા નથી ઉદ્ભવતી અસ્તુ આપણે આશા રાખીશું કે ભવિષ્યમા એ ગુર્જર ગૌરવસ્વરૂપિણી સંસ્થાઓ દ્વારા ગુર્જર સાહિત્ય ઉત્કૃષ્ટ ઐતિહાસિક ગ્રંથો વડે સમૃદ્ધ થાય અને બંગાલી તથા મહારાષ્ટ્રીય ભાષાના મહાવિશાળ ઐતિહાસિક સાહિત્યના પ્રકાશન સાથે સરખાવતા ગુજરાતી ભાષામાં ઐતિહાસિક સાહિત્યનો જે મહાભયંકર તથા નિરાશાજનક અભાવ દેખાયા કરે છે તે અભાવનો વિશાલ-સંખ્ય ઉત્કૃષ્ટ ઐતિહાસિક ગ્રંથોના અવતારદ્વારા અંત આવી જાય!

"હવે 'Hindu Superiority' એ દ્વિશબ્દાત્મક નામનો સરળ અર્થ 'હિન્દુશ્રેષ્ઠત્વ' થતો હોવાથી એ સરળતાની દૃષ્ટિથી એના મહારાષ્ટ્રીય અનુવાદનુ જે 'હિન્દુશ્રેષ્ઠત્વ' નામ રાખવામાં આવ્યુ છે તે યોગ્ય જ છે અને એના હિન્દી અનુવાદનું 'જગદ્ગુરુ ભારતવર્ષ' નામ યોગ્યતર હોવા છતા પણ 'હિન્દુ' શબ્દના અભાવના કારણથી કિંચિદંશે એ નામમાં અતિવ્યાપ્તિ નામક દોષનો આવિર્ભાવ થઈ ગયો છે જો 'જગદ્ગુરુ ભારતવર્ષ'ને બદલે 'જગદ્ગુરુ હિન્દુ' નામ રાખવામાં આવ્યું હોત, તો અમારી માન્યતા અનુસાર એ નામ અધિકતર અન્વર્થક થઇ પડવાનો સંભવ

હતો. પરંતુ અમોને એ ઉભય નામો કરતાં આ ગ્રંથમાં વર્ણવાયેલા, ચર્ચાયેલા તથા નિર્ણીત કરાયેલા ઐતિહાસિક મતોના સૂક્ષ્મ અનુશીલન તથા સમીક્ષણના પરિણામે 'હિરણ્યગર્ભ હિન્દુ અથવા યશસ્વિની હિન્દુજાતિના દિવ્ય ગૌરવનો ઇતિહાસ' એ જ નામ અત્યંત ઉચિત તથા અન્વર્થક જણાયું છે અને તેથી અમોએ અમારા આ ગ્રંથને એ નામ વડે જ વિભૂષિત કરેલો છે. પરંતુ એ નામમાંનો પ્રથમ 'હિરણ્યગર્ભ' શબ્દ ગુર્જર ભાષામાં અપવાદરૂપે ક્વચિત્ યોજાતો હોવાથી અને 'આર્ય' શબ્દના અત્યંત રૂઢ થઈ ગયેલા પર્યાય 'હિન્દુ' શબ્દની ભારતીયતા તથા વ્યુત્પત્તિના સંબંધમાં ભાષાશાસ્ત્રીઓ કિંવા શબ્દવ્યુત્પત્તિશાસ્ત્રજ્ઞોના સમુદાયમાં અદ્યપિ કેટલોક પ્રચંડ મતભેદ વિદ્યમાન હોવાથી એ ઉભય શબ્દોની વ્યુત્પત્તિ, એ ઉભય શબ્દોના અર્થ તથા જે આશયને દર્શાવવા-માટે આ ગ્રંથના નામ તરીકે અનુક્રમે વિશેષણ તથા જાતિ-વાચક કિંવા રાષ્ટ્રવાચક સામાન્ય કિંવા સામુદાયિક નામના સ્વરૂપમાં એ ઉભય શબ્દોને યોજવામાં આવ્યા છે તે આશયના સ્પષ્ટીકરણની આવશ્યકતા અમોને અત્યંત અનિવાર્ય જણાતાં એ આવશ્યકતાની પૂર્તિ વિના જ પ્રસ્તુત પ્રસ્તાવનાની પરિસમાપ્તિ કરી દેવાનું સાહસ અમારી માન્યતાને ઉચિત નથી જણાતું

સંસ્કૃત ભાષાના શબ્દકોષમાં બ્રહ્મા કિંવા બ્રહ્મદેવના જે અનેક નામો આપવામાં આવ્યાં છે, તે નામોમાં બ્રહ્માના 'હિરણ્ય-ગર્ભ' નામનો પણ સમાવેશ કરાયેલો છે પરંતુ બ્રહ્મદેવના બ્રહ્મદેવ, બ્રહ્મા, નાભિજ, કજ, મરીચિ, અબ્જજ, અબ્જયોનિ, કંજજ, વિધિ, વિધા, દ્રુહિણ, સ્રષ્ટૃ, ધાતા, વિધાતા, પિતામહ, લોકેશ, પરમેષ્ટ, સનત્, આદિકવિ, દ્રુઘણ ચતુરાનન તથા પંચાનન અને પ્રજાપતિ આદિક અન્યાન્ય બહુસંખ્ય નામો કરતાં હિરણ્યગર્ભ તથા નારાયણ એ બે નામો જે એક કારણથી અધિક મહત્ત્વ ધરાવે

છે તે કારણ એ છે કે વૈદિક સાહિત્યમાં બ્રહ્મદેવના અન્ય સર્વ નામોનો અભાવ હોઇને કેવળ એ બે નામોનો જ પ્રસંગાનુસાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે ' ઋગ્વે૦ ' કિંવા ' ઋકસંહિતા 'મા તો બ્રહ્માનો વાચક ' હિરણ્યગર્ભ ' વિના અન્ય કોઇ પણ શબ્દ અસ્તિત્વ ધરાવતો જ નથી ' ઋકસંહિતા 'માં એ શબ્દ આવા સ્વરૂપમાં આવેલો છે —

" हिरण्यगर्भ समवर्ततताग्रे भूतस्य जात पतिरेक आसीत् ।
स दाधार पृथिवीं द्यामुतमा कस्मै देवाय हविषा विधेम " ॥१॥
( ऋ० सं० ८—७—३ )

' બ્રહ્મા ' વાચક ' નારાયણ ' શબ્દ ' શતપથબ્રાહ્મણ ' ગ્રંથની સંપત્તિ છે કે જે શબ્દ ત્યાર પછીના ગ્રંથોમાં ' વિષ્ણુ 'નો વાચક થઇ ગયો છે સારાંશ કે બ્રહ્માના હિરણ્યગર્ભ, નારાયણ તથા પ્રજાપતિ એ ત્રણ નામો વેદપૂર્વકાલિક હોઇને વેદોમા તથા બ્રાહ્મણગ્રંથોમાં વર્ણવાયનાં હોવાથી અત્યંત પ્રાચીન છે અને એ નામોની પ્રાચીનતા સાથે સરખાવતાં બ્રહ્માના અન્ય નામો ત્યાર પછીના કાળમા અસ્તિત્વમા આવેલાં છે એ વાર્તા આટલા વિવેચનથી જ સિદ્ધ થઇ જતી હોવાથી અત્યારના અવસરે એના અંગાથી અધિક વિવેચનની આવશ્યકતા અમોને અપ્રાસંગિક જણાય છે હિન્દુશાસ્ત્રોમાં હિરણ્યગર્ભ બ્રહ્મદેવને આપણી સમસ્ત ચેતન તથા જડ સૃષ્ટિના આદિમ ઉત્પાદક કિંવા જન્મદાતા તરીકે સ્વીકારવામાં આવ્યો છે અને તેની જે ભિન્ન ભિન્ન કથાઓ ભિન્ન ભિન્ન ગ્રંથોમા અપાયલી છે તે કથાઓમાં કેટલાક પારસ્પરિક વિરોધ કિંવા ભેદ હોવા છતાં પણ તે કથાઓનો જે સર્વમાન્ય સામાન્ય સારાંશ આપણા જોવામા આવી શકે છે તે સર્વમાન્ય સારાંશ કિંવા સર્વસાધારણ મથિતાર્થ એ જ છે કે —

" આરંભમા કેવળ અંધકાર જ અસ્તિત્વ ધરાવતો હતો, તે અંધકાર પ્રત્યક્ષ જોવામા ન આવી શકે, તેવો ઓળખાય નહિ તેવો, શોધાય નહિ તેવો અને જાણી શકાય નહિ તેવો જાણે નિદ્રામા વિલીન થઇ ગયો હોયની ! તેવા પ્રકારનો હતો. ત્યાર પછી અનિવાર્ય ભગવાન્ સ્વયંભૂ સ્વયં અવ્યક્ત રહી, પંચમહાભૂત તથા અન્ય પદાર્થો સહિત વિશ્વના વ્યક્તીકરણમાટે પ્રકટ થયા અને તેમણે અંધકારને અદૃશ્ય કરી દીધો જે ઇન્દ્રિયોવડે અગ્રાહ્ય તથા અસ્પૃશ્ય હોઇને સૂક્ષ્મ, અવ્યક્ત તથા સનાતન છે, સર્વ ભૂતોનું તત્ત્વ છે અને અચિન્ત્ય છે તે સ્વયં થયો તેણે કામના કરી; પોતાના દેહમા ભિન્ન ભિન્ન જીવો કિંવા પ્રાણીઓની ઉત્પત્તિની ધારણા કરીને સર્વથી પ્રથમ જળને ઉત્પન્ન કરી તે જળમાં બીજને મૂકી દીધું. તે બીજે સુવર્ણ સમાન પ્રકાશમાન સુવર્ણના અંડ ( ઈંડા ) ના આકારને ધારણ કરી લીધો, અને તે હિરણ્ય (સુવર્ણ) ના અંડમાથી સ્વયં બ્રહ્મા સર્વ લોકના પિતામહ તરીકે જન્મ્યા અથવા વ્યકત થયા તે ભગવાને એક વર્ષ પર્યન્ત તે સુવર્ણાડમા જ નિવાસ કરીને પોતાના ધ્યાનવડે તે અંડને બે વિભાગોમા વિભક્ત કરી નાખ્યો અને અંડના તે બે વિભાગોવડે સ્વર્ગ તથા પૃથ્વીનું સર્જન કરીને તે ઉભયના મધ્યમાં આકાશ, અષ્ટ દિશાઓ તથા જળના શાશ્વત સ્થાનને સ્થાપી દીધાં "

સારાશ કે, હિન્દુશાસ્ત્રોની માન્યતા અનુસાર બ્રહ્માનો ઉદ્ભવ હિરણ્ય ( સુવર્ણ ) ના અંડરૂપ ગર્ભમાંથી થયેલો છે અને તેથી ' ઋક્સંહિતા ' માં, ઉપર જણાવ્યા પ્રમાણે, તેને ' હિરણ્યગર્ભ ' નામથી ઓળખાવવામાં આવ્યો છે એ સ્વયંભૂ તથા જ્યોતિસ્વરૂપે હિરણ્યના ગર્ભમાથી ઉત્પન્ન થઇને સમસ્ત સૃષ્ટિને ઉત્પન્ન કરેલી છે અને સર્વ વિદ્યાઓ કિંવા સર્વ જ્ઞાન તથા વિજ્ઞાન આદિકની અધિષ્ઠાત્રી દેવી બ્રહ્માણી કિંવા સરસ્વતી એ હિરણ્યગર્ભ બ્રહ્માની જ

પત્ની હોવાથી અને હિન્દુધર્મની માન્યતા અનુસાર પત્ની પતિની અવિભક્ત અર્ધાંગરૂપિણી ( અર્ધાંગી ) હોવાથી સમસ્ત સૃષ્ટિના ઉત્પાદક ઉપરાંત સમસ્ત સૃષ્ટિના માનવ પ્રાણીઓને નાનાવિધ વિદ્યાઓ તથા કલાઓ આદિનાં જ્ઞાન તથા વિજ્ઞાનવડે વિભૂષિત કરનાર માનવજાતિનો આદ્ય જ્ઞાનદાતા પણ એ હિરણ્યગર્ભ બ્રહ્મા જ છે, એ વાર્તા તેના સરસ્વતીના સ્વામિત્વના યોગે સ્વયમેવ સિદ્ધ થઇ જતી હોવાથી એ વાર્તાની સિદ્ધિમાટે વિશેષ વિવેચન કિંવા પ્રમાણોને આ સ્થાનમાં ઉદ્ધૃત કરવાની આવશ્યકતા સ્વાભાવિક જ નથી રહેતી. અર્થાત્ હિરણ્યગર્ભ શબ્દના ઇતિહાસ તથા અર્થના આટલા વિવેચનને પર્યાપ્ત માનીને આપણે હવે હિન્દુ શબ્દના ઇતિહાસ તથા અર્થ આદિકનો વિચાર પણ કરી લઇએ.

' હિન્દુ ' શબ્દ અત્યારના સંસ્કૃત શબ્દકોષોમાં પ્રવિષ્ટ થઇ ગયેલો હોવા છતાં પણ એની સંસ્કૃત વ્યાકરણ સાથે સંબંધ ધરાવનારી વ્યુત્પત્તિ એ કોષોમાં આપવામાં નથી આવી; ' એક માનવજાતિનું નામ ' એટલો જ એ શબ્દનો અર્થ આપવામાં આવ્યો છે. * ભારતીય હિન્દુ વિદ્વાનો તથા પ્રાચ્યવિદ્યાવિશારદ

---

* સર મોનિયર-વિલિયમ્સકૃત પ્રચંડ ' સંસ્કૃત-ઇંગ્લિશ ' શબ્દકોષમાં ' હિન્દુ ' શબ્દનો સમાવેશ કરાયલો હોવા છતાં એ શબ્દને ફારસી ભાષામાંથી આવેલા શબ્દ તરીકે ઓળખાવવામાં આવ્યો છે, એથી એ શબ્દકોષકાર એ શબ્દની યાવનિક મૌલિકતાના પ્રતિપાદક પ્રાચ્યવિદ્યાવિશારદ પાશ્ચાત્ય પંડિત છે; એ. એ. મૅકડોનલકૃત ' A Practical Sanskrit Dictionary ' માં અહિન્દુ શબ્દ તરીકે ' હિન્દુ ' શબ્દને બહિષ્કૃત રાખવામાં આવ્યો છે; વી. એસ. આપ્ટેકૃત ' ધિ પ્રૅક્ટિકલ સંસ્કૃત-ઇંગ્લિશ ડિક્ષનરી 'માં ' હિન્દુ ' શબ્દ લેવાયલો છે છતાં તેની સંસ્કૃતમૂલક કિંવા ફારસીમૂલક કોઇ પણ પ્રકારની વ્યુત્પત્તિ આપવામાં નથી આવી. અમુક ગુજરાતી-ઇંગ્લિશ શબ્દકોષોમાં વૈકલ્પિક તરીકે એ શબ્દની સંસ્કૃત

પાશ્ચાત્ય પંડિતોના સમુદાયમાં જેવી રીતે એ શબ્દની સંસ્કૃત મૌલિકતાને માનનારો એક પ્રબલ પક્ષ અસ્તિત્વ ધરાવે છે તેવી જ રીતે એ શબ્દની યાવનિક મૌલિકતાનો પ્રતિપાદક એક તેટલો જ પ્રબલ દ્વિતીય પક્ષ પણ વિદ્યમાન છે. હિન્દુ શબ્દની સંસ્કૃત મૌલિકતા-પ્રતિપાદક દેશી તથા વિદેશી, હિન્દુ તથા અહિન્દુ વિદ્વાનોએ એ શબ્દની ભિન્ન ભિન્ન અનેક વ્યુત્પત્તિયો પોતાની માન્યતાના સમર્થન-માટે આપેલી હોઇને તેમાંથી ' સિન્ધુ ' શબ્દ સાથે સંબંધ ધરાવનારી વ્યુત્પત્તિ બહુધા સર્વમાન્ય થયેલી છે અને આ ગ્રંથનો લેખક પણ ' હિન્દુ ' શબ્દની ' સિન્ધુ ' શબ્દ સાથે સંબંધ ધરાવનારી અત્યંત સરલ, અતિશય બુદ્ધિગમ્ય, સંપૂર્ણ સ્વાભાવિક તથા સર્વ-માન્ય વ્યુત્પત્તિનો જ પ્રતિપાદક તથા સમર્થક છે, એ વાર્તાને પણ પાઠકો તથા પાઠિકાઓએ અવશ્ય લક્ષમાં રાખી લેવાની છે. એ વ્યુત્પત્તિનું ઇતિહાસ તથા અપભ્રંશના નિયમ સાથે ઘનિષ્ટ સંબંધ ધરાવનારૂં સ્વરૂપ નીચે દર્શાવ્યા પ્રમાણેનું છે અને અમો પાઠકો તથા પાઠિકાઓને એ વ્યુત્પત્તિના સ્વરૂપને લક્ષપૂર્વક જાણી લેવાની તથા મસ્તિષ્કમાં સ્થિર કરી દેવાની આગ્રહપૂર્ણ પ્રાર્થના કરીએ છીએ.

' सिन्धु ' શબ્દની સ્વ. આપ્ટેકૃત સંસ્કૃત–ઇંગ્લિશ શબ્દકોષમાં જે વ્યુત્પત્તિ આપવામાં આવી છે તે આ પ્રમાણે છેઃ " स्यन्द्–उद् संप्रसारणं दस्य धश्च " આ વ્યુત્પત્તિ તેમણે સ્વ. તારાનાથ-તર્ક વાચસ્પતિકૃત સંસ્કૃત ભાષાના ' वाचस्पत्यं बृहदभिधानम् ' નામક બૃહત્શબ્દકોષના આધારે આપેલી છે. એમાંના ' स्यन्द् ' ધાતુમાંના ' स्य 'નું વ્યાકરણના નિયમથી સંપ્રસારણ થતાં ' स्य 'ના સ્થાનમાં ' सि ' અક્ષર આવી ગયો છે અને અંતિમ ' द् '

મૌલિકતા તથા ફારસી મૌલિકતા–ઉભય મૌલિકતાઓને દર્શાવી દેવામાં આવી છે અને તે એટલામાટે કે જેને એમાંની જે મૌલિકતા યોગ્ય જણાય તે વ્યક્તિથી તે મૌલિકતાને સ્વીકારી શકાય.

અક્ષરનું 'ધ'ના રૂપમાં પરિવર્તન થઇ ગયું છે, એ જ એ વ્યુત્પત્તિનો અર્થ છે 'શબ્દકલ્પદ્રુમ' નામક પ્રચંડ શબ્દકોષમાં પણ 'सिन्धु' શબ્દની એ જ ('स्यन्द् × उ, धे') વ્યુત્પત્તિ આપવામાં આવી છે આ વ્યુત્પત્તિના યોગે 'सिन्धु' શબ્દમાં અન્તિમ વ્યંજન 'द्' હોઇને પછીથી તેનું 'ધ'ના સ્વરૂપમાં પરિવર્તન થયેલું હોવાની ઘટના સ્પષ્ટ થઇ જાય છે, એટલે કેવળ 'सि' માંના 'स्' વ્યંજનના 'ह्' વ્યંજનના રૂપમાં થયેલા પરિવર્તનના વિચાર કિંવા અનુસંધાનનું કાર્ય જ આપણામાટે અવશિષ્ટ રહે છે 'सिन्धु' શબ્દના આદિમ 'स' નું 'ह्' વ્યંજનના સ્વરૂપમાં થઇ ગયેલું પરિવર્તન વિદેશીઓના એ શબ્દના 'હ'કારાત્મક ઉચ્ચાર તેમ જ આપણા પોતાના દેશના લોકોના પ્રાંતિક ઉચ્ચારભેદના કારણથી જ થયેલું છે 'સ' ના સ્થાનમાં 'હ ના ઉચ્ચારની પ્રવૃત્તિ અત્યન્ત સામાન્ય, સરળ તથા સ્વાભાવિક હોવાથી અત્યાર સુધી પણ પોતાના અસ્તિત્વને અવિચલ રાખી રહેલી છે અસુર, સમાહ, સોમ સાર અને એવા અન્યાન્ય અનેક શબ્દોમાંના 'સ'કારના સ્થાનમાં સામાન્યત 'હ'કારનો જ ઉચ્ચાર કરવામાં આવે છે, યથા અહુર, હફ્તા, હોમ અને હઝાર ઇત્યાદિ સામાન્યત સાસૂ, સસરો, સાળો, સગાઇ, સભાગ તથા શંખ આદિક શબ્દોના ગુર્જર ભાષાભાષીઓના મુખથી થતા હાહૂ, હહરો, હાળો હગાઇ, હભાગ તથા હખ આદિક 'હ'કારાત્મક ઉચ્ચારો અમારા પાઠકો તથા પાઠિકાઓએ તેમની જ મભાષા પણ ગુજરાતી જ હોવાથી અવશ્ય સાંભળેલા હોવા જ જોઇએ, કિંબહુના કેટલાંક પાઠકો તથા પાઠિકાઓ તો કદાચિત્ પોતે પણ એ 'સ'કારાત્મક શબ્દોને આવી રીતે 'હ'કારાત્મક સ્વરૂપમાં જ ઉચ્ચારતાં હોવાં જોઇએ એવો અમારો દૃઢ વિશ્વાસ હોવાથી એના સંબંધમાં વિસ્તૃત ચર્ચા અમોને સર્વથા અનાવશ્યક જણાય એ સ્વાભાવિક છે અર્થાત્ આટલા પ્રમાણોથી જ 'હિન્દુ' શબ્દ 'સિન્ધુ' શબ્દનું અપભ્રંશ

સ્વાભાવિક લૌકિક સ્વરૂપ હોવાથી તેમ જ એ શબ્દની સંસ્કૃત મૌલિકતાની વાર્તા કોઇ પણ પ્રકારના સંશય કિંવા અપવાદ વિના સર્વથા નિઃસંશય તથા નિરપવાદ સ્વરૂપમાં સિદ્ધ થઈ જતી હોવાથી જે પ્રચંડ પંડિતો એ શબ્દની યાવનિક મૌલિકતાના પ્રતિપાદક હોવાથી એ શબ્દને ફારસી અથવા અરબી ભાષામાંથી આવીને ભારતીય ભાષામાં મળી ગયેલા હીનાર્થદર્શક શબ્દ તરીકે માની તથા મનાવી રહ્યા છે તે પ્રચંડ પંડિતોની એ માન્યતાને અમો તો અવશ્ય પ્રચંડ પ્રમાદમૂલક જ માનીએ છીએ અને કાશી ‘ નાગરી પ્રચારિણી સભા ’ના પ્રચંડ તથા અવિશ્રાંત પરિશ્રમના અત્યંત ઉજ્જવલ સુપરિણામ તરીકે પ્રકટ થયેલા હિન્દી ભાષાના ‘હિન્દી શબ્દસાગર ’નામક બૃહચ્છબ્દકોષમા એ ‘ હિન્દુ ’ શબ્દના વિશેષ સ્પષ્ટીકરણદ્વારા એ વિઘાતક માન્યતાનું જે અખંડનીય ખંડન કરવામાં આવ્યું છે તેને જ અનુવાદના રૂપમાં અહીં એ વિઘાતક માન્યતાના પ્રતિપાદક પંડિતો સમક્ષ સાદર કરી દઇએ છીએ.

એ ‘ હિન્દી શબ્દસાગર ’ નામક કોષમાં ‘ હિન્દુ ’ શબ્દના સામાન્ય અર્થોનો ઉલ્લેખ કરી દીધા પછી જે એક આવશ્યક વિશેષ સ્પષ્ટીકરણ કરવામા આવ્યું છે તેનો આશય એ છે કે—

" આ ( ‘ હિન્દુ ’ ) નામ પ્રાચીન પારસીઓએ (આર્યોને) આપેલું હોઇને તેમના દ્વારા જ સમસ્ત સંસારમાં આર્યોના એ ‘ હિન્દુ ’ નામનો પ્રચાર થયેલો છે. પ્રાચીનકાલિક ભારતીય આર્યો પોતાની ધર્મવ્યવસ્થાને ‘ વર્ણાશ્રમ–ધર્મ ’ના નામથી ઓળખતા હતા અને અનાર્ય દ્રવિડ જાતિઓને યદ્યપિ તેમણે પોતાના સમાજમાં મેળવી લીધી હતી, તથાપિ એ સંમિશ્રણ કાર્ય તેમણે તેમને પોતાના વર્ણાશ્રમના અંગના રૂપમા પરિવર્તિત કર્યા પછી; એટલે કે, સિદ્ધાન્તના રૂપમા તેમને કોઇ એક વિશિષ્ટ આર્ય ઋષિ કિંવા આર્ય રાજા આદિકના સંતતિ તરીકે માની લીધા પછી જ

કર્યું હતું; તેમને આર્યજાતિના વંશજ બનાવ્યા પછી જ તેમને આર્યજાતિમાં મેળવી લેવાનો વિધિ કરવામાં આવ્યો હતો. ત્યાર પછી શક, હૂણ તથા યવન આદિક લોકોને પણ વશિષ્ઠ ઋષિદ્વારા ( તેમના યૌગિક પ્રભાવથી ગોગર્ભમાંથી ઉત્પન્ન થયેલા વીરસંતાન માનીને જ ) હિન્દુસમાજમાં શમાવી દેવામાં આવ્યા હતા. સારાંશ કે, ભારતીય આર્યો પોતાની ધર્મવ્યવસ્થાને અર્વાચીન સંપ્રદાયો ( મજહબો ) પ્રમાણે સર્વત્ર પ્રચારતા ન હોતા અને તેથી આસપાસની અથવા અન્ય દેશોમાંથી આવેલી બીજી માનવજાતિ સભ્યતાના સંસ્કારના રૂપમાં પોતાની મેળે જ આર્યજાતિની ધર્મવ્યવસ્થાને સ્વીકારી લેતી હતી. પ્રાચીન કાળમાં આર્યસભ્યતા કિંવા આર્યસંસ્કૃતિના બે પ્રધાન કેન્દ્ર હતાં; પ્રથમ કેન્દ્ર ભારતવર્ષ અને દ્વિતીય કેન્દ્ર પારસ (વર્તમાન ઇરાન). એ ઉભય કેન્દ્રોમાં પારસ્પરિક ભેદ અતિશય અલ્પ, નહિવત્ હતો. સર્વથી પ્રથમ હૂણ જાતિના લોકોએ પારસિક સભ્યતાને સ્વીકારી હતી અને ત્યાર પછી તેઓ ભારતવર્ષમાં આવીને ભારતીય આર્યોના સમાજમાં મળી ગયા હતા. શકજાતિ તો આર્યજાતિની જ એક શાખા હતી. અંતે બહુ કાળ પછી અરબસ્તાનમાં 'ઇસ્લામ' નામક મુહમ્મદીય મજહબનો ઉદ્ભવ થતાં અને ઇરાનમાં પણ એ ઇસ્લામનો પ્રચાર થઇ જતાં પારસવાસી આર્યો જ્યારે ( બળાત્કાર તેમ જ સ્વેચ્છાથી ) ઇસ્લામને પોતાના સંપ્રદાય તરીકે સ્વીકારીને મુસ્લિમ થઇ ગયા ત્યારે તેમણે બુદ્ધિપૂર્વક 'હિન્દુ' શબ્દ સાથે કાફિર, કાળા રંગનો માણસ, જેનું હૃદય મલિન હોય તે મનુષ્ય તથા લૂટારો આદિક અનેક કુત્સિત અર્થોને પણ જોડી દીધા ( એટલે અત્યારના ફારસી ભાષાના કોષોમાં હવે 'હિન્દુ' શબ્દના એ અર્થો પણ જોવામાં આવી શકે છે ). અર્થાત્ જ્યાં સુધી પારસદેશવાસી આર્ય પારસિકો આર્યધર્મના અનુયાયી રહ્યા હતા ત્યાં સુધી તેઓ સિન્ધુસ્થાનના નિવાસી આર્યજાતિના અનુ-

બ્યોના અર્થમાં 'હિન્દુ' શબ્દનો એક ઉત્તમ તથા આદરદર્શક અર્થયુક્ત શબ્દ તરીકે જ પ્રયોગ કર્યા કરતા હતા; કારણ કે, એ 'હિન્દુ' શબ્દ 'સિન્ધુ' શબ્દનો જ ફારસી અપભ્રંશ હતો અને છે." ( જુઓ 'હિન્દી શબ્દસાગર' માંનો 'હિન્દુ' શબ્દ પૃષ્ઠ ૩૮૧૪ )

પ્રાચીન કાળમાં ભારતવાસી આર્યો તથા પારસવાસી આર્યોનો પરસ્પર અત્યંત ઘનિષ્ટ સબંધ અસ્તિત્વ ધરાવતો હતો અને પારસિક આર્યજાતિ ભારતીય આર્યજાતિની એક પ્રાચીન શાખા જ હતી એ વાર્તા અસંખ્ય ઐતિહાસિક પ્રમાણો તથા ભાષાશાસ્ત્રનાં અખંડનીય સામ્યદર્શક વિવેચનો દ્વારા એટલા બધા નિર્વિવાદ સ્વરૂપમાં સિદ્ધ થઇ ગઇ છે કે એ વાતાની સિદ્ધિને નવીન સ્વરૂપમાં ચર્ચવાની લેશમાત્ર પણ આવશ્યકતા નથી રહી. અર્થાત્ એ ઉભયદેશવાસિની ઉભય આર્યજાતિયોના આવા પારસ્પરિક ઘનિષ્ટ સંબંધના ફળ તરીકે યજ્ઞકાર્યને સંપન્ન કરવામાટે ભારતીય યાજકો પારસ દેશમાં જતા હતા અને પારસ દેશના યાજકો ભારતવર્ષમાં પણ આવતા હતા. અત્યારે પણ શાકદ્વીપમાં જે 'મગ' નામક જાતિના બ્રાહ્મણો વસે છે તેઓ મૂળ ફારસ અથવા પારસ દેશના પૂર્વોત્તર પ્રદેશમાંથી જ આવેલા છે. ઇ. સ. થી ૫૦૦ વર્ષ ( આજથી લગભગ ૨૫૦૦ વર્ષ ) પૂર્વે દારા ( દારાય વહુ ) નામક પારસિક રાજ્યકર્તાના સમયમાં સિંધુદેશની આસપાસના પ્રદેશમાં પારસિકોએ પોતાના શાસનાધિકારને સ્થાપી દીધો હતો અને એ ઘટનાએ સિંધુદેશવાસી તથા પારસદેશવાસી આર્યોના પારસ્પરિક ઘનિષ્ટ સંબધને સ્વાભાવિક ઘનિષ્ટતર કરી બતાવ્યો હતો. પ્રાચીન પારસિક ભાષામાં સસ્કૃત 'स'નો ઉચ્ચાર 'ह' થતો હતો કે જેના 'સપ્ત'ના 'હફ્ત' આદિક ઉચ્ચારો ઉપર ઉદાહરણ તરીકે અપાયલાં છે. એ નિયમ અનુસાર પ્રાચીન પારસ દેશમાં સંસ્કૃત 'સિન્ધુ' શબ્દનો ઉચ્ચાર 'હિન્દુ' અથવા 'હિન્દ' થતો હતો.

પારસીઓના ' અવેસ્તા ' નામક ધર્મગ્રંથમા જેનો વેદોમાં ' સપ્ત-સિંધુ ' નામથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેનો ઉલ્લેખ ' હફ્ત હિન્દુ ' અથવા ' હફ્ત હિન્દ ' નામથી કરાયલો આપણા જોવામાં આવી શકે છે. આનું પરિણામ એ થયું કે સમયના વહન સાથે એ શબ્દ, અર્થાત્ ' હિન્દ ' શબ્દ, સમસ્ત ભારતવર્ષ નામક દેશના અર્થમા રૂઢ થવા મંડી ગયો. પ્રાચીન યૂનાનીઓ ( ગ્રીક લોકો ) જ્યારે પારસ દેશમાં આવ્યા ત્યારે તેમને ભારતવર્ષનો પરિચય થયો અને તેથી તેઓ પોતાની શબ્દોચ્ચારપ્રણાલી અનુસાર ફારસી ' હિન્દ ' શબ્દને ' ઇન્ડ ' કિંવા ' ઇન્ડિકા 'ના રૂપમાં ઉચ્ચારવા મંડી ગયા એટલે આજકાલના ભારતવર્ષવાચક ' ઇન્ડિયા ' શબ્દનો એ ગ્રીક ' ઇન્ડ ' અથવા ' ઇન્ડિકા ' શબ્દમાથી જ ઉદ્ભવ થયેલો છે એ વાર્તા તો તરત જ સમજી શકાય તેવી છે. સારાંશ કે, આવી રીતે ' હિન્દુ ' શબ્દ મૂળ ઉત્તમ અર્થનો વાચક તથા દર્શક હોવા છતાં તેની સાથે પાછળથી હિન્દુદ્વેષી મુસ્લિમોએ અધમતાદર્શક અર્થોને જોડી દીધેલા હોવાથી કાંઈ એ અકલંક શબ્દની ઉત્તમતા અધમતાના રૂપમા પરિવર્તિત થઇ જાય તેમ નથી. અર્થાત્ ' હિન્દુ ' શબ્દના રૂઢ સ્વરૂપને વિશુદ્ધ સંસ્કૃત સ્વરૂપ તરીકે સિદ્ધ કરી બતાવવાના આશયથી ' મેરુતંત્ર ' આદિક કેટલાક આધુનિક ગ્રંથોમાં તેમ જ કેટલાક અન્યાન્ય લેખોમા તે ગ્રંથો તથા લેખોના વિદ્વાન્ લેખકોએ એ શબ્દની જે કેટલીક ભિન્ન ભિન્ન વ્યુત્પત્તિયો આપેલી છે તે સર્વ વ્યુત્પત્તિયો કેવળ કલ્પનાજન્ય હોઇને સર્વથા અગ્રાહ્ય છે. જો વાસ્તવિકતાથી વિચાર કરવામાં આવે, તો ' હિન્દુ ' શબ્દમાં ' દ ' અક્ષર તો પ્રથમથી જ વિદ્યમાન હોઇને તે ' દ 'નું સંસ્કૃત વ્યાકરણના નિયમ અનુસાર જ ' ધ ' ના રૂપમાં, પૂર્વે જણાવ્યા પ્રમાણે, પરિવર્તન થયેલું હોઇને કેવળ ' સ ' અક્ષરનું જ ઉચ્ચારભેદના કારણથી ' હ ' કારમા પરિવર્તન થયેલું હોવાથી ' હિન્દુ '

અહીં સિન્ધુદેશની પ્રાચીન સીમા તથા સિન્ધુદેશના પ્રાચીન વિસ્તારના સંબંધમા પણ અમુક પરિમાણમાં સામાન્ય ઐતિહાસિક વિવેચનની આવશ્યકતા અમોને એટલામાટે અનિવાર્ય જણાય છે કે સામાન્ય અજ્ઞ તથા અશિક્ષિત જનતા ઉપરાત અમુક ભારતીય હિન્દુ તેમ જ પાશ્ચાત્ય અહિન્દુ ઇતિહાસવેત્તાઓ તથા પુરાતત્ત્વવિશારદોએ પણ પોતાના લખેલા ગ્રંથોમાં અત્યારના સિન્ધુપ્રાંત કિંવા સિન્ધુપ્રદેશના વિસ્તારને જ પ્રાચીન સિન્ધુદેશની સીમા કિંવા સીમાઓ તરીકે સ્વીકારી લેવાનો અક્ષમ્ય પ્રમાદ કરી બતાવ્યો છે અને તેથી તેમના એ પ્રમાદના પરિમાર્જન વિના સામાન્ય જનતાની ભ્રાંતિનો ભંગ ન થાય એ સર્વથા સ્વાભાવિક ઘટના છે અર્થાત્ પ્રાચીનકાલિક સિન્ધુદેશમા અત્યારના પંજાબ, મુલ્તાન તથા સિન્ધુ નામથી ઓળખાતા ત્રણે પ્રાંતોનો તેમ જ કચ્છ નામથી ઓળખાતી વર્તમાન સિંધુસંલગ્ન ભૂમિનો પણ સમાવેશ જઇ જતો હતો, કારણ કે, અત્યારે જે પ્રદેશ 'કચ્છ' નામથી વિખ્યાત હોઇને જે પ્રદેશમા ઇતિહાસપ્રસિદ્ધ જાડેજા નામક ક્ષત્રિય રાજવંશની રાજસત્તા વિદ્યમાન છે તે કચ્છરાજ્ય પણ સિન્ધુદેશાન્તર્ગત જ હતું કે જેના પ્રાચીન ઇતિહાસોમા અનેક પ્રમાણો વિદ્યમાન છે અને સિન્ધુ તથા કચ્છની ભાષાઓનો પારસ્પરિક ઘનિષ્ટ સંબધ તો વળી એ વાર્તાને નિર્વિવાદ સ્વરૂપમા સિદ્ધ કરી રહ્યો છે. અત્યારે જેને 'સિન્ધુ' નામથી ઓળખવામા આવે છે તે પ્રદેશ તો પ્રાચીન કાળમાં વિશાળ સિન્ધુદેશના એક વિભાગ તરીકે 'સૌવીર' નામથી જ ઓળખાતો હતો આના વિસ્તૃત વિવેચનને જોવાની જેમની ઇચ્છા હોય તેમને અમો રાયચૌધરીકૃત અંગ્રેજી ભાષામાં લખાયલા 'પ્રાચીન ભારતનો રાજનૈતિક ઇતિહાસ '–Political History of Ancient India–નામક ઇતિહાસગ્રંથમાં તે જોઈ લેવાની પ્રાર્થના કરીએ છીએ આ વિષય તે ગ્રંથના ૩૧૮ મા પૃષ્ઠમા ચર્ચાયલો છે. 'કુંડકુક્ષિ

સિન્ધવ જાતક ' નામક ગ્રંથમાંના (પૃષ્ઠ ૨૫૪) એ વિષયના ઉલ્લેખ દ્વારા એ વાર્તા આપણા જાણવામાં આવી શકે છે કે ઉત્તરાપથના વ્યાપારીઓ કાશીમા 'સૈન્ધવ' ( અશ્વ અથવા ઘોડા ) વેચવામાટે આવતા હતા એ વિધાનથી એ જ વાતા સિદ્ધ થાય છે કે પ્રાચીન સિન્ધુ દેશ ઉત્તરાપથમાં હતો અને અત્યારનો જે સિન્ધુ પ્રાન્ત છે તે, પ્રાચીન પરિભાષા અનુસાર પશ્ચિમદેશ સાથે સબધ ધરાવતો હતો સંસ્કૃત ભાષામાં 'સૈન્ધવ' શબ્દ જેવી રીતે અશ્વનો વાચક છે તેવી જ રીતે ખનિજ લવણ ( લૂણ )નો પણ વાચક છે કે જેનો અપભ્રંશ અત્યારની પ્રચલિત સિધી, કચ્છી તથા ગુજરાતી આદિક ભાષાઓમા ' સીંધા લૂણ ' થઇ ગયો છે સૈન્ધવ શબ્દના એ બે વિશિષ્ટ અર્થો એ કારણથી નિશ્ચિત, પ્રચલિત તથા સર્વમાન્ય રૂઢ થઇ ગયા હતા કે તે કાળના સિન્ધુદેશમાં એ ઉભય વસ્તુઓ અત્યન્ત ઉત્તમ તથા વિપુલ પરિમાણમાં ઉત્પન્ન થતી હતી અર્થાત્ વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી, જો ઉપર જણાવ્યા પ્રમાણે સિન્ધુદેશની પ્રાચીન વિશાળતાને સ્વીકારવામા ન આવે, તો એમાના ખનિજ લવણ ( સીંધા લૂણ ) સાથેના સિન્ધુદેશના સબધને કોઈ પણ પ્રકારે આપણાથી સપ્રમાણ સ્થાપી તથા સિદ્ધ કરી શકાય, એ ઘટના સર્વથા અસભવનીય છે, કારણ કે, જે સ્થાનમાં એ ' સૈન્ધવ ' ની ઉત્પત્તિ થાય છે તે પાર્વત્ય પ્રદેશ અત્યારના સિન્ધુપ્રદેશની સીમામા નથી, કિન્તુ આધુનિક સિન્ધુસાગર દોઆબમાં જ વિદ્યમાન છે એટલે એથી સિન્ધુદેશની પ્રાચીન વિશાલતા સ્વયમેવ સિદ્ધ થઈ જાય છે રાયચૌધરી મહાશયે પ્રાચીન ' સૌવીર 'ને આધુનિક સિન્ધુપ્રદેશના કેવળ દક્ષિણ ભાગ તથા સિન્ધુનામધારી પ્રદેશને આધુનિક સિન્ધુ-પ્રદેશના ઉત્તર ભાગ તરીકે ઓળખાવ્યો છે એ તેમની માન્યતાને અમો વાસ્તવિક તથા નિર્ભ્રાન્ત માન્યતા તરીકે એટલામાટે નથી સ્વીકારી શકતા કે અમારી માન્યતા અનુસાર અત્યારના સિન્ધુપ્રદેશનો ઉત્તર

ભાગ પણ ' સૌવીર ' જ હતો, કારણ કે, સૌવીરની રાજધાની રોરૂક હોવાનો ' દીઘનિકાય ' નામક પુરાતન બૌદ્ધ ગ્રંથનાં પૃષ્ઠ ૨૦૮ તથા ૯૫માં સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને એ ગ્રંથને ' પાલી ટેક્સ્ટ સોસાયટી 'એ છપાવીને પ્રકાશિત પણ કરી દીધો છે એટલે એ ગ્રંથનું કોઇ પણ જિજ્ઞાસુ વ્યક્તિથી નિરીક્ષણ કરી શકાય તેમ છે એ રોરૂક ' તે જ સામ્પ્રતની આમેના સિન્ધુતીરપ્રાંતમાંનું ' રોહિડી ' નામક સામાન્ય નગર છે કે જે આધુક સિન્ધુપ્રદેશના ઉત્તર ભાગમાં જ આવેલું છે જે સિન્ધુ ( હિન્દુ ) પ્રાંત પારસિક સામ્રાજ્યમાં સંમિલિત હતો તે પણ અમારી માન્યતા અનુસાર આધુનિક સિન્ધુપ્રાંત નહિ, કિન્તુ પ્રાચીન વિશાળ સિન્ધુપ્રદેશ જ હતો; પરન્તુ રાયચૌધરી મહાશય પોતાના ગ્રંથમાંના ' પારસી ' શીર્ષક પ્રકરણમાં એ વાતાને ભૂલી ગયા છે, કારણ કે, ગ્રીક લેખકોના વિધાન અનુસાર પારસિક ' સિન્ધુ ' ( પારસિક હિન્દુ ) પ્રાંતની પૂર્વ દિશાએ મરુભૂમિ વિસ્તરેલી હતી કે જે મરુભૂમિ વર્તમાન રાજસ્થાન ( રાજપૂતાના )ના 'થર' ( થરપારકર )ની ભૂમિ નહિ, કિન્તુ સિન્ધુસાગર દોઆબની જ સ્તર (થર) ભૂમિ હોઇ શકે તેમ છે. પંજાબના બાર અને થલ તથા બાગરમાં મેંઢા અથવા ઘેટાંને પાળવાનો વ્યવસાય પણ અતિશય મહત્ત્વનો મનાય છે. વૈદિક કાળથી જ રાવી નદીનો તીરપ્રાંત તથા ગાધાર દેશ ત્યાંના એ પાળેલા મેંઢાના ઊનના યોગે અતિશય ખ્યાતિ ધરાવતા આવ્યા છે, કારણ કે, એ પ્રદેશોમાંની એ મેષ-ઊર્ણા ( મેંઢાનું ઊન ) અતિશય ઉષ્ણ તથા મૃદુ હોવાથી અન્ય પ્રદેશમાંના ઊનથી એ ઊનની કદાપિ લેશમાત્ર પણ પ્રતિસ્પર્ધા કરી શકાતી નથી * આજે પણ સમસ્ત હિંદુસ્થાનમાં ઊનનો જો કોઇ પણ મોટામાં મોટો બજાર હોય તો તે પંજાબના ફીરોજપુર

* ઋગ્વેદ ૧, ૧૨૬ ૭ [ ગાધાર ] ૪, ૨૨, ૨, ૫, ૫૨૯ ( રાવી તીરપ્રાંત ), જુઓ ' વૈદિક ઇન્ડેક્સ ' નામક ગ્રંથમાંનો 'પરુષ્ણી' શબ્દ

તથા ઇક્ષ્વાકુવંશ આદિક અનેક નામો વડે ઓળખાતા પ્રાચીનતમ તથા આદિમ સૂર્યવંશ ( ક્ષાત્રવંશ )નો વિસ્તૃત તથા પ્રામાણિક ઇતિહાસ લખવાની આકાંક્ષાની પૂર્તિનો અભીષ્ટ અવસર નિકટવર્તી ભવિષ્યમા આવી લાગશે, તો સૂર્યવંશના ઇતિહાસ સાથે પ્રાચીનતમ સિન્ધુદેશના ઇતિહાસનો અત્યત અવિભાજ્ય તથા ઘનિષ્ટ સબધ હોવાથી પ્રસ્તુત ગ્રથકાર તે અવસરે પ્રાચીન સિન્ધુદેશના ઇતિહાસને અવશ્ય વિસ્તારપૂર્વક ચર્ચી બતાવશે, કારણ કે, પ્રસ્તુત ગ્રંથકારની જન્મભૂમિ કચ્છ હોવાથી અને ઉપર જણાવ્યા પ્રમાણે કચ્છપ્રદેશ પ્રાચીન સિન્ધુદેશનો જ એક સીમાન્તસ્થિત મહત્ત્વશીલ વિભાગ હોવાથી એક પ્રકારે પ્રસ્તુત ગ્રથકાર એ પ્રાચીનતમ સિન્ધુભૂમિનો જ સૂર્યવશમા સભવેલો ( જન્મેલો ) ચિરજીવી છે અને તેથી જો તેના હૃદયમાં સિન્ધુભૂમિના સબધમા અભિમાનયુક્ત આત્મીય ભાવ વસી રહ્યો હોય તો તે સર્વથા સ્વાભાવિક તથા નૈસર્ગિક ઘટના છે.

આ વિસ્તૃત વિવેચનના વાચનથી પાઠકો તથા પાઠિકાઓ આ ગ્રંથના નામકરણના એ શિષ્ટ આશયને તત્કાળ અવગત કરી શકે એમ છે કે જેવી રીતે આ વિશ્વનો ઉત્પાદક તથા જ્ઞાનદાતા ' હિરણ્યગર્ભ ' ( બ્રહ્મા ) છે તેવી જ રીતે આ વિશાળ સૃષ્ટિમાંના સર્વ દેશોના લોકોને નાનાવિધ જ્ઞાનના ભડારો વડે અલકૃત કરનાર ભારતીય હિન્દુ હોવાથી અને એ વાર્તા પ્રસ્તુત ગ્રથના પ્રત્યેક પૃષ્ઠમાં નિષ્પક્ષપાત વિદેશી તથા વિધર્મી પડિતોના પ્રમાણોદ્વારા નિર્વિવાદ તથા અખડનીય સ્વરૂપમાં સિદ્ધ કરી બતાવવામાં આવેલી હોવાથી જ્ઞાનના દાનમા હિન્દુને હિરણ્યગર્ભ માનીને આ ગ્રથનું સાર્થક તથા અન્વર્થક નામ ' હિરણ્યગર્ભ હિન્દુ ' રાખવામા આવ્યુ છે અને એ નામના અધિકતર સ્પષ્ટીકરણમાટે એની વ્યાખ્યા તરીકે ' યશસ્વિની હિન્દુજાતિના દિવ્ય ગૌરવનો ઇતિહાસ ' એ ઉપનામને પણ જોડી દેવામાં આવ્યુ છે અર્થાત્ ' હિન્દુ શ્રેષ્ઠત્વ ' એ ' Hindu Sup-

eriority'ના શાબ્દિક અનુવાદરૂપ નામ તેમ જ 'જગદ્ગુરુ ભારતવર્ષ' એ દેશવાસીઓને બદલે કેવળ દેશના અર્થના દર્શક નામ કરતાં અમોને 'હિરણ્યગર્ભ હિન્દુ' એ નામ જ અધિક ભાવવાહક, અધિક ગંભીર તથા અધિક અર્થસૂચક જણાયું છે અને અમારો દૃઢ વિશ્વાસ છે કે આ ગ્રંથના લક્ષપૂર્ણ પરિશીલન પશ્ચાદ્ અમારાં પ્રજ્ઞાશીલ પાઠકો તથા પાઠિકાઓને પણ એ જ નામ અધિક સુન્દર, સાર્થક, સત્કાર્ય તથા સમાદરણીય જણાશે અને જો તેમ થશે, તો આ ગ્રંથના નામકરણના સંબંધમા અમારી કલ્પકતાએ જે પ્રયાસ કર્યો છે તે પ્રયાસને અમો પૂર્ણ સફળ થયેલો માનીશું

અંતે પ્રયોજકની પ્રસ્તુત પ્રસ્તાવનાના પ્રારંભમાં પ્રદર્શિત કર્યા પ્રમાણે આ ગ્રંથના લેખનકાર્યનો ઇ. સ. ૧૯૦૬મા એટલે કે, આજથી ત્રીસ વર્ષ જેટલા દીર્ઘ કાળ પૂર્વે પ્રારંભ થયેલો હોવા છતાં અને એ દીર્ઘ કાલાવધિમાં અનેક આત્મીય તથા પ્રિય જનોના રુગ્ણશય્યાસેવન તથા અકાળ મૃત્યુની હૃદયવિદારિણી ઘટનાઓ; ઇ. સ. ૧૯૩૧ થી ૧૯૩૩ સુધીની મારી પોતાની અત્યંત નિરાશાજનક તથા પ્રાણઘાતિકા રુગ્ણતાની ઘટના અને તેની જ સાથે આર્થિક અનુકૂલતાના શિખર ઉપરથી એકાએક આર્થિક પ્રતિકૂલતાની ગહનતમ ગર્તામા આપાદમસ્તક પછડાઇ પડવાની, 'રાજા મટીને રંક' અથવા 'ભાગ્યશાળી મટીને ભિક્ષુક'ની ભયંકર પરિસ્થિતિમાં આવી પડવાની ઘટના આદિક અનેક અમઙ્ગળ સંકટ-પરંપરારૂપિણી ઘનઘોર વિઘ્નકારિણી ઘટનાઓ ઘટી ગયેલી હોવા છતાં આ ક્ષુદ્ર સરસ્વતીસેવકના આત્મા તથા હૃદયમાં એ સર્વ સંકટોને ધૈર્યપૂર્વક સહન કરી લેવાના અપૂર્વ સામર્થ્યને ભરી દઇને, આ દીન ભારતીભૃત્યના હૃદયમંદિરને ભયંકર નિરાશાપૂર્ણ પ્રસંગોમાં પણ ઇશ્વરવિષયક વિશ્વાસ તથા કલ્યાણવિષયક આશાની દિવ્ય જ્યોતિને અખંડ રૂપમાં પ્રજ્વલિત રાખીને અને

જ્યારે અણીની અંતિમ ઘટિકા આવી લાગી ત્યારે ધીરક્ષેત્રવાસી પરમપૂજ્ય મહન્ત શ્રી રામદાસજી મહારાજ જેવા વિદ્યાભ્યાસંગી તથા મારા ગુણગ્રાહક શુભચિન્તક મહાપુરુષની સાનુકંપ આર્થિક સહાયતાને મેળવી આપીને આ લેખક તથા 'હિન્દુગૌરવ ગ્રંથમાળા' ઉભયને નવીન જીવન સમર્પવાની અને તે નવીન જીવનના યોગે જ આ ગ્રંથના આવા ઉત્તમ સ્વરૂપમાં નિર્વિઘ્ન પ્રકાશનના અનિર્વચનીય આનન્દવર્ધક અવસરને લાવી બતાવવાની જે અશરણશરણ, તરણ તારણ, અધમોદ્ધારણ, ઘટઘટવ્યાપી, કર્તુમકર્તુમન્યથાકર્તુ શકય તથા ભયભીડ-ભજન ભક્તવત્સલ ભગવાને અપૂર્વ કૃપા કરી બતાવી છે તે વિઘ્નહારક તથા દીનબન્ધુ વિશ્વપાલક પરમાત્માનાં શ્રીચરણોમાં કૃતજ્ઞતા તથા ભક્તિ-ભાવપૂર્વક મસ્તક નમવીને તેમ જ તે પરમોદાર પરમેશ્વર પાસેથી આ ગ્રંથમાળાના નવજીવનદાતા પૂજ્ય મહન્ત શ્રી રામદાસજી મહારાજ તથા આ ગ્રંથમાળાના સર્વ શુભચિન્તકો તેમ જ પુરસ્કારક આશ્રયદાતાઓના કલ્યાણ સાથે પોતાના કલ્યાણની પણ વારંવાર આગ્રહપૂર્ણ યાચના કરીને આ પુસ્તકનો આસ્તિક તથા આશાવાદી પ્રયોજક, આ ગ્રંથના દ્વિતીય ખંડના શીઘ્ર પ્રકાશનના ઇશ્વરકૃપાધીન વચનપાલન સહિત, આ પ્રસ્તાવનાને પૂર્ણ કરીને પોતાની લેખિનીને કિંચિદ્ વિશ્રાંતિ સમર્પવાની આજ્ઞા ઇચ્છે છે ૐ શાંતિ

| | |
|---|---|
| વિલેપારલે<br>વિક્રમાબ્દ ૧૯૯૧ માર્ગશીર્ષ<br>શુકલ ૫ મી તા ૨૭-૧૨-૩૪<br>ગુરુવાર | ભવદીય કૃપાભિલાષી સારસ્વત સેવક<br>નારાયણ વિસનજી ઠક્કુર |

ॐ तत्सत्परमात्मने नमः ।

# સોલંકીવંશભૂષણ વાંસદાનરેશ મહારાજાધિરાજ શ્રી શ્રીમાન્ ઇન્દ્રસિંહજી મહારાજ અને તેઓ શ્રીમાન્‌ની એક આદર્શ અવનીન્દ્ર તરીકેની સમુજ્જવલ તથા અનન્ય યશસ્વિની કાર્યકીર્તિનો કિંચિત્ પરિચય

" प्रजां संरक्षति नृप. सा वर्द्धति पार्थिवम् ।
वर्द्धना द्रक्षणं श्रेय स्तदभावे सदप्यसत् " ॥
विष्णुशर्मा ( हितोपदेशः )

' The power of kings ( if rightly understood )
Is but a grant from Heaven of doing good
W Somerville —*Tables No 12*

" For therein stands the office of a king
His honour virtue merit and chief praise
That for the public all this weight he bears.
Milton —*Paradise Regained Bk 2 463*

**વાંસદા રાજ્ય** ગુજરાતના દક્ષિણ સીમાપ્રાન્તમા જે કેટલાંક દેશી રાજ્યો અત્યાર સુધી પણ પોતાના અસ્તિત્વને અવિચલ રાખી રહ્યા છે તે ભાગ્યશાળી દેશી હિન્દુરાજ્યોમા ' વાસદા રાજ્ય ' પોતાના પરમોજ્જવલ વિશિષ્ટ વ્યક્તિત્વના યોગે એક પ્રકારના વિશિષ્ટ તથા અગ્રગણ્ય પદપર વિરાજે છે એ રાજ્યને એ પરમોજ્જવલ વિશિષ્ટ વ્યકિતત્વ એ રાજ્યના આદિ સસ્થાપક ક્ષાત્રગુણમંડિત પ્રભાવશાળી રાજપુરુષ તથા ત્યાર પછીના તે મહાપુરુષના બહુસંખ્ય વિવિધગુણગૌરવાન્વિત તથા પ્રતિ ભાસ પન્ન વશંજોની પ્રજાપાલકતા ઉદારતા, વિદ્યાવિલાસિતા તથા સચ્ચારિત્ર્યયુક્ત નિષ્કલંક કાર્યકીર્તિના

પરિણામે જ પ્રાપ્ત થયેલું છે, એ વાતોને વિસ્તારીને વર્ણવવાની આવશ્યકતા અમોને એટલામાટે નથી જણાતી કે કોઇ પણ રાજ્ય કિંવા રાજ્યવંશની નિષ્કલંક નામના તથા પ્રજાપ્રિયતાનો તે રાજ્ય કિંવા રાજવંશના સુયોગ્ય રાજ્યકર્તા પુરુષોના નાનોચિત સદ્ગુણો સાથે જ ઘનિષ્ટ સંબંધ સંધાયલો હોય છે, એ કોઇ એક સામાન્યથી સામાન્ય બુદ્ધિ ધરાવનાર વ્યક્તિથી પણ તત્કાળ સમજી શકાય તેવી સરલ તથા સત્ય વાર્તા છે અર્થાત્ વાંસદાના સોલંકી રાજવંશમાં અતઃપૂર્વ એક પછી એક અનેક પ્રજાવત્સલ તથા પ્રજાપ્રિય પૃથ્વીપતિયો ઉત્પન્ન થતા રહ્યા છે, પોતપોતાની દેશકાલાદિક પરિસ્થિતિ અનુસાર પ્રગતિના પથમાં અગ્રગામી થઇને પોતાની, પોતાની પ્રજાની, પોતાના રાજવંશની તથા પોતાના રાજ્યની નાનાવિધ કલ્યાણકારિણી ઉન્નતિ કરતા રહ્યા છે અને પોતાના આદર્શ પૂર્વજોના એ વંશપરંપરાગત ઉત્કર્ષક્રમને અખંડ ચાલતો રાખીને, જે અનન્ય આદર્શ શ્રીમન્ત રાજપુરુષને પ્રસ્તુત 'હિરણ્યગર્ભ હિન્દુ' નામક હિન્દુજાતિગૌરવપરિચાયક ગ્રંથ અત્યંત પૂજ્યભાવપૂર્વક સમર્પવામાં આવ્યો છે તેમ જ ગ્રંથોત્સર્ગ સમક્ષ જે શ્રીમાન્‌નું છાયાચિત્ર પણ આપવામાં આવ્યું છે તે, વાંસદા રાજ્યના વર્તમાન મહારાજાધિરાજ મહારાવલ શ્રી ઇન્દ્રસિંહજી મહારાજશ્રીએ તો પોતાના મહાભાગ્યશાળી રાજ્યાભિષેક પછીના ૨૫ વર્ષ જેટલા સમયમાં પોતાના જન્મજાત અનન્ય પ્રજાવાત્સલ્યથી પ્રેરાઇને પોતાની વિશેષસંખ્ય દીન તથા નિરક્ષર પ્રજાના નાનાવિધ કલ્યાણનાં સાધનોને પોતાના રાજ્યમાં એટલી તો વિપુલ સંખ્યામાં વિસ્તારી દીધાં છે અને પોતાના રાજ્ય તથા પોતાની પ્રજાની એટલી તો અપરિમિત ઉન્નતિ કરી બતાવી છે કે પ્રત્યક્ષ દર્શન તથા અનુભવ વિના શ્રી વાંસદાનરેશની એ પ્રજાકલ્યાણકારિણી પવિત્ર પ્રવૃત્તિયોની કોઇ પણ વ્યક્તિથી અંશમાત્ર પણ યથાર્થ કલ્પના કદાપિ કરી શકાય, એ વાર્તા સર્વથા અશક્ય

તથા અસંભવનીય છે. પ્રસ્તુત ગ્રંથકારને પણ જ્યારે ગત વર્ષ (ઇ સ ૧૯૩૪)ના જુલાઇ માસમાં પૂર્વજન્મના કોઇ અગાધ પુણ્યના યોગે વાંસદાના દર્શનનો, શ્રીમન્ત મહારાજાશ્રીની નાનાવિધ પ્રજાકલ્યાણકારિણી પ્રવૃત્તિયોના પ્રત્યક્ષ નિરીક્ષણનો અને સ્વયં શ્રીમન્ત મહારાજાશ્રીના અત્યંત સરળ તથા પ્રજાકલ્યાણતત્પર નિરભિમાની આદર્શજીવનયુક્ત વ્યક્તિત્વના અનુભવનો પ્રત્યક્ષ યોગાનુયોગ પ્રાપ્ત થયો હતો ત્યારે જ તેઓ શ્રીમન્તની એ પ્રચંડ પ્રજાવત્સલતાની પ્રસ્તુત ગ્રંથકારથી વાસ્તવિક યથાર્થ તથા વાસ્તવિક કલ્પના કરી શકાઇ હતી અને એ કલ્પના જ આજે આ ગ્રંથના નિર્માતાની અશક્ત લેખિનીને એક પ્રકારનું અકલ્પનીય સામર્થ્ય સમર્પીને એ પ્રજાવત્સલ પૃથ્વીવલ્લભની ગુણપરિચાયિકા પ્રશસ્તિના પવિત્ર યોજનકાર્યમાં પ્રેરી રહી છે *

**વાંસદા રાજવંશનો ઇતિહાસ** રાજ્યગણના ઇતિહાસ સાથે સંબંધ ધરાવનારા જે કાંઇ પણ લઘુ તથા બૃહદ ગ્રંથો મારા જોવા તથા વાચવામાં આવ્યા છે તે ગ્રંથોમાંના ભાદરવા (રેવાકાંઠા)ના નિવાસી સ્વ અમૃતલાલ ગોવર્ધનરામ શાહ, સાપાવાડાકૃત (ઇ. સ ૧૯૦૨ માં મુદ્રાંકિત તથા પ્રકાશિત થયેલા) 'ભારત રાજ્યમંડળ અથવા ભરતખંડના દેશી રાજ્ય' નામક બૃહદ ગ્રંથ વિના અન્ય કોઇ પણ ગ્રંથમાં વાંસદા રાજ્યના રાજવંશનો સંક્ષિપ્ત કિંવા

---

* હું ગત વર્ષ (ઇ સ ૧૯૩૪)ના જુલાઇ માસની ૨૭ મી તારીખ ને શુક્રવારની રાત્રે અમદાવાદ ટ્રેનમાં રવાના થઇ તા ૨૮-૭-૩૪ શનિવારે પ્રભાતમાં બિલ્લીમોરા ખાતેથી મોટર દ્વારા વાંસદા પહોંચ્યો હતો અને ત્યાં મહારાજાશ્રીના અતિથિ તરીકે મહારાજાશ્રીની 'મુરલીસદન' નામક સર્વસુખસાધનપૂર્ણ અતિથિશાળા (ગેસ્ટ હાઉસ)માં એકંદર ચાર દિવસ (તા. ૩૧-૭-૩૪ સુધી) રહ્યો હતો અર્થાત્ એ ચાર દિવસમાં મને વાંસદા રાજધાની તથા વાંસદા રાજ્યના આવશ્યક અવલોકનનો પર્યાપ્ત અવસર મળી ગયો હતો

'વિસ્તૃત ઇતિહાસ વર્ણવાયલો મારા જોવામાં તો નથી જ આવી શક્યો. ' રાસમાળા 'માં પણ વાંસદા રાજવંશના ઉલ્લેખનો અભાવ જ દેખાયો છે, અને ' ભારત રાજ્ય મંડળ 'માં પણ વાંસદા રાજવંશનો જે ઇતિહાસ અપાયો છે તે પણ મારા પોતાના ઇતિહાસ વિષયક અભ્યાસને તો સર્વથા સત્ય તથા વિશ્વાસપાત્ર નથી જ જણાતો; કારણ કે, એમાં પ્રથમ તો પાટણના સોલંકી વંશના આદિ સંસ્થાપક મૂળરાજ સોલંકીના પિતા રાજ તથા કાકા બીજને તે સમયના કાન્યકુબ્જના સોલંકી રાજ્યકર્તા ભુવનાદિત્યના રાજકુમારો તરીકે ઓળખાવવામાં આવ્યા છે, એટલે એ વાર્તા જ મૂળ અસત્ય તથા ભ્રાંતિમૂલક હોવાથી ' प्रथमग्रासे मक्षिकापातः 'ના ન્યાયને દર્શાવી રહી છે અને તેમાં વળી પાટણના સોલંકી રાજવંશની એક શાખા તરીકે વાંસદાના રાજવંશને ઓળખાવીને પ્રમાદની પરિસીમા જ કરી બતાવવામાં આવી છે. અર્થાત્ જે સમયમાં ગુજરાતમાં સોલંકીવંશની સ્થાપનાની અને ચાવડાવંશના અસ્તની ઘટના ઘટી હતી તે સમયમાં ભુવનાદિત્ય નામક કોઇ સોલંકીવંશભૂષણ સમ્રાટ્ કાન્યકુબ્જ ( કનોજ )ના સિંહાસનને શોભાવતો જ ન હોતો એટલે એથી એમ જ કહેવું પડે છે કે ' मूलं नास्ति कुतः शाखा ' ? જ્યારે આ વૃત્તાન્તને આપણે ભ્રાંતિમૂલક તથા અસત્ય માનીએ ત્યારે અહીં સ્વાભાવિક જ એ પ્રશ્ન ઉપસ્થિત થઇ જાય છે કેઃ ' જો વાંસદાનો રાજવંશ પાટણના રાજ્યકર્તા સોલંકી વંશની શાખા ન હોય, તો પછી વાંસદા રાજ્યના આદિ સંસ્થાપક રાજપુરુષનો સંબંધ ક્યા તથા ક્યાંના સોલંકીવંશ સાથે હોવો જોઇએ ?'

મારી પોતાની માન્યતા અનુસાર વાંસદા રાજવંશના આદિ સંસ્થાપક સોલંકીવંશભૂષણ રાજપુરુષનો દાક્ષિણાત્ય સોલંકી ક્ષાત્રવંશ સાથે જ સંબંધ હોવો જોઇએ અને તે આદિ રાજપુરુષે પાટણમાં સોલંકી વંશના રાજ્યાધિકાર, કિંવદુના સામ્રાજ્યાધિકારની સ્થાપ-

નવીન નિવાસભૂમિના ગ્રામોને પોતાની આદિ નિવાસભૂમિના ગ્રામોનાં નામો વડે, નવીન નિવાસભૂમિની સરિતાઓને પોતાની મૂળ નિવાસભૂમિની સરિતાઓનાં અભિધાનો વડે અને પોતાની નવીન નિવાસભૂમિના પર્વતોને પોતાની પ્રાથમિક જન્મભૂમિના પર્વતોની સંજ્ઞાઓ વડે વિભૂષિત તથા અનુકૃત કરતા રહે છે જાવાદ્વીપમાં જઈ વસેલા ભારતવર્ષીય હિન્દુઓએ ત્યાંના નગરોને અયોધ્યા આદિક નામો વડે અનુકૃત કર્યાં હતાં અને અત્યારના સૌરાષ્ટ્ર ( કાઠિયાવાડ )માંના હાલાર ( નવાનગર અથવા જામનગર ) રાજ્યનો મૂળ સંસ્થાપક જાડેજા વંશનો જામ રાવળ કચ્છદેશનો નિવાસી હોવાથી પોતાની આદિ જન્મભૂમિના સ્મારક તરીકે પોતાના નવીન રાજ્યના ગ્રામોને તેણે કચ્છના ગ્રામોના નામો વડે જ દીપાવ્યાં હતાં એટલે અત્યારે કચ્છ તથા જામનગર રાજ્યમાં એક જ નામને ધરાવનારા અનેક ગ્રામો આપણા જોવામાં આવી શકે છે ઉદાહરણ તરીકે સનાયા માધાપર અથવા માધવપુર દેવલિયા તથા કલ્યાણપુર આદિક નામોવાળા ગ્રામો જેમ કચ્છ રાજ્યમાં તેમ જામનગર રાજ્યમાં પણ વિદ્યમાન છે, માત્ર એટલું જ નહિ પણ કચ્છના રાજ્યકર્તા જાડેજા ( સમાવંશી ) રાજપૂતો મૂળ સિન્ધુદેશમાંથી જ કચ્છમાં આવેલા હોઈને ત્યાર પછી જામ રાવળ કચ્છમાંથી સૌરાષ્ટ્રમાં આવેલો હોવાથી મૂળ સિન્ધુભૂમિ નામક જન્મભૂમિના સ્મારક તરીકે પોતાના સમસ્ત રાજ્યને તો વળી તેણે સિન્ધુદેશના ' હાલા નામક વિભાગના નામ વડે જ વિભૂષિત કર્યું હતું અને તેથી અત્યાર સુધી પણ જામનગર રાજ્ય હાલા અથવા હાલાર ' નામથી તથા જામનગર રાજ્યની પ્રજા હાલાઈ કિંવા ' હાલારી ' નામથી જ ઓળખાય છે ત્યાંનો એક પર્વત પણ ' હાલા ' નામથી વિખ્યાત છે આ સર્વ જન્મભૂમિવિષયક નૈસર્ગિક અનુરાગ તથા આત્મીયતાનો જ પ્રભાવ છે અને તેથી જ દાક્ષિણાત્ય કૃતકથામૂર્તિ ચક્રોપા અરિના

કાવેરી 'ની તુલનામાં અત્યંત ક્ષુદ્ર હોવા છતા પણ વાંસદા ગન્ય-વાદિની સામાન્ય સરિતા આજ સુધી ' કાવેરી ' નામથી ઓળખાતી રહી છે. સરિતાઓના આ નામવિષયક સામ્યના ઘટના તે કોઇ એક આકસ્મિક ઘટના નથી, એ રહસ્ય એ વિષયના આટલા વિવેચન પછી પણ પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં ન આવી શકે એ વાતો અમોને અસંભવનીય જણાય છે અને તેથી અત્યારે તો એ આટલી જ પ્રાસંગિક ચર્ચાને અમો પર્યાપ્ત માની લઇએ છીએ, કારણ કે, મહારાજા શ્રી ઇન્દ્રસિંહજી મહારાજ સ્વયં ઇતિહાસના સંપૂર્ણ અનુરાગી હોઇને વાસદા ગન્યની સંસ્થાપના તથા વાસદાના રાજવંશના વિસ્તારના ઇતિહાસના પ્રામાણિક તથા વિશ્વસનીય સાધનોના એકત્રીકરણ તથા સંશોધનના કાર્યમા દીર્ઘ કાળથી પ્રવૃત્ત થયેલા છે અને ભિન્ન ભિન્ન ઇતિહાસવેત્તા વિદ્વાનોને પોતાના વ્યયથી પોતાને આગણે આમંત્રીને ધનનો પણ પ્રચુર વ્યય કરી રહ્યા છે, એને એ પરિશ્રમના ફળરૂપ વાસદા રાજવંશનો વિશ્વાસપાત્ર નિર્ણયાત્મક ઇતિહાસ હવે અપેક્ષાકૃત અલ્પ સમયમા જ અસ્તિત્વમાં આવી જશે એવી સકારણ આશા રાખી શકાય છે એટલે એ કારણથી પણ તેઓ શ્રીમાન્ના આ સંક્ષિપ્ત પરિચયમા એ ઇતિહાસના વિષયને આના કરતા અધિક વિસ્તારપૂર્વક ચર્ચવાની આવશ્યકતા નથી રહેતી પ્રસ્તુત ગ્રંથના નિર્માતાને પણ મહારાજશ્રીએ એ ઇતિહાસવિષયક આવશ્યક પરામર્શમાટે જ વાસદા બોલાવ્યો હતો. પરમાત્માની કૃપાથી જો વાસદા રાજવંશનો આ ઇતિહાસ લખાઇને નિર્વિઘ્ન પ્રકાશિત થઇ જશે, તો એ ઇતિહાસ વાસદા રાજવંશના વૃત્તાન્ત ઉપરાન્ત પ્રાચીન ગુજરાતની અત્યાર સુધી અજ્ઞાત અવસ્થામા રહી ગયેલી અનેક ઐતિહાસિક ઘટનાઓને તેમના વાસ્તવિક સ્વરૂપમા પ્રકટ કરનારો થઇ પડશે, એવો મારા પોતાનો દૃઢ વિશ્વાસ હોવાથી પરમાત્મા પાસેથી આ ક્ષુદ્ર ઇતિહાસાભ્યાસી ગ્રંથકાર એ ઇતિહાસના

શીઘ્ર પ્રકાશન તથા મહારાજાશ્રીના પરિશ્રમના સંપૂર્ણ સાફલ્યની દિવારાત્રિ અખંડ યાચના કરી રહ્યો છે

**માતા પિતાઃ** વાસદાના વર્તમાન મહારાધિરાજ શ્રી ઇન્દ્રસિંહજી મહારાજના પૂજ્ય પિતાશ્રી, પરલોકવાસી મહારાજા શ્રી પ્રતાપસિંહજી બહાદુર પણ એક અત્યંત યોગ્યતાશાળી, રાજનીતિકુશળ, સુવિદ્ય, પ્રજાવત્સલ તથા પ્રજાપ્રિય અવનીન્દ્ર હતા, ઇ સ, ૧૮૮૫ ના માર્ચ માસની ૫ મી તારીખ ને ગુરુવારને દિવસે તેઓ શ્રીમાનનો રાજ્યાભિષેક થયો હતો અને ઇ સ ૧૯૧૧ ના નવેમ્બર માસની ૧૧ મી તારીખને દિવસે તેમના પરલોકવાસની અતિશય શોકકારિણી ઘટના ઘટી હતી એટલે વાસદાના સિંહાસનાધિષ્ઠિત રાજ્યકર્તા નરેન્દ્રની એકંદર ૨૭ વર્ષની પોતાની કાર્યકીર્તિમાં વાસદારાજ્યમાં પ્રજાકલ્યાણકારિણી અનેક પ્રકારની સુધારણાઓ કરીને તેઓ શ્રીમાને પોતાની પ્રજાના સંપૂર્ણ સંતોષ, પ્રચંડ પ્રેમ તથા વિપુલ વિશ્વાસને અપેક્ષાકૃત અત્યંત વિપુલ પરિણામમાં મેળવી લીધા હતા અને પોતાની નાનાવિધ યોગ્યતાઓના યોગે વરિષ્ઠ બ્રિટિશ સરકારના ધન્યવાદોને પણ તેઓ શ્રીમાન્ પોતાના જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત મેળવતા રહ્યા હતા કપડવણજના નિવાસી કવિ નાથજી નૃસિંહરામે તેઓ શ્રીમાનની જે એક કાવ્યપ્રશસ્તિ તે સમયમાં રચી હતી અને જે કાવ્યપ્રશસ્તિનો કેટલોક અંશ ' ભારત રાજ્ય મંડળ 'માં ઉદ્ધૃત કરવામાં આવ્યો છે તે પ્રશસ્તિ અતિશયોક્તિ તથા પક્ષપાતના દોષથી અલિપ્ત હોઇને અક્ષરશઃ સત્ય હોવાથી તેમાંના બે મનહર છન્દોને આ સ્થાનમાં ઉદ્ધૃત કરી લેવાના મારા નૈસર્ગિક મોહને હું પણ નથી જ રોકી શકતો તે મનહર છન્દો આ છે —

" પ્રજાનો વિશેષ પ્યાર મેળવિયો પ્રેમ થકી,
સુણી હશે કિંશે વાણી વિજયી અવાજની,

અધર્મને ટાળનાર ધર્મરૂપ ધરાપતિ,
વાધતી જણાય પ્રભા પૂર્ણ શિરતાજની,
ગરીબ શ્રીમન્તને અપાય શુભ ન્યાય એક,
રાજ્યમાં રખાય છે તપાસ દગાબાજની;
વરણું વિયોગી વ્હાલ વધાઇને નાથજી હું,
શ્રી પ્રતાપસિંહજી નરેશ નીતિ રાજની;
કાજમાં અનીતિ કેરો કદી ન આભાસ થાય,
વિદ્યાનાં વવાય છે વિશેષ બીજ રાજમાં;
તાજમાં હંમેશ કીર્તિ તેજનો જમાવ થાય,
રહાય ચિત્ત રાજ દરબારના સમાજમાં;
કેળવણી કેરો શુભ પાયો મજબૂત કરી,
પ્યાર રાખો પૂર્ણ પરમારથના કાજમાં;
નાથજી નિરંતર અંતરમાં ઉજાસ જ્ઞાન,
ગરીબનવાજ રાજકાજના રિવાજમાં ! "

આ સંસારમાં અન્નદાન તથા જ્ઞાનદાન કિંવા વિદ્યાદાન એ બે દાન અન્ય સર્વ દાનો કરતાં સદા સર્વદા ઉત્તમ તથા અગ્રગણ્ય મનાતાં આવ્યાં છે અને ભવિષ્યમાં પણ એ બે દાનોની ઉત્તમતા તથા અગ્રગણ્યતા નિરંતર અવિચલ જ રહેવાની છે અર્થાત્ સામાન્ય સમયમાં જ્ઞાનદાન તથા વિદ્યાદાનની જેટલી આવશ્યકતા તથા મહત્તા હોય છે તેના કરતાં દુષ્કાળ જેવા ભયાનક સમયમાં અન્નદાનની મહત્તા એટલામાટે અધિકતર હોય છે કે અન્ન સાથે પ્રાણનો ઘનિષ્ટ સંબંધ હોવાથી, કિંબહુના અન્ન એ જ પ્રાણ હોવાથી મનુષ્ય તથા પશુ આદિક કોઇ પણ પ્રાણીથી આહાર વિના પોતાના શરીરમાં પ્રાણોને ધારણ નથી કરી શકાતા અને તેથી અન્નદાતાની અનુકંપા, સમવેદના, પ્રજાવત્સલતા તથા સહૃદયતાની ખરેખરી પરીક્ષા કિંવા કસોટીનો

જો કોઇપણ અવસર આ અસાર સંસારમાં અસ્તિત્વ ધરાવતો હોય, તો તે ‘ કાળ ’ના ટુંકા નામથી ઓળખાતો મહાભયંકર ‘ દુષ્કાળ ’નો જ અવસર હોય છે, એ સત્યનો કોઇ પણ વ્યક્તિથી કદાપિ અસ્વીકાર કરી શકાય તેમ છે જ નહિ તેમાં પણ વળી સંવત્ ૧૯૫૬ના ‘ છપ્પનિયા કાળ ’ના નામથી દુર્ભાગી ભારતવર્ષના દુષ્કાળોના ઇતિહાસમાં પોતાની અનન્ય કરુણતા તથા સર્વવ્યાપકતાના યોગે પોતાની અમર નામનાને નોંધાવી ગયેલા અનન્ય દારુણ દુષ્કાળ જેવા દુષ્કાળનો આતંક દેશના દારુણ દુર્ભાગ્યના પરિણામે દેશમાં વ્યાપી જાય છે તે વેળાયે તો વળી રાજ્યકર્તાઓની દયાની કસોટીનો પણ દારુણ અવસર આવીને ઉભો રહે છે જે રાજ્યકર્તા પોતાની બુદ્ધિમત્તા તથા માનવદયા (ભૂતદયા) થી પ્રેરાઇને અનુકૂળ સમયમાં ભરી રાખેલા ધનભંડાર તથા અન્નભંડારનો પ્રજાના પ્રાણોની રક્ષામાટે સદુપયોગ કરીને પોતાના પ્રજાજનો તથા પોતાના રાજ્યના જંગમ સંપત્તિરૂપ પશુસમુદાયને દુષ્કાળના ભય થતાં અટકાવીને અન્નદાન તથા તૃણદાનદ્વારા એ સંકટમાંથી પાર પાડી દેવાની તથા નવીન જીવન સમર્પવાની બુદ્ધિવીરતા તથા દયાવીરતાનો પરિચય કરાવતો રહે છે તે રાજ્યકર્તા જ વસ્તુત ‘ પ્રજાવત્સલ પૃથ્વીવલ્લભ ’ ની પદવી ઉપર વિરાજવાના તથા પ્રજાની ખરેખરી રાજભક્તિને મેળવવાના અધિકારને પ્રાપ્ત કરી શકે છે વાંસદાના અંગત મહારાજા શ્રી પ્રતાપસિંહજીએ પોતાની બહુસંખ્ય અજ્ઞ તથા વનવાસિની પ્રજામાટે પોતાના રાજ્યમાં સર્વત્ર શાળાઓ ખોલીને જ્ઞાનદાનની વ્યવસ્થા તો પ્રથમથી જ કરી હતી તેમ જ ચિકિત્સાલયો, રુગ્ણાલયો તથા ઔષધાલયો આદિક અન્યાન્ય સુખસાધનોને પણ સ્થાપી દીધા હતા પરંતુ જ્યારે તેમની કાર્યકીર્તિના કાલમ જ અચાનક ‘ છપ્પનિયા કાળ ’નો કરાલ અવસર આવી લાગ્યો તે વેળાયે તે દારુણ દુષ્કાળના પ્રાણહારક પરિણામથી પોતાના પ્રજાજનો તથા પશુધનોને અલિપ્ત તથા સુરક્ષિત રાખવાની તેઓ

શ્રીમાને જે સાવધાનતા તથા તત્પરતા દર્શાવી હતી તે સાવધાનતા અનુકરણીય હોઈને અત્યારના દુષ્કાળપ્રચુર સમયમાં ભારતવર્ષના અન્યાન્ય દેશી રાજ્યોના રાજ્યકર્તા પુરુષોમાટે માર્ગદર્શક થઈ પડવાની સંપૂર્ણ યોગ્યતા ધરાવનારી હોવાથી તેનો જે વૃત્તાંત 'ભારત રાજ્ય મંડળ'માં ૩૩ વર્ષ પૂર્વે છપાયલો છે તે વૃત્તાંતને જ કિંચિત્ આવશ્યક શબ્દપરિવર્તન સહિત અહીં ઉપયુક્ત માનીને ઊતારી લેવામાં આવ્યો છે. તે વૃત્તાત આ છે:—

"શ્રીમન્ત મહારાજા સાહેબ મહારાઉલ શ્રી પ્રતાપસિંહ મહારાજા પોતાની રૈયતના હિતમાટે કેટલી કાળજી ધરાવે છે, તેનો પ્રત્યક્ષ દાખલો ચાલુ સાલના ભયંકર દુષ્કાળના સમયે તાજો જોવાનો છે. ભવિષ્યમાં આવનારી કોઈ પણ આફતનો પ્રથમથી જ વિચાર અથવા ક્યાસ કરી લેવો અને આપત્તિને નિવારવાની બુદ્ધિમત્તાથી યોગ્ય વ્યવસ્થા યથા સમય કરી રાખવી એ દીર્ઘ દૃષ્ટિને આપણે મહારાજાશ્રીની એક સ્વતંત્ર બૌદ્ધિક સંપત્તિ તરીકે જ સ્વીકારવી પડે તેમ છે; કારણ કે, મહારાજાશ્રી પોતાના ખાનગી તેમ જ રાજ્યના ખર્ચને નિયમિત રાખીને રાજ્યની નાણાં સંબંધી સ્થિતિને યુક્તિપૂર્વક ઉત્તમ સ્વરૂપમાં રાખતા રહે છે અને તીજોરીનાં તળિયાં દેખાઈ જાય તેવી સ્થિતિને લખલૂટ ખર્ચદ્વારા કદાપિ નથી આવવા દેતા એ તેમની બુદ્ધિમત્તા તથા દીર્ઘદૃષ્ટિનાં અંગ્રેજ સરકારના વાર્ષિક રિપોર્ટોમાં પણ સ્તુતિપાત્ર અવલોકનો થતાં રહે છે એટલે એ વિષયના વિશેષ વિવેચનની આવશ્યકતા રહેતી જ નથી. આ વર્ષે ભારતવર્ષમાં ભયંકર દુષ્કાળ આવી પડયો છે; પરંતુ વાસદામાં આરંભમાં જ એ દુષ્કાળના આગમનથી અતિશય ગભરાઈ જવાનું કિંવા હતાશ થવાનું એટલામાટે કાંઈ પણ કારણ ન હોતું કે ચોમાસામાં ઘાસ સારા પ્રમાણમાં થયેલું હોવાથી પશુઓમાટે ઘાસની ચિન્તા તો હતી જ નહિ. આવા સમયમાં કેટલાંક દેશી રાજ્યોએ ઘાસ

વેચીને માગ નફાને મેળવવાના વ્યવસાયને આદરી દીધો હતો ત્યારે ઘાસના વેચાણથી ઘણો જ મોટો ધનલાભ થવાની સંભાવના હોવા છતાં પણ એ લાભના લોભથી અલિપ્ત રહીને વાંસદાનરેશે ઘાસને લાભના લોભથી વેચી નાખવાની અવિચારશીલતા ન હોતી દર્શાવી અને તે એટલામાટે કે: 'આગળ જતાં આપણી પ્રજાને ઘાસની ઘણી જ જરૂર પડશે એ નક્કી વાત છે. અને તેટલામાટે ઘાસને સંઘરી રાખવાની જ આવશ્યકતા છે; કારણ કે, જો અત્યારે ઘાસને લાભની આશાથી વેચી નાખીશું તો ભવિષ્યમાં આપણા રાજ્યનાં ઢોર ઢાખર કાં તો ઘાસ વગર મરી જશે અને કાં તો મેળવેલા લાભ કરતા બમણા નાણા આપીને ઘાસ ખરીદવું પડશે;' એ વસ્તુસ્થિતિ પ્રથમથી જ તેઓ શ્રીમાનના જાણવામાં આવી ગઇ હતી અર્થાત્ તેમણે ઘાસ વેચવાને બદલે સંઘરી રાખ્યું; ખરેખર વર્ષાદ મોડો જ આવ્યો; જૂન માસમાં ઘાસ ઘટયું અને ઘાસની માગણી થવા માંડી એટલે મહારાજાશ્રીએ તે સંઘરેલા ઘાસની ગંજીઓ વિશેષ કાંઇ પણ લાભની આશા રાખ્યા વિના જ મુક્ત હસ્તે પોતાની પ્રજાને વ્હેંચી દીધી અને એ અગમચેતી તથા નિર્લોભતાથી પોતાની રૈયતનાં ઢોરોના નાશની ઘટનાને એકદમ અટકાવી દીધી. એ ઉપરાંત આરંભમાં જ નબળા વર્ષનો વિચાર તથા પોતાની પ્રજાની પરિસ્થિતિનો તુલનાત્મક વિચાર કરીને જે ઉદારતા અન્ય કોઇ પણ રાજાએ ન હોતી દર્શાવી તે ઉદારતા વાંસદાના મહારાજાશ્રીએ પોતાની પ્રજા પ્રતિ યથા સમય દર્શાવી દીધી હતી અને પોતાની ઉપજની લેશમાત્ર પણ ચિન્તા ન હોતી રાખી એટલે એ દયાશીલતાની જેટલી પણ પ્રશંસા કરવામાં આવે તેટલી પ્રશંસા અલ્પ થવાનો જ સંભવ છે. તેઓ શ્રીમાનની એ અત્યારના સમયમાં સર્વથા અશ્રુતપૂર્વ માની શકાય તેવી અપૂર્વ ઉદારતાનું સ્વરૂપ નીચે દર્શાવ્યા પ્રમાણેનું હતું:—

"આવા દુર્ભિક્ષના સમયમાં બહુધા રાજ્યકર્તાઓના ઔદા-

ર્ષની જે પ્રણાલિકા જોવામાં આવ્યા કરે છે તે એવા પ્રકારની જ હોય છે કે પ્રથમ મહેસૂલ જેટલી વધારેમાં વધાર વસુલ કરી શકાય તેમ હોય તેટલી વસુલ કરી લેવી અને ત્યાર પછી જેટલી મહેસૂલ વસુલ થવાનો સર્વથા સંભવ ન હોય તેટલી જ મહેસૂલ વિશેષતઃ સારા વર્ષમાં વસુલ લેવા પૂરતી બાકી રાખવી અને ન છૂટકે માંડી વાળવાની ઉદારતા દર્શાવવી; પરંતુ પરલોકવાસી વાંસદાનરેશ શ્રી પ્રતાપસિંહજીએ એ પ્રણાલિકાને તિલાંજલિ સમર્પી પોતાની પ્રજાની પરિસ્થિતિનો વિચાર કરી પ્રથમથી જ એવી આજ્ઞાને પ્રકાશિત કરી દીધી હતી કેઃ " આ વર્ષની પરિસ્થિતિને જોતાં અધિકારીઓએ આઠ આની જ ઉપજ વસુલ લેવી; વધારે વસુલ લેવાનો પ્રયત્ન ન કરવો. " અને મહારાજાશ્રીની એ પ્રજાહિતસાધિકા આજ્ઞાનું જ પૂર્ણ પાલન કરવામાં આવ્યું હતું. એ ઉપરાંત તેઓ શ્રીમાને યથાસમય દુષ્કાળદુઃખનિવારક કાર્યો ( ફેમિન્ રિલીફ વર્કર્સ ) પણ ચાલતાં કરી દીધાં હતાં અને તે કાર્યો કરવાને આવતાં ગરીબ માણસોને આઠ આઠ દિવસે આપવાને બદલે મજૂરીનાં નિયત મૂલ્ય રોજનાં રોજ જ આપી દેવાનો રંવયો એટલામાટે રાખવામાં આવ્યો હતો કે ગરીબ માણસોને ભૂખનાં દુઃખ ન ભોગવવાં પડે. વળી મોટાં અને બહુધા દેખાવ પૂરતાં એક બે આવાં કામો ચાલુ કરવાને બદલે નાનાં નાનાં ઘણાં કામો એવા આશયથી કાઢવામાં આવ્યા હતાં કે લોકોને પોતાનાં ઘરોની નજદીકમાં જ કામ મળતાં રહે અને પૈસા પણ તરતાતરત મળી જાય. એ વર્ષના આરંભમાં જ પાણીના દુષ્કાળની સકારણ શંકા થવાથી મહારાજાશ્રીએ કોઇ એક ભવિષ્યવેત્તા મહાપુરુષ પ્રમાણે વહેરીઓને ઊંડી ખોદાવી રાખી હતી; નદીના પ્રવાહોને બંધ બાંધીને રોકી લીધા હતા અને સારા ય રાજ્યમાંના કૂવાઓને પણ સમરાવી લીધા હતા. આ અગમચેતી પાછળથી અતિશય ઉપયુક્ત થઇ પડી હતી. સમસ્ત રાજ્યમાંના માબાપ વગ-

રના નિભાવાર્થ તથા અનાથ માર્ગો તેમ જ જેમનાથી કોઈ પણ પરિશ્રમ ન કરી શકાય તેવાં વયોવૃદ્ધ, અપંગ તથા અશક્ત સ્ત્રી-પુરુષોમાટે અનાથાશ્રમ ખોલીને તેમાં તેમના માટે ખાનપાન, વસ્ત્ર-પ્રાવરણ તથા ઔષધોપચારની ઉત્તમથી ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવી હતી કે જે અનાથાશ્રમનો તે વેળાયે આઠ સોથી એક હજાર મનુષ્યો સતત લાભ લેતાં હતાં ( એ અનાથાશ્રમ અત્યાર મહારાજાશ્રી ઇન્દ્રસિંહજી મહારાજની કાર્યકીર્તિમાં પણ વિદ્યમાન છે અને એનો વિશેષ ઉલ્લેખ હવે પછી આવવાનો છે ) શ્રી પ્રતાપસિંહજી મહારાજ આટલું જ કરીને ન હોતા અટક્યા કિન્તુ નવીન વર્ષમાં પ્રજાના આહારમાટે અન્ન, ક્ષેત્રમાં વાવવામાટે બીજ, ખર્ચમાટે તગાવી તરીકે રોકડ રકમ અને જેમને આવશ્યકતા હતી તેમને પ્રથમથી ખરીદી રાખેલ બળદ કોઈ પણ પ્રકારનો નફો લીધા વગર પડતર કીમતથી આપીને પ્રજાની ભાવિ ચિન્તાનું પણ તેમણે નિવારણ કરી નાખ્યું હતું સારાંશ કે, મહારાજા શ્રી પ્રતાપસિંહજી મહારાજની આવા પ્રકારની દક્ષતા તથા પ્રજાવત્સલતાનું જે શુભ પરિણામ થયું તે એ હતું કે છપ્પનિયા કાળમાં દુષ્કાળના સમયને વીતાવવામાટે ગુજરાત કાઠિયાવાડ તથા રાજપૂતાનાનાં અનેક દેશી રાજ્યોની રાંકડી રૈયતને જેવી રીતે પોતાની જન્મભૂમિને ત્યજીને સિંધુ તથા પંજાબ જેવા દૂર દૂરના દેશોનાં દર્શન કરવાં પડયાં હતાં તેવી રીતે વાંસદાની રાંકડી રૈયતને તેમના પૃથ્વીપતિરૂપ પરમકૃપાલુ પિતાએ સર્વ આવશ્યક વ્યવસ્થા યથાસમય કરી આપવાથી જન્મભૂમિને ત્યજી જવાની ઇચ્છામાત્ર પણ કરવી પડી ન હોતી * વાંસદાનું રાજ્ય એક

* સંવત્ ૧૯૫૬ ( ઇ સ ૧૮૯૯–૧૯૦૦ ) માં હું મારા વાનપ્રસ્થ પૂજ્ય પિતાશ્રી પાસે સિંધુદેશના પ્રાચીન પાટનગર નારાયણકોટ ( વર્તમાન હૈદરાબાદ સિંધુ ) માં હતો અને તે વેળાયે મારી અવસ્થા વીસ વર્ષની લગભગમાં હતી. સિંધુદેશમાં સિંધુનદના જલની નિરંતર અત્યંત વિપુલતા

લઘુ રાજ્ય હોવા છતાં પણ છપ્પનિયા કાળના અનિષ્ટ પરિણામથી પોતાની ગરીબ રૈયતને બચાવવામાટે કૈલાસવાસી મહારાજાશ્રીએ એકંદર રૂપિયા સતાવન હજારની લગભગની રકમ એકી સપાટે ખર્ચી નાખી હતી. આ એક જ ઘટનાથી ' સ્થાલીપુલાકન્યાય ' અનુસાર તેઓ શ્રીમાનની દક્ષતાપૂર્ણ રાજનીતિ, પ્રજાકલ્યાણવિષયક પ્રચંડ પ્રીતિ, દીર્ઘ દૃષ્ટિ, સાવધાનતા, સમયસૂચકતા તથા ઉદારતા આદિકનો પર્યાપ્ત પરિચય થઇ જતો હોવાથી અને પ્રજાકલ્યાણ એ જ તેઓ શ્રીમંતનો શાશ્વત કીર્તિસ્તંભ હોવાથી તેઓ શ્રીમાનના એ કીર્તિસ્તંભને અન્ય કોઇ જડ કીર્તિસ્તંભ પ્રમાણે કદાપિ દિક્કાલની

---

રક્ષા કરતી હોવાથી અને આવા પ્રકારના દુષ્કાળોના સમયમાં કૃપારૂપા દુષ્કાળદમન સિંધુભૂમિ અન્ય પ્રાંતોનાં લક્ષાવધિ દુષ્કાળપીડિત મનુષ્યોને અન્ન તથા જળદ્વારા પોષવાની ક્ષમતા ધરાવતી હોવાથી તે છપ્પનિયા કાળના અવસાદજનક અવસરે ગુજરાત, સૌરાષ્ટ્ર તથા રાજપૂતાનાનાં મેવાડ, મારવાડ, જયપુર તથા બીકાનેર આદિક અનેક દેશી રાજ્યોના લક્ષાવધિ પ્રજાજનો આવી પડેલી વેળાને વીતાડવામાટે સિંધુદેશમાં આવ્યાં હતાં અને તેમનામાંના ચાર મનુષ્યોને તો અમારે ત્યાં નોકર તરીકે રાખી લઇને અમોએ પણ આશ્રય આપ્યો હતો. એ દુષ્કાળપીડિત તથા દેશત્યાગી મનુષ્યો જ્યારે પોતાની દુર્દશાની હૃદયવિદારિણી કથાઓ રાત્રિના સમયમાં અશ્રુપૂર્ણ નયનોથી કહી સંભળાવતા હતા ત્યારે અમારા નેત્રોમાંથી પણ અશ્રુની ધારા વહી નીકળતી હતી. એ દુષ્કાળના દારુણ સ્વરૂપનું અહીં સવિસ્તર વર્ણન કરી શકાય તેમ નથી, કારણ કે, સમય તથા સ્થાન ઉભયનો અભાવ છે. આવા દુષ્કાળ નામક દયાહીન તથા દારુણ રાક્ષસના મુખમાંથી ઉપર જણાવ્યા પ્રમાણે પોતાની રાંકડી રૈયતને ઊની આંચ સુદ્ધાં પણ ન આવવા દેતાં સંપૂર્ણ રૂપમાં બચાવી લેનાર સદ્ગત વાંસદાનરેશ શ્રી પ્રતાપસિંહજી મહારાજને આપણે એક દેવકોટિના રાજવી તરીકે ઓળખીએ તથા ઓળખાવીએ તો આપણા એ કથનને કોઇથી પણ અતિશયોક્તિ કહી શકાય તેમ છે જ નહિ, —એ નિર્વિવાદ વાર્તા છે.

બાધા થઇ શકે તેમ નથી; કારણ કે, એ કાળના પણ કાળ સમાન. કીર્તિસ્તંભ દિક્કાલાદ્યનવચ્છિન્ન છે, શાશ્વત છે, અખંડ જ્યોતિઃસ્વરૂપ છે।

વર્તમાન વાંસદાનરેશ મહારાજાધિરાજ શ્રી ઇન્દ્રસિંહજી મહારાજનાં પૂજ્ય જનની શ્રીમતી મહારાણી શ્રી હિમ્મતકુંવર બાસાહેબ ભોપાવર એજન્સીમાંના આલીરાજપુર સંસ્થાનના કૈલાસવાસી રાજાજી શ્રી રૂપદેવજીનાં રાજકુમારી હોઇને મહારાજા શ્રી પ્રતાપસિંહજી મહારાજનાં દ્વિતીય રાણી હતાં. મહારાજા પ્રતાપસિંહજી મહારાજ સાથે એમનો લગ્નસંબંધ સંવત ૧૯૪૨, વૈશાખ, કૃષ્ણચતુર્થી (તા. ૨૨ મી મે સન્ ૧૮૮૬)ને સોમવારના શુભ દિવસે થયો હતો. એઓ શ્રીમતી ઇતિહાસપ્રસિદ્ધ રાઠોડ (રાષ્ટ્રકૂટ) નામક ક્ષાત્રવંશનાં કન્યારત્ન હોઇને 'રાઠોડાં' ઉપનામથી ઓળખાતાં હતાં. એ રાઠોડવંશવિભૂષણા દેવીસ્વરૂપા માતાના ઉદરથી સંવત ૧૯૪૪, ફાલ્ગુન, શુક્લ પંચમી (તા. ૧૭ મી ફેબ્રુઆરી સન્ ૧૮૮૮)ને ગુરુવારના ગૌરવાન્વિત દિવસે વર્તમાન મહારાજા શ્રી ઇન્દ્રસિંહજી મહારાજનો શુભ જન્મ થયો હતો અને એઓ શ્રીમાન્‌ના જન્મથી પૂર્વે મહારાજા શ્રી પ્રતાપસિંહજી મહારાજના રાજમહાલયમાં અન્ય પુત્ર સંતાનના અવતારની ઘટના ઘટેલી ન હોવાથી એઓ શ્રીમાન્ યુવરાજ કિંવા પાટવી કુંવર, એટલે કે, વાંસદા રાજ્યના ભાવી ભૂપાલના અધિકારાંકિત લલાટસહિત જ આ સંસારમાં અવતર્યા હતા એમ જ આપણાથી કહી તથા માની શકાય તેમ છે. સાંભળવા પ્રમાણે મહારાણી શ્રી હિમ્મતકુંવરબા સાહેબ એક સચ્ચારિત્ર્યશીલા, ઉદારહૃદયા, ધીરા, વીરા તથા ધર્મનીતિગુણગંભીરા આદર્શ ક્ષત્રિય મહિલા હતાં; પરંતુ જ્યારે વર્તમાન મહારાજા શ્રી ઇન્દ્રસિંહજી મહારાજની અવસ્થા કેવળ અગિયાર વર્ષની જ હતી તે વેળામે સંવત ૧૯૫૪, કાર્તિક, શુક્લા ત્રયોદશી ને સોમવારને દિવસે.

એ અખંડસૌભાગ્યવતી મહારાણી કૈલાસવાસિની થઇ ગયાં હતાં એટલે વર્તમાન વાંસદાનરેશને માતૃદેવીના વાત્સલ્યના ઉપભોગ તથા માતૃદેવીની પશ્ચાત્કાલિક સેવાનો જે લાભ મળવો જોઇતો હતો તે લાભ સ્વાભાવિક જ મળી શક્યો ન હતો; છતાં પણ દશ વર્ષની અવસ્થા થતાં સુધીમાં એ પૂજ્ય તથા સુદક્ષ માતૃદેવીએ જે ઉત્તમ સંસ્કારોવડે વર્તમાન મહારાજશ્રીના બાલ્ય હૃદયને સુસંસ્કૃત કરી દીધું હતું તે સંસ્કારો પણ વર્તમાન મહારાજશ્રીના ત્યાર પછીના જીવનમાં ઉત્તમ માર્ગદર્શક તથા અત્યંત ઉપયુક્ત થઇ પડયા હતા, એમ કોઇ પણ પ્રકારના પ્રત્યવાય વિના જ કહી શકાય તેમ છે; કારણ કે, પુત્રની સત્ય શિક્ષિકા તથા જ્ઞાનદાયિની ગુરુ તો જન્મદાત્રી માતૃદેવી જ હોય છે અને તેથી જ આપણા મનુ મહારાજ સમા હિન્દુ ધર્મશાસ્ત્ર પ્રણેતાએ માતાની પૂજ્યતાને પિતાની પૂજ્યતા કરતાં સહસ્રગુણ અધિક માનેલી છે. અર્થાત્ જેમની શિરાઓમાં પિતૃપક્ષે સોલંકીવંશનું શુદ્ધ શોણિત તથા માતૃપક્ષે રાઠોડવંશનું વિશુદ્ધ રક્ત અભિસરણ કરી રહેલું છે તે વર્તમાન વાંસદાનરેશ ઇન્દ્રસિંહજી મહારાજે પણ જો પોતાના આનુવંશિક તથા જન્મજાત સદ્ગુણોના પ્રતાપથી પોતાને એક આદર્શ અવનીન્દ્ર તરીકે સિદ્ધ કરી બતાવ્યા હોય, તો તેમા કાંઇ અધિક આશ્ચર્ય જેવું છે પણ નહિ અને હોવાનો સંભવ પણ નથી; કારણ કે, જેવાં વૃક્ષ તેવાં ફળ એ ન્યાય વિશ્વવિખ્યાત છે.

**શિક્ષણ તથા રાજ્યાભિષેકઃ** માતૃદેવીના કૈલાસવાસની શોકકારિણી ઘટનાને બે વર્ષ જેટલો સમય વીતી ગયા પછી સંવત્ ૧૯૫૬ માર્ગશીર્ષ, શુક્લા એકાદશી ( ઇ. સ. ૧૮૯૮ ના ડિસેમ્બર માસની ૧૩ મી તારીખ )ને દિવસે તે સમયના યુવરાજ શ્રી ઇન્દ્રસિંહજી મહારાજ રાજોચિત શિક્ષણ કિંવા વિદ્યાભ્યાસમાટે રાજકોટની ' રાજકુમાર કૉલેજ 'માં પ્રવેશ્યા હતા અને ત્યાં પોતાના અભ્યાસ-

વિષયક ઉત્સાહ, બુદ્ધિમત્તા, ગ્રહણસામર્થ્ય (Grasping power) તથા આદર્શ નૈતિક વર્તનથી તેઓ શ્રીમાને પોતાના વિદ્યાદાતા પાશ્ચાત્ય તેમ જ ભારતવાસી ગુરુઓને સંપૂર્ણ સંતોષ આપીને વારંવાર તેમની હાર્દિક પ્રશંસાઓને પ્રાપ્ત કરી લીધી હતી. રાજકુમાર કૉલેજમાના પોતાના નિયત ( Prescribed ) અભ્યાસક્રમને સમાપ્ત કરવાની પ્રબળ ઇચ્છા હોવા છતા તેઓ શ્રીમાનના પૂજ્ય પિતાશ્રીની ગંભીર રુગ્ણતાના સમાચાર મળવાથી અમુક પરિમાણમા અભ્યાસને અપૂર્ણ અવસ્થામાં રાખીને તેઓ શ્રીમાનને વાંસદા આવવું પડ્યું હતું. એક પિતૃભક્ત યુવરાજ તરીકે પોતાના જન્મદાતા પિતાની રુગ્ણાવસ્થામાં અત્યંત અનુરાગપૂર્વક સેવાશુશ્રૂષા કરીને તેઓ શ્રીમાને પોતાની પ્રચંડ પિતૃભક્તિનો પૂર્ણ પરિચય કરાવ્યો હતો અને તે ઉપરાંત રાજ્યચાલનના ભારને પણ પોતાના શિર પર ધારી લીધો હતો અર્થાત્ અપૂર્ણ રહેલા અભ્યાસની તેઓ શ્રીમાને રાજ્યચાલનના એ પ્રત્યક્ષ અભ્યાસદ્વારા પૂર્તિ કરી લીધી હતી. અનેક પ્રકારના ઉત્તમોત્તમ ઉપચારો કરવા છતા પણ અંતે ૧૯૧૧ મા મહારાજા શ્રી પ્રતાપસિંહજી મહારાજના પરલોકવાસની શોકકારિણી ઘટના ઘટી જવાથી અને તે વેળાયે તેમની અવસ્થા લગભગ ૨૪ વર્ષની હોઇને એક રાજામાટે આવશ્યક મનાતા બહુધા સમસ્ત શિક્ષણને તેમણે મેળવી લીધેલું હોવાથી કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના ઇ સ ૧૯૧૧ ના નવેમ્બર માસની ૧૧ મી તારીખના શુભ દિવસે રાજધાની વાંસદા નગરના રાજસભાસદનમાં બ્રિટિશ સરકારની શુભેચ્છાઓ તથા પ્રજાના હર્ષના ગગનગામી નિનાદસહિત તેઓ શ્રીમાનનો રાજ્યાભિષેક-સમારંભ યથાવિધિ થઇ ગયો હતો. જો અન્ય શબ્દોમાં કહેવામાં આવે, તો પોતાના મસ્તક ઉપર રાજ્યમુકુટના સ્વરૂપમાં પ્રજાના પાલનના ગુરુતર ભારને તથા હસ્તમાં રાજદંડના સ્વરૂપમાં નિષ્પક્ષપાત દંડવિધાનના ઉત્તરદાતૃત્વવિષયક ભારને ' મહોનતપનાહ સાહબ

મેહરબાન દોસ્તાન આપતજાદે મુસ્લિમાન મહારાઉલ શ્રી ઇન્દ્રસિંહજી પ્રતાપસિંહજી, રાજાજી સાહેબ, રાજ્ય સ્વસ્થાન વાસદા, દામ મહબ્બતહુ' એ પદવીના અધિકારસહિત તેજ શ્રીમાને ધારણ કરી લીધો હતો. કારણ કે, રાજાની પદવી જેટલી મહત્તર તથા શ્રેષ્ઠતર છે તેટલો જ રાજાના શિરપર પ્રજાપાલનવિષયક ઉત્તરદાતૃત્વનો ગુરુતર ભાર રહેલો છે એ વસ્તુસ્થિતિને મહારાજા શ્રી ઇન્દ્રસિંહજી મહારાજ સારી રીતે જાણતા હતા અને તેથી જ તેઓ શ્રીમાન્ પોતાની રાજ્યકર્તા તરીકેની ગંભીર ઉત્તરદાતૃત્વપૂર્ણ કર્મકીર્તિને પ્રજાકલ્યાણવિષયક નાનાવિધ પ્રવૃત્તિયોદ્વારા આટલી સીમા પર્યન્ત કમનીય તથા સમુજ્જ્વલ કાર્યકીર્તિ તરીકે નિર્વિવાદ સિદ્ધ કરી શક્યા છે, કારણ કે, એઓ શ્રીમાનની કાર્યકીર્તિના કેવળ પચીસ વર્ષ જેટલા કાલાવધિમાં વાસદા રાજધાની તથા વાંસદા રાજ્યમાં પ્રજાકલ્યાણનાં જેટલાં વિપુલ કાર્યો થયાં છે અને વાસદા રાજ્યની જેટલી સમુન્નતિ થયેલી આપણા જોવામાં આવી શકે છે તેટલાં પ્રજાકલ્યાણનાં કાર્યો અન્ય અનેક રાજ્યોમાં શતાવધિ વર્ષોના કાલાવધિમાં પણ નથી થઇ શક્યાં અને જો અમુક વડોદરા જેવાં અત્યંત સાધનસંપન્ન તથા સમુન્નતિશીલ દેશી રાજ્યોને અપવાદરૂપ માનીને વર્જ્ય કરવામાં આવે તો એ અપવાદરૂપ રાજ્યોથી ભિન્ન એવાં અનેક દેશી રાજ્યો આપણા અત્યારના આર્યાવર્તમાં અસ્તિત્વ ધરાવે છે કે જે રાજ્યો તેમના રાજ્યકર્તાઓની નાનાવિધ અવિચારશીલતા, અપવ્યયિતા તથા કર્તવ્ય-પથભ્રષ્ટતાના પરિણામે ઉન્નતિ તથા ઊર્ધ્વગતિની દિશામાં ધાવમાન થવાને બદલે એરોપ્લેનની વેગવતી ગતિથી અવનતિ તથા અધોગતિની દિશામાં જ ધાવમાન થઇ રહ્યાં છે અને તેમનાં અત્યાચારપીડિત પ્રજાજનો સુકાળમાં પણ દુષ્કાળના દારુણ દુઃખોને ભોગવતાં અહો-પ્રહર અંતઃકરણવિદારક આર્તનાદ કરી રહ્યા છે, પોતાના ધર્મભ્રષ્ટ તથા કર્મભ્રષ્ટ અવિચારી રાજ્યકર્તાઓના શિરપર આશીર્વાદોની વૃષ્ટિ

બદલે અત્યંત અસંતોષજન્ય તથા નિરાશાજન્ય અભિશાપોની વૃષ્ટિને જ વર્ષાવી રહ્યા છે ! પરમાત્મા એ કર્તવ્યભ્રષ્ટ ભારતીય નરેશોને સદ્બુદ્ધિ સમર્પે અને તેઓ શ્રીમન્ત વાંસદાનરેશ પ્રમાણે સત્ય પ્રજાપાલક તથા કર્તવ્યપરાયણ થઇને પ્રજાની ઉન્નતિના માર્ગમાં ધાવમાન થતા રહે અને પોતાની સાધનહીન તથા પરાધીન પ્રજાના શાશ્વત યશસમર્પક આશીર્વાદોને મેળવતા રહે એ જ પરમાત્માનાં ચરણોમાં આ રાજભક્ત ગ્રંથકારની અષ્ટપ્રહર અખંડ અભ્યર્થના છે !

અસ્તુ ત્યારે હવે આપણે વર્તમાન વાંસદાનરેશ શ્રીમંત ઇન્દ્રસિંહજી મહારાજની રાજ્યકર્તા તરીકેની સમુજ્જ્વલ કાર્યકીર્તિમાં પ્રજાકલ્યાણના તેમ જ રાજ્યની ઉન્નતિના પરિચાયક જે જે સત્કાર્યો અત્યાર સુધીમાં થયેલાં છે તે સત્કાર્યોની પણ પ્રાસંગિક તથા આવશ્યક સંક્ષિપ્ત સમીક્ષા કરી લઇએ.

**વર્તમાન વાંસદાનરેશ શ્રીમન્ત ઇન્દ્રસિંહજી મહારાજની નાનાવિધ પ્રજાકલ્યાણકારિણી સત્પ્રવૃત્તિયોનું સામાન્ય દિગ્દર્શન** વાંસદાના વર્તમાન સુભાગી રાજ્યકર્તા શ્રીમન્ત મહારાજાધિરાજ ઇન્દ્રસિંહજી મહારાજ હિન્દુઓની પ્રાચીન રાજ્યચાલનપ્રણાલિકા તેમ જ વર્તમાનયુગધર્માનુસારિણી પાશ્ચાત્ય રાજ્યચાલનપ્રથાના ઉત્કૃષ્ટ અંશોના વિચારશીલ પ્રશંસક તથા પરિપોષક હોવાથી એ ઉભય પ્રણાલિકાઓના ઉત્તમ અંશોને પોતાના મૌક્તિક નેત્રો સમક્ષ નિરંતર વિદ્યમાન તથા દ્રષ્ટિમાન રાખીને પોતાના રાજ્યમાં તેમણે પ્રજાહિતવાહિની તથા પ્રજાકલ્યાણસાધિકા જે જે પ્રવૃત્તિયો કરેલી છે તે નિમ્નપ્રદર્શિત આદર્શ પ્રવૃત્તિયો છે.—

**૧ ગ્રામ્યપંચાયત** ગ્રામોની સુરક્ષિતતા સુવ્યવસ્થા તથા અમુક વિશિષ્ટ સ્વરૂપના વિવાદોની ઉપસ્થિતિના પ્રસંગે તે વિવાદોની ન્યાયદાનયુક્ત વિચારણામાટે આપણી ગ્રામ્યપંચાયત નામક પ્રાચીન સંસ્થા અત્યંત આવશ્યક ઉપયુક્ત તથા ન્યાયદાનના માર્ગને અત્યંત

સરલ કરી આપનારી હોવાથી અને ગ્રામ્યપંચાયતપદ્ધતિને એના અનેક પ્રકારનાં શુભ પરિણામોના કારણથી મહાબુદ્ધિમાન્ પાશ્ચાત્ય વિચારક પંડિતોએ પણ મુક્તકંઠે પ્રશંસેલી હોઇને અનેક સ્થાનોમાં નામદાર બ્રિટિશ સરકારે એ ગ્રામ્યપંચાયતોની પુનઃસ્થાપનાના ઉદ્યોગો કરવા માંડેલા હોવાથી મહારાજાશ્રી ઇન્દ્રસિંહજી મહારાજે પોતાના રાજ્યમાંનાં અમુક ગ્રામોમાં પંચાયતોની સુસ્થાપના કરી દીધી છે અને તેઓ શ્રીમાન્‌ની માન્યતા અનુસાર એ ગ્રામ્યપંચાયતોનો તેમના હસ્તથી પુનરવતાર થયા પછી ન્યાયમન્દિરનો ન્યાયદાનવિષયક પરિશ્રમ બહુ ન્યૂન થઇ જવા ઉપરાંત વાંસદાના બહુસંખ્ય ગ્રામ્ય તથા ગરીબ પ્રજાજનો વર્તમાન ધનભક્ષિકા ન્યાયપ્રણાલીની સહાયતાદ્વારા ન્યાયને મેળવવાનાના કાર્યમાં થતા વસુના વિપુલ વ્યય, સમયના વ્યય તથા ન્યાયાલયના પ્રધાન સ્થાનમાં વારંવાર જવા આવવાના થતા પ્રચંડ પરિશ્રમથી સર્વથા મુક્ત થઇ ગયાં છે; કારણ કે, ગ્રામોમાંના સામાન્ય પ્રકારના વિવાદોનો નિર્ણય એ ગ્રામ્યપંચાયતોદ્વારા જ અપેક્ષાકૃત અત્યંત અલ્પ સમયમાં થઇ જતો હોવાથી દીન પ્રજાજનોની વારંવાર રાજધાનીમાં આવવાની, ન્યાયમંદિરનાં દ્વારોને ખખડાવવાની, પોતાના પૈસાની હોળી કરવાની, વકીલોનાં ખીસાંને ભરવાની અને પોતાના હાથે જ પોતાની પાયમાલીને કુંકુમપત્રિકા લખીને નોતરવાની પીડાનો બહુ અંશે શાશ્વત પરિહાર થઇ ગયો છે.

**૨ સ્થાનિક સ્વરાજ્યઃ** રાજધાની વાંસદામાં આરોગ્ય તથા સ્વચ્છતાની રક્ષામાટે જેને મ્યુનિસિપાલિટી ' નામથી ઓળખવામાં આવે છે તે સ્થાનિક સ્વરાજ્યરૂપ મનાતી ' મ્યુનિસિપાલિટી ' નામક સંસ્થાની સ્થાપના કરાયલી હોઇને તેમાં રાજપક્ષના અમુક પ્રતિનિધિયો સાથે પ્રજાપક્ષના પ્રજાદ્વારા નિર્વાચિત થયેલા ( ચૂંટાયલા ) પ્રતિનિધિયોને પણ વિરાજવાના તથા પોતાના સ્વતંત્ર મતને દર્શાવવાના સંપૂર્ણ અધિકાર સમર્પવામાં આવ્યા છે; કિંબહુના એ

વાંસદા સ્થાનિક સ્વરાજ્યના સભ્યોની સભામાં પ્રજાપક્ષના પ્રતિનિધિઓની અર્ધ સંખ્યા હોય છે એટલે વાંસદાના નાગરિકો સ્થાનિક સ્વરાજ્યને તો લગભગ સંપૂર્ણ સ્વરૂપમાં જ ભોગવી રહ્યા છે કે જે વર્તમાન ઉદારમતવાદી મહારાજા શ્રી ઇન્દ્રસિંહજી મહારાજની ઉદારમતવાદિતાનું જ શુભ પરિણામ છે.

૩ અનાથાશ્રમ જે અનાથાશ્રમની, પૂર્વે જણાવ્યા પ્રમાણે, 'છપ્પનિયા કાળ 'ના સમયમાં તે કાળની તાત્કાલિક આવશ્યકતાની પૂર્તિમાટે, દેનામવાની મહારાજાશ્રી પ્રતાપસિંહજી મહારાજના વરદ હસ્તથી સ્થાપના થઇ હતી તે અનાથાશ્રમને તેમાં યુગધર્મ અનુસારિણી અનેકવિધ સુધારણાઓ કરીને પ્રજાવત્સલ વર્તમાન વાંસદાનરેશે સ્થાયી ભાવથી ચાલતો જ રાખ્યો છે અને તેમાં દીન પ્રજાજનોમાંનાં અનાથ, વયોવૃદ્ધ, અપંગ તથા અશક્ત સ્ત્રીપુરુષોને કોઇ પણ પ્રકારના ભેદભાવ વિના સમદૃષ્ટિયુક્ત આશ્રય અપાતો હોઇને અનાથોનાં ખાનપાન, નિવાસ તથા વસ્ત્રપ્રાવરણ આદિકની અનાથાશ્રમની દૃષ્ટિથી જેને ઉત્તમથી પણ ઉત્તમ કહી શકાય તેવી આદર્શ વ્યવસ્થા કરવામાં આવી છે.

૪ બાળાશ્રમ વાંસદામાં 'અનાથાશ્રમ' ઉપરાંત 'બાળાશ્રમ' નામધારિણી એક ભિન્ન સંસ્થા પણ વર્તમાન મહારાજાશ્રીની અનન્ય પ્રજાહિતવાદિતાના પરિણામે અસ્તિત્વમાં આવેલી છે, એ સંસ્થામાં રાનીપરજ ( વનવાસિની પ્રજા )ના બાળકોને રાખીને તેમને કૃષિકર્મ ( ખેતી ) તેમ જ અમુક વિશિષ્ટ પ્રકારના ગૃહ-ઉદ્યોગોના વ્યાવહારિક શિક્ષણ ઉપરાંત લેખન, વાચન, અંકગણિત અને નૈતિક તથા સાંસારિક સંસ્કૃતિનું પણ આવશ્યક શિક્ષણ પર્યાપ્ત પરિમાણમાં આપવામાં આવે છે એ બાળકોને ખાનપાન, વસ્ત્રપ્રાવરણ તથા અભ્યાસ માટેના પુસ્તકો આદિ સર્વ સાધનો રાજ્યતરફથી પૂરા પાડવામાં આવે છે. એ બાળાશ્રમમાંના અનેક વિદ્યાર્થી બાળકો બાળાશ્રમમાં પોતાના

ગૃહ પ્રમાણે રહીને ગુજરાની નાગામા નેમજ હાઇસ્કૂલમા વિદ્યાભ્યાસ કરતા રહે છે અને પોતાના મનુષ્યાવતારના સાફલ્યરૂપ જ્ઞાનનું અર્જન કરીને મહારાજાશ્રીના દીર્ઘ આયુષ્ય, અખંડ આરોગ્ય તથા શાશ્વત ઉત્કર્ષને પરમાત્મા પાસેથી યાચતા રહે છે

**૫ સુનગર યોજના** પોતાની રાજધાનીને યથાશક્ય સુંદર તથા રમણીય સ્વરૂપ સમર્પીને પ્રજાનાં સુખસાધનોને વધારવાનો વર્તમાન મહારાજાશ્રીનો તીવ્ર અભિલાષ હોવાથી તેમણે માર્ગ સુધારણા વિષયક ( Town-planning ) યોજનાને અસ્તિત્વમા લાવીને કેવળ પોતાની રાજધાનીના માર્ગોને જ નહિ, કિન્તુ પોતાના રાજ્યની સીમામાના સમસ્ત માર્ગોને એવા તો ઉત્તમ સ્વરૂપમા સુધરાવી દીધા છે કે માર્ગવિષયક એ સુધારણાના દર્શનથી મહારાજાશ્રીના સંબંધમાં આપણા મુખમાથી સ્વાભાવિક જ ધન્યવાદાત્મક ઉદ્ગારો બહાર નીકળી પડે છે આ યોજનાના પરિણામે મૉટરકાર, ઘોડાગાડી, બળદગાડી તથા ઘોડા આદિક વાહનોદ્વારા તેમ જ પગે ચાલીને રાજ્યના કોઇ પણ ગામમા પહોંચવાનું કાર્ય અતિશય સુલભ થઇ પડ્યુ છે અને રાજધાનીની રમણીયતા તો સ્વાભાવિક જ અતિશય વૃદ્ધિંગત થઇ ગઇ છે *

---

* હું જ્યારે વાસદા ગયો હતો ત્યારે બિલ્લીમોરા સ્ટેશને ઉતરીને મૉટરકારમા જ વાસદા ગયો હતો. બિલ્લીમોરા સ્ટેશનથી વાસદા પહોચતા લગભગ ૩૦ માઇલ્સ્નો પ્રવાસ કરવો પડે છે અને એ ૩૦ માઇલ્સના ગાળામા બ્રિટિશ સરકાર, ગાયકવાડ સરકાર તથા વાસદારાજ્ય એ ત્રણ રાજ્યોની સીમાઓ આવી જાય છે અર્થાત્ એ માર્ગમાના નામદાર બ્રિટિશ સરકાર તથા નામદાર ગાયકવાડ સરકારના માર્ગવિભાગો કરતા વાસદા રાજ્યના સ્વામિત્વનો માર્ગવિભાગ અત્યંત સ્વચ્છ, સુવ્યવસ્થિત, અભગ, અખંડ, ખાડાખડબા વગરનો તથા સુખદાયક મારા જોવામા આવી શકયો હતો અને પર્વાંકિત હોઇને વચ્ચે બે નદીઓ ઓળંગવાની હોવા છતા પણ વાસદા

૬ **શિષ્યવૃત્તિ કિંવા** છાત્રવૃત્તિ પોતાના રાજ્યમાં, એટલે કે પોતાની પ્રજામા વિદ્યા તથા જ્ઞાનનો યથાશક્ય અધિકાધિક પ્રચાર થતો રહે અને નિરક્ષરતા તથા અજ્ઞાનની ન્યૂનતા થઇ જાય એ જ વર્તમાન મહારાજાશ્રીનો ધ્યાસરૂપ અભિલાષ હોવાથી ઉપર જણાવ્યા પ્રમાણે બાગાશ્રમની સ્થાપના ઉપરાંત રાજ્યમાના જે કોઇ પણ યોગ્ય વિદ્યાર્થીઓની કૃષિકર્મવિદ્યા, વનવિદ્યા ( Forestry ), સ્થાપત્યવિદ્યા ( Civil Engineering ) તથા વિજ્ઞાન ( Science ) આદિક વ્યવહારોપયોગિની વિદ્યાઓને પ્રાપ્ત કરી લેવાની ઉચ્છા હોય છે, પરંતુ જે વિદ્યાર્થીઓથી સાધનોના અભાવના કારણથી પોતાની એ જ્ઞાનાર્જનવિષયક સુયોગ્ય ઇચ્છાને પૂર્ણ નથી કરી શકાતી તે વિદ્યાર્થીઓને, જો માગણી કરવામા આવે તો, એ વિદ્યાઓના અભ્યાસમાટે તેમ જ કૉલેજમાના ઉચ્ચતર શિક્ષણને મેળવવામાટે મહારાજાશ્રીએ રાજ્યતરફથી આવશ્ય શિષ્યવૃત્તિયો કિંવા છાત્રવૃત્તિયો ( Scholarships ) આપવાની પણ ઉત્તમ વ્યવસ્થા કરેલી છે, અને એઓ શ્રીમાન્‌ની એ વ્યવસ્થા એઓશ્રીમાન્‌ના વિદ્યા તથા જ્ઞાનવિષયક અગાધ અનુરાગનો અખંડ તથા નિર્વિવાદ પરિચય કરાવી રહી છે

૭ **જલભંડાર** પ્રજાને જળના દુખ તથા અભાવની બાધાથી મુક્ત રાખવામાટે કૈલાસવાસી મહારાજા શ્રી પ્રતાપસિંહ મહારાજે વામદા તથા સિણધર્મા અત્યારની પદ્ધતિના જે જલભંડારો ( Waterworks ) બંધાવ્યા હતા તેમાં કેટલીક સુધારણાઓની અનિવાર્ય આવશ્યકતા હોવાથી વર્તમાન મહારાજાશ્રીએ તે સુધાર-

રાજ્યની માર્ગવ્યવસ્થા સુંદર હોવાથી અને વર્ષાઋતુમા નદીને ઓળંગવાના સાધનો પણ તૈયાર રાખવામા આવતા હોવાથી દોઢ કલાકમા જ મહારાજશ્રીની મોટરકારે મને વાસદામાના મારા ઉતારાના દ્વારમા નિર્વિઘ્ન પહોચાડી દીધો હતો

શાખાના કાર્યને હાથમાં લીધું છે અને તેથી આશા ગણી શકાય કે વાંસદા નગરના નિવાસી પ્રજાજનોના જળને મેળવવાના કષ્ટનો હવે અલ્પ સમયમાં જ અંત આવી જશે.

૮ **વિદ્યુત્પ્રકાશ** પ્રકાશના સંબંધમાં આજનો યુગ ' વિદ્યુત્પ્રકાશ 'નો હોવાથી વર્તમાન મહારાજાશ્રીએ રાજધાની વાંસદાનગરમા ' વિદ્યુદ્બલોત્પાદક યંત્રાલય ( Electric Power House )નું નિર્માણ કરાવીને પોતાના રાજમહાલય ઉપરાંત વાંસદા નગરના સમસ્ત માર્ગોને વિદ્યુદ્દીપના પ્રકાશવડે પ્રકાશિત કરી દીધા છે અને જે નાગરિકોની પોતાનાં ગૃહોમાં વિદ્યુત્પ્રકાશને સ્થાપવાની ઇચ્છા હોય તે નાગરિકોને પણ અતિશય યોગ્ય મૂલ્યથી વિદ્યુત્પ્રકાશનો લાભ આપવાની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી છે. અર્થાત્ આ વિદ્યુત્પ્રકાશવિષયક યોજનાના યોગે રાત્રિના સમયમા રાજધાની વાંસદાના માર્ગોમા વિચરતી વેળાયે જાણે આપણે મુંબઇના કોટ અથવા કાલિકાદેવી ( કાલબાદેવી ) જેવા કોઇ માર્ગમાં ભ્રમણ કરી રહ્યા હોઇયેની ! એવો જ આપણને ઘડીભર ભ્રમ કિંવા ભાસ થઇ જાય છે

૯ **રાઇસ મિલ્સ્, ઑઇલ્ મિલ્સ્ તથા ફ્લોર મિલ્સ્** વાંસદા રાજ્યમાં ચોખાનો પાક બહુ સારા પરિમાણમાં થતો હોવાથી તેમ જ તિલ ( તલ ) ની ઉપજ પણ વિશાલ પરિમાણમાં થતી હોવાથી ડાંગર ખાંડવાની, તલમાંથી તેલ કાઢવાની તેમ જ ઘઉં, બાજરી તથા જુઆર આદિક ધાન્યોને દળવાના યંત્રોની આવશ્યકતા અત્યારના યંત્રપ્રધાન યુગમા સર્વથા અનિવાર્ય થઇ પડેલી હોવાથી અને એ યંત્રોના અભાવે મનુષ્યોને થતા કષ્ટ ઉપરાંત કોઇ પણ રાજ્યને અતિશય આર્થિક હાનિ થવાનો પણ સંપૂર્ણ સંભવ હોવાથી વર્તમાન મહારાજાશ્રીએ પોતાની પ્રજાના કષ્ટના નિવારણમાટે તથા રાજ્યની આર્થિક હાનિને અટકાવી દેવામાટે વાસદા તથા ઉનાઇ એ વાંસદા રાજ્યના વ્યાપારના

બે મુખ્ય સ્થાનોમાં રાઇસમિલ્સ, ઑઇલમિલ્સ તથા ફ્લોર મિલ્સને નાણાંની મોટી રકમ રોકીને ચાલતી કરી દીધી છે અને તેથી પ્રજાને ન ફ્રી જ મમતઃ થઇ ગઇ છે, રાજ્યને પણ પોતાનાં રોકેલાં નાણાંનું સારું વ્યાજ આવકના રૂપમાં મળ્યા કરે છે, કેટલાક મનુષ્યોને રોજગાર મળતો રહે છે અને એ ખાંડવા, પીલવા તથા દળવાનાં જે નાણાં એ યંત્રોના અભાવે બહાર ચાલ્યાં જતાં હતાં તે રાજ્યમાંથી બહાર જતાં અટકી ગયાં છે એ વળી મોટામાં મોટો લાભ થયો છે

૧૦ એ ઉપરાંત વાંસદા રાજ્યમાં ખેતીનાં અજમાયસી ફાર્મો પણ સ્થાપવામાં આવ્યાં છે કે જેમાંથી ખેડુતો ખેતી સંબંધી પ્રત્યક્ષ માહિતી અથવા અપરોક્ષ જ્ઞાન મેળવી શકે છે આવા પ્રકારનાં ફાર્મો નાના વાંસદા તથા સીણુધઇ એ બે સ્થાનોમાંનાં ફાર્મોમાંના પાણીના પંપો એન્જિનથી ચાલે છે અને સીણુધઇ ફાર્મ ખેડુતોને પણ યોગ્ય મૂલ્ય લઇને જોઇતું પાણી તેમનાં ખેતરોમાં પહોંચાડી દેવાની સગવડ કરી આપે છે આ ફાર્મોએ પૂના, અંગનોર તથા માધસોર આદિક સ્થાનોમાંના કૃષિવિષયક પ્રદર્શનોમાંથી સુવર્ણચંદ્રક તથા કાંસ્યચંદ્રક એમની ઉત્તમતા તથા ઉપયુક્તતાના કારણથી મેળવ્યા છે; માત્ર એટલું જ નહિ, પણ વાંસદા રાજ્યના કેટલાક ખેડુતો પણ પોતાની કૃષિવિદ્યાવિષયક દક્ષતાના ગૌરવ તરીકે એવા ચંદ્રકોને મેળવી શક્યા છે, એ પણ અહીં વિશેષત સ્મરણમાં રાખી લેવા યોગ્ય ઘટના છે રાજધાની વાંસદા તેમ જ રાજ્યના અન્ય સ્થાનોમાંનાં આવાં ફાર્મોમાં પ્રત્યેક પ્રકારના ‘ ઇરીગેટેડ ’ તથા ‘ ડ્રાય ’ ક્રૉપ્સને વૈજ્ઞાનિક પદ્ધતિથી ઉત્પન્ન કરવામાં આવે છે અને ખેડુતોને પણ વખતો વખત એની આવશ્યક માહિતી આપવામાં આવે છે

વાંસદા રાજ્યના જળવાયુ ( આબોહવા ) જેમના માટે અનુકૂળ થવાનો સંભવ છે તેવા પ્રકારના વિશિષ્ટ ફળોને ઊગાડીને તેની આશિસ

( કલમો ) રૈયતને ઉત્તેજન તરીકે અર્ધ મૂલ્યથી આપીને રાજ્યથી બહારના પ્રદેશોમાંના લોકોને કિફાયતી કીમતથી આપવામાં આવે છે.

વાંસદા રાજ્યમાં જે કેટલીક ભૂમિ અણખેડેલી તથા પડતર પડેલી છે તેને ખેડાતી તથા ઉપજાઉ ભૂમિના રૂપમાં ફેરવી નાખવા-માટે બહારના કેટલાક હુશિયાર ખેડુતોને અમુક પ્રકારના વિશિષ્ટ લાભો આપવાની શર્તે વાંસદા રાજ્યમાં બોલાવવામાં આવે છે એટલે અત્યારે વાંસદા રાજ્યથી બહારનાં સ્થાનોમાંથી આવેલા ખેડુતોનાં લગભગ ત્રીસ કુટુંબો વાંસદા રાજ્યમાં સ્થાયી ભાવથી વસી ગયાં છે, અને એમની સંખ્યામાં દિવસાનુદિવસ અધિકાધિક વૃદ્ધિ થતી જાય છે.

ટ્રેકટર અને સુધરેલી ઢબનાં અંગ્રેજી તથા અમેરિકન્ ઓજારો વડે લોકોની જમીનોને પડતર કીમતે ખેડી આપીને કપાસ આદિકને ઉત્તમ સ્વરૂપમાં ઊગાડવાના કાર્યમાં તેમને પ્રત્યેક પ્રકારની સહાયતા આપવામાં આવે છે. આ ઉપરાંત વાંસદા રાજ્યમાં બબ્બે વર્ષનો ગાળો નાખીને ખેતીવાડી, જંગલ તથા ઉદ્યાન આદિકના ઉદ્યોગોની સ્થાનિક વસ્તુઓના ત્રૈવાર્ષિક પ્રદર્શનનો સમારંભ પણ રાજ્યદ્વારા થતો રહે છે. એ જ પ્રમાણે ખેતીના કામમાં ઉપયોગી થનારાં તથા દૂધ દેનારાં ( દૂઝાળાં ) ઢોરોની ઓલાદને સુધારવાના કાર્યમાં પણ પ્રજાને યથાશક્ય વિપુલ ઉત્તેજન આપવાની વર્તમાન મહારાજાશ્રીએ બહુ જ ઉત્તમ વ્યવસ્થા કરેલી છે.

૧૨ જ્યાં પણ માનવજાતિનો નિવાસ હોય છે ત્યાં તે માનવજાતિના જીવન તથા આરોગ્યની રક્ષામાટે કુશળ આયુર્વેદ-શાસ્ત્રજ્ઞ વૈદ્યો તેમ જ ડૉક્ટરો આદિકની અને ચિકિત્સાલયો તથા રુગ્ણાલયો ( હૉસ્પિટલ્સ્ ) આદિકની કેટલી-તથા કેવી અનિવાર્ય આવશ્યકતા રહ્યા કરે છે એ કોઈ પણ મનુષ્યથી તત્કાળ સમજી શકાય તેવી સરળતાથી પણ સરળ વાર્તા હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા છે જ નહિ. આ અનિવાર્ય આવશ્યકતાના મહત્ત્વને

યથાર્થ સ્વરૂપમાં જાણી લઇને વાંસદાના દૈવાસવાસી મહારાજશ્રી પ્રતાપસિંહજી મહારાજે રાજધાની વાંસદામાં પોતાનાં પૂજ્ય માતુશ્રી દૈવાસવાસિની રતનકુંવરબા સાહેબાના સ્મારક તરીકે એક હૉસ્પિટલ બંધાવી હતી અને તેમાં તે સમયના પરિમાણમાં સર્વ પ્રકારની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી હતી; પરંતુ એ હૉસ્પિટલમાં સમયના વહન સાથે અનેક પ્રકારના સુધારાવધારા તથા સાધનવૃદ્ધિની સ્વાભાવિક આવશ્યકતા ત્યાર પછી ઉત્પન્ન થયેલી હોવાથી વર્તમાન મહારાજાશ્રીએ પોતાના પૂજ્ય માતામહીદેવીના સ્મારકસ્વરૂપ એ રુગ્ણાલયમાટે નવીન આલીશાન મકાન બંધાવીને તેમાં ચિકિત્સાનાં સર્વ પ્રકારનાં અદ્યતન ( અપટુડેટ ) સાધનોને વસાવી દીધાં હતાં અને એ હૉસ્પિટલને બીજી સાનામાં સારી તરીકે ગણાતી હૉસ્પિટલની હરોળમા લાવી મૂકી હતી. માત્ર એટલું જ નહિ, પણ સ્ત્રીઓ માટેના ભિન્ન ચિકિત્સાલયનો વાંસદામા અભાવ હોવાથી એ અભાવની પૂર્તિમાટે વર્તમાન મહારાજાશ્રીએ સ્ત્રીઓ તથા અલ્પવયસ્ક બાળકોમાટે એક જુદી નવીન હૉસ્પિટલ બંધાવીને તેમાં ચિકિત્સાનાં સર્વ પ્રકારના આધુનિક સાધનોની વ્યવસ્થા કરી દીધી છે એ હૉસ્પિટલ ' લેડી વિલ્સન હૉસ્પિટલ્ ફૉર વિમેન ઍન્ડ્ ચિલ્ડ્રન ' નામથી ઓળખાય છે. એ ઉપરાંત સ્ત્રીઓમાટે અત્યંત આવશ્યક ' પ્રસૂતિગૃહ ' ( મેટર્નિટી હોમ ) ની પણ વર્તમાન મહારાજાશ્રીએ ભિન્ન વ્યવસ્થા કરી દીધેલી હોવાથી સ્ત્રીઓનાં પ્રસૂતિના પ્રસંગે યોગ્ય ચિકિત્સા તથા વૈદ્યક સહાયતાના અભાવે ઘણીક વાર થઇ જનારા અકાળ તથા પ્રસૂતિજન્ય મૃત્યુઓની સંખ્યા વાંસદા રાજ્યમાં ઘણી જ ઓછી થઇ ગઇ છે અને તેથી વર્તમાન મહારાજાશ્રીના મસ્તક ઉપર વાંસદા રાજ્યની માતૃપદારૂઢ દીન અબળાઓ આનન્દપુલકિત અંતઃકરણથી અનન્ય આશીર્વાદોની વૃષ્ટિને વર્ષાવી રહી છે. એ ઉભય હૉસ્પિટલમાટે એક ' ઑપરેશન થીયેટર ' પણ વર્તમાનયુગની આવશ્યકતાની પૂર્તિમાટે બંધાવી દેવામાં આવ્યું

છે અને તેમાં યોગ્ય શસ્ત્રચિકિત્સક ડૉક્ટરો (સર્જ્યન્સ)ના હસ્તે સર્વ પ્રકારની શસ્ત્રચિકિત્સા (ઑપરેશન્સ) દક્ષતાપૂર્વક કરાય છે. વાંસદા ઉપરાંત વાંસદા રાજ્યનાં પ્રતાપનગર તથા અંકલાછ નામક બે ગ્રામોમાં બે બીજાં ઔષધાલયો (ડિસ્પેન્સરી અથવા દવાખાનાં) પણ અસ્તિત્વ ધરાવે છે અને એ ઉપરાંત એક પ્રવાસી ઔષધાલય (ટ્રૅવેલિંગ ડિસ્પેન્સરી)ની પણ યોજના કરાયલી છે એટલે એક ડૉક્ટર ગામડાંમાં ફરતો રહીને જેમને આવશ્યકતા હોય તેમને યોગ્ય ઔષધ આપતો રહે છે.

આવી રીતે વાંસદા રાજ્યમાં રુગ્ણપરિચર્યા તથા રુગ્ણ પ્રજાજનોની ચિકિત્સાનો તો એટલી સીમા પર્યન્ત ઉત્કૃષ્ટ પ્રબંધ કરવામાં આવ્યો છે કે તેની જેટલી પણ પ્રશંસા કરવામાં આવે તેટલી પ્રશંસા અલ્પથી પણ અલ્પ થવાનો જ સંભવ છે. અહીં એ વાર્તાનું પણ કદાપિ વિસ્મરણ થવા દેવું ન જોઇએ કે આ સર્વ રુગ્ણાલયો તથા ઔષધાલયો રાજ્યના ધનથી જ ચાલી રહ્યાં છે; પ્રજા પાસેથી ગમે તેવાં ઉત્તમ ઔષધો તથા ગમે તેવી ગંભીર ચિકિત્સાનું કાંઇ પણ મૂલ્ય કદાપિ લેવામાં નથી આવતું. રુગ્ણાલયો તથા ચિકિત્સાલયોની આવી અનન્ય ઉત્કૃષ્ટ વ્યવસ્થા વડોદરા જેવાં અમુક આંગળીના ટેરવા ઉપર ગણી શકાય તેટલાં અપવાદરૂપ આદર્શ રાજ્યો વિના બીજાં સારાં સારાં ને મોટાં મોટાં રાજ્યોમાં પણ જ્યાં જોવામાં નથી આવી શકતી ત્યાં બીજાં નાનાં નાનાં રાજ્યોમાં તો તેના દર્શનની આશા ક્યાંથી જ રાખી શકાય વારુ? અર્થાત્ પ્રજાના જીવન તથા આરોગ્યના રક્ષણની આટલી સીમા પર્યન્ત ચિન્તા રાખનાર તથા પોતાની પ્રજામાટે જીવરક્ષા તથા આરોગ્યરક્ષાના આટલાં બધાં વિપુલ સાધનોને પોતાના રાજ્યમાં સર્વસુલભ કરી આપનાર વર્તમાન વાંસદાનરેશને જો તેઓ શ્રીમાનની પ્રજા 'દેવમૂર્તિ' તરીકે ઓળખતી તથા ઓળખાવતી રહે, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ

પ્ર હોઇ શકે તેમ છે ખરૂં કે ? 'કદાપિ નહિ,' એ જ એ પ્રશ્નનુ એકમાત્ર નિશ્ચિત ઉત્તર છે

૧૨ વાસદા રાજ્યની રાનીપરજ નામક પ્રજા બહુધા નિરક્ષર હોવાથી જે વયસ્ક મનુષ્યોની લેખન તથા વાચન વિષયક જ્ઞાનને મેળવવાની ઇચ્છા દિવસના સમયમા અવકાશના અભાવે પૂર્ણ ન થઇ શકતી હોય તેમનામાટે રાજધાની વાસદામા રાત્રિશાળાને સ્થાપવામા આવી છે એટલે એવા મનુષ્યોથી એ રાત્રિશાળાના યોગે પોતાની શિક્ષણપ્રાપ્તિવિષયક ઇચ્છાને કોઇ પણ પ્રકારના વ્યય વિના જ પૂર્ણ કરી શકાય છે

૧૩ એજ પ્રમાણે વર્તમાન વાસદાનરેશની ઉદારતાથી સ્થપાયેલી ગૃહ-ઉદ્યોગશાળાઓ દ્વારા વાસદારાજ્યમાંના ધીમે ધીમે મરી જવાની અણીપર આવી લાગેલા નાનાવિધ ગૃહઉદ્યોગો નવીન સ્વરૂપમાં પુનર્જન્મ તથા પુનર્જીવનને પ્રાપ્ત કરી રહ્યા છે

૧૪ વાસદારાજ્યના સોલકીવશભૂષણ રાજ્યકર્તાઓ પ્રથમથી જ પોતાના સનાતન વૈદિક હિન્દુધર્મના દૃઢ અનુયાયી પુરસ્કારક તથા ઉપાસક હોવાથી અને તેમા પણ વળી વાસદારાજવંશના આદર્શ નારી રત્નોની ધર્મશ્રદ્ધા તો અનન્ય તથા અદ્ભુત હોવાથી વાસદા રાજ્યમાં અનેક ભૂતકાલિક રાજ્યકર્તાઓએ તેમ જ તેમની ધર્મશીલા મહારાણીઓએ પોતાની ધર્મશ્રદ્ધાના પરિચાયક તરીકે અનેક દેવમન્દિરો બધાવેલા હોવાથી તેમનામાંના જે દેવમન્દિરો જીર્ણ થઇ ગયાં હતા તેમનો વર્તમાન વાસદાનરેશે જીર્ણોદ્ધાર કિવા પુનરુદ્ધાર કરાવીને તેમ જ બીજા નવીન દેવમન્દિરોને ચણાવીને પોતાની ધર્મપ્રિયતાનો પણ સસારને પર્યાપ્ત સાક્ષાત્કાર કરાવી દીધો છે આવા લઘુ તથા બૃહદ્ દેવમન્દિરો વાસદામા જ અસ્તિત્વ ધરાવે છે એમ નથી, કિન્તુ જેમ વાસદા રાજધાનીમા તેમ જ રાજ્યના બીજા કેટલાક ઉત્તમ તથા સુયોગ્ય સ્થાનોમાં પણ વિદ્યમાન હોઇને પ્રજાજનોના હૃદયોમાની

નૈસર્ગિક ધર્મભાવનાને પોષવા તથા દઢાવવાના કલ્યાણકારક કાર્યને અવિચલ ભાવથી સુસંપન્ન કરી રહ્યાં છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી મારી પોતાની માન્યતા તો નથી જ.

૧૫ વર્તમાન મહારાજા શ્રી ઇન્દ્રસિંહજી મહારાજે અનેક જીર્ણ ભવનોનાં જીર્ણોદ્ધારના કાર્યોને પૂર્ણ કરાવવા ઉપરાંત પોતાની કાર્યકીર્તિમાં જે ભવ્ય તથા અદ્યતન સુખસાધનપૂર્ણ નવીન ભવનોનું પોતાના હસ્તથી નિર્માણ કરાવ્યું છે તે ભવ્ય ભવનો નીચે દર્શાવ્યા પ્રમાણેનાં છેઃ—

(૧) દિગ્વીરનિવાસ રાજમહાલય (પૅલેસ); (૨) રાજસભાભવન અથવા દરબારહૉલ; (૩) હર્ષદભવન રાજમહાલય; (૪) દિગ્વીર મનોરંજનમંદિર (કલબ હાઉસ); (૫) દેવેન્દ્રભવન અતિથિનિવાસાલય (ગેસ્ટ હાઉસ્); (૭) 'મંજિલે મુરાદ' મેહમાંસરા (ગેસ્ટ હાઉસ્); (૮) શ્રીપ્રતાપ ઉચ્ચતર શિક્ષણશાળા (હાઇસ્કૂલ); (૯) શ્રી નટવર બોર્ડિંગ; (૧૦) કિશોર સેક્રેટરીયેટ; (૧૧) હુજૂર પ્રાઇવેટ્ ઑફિસ; (૧૨) પ્રતાપ સિલ્વર જ્યુબિલી ટાવર; (૧૩) ટાઉન હૉલ અને (૧૪) શ્રી ગુલાબસિંહજી ફ્રી લાયબ્રેરી ઍન્ડ રીડીંગરૂમ. એ ઉપરાંત ચાર પાંચ નાના વિલા (બંગલા); પટેલ હાઉસ તથા મૉટરગૅરેજો આદિક પણ બંધાવવામાં આવ્યાં છે, અને નાનાં નાનાં મકાનોની સંખ્યા તો ઘણી મોટી થવા જાય છે. આ સર્વ ભવનોના નિર્માણમાં ઓછામાં ઓછા પણ પંદરથી વીસ લાખ રૂપિયા ખર્ચાયેલા હોવા જોઇએ એવી સામાન્ય કલ્પના કરી શકાય તેમ છે અને એ રકમ આ નાનકડા રાજ્યની અત્યંત ઉત્તમ આર્થિક સ્થિતિ અને વાંસદાના રાજ્યકર્તા પુરુષની દક્ષતા તથા વ્યવહારકુશલતાનો નિર્વિવાદ પ્રત્યક્ષ પરિચય કરાવી રહી છે.

૧૬ વાંસદા-ઉનાઇ રોડ નામથી અત્યારે ઓળખાતો સાત માઇલ જેટલી લંબાઇનો અને લગભગ વીસથી પચીસ ફીટની સુન્દર

પહોળાઈનો માર્ગ વર્તમાન મહારાજાશ્રીએ જ તૈયાર કરાવ્યો છે અને એ માર્ગમાં બે મોટા જળપ્રવાહો આવતા હોવાથી તેમની ઉપર બે મોટા પૂલો ( બ્રિજિસ ) પણ મહારાજાશ્રીએ બંધાવી દીધા છે. એ ઉપરાંત મહારાજાશ્રી બિલ્લીમોરા–વાંસદા રોડ ઉપર આવતી બે નદીઓ ઉપર બે મોટા સેતુ ( બ્રિજિસ ) બંધાવવાની વિચારણા પણ કરી રહ્યા છે અને મહારાજાશ્રીની પ્રજાસુખસાધનનિર્માણ-વિષયક તીવ્ર તત્પરતાને જોતાં એ વિચારણા પણ અલ્પ સમયમાં જ પ્રત્યક્ષ કાર્યના સ્વરૂપમાં પરિણત થઈ જશે, એવું નિશ્ચિત અનુમાન કોઈ પણ પ્રકારની શંકા વિના કરી શકાય છે. હું એ જ ઇચ્છું છું કે પરમાત્માની કૃપાથી મહારાજાશ્રીની એ વિચારણા શીઘ્રથી પણ શીઘ્રતર કાર્યના રૂપમાં પરિણત થઈ જાય અને તેમ થતાં એ માર્ગમાં આવતી નદીને ઓળંગવામાં પ્રજાજનોને વર્ષાઋતુમાં જે વિડંબનાઓ ભોગવવી પડે છે ને વિડંબનાઓનો સત્વર અંત આવી જાય !

૬૭ વાંસદા રાજ્યમાં પ્રાથમિક શાળાઓથી આરંભીને માધ્યમિક તથા ઉચ્ચશાળા ( હાઇસ્કૂલ ) પર્યન્તના વિદ્યાર્થીઓને કોઈ પણ પ્રકારનો બદલો લીધા વિના મફત શિક્ષણ આપવામાં આવે છે, એ વાંસદા રાજ્ય, વસ્તુતઃ વાંસદાના વિદ્યાપ્રિય નરેન્દ્રવર્યની વિશિષ્ટતા અવશ્ય સ્મરણમાં રાખી લેવા યોગ્ય છે; કારણ કે, પ્રાથમિક ( પ્રાઇમરી ) શાળાઓથી હાઇસ્કૂલ પર્યન્તના શિક્ષણનો પ્રજાના બાળકોને નિર્વ્યય લાભ આપવાની આવી આદર્શ તથા પ્રશંસાપાત્ર વ્યવસ્થા ઘણી જ મોટી આવકવાળા ને ઘણાં જ સારા કહેવાતા મોટા મોટાં રાજ્યોમાં પણ ભાગ્યે જ આપણા જોવામાં આવી શકે છે, અને તેથી જ મેં આ સ્થાનમાં વર્તમાન વાંસદાનરેશની એ વ્યવસ્થાને તેઓ શ્રીમાનની એક સ્મરણીય તથા પ્રશંસનીય વિશિષ્ટતા તરીકે સકારણ ઓળખાવેલી છે. આ પ્રથા અન્ય દેશી રાજ્યોના રાજ્યકર્તાઓમાટે નિરંતર અનુકરણીય નથી એમ કોનાથી કહી શકાય તેમ છે વારૂ ?

૧૮ વર્તમાન વાંસદાનરેશના રાજ્યાધિકારના આરંભથી પૂર્વે જ વાંસદામાં અસ્તિત્વ ધરાવતા શ્રી ગુલાબસિંહજી ગ્રંથાલય તથા વાચનાલયમાં વર્તમાન મહારાજાશ્રીએ નવીન તથા ઉત્તમોત્તમ ગ્રંથો ઉમેરીને ગ્રંથોની સંખ્યાને આગળ કરતાં ત્રણ કે ચાર ગણી વધારી દીધી છે; સામયિક પત્રો પણ સારી સંખ્યામાં મંગાવવા માંડયાં છે અને બીજા પણ ઘણા સુધારા વધારા કરી દીધા છે એટલે એ લાયબ્રેરી વાંસદા રાજધાનીના નિવાસીઓમાટે એક આશીર્વાદરૂપ થઇ ગઇ છે અને વાંસદાનિવાસીઓ એ સરસ્વતીસદનનો સંપૂર્ણ લાભ લઇ રહ્યા છે.

૧૯ ઉપર જણાવ્યા પ્રમાણે બિલ્લીમોરા સ્ટેશનથી વાંસદા લગભગ ૩૦ માઇલ્સ્ દૂર છે; પરંતુ બિલ્લીમોરાથી કોલાઅંબા સુધી વડોદરા સરકારની ગાયકવાડ્સ્ બરોડા સ્ટેટ્ રેલ્વે ( G. B. S. Ry ) થઇ ગયેલી હોઇને એ રેલ્વેના ઊનાઇ નામક સ્ટેશનથી વાંસદા કેવળ ૭ માઇલ્સ્ થાય છે એટલે બિલ્લીમોરાથી એ જી બી. એસ્. રેલ્વેની મીટરગેજ ટ્રેનમાં ઊનાઇ પહોંચી જવાય તો ૨૩ માઇલ્સ્‌ના પ્રવાસનો પરિશ્રમ ઓછો થઇ જાય છે; છતાં પણ એ ૭ માઇલ્સ્‌નો પ્રવાસ તો કરવો જ પડે છે. અર્થાત્ અત્યારના વેગવાન્ પ્રવાસના યુગમાં વાંસદાનાં પ્રજાજનોમાટે એ ૭ માઇલ્સ્‌નો આવવા જવાનો પ્રવાસ વેગવાન્ તથા સુખદાયક થઇ પડે એટલામાટે નામદાર મહારાજાશ્રીએ વાંસદા ઊનાઇ સ્ટેટ્ મૉટર્ સર્વિસ્ ચાલૂ કરી દીધી છે અને ત્યાંની પરિસ્થિતિના પરિમાણમાં ભાડું પણ બહુ જ વ્યાજબી લેવામાં આવે છે એટલે એ મૉટર સર્વિસ્ વાંસદાની પ્રજામાટે એક આશીર્વાદ સમાન થઇ પડી છે; કારણ કે, ઊનાઇ સ્ટેશન પરની ટ્રેનોના આવવા તથા જવાના નિયત સમયને અનુસરીને દિવસમાં બે વાર એ મૉટર ( બસો ) ના જવા આવવાના સમયો નિયત કરવામાં આવ્યા છે. જો કોઇને આખી મૉટર જોઇતી હોય તો ચાર કલાક પૂર્વે માગણી કરવાથી સ્વતંત્ર મૉટરની વ્યવસ્થા પણ કરી આપવામાં આવે છે.

૨૦ આ સર્વ પ્રજાકલ્યાણકારિણી પ્રવૃત્તિઓની સાથે મહારાજાશ્રીએ રાજ્યના ઔદ્યોગિક વિકાસનું પણ રે કેમિકલ્ વર્કસ્‌ની સ્થાપનાદ્વારા મંગલાચરણ કરી દીધું છે અને આગળ જતાં આવા પ્રકારના ઉદ્યોગોને અધિકાધિક વિકસાવવાનો મહારાજાશ્રીનો ૮૮ અભિલાષ છે.

૨૧ વાંસદા રાજ્યની ભૂમિમાંથી આજના યુગમાં રાજા તથા પ્રજા ઉભયમાટે ઉપયુક્ત તથા લાભદાયક થઇ પડનારા અમુક ખનિજ પદાર્થો નીકળવાની સંભાવના હોવાથી મહારાજાશ્રીએ વાંસદા રાજ્યની ભૂમિની ભૂસ્તરપરીક્ષા ( Geological Survey ) પણ કરાવેલી છે, અને એનું પરિણામ હવે પછી પ્રકાશિત થવાનું છે.

૨૨ વર્તમાન વાંસદાનરેશે નીચે દર્શાવ્યા પ્રમાણેના પ્રજોપયોગી નવીન કાયદાઓને ઘડવાની તથા એ કાયદાઓને અમલમાં લાવવાની પ્રવૃત્તિના યોગે પોતાની પ્રશંસનીય પ્રજાવત્સલતાનો અનન્ય પરિચય કરાવી દીધો છે; માત્ર એટલું જ નહિ, પણ એ કાયદાઓમાંના અમુક કાયદાઓ તો વળી એવા છે કે જે કાયદાઓ મહારાજાશ્રીના હિન્દુધર્મ તથા હિન્દુજાતિવિષયક પ્રચંડ અભિમાન તથા શ્રદ્ધાશીલતાને અત્યન્ત સ્પષ્ટ સ્વરૂપમાં વ્યક્ત કરી રહ્યા છે તે કાયદા અથવા રાજનિયમો આ છે —

( ૧ ) રાનીપરજનની સ્ત્રીઓ તથા રાનીપરજનાં બાળકોના ધર્માન્તરનિષેધવિષયક નિયમો.* ( ૨ ) રાનીપરજના ખેડુતોની જમીનના વેચાણવિષયક નિયમો; ( ૩ ) ખેડુતોના દેવા ( ઋણ કિંવા કર્જ ) સાથે સંબંધ ધરાવનારા નિયમો, ( ૪ ) ગોવધના નિષેધ તથા પ્રતિબંધવિષયક નિયમો;* ( ૫ ) નવરાત્રિમાં રાજ્ય તરફથી

---

*આમાંનો ગોવધપ્રતિબંધક નિયમ તો બહુધા સર્વ હિન્દુ રાજ્યોમાં અસ્તિત્વ ધરાવતો જ હોય છે એટલે એના સબંધમાં તો કશી પણ નવીન તથા વિશિષ્ટ ટીકાટિપ્પણીની આવશ્યકતા રહેતી જ નથી. પરંતુ અત્યારની

અશુવધ કરવાની જે પ્રથા પ્રચલિત હતી તે પ્રથાને બંધ કરનાર નિયમ અને ( ૬ ) ખેતીવાડીમાટે કૂવા ખોદાવવાના કાર્યમા ખડુતોને સહાયતા તથા રાહત આપવાના નિયમ ઇત્યાદિ

૨૩ વાસદારાજ્યની સુવ્યવસ્થાવિષયક નામના તો પ્રથમ પણ હતી જ, છતા તેમા અનેક સ્થળે નિયત તથા એકધારી પદ્ધતિનો કાઇક અભાવ હોવાથી વર્તમાન મહારાજશ્રીએ એ ન્યૂનતાને પણ પરિમાર્જિત કરીને રાજ્યવ્યવસ્થાને એવી તો પૂર્ણપદ્ધતિયુક્ત બનાવી દીધી છે કે વાસદારાજ્યની એ પદ્ધતિપુરઃસરતાને જોઇને અનેક

---

આપણા હિન્દુધર્મ તથા આપણી હિન્દુજાતિની કટોકટીની ઘટિકામા રાનીપરજની સ્ત્રીઓ તથા રાનીપરજના બાળકોના ધર્માન્તરનિષેધવિષયક ગોવધપ્રતિબંધક નિયમ કરતા ય સહસ્રવાર અધિકતર આવશ્યક રાજનિયમને અસ્તિત્વમા લાવીને મહારાજાશ્રીએ પોતાની જે અનન્ય વિચારશીલતા તથા બુદ્ધિમત્તાનો સાક્ષાત્કાર કરાવી દીધો છે તેમાટે તેઓ શ્રીમાનની બુદ્ધિમત્તાની જેટલી પણ પ્રશંસા કરવામા આવે તેટલી પ્રશંસા સ્વલ્પથી પણ સ્વલ્પ થવાનો જ સંભવ છે, કારણ કે, આજે હિન્દુધર્મ તથા હિન્દુજાતિ ઉપરના વિધર્મીઓના સતત આક્રમણ, હિન્દુ સ્ત્રીઓ તથા બાળકોના વિધર્મીઓદ્વારા થતા નિરન્તર અપહરણ અને હિન્દુઓના બલાત્કારજન્ય ધર્માન્તર તથા ભ્રષ્ટીકરણના ભયાનક યુગમા હિન્દુજાતિના અસ્તિત્વને સુરક્ષિત રાખવામાટે, વિશેષત રાનીપરજ જેવી અશિક્ષિત તથા ભોળી પ્રજાના સ્ત્રીઓ તથા બાળકોને છળપ્રપંચપતાધક વિધર્મીઓના પંજામા સપડાઇને ધર્મભ્રષ્ટ ( મુસ્લિમ કિંવા ક્રિશ્ચિયન ) થઇ જતા અટકાવવામાટે પ્રત્યેક હિન્દુરાજ્યમા આવા ધર્માન્તરનિષેધ તથા પ્રતિબંધવિષયક નિયમોના સર્જન તથા કઠોરતાપૂર્ણ પ્રયોજનની અત્યતથી પણ અત્યંત તથા અનિવાર્ય આવશ્યકતા હોવા છતા ખેદનો વિષય છે કે વિશેષસખ્ય હિન્દુરાજ્યોમા અદ્યાપિ આવા હિન્દુધર્મરક્ષક તથા હિન્દુજાતિરક્ષક રાજનિયમો અસ્તિત્વ નથી ધરાવતા આ વિષયમા ભારતીય હિન્દુરાજ્યકર્તાઓમાટે શ્રીમન્ત વાસદાનરેશનુ આ વિશિષ્ટ નિયમવિધાન સંપૂર્ણ અનુકરણીય છે

અંગ્રેજ ઉચ્ચ અધિકારીઓએ પણ પ્રશંસાદર્શક ઉદ્દગારો કાઢીને અનેક વાર પોતાના મંતવ્યને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવ્યો છે

૨૪ એ ઉપરાંત મહારાજાશ્રી નિત્ય સાયંકાળ સમયે પોતાના રાજમહાલયના નિમ્નતલના મુક્ત ભાગમા વિરાજીને કોઇ પણ પ્રાર્થના કરવામાટે આવેલા ગરીબથી ગરીબ પ્રજાજનોની પ્રાર્થનાને સ્વયં લક્ષપૂર્વક સાંભળે છે અને જે પ્રાર્થનાનો તત્કાળ નિર્ણય કરી નાખવાની આવશ્યકતા જણાય છે તે પ્રાર્થનાનો વિચારપૂર્વક તે ક્ષણે જ નિર્ણય કરી નાખે છે એટલે એથી ગરીબ પ્રજાની હાડમારી ઘણી જ ઓછી થઇ જાય છે અને રાંકડી રૈયતનો ન્યાયની પ્રાપ્તિમાટે ન્યાયમંદિરના દ્વારોને ખખડાવવાની તથા પૈસાનો અકારણ ભોગ આપવાની વિડંબનાઓમાથી તત્કાળ છૂટકો થઇ જાય છે જો અત્યંત આવશ્યકતા હોય, તો કોઇ પણ પ્રજાજન કોઇ પણ વેળાયે મહારાજાશ્રીના દર્શન તથા ન્યાયદાનનો લાભ મેળવી શકે છે, અર્થાત્ પ્રજાની પ્રાર્થનાના શ્રવણમાટે મહારાજાશ્રી અષ્ટપ્રહર તત્પર રહ્યા કરે છે, એમ જ કહી શકાય તેમ છે અને એ વિધાનમાં અતિશયોક્તિનો અંશમાત્ર પણ નથી એ નિશ્ચયપૂર્વક માની લેવાનું છે *

* હુ જ્યારે વાસદામા હતો ત્યારે એક દિવસ બે વ્યાપારીઓ મહારાજાશ્રી સમક્ષ આવ્યા હતા એક લેણદાર હતો અને એક દેવાદાર હતો દેવાદારથી દેવાની બધી રકમ એકી સાથે ભરી શકાય તેમ ન હોતુ અને લેણદાર જેમ હમેશા થાય છે તેમ પોતાની આખી લેણી રકમને અદાલતમા દાવો દાખલ કરી એકદમ વસૂલ કરી લેવા માગતો હતો. મહારાજાશ્રી ઉભયની પરિસ્થિતિ તથા વસ્તુસ્થિતિને જાણતા હોવાથી મહારાજાશ્રીએ લેણદારને શાન્તિપૂર્વક એવો ઉપદેશ આપ્યો કે ' અદાલતમા દાવો દાખલ કરવાથી રાજ્યને તો પાચસો કે હજાર રૂપિયાની આવક જ થવાની છે, પરંતુ તમારે અનેક પ્રકારની હાડમારી ભોગવવી પડશે અને દેવાદાર પાસે અત્યારે વધારે મિલકત છે જ નહિ એટલે તમો જે રકમ લેવા ધારો છો તે મળશે પણ નહિ એટલે એના કરતા જે રકમ અત્યારે મળે તે લઇ લ્યો અને બાકીની રક

**૨૫ વાંસદા રાજ્યના બ્રિટિશ સામ્રાજ્ય સાથેના મૈત્રી-સંબંધો:** ઇ. સ. ૧૯૧૪ માં આરંભાઇને ઇ. સ. ૧૯૧૯ માં સમાપ્ત થયેલા પંચવર્ષવ્યાપક યૂરોપીય મહાભારત મહાસંગ્રામના સમયમાં વાંસદાનરેશે ભારતીય બ્રિટિશ સાર્વભૌમ સત્તાને પોતાથી આપી શકાય તેટલી સર્વ પ્રકારની આર્થિક તથા સૈનિક સહાયતા આપી હતી; અર્થાત્ એ સંગ્રામના અવસરમાં શ્રીમાન્ વાંસદાનરેશે એકંદર રૂ. ૨૦૪૬૯૩ ની રકમ વૉરફંડમાં આપી હતી અને માણસોની પણ સારી ભરતી કરાવી દીધી હતી; એ ઉપરાંત ડાંગના જંગલ પ્રદેશમાં જ્યારે ભિલ્લોએ બળવો જગાડયો હતો ત્યારે તે પ્રદેશના બ્રિટિશ અધિકારીઓને તત્કાળ આવશ્યક સહાયતા મોકલી આપીને તે બળવાને કાબૂમાં લાવવા તથા શમાવી દેવાના તેમના કાર્યને સુલભ કરી દીધું હતું. જો મહારાજાશ્રીની એ સહાયતા બ્રિટિશ અધિકારીઓને યથાસમય ન મળી ગઇ હોત, તો કદાચિત્ બળવાની જ્વાળા ગંભીર સ્વરૂપને ધારણ કરીને દૂર દૂર પર્યન્ત વિસ્તરી ગઇ હોત અને તેમ થતાં મનુષ્યોનાં જીવન તથા સંપત્તિ આદિકની હાનિનો મહાભયંકર અવસર આવી લાગ્યો હોત, એ નિર્વિવાદ વાર્તા હતી. પરંતુ મહારાજાશ્રીની સમયસૂચકતા તથા તાત્કાલિક સહાયતાએ એ સર્વનાશક સમયના સંભવને અટકાવી દીધો હતો અને એમાટે બ્રિટિશ સરકાર તર્ફથી મહારાજાશ્રીનો હાર્દિક આભાર પણ માનવામાં આવ્યો હતો.

---

સનું નવું ખાતું પડાવી લ્યો કે જેથી સંબંધ પણ જળવાયલો રહે; દેવાદારમાટે નાદાર થવાનો પ્રસંગ ન આવે અને દેવાદારનો સારો બચાવ આવતાં તમારી બાકીની લેણી રકમ પણ તમોને મળી જાય." મહારાજાશ્રીના એ ઉપદેશને તેણે માની લીધો અને એ વિવાદનો તત્કાળ અંત થઇ ગયો. વાસ્તવિકતાથી જોવામાં આવે તો ન્યાયદાનની આ પ્રણાલી જ પ્રજા-કલ્યાણકારિણી થઇ શકે તેમ છે.

**૨૬ મહારાજાશ્રીનું આડંબરમુક્ત આદર્શ જીવન અને આકર્ષક તથા પ્રભાવશીલ અદ્ભુત વ્યક્તિત્વ:** વર્તમાન વાસદાનરેશ મહારાજાધિરાજશ્રી ચન્દ્રસિંહજી મહારાજ, તેઓ શ્રીમાનની અવસ્થા અત્યારે લગભગ ૪૮ વર્ષની હોવા છતાં અને તેમની સિંહાસનાધિષ્ઠિત સ્વતંત્ર રાજ્યકર્તા તરીકેની કાર્યકીર્તિ પણ લગભગ ૨૫ વર્ષ જેટલી ભૂતકાલિક થઈ ગયેલી હોવા છતા, આહારવિહાર–વિષયક સંયમશીલતા તથા નિયમિતતા; આરોગ્યરક્ષાવિષયક નિયમોના પાલન, સર્વ પ્રકારના ( મદિરા, ભંગ તથા તમાકુ આદિક ) માદક તથા ઉત્તેજક પદાર્થના વ્યસનરૂપ અસેવન અને નિરંતર પ્રફુલ્લ તથા આશાવાદી ઈશ્વરપરાયણ અંત ઃકરણયુક્ત આનન્દી સ્વભાવના શુભ પરિણામ તરીકે તેઓ શ્રીમાન્ પોતાના શારીરિક આરોગ્યને ઉત્તમ સ્વરૂપમાં અચલ તથા સુરક્ષિત રાખી શકયા છે અને તે એટલી સીમા પર્યન્ત કે અત્યાર સુધીના વ્યતીત આયુષ્યમા, જો અપવાદરૂપ ઋતુ આદિકના પરિવર્તન સાથે સંબંધ ધરાવનારા અલ્પકાલિક તથા સામાન્ય પ્રકારની શારીરિક અસ્વસ્થતાના અમુક અવસરોને વર્જ્ય કરવામાં આવે તો, જેમને ભયંકર કહી શકાય તેવા પ્રકારની રુગ્ણતાઓ કિંવા અસ્વસ્થતાઓના અવસરો તેઓ શ્રીમાનને કદાપિ પ્રાપ્ત થયા જ નથી અને ભવિષ્યમા પણ બહુધા પ્રાપ્ત નહિ જ થાય એ ઘટના અમોને એટલામાટે નિશ્ચિત જણાય છે કે આપણા આયુર્વેદના આદિમ તથા અગ્રિમ નિયમ અનુસાર —

" पथ्ये सति गदार्तस्य कि मौषधिनिषेवणम् ? ।
पथ्येऽसति गदार्तस्य किमौषधिनिषेवणम् ? " ॥

" જો મનુષ્ય પથ્ય કિંવા રોગાવરોધક નિયમોને નિરંતર પાળ્યા કરતો હોય તો તેના શરીરમા રોગના ઉદ્ભવનો સંભવ ન હોવાથી તેના માટે ઔષધિના સેવનની જેવી રીતે આવશ્યકતા નથી રહેતી તેવી રીતે જો મનુષ્ય આરોગ્યરક્ષક નિયમોનું અપાલન જ કર્યા કરતો હોય, તો પણ તેના માટે ઔષધિના સેવનની એ કારણથી આવશ્યકતા નથી

ર્‌હેતી કે આરોગ્યવિષયક નિયમોના અપાલનના યોગે કેવળ ઔષધોપચાર તેના માટે લેશમાત્ર પણ રોગપરિહારક તથા લાભદાયક નથી જ થઇ શકતો; " એ એક ત્રિકાલાબાધ્ય સત્ય સિદ્ધાંત છે અને એ સિદ્ધાન્તના રહસ્યના જ્ઞાતા હોવાથી મહારાજાશ્રીએ નિરંતર રોગાવરોધક નિયમોના પાલનદ્વારા ' Prevention is better than cure ' એ અમૂલ્ય આદેશ અનુસાર ઔષધિસેવનના અવસરને યથાશક્ય વિશેષ પરિમાણમા પોતાનાં નેત્રો સમક્ષ ન આવવા દેવાના માર્ગને જ પ્રથમથી સ્વીકારી લીધો છે. અર્થાત્ મહારાજાશ્રીનો નૈસર્ગિક આરોગ્યમંડિત તથા સુદૃઢ ભૌતિક દેહ આવા પ્રકારની આરોગ્યરક્ષાના યોગે પોતાની નૈસર્ગિક સુદૃઢતાને અત્યાર સુધી અક્ષીણ રાખી શક્યો છે અને ' **शरीरमाद्यं खलु धर्मसाधनम्** ' એ પ્રાચીન સૂક્તિ અનુસાર ધર્મના આદિમ સાધન તરીકે પોતાને એટલામાટે સિદ્ધ કરી રહ્યો છે કે શારીરિક આરોગ્ય તથા સુદૃઢતાના યોગે જ મહારાજાશ્રી પોતાના નાનાવિધ રાજધર્મોનું ઉપર જણાવ્યા પ્રમાણે યથેષ્ટ તથા વિપુલ પાલન કરી શક્યા છે ને કરી શકે છે. પરમકૃપાળુ પરમાત્મા વાંસદાની પ્રજાના કલ્યાણમાટે મહારાજાશ્રીના એ આરોગ્યને નિરંતર અબાધ્ય તથા અખંડ રાખે એ જ આ શુભેચ્છક ગ્રંથકારની પરમાત્માનાં શ્રીચરણોમાં અષ્ટપ્રહર અનન્ય અભ્યર્થના છે !*

* સર રિચર્ડ બેકર્ ( Sir Richard Baker ) નામક એક પાશ્ચાત્ય પંડિતના શારીરિક આરોગ્યની અનન્ય મહત્તાને દર્શાવનારા નિમ્ન ઉદ્‌ગારો પ્રત્યેક વ્યક્તિએ નિરંતર સ્મરણમા રાખી લેવા યોગ્ય છે —

" So gather riches, do not hazard health
For truth to say health is the wealth of wealth. "

આરોગ્યની મહત્તાનો પરિચય કરાવનારી નિમ્ન પદ્યબદ્ધ લોકોક્તિ પણ ત્રિકાલાબાધ્ય સત્યરૂપિણી છે —

મહારાજા શ્રી ઇન્દ્રસિંહજી મહારાજનો ભૌતિક દેહ જેવી રીતે ઉપર દર્શાવ્યા પ્રમાણે અખંડ આરોગ્યમંડિત, સુદૃઢ તથા પ્રભાવશાલી છે તે જ પ્રમાણે તેમના એ સુદૃઢ તથા પ્રભાવશાલી દેહમંદિરમા વસતો અભિજાત આત્મા પણ એટલી સીમા પર્યન્ત ઉચ્ચકોટિનો તથા સદ્‌ગુણસમલંકૃત નિરભિમાની આત્મા છે કે દુર્લભ રાજવંશમા મહારાજાશ્રીનો જન્મ થયેલો હોવા છતાં અને પોતાના હસ્તમાં માનવમદાધકારિણી નિરંકુશ રાજ્યસત્તા વિદ્યમાન હોવા છતા પણ મહારાજાશ્રીના શબ્દકોષમાં મદાધતા, મિથ્યા આડંબર, મિથ્યા અભિમાન, ગર્વિષ્ટતા, અકારણ કઠોરતા, અહંકાર તેમ જ વાણી તથા વર્તનવિષયક અસભ્યતા અને તદનુરાગિતી વિવેકશૂન્યતા આદિ માનવજાતિના દુર્ગુણના પરિચાયક શબ્દો અસ્તિત્વ જ નથી ધરાવતા એ સત્ય સ્થિતિનો મહારાજાશ્રીના વાસ્તવમાના પ્રત્યક્ષ સમાગમજન્ય સાક્ષાત્કાર તથા સુંબઇમાંના મહારાજાશ્રીના ત્યાર પછીના વારંવાર પ્રાપ્ત થયેલા સ્વભાવદર્શન દ્વારા આ ગ્રંથકારને પર્યાપ્ત અપરોક્ષ અનુભવ થઇ ગયો છે અને મહારાજાશ્રીના સમાગમમાં આવેલા તથા આવનારા અન્ય અનેક પ્રતિષ્ઠિત પુરુષોના મુખથી પણ મહારાજાશ્રીના સંબંધમા એ જ પ્રકારના પ્રત્યક્ષ અનુભવના પરિચાયક ઉદ્‌ગારો આ ગ્રંથકારના સાંભળવામા આવ્યા છે અર્થાત્ મહારાજાશ્રીને એ દૃષ્ટિથી અમૃતફળ સદૃશ ફળદાતા હોવા છતા નિરંતર નમ્રતાધારક આમ્રવૃક્ષની ઉપમા જ આપવી જોઇએ; કારણ કે, રાજ્યસત્તાધીશ હોવા છતાં અને રાજ્યસત્તાનો મદ વિલક્ષણ હોવા છતા મહા-

" પ્હેલું સુખ તે જાતે નર્યા, બીજુ સુખ તે ઘર દીકરા,
ત્રીજુ સુખ ગુણવતી નાર, ચોથું સુખ કોઠીમા જાર ! "

શ્રીમંત વાંસદાનરેશ આ ચારે પ્રકારના સાંસારિક સુખોને ઇશ્વર કૃપાથી ભોગવી શક્યા છે પરમાત્મા એઓ શ્રીમન્તના એ ચતુર્વિધ સુખોને સદા સર્વદા અવિચળ રાખો !

રાજાશ્રી ઇન્દ્રસિંહજી મહારાજ એ રાજસત્તાજન્ય મદના સંપર્કથી સર્વથા અલિપ્ત હોઇને કોઇ એક સામાન્ય વ્યક્તિને પણ આદરની દૃષ્ટિથી જોનારા, મનુષ્યમાત્રની સાથે અત્યંત વિવેકપૂર્વક વર્તનાર, અપમાનકારક તથા તિરસ્કારદર્શક શબ્દોને કદાપિ પોતાના ભદ્ર મુખથી ન ઉચ્ચારનારા, સભ્યતાને તેની અંતિમ સીમા પર્યન્ત જાગવનારા, પોતાના રાજ્યના ઉચ્ચતમ અધિકારીઓથી આરંભીને સામાન્ય કોટિના સેવકો પર્યન્તના મનુષ્યોને મનુષ્યજાતિ તરીકે સમદૃષ્ટિથી જોઇને તેમના ઉચિત માનને રક્ષનારા અને પોતાને આંગણે આવેલા આમંત્રિત કિંવા અનામંત્રિત અતિથિઓના આદરાતિથ્યની તેમની સામાજિક યોગ્યતા અનુસાર ઉત્કૃષ્ટ વ્યવસ્થા કરીને તે વ્યવસ્થાની સ્વયં દેખરેખ રાખનારા એક સજ્જન નિરભિમાનમૂર્તિ તથા આદર્શ અહંકારશૂન્ય વિવેકાવતાર રાજપુરુષ છે, એ સત્યનો એઓશ્રીના સમાગમમાં આવનાર તથા એઓ શ્રીમાનના એ સદ્‌ગુણોના જાણનાર કોઇ પણ મનુષ્યથી, એમના મિત્ર કિંવા વિરોધી કોઇ પણ સત્યાનુરાગી તથા નિષ્પક્ષપાત સ્ત્રીપુરુષથી, કદાપિ કોઇ પણ પ્રકારના સંયોગોમાં લેશમાત્ર પણ અસ્વીકાર કરી શકાય એ ઘટના સર્વથા અશક્ય તથા અસંભવનીય છે. મારા આ કથનને પર્યાપ્ત પુષ્ટિ સમર્પનાર વાસદાના મારા એક દેશબંધુ જાડેજાવંશભૂષણ, કર્તવ્યપરાયણ તથા રાજભક્ત યુવક અધિકારીના સદ્‌ગારોને જો હું અહીં ઉદ્ધૃત કરીશ, તો તે અપ્રાસંગિક તથા અસ્થાનીય તો નહિ જ ગણાય એવો મારો દૃઢ નિશ્ચય છે

હું જ્યારે ગત વર્ષના જુલાઇ માસમા, પૂર્વે જણાવ્યા પ્રમાણે વાંસદા ગયો હતો ત્યારે રાજ્યના અતિથિ તરીકે મહારાજાશ્રીના સદ્‌ભાગ્યશીલા જ્યેષ્ઠા ( વિવાહિતા ) રાજકુમારી શ્રીમતી સુશીલાદેવી મહાશયાના શુભ નામ વડે જેને અલંકૃત કરવામાં આવી છે તે ' સુશીલસદન ' નામક સર્વસુખસાધનસમન્વિત અદ્યતન અતિથિસત્કારશાળા ( ગેસ્ટ હાઉસ્ )માં મારા નિવાસ તથા ખાનપાન

આદિકનો ઉચિત પ્રબંધ કરવામાં આવ્યો હતો અને મહારાજાશ્રીના એ. ડી. સી. તરીકેના પદ પર નિયુક્ત અમારા કચ્છ દેશના જાડેજા નામક ઇતિહાસપ્રસિદ્ધ રાજવંશમાં જન્મેલા શ્રીયુત પૃથ્વીરાજસિંહજી જાડેજા નામક યુવકના શિર પર આ અતિથિશાળાના પ્રબંધની નિરીક્ષાના ભારને પણ સ્થાપવામાં આવેલો હોઇને અમારા એ કચ્છી યુવક અતિશય મિલનસાર સ્વભાવના હોવાથી દેશબંધુ તરીકે એક જ વારના પરિચયથી અમારો પરસ્પર મૈત્રીસંબંધ સ્થપાઇ ગયો હતો એટલે અવકાશની વેળાયે તેઓ કલાક કલાક ને બબ્બે કલાક આવીને અમારી પાસે બેસતા હતા અને અમારા વચ્ચે કચ્છ રાજ્ય તથા વાંસદા રાજ્યના સંબંધમાં ઘણી વાતો સ્વાભાવિક જ થયા કરતી હતી એક વાર વાંસદા રાજ્ય તથા વર્તમાન વાંસદાનરેશ મહારાજાશ્રી ઇન્દ્રસિંહજી મહારાજના સંબંધમાં અમુક વાર્તાલાપ થતા ભાઇશ્રી પૃથ્વીરાજજીના મુખમાંથી અત્યંત સ્વાભાવિક ભાવથી એવા ઉદ્‌ગારો નીકળી ગયા હતા કેઃ—

" મહારાજાશ્રી ઇન્દ્રસિંહજી મહારાજનું વ્યક્તિત્વ કાંઇક એવું ને એટલું તો પ્રભાવશાળી તથા આકર્ષક છે અને તે ઉપરાંત પોતાના રાજ્યના નાના તથા મોટા અધિકારીઓ તેમ જ સેવકો પ્રતિ પણ એ શ્રીમન્તની મમતા, આત્મીયતા તથા સન્માનભાવના એવી તો ઉચ્ચ કોટિની છે કે અન્ય સ્થળે કદાચિત્ અધિક આર્થિક લાભ મળવાની સંભાવના હોય, તો પણ મહારાજાશ્રીના આ અદ્‌ભુત ગુણોના કારણથી મહારાજાશ્રીની છાયામાંથી દૂર થવાની સ્વાભાવિક જ કોઇના મનમાં ઇચ્છા નથી થતી; કારણ કે, અન્ય રાજ્યોમાં કદાચિત્ આર્થિક લાભ અધિક મળી શકે તેમ હોય, તો ય આપણાથી આવી અનન્ય મમતા તથા આત્મીયતાને નથી અનુભવી શકાતી અને આપણા માન તથા પ્રતિષ્ઠાની આટલી સીમા પર્યન્તની રક્ષાની આશા પણ ભાગ્યે જ રાખી શકાય છે એટલે એ જ વાર્તા

વાંસદાના હોઇ પણ ગજ્જસેવકના હૃદયમાં વાંસદાનરેશની સેવ્યતાને ત્યજી જવાના વિચારને ક્ષણમાત્રને પણ ઉદ્દ્ભવવા નથી દેતી. વાંસદા મહારાજાના સેવકો એ જ નૈસર્ગિક નિયમને અનુસરી રહ્યા છે કે

" માન જહા આદર જહાં, અરુ નૈનનમેં નેહ;
સજ્જન ઉસ ઘર જાઇયે, પત્થર બરસે મેહ !
માન નહીં, આદર નહીં, નહિ નૈનનમેં નેહ;
સજ્જન, વહાં ન જાઇયે, કંચન બરસે મેહ ! "

આ પૃથ્વીરાજસિંહજી એક સુશિક્ષિત, વિચારશીલ તથા વિલાયતની યાત્રા કરી આવેલા એક બુદ્ધિમાન્ યુવક હોઇને શ્રીમંત મહારાજાશ્રી પ્રતિ અતિશય પૂજ્ય ભાવ ધરાવનારા છે. રાજ્યના અન્યાન્ય અધિકારીઓ તથા નાગરિકોના મુખથી પણ આવા જ પ્રકારનાં મહારાજાશ્રીનાં યશોગાન મારા સાભળવામાં આવ્યા હતાં એટલે એની પુનરુક્તિ અનાવશ્યક છે.

**૨૭ મહારાજાશ્રીનો સાહિત્યાનુરાગ તથા સંગીતપ્રેમઃ**

શ્રીમન્ત મહારાજાશ્રી ઇન્દ્રસિંહજી મહારાજ સામાન્ય ભાવથી સમસ્ત સાહિત્ય તથા વિશિષ્ટ ભાવથી ઐતિહાસિક, ધાર્મિક, વૈજ્ઞાનિક તથા નૈતિક સાહિત્યના અતિશય અનુરાગી હોવાથી જેવી રીતે તેઓ શ્રીમાને રાજધાની વાંસદાના સાર્વજનિક પુસ્તકાલય તથા વાચનાલયને ગ્રંથસમૃદ્ધિ તથા સામયિક સાહિત્યસમૃદ્ધિ વડે સુસંપન્ન કરી દીધાં છે તેવી જ રીતે પોતાના રાજમહાલયમાં પોતાના અભ્યાસ, જ્ઞાનવર્ધન તથા મનોરંજનમાટે એક ભિન્ન ગ્રંથાલયનો પ્રબંધ કરીને તેમા પણ ઉત્તમોત્તમ તથા મોંઘા મૂલ્યના અનેક ગ્રંથોને ખરીદીને વસાવી દીધા છે. એ ગ્રંથસંગ્રહમા ગુજરાતી ભાષા તથા આંગ્લ ભાષાના ઉત્કૃષ્ટ ગ્રંથો ઉપરાંત આપણી ભવિષ્યમા રાષ્ટ્રભાષાના ગૌરવાન્વિત પદ ઉપર સંભવત: આરૂઢ થનારી હિન્દી ભાષા તથા મહારાષ્ટ્રીય ( મરાઠી ) ભાષાના ગ્રંથોનો પણ સમાવેશ થયેલો છે; કારણ કે,

મહારાજાશ્રી ગુજરાતી, અગ્રેજી, હિન્દી તથા મરાઠી એ ચારે ભાષાઓનું ઉત્તમ જ્ઞાન ધરાવે છે એ ગ્રંથાલયમાં સંસ્કૃત ભાષાના અનુવાદિત ધાર્મિક ગ્રંથો પણ મારી સંખ્યામા સંગ્રહાયલા છે આ ગ્રંથકારની લેખિનીથી લખાયલા 'સ્વામી વિવેકાનન્દ વિચારમાળા'ના સુવાસિત તથા બૃહત્ પાંચ પુષ્પ (ખડ),+ જ્ઞાનેશ્વરી ગીતા, અનન્તાનુભૂતિ તથા કેટલીક ઐતિહાસિક નવલકથાઓ આદિક ગ્રથો પણ મહારાજાશ્રીના એ ગૃહગ્રંથાલયને શોભાવી રહ્યા છે અથવા તો મહારાજાશ્રીના સત્કાર દ્વારા એ ગ્રંથો એક પ્રકારના સત્કારજન્ય ગૌરવને અનુભવી રહ્યા છે આવા પ્રકારના વિદ્યાવિનાસ તથા વિશાળ વાચન દ્વારા મહારાજાશ્રી જો બહુશ્રુત પુરુષની પદવીને પ્રાપ્ત કરી શક્યા હોય તો તે એક સર્વથા સ્વાભાવિક ઘટના હોવાથી તેમા આશ્ચર્ય જેવુ કાઇ છે જ નહિ અને હોવાનો સભવ પણ નથી

મહારાજાશ્રી આવી રીતે એક વિદ્યાવિલાસી તથા સાહિત્યાનુરાગી રાજપુરુષ હોવાથી સરસ્વતીના સેવકો એટલે કે વિદ્વાન ગ્રથકારો પ્રતિ તેઓ શ્રીમાનના હૃદયમાં નિરંતર એક પ્રકારનો આદરભાવ વસી રહ્યો છે અને એ આદરભાવના યોગે જ્યારે પણ યોગ્ય અવસર આવીને ઉપસ્થિત થઇ જાય છે ત્યારે અત્યંત આત્મીય ભાવયુક્ત આદરપૂર્વક વિદ્વજ્જનોનો અંતઃકરણ, ધન તથા વચનદ્વારા યથાશક્ય સત્કાર કરવામાટે તેઓ શ્રીમાન્ નિરંતર તત્પર રહ્યા કરે છે વિદ્વજ્જનવિષયક આવા પ્રકારની નૈસર્ગિક આદરબુદ્ધિના કારણથી મહારાજાશ્રીએ પોતાની રાજ્યકર્તા તરીકેની કાર્યકીર્તિના સમયમાં અનેક ગ્રથકારોને સત્કારીને યથાશક્ય આર્થિક સહાયતાઓ પણ

+ મહારાજાશ્રી પ્રાતઃસ્મરણીય સ્વામી વિવેકાનન્દ તથા તેમના આદર્શ ગુરુવર્ય શ્રીરામકૃષ્ણ પરમહંસના આદર્શ વ્યક્તિત્વ પ્રતિ પૂર્ણ પૂજ્યભાવ ધરાવનારા હોઇને શ્રીમદ્ વિવેકાનન્દ સ્વામીના ગ્રંથોના અનન્ય અનુરાગી છે, એ વાતને અહીં પાઠકવૃન્દે અવશ્ય સ્મરણમા રાખી લેવાની છે

ઔદાર્યપૂર્વક આપેલી છે,* અત્યારે પણ એ શ્રીમન્તનો સરસ્વતી-સત્કાર ધમધોકાર ચાલી રહ્યો છે અને ભવિષ્યમાં પણ સરસ્વતીના સુયોગ્ય સેવકોને એ વર્તમાનકાલિક વિદ્યાવિલાસી વિક્રમાદિત્યની વિદ્યાવિલાસિતાજન્ય ઉદારતાનો અનન્ય લાભ મળતો જ રહેવાનો છે એ સર્વથા નિર્વિવાદ વાર્તા છે. મહારાજાશ્રી સાથે આ દીન ગ્રંથકારનો ઘનિષ્ટ સંબંધ જે સંયોગોમાં સ્થપાયો હતો તે સંયોગોની કથા મહારાજાશ્રીની એ વિદ્વજ્જનવિષયક અનન્ય અનુરાગપૂર્ણ અનુકંપાને વ્યક્ત કરનારી હોવાથી તે સંયોગોની કથાને અહીં સંક્ષિપ્ત સ્વરૂપમાં વર્ણવવાના પ્રલોભનને મારાથી નથી અટકાવી શકાતું.

આજથી અઢી વર્ષ પૂર્વે (ઇ. સ. ૧૯૩૨માં) જ્યારે હું મારી અત્યન્ત નિરાશાજનક શારીરિક અસ્વસ્થતાના કારણથી જી. આઇ. પી. રેલ્વે ઉપરના થાણાના નિકટવર્તી મૂલેન્દુ (મુલુન્દ) નામક પરામાં વસતો હતો તે વેળાયે મારી શારીરિક અસ્વસ્થતા ઉપરાંત મારી આર્થિક સ્થિતિ પણ અત્યન્ત નિરાશાજનક હોવાથી બાવન વર્ષની અવસ્થામાં ધનપ્રાપ્તિના જે માર્ગની મારા મસ્તિષ્કમાં કદાપિ કલ્પનામાત્ર પણ ન હોતી ઉદ્ભવી તે માર્ગનું મારે અત્યંત નિરુપાયવશતાથી અત્યંત અનિચ્છાપૂર્વક તથા ગ્લાનિપૂર્વક અવલંબન કરવું પડયું હતું. અર્થાત્ અમારી 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'ના તે સમય પર્યન્ત પ્રકાશિત થયેલા ગ્રંથો આર્થિક સહાયતાની યાચના તથા પ્રાર્થના સહિત ગુજરાત તથા સૌરાષ્ટ્ર (કાઠિયાવાડ)ના અમુક એવા રાજ્યકર્તા પુરુષો ઉપર મેં મોકલ્યા હતા કે જે રાજ્યકર્તા પુરુષોને હું વિદ્યાવિલાસી, ઉદારાત્મા તથા વિદ્વજ્જનાશ્રયદાતા તરીકે માનતો

* મહારાજાશ્રીની આવા પ્રકારની ઉદારતાનો અમુક રાક્ષસકોટિના સાક્ષરોએ દુરુપયોગ પણ કરી બતાવ્યો છે અને 'સાક્ષરા વિપરીતા રાક્ષસા ભવન્તિ' એ વિદ્વજ્જનોના વિપરીત વર્તનને વ્યક્ત કરનારી ઉક્તિને અક્ષરશઃ સાર્થક તથા અન્વર્થક કરી બતાવી છે, એ સત્ય વાર્તાને આ સ્થાનમાં પ્રકાશિત

હતો. શ્રીમન્ત વાસદાનરેશની વિદ્યાવિલાસિતા તથા વિદ્વજ્જનપ્રિયતા-વિષયક ખ્યાતિ તથા કીર્તિ મારા સાંભળવામાં આવેલી હોવાથી એ ગ્રંથો મેં સહાયતાની પ્રાર્થના સહિત વાસદાનરેશ શ્રીમન્મહારાજાધિરાજ ઇન્દ્રસિંહજી મહારાજ ઉપર પણ મોકલ્યા હતા. જો કે મહારાજશ્રી મારા ગ્રંથોના વાચનદ્વારા મને એક ઉત્કૃષ્ટ ગુર્જર ગ્રંથકાર તરીકે ઓળખતા હતા, પરંતુ મારા પ્રત્યક્ષ પરિચયનો અવસર તેઓ શ્રીમાનને

---

કરતાં મારા હૃદયમાં એક પ્રકારનો એવો તો તીવ્ર ખેદ થાય છે કે એ ખેદના આઘાતની અન્ય કોઇ પણ વ્યક્તિથી કદાપિ યથાર્થ કલ્પના કરી શકાય તેમ છે જ નહિ, કારણ કે, આવા ચારિત્ર્યહીન, સ્વાર્થસાધુ તથા વેશધારી વિદ્વજ્જનો (?)ના દુષ્પ્રારિ ૫ તથા દુરાચારો અને વાણીવર્તનવિરોધ તથા કૃતઘ્નતાના યોગે જો અમુક આશ્રયદાતા પુરુષોના હૃદયમાં સામાન્યત સરસ્વતી સેવકોના સંબંધમાં વિપરીત ભાવ ઉત્પન્ન થઇ જાય છે તો તેના દુષ્પરિણામો ઉત્તમ કોટિના તથા સત્કારપાત્ર સુશીલ સરસ્વતીસેવકોને તેમના પોતાના કોઇ પણ પ્રકારના અપરાધ વિના જ ઘણીક વાર અકારણ ભોગવવા પડે છે જેમનો અનન્ય ઉદારાત્મા શ્રીમન્ત વાસદાનરેશને અતિશય કટુ તથા વિપરીત અનુભવ થયો છે અને જેમણે શ્રીમન્ત મહારાજાશ્રીની ઉદારતાનો કેવળ દારુણ દુરુપયોગ જ કરી બતાવ્યો છે એવા કહેવાતા બે સાક્ષરરત્ન(?) નામધારી શાસ્ત્રરત્નોના નામો મારી જાણમાં હોવા છતાં અનેક કારણોથી તે મહાશયોના નામોને અપ્રકાશિત અવસ્થામાં રાખવાનું જ મને ઉચિત જણાય છે, કારણ કે, મહારાજાશ્રી આ શુભાશુભમિશ્રિત સંસારના સંપૂર્ણ જ્ઞાતા હોઇને 'પાંચે આંગળીઓ સરખી નથી હોતી' એ દૃષ્ટિથી જ ભિન્ન ભિન્ન મનુષ્યોને ભિન્ન ભિન્ન દૃષ્ટિથી જોનારા અને અલ્પ પરિચયથી મનુષ્યની યથેચ્છ પરીક્ષા કરી લેનારા મહાવિવેકી તથા વિચારશીલ પુરુષ હોવાથી એમના હસ્તથી કોઇ પણ સુયોગ્ય તથા સત્કારપાત્ર વિદ્વાનનો અસત્કાર થાય અને એક વ્યક્તિના અપરાધની શિક્ષા અન્ય નિર્દોષ વ્યક્તિને અપાય એ સર્વથા 'ન ભૂતો ન ભવિષ્યતિ' તુલ્ય ઘટના છે, કારણ કે, પ્રત્યક્ષ પરિચયના યોગે મહારાજાશ્રીની માનવસ્વભાવપરીક્ષક યોગ્યતાનો મને પર્યાપ્ત પરિચય થઇ ગયો છે.

એ સમય પર્યન્ત કદાપિ પ્રાપ્ત થયો ન હોતો એટલે સ્વાભાવિક જ હું પોતે પણ એ સજીવન ઔદાર્યમૂર્તિ રાજપુરુષના પ્રત્યક્ષ દર્શન તથા પરિચયના મહાદુર્લભ લાભથી વંચિત જ રહેલો હતો. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં અને એ જ વેળાયે કોઇ એક આવશ્યક રાજનૈતિક કાર્યમાટે મહારાજાશ્રીને પૂના પધારવાનો પ્રસંગ અચિન્ત્ય પ્રાપ્ત થયેલો હોવા છતા મુંબઇના માર્ગે જ પૂનાનો પ્રવાસ કરવાનો હોવાથી મહારાજાશ્રીએ પૂનાના પ્રવાસની તૈયારી ચાલી રહી હતી તે જ વેળાયે ઊતાવળથી માગ પર પોતાના જ શુભ હસ્તથી એક અત્યંત અનુકંપાપૂર્ણ તથા આશ્વાસક (... લખીને રૂ. ૧૦૦) એક સોની રકમની નોટો તે પત્રની સાથે જ મોકલી આપવાની અવર્ણનીય કૃપા દર્શાવી હતી અને ભવિષ્યમા મને વાસદા બોલાવીને વિશેષ સહાયતા આપવાનું આશ્વાસન પણ આપ્યું હતું. મહારાજાશ્રીની એ રૂપિયા એક સોની દશ દશ રૂપિયાની દશ નોટો સાથેની કૃપાપત્રિકા ઇ. સ. ૧૯૩૨ ના સપ્ટેમ્બર માસની ૨૮ મી તારીખ ને બુધવારની લખેલી હોઇને મને તે સપ્ટેંબરની ૨૯ મી તારીખને ગુરુવારે સવારમા મળી હતી કે જે વેળાયે મારા ટ્રેઝરના ખાનામાં કેવળ રૂ. ૧૬–૩–૦ અંકે રૂપિયા સોળ ત્રણ આના જ સિલ્લક તરીકે બાકી રહ્યા હતા અને મારી માનસિક વેદનાનું મારા રુગ્ણ શરીરમાં અનિષ્ટ પરિણામ થતાં મારા જીવનની આશા નિરાશાના ચિહ્નોને દર્શાવી રહી હતી; કારણ કે. માનસિક ચિન્તાઓના કારણથી મારા શરીરમાંનો પ્રચંડ પાંડુરોગ ( પર્નિશિયસ એનિમિયા ) ઊત્તાની અંતિમ સીમા પર્યન્ત આવી લાગેલો હોઇને મારા શરીરમાના રક્ત માંસ તથા મેદનો સર્વથા લોપ થઇ થઇ ગયેલો હોવાથી કેવળ અસ્થિપિંજર જ અવશિષ્ટ રહ્યું હતું અને મારા હૃષ્ટપુષ્ટ દેહનું ૧૬૦ પાઉન્ડ વજન ઘટી ઘટીને કેવળ ૯૦ પાઉન્ડ ઉપર આવી ગયું હતું. મારા શુભેચ્છક તથા મિત્ર તરીકે કેવળ નિસ્વાર્થ ભાવથી જ મારી ચિકિત્સા કરનાર

મારા ચિકિત્સક ચૂડામણિયોએ પણ બહુધા મારા જીવનની આશાને ત્યજી દીધી હતી અને મારા પરિચિત સર્વ શુભેચ્છકો પણ મને આ ક્ષણભંગુર સંસારના અત્યંત અલ્પકાલિક નિવાસી પ્રવાસી તરીકે ઓળખી રહ્યા હતા. આવી અણીની વેળાયે મહારાજાશ્રીના હસ્તથી મોકલાયલી આ રકમ તથા આશ્વાસનપત્રિકાએ કોઇ એક નવજીવનપ્રદાયક ધન્વંતરિની આવશ્યકતાને જ પૂર્ણ કરી બતાવી હતી અને મારા નિર્જીવ થવાની સીમાપર આવીને દંડાયમાન થયેલા જીવનમાં એક નવજીવનદાયિની અદ્ભુત જ્યોતિને જગાવી દીધી હતી, એમ કહેવામાં હું લેશમાત્ર પણ અતિશયોક્તિ નથી કરતો, એ વાતને મારા પાઠકો તથા પાઠિકાઓએ નિશ્ચયપૂર્વક સત્ય માની લેવાની છે. એ ઘટનાની સાથે જ જે એક અન્ય આશાવર્ધિની ઘટના તે દિવસે જ બની હતી તે પણ એક વિશિષ્ટ કારણથી આ સ્થાનમાં મને ઉલ્લેખનીય જણાય છે.

અમુક ભદ્ર પુરુષના હસ્તથી અપાયલી લક્ષ્મી લક્ષ્મીના અન્ય નાળાંને પણ ખેંચી લાવનારી થઇ પડે છે એ આપણી પ્રાચીન લોકમાન્યતાનો મારા નેત્રોને તે દિવસે જ સાક્ષાત્કાર થઇ ગયો. કારણ કે, જે દિવસે મહારાજાશ્રીના હસ્તથી મોકલાયલી એ લક્ષ્મી તથા આશ્વાસનપત્રિકા મને પ્રભાતમાં મળી તે જ દિવસે મારી "બેની ચુનંનો વાસો અથવા એક નટીની આત્મકથા" નામક લોકપ્રિય નવલકથાના તૃતીય દશ્ય (ખંડ અથવા ભાગ) ના ક્રયવિક્રયની વાત નિશ્ચિત થઇ જતાં એ ગ્રંથના ખરીદનાર મહાશયો પાસેથી એ ગ્રંથના નિશ્ચિત થયેલા મૂલ્યના વિભાગ તરીકે રૂપિયા સવા પાંચસોની સામગ્રી રકમ રાત્રે નવ વાગ્યાની લગભગમાં મારા જ્ઞાતિબંધુ સોલિસિટર રા. રા. નંદલાલ છગનલાલ ઠક્કર મહાશયની ઑફિસમાં ન ધારેલી રીતે મને પ્રાપ્ત થઇ ગઇ. એ ભાદ્રપદ માસ (સંવત ૧૯૮૮) ની કૃષ્ણ ચતુર્દશીનો દિવસ હતો અને દીપોત્સવીના આગ-

મનમા કેવળ એક માસ જેટલો અલ્પ સમય જ અવશિષ્ટ રહ્યો હતો એટલે આવી રીતે એ દિવસે એક્સમયાવચ્છેદે રૂપિયા સવા છ સેંની રકમ આવી જવાથી અને ત્યાર પછી દીપોત્સવીના આગમન સુધીમાં બીજી પણ રૂપિયા પાચ સો જેટલી રકમ ભિન્ન ભિન્ન સ્થળેથી આવી મળવાથી દીપોત્સવીના પ્રસંગે જે ઋણદાતાઓ ( લેણદારો ) ને અમુક રકમો આપી દીધા વિના ચાલે તેમ હતું જ નહિ તે ઋણદાતાઓને તેમની લહેણી રકમો પણ આપી શકાઇ હતી અને દીપોત્સવીના પ્રસંગના સામાન્ય સામાજિક વ્યવહારોને પણ સંભાળી શકાયા હતા. એ જ દિવસથી જેને ચિકિત્સકોએ સર્વથા અસાધ્ય તરીકે માની લીધી હતી તે મારી શારીરિક અસ્વસ્થતા કિંવા અસાધ્ય રુગ્ણતાના અંતનો આરંભ પણ થઇ ગયો હતો એ ઘટના વળી વિશેષ ચમત્કારિણી હતી, કારણ કે, પરમકૃપાલુ પરમાત્માએ મારી નિર્ધન તથા નિરાધાર સ્થિતિનો વિચાર કરીને મારી પોતાની બુદ્ધિને સુઝાડી દીધેલાં ત્રણચાર ઔષધો મેં ઢાકાના "શક્તિ ઔષધાલય"માંથી મંગાવ્યાં હતા તે પણ તે જ દિવસે મહારાજાશ્રીની મોકલેલી સહાયતા સાથે જ વી. પી. થી આવી લાગ્યાં હતાં અને તેમના મૂલ્યના રૂ. ૨૫) પચીસ મહારાજાશ્રીની મોકલેલી રકમમાથી જ આપવામા આવ્યા હતા. જો તે જ દિવસે એ રકમ ન આવી હોત, તો ઉપર જણાવ્યા પ્રમાણે મારા ટેબલના ખાનામાં કેવળ રૂ. ૧૬–૩–૦ ની જ રકમ બાકી રહેલી હોવાથી એ વી પી. ને કદાચિત્ તત્કાળ સ્વીકારી ન શકાત અને પોસ્ટ ઑફિસમા એક અથવા બે દિવસ પર્યન્ત તો અવશ્ય અસ્વીકૃત અવસ્થામા રખાવી દેવું પડ્યું હોત. પરંતુ કૃપાસિંધુ પરમાત્માએ સર્વ યોગાનુયોગને મેળવી દીધા અને તેથી સર્વ સાધનો અનુકૂળ થઇ ગયા પરમાત્માએ મારા સંકટપરિહારના નિમિત્ત-કારણનું પદ નામદાર વાસદાનરેશને જ સમર્પેલું હોવાથી જ્યાંસુધી મારા શરીરમા પ્રાણ છે ત્યાંસુધી તો મહારાજશ્રીના આ ઉપકારનું

મારા હૃદયમાં અખંડ સ્મરણ રહ્યાં કરશે, એ સર્વથા નિશ્ચિત વાર્તા છે. અસ્તુ.

મેં મારા અનેક ગ્રંથોના ઉપોદ્‌ઘાતોમાં, પુનરુક્તિના દોષને બુદ્ધિપૂર્વક સ્વીકારી લઇને, એ વાતનો વારંવાર ઉલ્લેખ કરેલો છે કે અમુક કોઇ પણ કાર્યની સંપન્નતા તથા સિદ્ધિનો જે સમય આ વિશ્વની અજ્ઞેય, અનાદિ તથા અનન્ત શક્તિદ્વારા નિયત થયેલો હોય છે તે સમયે જ તે વિશિષ્ટ કાર્યની સંપન્નતા તથા સિદ્ધિ થઇ શકે છે, અન્ય સમયે તે કાર્યસિદ્ધિના સર્વ પ્રયત્નો નિષ્ફળ તથા વ્યર્થ જ થતા રહે છે. આ નિયમ મારા વાસદાગમનના સંબંધમાં પણ અક્ષરશઃ સત્ય જ સિદ્ધ થયો હતો; કારણ કે, ઇ સ ૧૯૩૨ ના સપ્ટેંબર માસમાં વાસદા જવાનો વિષય ચર્ચાયલો હોવા છતાં અનેક પ્રકારનાં પ્રતિકૂલ કારણો તથા વિઘ્ન બાધાઓ આદિના યોગે ઇ. સ. ૧૯૩૪ ના જુલાઇ માસ સુધીમાં એટલે કે લગભગ બે વર્ષ જેટલા દીર્ઘ સમય પર્યન્ત વાસદાપ્રવાસનો પ્રસંગ આવી શક્યો ન હોતો અર્થાત્ બે વર્ષના ગાળા પછી મહારાજાશ્રીના પ્રેમપૂર્ણ આમંત્રણથી વિશ્વચાલિકા અજ્ઞેયશક્તિના નિયત કરેલા સમયે જ એ પ્રસંગ આવી લાગ્યો હતો અને મહારાજાશ્રીના ચાર દિવસના સમાગમ તથા એ પુણ્યશાળી પૃથ્વીવલ્લભના દર્શનનો અલભ્ય લાભ આ ગ્રંથકારને મળી શક્યો હતો. આવી રીતે પારસ્પરિક પ્રત્યક્ષ પરિચય થઇ ગયા પછી જ્યારે પણ પોતાના કોઇ પણ કાર્યપ્રસંગે મહારાજાશ્રીની મુંબઇમાં પધરામણી થાય છે ત્યારે મને તેઓ શ્રીમાનના મુંબઇમાં થનારા આગમનના સમાચાર પ્રથમથી જ મળી જતા હોવાથી મુંબઇમાં [1] નેપીયન્સી રોડ ઉપરના તેઓ શ્રીમાનની પોતાની માલિકીના આલીશાન કુમંજિલા બંગલામાં તેઓ શ્રીમાનના દર્શન તથા સમાગમનો આ દીન ગ્રંથકારથી વારંવાર અવશ્ય લાભ મેળવી શકાય છે.*

* મુંબઇમાં નેપીયન્સી રોડ ઉપર રૂપિયા ત્રણ લાખની કીમતનો એક

'ઉત્તમ વિષયોની ચર્ચા નિઃસંકોચ ભાવથી કરી શકાય છે અને મહારાજાશ્રીના દૈવી ગુણોના અધિકાધિક પરિચયને પ્રાપ્ત કરી શકાય છે. પરમાત્મા મહારાજાશ્રી સાથે કોઈ પૂર્વપુણ્યના પ્રતાપે થયેલા આ અચિન્ત્ય ગાઢ સંબંધને આ ગરીબ ગ્રંથકારના જીવતની અંતિમ ઘટિકા પર્યન્ત અવિચલ રાખે, એ જ આ ગરીબ ગ્રંથકાર ગરીબનવાજ પરમાત્મા પાસેથી અહોનિશ યાચી રહ્યો છે. અસ્તુ. હવે આપણે મહારાજાશ્રીની સંગીતપ્રિયતાના વિષય ઉપર આવીશું.

જ્યારે હું વાંસદા ગયો હતો ત્યારે ત્યાંના બજારમાં એક સંન્યસ્તની નામાંકિત, પરન્તુ અત્યારે હવે ' સ્વર્ગવાસિની ' સંજ્ઞાને પ્રાપ્ત થયેલી સ્વ. મૂળજી આશારામ ઓઝા મહાશયની માલિકીની શ્રી મોરબી આર્યસુબોધ નાટક મંડળીના એક સમયના સુવિખ્યાત નટ-રાજ તથા કુશળ સંગીતજ્ઞ રા. રા. હીરાલાલ નાયક અચાનક મારા જોવામાં આવ્યા. સ્વ. મૂળજી આશારામ ઓઝા સાથે મારો ગાઢ સંબંધ હોવાથી હું મોરબી આર્ય સુબોધ નાટક મંડળીમાં વારંવાર જતો હતો અને તેથી શ્રીયુત હીરાલાલભાઈ સાથે પણ મારો મૈત્રી-સંબંધ થઈ ગયો હતો. પરસ્પર કુશળ સમાચાર પૂછવાના વ્યાવહારિક વિવેકની સમાપ્તિ પછી જ્યારે મેં એ પ્રશ્ન હીરાલાલભાઈને પૂછ્યો કે. " ભાઈશ્રી, આપ અહીં ક્યાંથી ? " એટલે મારા એ પ્રશ્નના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે: " મોરબી નાટકમંડળી વેચાઈને બંધ થયા પછી હું ભાવનગર રાજ્યમાં સંગીતશાસ્ત્રી તરીકે રહ્યો હતો અને ત્યાંથી શ્રીમન્ત વાંસદાનરેશ મને અહીં લઈ આવ્યા

---

બંગલો મહારાજાશ્રીએ બહુ દિવસથી ખરીદી લીધો છે અને તોપખાના પાસેના સમુદ્રતીરપ્રાન્તની વિશાળ ભૂમિ પણ ખરીદેલી છે કે જે ભૂમિ ઉપર એક અત્યંત વિશાળ તથા સર્વાંગસુન્દર રાજમહાલયતુલ્ય પ્રાસાદને ચણાવવાની તેઓ શ્રીમાન્ તીવ્ર ઇચ્છા કરી રહ્યા છે.

હતા ત્યારથી હું અહીં જ છું, માત્ર એટલું જ નહિ, પણ આપણા શ્રીયુત વાડીલાલ ઉસ્તાદ પણ અહીં જ વિરાજે છે, પણ હાલમાં તેઓ તેમના પુત્રની પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી તેના ઉપચારમાટે મુંબઈ ગયેલા છે " ત્યાર પછી શ્રી હીરાલાલભાઈ બે ત્રણ વાર ' સુશીલ સદન ' નામક મારા નિવાસાલયમાં પણ મને મળવામાટે આવ્યા હતા, અને મહારાજાશ્રીની સંગીતપ્રિયતા તથા ચારિત્ર્યપ્રિયતાની વિસ્તૃત કથા તેમણે જ મને સંભળાવી હતી કુશળ સંગીતશાસ્ત્રી વાડીલાલભાઈ પણ ત્યાર પછી મુંબઈમાના મહારાજાશ્રીના બંગલામાં એક વાર અચાનક ભેગા થઈ ગયા હતા અને તેમના મુખથી પણ મહારાજાશ્રીની સંગીત તથા ચારિત્ર્યપ્રિયતાની એવી જ પ્રશંસા મારા સાંભળવામાં આવી હતી અર્થાત્ શ્રીયુત હીરાલાલભાઈ તથા શ્રીયુત વાડીલાલભાઈ ઉત્તમ સંગીતશાસ્ત્રી તથા નાનાવિધ વાદ્યવાદન-કુશળ હોવા ઉપરાંત ચારિત્ર્યશીલ તથા સાદાઈના ઉત્તમ નમૂનારૂપ હોવાથી મહારાજાશ્રીએ એ સંગીતજ્ઞ નરરત્નોને પોતાના રાજ્યમાં સંગ્રહી લીધા છે એટલે સંગીતશાસ્ત્રીઓના નિર્વાચનમાં પણ મહા-રાજાશ્રીએ પોતાની માનવપરીક્ષિકા ક્ષમતાનો પૂર્ણ પરિચય કરાવી દીધો છે એ ઉભય સંગીતશાસ્ત્રીઓના કથન અનુસાર ઉત્તમ રાગ-દારી ઉપરાંત જે સંગીતમાં જ્ઞાન તથા પ્રભુગુણગાન આદિક પ્રગલ્ભ વિષયોની ચર્ચાયના હોય છે તે સંગીત જ અધિક પરિમાણમાં મહા-રાજાશ્રીને ઉત્તમ, આકર્ષક તથા મનોરંજક જણાય છે, શૃંગાર-રસાત્મક ગેય પદ્યો તેઓ શ્રીમાનના હૃદયને વિશેષ રંજિત નથી કરી શકતા

આપણા હિન્દુ ધર્મશાસ્ત્રોમાં નાદને પણ બ્રહ્મરૂપ માનવામાં આવ્યો છે એટલે જો સંગીતશાસ્ત્ર શુદ્ધ તથા નિષ્કલંક હોય તો નાદબ્રહ્મના યોગે બ્રહ્માનંદને પણ અનુભવી શકાય છે, કારણ કે, શાસ્ત્રશુદ્ધ સંગીતમાં માનવવૃત્તિયોને પરમાત્માનંદમાં તલ્લીન કરી

દેવાની અદ્ભુત શકિત રહેલી છે અને એવા જ સામર્થ્યનો નિષ્કલંક સાહિત્યમાં પણ શાશ્વત નિવાસ છે એ રહસ્યને શાંતરસભોક્તા મહારાજાશ્રી ઉત્તમ સ્વરૂપમાં જાણી શકેલા હોવાથી અને અનેકવિધ રાજનૈતિક તથા કૌટુંબિક કાર્યોથી શ્રાંત થયેલા આત્મા તથા હૃદય-માટે શ્રાંતિપરિહારક તથા આનંદપ્રદાયક શુદ્ધ વાદ્યવાદનયુક્ત સંગીતની આવશ્યકતા સર્વથા અનિવાર્ય હોવાથી; કિંબહુના સાહિત્યપ્રિયતા તથા સંગીતપ્રિયતા જ મનુષ્યત્વનાં પ્રધાન લક્ષણ હોવાથી મહારાજાશ્રી જેવા એક પૂર્વજન્મની યોગભ્રષ્ટતાના યોગે જ વાંસદાના રાજકુલમાં અવતરેલા મહાપુરુષ સાહિત્ય તથા સંગીતના નૈસર્ગિક આકર્ષણ તથા અનુરાગથી વંચિત રહે, એ ઘટના જ અસંભવનીય છે અને તેથી જ આપણે તેઓ શ્રીમાનના સાહિત્ય તથા સંગીતવિષયક અદ્ભુત આકર્ષણ તથા અનન્ય અનુરાગને આપણાં ચર્મ ચક્ષુઓની સહાયતાથી પ્રત્યક્ષ નિહાળી રહ્યા છીએ.

ઉપસંહાર અને આશીર્વચનઃ મહારાજાધિરાજ શ્રી ઇન્દ્રસિંહજી મહારાજ, વર્તમાન વાંસદાનરેશ જો સંક્ષેપમાં કહેવામાં આવે તો એક અનન્ય પ્રજાપાલક તથા પ્રજાવત્સલ પૃથ્વીવલ્લભ (મહારાજા) છે; સોલંકીવંશના યથાર્થ વંશદીપક કિંવા કુલદીપક છે; એક સચ્ચારિત્ર્યશાલી તથા ગુણગંભીર ગૃહસ્થ છે; એક સંગ્રામ-શૂર સેનાધ્યક્ષ છે; પ્રેમપ્રતિમ પતિદેવ છે; સંતાનવત્સલ પિતા છે; અતિથિજનોના અનુરાગી યજમાન છે; દીન જનોના બંધુ છે; અનાથના નાથ છે; નિરાધારના આધાર છે; વિદ્યાના વિલાસી છે, સંગીતના ભોક્તા છે; વિદ્વાનોના વર્તમાનકાલિક વિક્રમાદિત્ય છે, સાધુપુરુષોના સત્કારક છે; નિષ્પક્ષપાત ન્યાયાવતાર છે; દુરાત્મા-ઓના દારુણ દંડવિધાતા છે; ત્રસ્તજનોના ત્રાતા છે અને ધર્મ-નીતિમંત્રોના અખંડ ઉદ્ગાતા છે; સારાંશ કે, 'શ્રીમદ્ ભગવદ્ ગીતા' માંના 'नराणां च नराधिपः' એ વચનને યથાશક્ય

અધિક પરિમાણમાં દેશ તથા કાલ આદિની વર્તમાનકાલિક પરિસ્થિતિ અનુસાર સત્ય સિદ્ધ કરી બતાવનારા જે અપવાદરૂપ હિન્દુ રાજ્યકર્તાઓ વર્તમાન ભારતવર્ષમાં અસ્તિત્વ ધરાવતા આ પ્રકારના જોવા તથા જાણવામાં આવી રહ્યા છે તે અપવાદરૂપ અન્ય ભાગ્યશાળી તથા ભદ્રમૂર્તિ ભૂપાલોના વર્ગમાં પણ અગ્રભાગ વિરાજવાની સંપૂર્ણ ક્ષમતાના ધારક એ ઇન્દ્રસિંહજી મહારાજ એક ખરેખરા અને યથાનામા તથાગુણા નરેન્દ્રવર્ય છે એ સર્વથા સત્ય તથા નિરપવાદ વિધાન છે

શ્રીમન્ત મહારાજાશ્રી ઇન્દ્રસિંહજી મહારાજે, જે વેળાયે તેઓ શ્રીમાનની રાજ્યકર્તા તરીકેની ઉજ્જવલ કાર્યકીર્તિનો પ્રસ્તુત કિંચિત્ પરિચય લખાતો હતો તે વેળાયે જ, પોતાની ઈશ્વર સદૃશ પ્રજાવત્સલતા તથા દયાલુતાનો જે પરિચય કરાવ્યો હતો તે પણ અવશ્ય અહીં ઉલ્લેખનીય છે આ વર્ષમાં અચાનક હિમપાતના કારણથી ગુજરાત તથા સૌરાષ્ટ્ર આદિક પ્રદેશોમાંના ઊભા મોલ બળી ગયેલા હોવાથી અનેક સ્થાનોમાં દુષ્કાળના દારુણ દશ્યો ઉપસ્થિત થઇ ગયાં છે અને કૃષિજીવી પ્રજાજનો ભયંકર આપત્તિમાં આવી પડયા છે, એ વાર્તા વર્તમાનપત્રોમાંના વૃત્તાન્તો દ્વારા વિશ્વવિખ્યાત થઇ ગયેલી હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા અમોને નથી જણાતી અર્થાત્ વાંસદા રાજ્યમાં પણ હિમાપાતના યોગે અતિશય હાનિ થતાં વાંસદા રાજ્યના દીન પ્રજાજનો મહારાજાશ્રી સમક્ષ રાજકરમુક્તિ મેળવવા-માટે આવ્યા હતા મહારાજાશ્રી તેમના આશયને જાણી ગયેલા હોવાથી હજી તો પ્રજાજનો કંઇ પણ પ્રાર્થના કરે તેથી પૂર્વે જ મહારાજાશ્રીએ અત્યંત અનુકંપાદર્શક ભાવથી તેમને જણાવી દીધું હતું કે ભાઇઓ, તમો શા કારણથી અત્યારે મારી પાસે આવ્યા છો તે હું સારી રીતે જાણું છું હિમપાતના યોગે તમોને જે હાનિ સહન કરવી પડી છે તે મારાથી અજ્ઞાત નથી અર્થાત્

આ વર્ષના સમસ્ત રાજ્યકરથી હું તમોને મુક્ત કરૂં છું એટલે તમારે એક પાઇ પણ રાજ્યને આપવાની નથી, માત્ર એટલું જ નહિ, પણ આવતા વર્ષમાટે તમોને જે કાંઇ પણ બીજી આર્થિક સહાયતા જોઇશે, તે પણ તમારી આવશ્યક્તાઓનો વિચાર કરીને અવશ્ય આપવામાં આવશે એટલે તમો કોઇ પણ પ્રકારની ચિન્તા કરશો જ નહિ." કારણ કે, જ્યાં હજી મોટા મોટા રાજ્યકર્તા પુરુષો પોતપોતાના રાજ્યોમાંના સંકટગ્રસ્ત દીન પ્રજાજનોને મારી કેટલી આપવી, લેણાની વસુલાતમાંથી કેટલા ટકા બાદ કરવા અને ભવિષ્યને માટે જોઇતી આર્થિક સહાયતા પ્રજાજનોને આપવી કે કેમ એ વિષયોની હજી તો વિચારણાઓ તથા મંત્રણાઓ જ કરી રહ્યા છે અને તેમની એ લાંબી વિચારણાઓના પરિણામે આમ્યજનો ભૂખે મરતા થઇ ગયા છે, ત્યાં આ વાંસદાના પ્રજાપાલક પૃથ્વીવલ્લભે પળમાત્રનો પણ વિલંબ ન કરતા પોતાના પ્રજાજનોને ઋણમુક્ત, ચિન્તામુક્ત તથા ઉત્સાહપૂર્ણ કરી દઇને પોતાના પ્રજાપાલક તરીકેના કર્તવ્યને તત્કાળ પાળી બતાવ્યું છે, એ જો સૂક્ષ્મ દષ્ટિથી વિચાર કરીને જોવામાં આવે તો વર્તમાન યુગની પરિસ્થિતિમાં શ્રીમન્ત વાંસદાનરેશ શ્રી ઇન્દ્રસિંહજી મહારાજની સર્વથા અનન્ય તથા અકલ્પનીય પ્રજાવત્સલતા તથા દયાળુતાનું એક જ્વલન્ત પ્રમાણ છે એ સત્યનો કોઇ પણ વ્યક્તિથી કદાપિ કોઇ પણ સંયોગોમાં ક્ષણમાત્રને માટે પણ અસ્વીકાર કરી શકાય તેમ છે જ નહિ.

અથાત્ જ્યારે કોઇ પણ બુદ્ધિશાળી મનુષ્યને આવા સુયોગ્યતમ રાજ્યકર્તા પુરુષો તથા તેમના નાનાવિધ દૈવી ગુણોનો સાક્ષાત્કાર થાય છે ત્યારે તે મનુષ્યના મુખમાંથી તત્કાળ અચિન્ત્ય જે સત્ય ઉદ્‌ગારો નીકળી જાય છે તે ઉદ્‌ગારો એ જ આગયના પ્રદર્શક હોય છે કે "જો કોઇ પણ મનુષ્ય એક યોગ્યતાશાળી રાજ્યકર્તાના એક પ્રજાજન તરીકેની પદવીને દાસતા ( પરાધીનતા કિંવા ગુલામી ) જ માનતો

હોય તો તેની એ માન્યતા સર્વથા પ્રમાદમૂલક કિંવા ભ્રાંતિમૂલક છે, કારણ કે, એક ન્યાયપરાયણ તથા સુશીલ રાજ્યકર્તાની છાયામાં જ મનુષ્યની વૈયક્તિક સ્વતંત્રતા અધિકતર આનન્દ કિંવા પ્રસન્નતાને અર્પનારી થઇ શકે છે, "* ( અર્થાત્ અરાજકતામાં વ્યક્તિસ્વાતન્ત્ર્યનો આનન્દપૂર્ણ તથા શાંતિપૂર્ણ ઉપભોગ મનુષ્યને કદાપિ નથી જ મળી શકતો એ જ એનું તારતમ્ય છે અને તે અક્ષરશ: સત્ય હોવાથી એનું વિશેષ વિવેચન અનાવશ્યક છે )

અંતમાં આ ગ્રંથકારનું ભૂમીન્દ્ર ભૂપાલ ઇન્દ્રસિંહજી મહારાજને એ જ હાર્દિક અખંડ આશીર્વચન છે કે મહારાજાશ્રીનો વૈભવ ઇન્દ્રસ્પર્ધી થાય અને મહારાજાની પ્રજાવત્સલતાના ઉપભોગદ્વારા વાસદારાજ્યની રાજભક્ત પ્રજાની રાજભક્તિ નિરંતર વૃદ્ધિગતા થતી રહે, મહારાજાશ્રીના આગારમાં ધર્મલાભપૂર્વક સંતતિ તથા સંપત્તિની વૃદ્ધિ થતી રહે અને અખંડ આરોગ્યપૂર્વક, હે કમલપત્રાક્ષ રાજન્, ' કરેણુ ' શબ્દમાના ક્, ર્ તથા ણ્ એ ત્રણ વ્યંજનોને વર્જ્ય કરતાં અવશિષ્ટ રહેલા અ એ યતા ઉ એ ત્રણ સ્વરોના સંધિના યોગે જે એક ' આયુ ' શબ્દની સિદ્ધિ થાય છે તે આર્ષ શ્રીમાનનું આયું ( આયુષ્ય ) અવ્યય ( અનંતકાલિક ) થાય । × તથાસ્તુ

ગુણપૂજક ગ્રંથકાર નારાયણ વિસનજી ઠક્કુર

---

* ' He who thinks it slavery to be under a distinguished chief is mistaken Never does liberty appear more pleasing, than under a righteous king '

*Claudian 24, 113*

× " राजन् कमलपत्राक्ष करेणु करणै विना ।
रूपं भवति यत्सिद्धं तत्ते भवतु चाव्ययम् " ॥

सुभाषितम्

## " હિન્દુગૌરવગ્રંથમાળા "ની ઇ. સ. ૧૯૩૩માં થયેલી નવીન વ્યવસ્થા પછી " હિન્દુગૌરવગ્રંથમાળા " તથા " વિશ્વ-દર્શનગ્રંથમાળા "ના રૂ. ૨૦૧-૦-૦ ( રૂપિયા બસેં ને એક ) ભરીને પ્રથમ વર્ગના આજીવન આશ્રયદાતા થવાની અનન્ય ઉદારતા દર્શાવનાર અનન્ય હિન્દુત્વાભિમાની આદર્શ રાજપુરુષો તથા સદ્‌ગૃહસ્થોની નામાવલી અને કૃતજ્ઞતાદર્શન

૧ શ્રીમન્ત મહારાજાધિરાજ મીરઝા મહારાવ શ્રી ખેંગારજી સવાઇ બહાદુર, વિદ્યાવિલાસી, પ્રજાપાલક, વયોવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ ભાગ્યશાળી કચ્છભૂપાલ. ભુજ ( કચ્છ )

૨ શ્રીમન્ત મહારાજા રાણા સાહબ શ્રી નટવરસિંહજી મહારાજ બહાદુરઃ વિવેકમૂર્તિ, પ્રજાવત્સલ તથા સાહિત્યપ્રેમી શ્રી પોરબંદરનરેશ (કાઠિયાવાડ)

૩ શ્રીમન્ત મહારાજાધિરાજ શ્રી ઇન્દ્રસિંહજી મહારાજ બહાદુરઃ પ્રજાપાલ તથા ન્યાયમૂર્તિ વિદ્યાવિલાસી શ્રી વાસદાનરેશ ( ગુજરાત )

૪ શ્રીમન્ત મહારાજાધિરાજ શ્રીવીરભદ્રસિંહજી મહારાજ બહાદુરઃ પ્રજાહિત-વાદી તથા વાઙ્‌મયવિહારી શ્રી લુણાવાડાનરેશ ( ગુજરાત )

૫ રા. રા. શ્રીયુત સૂર્યશંકર દેવશંકર મેહતા, બૅરિસ્ટર-ઍટ્-લૉઃ કચ્છ રાજ્યના નાગરકુલભૂષણ સમર્થ વિદ્વાન્ પ્રધાન અમાત્ય (દીવાનસાહબ) ભુજ ( કચ્છ )

૬ રા. રા. શ્રીયુત હેમચન્દભાઇ રામજીભાઇ મેહતા એલ્. સી. ઇ.; એમ. આઇ. ઇ. ભાવનગર સ્ટેટ રેલ્વેના ડેપ્યુટી મેનેજર સાહબ ભાવનગર (કાઠિયાવાડ)

૭ રા. રા. શ્રીમાન્ શેઠ મથુરાદાસ કાલિદાસઃ ઇસ્ટ આફ્રિકાના કેન્યા પ્રદેશના વિદ્વજ્જનપુરસ્કારક ગોરાણાનિવાસી રઘુવંશભૂષણ વિખ્યાત વ્યાપારી લિંડી ( કેન્યા )

૮ રા ર૮ શ્રીમાન્ શેઠ શ્રી વીરજી ડાયાભાઈ શાહ. રત્ન ( અમરેલી )ના કચ્છદેશનિવાસી વિલક્ષણ વિદ્યાપ્રેમી તથા અનુરાગમૂર્તિ પૈસ્યકુલભૂષણ અગ્રગણ્ય વ્યાપારી ( શાઇસ્ મર્ચન્ટ ) રંગુન ( બર્મા )

અમારી ઉપર્યુક્ત ઉભય ગ્રથમાળાઓના આ પ્રથમ વર્ગના આજીવન આશ્રયદાતા થવાની અનન્ય ઉદારતા દર્શાવનાર પૂર્વોક્ત વિદ્યાપ્રેમી, ઇતિહાસાનુરાગી તથા ઉદારાત્મા આદર્શ ગજ્જમહારાજાઓ તેમ જ વ્યાપારી સદ્‌ગૃહસ્થ મહાશયોપ્રતિ અમારી હાર્દિક કૃતજ્ઞતા દર્શાવવા ઉપરાંત જે અન્યાન્ય મહાશયોએ અમારી એ ઉભય ગ્રથમાળાઓના સામાન્ય સ્થાયી ગ્રાહક થઇને અત્યારના સમય સુધીમા પ્રકાશિત થયેલા સર્વ ગ્રંથો વી પી થી મગાવી લેવાની અનુકપાયુક્ત આત્મીયતા તથા ઉદારતા દર્શાવી છે તે સર્વ હિન્દુત્વાભિમાની સજ્જન પુરુષોનો પણ અમો આ સ્થળે અતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ, અને આશા રાખીએ છીએ કે અમારા હવે પછીના ગ્રંથોમાં પ્રથમ તથા દ્વિતીય વર્ગના આજીવન આશ્રયદાતા ગજપુરુષો તથા સદ્‌ગૃહસ્થોની એક વિશાળ નામાવલીને પ્રકટ કરવાનો પ્રોત્સાહક પ્રસગ અન્યાન્ય ઉદારાત્મા રાજપુરુષો તથા સદ્‌ગૃહસ્થો પોતાની ઉદારતાના યોગે અમોને અવશ્ય પ્રાપ્ત કરાવી આપશે અને આવા ઉત્કૃષ્ટ ગ્રંથોને પ્રકાશિત કરવાના અમારા ઉત્સાહને આર્થિક સહાયતાદ્વારા વૃદ્ધિગત કરતા રહેશે

અહીં માન્ય રાજસ્થાન પોરબદર ( કાઠિયાવાડ )ના વર્તમાન પ્રધાન સચિવ ( દીવાન સાહબ ) મહાશય તથા મારા જ્ઞાતિબધુ સજ્જન પુરુષ શ્રીયુત ત્રિભુવનદાસ જે. શાહ એમ એ, એલ એલ બી તેમ જ મારી જન્મભૂમિ કચ્છરાજ્યના વર્તમાન પ્રધાન અમાત્ય ( દીવાન સાહબ ) મહાશય શ્રીયુત સૂર્યશંકર દેવશંકર

મેહતા બૅરિસ્ટર્-ઍટ્-લૉ, એ ઉભય ભાગ્યશાળી મહાનુભાવો પ્રતિ મારી હાર્દિક કૃતજ્ઞતાને અવશ્ય દર્શાવવી જ જોઇએ; કારણ કે, શ્રીયુત ત્રિભુવનદાસભાઇએ જે વેળાયે તેઓશ્રી લુણાવાડા રાજ્યના અમાત્યપદને શોભાવી રહ્યા હતા તે વેળાયે મારા એક અનુકંપાશીલ જ્ઞાતિબંધુ તરીકે મારા આર્થિક સંકટના સમયમાં મારા પ્રતિ જે અનુકંપા તથા આત્મીયતા દર્શાવી હતી તે કદાપિ ભૂલાય તેની છે જ નહિ અને ત્યાર પછી મારા પુરાતન પ્રિય મિત્ર માન્યવર સૂર્યશંકરભાઇ કચ્છસચિવ શ્રીમાને તો વળી મારા સંકટની કથા સાંભળતાંની સાથે મને પોતાની પાસે બોલાવી; અનુરાગપૂર્ણ આશ્વાસનો આપી; તત્કાળ સંકટનિવારણાર્થ ભવિષ્યની આશાઓ સહિત આશાતીન રકમ આપીને મારી ચિન્તાઓને ઘટાવી દેવાની અને સન્મિત્રના ' ददाति काले ' એ રાજયોગી ભર્તૃહરિકથિત ધર્મને તેની પરિસીમા પર્યન્ત અક્ષરશઃ પાળી બતાવવાની જે અનન્ય મમતામયી આત્મીયતા દર્શાવી હતી તે તો આત્મીયતા તથા પરદુઃખભંજનતાની એક દૃષ્ટાંતરૂપિણી ઘટના હતી એમ જ કહી શકાય તેમ છે. આવી રીતે એ ઉભય સચિવપદાધિષ્ઠિત પુરુષોએ પોતાના આ સરસ્વતીસેવક સુહૃદને સંકટના સમયમાં સહાનુભૂતિસમન્વિત સક્રિય સહાયતા સમર્પીને, જો ' मित्रस्य दुःखदलनं विरला मनुष्याः ' એ વાક્ય કિંવા નિયમ સત્ય હોય ( એ જ નિયમ ત્રિકાલાબાધ્ય સત્ય છે; ) તો, અવશ્ય મનુષ્ય તરીકે પોતાની સંપૂર્ણ વિરલતાને જ પ્રત્યક્ષ પુણ્યકૃતિ દ્વારા નિર્વિવાદ સિદ્ધ કરી બતાવી છે. અમારી ગ્રંથમાળાના આજીવન આશ્રયદાતાની નામાવલીમાં શ્રીમન્ત લુણાવાડાનરેશના શુભ નામનો અમો સમાવેશ કરી શકયા છીએ એ શ્રીયુત ત્રિભુવનદાસ રાજા મહાશયના પ્રેમયુક્ત પ્રયાસનું જ પવિત્ર પરિણામ છે અને અમારા કચ્છના જાડેજાવંશભૂષણ વયોવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ આદર્શ રાજ્યકર્તા, અમો કચ્છી પ્રજાજનોના પિતૃ–

તુલ્ય તથા જનકાર્થક સંબોધનથી જ સંબોધાતા શ્રીમન્ત મીરજા મહારાવ શ્રી ખેંગારજી બાવા યદ્યપિ દીર્ઘ કાળથી આ સેવક પ્રતિ ઉત્તમ ભાવના દર્શાવી રહ્યા છે અને આ ગ્રંથકારને એક કચ્છી પ્રજાજન તરીકે વાત્સલ્યપૂર્ણ તથા એક ગ્રંથકાર તરીકે માનપૂર્ણ દૃષ્ટિથી નિહાળી રહ્યા છે તથાપિ અત્યારે તો તેઓ નામદાર બાવાશ્રીના આશ્રયદાતૃત્વનો લાભ તો શ્રીયુત સૂર્યશંકરભાઇના પ્રયાસથી જ મળી શક્યો છે; માત્ર એટલું જ નહિ, પણ શ્રીયુત સૂર્યશંકરભાઇ સ્વયં પણ અમારી ગ્રંથમાળાઓના આજીવન આશ્રયદાતા થઇ ગયા છે એટલે મારી જન્મભૂમિના પરમપૂજ્ય રાજ્યકર્તા તથા તેમના અમાત્ય એ ઉભય મહાપુરુષોનાં શુભ નામો અમારી ગ્રંથમાળાના આજીવન આશ્રયદાતાઓની નામાવલીને એકત્ર વિરાજીને શોભાવી રહ્યાં છે એ મારા માટે અવર્ણનીય મહદ્ભાગ્યનો તથા અમારી ગ્રંથમાળામાટે અનન્ય ગૌરવયુક્ત ગર્વનો વિષય છે, એ સત્યનો કોઇથી પણ કદાપિ અસ્વીકાર કરી શકાય તેમ નથી એવો મારો દૃઢ નિશ્ચય છે. મહારાજાધિરાજ શ્રી ઇન્દ્રસિંહજી મહારાજ સાથેનો મારો પરિચય હવે ગાઢ તથા વૃદ્ધિંગત થયેલો હોવાથી અને પ્રસ્તુત ગ્રંથ તેઓ શ્રીમાનને જ સમર્પાયલો હોઇને તેઓ શ્રીમાનની રાજ્યકર્તા તરીકેની અનન્ય ઉજ્જવલ કાર્યકીર્તિનો પર્યાપ્ત પરિચય પણ સ્વતંત્ર સ્વરૂપમાં પ્રસ્તુત ગ્રંથમાં જ અપાયલો હોવાથી તેઓ શ્રીમાનના સંબંધમાં અહીં વિશેષ કાંઇ પણ લખવાની સ્વાભાવિક જ આવશ્યકતા નથી રહેતી શ્રીમન્ત મહારાજાધિરાજ લુણાવાડાનરેશે આ ગ્રંથકાર પ્રતિ, પ્રત્યક્ષ પરિચય ન હોવા છતાં પણ, જે સાનુરાગ તથા સાનુકંપ મમતા દર્શાવી છે અને આ ગ્રંથમાળાને જે ઉદારતાપૂર્ણ સહાયતા આપી છે છે તેમાટે આ ગ્રંથકાર એ શ્રીમન્ત રાજવીનો જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત ચિરઋણી રહેવાનો છે

શ્રીયુત શેઠ મથુરાદાસ કાલિદાસ, ટાંગાન્યિકા ટેરિટરીના સાહ

સૌદાગર, ઇસ્ટ આફ્રિકાના ' સેલ્ફમેડ ' શાહ સૌદાગર, અનન્ય હિન્દુ-ત્વાભિમાની તથા અતુલ દાનશીલ ઉદારાત્મા પુરુષ શ્રીમાન્ શેઠ નાનજી કાલિદાસ મેહતા મહાશયના, પોતાના એ જ્યેષ્ઠ બંધુના આદર્શોને અનુસરનાર, કનિષ્ટ સહોદર ભ્રાતા છે. એ મહાશયે પણ પોતાના વડિલ બંધુ પ્રમાણે જ હસ્તને મુક્ત રાખીને અનેકવિધ સમાજ-સુધારક ઉત્તમ કાર્યોને પોતાના કષ્ટોપાર્જિત ધનવડે પોષીને પોતાના કીર્તિકુસુમના સુગંધને વિસ્તારવાનો દીર્ઘ કાળથી આરંભ કરી દીધો છે. શેઠ નાનજી કાલિદાસ મારા જ્ઞાતિબંધુ પણ છે અને મારા એક પરમહિતવાદી પુરાતન મિત્ર છે. આ ગ્રંથમાળાનો ' વીર વૈરાગી અથવા બન્દા બહાદુર ' નામક ઐતિહાસિક ગ્રંથ એ ઉદારાત્મા મહાશયને જ અર્પણ કરાયલો છે એનું તો આ ગ્રંથમાળાનાં પાઠકો તથા પાઠિકાઓને સ્મરણ હોવુંજ જોઇએ. એ પ્રમાણે આ ગ્રંથની સાથેજ પ્રકટ થયેલો ' આફતાબે પંજાબ અથવા શમ્શીરે શરીયત અને કલ્લે હકીકત ' નામક ઐતિહાસિક ગ્રંથ શેઠ મથુરદાસ-ભાઇને અર્પણ કરાયલો હોઇને તેમાં તેઓશ્રીનો પર્યાપ્ત પરિચય પણ આપવામાં આવ્યો છે એટલે તેઓશ્રીના સંબંધમાં અહીં કેવળ કૃત-જ્ઞતાના દર્શન વિના અન્ય કાંઇ પણ વિશેષ લખવાની અવશ્યકતા નથી રહેતી.

રા. રા. શેઠ વીરજી ડાહ્યાભાઇ શાહ, મારા એક અદ્ભુત અનુરાગી, પ્રચંડ પ્રશંસક તથા મહામમતાલુ બાલ્યસખા છે. ઈ. સ. ૧૯૦૩ ને ૧૯૦૪ માં એવા પણ દિવસો હતા કે જ્યારે અમો પ્રતિદિવસ બબ્બે ને ત્રણ ત્રણ કલાક જેટલા સમય પર્યન્ત અમારા જન્નતનશીન મિત્ર અને વેદાંતજ્ઞાનપિપાસુ ખોજા ગૃહસ્થ વૈદ્ય પ્રેમજી જાફરભાઇ લાખાપુરવાળા મહાશયના ચિકિત્સાલયમાં બેસીને જ્ઞાન-ચર્ચા તથા વાર્તાવિનોદ કર્યા કરતા હતા. ત્યાર પછી તેઓશ્રી વ્યાપારાર્થ રંગૂન ચાલ્યા ગયા અને વૈદ્યરાજ પ્રેમજી જાફરભાઇ

પણ જન્નતનશીન થઇ ગયા એટલે વર્ષોનાં સર્વાં વિસામાં વીની ગયાં. ત્યારે રંગૂનમાંના માગ એક માયાળુ મિત્ર હિમ્મતલાલભાઇ શાહ બી. એ ના મુખથી તેમણે મારી શારીરિક અસ્વસ્થતા તથા આર્થિક પ્રતિકૂલતાની કથા સાંભળી એટલે તરત રૂ. ૨૦૧) મોકલીને તેઓ પ્રથમ વર્ગના આજીવન આશ્રયદાતા થઇ ગયા અને પ્રથમના ગ્રંથો મંગાવી તેના મૂલ્યની રકમ જૂદી મોકલી દીધી. ત્યાર પછી તેઓશ્રી મુંબઇ પણ આવ્યા હતા અને આ દીન મિત્રની પર્ણકુટીને પણ પોતાના આગમનવડે શોભાવવાનું ચૂક્યા ન હોતા. મને તેમણે એક સમયમાં બહુ જ ઉત્તમ સ્થિતિમાં જોયેલો હોવાથી અને મિત્ર તરીકે મારી સમસ્ત પરિસ્થિતિયોના તેઓ સંપૂર્ણ જ્ઞાતા હોવાથી મારી વિપન્નાવસ્થાના દર્શનથી તેમના હૃદયમાં અનહદ આઘાત થયો હતો. તેઓ શ્રીમાન્ હજી પણ અમુક પ્રકારના વિશિષ્ટ નિમિત્તને ઉત્પન્ન કરીને પોતાના આ સંકટગ્રસ્ત મિત્રને એટલા-માટે અધિક સહાયતા આપવાની ઇચ્છાને સેવી રહ્યા છે કે જેથી તેમનો આ મિત્ર ચિન્તાથી મુક્ત થઇ જાય અને નિશ્ચિન્ત થઇને તેનાથી હિન્દુજાતિ તથા હિન્દુધર્મની ઉન્નતિમાટે ઉત્કૃષ્ટ સાહિત્યનું યથાશક્ય અધિક પરિમાણમાં નિર્માણ કરી શકાય. વ્યાપારી હોવા છતાં આટલી સીમા પર્યન્ત જેઓ વિદ્યાનુરાગી છે અને ભૂલાઇ જવાની અણી પર આવી લાગેલા સંબંધને સંજીવન કરીને જેઓ પોતાના જૂના પુરાણા સાહિત્યસેવક મિત્રપ્રતિ આવી સંપૂર્ણ સક્રિય સહાનુભૂતિ તથા આત્મીયતાને મમતાપૂર્વક દર્શાવી રહ્યા છે તેમના પ્રતિ આ સ્થળે જો આ ગ્રંથકાર પોતાની યથેષ્ટ કૃતજ્ઞતા વ્યક્ત ન કરી બતાવે તો એ તેની કૃતઘ્નતા જ કહી શકાય. હું મારા એ 'જેને દીઠાથી છાતી ઠરે છે તે લાખનમાં એકની સંખ્યામાં જ મળી શકનારા' મારા દેશબંધુ તથા મમતાળુ બાલમિત્રનો પણ અંતઃકરણપૂર્વક આભાર માનું છું અને આ આભારદર્શનપત્રિકામાં જે જે વ્યક્તિયોનો

સકારણ આભાર માનવામાં આવ્યો છે તે સર્વ રાજન્યશ્રી તથા અન્ય વ્યક્તિયોના દીર્ઘ આયુષ્ય, અખંડ આરોગ્ય, આદર્શ સંતાન-સુખ, વૈભવ વિલાસ તથા સર્વપ્રકારના યશોવિભૂષિત ઉત્કર્ષની પરમ-કૃપાલુ પરમાત્મા પાસેથી અખંડ યાચના કરીને શુભ આશીર્વાદ-પૂર્વક પ્રસ્તુત આભારદર્શનપત્રની પરિસમાપ્તિ કરવાની આજ્ઞા ચ્હાઉં છું. ૐ શાંતિઃ

| | |
|---|---|
| વિલેપારલે<br>તા. ૫ મી મે ૧૯૩૫,<br>રવિવાર | નિરંતર કૃતજ્ઞાત્મા તથા કૃપાભિલાષી<br>**નારાયણ વિસનજી ઠક્કુર.**<br>ગ્રંથકાર |

---

"હિન્દુગૌરવગ્રંથમાળા"ના ઇ. સ. ૧૯૩૫ના જૂન માસ પર્યન્તના સમયમાં પ્રકાશિત થયેલા રા. રા. નારાયણ ઠક્કુરકૃત

**ઉત્કૃષ્ટ ગ્રંથોનાં નામ તથા મૂલ્ય આદિકની સૂચી**

| સંખ્યાંક નામ | મૂલ્ય રૂ. |
|---|---|
| ૧ ગુરુગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ્, ઐતિહાસિક તથા સચિત્ર | ૨-૦-૦ |
| ૨ વીર વૈરાગી અથવા બન્દા બહાદુરઃ ઐતિહાસિક તથા સચિત્ર ... | ૨-૦-૦ |
| ૩ હિન્દુસંગઠન અથવા મરણોન્મુખ હિન્દુજાતિની એકમાત્ર સંજીવની | ૧-૮-૦ |
| ૪ દમ્પતીશાસ્ત્ર અથવા લગ્નની સફળતા તથા નિષ્ફળતાનો વિચારઃ પ્રથમખંડ; | ૨-૦-૦ |
| ૫ સૌભાગ્યરાત્રિ અથવા વહુરાણીને શીખામણ, પ્રથમ ખંડ, સચિત્ર | ૨-૦-૦ |
| ૬ સૌભાગ્યરાત્રિ અથવા વહુરાણીને શીખામણ, દ્વિતીય ખંડ, સચિત્ર | ૨-૦-૦ |
| ૭ વીસમી સદીની વસન્તસેના અથવા એક વિલક્ષણ વારાંગનાની વીરગર્જના, પ્રથમ ખંડ ... ... ... ... | ૩-૮-૦ |
| ૮ વીસમી સદીની વસન્તસેના અથવા એક વિલક્ષણ વારાંગનાની વીરગર્જના, દ્વિતીય ખંડ ... ... ... | ૩-૮-૦ |
| ૯ મુઘલની હિન્દુ વીર મહિલા અથવા રમણીરત્ન રત્નદેવી ... | ૨-૮-૦ |

૧૦ કચ્છની પદ્મિની અથવા પુંઅરો અને રાજે (કચ્છની ઐતિહાસિકકથા) ૩—૦—૦
૧૧ બાલવિધવા કસ્યાગી અથવા રાજા કે રાક્ષસ ? ... ... ૩—૦—૦
૧૨ હિરણ્યગર્ભ હિન્દુ અથવા યશસ્વિની હિન્દુજાતિના દિવ્ય ગૌરવનો ઇતિહાસ પ્રથમ ખંડ ( સચિત્ર ) ... ... ... ૪—૦—૦
૧૩ આફતાબે પંજાબ અથવા શમશેરે શરીયત અને કલ્મે હકીકત ઐતિહાસિક તથા સચિત્ર .. ... ... ૩—૮—૦

અન્ય ગ્રંથો:

૧ જયન્તી અથવા સંતાલવિદ્રોહ: ઐતિહાસિક તથા સચિત્ર ... ૨—૮—૦
૨ કાવ્યકુસુમાકર અથવા ઠક્કુર નારાયણના કાવ્યોનો સંગ્રહ: સચિત્ર ૨—૮—૦
૩ સંસારપારિજાત અથવા આદર્શ આર્યઅબળા સચિત્ર સામાજિકનાટક ૨—૪—૦

આમાના ' ગુરુ ગોવિન્દસિંહ ' તથા ' વીર વૈરાગી ' એ બે ગ્રંથો કાચા પુઠાના પણ મળી શકે છે અને તે પ્રત્યેકનું મૂલ્ય રૂ. ૧—૮—૦ છે. " હિન્દુ ગૌરવગ્રંથમાળા "ના સ્થાયી ગ્રાહકોને આ ગ્રંથો બહુ ઓછા મૂલ્યથી અપાય છે નવીન સૂચીપત્ર સવાઆનાની ટિકિટ મોકલીને મંગાવો. પોસ્ટેજ, રજીસ્ટ્રેશન તથા પૅકિંગ ખર્ચ જૂદુ સમજવાનું છે.

પ્રાપ્તિસ્થાન: **મહન્ત શ્રી રામદાસજી મહારાજ,**
અધ્યક્ષ ' શ્રી હિન્દુગૌરવગ્રંથમાળા ' કાર્યાલય
નં ૨૭, લહરીપુરા વડોદરા.

# હિંદી વીમાના ઈતિહાસમાં અદ્ભુત

**વૉર્ડનને** પહેલા વર્ષનું ઝળકતું પરિણામ કરતાં સાનંદ અભિમાન થાય છે.

| | | |
|---|---|---|
| ૧૯૩૪ ના પહેલાજ વર્ષમા મેળવેલું | કામ | રૂ. ૩૫,૩૬,૦૦૦ |
| ૧૯૩૪ ના પહેલાજ વર્ષમાં પૂરું કરેલુ | કામ | રૂ. ૨૫,૧૫,૦૦૦ |
| વસૂલ મળેલા નવા પ્રીમિયમો | | રૂ ૧,૦૦,૦૦૦ |

બિઝનેસ મેળવવાનું ખર્ચ નક્કી કર્યા કરતા ઘણુંજ ઓછું રાખવામા આવ્યું છે.

પૉલીસી રદ થવાના અને મરણના અનુભવો નહિ જેવાજ છે.

પૉલીસી દીઠ વીમો ઉતારેલી રકમ હિંદી જિંદગીના વીમાની ઑફિસો કરતાં મોટી છે.

## —:અમારી સફળતાની ચાવી:—

કુશળ વ્યવસ્થા, ઉદાર અને ઉત્તમ પૉલીસી કરારો અને અદ્ભુત લાભો

પ્રતિનિધિત્વ વગરના પ્રદેશમા અમારી સાથે કામ કરવા ઇચ્છતા અન્ય સદ્ગૃહસ્થો માટે હમેશા નવી તકો

વધારે વિગત માટે લખો:—

## ધી વૉર્ડન ઈન્શ્યુરન્સ કું. લિમિટેડ.

મુખ્ય ઑફિસ.
રીચીરોડ, અમદાવાદ

શાખાઓ
મુંબઈ, મદ્રાસ, કલકત્તા.

શ્રીમાન્ શ્રી મહન્ત શ્રી રામદાસજી મહારાજ

'શ્રી હિન્દુગૌરવગ્રંથમાળા 'ના પ્રકાશક



'શ્રી રામાનન્દ સાહિત્યપ્રચારકમંડળ 'ના મંત્રી અને

'શ્રી તત્ત્વદર્શી ' હિન્દી માસિકના પ્રકાશક

વીરક્ષેત્ર ( વડોદરા )

# એક નિવેદન

પ્રસ્તુત 'હિરણ્યગર્ભ હિન્દુ' નામક ઇતિહાસગ્રંથ 'હિન્દુગૌરવ ગ્રંથમાલા'નો એક ઉત્કૃષ્ટ ગ્રંથ છે અને એ ગ્રંથ આજે દીર્ઘ કાળ પશ્ચાત્ પરમાત્માની કૃપા તથા પરમપૂજ્ય મહન્તશ્રી રામદાસજી મહારાજના અનુપમ ઇતિહાસપ્રેમ તથા અવિશ્રાંત પરિશ્રમના યોગે જ પ્રકાશના દર્શન કરી શકે છે. અર્થાત્ ગ્રંથપ્રકાશનના વ્યવસાયમા જો નિષ્પક્ષપાત દૃષ્ટિથી જોવામા આવે તો જેટલી મહત્તા ગ્રંથકારની હોય છે તેટલી જ મહત્તા યોગ્યતાશાળી પ્રકાશકની પણ હોય છે ગ્રંથકાર તથા પ્રકાશકના પારસ્પરિક સહકારથી જ ઉત્તમ સાહિત્ય પ્રકાશિત થઈ શકે છે મહંતશ્રીની અન્યાન્ય સાહિત્યપ્રવૃત્તિઓનો વિસ્તૃત પરિચય હુ અન્ય અવસરે આપવાનો છુ આ ગ્રંથ એ મહાપુરુષના ચિત્ર વિના પ્રકાશિત થાય એ વાર્તા મને ઉચિત ન લાગવાથી, તેમની પોતાની ઇચ્છા ન હોવા છતા, મે અતિશય આગ્રહ કરીને મારી પોતાની ઇચ્છાથી જ તેઓ શ્રીમાનના ચિત્રને આ ગ્રંથમા ગ્રંથનો જ્યા આરંભ થાય છે તે સ્થાનમા જ પ્રકાશિત કરવાનુ ઉચિત ધાર્યું છે આથી જો પૂજ્ય મહન્તશ્રીના હૃદયમા કાઇ પણ સંકોચ થયો હોય તો તેની હુ નમ્રતાપૂર્વક તેમની પાસેથી ક્ષમા માગુ છુ

નારાયણજી ઠક્કુર, ગ્રંથકાર

ॐ तत्सत्परमात्मने नमः

# હિરણ્યગર્ભ હિન્દુ

## અથવા

## યશસ્વિની હિન્દુજાતિના દિવ્ય ગૌરવનો ઇતિહાસ

### ભૂમિકા

આપણા સુજલ, સુફલ તથા શસ્યશ્યામલ ભારતવર્ષ, આર્યાવર્ત તથા હિન્દુસ્થાન આદિક શુભ નામોથી ઓળખાતા દેશનુ અતિશય સ્થૂલ દૃષ્ટિથી અવલોકન કરનાર મનુષ્યનો પણ તત્કાળ એવો નિશ્ચય થઈ જાય છે કે નિસર્ગદેવતા અથવા પ્રકૃતિદેવીની જો કોઈ પણ દેશ પર સંપૂર્ણ કૃપા ઊતરી હોય તો તે કેવળ આ હિન્દુસ્થાન આદિક નામોથી ઓળખાતા દેશ પર જ ઊતરેલી છે, અને તેથી એક આંગ્લ લેખકે હિન્દુસ્થાનના સબધમા ' હિન્દુસ્થાન દેશ તે સમસ્ત પૃથ્વીનું જ એક સક્ષિપ્ત સ્વરૂપ છે'+ એવો જે ઉદ્ગાર કાઢ્યો છે તે અક્ષરશઃ સત્ય તથા વાસ્તવિક છે, કારણ કે, વિશ્વના ભિન્ન ભિન્ન દેશોમા સૃષ્ટિના જે જે ભિન્ન ભિન્ન વિશિષ્ટ સ્વરૂપો દૃષ્ટિગોચર થતા રહે છે તે સર્વ જાણે હિન્દુસ્થાનમા એકત્ર વસતા હોયની ' એવો જ ભાસ થયા કરે છે પ્રેક્ષકોના હૃદયોને પોતાના જાદુથી મુગ્ધ કરી નાખનાર અલૌકિક સૃષ્ટિસૌન્દર્ય, અત્યંત ફળદ્રૂપ ભૂમિ, અત્યંત ઘાટા અરણ્યો, અત્યંત ઉત્તુગ ગગનચુમ્બિત પર્વતો, સહસ્રાવધિ પ્રચડ સરિતાઓ તેમ જ કાશ્મીર જેવા અતિશય શીતળ પ્રદેશો સાથે વૃક્ષશૂન્ય તથા ખડમાળ

---

+ " India is an epitome of the whole world '
Chamber s Encyclopedia p 337

મયદાનો, જનશૂન્ય વાલુકામય પ્રદેશો અથવા રેતીના રણો અને મરુભૂમિ ( મારવાડ ) જેવા અત્યન્ત ઉષ્ણ પ્રદેશોને જો ક્યાય એકત્ર જોઇ તથા અનુભવી શકાતા હોય તો તે કેવળ વિશાળ ભારતવર્ષમા જ નિરતર જોઈ તથા અનુભવી શકાય છે મરે નામક એક અંગ્રેજ ઇતિહાસલેખકે હિન્દુસ્થાનના સબધમા એવા ઉદ્ગારો કાઢેલા છે કે "હિન્દુસ્થાનની નૈસર્ગિક શોભાની ભવ્યતા, વિશાલતા તથા વિવિધતા અને ત્યાની ભૂમિમા ઉત્પન્ન થનારી બહુમૂલ્ય તથા વિપુલ ધાન્યસપત્તિ આદિક વિષયોમા વિશ્વમાના અન્ય કોઈ પણ દેશથી હિન્દુસ્થાન દેશની સમાનતા કિંવા સ્પર્ધા કરી શકાય તેમ છે જ નહિ "* કાઉન્ટ્ જોર્નસ્ટર્જના હિન્દુસ્થાનની ગૌરવગાથા એવા શબ્દોમા ગાય છે કે "આ હિન્દુસ્થાન દેશની સૃષ્ટિદેવતાએ જાણે ચિત્રવિચિત્ર તથા અનેકરગી બહુમૂલ્ય વસ્ત્રા પરિધાન કર્યા હોયની ! એમ જ આપણને દેખાય છે એ દેશમા ગ્રીષ્મ ઋતુમા અચાનક ઉદ્ભવનારી વનસ્પતિસપત્તિ, વર્ષાઋતુમા અચાનક ચઢી આવનારી મેઘઘટા, તેના હિમાચ્છાદિત હિમાલયની ભવ્યતા, તેની વાલુકાભૂમિ ( રેતીના રણો )ની ભયકર દાહકતા, ઉત્તરભારતના અતિશય વિસ્તીર્ણ મયદાનો તથા તેના ગગનચુબિત ગિરિરાજોની નૈસર્ગિક શોભા આદિક નિરીક્ષકના હૃદયમા ભારતવાસની નિસર્ગદેવતાની વિલક્ષણતા, ભવ્યતા તથા ચમત્કૃતિના શાશ્વત પરિણામને નિપજાવ્યા વિના રહેતા જ નથી "+ નગાધિરાજ હિમાલયની મહાભવ્ય નિસર્ગશોભાનુ વર્ણન કયા તથા કેવા પ્રકારના શબ્દોમા કરવુ, એ પ્રશ્ન પ્રવાસીઓમાટે એક ગભીર સમસ્યા સમાન થઈ પડે છે હિન્દુસ્થાનના ઇતિહાસના એક લેખક એલ્ફિન્સ્ટન સાહેબ પોતાના ઇતિહાસમા એક સ્થળે લખે છે કે

* 'The varied grandeur of its scenery and the rich production of its soils are scarcely equalled in any other country' Murray's History of India, p 18 (1843)

+ The Theogony of Hindus, p. 126

"કોઈ એક પ્રવાસી ગમે તેવો સરળ, ગંભીર અથવા તોળી તોળીને જ લખનારો હોય, તો પણ હિમાલયની નૈસર્ગિક શોભામાં જે એક પ્રકારનું અપૂર્વ સામર્થ્ય વ્યાપેલું છે તે સામર્થ્યના યોગે હિમાલયની એ નૈસર્ગિક શોભાને જોવાની સાથે જ તે પ્રવાસીના મન તથા લેખિની ઉત્સાહવડે ઉછાળા મારવા મંડી જાય છે અને તે સૃષ્ટિ-સૌન્દર્યની સ્મૃતિ જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત તેના મનમાં અવિચળ રહી જાય છે તેમ જ એવી નૈસર્ગિક શોભા તેને અન્યત્ર ક્યાંય દૃષ્ટિગોચર થઈ શકતી નથી "×

જેવો હિન્દુસ્થાન દેશમાં નિસર્ગદેવતાએ સૌન્દર્યરૂપ પ્રસાદનો નર્યાદ વર્ષાવી દીધો છે તેવો જ બુદ્ધિદેવતાનો પણ હિન્દુસ્થાન દેશના શિર પર અખંડ વરદહસ્ત સ્થપાયલો છે ! વિવિધ સૃષ્ટિ રચના પ્રમાણે જ માનવસમાજના નિરીક્ષણ તથા અધ્યયનમાટે હિન્દુસ્થાન દેશ તથા હિન્દુસમાજ એક સનાતન ગ્રંથની આવશ્યકતાને જ પૂર્ણ કરી રહ્યા છે એમ કહેવામાં અતિશયોક્તિનો લેશમાત્ર પણ સંભવ નથી કાઉન્ટ્ર્ જૉર્નસ્ટજર્ની નામક એક પાશ્ચાત્ય ગ્રંથકારના કથન અનુસાર "નખથી શિખા પર્યન્ત પોતાના શરીર પર લોહ કવચ (બખ્તર) ને ધારણ કરનાર રાજપૂતાનાના અશ્વારૂઢ યોદ્ધા અને કાશીપુરીના દેવાલયમાંના ઇશ્વરધર્મનિષ્ઠ બ્રાહ્મણને જુઓ, પોતાની યુદ્ધનૌકામાં અથવા તો પોતાના અશ્વના પૃષ્ઠભાગમાં ચનન વનન કરનાર કઠોર મરાઠા તેમ જ ગજરાજની પીઠ પર ગોર લેથી અબાડીમાં વિરાજીને મંદ ગતિથી ચાલનાર કોઇ રાજાનું અવલોકન કરો, કિંવા જગતમાં ભીષણ વ્યાઘ્રનો શિકાર કોઇ પણ પ્રકારના

× 'The scenery of the Himalayas is a sight which the soberest traveller has never described without kindling into enthusiasm and which if once seen leaves an impression that can never bee equalled or effaced

Elphinstone s History of India, p 181

ભય વિના કરનારી હિન્દુ નીરનારી તેમ જ પોતાની કામવાસનાનું પોતાના ઇષ્ટદેવને જ બલિદાન આપી દેનારી સુરવી અથવા દેવદાસી પ્રતિ દષ્ટિપાત કરો એટલે હિન્દુસ્તાનની વિલક્ષણતા અન્યતા તથા ચમત્કૃતિનો તમોને તત્કાળ સાક્ષાત્કાર થઇ જશે '+ રાજસ્થાનના ઇતિહાસના લેખક માન્યવર કર્નલ ટૅાડ્ સાહેબ હિન્દુઓની બુદ્ધિમત્તાના સંબંધમાં પોતાનો એવા પ્રકારનો અભિપ્રાય દર્શાવે છે કે "ગ્રીક તત્ત્વજ્ઞાનની સંપૂર્ણ સ્પર્ધા કિંવા સમાનતા કરી શકનારા ફિસ્ટના પ્લેટો, થેલ્સ તથા પિથેગોરસ આદિક તત્ત્વવેત્તાઓના ગુરુસ્થાને વિરાજવાયોગ્ય તત્ત્વજ્ઞાનદર્શનો અથવા દર્શનશાસ્ત્રોના નિર્માતા ઋષિઓ હિન્દુસ્થાન વિના અન્ય કયા દેશમાં મળી શકે તેમ છે વારુ ? જેમના જ્યોતિ શાસ્ત્ર વિષયક જ્ઞાનના અવલોકનથી અત્યારના સમયમાં પણ પાશ્ચાત્ય-યૂરોપીયન્-પંડિતો-આશ્ચર્યમુગ્ધ થઈ જાય છે તેવા જ્યોતિ શાસ્ત્રના પંડિતો, અત્યારે પણ યૂરોપીયન્ શિલ્પશાસ્ત્રવેત્તા પંડિતોના આદરને પાત્ર થનારા પ્રચંડ તથા મહાસુન્દર પર્વત ગુહાઓના કોતરનાર શિલ્પશાસ્ત્રજ્ઞ તથા મૂર્તિકારો અને રંગ તથા સ્વરના પરિવર્તનપૂર્વક શ્રોતાઓના અન્તઃકરણોને આનન્દમાંથી દુઃખના દેશમાં તેમ જ દુઃખના અશ્રુમાંથી હર્ષના સ્મિતમાં સહજ લીલાથી ખેંચી જનારા સંગીતકલાવિશારદ ગાયકો હિન્દુસ્થાન વિના અન્ય કોઈ પણ દેશમાં મળી શકે તેમ છે ખરું કે ? 'કલકત્તા રિવ્યુ' નામક એક અંગ્રેજી માસિક પત્રના ઈ. સ. ૧૮૬૧ ના ડિસેંબર માસના અંકમાં એક લેખકે હિન્દુરાષ્ટ્રના સંબંધમાં પોતાના અભિપ્રાયને વ્યક્ત કરતાં સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે કે ' હિંદુરાષ્ટ્ર અત્યારે હીન તથા દીન સ્થિતિમાં આવી પડેલું હોવા છતાં પ્રાચીન કાળમાં એ હિન્દુરાષ્ટ્રમાં શ્રેષ્ઠ કલાકૌશલ્ય તથા યુદ્ધવિદ્યા, પ્રજાસુખવર્ધિની આદર્શ રાજ્યપદ્ધતિ, લક્ષણપૂર્ણ ન્યાયનિયમ તથા ઉચ્ચકોટિના જ્ઞાન ઇત્યાદિક સર્વ

+ Theogony of the Hindus p 126

આદર્શ વસ્તુઓ અસ્તિત્વ ધરાવતી હતી એમા તો કોઈ પણ પ્રકારની શકા છે જ નહિ. એવી જ રીતે 'એડિન્બરો રિવ્યુ' નામક એક વિદેશી અગ્રેજી માસિક પત્રના ઇ. સ ૧૮૭૨ ના ઑક્ટોબર માસના અકમા એક વિદેશી લેખકે હિન્દુસસ્કૃતિની પ્રાચીનતા તથા શ્રેષ્ઠતાના સબંધમા એવા ઉદ્‌ગારો કાઢેલા છે કે: "વિશ્વના અત્યારે ઉપલબ્ધ થનારા ઇતિહાસમા જે પ્રાચીન રાષ્ટ્રો કેવળ નામો દ્વારા જ અસ્તિત્વ ધરાવતા આપણા જોવામા આવી શકે છે તે નામશેષ થયેલા પ્રાચીન રાષ્ટ્રોમા સસ્કૃતિનો અરુણોદય થવા પૂર્વે તો આ હિન્દુરાષ્ટ્રનો સંસ્કૃતિસૂર્ય આકાશના મધ્યભાગમા આવી પહોચ્યો હતો જે સર્વ પ્રાચીન રાષ્ટ્રોની સંસ્કૃતિના મહત્ત્વયુક્ત અવશેષો અત્યારે વિદ્યમાન છે તે સર્વ પ્રાચીન રાષ્ટ્રોમા હિન્દુરાષ્ટ્ર સર્વથી પુરાતન છે અને હિન્દુરાષ્ટ્ર આટલી સીમાપર્યન્ત પુરાતન અથવા પ્રાચીનતમ હોવા છતા પણ આશ્ચર્યનો વિષય તો એ જ છે કે સુસસ્કૃતિ તથા સુધારણાના વિષયમા અત્યાર સુધી અન્ય કોઇ પણ રાષ્ટ્ર એ હિન્દુરાષ્ટ્રથી લેશમાત્ર પણ આગળ વધી શકયુ નથી અને હિન્દુરાષ્ટ્રને પાછળ હટાવી શકયુ નથી।" 'સમસ્ત વિશ્વના પ્રાણીઓમા માનવપ્રાણી સર્વશ્રેષ્ઠ છે અને મનુષ્યમા પણ વળી તેનુ મન શ્રેષ્ઠતર છે,' એવુ સર વિલિયમ્ હૅમિલ્ટન્ નામક એક પાશ્ચાત્ય તત્ત્વવેત્તાનું એક સૂત્ર છે અને એ સૂત્રની દૃષ્ટિથી જ જો વિચાર કરવામા આવે, તો "હિન્દુરાષ્ટ્રના મન તથા બુદ્ધિ જેટના ઉચ્ચ તથા દૂરના પ્રદેશમા ઉડ્ડાણ કરી શકયા છે તેટલા ઉચ્ચ તથા દૂરના પ્રદેશમા પૃથ્વીના અન્ય કોઇ પણ રાષ્ટ્રના મન તથા બુદ્ધિથી અત્યારસુધીમા ઉડ્ડાણ કરી શકાયુ નથી;" એમ જે મિસિસ્ મૅનિંગ્ નામક એક વિદુષી આગ્ન ગ્રથકાર્ણિએ કહેલું છે* તે કથનની વાસ્તવિકતા તત્કાળ આપણા જાણવામા આવી જાય

---

* 'Ancient and Mediaeval India, Vol II, p 148.

છે. એક અન્ય ગ્રંથકાર જણાવે છે કે "કાવ્ય તથા સંગીત એ બન્ને કલાઓ હિન્દુરાષ્ટ્રના અસ્થિ તથા માંસરૂપ જ હતા અને હિન્દુઓ વ્યાપારવ્યવસાયમા પણ તેટલા જ નિષ્ણાત હતા. શાસ્ત્રોના શોધ તથા શાસ્ત્રોની રચનાના વિષયમા પણ હિન્દુઓની અવિશ્રાંત ઉદ્યોગશીલતા તથા તીનદષ્ટિ ડગલે ને પગલે આપણને દેખાઇ આવે છે. કલા-કૌશલ્ય તો હિન્દુસ્થાનમા જાણે અંતિમ સીમા પર્યન્ત આવી પહોચ્યું હોયની ! એવો જ આપણને ભાસ થયા કરે છે. હિન્દુઓની સંસ્કૃત ભાષા વિશ્વની અન્ય સર્વ ભાષાઓ કરતા અતિશય ઉત્કૃષ્ટ તથા અત્યંત મનોહારિણી છે એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ છે જ નહિ. સત્યનિષ્ઠા, ઉદારતા તથા વિશ્વાસપાત્રતા એ વિષયોમા તો હિન્દુઓના જાતીય અથવા રાષ્ટ્રીય શીલની અન્ય કોઇથી પણ સમાનતા કરી શકાય તેમ નથી. એક સમયમા હિન્દુઓના ઉપનિવેશો સમસ્ત વિશ્વમા વ્યાપેલા હતા અને હિન્દુઓના રાજાઓને અત્યારે પણ અન્ય રાષ્ટ્રો સાગરદેવના તરીકે પૂજી રહ્યા છે, કિંબહુના સુધરેલા જગતના પ્રત્યેક ખૂણામા તેમ જ પ્રત્યેક મનુષ્યની આસપાસ ચાલી રહેલા સર્વ વ્યવહારોમા પ્રાચીન હિન્દુઓની સુધારણા, સભ્યતા અથવા સંસ્કૃતિ જ ઓતપ્રોત ભરેલી આપણા નેત્રોને દેખાયા કરે છે." પ્રોફેસર હીરેન ઘોષણા કરીને કહી રહ્યો છે કે "કેવળ એશિયા ખંડના જ નહિ, કિન્તુ યુરોપખંડના લોકોના સમસ્ત જ્ઞાન તથા સર્વ ધર્મોનો ઉદ્ગમ પણ હિન્દુસ્થાનમા જ થયેલો છે."×

હિન્દુસ્થાન તથા હિન્દુરાષ્ટ્રના ગુણોના ગૌરવના ગાન ગાતા મૅક્સમૂલર સાહેબની વાણી નામક સરિતામા તો વળી વક્તૃત્વના મહા-પ્રચંડ પ્રવાહનો આવિર્ભાવ થયેલો પ્રત્યક્ષ દેખાઈ આવે છે. 'હિન્દુસ્થાન અને તે આપણને શું શીખવી શકે તેમ છે ?' નામક પોતાના ગ્રંથમા એ પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞ પંડિતે એવી ઘોષણા કરી છે કે-

× 'Historical Researches', Vol II., p 45

"નિસર્ગદેવતાએ પોતાની, પોતાના સામર્થ્ય તથા પોતાના સૌન્દર્યને સંપૂર્ણ પરિમાણમાં સમર્પી દઇને, કયા દેશને મૃત્યુલોકના નંદનવનના સ્વરૂપમાં પરિવર્તિત કરવાની ઉદારતા દર્શાવી છે એ જાણવામાટે જો એવા દેશને જગતમાં શોધવાનો હું ઉદ્યોગ કરૂં, તો અંતે મારે હિન્દુસ્થાન પ્રતિ અંગુલીનિર્દેશ કરીને કહેવું પડશે કે જેને મૃત્યુલોકનું નંદનવન કહી શકાય તે દેશ કેવળ હિન્દુસ્થાન અને હિન્દુસ્થાન જ છે. માનવી અંતઃકરણ તેમ જ માનવી બુદ્ધિની શ્રેષ્ઠ વૃત્તિઓ તથા શક્તિઓ જે દેશમા પૂર્ણ અવસ્થા પર્યન્ત પહોંચી ગઈ હોય એવો દેશ કયો છે વારૂ? સૃષ્ટિ તથા સંસારના અત્યંત મહત્ત્વમય ગૂઢ પ્રમેયોનો સૂક્ષ્મ તથા ગહનતમ વિચાર કયા દેશમા કરાયલો છે? તેમ જ પ્લેટો તથા કૅન્ટ્ આદિક તત્ત્વવેત્તાઓના ગ્રંથોનું જેમણે યોગ્ય પરિશીલન કરેલું છે તેવા પંડિતજનોના અધ્યયનને પણ સર્વ પ્રકારે પાત્ર થઈ શકે તેવા ઉપર્યુક્ત ગૂઢ પ્રમેયોના નિરાકરણ કયા દેશમાં થયેલા છે વારૂ? આવા પ્રશ્નો જો કોઈ મને પૂછે, તો મારાથી તેને એ જ એકમાત્ર ઉત્તર આપી શકાય તેમ છે કે: 'એ સર્વ કાર્યો કેવળ હિન્દુસ્થાન, હિન્દુસ્થાન અને હિન્દુસ્થાનમા જ થયેલા છે! ગ્રીક, રોમન અને યહૂદી એ ત્રણ જ રાષ્ટ્રોના વિચાર, વાઙ્મય તથા સંસ્કૃતિના આધારે યુરોપીયન્ રાષ્ટ્રો આજ પર્યન્ત પોષાયલા હોવાથી યુરોપીયન્ રાષ્ટ્રોના આધ્યાત્મિક જીવન સર્વથા અપૂર્ણ, આકુંચિત તથા વૃદ્ધિહીન અવસ્થામા જ અટવાઈ રહ્યા છે. જો આપણા આ જીવનોને ખરેખર જ આપણે પરિપૂર્ણ, વિશાળ તથા સમસ્ત મનુષ્યત્વનું આકલન કરનારાં તેમ જ વિશ્વવ્યાપક બનાવવા હોય; કિંબહુના તેમા નવીન તથા સનાતન ચૈતન્યને ઓતીને તેમને અજરામર કરી દેવા હોય, તો આપણે કયા દેશનો આશ્રય લેવો જોઈએ, એવા પ્રકારના વિચારો જ્યારે જ્યારે મારા મનમા ઉદ્ભવે છે ત્યારે ત્યારે મહાભાગ્યશાલી ભરતખંડ જ મારા નેત્રો સમક્ષ આવીને ઊભો રહે છે! ભાષા, ધર્મ, પુરાણ–કથા, ન્યાયનિયમન, નીતિરીતિ, પ્રાચીન

કથા તથા પ્રાચીન શાસ્ત્ર આદિક જે જે માનવી મનોબુદ્ધિના વિકાસો તથા વિચારો મનાયેલા છે તેમાંના કોઇ પણ એક વિષયના અભ્યાસનો આરંભ કર્યો પછી ઇચ્છા કિંવા અનિચ્છાપૂર્વક પણ હિન્દુસ્થાનનો પ્રવાસ તમારે કરવો જ પડશે', કારણ કે, માનવી ઇતિહાસની સામગ્રીઓમાંની અત્યંત મહત્ત્વયુક્ત તથા અત્યંત બોધકારક સામગ્રીનો ભંડાર તો હિન્દુસ્થાન, કેવળ હિન્દુસ્થાન અને હિન્દુસ્થાનમાં જ ભરી રાખવામાં આવ્યો છે."*

---

* "If I were to look over the whole world to find out the country most richly endowed with all the wealth, power and beauty that nature can bestow in some parts a very paradise on earth, I should point to India If I were asked under what sky the human mind has most fully developed some of its choicest gifts, has most deeply pondered on the greatest problems of life, and has found solutions of some of them which well deserve the attention even of those who have studied Plato and Kant, I should point to India And if I were to ask myself from what literature we here in Europe—we who have been nurtured almost exclusively on the thoughts of the Greeks and the Romans, and of one semitic race the Jewish—may draw that corrective which is most wanted in order to make our inner life more perfect, more comprehensive, more universal, in fact more truly human—a life, not for this life only, but a transfigured and eternal life, again I should point to India Whatever sphere of human mind you may select for your special study, whether it be language, or religion, or mythology, or philosophy, whether it be laws or customs, primitive art or primitive science, everywhere you have to go to India,

આશશ કે, રાષ્ટ્રીય પ્રપંચના કોઈ પણ અંગ અથવા તો માનવી બુદ્ધિના વિકાસની કોઇ પણ શાખાનો વિચાર કરવામા આવે, તો તે પ્રત્યેકમા પ્રાચીન હિન્દુઓની શ્રેષ્ઠતા તથા અગ્રગણ્યતા અલૌકિક હતી અને એ વિશિષ્ટતા અથવા ગુરુતા વિશ્વના અન્ય કોઈ પણ રાષ્ટ્રમા હતી જ નહિ, એ જ વસ્તુસ્થિતિ આપણા જોવા તથા જાણવામા આવી શકે છે એટલે એ વિષયના અતિવિસ્તૃત વિવેચનની આવશ્યકતા છે જ નહિ. અર્થાત્ આજ સુધીમા આ વિશાળ વિશ્વમા જેટલા રાષ્ટ્રો અસ્તિત્વમા આવીને નામશેષ થઈ ગયા છે અને અત્યારે વર્તમાન છે તેમાના કોઇ રાષ્ટ્રની યુદ્ધવિદ્યામા તો કોઇ રાષ્ટ્રની વ્યાપાર વ્યવસાયમા શ્રેષ્ઠતા દેખાઇ આવે છે; કોઇ રાષ્ટ્રની તત્ત્વજ્ઞાનમા તો કોઇ રાષ્ટ્રની કાવ્યમા ઉત્તમતા જણાઈ આવે છે, કોઈ રાષ્ટ્ર શાસ્ત્ર તથા કલાકૌશલ્યમા શ્રેષ્ઠતમ મનાય છે અને એવી જ રીતે કોઈ એક રાષ્ટ્ર રાજનૈતિક દૃષ્ટિથી અતિશય ઉચ્ચ પદની પર આરૂઢ થયેલુ દેખાય છે; છતા તે નૈતિક તથા બૌદ્ધિક દૃષ્ટિથી પણ તેટલા જ પરિમાણમા ઉચ્ચતાપાત્ર હોવુ જ જોઇએ એવી સ્થિતિ તો જોવામા નથી જ આવતી. પરંતુ આ સર્વ વિષયોમા સર્વથા સમાન શ્રેષ્ઠતા તથા એકસરખી અગ્રગણ્યતા ધરાવનાર આપણા પ્રાચીનતમ હિન્દુરાષ્ટ્ર વિના અન્ય કોઇ એક પણ રાષ્ટ્ર આ વિશાળ જગતીતલમા પૂર્વે અસ્તિત્વમા હતુ નહિ અને અત્યારે પણ અસ્તિત્વ નથી જ ધરાવતું. પ્રાચીન હિન્દુરાષ્ટ્રની આવા પ્રકારની ગૌરવગાથાનું શ્રવણ કરીને કદાચિત્ કોઈ શંકાશીલ મનુષ્યના મુખમાથી એવા શબ્દો નીકળવાનો સંભવ છે કે "પ્રાચીન હિન્દુરાષ્ટ્રના આવા ઝગમગાટ કરતા ચિત્રને અંકિત કરીને તેના દોષોને છુપાવી દેવા અને કેવળ

---

whether you like it or not, because, some of the most valuable and most instructive materials in the history of man are treasured up in India and in India only."

F. Max Muller's 'India, What can it teach us?' p 15

ગુરૂોના ગીતડા જ ગાયા કરવા એ કોઇ પણ રીતે ઉચિત તથા યોગ્ય નથી' તો એ આક્ષેપના ઉત્તરમા અમારે જણાવવુ જોઇએ કે પર્વતની ઉત્તુંગતા અથવા ઉચાઈને તેની નાની નાની ટેકરીઓ તથા સામાન્ય વિભાગની ઉચાઈના માપથી આપવામા નથી આવતી, કિન્તુ તે પર્વતના જે અત્યત ઉચ્ચ શિખરો હોય છે તે ઉચ્ચતમ શિખરોના માપથી જ આપવામા આવે છે એ વસ્તુસ્થિતિને આવા આક્ષેપકોએ અવશ્ય લક્ષમા રાખી લેવાની છે હિમ ક્ષય પર્વતને 'નગાધિરાજ'ની જે યથાર્થ પદવી આપવામા આવી એ તે મસૂરી, દાર્જિલિંગ કિંવા સીમલા પાસેના હિમાલયના ઉચ્ચ પાર્વત્ય વિભાગોના માપથી નથી આપવામા આવી, કિન્તુ ગૌરીશકર ધવલગિરિ તથા કાચનગગા જેવા ગગનચુબિત શિખરોના માપથી જ આપવામા આવી છે એ જ ન્યાયથી હિન્દુઓની સસ્કૃતિ તથા હિન્દુજાતિયે વિશ્વના ઇતિહાસમા કરેલા મહત્ત્વ ગોને માપતી વેળાયે તેમના અત્યુચ્ચ શિખરોના માપની જ સર્વથી પ્રથમ આવશ્યકતા છે, તેમની ન્યૂનતાઓના મ પની વિશેષ આવશ્યકતા નથી, એ હવે નવીનતાથી જણાવવુ પડે તેમ છે જ નહિ

એસીરિયન, બૅબીલોનિયન, ઇજિપ્શિયન, ફિનિશિયન, ગ્રીક, ઇરાનિયન તથા રોમન આદિક અનેક પ્રાચીન રાષ્ટ્રો ઉદય પામ્યા, વૈભવના શિખર પર વિરાજમાન થયા અને ત્યાર પછી રાજનૈતિક ક્રાતિયો, સામાજિક ઉત્પાત કિંવા વર્ણવિદ્વેષના ભૂકપના પજામા સપડાઇને અતે નામશેષ પણ થઇ ગયા, પરતુ એવા પ્રકારની રાજનૈતિક ક્રાતિયો, સામાજિક ઉત્પાતો તથા વર્ણવિદ્વેષના ભૂકપ આદિકના પજામા સપડાઇને પણ મહાભાગ્યશાલિની હિન્દુજાતિ પોતાના વિશિષ્ટ હિન્દુત્વને અવિચળ રાખીને અત્યારના ક્ષણ પર્યન્ત પોતાના અસ્તિત્વને ધારણ કરી રહી છે તેનું કારણ શુ હોવુ જોઇએ વારૂ ? હિન્દુધર્મની ઇમારત સનાતન સત્યના પાયાપર ચણાયલી

હોવાથી તેના જ આશ્રયથી જન્મેલી તથા પોષાઇને વૃદ્ધિગત થયેલી હિન્દુસસ્કૃતિ, તેનામા જે એક પ્રકારની વિલક્ષણ કિંવા અદ્ભુત જીવનશક્તિ તથા શ્રેષ્ઠતા રહેલી છે તેના યોગે, પોતાના અસ્તિત્વને ધારણ કરી રહી છે અને એ હિન્દુધર્મમા જન્મેલી તથા હિન્દુસંસ્કૃતિવડે પોષાયલી પ્રાચીનતમ હિન્દુજાતિ ( અથવા હિન્દુરાષ્ટ્ર ) અત્યારસુધી મૃત્યુપથે પ્રયાણ ન કરતા સજીવન રહી શકી છે એમા લેશમાત્ર પણ સશય નથી. એસીરિયા, બૅબીલોન, ઇજિપ્ત, ઈરાન, ગ્રીસ તથા રોમ આદિક રાષ્ટ્રો તથા તેમની સસ્કૃતિઓ વૈભવશાલી હતા એ વાર્તા સત્ય હોવા છતા પણ તે રાષ્ટ્રોના વૈભવો તથા સંસ્કૃતિયો આકાશમાની કોઇ એક ઉલ્કા જેવી રીતે પૃથ્વી તથા આકાશમા ક્ષણિક દેદીપ્યમાન પ્રકાશને વિસ્તારતી અને લોકોના નેત્રોને આજી નાખતી તત્કાળ નષ્ટ થઈ જાય છે કિંવા એક ધૂમકેતુ પોતાના વિલક્ષણ યોગથી તેમ જ અપૂર્વ આકૃતિથી વિશ્વને ભય તથા આશ્ચર્યથી ચકિત કરતો ઉદય પામ્યા પછી અલ્પ સમયમા જ અનંત આકાશમા ધાવમાન થઇને અદૃશ્ય થઇ જાય છે તેવા પ્રકારના હોવાથી પોતાના અસ્તિત્વને દીર્ઘકાલ પર્યન્ત ટકાવી શકયા ન હોતા. પરતુ હિન્દુરાષ્ટ્રનો વૈભવ તથા હિન્દુ સસ્કૃતિનું સ્વરૂપ એથી સર્વથા ભિન્ન પ્રકારના હોવાથી હિન્દુરાષ્ટ્ર-વૈભવ તથા હિન્દુસસ્કૃતિરૂપ સૂર્યનારાયણ, તેને અનેક વાર મેઘાચ્છાદિત થવાના કિંવા વિપત્તિરૂપ ગ્રહણના પાશમા સપડાઈ જવાના પ્રતિકૂલ પ્રસગો પ્રાપ્ત થવા છતા પણ તે મેઘો તથા ગ્રહણના પાશને છેદીને, વિશાળ વિશ્વના એકેએક વિભાગમા પોતાના પ્રકાશ, પોતાની ઉષ્ણતા તથા પોતાના ચૈતન્યને પ્રસારતો અખિલ માનવજાતિને સમાધાન તથા સૌખ્યના નિધિયો સમર્પતો અત્યારે પણ હિન્દુસ્થાનદેશરૂપ ગગનમા પૂર્વ પ્રમાણે જ પ્રકાશી રહ્યો છે અને સૃષ્ટિના અન્ત પર્યન્ત એ જ પ્રમાણે પ્રકાશવાનો છે એ સર્વથા નિર્વિવાદ છે.

હિન્દુજાતિ અથવા હિન્દુરાષ્ટ્રની શ્રેષ્ઠતા આવી રીતે સ્વર્ગીય

એકતા તુલ્ય હોવાથી અને આ દેશને હિન્દુજાતિના નિવાસના યોગે જ 'હિન્દુસ્થાન' નામની પ્રાપ્તિ થયેલી હોવાથી ઇસ્વી સનની ચૌદમી સદીમા થઈ ગયેલા અબ્દુલ્લાહ વાસિફ નામક એક મુસ્લિમ મોરિખે (ઇતિહાસલેખકે) પણ પોતાના 'તાજિયાતુલ્ અમ્સાર' નામક ઇતિહાસગ્રથમા હિન્દુસ્થાનની પવિત્ર ભૂમિના સબધમા અતિશય પૂજ્ય ભાવથી એવા ઉદ્ગારો કાઢયા છે કે "સર્વ લેખકોની પરસ્પર પ્રતિવાદ રહિત માન્યતા અનુસાર હિન્દુસ્થાન દેશ તે વિશાળ વિશ્વનો એક અત્યત રમણીય વિભાગ અને પૃથ્વીનો એક અત્યત અનુરૂપ નિવાસાલય છે હિન્દુસ્થાનની ભૂમિની ધૂલિકા વાયુ કરતા પવિત્રતર છે અને હિન્દુસ્થાનનો વાયુ પવિત્રતાની પોતાની પવિત્રતા કરતા પણ પવિત્રતર છે, હિન્દુસ્થાન દેશના મહારમણીય સમતલ ભૂમિભાગો સ્વર્ગના ઉદ્યાનની જ પ્રતિસ્પર્ધા કરી રહ્યા છે અર્થાત્ જો એમ કહેવામા આવે કે હિન્દુસ્થાનમા જ સ્વર્ગનો સમાવેશ થયેલો છે તો તેથી તમારે લેશ માત્ર પણ આશ્ચર્યચકિત થવાનું નથી, કારણ કે, જો વાસ્તવિકતાથી જોવામા આવે તો સ્વર્ગની પોતાની પણ એટલી યોગ્યતા નથી કે તેની હિન્દુસ્થાન દેશ સાથે તુલના કરી શકાય "+

+ "India, according to the concurrent opinion of *all* writers, is the most agreeable abode on the earth and the most pleasant quarter of the world Its dust is purer than air and its air is purer than purity itself Its Delight *ful plains resemble the garden of pradise*

If it is asserted that Paradise is in India

Be not surprised, because Paradise itself is not comparable to it

Elliot's History of India, Vol III *pp 28 and 29.*

"(નીચેનું થોડું) વર્ણન તે બેહેશ્ત-વાડીઓનુ છે કે જેનો પરહીઝગારોને વાયદો આપવામા આવ્યો છે તેમા પાણીની નદીઓ છે કે જે કદી વાસ મારી બગડનાર નથી, અને દૂધની નદીઓ છે કે જેનો સ્વાદ કદી

મુસ્લિમોના ધર્મગ્રંથ કુરાન શરીફમા જન્નત અથવા બિહિશ્તનું જે સામાન્ય વર્ણન આપવામા આવ્યું છે તે જ જો ખરેખર જન્નત હોય, તો તે જન્નત અથવા સ્વર્ગથી તો હિન્દુઓના આ પૃથ્વી પરના 'હિન્દુસ્થાન' નામક અશ્રુતપૂર્વ સ્વર્ગની કદાપિ લેશમાત્ર પણ સ્પર્ધા કિંવા સમાનતા કરી શકાય તેમ નથી અને તેથી જ એ મુસ્લિમ ઇતિહાસલેખકે હિન્દુસ્થાન દેશને સ્વર્ગથી પણ

---

બદલાતો નથી, અને દારૂની નદીઓ છે કે જે પીનારાઓને મધુર અને સ્વાદિષ્ટ લાગે છે, અને શુદ્ધ મધની નદીઓ છે અને તેઓને માટે તેમા સઘળી જાતના ફળો અને પોતાના પરવરદેગાર તરફથી માફી છે શું (જેને આ નેઅમત આપવામા આવી છે) તે તેના જેવો છે કે જે નિરંતર આગમા રહેનાર છે ? અને જેઓને ઉકળતુ પાણી પીવરાવવામા આવે છે અને તે તેઓના આંતરડાના કટકે કટકા કરી નાખે છે ? "

'કોરઆને મજીદ' નો ફારસી અને અરબી ભાષાના પ્રોફેસર શેખ મોહમ્મદ એસફહાની કૃત ગુજરાતી તરજુમો, પૃષ્ઠ ૯૯૨.

આ કુરાન શરીફની 'સુરતો મોહમ્મદ' શીર્ષક ૪૭ મી સુરાની ૧૫ મી આયાતનો ગુર્જર અનુવાદ છે અને એમા વર્ણવાયલા સ્વર્ગની વસ્તુઓમાની કઈ વસ્તુ હિન્દુસ્થાન દેશમા વિપુલ પરિમાણમા નથી મળી આવતી ? સિંધુ, ગંગા, યમુના, બ્રહ્મપુત્રા, કૃષ્ણા તથા કાવેરી જેવી હિન્દુસ્થાનની સતતવાહિની સરિતાઓના મહાપવિત્ર નિર્મલ નીર કદાપિ વાસ મારીને બગડે છે ખરા કે ? ગોધન એ જ જે પવિત્ર દેશનુ પ્રધાન ધન મનાય છે તે ગૌમાતાઓના આચળોમાથી ઉત્પન્ન થઈને માનવમુખમા સતત વહન કરનારી ક્ષીરસરિતાઓના ક્ષીરનો સ્વાદ કદાપિ બદલાય છે ખરો કે ? હિમાલય, મહાબળેશ્વર, માથેરાન તથા એવા જ અન્યાન્ય શતાવધિ ભારતીય પર્વતો તથા અરણ્યોમાના મધપૂડા માનવજાતિના પોષણમાટે જે મધુર મધુ (મધ) ની સરિતાઓને વહેવડાવી રહ્યા છે તે વાત કયા કોઈથી અજાણી છે ? હિન્દુસ્થાનમા વળી સુરા તો સુરા, પણ તે સંજીવની સુરા જેવી કેવળ મધુર તથા સ્વાદિષ્ટ જ નહિ, કિંતુ મધુરતા તથા સ્વાદિષ્ટતા ઉપરાંત એક વાર તો મરણોન્મુખ મનુષ્યને પણ સજીવન કરી દેનારી સ્વર્ગીય સુરાઓની સરિતાને પણ ધન્વંતરિ, ચરક તથા સુશ્રુત જેવા મહાવૈદ્યરાજોએ પ્રથમથી જ વહેવડાવી રાખી,

અધિક રમણીય દર્શાવીને પોતાની સત્યપ્રિયતા તથા સત્યવાદિતાનો વિશ્વને સંપૂર્ણ પરિચય કરાવી દીધો છે

હિન્દુની હિરણ્યગર્ભતા તથા હિન્દુસ્થાન દેશની અલૌકિક ઉત્કૃષ્ટતાના પ્રાથમિક પરિચયમાટે આટલી ભૂમિકા પર્યાપ્ત હોવાથી આ ભૂમિકાની સમાપ્તિ કરીને હવે આપણે પ્રતિપાદ્ય વિષયના પ્રતિપાદનમા જ અગ્રેસર થઇશુ



---

છે અને અતે આમ્રફળ જેવા આ પૃથ્વીના અમરફળોને ઉપજાવનારી તથા સમસ્ત વિશ્વને એ અમરફળનો સ્વાદ ચખાડનારી હિન્દુભૂમિ (હિન્દુસ્થાનની ભૂમિ) એવા કયા ઉત્તમ ફળો છે કે જે ફળોને ભિન્ન ભિન્ન ઋતુઓમા નથી ઉપજાવતી? અરબસ્તાનની પરિસ્થિતિ એથી સર્વથા વિપરીત પ્રકારની એટલે કે જ્યા લોકોને કા તો જળની પ્રાપ્તિ જ નથી થતી અને કા તો મરુભૂમિના ઊના પાણી જ પીવા પડે છે અને તેથી અરબસ્તાનવાસીઓના આતરડાના કટકે કટકા થઇ જાય છે એવા પ્રકારની હોવાથી જો મુસ્લિમ ઇતિહાસલેખક અબ્દુલ્લાહ વાસિફને હિન્દુસ્થાન દેશ કુરાન શરીફમા વર્ણવાયલા એ બિહિસ્ત (સ્વર્ગ) કરતા પણ અધિક શ્રેષ્ઠ, અદ્વિતીય તથા અતુલનીય કિંબહુના અનિર્વચનીય દેખાયો હોય, તો એમા આશ્ચર્ય જેવુ કાઈ છે જ નહિ, કારણ કે, કુરાન શરીફમા વર્ણવાયલા સ્વર્ગથી તો હિન્દુસ્થાન દેશની સ્વર્ગીયતા કિંવા યોગ્યતા કોટિ કોટિવાર વિશેષ છે એ સર્વથા નિર્વિવાદ છે.

# પ્રકરણ ૧ લું
## હિન્દુસમાજઘટના

વિશ્વની અનેક પ્રાચીન તથા વૈભવશાલિની સસ્કૃતિયો તેમ જ વિશ્વના અનેક પ્રાચીન તથા વૈભવશાલિ રાષ્ટ્રો નામશેષ થઇ જવા છ્તા હિન્દુસસ્કૃતિ, હિન્દુરાષ્ટ્ર તથા હિન્દુધર્મ એ કેવળ ત્રણ ભારતીય વસ્તુઓ જ 'સનાતન' વિશેષણને પાત્ર શા કારણથી થઇ શકી છે એ વિષયનું ભૂમિકામા આપણે સામાન્ય દિગ્દર્શન કરી આવ્યા છીએ એટલે આ પ્રકરણમા એ જ વિષયનો આપણે તેનાથી કાઇક ભિન્ન દૃષ્ટિથી વિચાર કરવાનો છે

અનેક મનુષ્યો અથવા વ્યક્તિઓના સમુદાયને 'સમાજ' નામની પ્રાપ્તિ થઈ શકે એટલામાટે તે સમુદાયનું સ્વરૂપ કેવા પ્રકારનું હોવુ જોઈએ છે અને તે સમાજની અભિવૃદ્ધિ તથા તે સમાજનો હ્રાસ કયા નિયમો અનુસાર થતા રહે છે એ પ્રશ્નના સબધમા યૂરોપીયન્ સમાજશાસ્ત્રવેત્તાઓમા દીર્ઘકાલ પર્યન્ત ઊહાપોહ થયા પછી અને એવા એક સિદ્ધાતને સર્વમાન્ય તરીકે સ્વીકારવામા આવ્યો છે કે સમાજ એટલે વાલુકાભૂમિમાની વાલુકાના અનેક કણો પ્રમાણે એક બીજાથી સર્વથા સ્વતત્ર તથા અસંબદ્ધ અનેક વ્યક્તિઓનો એકત્ર વસનારો સમૂહ નથી, કિન્તુ માનવસમાજ એક (Organic body) સજીવ તથા સચેતન વસ્તુ છે, અને તેનો ઉત્કર્ષ તથા અપકર્ષ સૃષ્ટિમાની ઇતર સજીવ તથા સચેતન વસ્તુઓના વૃદ્ધિ તથા હ્રાસના નિયમોને અનુસરીને જ થતો હોય છે અર્થાત્ સમાજ તથા રાષ્ટ્રની ચિરસ્થાયિતામાટે તેમની ઘટના સૃષ્ટિના નિયમ અનુસાર તેમ જ શાસ્ત્રશુદ્ધ પાયાપર જ થવાની આવશ્યકતા છે એ સર્વથા નિસ્સશય છે સહસ્રાવધિ જાતિયોની સચેતન વસ્તુઓની ઉત્કાતિનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને હર્બર્ટ્ સ્પેન્સર આદિક પાશ્ચાત્ય ઉત્ક્રાતિ-

વાદીઓએ એવા સિદ્ધાતને સ્થાપિત કરેલો છે કે સજીવ તથા સચેતન વસ્તુની જેમ જેમ અધિકાધિક ઉત્ક્રાંતિ થતી જાય છે તેમ તેમ તેના ભિન્ન ભિન્ન શારીરિક વ્યાપારો તથા કાર્યો કરવામાટે ભિન્ન ભિન્ન અવયવો તથા ઈન્દ્રિયો ઉત્પન્ન થતા જાય છે જીવોની ઉત્ક્રાન્તિના સર્વથી નીચેના સોપાનપરના જીવો તે અતિસૂક્ષ્મ અણુજીવો હોઇને તેમનામા ભિન્ન ભિન્ન અવયવો કિંવા ઇન્દ્રિયોનો સર્વથા અભાવ જ હોય છે, તેમના સર્વ વ્યાપારો તેમના અણુમાત્ર ગોળ શરીરો જ કરતા હોય છે સારાશ કે, પ્રત્યેક વ્યાપાર અથવા કાર્ય માટે એક ભિન્ન તથા સ્વતન્ત્ર અવયવ કિંવા ઇન્દ્રિયનો જે ઉદ્ભવ તે ઉત્ક્રાતિની અતિમ સીમા હોઇને તે સીમા મનુષ્યજાતિમા અથવા મનુષ્યપ્રાણીમા ખરુ બરો સિદ્ધ થઇ ગયેલી જોનામા આવી શકે છે

સૃષ્ટિની સજીવ તથા સચેતન વસ્તુઓની ઉત્ક્રાતિનો એ જ નિયમ જે સમાજઘટનામા વિશેષ પરિમાણમા પળાયલો જોવામા આવી શકતો હોય તે સમાજને ચિરસ્થાયી કિંવહુના સનાતન થવાને પાત્ર થયેલો માની લેવામા કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી એ ઉત્ક્રાતિતત્ત્વની દૃષ્ટિથી વિચાર કરી જોતા વિશ્વના અન્ય સર્વ માનવસમાજો કરતા હિન્દુસમાજની ઘટના અત્યત અધિક પરિમાણમા સૃષ્ટિનિયમોને અનુસરીને થયેલી છે એમ કોઈ પણ બુદ્ધિમાન, વિચારશીલ તથા નિષ્પક્ષપાત મનુષ્ય તત્કાળ કહી શકે તેમ છે સમાજના અસ્તિત્વ, પોષણ તથા વૃદ્ધિમાટે જે વ્યાપારો તથા જે કાર્યો આવશ્યક છે તે વ્યાપારો તથા કાર્યોના વિશુદ્ધ સપાદનમાટે તે સમાજમા ભિન્ન ભિન્ન અવયવો તથા ઇન્દ્રિયો (અર્થાત્ વર્ગો) ની જે ઉત્પત્તિ તે જ તે સમાજની અભિવૃદ્ધિનું પ્રધાન ચિહ્ન છે પુરુષસૂક્તમા રાષ્ટ્રપુરુષના ચાર અવયવોના સ્થાનમા કરાયેલી ચાતુર્વર્ણ્યની સ્થાપના કેટલી સીમાપર્યન્ત માર્મિક અથવા રહસ્યપૂર્ણ છે એ તત્ત્વ આ વિવેચનથી તત્કાળ આપણા લક્ષમા આવી જાય છે સામાજિક વ્યાપાર તથા કાર્યોના આ પૂર્ણ

વિભેદીકરણનું ઉત્ક્રાંતિતત્ત્વ હિન્દુસમાજઘટનામાં વર્ણાશ્રમધર્મના રૂપે પરિણીત થયેલું હોવાથી જ હિન્દુસમાજ, હિન્દુરાષ્ટ્ર તથા હિન્દુધર્મ અત્યારના પળ પર્યન્ત સજીવન રહી શક્યાં છે કિંવા પોતાના અસ્તિત્વને અવિચલ રાખી શક્યાં છે એ કોઈ પણ કહી શકે તેમ છે. યૂરોપીયન્ માનવસમાજમાં અમુક વ્યક્તિએ જ અથવા અમુક એક વ્યક્તિસમૂહે જ સમાજનો અમુક વ્યાપાર અથવા સમાજનું અમુક એક વિશિષ્ટ કાર્ય કરવું જોઇએ એવો કોઇ નિયમ અસ્તિત્વ ધરાવતો જ નથી; કિન્તુ કોઇ પણ એક વ્યક્તિ અથવા અમુક વ્યક્તિઓનો એક સમુદાય વ્યક્તિસ્વાતંત્ર્ય તથા પ્રતિસ્પર્ધાના તત્ત્વોના નામ તળે પોતાના સ્વાર્થને સિદ્ધ કરનારો અથવા તો પોતાના મનને યોગ્ય ભાસનારો કોઇ પણ વ્યવસાય ગમે ત્યારે અને ગમે તે વેળાયે કરતો રહે છે, અને વારંવાર પોતાના વ્યવસાયોને પોતાની ઇચ્છા અનુસાર બદલતો રહે છે. અર્થાત્ યૂરોપીયન્ માનવસમાજ, તેની આ પરિસ્થિતિને જોતાં, અદ્યાપિ ઉપર્યુક્ત અણુજીવની અથવા તો તેનાથી થોડીક ઉચ્ચતર કોટિનો જ છે અને તેના શરીરમાં હાલમા જ ભિન્ન ભિન્ન અવયવો તથા ઇન્દ્રિયોના ઉદ્ભવનો આરંભ થવા માડ્યો છે, એમ જ આપણે નિરુપાયવશાત્ કહેવું પડે છે; કારણ કે, યૂરોપમાં વ્યવસાયસંઘ (ટ્રેડ્ ગિલ્ડ્)ના રૂપે વિભેદીકરણ અથવા હિન્દુઓની વર્ણવ્યવસ્થાનું તત્ત્વ ધીમે ધીમે દૃષ્ટિગોચર થવા માડ્યું છે. સારાંશ કે, યૂરોપમાંના આજકાલના એ વ્યવસાયસંઘો કેટલાંક શતકો પછી આપણા વર્ણ તથા જાતિયોના વલનને જ સ્વીકારી લેશે અને જો તેમ થશે, તો જ યૂરોપીયન્ સમાજને અભિવૃદ્ધિ તથા ચિરસ્થાયિતાની પ્રાપ્તિ થઇ શકશે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે જ નહિ.

આપણા પ્રાચીન સમાજપ્રવર્તક હિન્દુ ઋષિયોએ સૃષ્ટિના આ ઉત્ક્રાંતિનિયમને જાણી લઇને અને તે નિયમને અનુસરીને જ હિન્દુસમાજની ઘટના કરેલી છે. જેવી રીતે તે હિન્દુ ઋષિયોનાં

આત્મનિરીક્ષણ તથા આત્મજ્ઞાન અત્યંત શ્રેષ્ઠ કોટિના હતા તેવી જ રીતે તેમનુ સૃષ્ટિવિષયક જ્ઞાન પણ અગાધ હોવાથી તેમણે સૃષ્ટિના ભિન્ન ભિન્ન ગૂઢાગૂઢ અને સ્થૂલ તથા સૂક્ષ્મ વ્યાપારો તેમ જ કાર્યોનું પણ સૂક્ષ્મ અવલોકન કરીને તેના આધારે સમાજઘટના તથા વ્યક્તિના સદાચારોના સનાતન સિદ્ધાંતોને બાંધી લીધા હતા. એ સિદ્ધાંતોના પાયા પર જ હિન્દુસમાજઘટનાની ઇમારત ચણાયેલી હોવાથી કર્તૃત્વ સાથે સૌખ્ય, પ્રગતિ સાથે સ્થિરતા અને અભિવૃદ્ધિ સાથે સ્વત્વસંરક્ષણનો જો હિન્દુસમાજને ચિરલાભ મળ્યો હોય અને એ સૃષ્ટિનિયમસંસ્થાપિત સિદ્ધાન્તોને અનુસરવાથી જ હિન્દુઓના સમાજનિયમ તથા સમાજસંસ્થાને દઢતા તથા સ્થિરતા સાથે જો એક પ્રકારની દિવ્ય ઉજ્જ્વલતા પણ આવી મળી હોય, તો એ સ્વાભાવિક હોવાથી એમાં આશ્ચર્ય પામવા જેવુ કાંઇ પણ નથી માનવ શરીરમાં ભિન્ન ભિન્ન અવયવો તથા ભિન્ન ભિન્ન ઇન્દ્રિયો એક જ અંતર્ગત્માની પ્રેરણા અનુસાર વર્તીને પોતપોતાના વ્યાપારો તથા કાર્યો ઇતર અવયવો તથા ઇન્દ્રિયોના વ્યાપારો તથા કાર્યોની વચ્ચે ન આવતાં એક બીજાને પોષક થઇ પડે તેવી રીતે કોઇ પણ પ્રકારના કોલાહલ વિના કરતા રહે છે અને તેથી જ મનુષ્યપ્રાણી ઉત્સાહપૂર્ણ તથા બળાઢ્ય રહીને અભિવૃદ્ધિને પ્રાપ્ત થતા રહે છે કિંવા સૂર્યમાલામાંના ભિન્ન ભિન્ન ગ્રહો, ઉપગ્રહો તથા લઘુ ગ્રહો મધ્યવર્તી સૂર્યની આકર્ષણશક્તિના અનુરોધથી પોતપોતાની વિવક્ષિત કક્ષામાં પોતાથી ભિન્ન અન્ય ગ્રહો, ઉપગ્રહો તથા લઘુ ગ્રહોની ગતિમાં લેશમાત્ર પણ બાધારૂપ ન થતાં વિવક્ષિત ગતિમાં ફરતા રહે છે તેથી જ સૂર્યમાલાનુ આ ચક્ર સુયંત્રિત ચાલતું રહે છે એ જ ન્યાયથી હિન્દુસમાજ જ્યારે પોતાના વૈભવો તથા સામર્થ્યના શિખર પર આરૂઢ થયેલો હતો તે વેળાયે તેના ભિન્ન ભિન્ન વર્ણ, વર્ગ તથા જાતિયો અન્ય વર્ણ, વર્ગ, તથા જાતિના વ્યવસાયોની વચ્ચે ન આવતાં અથવા તેમાં હસ્તક્ષેપ ન કરતાં પોતપોતાના નિયત વ્યવસાયોને નિયમિત રીતિથી તથા

સમસ્ત હિન્દુસમાજમાટે પોષક થઈ પડનારી પદ્ધતિથી કાર્ય કરતા હતા તેથી જ હિન્દુસમાજ સર્વશ્રેષ્ઠ થઇને અવનતિના કાળમા પણ પોતાના અસ્તિત્વને ટકાવી રાખવાની ક્ષમતા અથવા શક્તિને પ્રાપ્ત કરી શક્યો હતો.

સારાશ કે, હિન્દુસમાજની ઘટના આવી રીતે શાસ્ત્રશુદ્ધ પાયા પર થયેલી હોવાથી અર્વાચીન યૂરોપીયન્ સમાજરચના તથા યૂરોપીયન સસ્કૃતિમા દેખાતા દોષો, ન્યૂનતાઓ તથા વિગુણતાનો હિન્દુ સમાજઘટના તથા હિન્દુસસ્કૃતિમા લેશમાત્ર પણ અવિર્ભાવ થઈ શક્યો નથી હિન્દુસમાજમા સ્પર્ધા તથા કલહના માદક ઉત્તેજન વિના જ શાતતા તથા સ્થિરતાપૂર્વક સર્વ સામાજિક વ્યવહારો તથા સામાજિક પ્રગતિયો થતા રહ્યા છે યૂરોપીયન્ માનવસમાજ પ્રમાણે હિન્દુસમાજના એક જ વર્ગ પાસે અસીમ સપત્તિ આવી જતા અન્ય વર્ગોને દીનતા તથા દારિદ્રયને ભોગવવાના પ્રસગો પ્રાપ્ત નથી થયા અને શ્રીમાનને અધિક શ્રીમત તથા ધનહીનને અધિક દરિદ્ર કરી નાખનારા સમાજબધનો તથા સમાજનિયમો પણ હિન્દુસમાજમા નથી આવ્યા વર્ણાશ્રમપદ્ધતિનો મુખ્ય મર્મ (અથવા રહસ્ય) એ જ છે કે, પ્રત્યેક વર્ણ, વર્ગ અથવા જાતિ અને તે વર્ણ, વર્ગ તથા જાતિની પ્રત્યેક વ્યક્તિને હિન્દુસમાજે તેમની શારીરિક તથા માનસિક યોગ્યતા અનુસાર તેમ જ સામર્થ્ય અનુસાર વિશિષ્ટ કાર્યો કરવાના સધિયો (અવસરો) તથા સાધનો આઈતા જ આપી મૂકેલા હોવાથી તેમના એ કાર્યકરણથી સમસ્ત સમાજ તથા રાષ્ટ્રના વ્યવહાર, હિત તથા પ્રગતિ આદિ પોતાની મેળે જ સિદ્ધ થતા રહે છે, અને તે કાર્યોના સંપાદન સાથે વ્યક્તિયોના સ્વાભાવિક ગુણો, શક્તિઓ તથા કતૃત્વ આદિનો પણ સુલભતા તથા શાતતાપૂર્વક વિકાસ થતો જાય છે. હિન્દુસમાજની આ વર્ણાશ્રમવિભાગપદ્ધતિના યોગે સપત્તિનો એક જ વર્ગના મનુષ્યોના ભડારમા સચાર ન થતા તે સપત્તિની સર્વ વર્ગના મનુષ્યોના ભડારોમા યોગ્ય વ્હેંચણી થતી હોવાથી હિન્દુસ્થાન દેશમા

હિન્દુશાસનકાળમા અષ્ટાદશવિધા દારિદ્રય તથા બળાત્કારે નિર્જલા એકાદર્શીવ્રત પાળવાના એટલે કે ભૂખે મરવાના પ્રસગો મનુષ્યોના શિર પર બબ્ધા આવતા જ ન હોતા, લોકોની નૈતિક તથા બૌદ્ધિક પ્રગતિ થતી રહેતી હતી, રાષ્ટ્રીય વ્યવહારો ચોખવટથી તથા ખૂમ રાણ વિના જ ચાલ્યા કરતા હતા અને તેમા પણ વળી અધિકતા એ કે શાતિ તથા સ્થિરતા અવિચલ રહેવાથી હિન્દુરાષ્ટ્ર અથવા હિન્દુ-જાતિની દિવસાનુદિનસ અધિકાધિક પ્રગતિ થયા કરતી હતી

હિન્દુઓની સમાજઘટનાની જો કોઇ સર્વશ્રેષ્ઠ તથા મુખ્ય વિશેષતા અથવા વિશિષ્ટતા હોય તો તે તેનો વર્ણાશ્રમવિભાગ છે એ તો પૂર્વે કહેવાયલુ જ છે. જે વેળાયે હિન્દુઓની સમાજઘટનાનો આરભ થયો તે વેળાયે ભારતવર્ષમા આર્ય તથા અનાર્ય એવી રીતે માનવજાતિના માત્ર બે જ પ્રધાન વિભાગો હતા અર્વાચીન કાળમા સભ્ય–Civilsed–તથા જગલ–Savage–નામક માનવજાતિના જે બે વિભાગો માનવામા આવે છે તેવા જ પ્રકારના એ આર્ય તથા અનાર્ય નામક બે વિભાગો પ્રાચીનકાળમા હતા એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે જ નહિ એ બે માનવવિભાગોમાના 'આર્ય' નામક વિભાગમા નીચે જણાવ્યા પ્રમાણેના વળી ચાર વર્ણ અસ્તિત્વ ધરાવતા હતા—

૧ **બ્રાહ્મણ**—જ્ઞાન તથા વિજ્ઞાન, વિદ્યા તથા શાસ્ત્રકલા, અધ્યયન તથા અધ્યાપન અને યજન તથા યાજન એ બ્રાહ્મણોના કર્મ અથવા કાર્યો હતા

૨ **ક્ષત્રિય**—ધનુર્વિદ્યા તથા યુદ્ધકલા વિષયક પ્રવીણતાને પ્રાપ્ત કરીને ધર્મશાસ્ત્રમા દર્શાવાયલા નિયમ અનુસાર યોગ્યતાપૂર્વક રાજ્યતત્ર ચલાવવુ એ 'ક્ષત્રિય' નામક વર્ણના પ્રધાન કર્તવ્યો હતા

૩ **વૈશ્ય**—કૃષિકર્મ (ખેતી કરવી), ગોરક્ષણ તથા ગોપાલન, વ્યાપાર (વાણિજ્ય) અને અન્યાન્ય કલાકૌશલ્ય વિષયક વ્યવસાયો કરવા એ સર્વ વૈશ્યવર્ણના કર્તવ્યો હતા

૪ **શૂદ્ર**—જે મનુષ્યો માનસિક તથા બૌદ્ધિક યોગ્યતામા

ઉપર્યુક્ત ત્રણ વર્ણોના મનુષ્યોથી ઊતરતી પંક્તિના હોય તેમની ગણના ' શૂદ્ર ' વર્ણમાં કરવામાં આવતી હતી અને ઉપર્યુક્ત ત્રણ વર્ણના મનુષ્યોના ગૃહોમાં વૈતનિક સેવક (પગારદાર નોકર) તરીકે રહીને ગૃહકાર્ય ઇત્યાદિ કાર્યો કરવાં એ જ શૂદ્ર વર્ણનું પ્રધાન કર્તવ્ય હતું ×

આ કર્મવિભાગના અવલોકનથી એ તો કોઇ પણ જાણી શકે તેમ છે કે વિશ્વના કોઈ પણ દેશના સુસભ્ય અથવા સુધરેલા માનવ-સમાજમાં આના પ્રકારનો કર્મવિભાગ એક અથવા અન્ય સ્વરૂપમાં અવશ્ય અસ્તિત્વ ધરાવતો જ હોય છે; છતાં આ વિષયમાં આર્યાવર્તવાસી હિન્દુઓની શ્રેષ્ઠતા અથવા વિશિષ્ટતા કેવળ એટલી જ છે કે હિન્દુઓએ અત્યંત પ્રાચીન કાળમાં આ કર્મવિભાગપદ્ધતિને શાસ્ત્રીય તત્ત્વોના પાયાપર ઊભી કરીને પૂર્ણતાની અંતિમ સીમા પર્યન્ત પહોંચાડી દીધી હતી જે શાસ્ત્રીય તત્ત્વોના પાયાપર એ કર્મવિભાગ-પદ્ધતિના આકારનું નિર્માણ કરવામાં આવ્યું હતું તે તત્ત્વો આનુવંશિકતા+, શ્રમવિભાગ, સમાજની કાર્યકારિણી શક્તિની કરકસર તથા

× હિન્દુઓના આ ચાતુર્વર્ણ્ય સમાજના આ ' સ્વભાવજ ' (સ્વાભાવિક) કર્મો તથા ગુણો શ્રીમદ્ ભગવદ્ગીતામાં આવી રીતે વર્ણવાયલા છે —

" શમ, દમ તપ, પવિત્રતા, શાંતિ (ક્ષમાશીલતા), સરળતા, વેદોનું જ્ઞાન, પરમાત્મા વિષયક વિજ્ઞાન તથા આસ્તિકતા એ બ્રાહ્મણના સ્વાભાવિક કર્મ છે શૌર્ય, તેજસ્વિતા, ધૈર્ય, ચાતુર્ય, યુદ્ધભૂમિમાંથી પલાયન ન કરવું, ઉદારતા અને ઐશ્વર્ય એ ક્ષત્રિયના સ્વાભાવિક કર્મો છે ખેતી, ગાયોનું રક્ષણ અને વ્યાપાર એ વૈશ્યના સ્વાભાવિક કર્મો છે તેમ જ ચાકરી કરવી એ શૂદ્રનું સ્વાભાવિક કર્મ છે."

" શ્રીમદ્ભગવદ્ગીતા, અ ૧૮ મો, શ્લો ૪૨ ૪૩, ૪૪

+ એ આનુવંશિકતાના તત્ત્વોની મહત્તા તથા વ્યાપકતાના રહસ્યને યુરોપીયન મનોજ્ઞાનશાસ્ત્રવેત્તાઓ અદ્યાપિ સંપૂર્ણ સ્વરૂપમાં અથવા તો પર્યાપ્ત પરિમાણમાં સમજી જ નથી શકયા કે એ તત્ત્વના રહસ્યને સમજી લેવાના તેમના પ્રબળ પ્રયત્નો તો ચાલુ જ છે.

રક્ષા, સમાજના સામર્થ્યની સુલભ વૃદ્ધિ અને સમાજના મનોશુદ્ધિ ગુણોનો વિશિષ્ટ પ્રકારથી થનારો પૂર્ણ વિકાસ આદિક હતા અત્યારે યુરોપ તથા અમેરિકા આદિક સર્વ સુધરેલા દેશોમા જેવી રીતે વિદ્વાનો યોદ્ધાઓ, વૈદ્યો (ડૉક્ટરો), ધારાશાસ્ત્રીઓ, ધર્માધ્યક્ષો, વ્યાપારીઓ તથા શ્રમજીવીઓના વર્ગો આપણા જોવામા આવ્યા કરે છે તેવી જ રીતે ભરતખડ અથવા હિન્દુસ્થાનમા પણ એ સર્વ વર્ગો પ્રાચીન કાળમા હતા અને અત્યારે પણ કયા નથી ? પરતુ એમા જે ભેદ છે તે એટલો જ કે પાશ્ચાત્ય માનવસમાજની એ કર્મવિભાગપદ્ધતિ શિથિલ, અપૂર્ણ, અસ્પષ્ટ તથા ચચલ હોઈને તેનુ કાર્ય અનિયમિત તથા યદૃચ્છાથી જ થતું રહે છે, પરતુ ભારતીય હિન્દુસમાજની કર્મવિભાગપદ્ધતિ દૃઢ, પરિપૂર્ણ, સ્પષ્ટ તથા સ્થિર હોઇને તે કોઈ એક યત્ર પ્રમાણે પોતાના કાર્યને સર્વથા નિયમિત તથા અપ્રમાદપૂર્વક કર્યા કરે છે.

હિન્દુસમાજની ઘટનાનો જે સમયે આરભ થયો હતો તે સમયમા અને ત્યાર પછી પણ કેટલાક કાળ પર્યન્ત એ વર્ણવ્યસ્થાને અત્યારની દૃઢ જાતિવ્યવસ્થાનું સ્વરૂપ પ્રાપ્ત થયુ ન હોતું ઉપર્યુક્ત ચારે વર્ણના લોકો પોતપોતાના નવોદિત ગુણકર્મ અનુસાર પોતાથી ઊતરતા વર્ણમા અથવા તો પોતાથી ચઢતા વર્ણમા પ્રવેશ કરી શકતા હતા, એટલે કે, તે કાળમા વ્યક્તિઓની ઉત્ક્રાંતિ તથા અપક્રાંતિ કિંવા ઉન્નતિ તથા અવનતિ એક સરખી રીતે સમાજમા સમરેખાથી ચાલ્યા કરતી હતી સમાજઘટનાની પ્રાથમિક અવસ્થામા આમ થવુ એ સ્વાભાવિક પણ હતું અને તે સાથે ઇષ્ટ પણ હતુ બ્રાહ્મણ માતા પિતાના ઉદરથી જન્મેલો મનુષ્ય પોતાના ગુણ તથા કર્મ અનુસાર કોઈ વાર ક્ષત્રિય, કોઈ વાર વૈશ્ય તો કોઇ વાર શૂદ્ર થઈ જતો હતો અને એથી વિરુદ્ધ શૂદ્ર માતા પિતાના ઉદરથી જન્મેલો મનુષ્ય પોતાના ગુણ તથા કર્મ અનુસાર પોતાથી ઉચ્ચ કોટિના વૈશ્ય, ક્ષત્રિય કિંવા બ્રાહ્મણ વર્ણમા વિરાજી જતો હતો ' શાકર દિગ્વિજય 'કારના કહેવા —

" जन्मना जायते शूद्रः संस्कारैर्द्विज उच्यते ।
वेदपाठो भवेद्विप्रो ब्रह्म जानाति ब्राह्मणः " ॥

અર્થાત્ " માતાના ઉદરમાથી તો પ્રત્યેક વ્યક્તિ શૂદ્ર જ જન્મે છે; ત્યાર પછી સંસ્કારોવડે તે દ્વિજ કહેવાય છે, જે વેદપાઠી હોય તે જ વિપ્ર છે અને બ્રાહ્મણ તે જ છે કે જે બ્રહ્મને જાણતો હોય" આ ન્યાય અનુસાર તે કાળમા સર્વ લોકો તેમના જન્મના સમયમા 'શૂદ્ર' જ મનાતા હતા અને ત્યાર પછી પ્રત્યેક વ્યક્તિને તેની પોતાની ગુણકર્મ વિષયક પ્રવૃત્તિ પ્રમાણે વર્ણવ્યવસ્થામા યોગ્ય સ્થાન આપવામા આવતુ હતુ. 'મહાભારત'ના 'વનપર્વ'મા પણ એવું વિધાન જોવામા આવે છે કે.—

" सत्यं ज्ञानं क्षमा शीलमनृशंस्य तपो घृणा ।
दृश्यते यत्र नागेश स ब्राह्मण इति स्मृतः " ॥

અર્થાત્ " હે નાગેશ, જેનામા સત્ય, જ્ઞાન, ક્ષમા, શીલ, અદુષ્ટતા (સાધુતા), તપ તથા ઘૃણા આદિક ગુણો દષ્ટિગોચર થતા હોય, તેને જ બ્રાહ્મણ કહેવામા આવે છે " સારાશ કે, આમા પણ વ્યક્તિના પોતાના ગુણકર્મને જ પ્રાધાન્ય અપાયલુ છે પરંતુ એ જ 'મહાભારત'ના 'શાતિપર્વ'મા એ જ વિધાન વિપરીત ક્રમથી કરવામા આવ્યુ છે અને તે એ કે :—

" न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदंजगत् ।
ब्रह्मणा पूर्वसृष्टं हि कर्मभिर्वर्णतां जगत् " ॥

અર્થાત્ " જ્યારે બ્રહ્મદેવે મનુષ્યપ્રાણીઓને નિર્માણ કર્યાં ત્યારે તે સર્વ બ્રાહ્મણો જ હતા, પરતુ ત્યાર પછી તેઓ પોતપોતાની ભિન્નભિન્ન ગુણકર્મપ્રવૃત્તિ અનુસાર ભિન્નભિન્ન વર્ણના થઇ ગયા હતા." આ વિધાનમા પણ અન્ય રીતે વર્ણવ્યવસ્થાના વિષયમા ગુણકર્મને જ મહત્ત્વ અપાયલું છે એ તો તત્કાળ જણાઈ આવે છે એટલે હવે એના કેટલાક ઉદાહરણોનું આપણે અવલોકન કરીશુ.

કવષ ઐલુષ દાસીપુત્ર તથા શૂદ્ર હોવા છતાં તેની વિદ્વત્તાને જોઇને ઋષિયોએ તેને પોતાના સમુદાયમાં એટલે કે ઋષિમંડળમાં એક ઋષિ તરીકે સ્વીકારી લીધો હતો; માત્ર એટલું જ નહિ, પણ તે જન્મથી શૂદ્ર હોવા છતાં ઋગ્વેદના કેટલાક મંત્રોનો દ્રષ્ટા ઋષિ થઇ શક્યો હતો (ઐતરેય બ્રાહ્મણ, દ્વિતીય પંચિકા, અ ૩–૧૯ અને ઋગ્વેદ, દશમ મંડલ, સૂક્ત ૩૦ તથા ૩૪). સત્યકામ જાબાલ ગોત્રહીન હોવાથી પોતાની માતાના નામ ઉપરથી 'જાબાલ' નામે ઓળખાતો હતો; કારણ કે, તેની માતાનું નામ જબાલા હતું (છાંદોગ્ય ઉપનિષદ્ ૪–૪). વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ તે પોતાના ગુણકર્મની શ્રેષ્ઠતાના પરિણામે યજુર્વેદની એક શાખાનો આદ્યપ્રવર્તક થઇ શક્યો હતો (મનુસ્મૃતિ અ. ૧૦ મો, શ્લો ૬૫) આ વિષયના સંબંધમાં એવો અભિપ્રાય મળી આવે છે કે. "शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम्". અર્થાત્ "શૂદ્ર (ગુણકર્મનાયોગે) બ્રાહ્મણત્વને પ્રાપ્ત કરી શકે છે અને બ્રાહ્મણ શૂદ્રતાની ગર્તામાં પછડાઇ પડે છે." અમર સંસ્કૃત વૈયાકરણ (વ્યાકરણકાર) પાણિનિ ઋષિએ પોતાના 'અષ્ટાધ્યાયી' નામક વ્યાકરણ ગ્રંથના છઠ્ઠા અધ્યાયમાં એક પ્રાચીન વ્યાકરણકારનો 'વર્મણ' પ્રત્યય સહિત ઉલ્લેખ કરેલો હોવાથી એ પ્રત્યયના યોગે તેની ક્ષત્રિયતા પોતાની મેળે જ સિદ્ધ થઈ જાય છે; ઋષિ વિશ્વામિત્ર જન્મથી ક્ષત્રિય તથા ઋષિ વાલ્મીકિ શૂદ્ર હોવા છતાં પણ ગુણકર્મના યોગે બ્રહ્મર્ષિપદને મેળવી શક્યા હતા એ વાર્તા તો સુપ્રસિદ્ધ જ છે એટલે એનું અધિક વિવેચન અનાવશ્યક છે. ગ્રીક ગ્રંથકારોએ હિન્દુઓની કેવળ ચાર જ જાતિયોનો પોતાના ગ્રંથોમાં ઉલ્લેખ કરેલો છે મેગૅસ્થનીજ નામક ગ્રીક ગ્રંથકાર કહે છે કે 'કોઇ પણ જાતિના હિન્દુથી 'સોફિસ્ટ' એટલે કે 'બ્રાહ્મણ' પદની પ્રાપ્તિ કરી શકાતી હતી' એરિયન્ નામક ગ્રીક ગ્રંથકારે હિન્દુઓના સોફિસ્ટ (બ્રાહ્મણ), કૃષિકાર (ખેડુત), ગોપાલક અથવા

પશુપાલક ( ગોવાળ અથવા ભરવાડ ), કારીગર, સૈનિક, અધિકારી તથા મંત્રી એવી રીતે સાત વર્ગોનો ઉલ્લેખ પોતાના ગ્રંથમાં કરેલો છે. કર્નલ ટૉડ્ સાહેબ પોતાના 'રાજસ્થાન' નામક ઇતિહાસગ્રંથમાં લખે છે કે 'સૂર્યવંશી તથા ચંદ્રવંશી નામથી ઓળખાતા રાજવંશોની પ્રથમની કેટલીક પેઢીઓના મનુષ્યો ઉપાધ્યાય તરીકેનો એટલે કે બ્રાહ્મણનો વ્યવસાય પણ કરતા હતા, પરંતુ તેમના એ વ્યવસાયને વંશપરંપરાગત વ્યવસાયનું સ્વરૂપ પ્રાપ્ત થયું ન હોતું એ રાજવંશોની વંશાવલીના અવલોકનથી આપણા જાણવામાં આવી શકે છે કે એ વંશોની કેટલીક શાખાઓએ મધ્યતરે જ ક્ષાત્ર કર્મોને ત્યજી દઇને તથા નવીન ગોત્રનો આરંભ કરીને બ્રાહ્મણના કર્મોને સ્વીકારી લીધા હતા અને ત્યાર પછી તેમના જ વંશજોએ પોતાના એ સ્વીકૃત બ્રાહ્મ કર્મોનો ત્યાગ કરીને મૂળ ક્ષાત્ર કર્મોને અંગીકારી લીધા હતા.'

પરંતુ પછીથી વર્ણવ્યવસ્થાની એ મૃદુતાનો અંત થતાં થતાં સર્વથા લોપ થઇ ગયો, તેને અસારના રૂઢ તથા પરસ્પર અપ્રવેશ્ય જાતિભેદનું સ્વરૂપ પ્રાપ્ત થઇ ગયું અને તે સમયથી આનુવંશિકતા અથવા જન્મના તત્ત્વને પ્રધાન માનીને જાતિનો નિશ્ચય થવા લાગ્યો, છતાં પણ તેમાં પૂર્વવર્તિની મૃદુ અથવા પરિવર્તનશીલ વર્ણવ્યવસ્થાના ગુણકર્મવિભાગનું તત્ત્વ તો અવશ્ય અવિચલ રહ્યું હતું અર્થાત્ બ્રાહ્મણકુળમાં જન્મેલા મનુષ્યને બ્રાહ્મણત્વની પ્રાપ્તિ થતી હતી, પરંતુ એ બ્રાહ્મણત્વની પ્રાપ્તિ સાથે બ્રાહ્મણ પ્રમાણે આચરણ કરવાનો ભાર પણ તેના શિરપર આવી પડતો હતો અને પોતાના બ્રાહ્મણ તરીકેના એ ઉત્તરદાયિત્વ (જવાબદારી)ને ન ઓળખી લઇને જો તે અન્ય વર્ણના કર્મો કરવા મંડી જાય, તો તે સમયની વર્ણાશ્રમપદ્ધતિના અભિમાની ક્ષત્રિય રાજાઓ જે જાતિ તેના કર્મોને યોગ્ય હોય તે જાતિમાં જ તેને નાખી દેતા હતા અથવા તો એવા મનુષ્યોની એક સર્વથા ભિન્ન જાતિ જ નિર્માણ થઇ જતી હતી. સારાંશ કે, એ કાળમાં નિમ્ન જાતિયોમાંથી ઉચ્ચ

જાતિયોમા પ્રવેશ કરવાનો માર્ગ સર્વથા બધ થઈ ગયો હતો ને કેવળ ઉચ્ચ જાતિયોમાથી અધ પાત થવાનો, નીચ જાતિમા આવી પડવાનો કિવા એવા પતિતોની એક નવીન જાતિ ઉત્પન્ન થવાનો ક્રમ ચાલુ રહી શકયો હતો ત્યારપછી આર્યાવર્તવાસી હિન્દુઓનો પરકીય રાષ્ટ્ર તથા ભિન્ન ભિન્ન સસ્કૃતિયો સાથે અત્યત નિકટનો સબધ થતા પરકીય રાષ્ટ્રોના રાજાઓ જ્યારથી હિન્દુસ્થાનમા રાજ્ય કરવા લાગ્યા ત્યારથી આપણી–હિન્દુઓની–ચાતુર્વર્ણ્ય વ્યવસ્થાનુ એક અંગ સર્વથા તૂટી જતા આપણો હિન્દુસમાજ વિકલાગ–અપાગ–થઈ પડયો ચારે વર્ણો તથા તે વર્ણોમા અતર્ભૂત થયેલી સર્વ જાતિયો પોતપોતાનાં નિયત કાર્યો કરે છે કે નથી કરતા એની તપાસ રાખતા રહેવુ અને જો તેઓ પોતપોતાના નિયત કાર્યો યથાનિયમ ન કરતા હોય, તો તેમને તેમનાથી ઊતરતી જાતિમા ચાલ્યા જવાની ફરજ પાડવી એ જે હિન્દુસમાજઘટના અનુસાર હિન્દુ રાજાનું પ્રધાન કર્તવ્ય હતું તે કર્તવ્યનું યથાર્થ પાલન થતુ અટકી ગયુ એટલે એથી હિન્દુસમાજ અતિશય વિસ્કલિત થઇ ગયો અને એ વિસ્કલિતતાના પરિણામે જ આપણા જાતિભેદને અત્યારનું મહાચમત્કારિક તથા મહાભયકર સ્વરૂપ પ્રાપ્ત થઇ ગયુ એ સર્વથા નિર્વિવાદ વાર્તા છે અર્થાત્ અત્યારે હવે પરિસ્થિતિ એવા પ્રકારની થઈ પડી છે કે ઉચ્ચ જાતિના મનુષ્યો–સ્ત્રીઓ તથા પુરુષો–ગમે તેવા ભયકર ભ્રષ્ટાચરણ કરતા હોય, તો પણ તેમનો પોતાની જન્મજાતિ કરતા નીચ જાતિમા અધ પાત થતો નથી અત્યારે જાતિભેદને આવા પ્રકારના અતિશય હીન સ્વરૂપની પ્રાપ્તિ થઇ ગયેલી હોવાથી કનિષ્ટ અથવા ઊતરતા પ્રકારની જાતિયોના હૃદયમા બ્રાહ્મણ આદિ ઉચ્ચ જાતિયોનો મત્સર ઉત્પન્ન થવા માડયો છે અને એ મત્સરનું પ્રધાન કારણ જાતિભેદની એ હીન તથા ભયકર સ્થિતિમા જ સમાયલુ છે હવે આવા પ્રકારની સ્થિતિની ઉત્પત્તિ શા કારણોથી થયેલી હોવી જોઇએ, એવો જો કોઇ પ્રશ્ન પૂછે તો એ પ્રશ્નના ઉત્તરમા અમારે

જણાવવું જ જોઇએ કે ભારતીય યુદ્ધમાં ક્ષત્રિયોના થયેલા ભયાનક સંહારના યોગે રાષ્ટ્રના યુદ્ધસામર્થ્યનો હ્રાસ થઈ ગયો, એના યોગે આર્યાવર્તનો હિન્દુ રાજ્યાધિકાર વિદેશીઓ તથા વિધર્મીઓના હસ્તમાં ચાલ્યો ગયો અને હિન્દુસમાજઘટનાના એ મહત્ત્વયુક્ત કાર્યના કર્તા હિન્દુધર્માનુયાયી સામર્થ્યશીલ હિન્દુસમ્રાટના અભાવે હિન્દુ-સમાજવ્યવસ્થાની ઘડી વિશ્કલિત કિંવા અસ્તવ્યસ્ત થઇ ગઇ.

મહાભારતીય કુરુક્ષેત્રના સંગ્રામ અથવા માનવહત્યાકાંડની સમાપ્તિ થતાંની સાથે જ કલિકાળ અથવા કલિયુગનો કેવી રીતે અને શા કારણથી આરંભ થયો અને હિન્દુસમાજના હ્રાસના બીજનું આરોપણ કેવી રીતે કરવામા આવ્યું, એ આ વિવેચનથી પાઠકો તથા પાઠિકાઓના લક્ષમા આવી શકે તેમ છે. ભારતીય હિન્દુજાતિના વૈભવનો વિભાકર ( સૂર્યનારાયણ ) દ્વાપરયુગની સમાપ્તિના એટલે કે મહાભારત યુદ્ધના સમયમા નભોમંડળના મધ્યમા આવીને સ્તંભી ગયો હતો તે કલિયુગના આરંભ સાથે જ અસ્તાચલની દિશાપ્રતિ અગ્રેસર થવા અથવા ઢળવા લાગ્યો અને જ્યારે સ્થાનેશ્વરના સંગ્રામમા શહાબુદ્દીન ગોરીએ હિન્દુસ્થાનના મહાવીર હિન્દુસમ્રાટ પૃથ્વીરાજ ચહુવાણનો પરાભવ કરી નાખ્યો ત્યારે સંયોગિતાના અપૂર્વ અનુરાગ તથા પૃથ્વીરાજના અદ્વિતીય તેજના રક્તવર્ણ સંધિપ્રકાશને વિસ્તારતો અસ્તાચલમા ચાલ્યો ગયો; અથવા તો કુરુક્ષેત્ર કિંવા પાણીપતના અપયશસ્વી યુદ્ધક્ષત્રમાં અહમદશાહ દુરાનીની સેનાએ મરાઠા મહા-વીરોની સેનાનો પરાજય કરી નાખ્યો તે વેળાયે હિન્દુજાતિનો તે વૈભવસૂર્ય અધઃપાતના પરમનીચ બિન્દુ પર્યંત પહોચીને દીર્ઘ-કાલને માટે સર્વથા અસ્તંગત થઇ ગયો, એમ પણ કદાચિત્ કહી શકાય તેમ છે!

ઉપર જણાવ્યા પ્રમાણે હિન્દુસમાજની વર્ણવ્યવસ્થાની ઘડી અત્યારે જો કે વિશ્કલિત અથવા અસ્તવ્યસ્ત થઈ ગયેલી છે; છતા પણ તે પુરાતન વર્ણવ્યવસ્થા હિન્દુસમાજના સ્વત્વસંરક્ષણના કાર્યને

કેટલેક અંશે તો અત્યારે પણ અવશ્ય સિદ્ધ કરી રહી છે. સ્વત્વસંરક્ષણ તથા પ્રગતિ એ સમાજવ્યવસ્થાના બે અંગો અથવા કાર્યો હોઇને વિપરીત પરિસ્થિતિના યોગે એમાનું ઉત્તરોક્ત કાર્ય તેના હસ્તથી અટકી ગયુ છે; એટલે કે, હિન્દુસમાજની પ્રગતિનો અવરોધ થઈ ગયો છે; છતા હિન્દુઓની સમાજવ્યવસ્થા એમાના પૂર્વોક્ત સ્વત્વસંરક્ષણના કાર્યને તો અત્યારે પણ બહુ અંશે સિદ્ધ કરી રહી છે, અને તેથી જ હિન્દુસમાજ છેલ્લા એક હજાર વર્ષ જેટલા કાળમા થયેલી અનેકવિધ રાજનૈતિક ક્રાંતિયો તથા ધાર્મિક અત્યાચારોની સહસ્રપરંપરાઓમાથી નિર્વિઘ્ન બહાર નીકળી આવીને પોતાના હિન્દુત્વ અથવા હિન્દુજીવનને સુરક્ષિત રાખી શકયો છે હિન્દુસમાજની જાતિવ્યવસ્થાની એ ઉપયુક્તતા વિદેશી તથા વિધર્મી યૂરોપીયન એકવર્ણ સમાજના નિષ્પક્ષપાત તથા બુદ્ધિમાન્ પુરુષોના જોવામા આવી ગઇ છે અને તેથી જ સર હેન્રી કૉટન જેવા એક વિદ્વાન્ તથા વિચારશીલ પુરુષે એ જાતિવ્યવસ્થાના સબધમા કોઈ પણ પ્રકારના સંકોચ વિના એવા ઉદ્ગારો કાઢી દીધા છે કે*—

"અત્યારના–વર્તમાન–હિન્દુસમાજમા જે દોષ, ન્યૂનતા, અવરોધ, અથવા ભાજઘડો જોવામા આવ્યા કરે છે તેમનો ઉદ્ભવ જાતિવ્યવસ્થામાથી નથી થયો, માત્ર એટલું જ નહિ, પણ હિન્દુઓની એ જાતિવ્યવસ્થાએ પ્રાચીન કાલમા સમાજઘટનાનું મહત્કાર્ય કરેલુ હોઇને અત્યારે પણ એ જાતિવ્યવસ્થાના યોગે જ હિન્દુસમાજની સુવ્યવસ્થા તથા દૃઢતા સુરક્ષિત રહેલી આપણા જોવામા આવી શકે છે".

---

* " The system of caste, far from being the source of all the troubles which can be traced in Hindu society, has rendered most important service in the past and still continues to sustain order and solidarity. '

Sir Henry Cotton, *Now India*

યુરોપીઅન્ સમાજશાસ્ત્રની દૃષ્ટિથી પણ આપણી જાતિવ્યવસ્થામાં કયા કયા ગુણો રહેલા છે એનુ સર સિડની લો નામક એક પાશ્ચાત્ય ગ્રંથકારે પોતાના ' A Vision of India ', નામક પુસ્તકમાં જે વર્ણન કરેલું છે તે પણ અવસ્ય સ્મરણમા રાખી લેવા યોગ્ય છે. તેઓ લખે છે કે :—

" જાતિવ્યવસ્થાના યોગે જ હિન્દુસમાજનો પાયા અચલ તથા બલાઢ્ય રહ્યો હતો, અને હિન્દુસમાજમા સમાધાન ટકી રહ્યું હતું; માત્ર એટલું જ નહિ, પણ એ જાતિવ્યવસ્થાના ગુણથી જ ભયંકર રાજ્યક્રાંતિયો તથા પંચમહાભૂતોના ઉત્પાતો સાથે અનેક શતકો પર્યન્ત ધારાવાહિક ટક્કરો ઝીલવાના સામર્થ્યનો હિન્દુસમાજમા આવિર્ભાવ થયો હતો, એમા લેશમાત્ર પણ સંદેહ નથી. સમાજની પ્રત્યેક વ્યક્તિને તેની યોગ્યતા અનુસાર સ્થાન, યોગ્ય વ્યવસાય, યોગ્ય કર્તવ્ય તથા યોગ્ય મિત્ર આદિક બનાવી દેવાનું કાર્ય એ જાતિવ્યવસ્થા જ કરતી હોય છે. એ જાતિવ્યવસ્થાના યોગે કોઇ પણ વ્યક્તિ એકાકિની ( એકલી ) સ્વતન્ત્ર તથા અસહાય ન રહેતા તે તેના જન્મની ઘટિકાથી જ એક વર્ગ અથવા જાતિના એક અવયવરૂપ બની જાય છે અને એ જાતિવ્યવસ્થા તેને સામાજિક મત્સર તથા મનોરથભગજન્ય નિરાશા જેવા મહાકષ્ટદાયક રોગોની તેના સમસ્ત જીવનકાળમા તેને લેશમાત્ર પણ બાધા નથી થવા દેતી. જાતિવ્યવસ્થા તે વ્યક્તિની સ્થિતિ તથા તે વ્યક્તિના વ્યવસાયને અનુકૂલ થઈ પડે તેવા સમાનશીલ સહચરો, સ્નેહી જનો તથા બાધવોને મેળવી આપીને તેના પોતાના મનમા પણ તેમના સબધમા સ્નેહ તથા બધુત્વની ભાવનાને દૃઢ કરી દે છે. યુરોપીયન્ સમાજમા કલબ, વ્યવસાયસંઘ ( ટ્રેડ યુનિયન્–Trade Union ) પરસ્પરસહાયક સંસ્થાઓ ( Benefit Society ) તથા ધાર્મિક સસ્થાઓ જે કાર્યો કરતા હોય છે તે સર્વ કાર્યો

હિન્દુસમાજમા એકલી જાતિવ્યવસ્થા જ કર્યા કરે છે હિન્દુસ્થાનમા યુરોપ પ્રમાણે અનાથગૃહો ( Work Houses ) નથી અને અદ્યાપિ તેમની આવશ્યક્તા પણ ત્યા ઉત્પન્ન થઇ નથી, એનુ કારણ એ જ છે કે પોતાના આપ્ત તથા ઇષ્ટ જનો, સ્નેહી જનો તથા જ્ઞાતિબાંધવોને સકટના સમયમા સર્વ પ્રકારની સહાયતા આપવી એ આપણુ પરમ કર્તવ્ય છે એવી ભાવના હિન્દુસમાજમા સર્વત્ર દૃઢ થયેલી છે, અને કુટુબના સાસારિક પાશો તેમ જ સહવાસ તથા સમવ્યવસાયના યોગે ઉત્પન્ન થયેલા બધનોને જાતિવ્યવસ્થાએ અધિક દૃઢ કરી નાખેલા હોવાથી જ ઉપર્યુક્ત સાર્વજનિક કર્તવ્યભાવના ઉત્પન્ન થયેલી છે એમા લેશમાત્ર પણ શકા છે જ નહિ સાગશ કે, હિન્દુસ્થાન અને જાતિભેદ એ બે વસ્તુઓની એટલી સીમા પર્યન્ત એકજીવતા થઇ ગયેલી છે કે જાતિભેદ શૂન્ય હિન્દુસ્થાનની કલ્પનામાત્ર પણ આપણાથી કરી શકાય તેમ નથી '*

---

* There is no doubt that it is the main cause of the fundemental stability and contentment by which Indian society has been braced for centuries against the shocks of politics and the cataclysms of Nature It provides every man with his place his career his occupation, his circle of friends It makes him at the outset a member of corporate body it protects him through life from the canker of sociel jealousy and unfulfilled aspirations, it ensures him companionship and a sense of community with others in like case with himself The caste organization is to the Hindu his club his trade union his benefit society there are no work-houses in India and none are as yet needed The obligation to provide for kinsfolk and friends in distress is universally acknowled

અહીં કદાચિત્ કેટલાક મનુષ્યો એવી શંકા દર્શાવી શકે તેમ છે કે 'જો સર સિડની લોના કથન અનુસાર હિન્દુસ્થાન અને જાતિભેદની એટલી સીમાપર્યન્ત એકજીવતા થઇ ગયેલી હોય કે જાતિભેદશૂન્ય હિન્દુસ્થાનની કલ્પનામાત્ર પણ આપણાથી ન કરી શકાય, તો અત્યારે હિન્દુસ્થાનમાં ક્રિશ્ચિયનો તથા મુસલ્માનોની પણ વિપુલ વસતી હોવાથી અને તેઓ જાતિભેદના વળગાડથી સર્વથા અલિપ્ત રહેના હોવાથી, કિંબહુના તેમના ધર્મો જ જાતિભેદના બંધનને તોડી નાખનારા અને મનુષ્યમાત્રની સમાનતાને સ્વીકારનારા હોવાથી ક્રિશ્ચિયનો તથા મુસલ્માનોના સમાજમાં પણ જાતિભેદના અસ્તિત્વને આપણે કાં તો સ્વીકારવું પડશે અને કાં તો એ પાશ્ચાત્ય પંડિતના કથનને ભ્રાન્તિમૂલક અથવા દોષયુક્ત માનવું પડશે' તો એ શંકાના સમાધાનમાટે અમારે જણાવવું જોઈએ કે હિન્દુસ્થાનમાં અત્યારે વસતા હિન્દુસ્થાની ક્રિશ્ચિયનો તથા મુસલમાનોની સેંકડે નેવૂ ટકા જેટલી સંખ્યા હિન્દુસ્થાનના રોમન કૅથોલિક નામક ક્રિશ્ચિયન્ ધર્મના અનુયાયી પોર્ટુગીઝ રાજ્યકર્તાઓના તથા હિન્દુસ્થાનના મુસ્લિમ બાદશાહોના ધાર્મિક અત્યાચારોના યોગે હિન્દુમાંથી વટલીને ક્રિશ્ચિયન તથા મુસલ્માન થઈ ગયેલા લોકોની જ હોવાથી એ ક્રિશ્ચિયનો તથા મુસલ્માનોના સમાજમાં પણ આ જાતિભેદનો અધિકાર ન્યૂનાધિક પરિમાણમાં અત્યાર સુધી વ્યાપેલો છે અને તે અન્ત પર્યન્ત વ્યાપેલો જ રહેવાનો છે ઉદાહરણ તરીકે પોર્ટુગીજ રાજ્યકર્તાઓ તથા પોર્ટુગીજ રોમન કૅથોલિક પાદરીઓના અત્યાચારોથી વિવશ

---

ged nor can it be questioned that this is due to the recognition of the strength of family ties and of the bonds created by associations and common pursuits which is fostered by caste principle. An India without caste as things stands at present is not quite easy to imagine "

Sir Sidney Low *A Vision of India*

થઇને અનિચ્છાપૂર્વક હિન્દુમાંથી વટલીને રોમન કૅથૉલિક ક્રિશ્ચિયન સંપ્રદાયના અનુયાયી થયેલા ગોવાનીઝ ક્રિશ્ચિયનો જો કે પરસ્પર ખાનપાનાદિકમાં જાતિભેદને નથી પાળતા, છતાં લગ્ન અથવા શરીર-સંબંધના વિષયમાં તો હિન્દુઓ પ્રમાણે જ જાતિભેદને અત્યારસૂધી પાળી રહ્યા છે; અર્થાત્ બ્રાહ્મણજાતિમાંથી વટલીને ક્રિશ્ચિયન થયેલા લોકો પોતાની કન્યાઓ મૂળ બ્રાહ્મણજાતિના ક્રિશ્ચિયનને જ આપે છે અને બ્રાહ્મણજાતિના ક્રિશ્ચિયનોની કન્યાઓ સાથે જ પરણે છે; એવી જ રીતે ક્ષત્રિય વૈશ્ય તથા શૂદ્રજાતિના ક્રિશ્ચિયનો પણ પોતપોતાની જાતિના ક્રિશ્ચિયનો સાથે જ શરીરસંબંધ કરતા રહે છે. આ નિયમના કોઈ વાર અપવાદો થતા હોય તો તે જૂદી વાત છે, પરંતુ તેમના શરીરસંબંધનો નિરંતર પ્રચલિત નિયમ તો આ જ છે. કાઠિયાવાડના પોરબંદર રાજસ્થાનના ચીફ મેડિકલ ઑફિસર માન્યવર મેસ્કરીના સાહેબ કે જેઓ મૂળ ગોવાના નિવાસી હોઇને જેમના પૂર્વજો પોર્ટુગીઝોના અત્યાચારના સમયમાં બ્રાહ્મણજાતિમાંથી વટલીને ક્રિશ્ચિયન થયા હતા તેમણે પોતે જ તેમનામાં અત્યારસૂધી જળવાઈ રહેલા આ જાતિભેદના મહત્ત્વની કથા મને સંભળાવી હતી + એ ઉપરાન્ત હિન્દુસ્થાનના નેટિવ ક્રિશ્ચિયનોના સમાજમાં હિન્દુઓના જાતિભેદના મહત્ત્વનું વારંવાર સ્મરણ કરાવનારા અનેક પ્રકારના સામાજિક વ્યવહારો નિત્ય આપણા જોવામાં આવ્યા કરે છે એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા નથી. મુસ્લિમ શાસકોના ધાર્મિક અત્યાચાર તથા કવચિત્ અન્ય કારણોના યોગે સ્વેચ્છાથી મુસલમાન થઈ ગયેલા ખોજા, મેમણ, વોરા અને મોલેસલામ આદિક મુસ્લિમ જાતિયોના લોકો હિન્દુઓના વ્યવહારોને અલ્પસ્વલ્પ પરિવર્તિત સ્વરૂપમાં અદ્યાપિ જાળવી રહ્યા છે અને ખાનપાનાદિકના

+ એ ડૉ. મેસ્કરીના પોરબંદરના વર્તમાન રાજ્યકર્તા મહારાજા રાણા સાહેબ શ્રી નટવરસિંહજી બહાદુર સાથે યૂરોપના પ્રવાસે ગયા હતા અને ત્યાં જ આજથી આઠેક વર્ષ પૂર્વે ઈન્ફ્લુએન્ઝાની બાધાથી તેમનો અચાનક સ્વર્ગવાસ થઇ ગયો હતો.

સબંધમા જાતિભેદને વિશેષ મહત્ત્વ ન આપવા છતા લગ્ન અથવા શરીરસબધના વિષયમા, કેટલાક અપવાદોને વર્જ્ય કરવામા આવે તો, હિન્દુઓ પ્રમાણે જ જાતિભેદના પાલનને વળગી રહ્યા છે માન્યવર આર ઇ. એન્થોવન સાહેબે પોતાના 'મુબઇ ઇલાકાના માનવસમુદાય અને જાતિયો' નામક ગ્રંથના તૃતીય પુસ્તકમા મુસલ્માનોના જે ત્રણ વર્ગ પાડેલા છે તેમાના ત્રીજા વર્ગના સબધમા એવા સ્પષ્ટ શબ્દો લખ્યા છે કેઃ "એ હિન્દુમાથી વટલીને મુસલમાન થયેલા લોકો પોતાની જાતિથી અન્યજાતિ સાથે લગ્નસબધ કરવાના પોતાના પૂર્વનિષેધને અદ્યાપિ જાળવી રહ્યા છે "* અર્થાત્ હિન્દુસ્થાનની જાતિભેદ વિષયક પરિસ્થિતિ અત્યારે પણ આવા પ્રકારની હોવાથી જાતિભેદથી રહિત હિન્દુસ્થાનની જો અત્યારે પણ આપણાથી કલ્પના ન કરી શકાય તો એ સર્વથા સ્વાભાવિક નથી કે શુ ? સારાશ કે, હિન્દુસ્થાનમાથી જાતિભેદના મહત્ત્વનો સર્વથા લોપ થઇ જાય એ સર્વથા અશક્ય તથા અસભવનીય ઘટના છે અને જો જાતિભેદમા પ્રવેશી ગયેલી અત્યારની કેટલીક વિઘાતકતાનો બહિષ્કાર કરી દેવામા આવે, તો પરિમિત જાતિભેદથી તો સર્વથા લાભ અને લાભનો જ સંપૂર્ણ સભવ છે.



* "Hindu converts retaining their former prohibition of marrige outside the caste"

R. E. Enthoven's '*The Tribes and Castes of Bombay*' Vol III, P. 74

# પ્રકરણ ૨ જું

## હિન્દુસંસ્કૃતિની અત્યંત પ્રાચીનતા

સર્વથા અવિનાશી તથા સનાતન તત્ત્વોના અત્યંત બલાઢ્ય પાયાપર સૃષ્ટિના નિયમોને અનુસરીને ચણાયલા 'હિન્દુસમાજ' નામક ભવ્ય પ્રાસાદના યોગે હિન્દુસમાજ, હિન્દુધર્મ તથા હિન્દુસંસ્કૃતિને પ્રાપ્ત થયેલી એક પ્રકારની મહાવિલક્ષણ તથા મહદાશ્ચર્યકારિણી સજીવનતાનું આપણે ગત પ્રકરણમાં પર્યાપ્ત દિગ્દર્શન કરી લીધેલું હોવાથી હવે પ્રસ્તુત પ્રકરણમાં એ 'હિન્દુસંસ્કૃતિ'ની સજીવનતા જેટલીજ, કિંબહુના તેના કરતાં પણ અધિક આશ્ચર્યકારિણી હિન્દુસંસ્કૃતિની અત્યંત પ્રાચીનતાનું આપણે દિગ્દર્શન કરવાનું છે

તમો એક રાષ્ટ્રની પ્રાચીનતા પ્રતિ દૃષ્ટિપાત કરો, મિસર-ઇજીપ્ટ-ના વિશ્વવિખ્યાત સમાધિમંદિરો-પિરેમિડ્સ-ના નિર્માયક સૌરી નામક રાજવંશની પ્રાચીનતાને અવલોકો કિંવા અર્વાચીન યૂરોપીયન શાસ્ત્રીઓએ એક પ્રાચીનતાદર્શક ચિહ્ન તરીકે સ્વીકારેલા પાષાણયુગ[૧]નો વિચાર કરો, છતાં હિન્દુસંસ્કૃતિની પ્રાચીનતા સાથે સરખાવી જોતાં એ સર્વ પ્રાચીનતાઓ તમોને સર્વથા અર્વાચીન અને અર્વાચીન જ દેખાશે, એ સર્વથા નિર્વિવાદ છે આપણી આ પૃથ્વી અથવા ભૂમાતાના આયુષ્યની મર્યાદા એટલી તો વિશાળ છે કે તેની સહસ્ત્રાવધિ કિંવા લક્ષાવધિ વર્ષોને બદલે અબ્જાવધિ વર્ષોથી ગણના કરવામાં આવે, તો પણ તે મર્યાદાને ભાગ્યે જ નિશ્ચિત કહી શકાય તેમ છે અને આવા

૧ મનુષ્યો પ્રાથમિક અવસ્થામાં પાષાણના શસ્ત્રો બનાવતા હતા અને ત્યારપછી અનુક્રમે તામ્ર (તાંબુ), કાંસ્ય (કાંસું) તથા લોહ (લોઢું) આદિ ધાતુઓનો શોધ થતાં તે તે ધાતુના શસ્ત્રો બનાવવા લાગ્યા હતા એવી કેટલાક પાશ્ચાત્ય પ્ર નતત્ત્વવિદોની માન્યતા હોવાથી એ વસ્તુઓને અનુસરીને તેમણે માનવસંસ્કૃતિના પાષાણયુગ તામ્રયુગ, કાંસ્યયુગ તથા લોહયુગ આદિ યુગો માનેલા છે

પ્રકારના એ પુરાણતમ અથવા પ્રાચીનતમ કાલ પર્યન્ત વિસ્તરેલા વિશ્વના ઇતિહાસમા જે જે સંસ્કૃતિયોના ઇતિહાસો અત્યારે ઉપલબ્ધ થયેલા જણાય છે તે સર્વ સસ્કૃતિયોમા હિન્દુસસ્કૃતિ અત્યંત પ્રાચીન છે એ વાતોને હવે સર્વ નિષ્પક્ષપાત ઇતિહાસશોધકો અથવા પ્રત્ન-તત્ત્વવિશારદોએ એકવાક્યતાથી સ્વીકારી લીધી છે. સૃષ્ટિના આરંભ-કાળથી આજના ક્ષણ સુધીમા આ વિશ્વમા અનેક રાષ્ટ્રો જન્મ પામીને નામશેષ થઈ ગયા છે, અનેક સામ્રાજ્યો સ્થપાઇને ધરાશાયી થઇ ચૂક્યા છે અને અસખ્ય રાષ્ટ્રો ઉન્નતિના ઉચ્ચતમ શિખરપર ચઢીને વિનાશની અનત ગર્તામા પડવાના ભાગ્યને ભોગવી ચૂકયા છે, પરતુ એ સર્વ રાષ્ટ્રો તથા સામ્રાજ્યોના જન્મ તથા મૃત્યુ, સ્થાપના તથા લોપ અને ઉન્નતિ તથા વિનાશ આદિક ઘટનાઓને, અર્થાત્ તે સર્વે રાષ્ટ્રોના વિવાહવિધિ તથા અત્યેષ્ટિક્રિયા એ ઉભય ઘટનાઓને હિન્દુરાષ્ટ્રે પોતાના નેત્રોથી જોયેલી હોવાથી અને એના ઇતિહાસોમા અસખ્ય પ્રમાણો વિદ્યમાન હોવાથી હિન્દુસસ્કૃતિ વિશ્વની અન્ય સર્વે સસ્કૃતિયો કરતા પ્રાચીનતમ છે એ વતી સ્પષ્ટ તથા નિર્વિવાદ હોવાથી એ વાતોનો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી

સમસ્ત જૂના રાષ્ટ્રોની સસ્કૃતિયોની પરીક્ષા કરીને કાઉન્ટ જાન્સ્ટેર્જર્નાએ પોતાના એવા પ્રકારના અભિપ્રાય અથવા સિદ્ધાન્તને વ્યક્ત કરેલો છે કે "જેનાથી હિન્દુધર્મ તથા હિન્દુસસ્કૃતિની પ્રાચીનતાની સમાનતા અથવા સ્પર્ધા કરી શકાય એવુ એક પણ અન્ય રાષ્ટ્ર આ પૃથ્વીતનપર હતુ પણ નહિ અને અત્યારે છે પણ નહિ."[૧] અમેરિકાની યેલ કૉલેજના પ્રેસિડટ ડૉ. સ્ટાઇલ્સ સસ્કૃત વાઙ્મય કિંવા સસ્કૃત સાહિત્યની પ્રાચીનતાને જોઇને એટલી સીમા પર્યન્ત આશ્ચર્યચકિત થઇ ગયા હતા કે તેમણે 'ઍડમના પુસ્તકો કદાચિત્

૧ "Theogony of Hindus" Page 50

પ્રાચીનતમ હિન્દુસ્થાન દેશમા મળી શકશે ' એમ ધારીને સર વિલિયમ્ જોન્સને ઍડમના પુસ્તકોને હિન્દુસ્થાનમા શોધવાની પ્રાર્થના કરી હતી [1] હિન્દુઓની ચતુર્યુગાત્મક કાનગણનાને અવલોકીને હાલ્બેડ નામક ગ્રથકારનું હૃદય આશ્ચર્ય તથા પૂજ્ય બુદ્ધિથી ઉભરાઇ જવા લાગ્યુ હતુ અને તેના મુખમાથી સ્વાભાવિક જ એવા ઉદ્ગારો નીકળી ગયા હતા કે "જ્યારે આપણે હિન્દુઓની કાનગણના વિષયક પ્રાચીનતાને જોઇએ છીએ ત્યારે તેની સાથે સરખાવતા યહૂદીઓના ધર્મગ્રથમા વર્ણનાયલો સૃષ્ટિરચના વિષયક કાળ ગઈ કાલ જેવો જ ભાસવા માડે છે ' કોઇ પણ રાષ્ટ્ર જ્યા સુધી બાલ્યાવસ્થા તથા તારુણ્યમાથી પાર પડીને પ્રૌઢ દશામા નથી આવતુ ત્યા સુધી તે રાષ્ટ્રમા સૃષ્ટિશાસ્ત્રો કદાપિ નિર્માણ નથી થતા અને એવા શાસ્ત્રોમા પણ આકાશસ્થ ગ્રહગોલ વિષયક શાસ્ત્ર અથવા જ્યોતિ શાસ્ત્રનો તો સર્વ શાસ્ત્રોથી પછી જ ઉદય થઈ શકે છે, માત્ર એટલું જ નહિ, પણ એ શાસ્ત્ર વિષયક શોધ તથા પ્રગતિ પણ પગથિયે પગથિયે તથા ધીમે ધીમે જ થતા રહે છે આ દૃષ્ટિથી હિન્દુઓના જ્યોતિ શાસ્ત્રની પ્રાચીનતાને જોતા ભારતીય જ્યોતિ શાસ્ત્રના ઉદયથી સહસ્રાવધિ વર્ષો પૂર્વે હિન્દુરાષ્ટ્ર અસ્તિત્વ ધરાવતું હોવુ જોઇએ એવી કલ્પના સહજ તથા નિર્વિવાદ કરી શકાય છે હિન્દુ જ્યોતિ શાસ્ત્રની પ્રાચીનતાનો સર્વપક્ષીય વિચાર કરીને અતે કાઉન્ટ જાન્સ્ટર્જર્નાએ એવા પ્રકારનો એક સ્થળે ઉલ્લેખ કરેલો છે કે "બેલીના કરેલા ગણિતથી એમ સ્પષ્ટ જણાઇ આવે છે કે ધસ્તી સનના આરભથી ત્રણ હજાર વર્ષ પૂર્વે જ્યોતિશાસ્ત્ર તથા ભૂમિતિશાસ્ત્ર એ ઉભય શાસ્ત્રોમા હિન્દુરાષ્ટ્રની પુષ્કળ પ્રગતિ થઇ ચૂકી હતી, અર્થાત્ એથી હિન્દુરાષ્ટ્રની સામાન્ય સસ્કૃતિ એ કાળથી કેટલાય હજાર વર્ષ પૂર્વે અસ્તિત્વમા આવેલી હોવી જોઇએ એમ આપણે કોઇ પણ પ્રકારની શકા વિના માની

---

[1] ' Ward s Mythobogy ' Page 144

રાખીએ છીએ. બીજું, અજંટા, વેરૂળ તથા ઘારાપુરી આદિક સ્થાનો-માંની ગુહાઓ અને પ્રચંડતામાં મિસર–ઇજિપ્ત–ના પિરેમિડોની સ્પર્ધા કરનાર ને શિલ્પસૌન્દર્યમાં તો તે પિરેમિડોથી ક્યાંય આગળ વધી જનાર ભારતીય દેવાલયોને જોતાં હિન્દુસંસ્કૃતિની પ્રાચીનતાનો આપણાથી તત્કાળ નિશ્ચય કરી શકાય છે."[૧] બેકસથી આરંભીને સિકંદર–એલેક્ઝાન્ડર ધિ ગ્રેટ્–પર્યન્તનો કાળ ૬૪૫૧ વર્ષનો હોઇને તે કાલાવધિમા હિન્દુસ્થાનમાં એકંદર ૧૫૩ રાજાઓએ રાજ્ય કર્યું હતું, એમ પ્લીની નામક ઇતિહાસકાર કહે છે; એટલે બેકસથી પૂર્વે અહીં ભારતવર્ષમાં કેટલા રાજાઓ રાજ્ય કરી ગયા છે, એ વાર્તાને ઇતિહાસ જાણતો જ નથી. 'કાશ્મીરના પ્રાચીન ઇતિહાસના નિર્માતા કલ્હણે 'રાજતરંગિણી' નામક ઇતિહાસગ્રંથમા જે જે રાજાઓની કાર્ય-કીર્તિનાં વર્ણનો કરેલા છે તે સર્વ રાજાઓની એકંદર કાર્યકીર્તિનો કાળ ૪૧૦૯ વર્ષ, ૧૧ માસ અને ૯ દિવસ જેટલો થવા જાય છે. સ્પેટે-બમ્બ્રસ્થી આરંભીને ચંદ્રકોટસ્–ચન્દ્રગુપ્ત–ની કાર્યકીર્તિ સુધીમાં ૬૦૪૨ વર્ષ જેટલો કાળ વીત્યો હતો;' એમ મેંગાસ્થનીસ કહે છે. પ્રો. મેંકસ્ડંકર એક સ્થળે લખે છે કે: "વિક્રમ સંવતથી ૩૦૪૪ કિંવા ઇસ્વી સનથી ૩૧૦૦ વર્ષ પૂર્વે યુધિષ્ઠિરના શકનો આરંભ થયો હતો અને તે સમયથી પણ પૂર્વે એટલે કે ઇસ્વી સનથી ૬૭૨૭ વર્ષ પૂર્વે સ્પેટેંબસ્ અથવા સ્પટેંબસ્ ઉપનામ કિંવા અન્ય નામ ડાયોનિશિયસ્ ભારતવર્ષમાં રાજ્ય કરતો હોવો જોઇએ."[૨] કાઉન્ટ જાન્સ્ટેજનાં લખે છે કે: "જ્યારે ચંદ્રગુપ્તની રાજધાની પાટલીપુત્રમા સિકંદર–એલેક-ઝાન્ડર ધિ ગ્રેટ્–નો પ્રતિનિધિ મેંગાસ્થનીસ આવ્યો હતો ત્યારે ત્યાં

૧ "Theogony of the Hindus" Pages 37–38.

૨ કેટલાક ગ્રીક ઇતિહાસલેખકો સ્પેટેંબસને ડાયોનિશિયસ્ કહેતા હોઇને એ હિન્દુસ્થાનના એક અતિપ્રાચીનકાલિક રાજાના નામનો ગ્રીક અપભ્રંશ છે.

૩ "History of Antiquity" pp 218 & 74.

કેટલાક રાજાઓની વંશાવલીઓ તેના જોવામાં આવી હતી. તેમાં ડાયોનિશિયસથી આરંભીને ચંદ્રગુપ્ત પર્યન્ત થયેલા ૧૫૩ રાજાઓના નામો તથા પ્રત્યેક રાજાની કાર્યકીર્તિના નિશ્ચયાત્મક વર્ષો આપવામાં આવ્યા હતા. તદનુસાર તે સર્વ-૧૬૩-રાજાઓનો એકંદર રાજત્વકાળ ૬૪૫૧ વર્ષ જેટલો થવા જતો હતો એમ તેના જાણવામા આવી શકયુ હતુ. આ ઉપરથી હિસાબ કરતા ડાયોનિશિયસ્ નામક રાજા ઇસ્વી સનથી લગભગ ૭૦૦૦ વર્ષ પૂર્વે ભરતખંડમા રાજ્ય કરતો હતો એમ સિદ્ધ થઇ જાય છે મિસર દેશમાના સર્વથી પ્રાચીન રાજાનો સમય ઇસ્વી સનથી ૫૮૬૭ વર્ષનો જ છે, પરતુ ભરતખડના ડાયોનિશિયસ્ નામક રાજાનો સમય તો તે સમયથી પણ પૂર્વનો અથવા પૂર્વવર્તી થઇને ઊભો રહે છે "[1] સર વિલિયમ્ જોન્સ્ લખે છે કે: "પુરાણોમા મગધદેશમા રાજ્ય કરી ગયેલા ૮૧ રાજાઓનો નિર્દેશ કરાયલો છે, તેમનામાના પ્રથમના ૨૦ રાજાઓની કાર્યકીર્તિનો કાળ પુરાણોમા આપવામા આવ્યો નથી અને ત્યાર પછીના ૬૧ રાજાઓ એક જ વંશના ન હોતા, કિન્તુ ભિન્ન ભિન્ન પાચ વંશોના હતા એમનામાના પ્રથમ રાજવંશના અરિષ્ટ નામક રાજાથી આરંભીને નંદ રાજાની કાર્યકીર્તિ પર્યન્ત એકંદર ૧૦ રાજાઓએ ઇસ્વી સન્ પૂર્વ ૨૧૦૦ થી ૧૫૦૦ સુધી રાજ્ય કર્યું હતું ત્યાર પછી દ્વિતીય રાજવંશના ૧૦ રાજાઓએ ઇ સ પૂર્વે ૧૩૬૫ પર્યન્ત રાજ્ય કર્યું હતું. શુગ નામક રાજવંશમા પણ ૧૦ રાજાઓ થયેલા હોઇને ઇ સ. પૂર્વે ૧૨૬૩ ની લગભગમા તેમની સમાપ્તિ થઇ ગઇ હતી. ત્યાર પછી કાણ્વ નામક રાજવંશમા કેવળ ૪ રાજાઓ જ થયા હતા અને તેમણે ઇ સ થી પૂર્વે ૯૦૮ પર્યન્ત રાજ્ય કર્યું હતુ પચમ રાજવંશ આન્ધ્રદેશનો હોઇને તેની રાજસત્તા ઇ સ થી પૂર્વે ૪૫૬ કિંવા વિક્રમ સંવતથી પૂર્વે ૪૦૦

૧ "Theogony of the Hindus," Page 4.

વર્ષ પર્યન્ત અવિચળ રહી હતી " ૧ "પ્રદ્યોત કિંવા પ્રદિષ્ટ નામક રાજવંશની સ્થાપના થયા પૂર્વે (ઈ સ થી પૂર્વે ૨૧૦૦) બાર્હદ્રથ નામક રાજવંશ મગધ દેશમા રાજ્ય કરતો હતો એ બાર્હદ્રથ વંશનો પ્રથમ રાજા સોમપી હતો અને અંતિમ રિપુંજય નામક રાજા હતો આ રાજવંશે ૧૦૦૦ વર્ષ જેટલા કાળ પર્યન્ત રાજ્ય કર્યું હતું અને આ બાર્હદ્રથ નામક રાજવંશથી પૂર્વે સહદેવ, જરાસંઘ તથા બૃહદ્રથ નામક રાજાઓ થઈ ગયા હતા." આ સમસ્ત કથાનકોના યોગે સ્પષ્ટ જણાઈ આવે છે કે હિન્દુ રાજાઓના કાળની ગણના કરતી વેળાયે પુરાણ કર્તાઓને પ્રત્યેક રાજાના કાળને બદલે અનુક્રમે એક એક સમસ્ત રાજવંશના કાળને સ્વીકારીને તે સમસ્ત રાજવંશની જ કાળગણના કરવી પડી છે હિન્દુસંસ્કૃતિની પ્રાચીનતાને નિર્વિવાદ સિદ્ધ કરવા માટે, જો અન્ય ઉદાહરણો ન હોય તો, કેવળ આ એક ઉદાહરણ જ પર્યાપ્ત થઈ પડે તેમ છે પ્રો હીરનના અભિપ્રાય અનુસાર અયોધ્યા નગરી ઈ સ થી ૧૫૦૦ થી ૨૦૦૦ વર્ષ પૂર્વે વસાવવામા આવેલી હોવી જોઇએ કૅપ્ટન ટ્રૉયર તો પ્રો હીરનથી પણ આગળ વધીને જણાવે છે કે ઇ. સ થી ૩૦૦૦ વર્ષ પૂર્વે સભ્યતાના વિષયમા અતિશય આગળ વધેલા અનેક વિશાળ રાજ્યો હિન્દુસ્થાનમા અસ્તિત્વ ધરાવતા હતા એટલે તે કાળથી પણ અનેક શતકો—સદીઓ પૂર્વે 'રામાયણ'નો નાયક રામ થઇ ગયેલો હોવો જોઇએ અયોધ્યા નગરીએ ૧૫૦૦ વર્ષ જેટલા દીર્ઘ કાલાવધિ પર્યન્ત વૈભવને ભોગવ્યા પછી શુંગ નામક રાજવંશના એક રાજાએ કાન્યકુબ્જ—કનોજ—નામક નગર વસાવ્યુ હતું, એમ પુરાણાંતરમા વર્ણવાયલુ છે, અને એ કાન્યકુબ્જ નામક નગરની સ્થાપના ઈ સ થી ૧૦૦૦ વર્ષ પૂર્વે થયેલી હોવી જોઇએ એવો રેનેલનો અભિપ્રાય છે હસ્તિનાપુર અને ઈન્દ્રપ્રસ્થની સ્થાપના તો અત્યંત પ્રાચીન કાળમા થયેલી હોવી

૧ Works of Sir William Jones Vol 1, P 304

જોઈએ એ વાર્તા તો પુરાતત્ત્વવેત્તાઓના સમુદાયમા બહુધા સર્વમાન્ય થઇ ગયેલી છે એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા છે જ નહિ કાશ્મીરમા સર ર્વિલિયમ્ જોન્સને 'દબિસ્તાન' નામક એક બાક્ટ્રિયન્ લેખ મળી આવ્યો હતો. એ લેખમા અનેક રાજાઓની એક વિસ્તૃત નામાવલી આપેલી હોઇને તે રાજાઓના સમુદાયનો પ્રથમ રાજા સિકંદરની ચઢાઇથી લગભગ ૫૬૦૦ વર્ષ પૂર્વે બાક્ટ્રિયા દેશમા રાજ્ય કરતો હતો અને તે રાજા હિન્દુ હતો એવો સ્પષ્ટ ઉલ્લેખ કરવામા આવ્યો છે. આવા પ્રમાણોથી, ઇ. સ. થી ૬૦૦૦ વર્ષ પૂર્વે, એટલે કે મધ્યયુગના યૂરોપીયન્ ગ્રંથકારોએ જે કાળને મનુષ્યપ્રાણીના આદ્યનિર્માણના કાળ તરીકે નિશ્ચિત કર્યો હતો તે કાળથી પણ અનેક શતકો પૂર્વે ભરતખંડની સંસ્કૃતિ કેટલી સીમા પર્યન્ત શ્રેષ્ઠતાને પ્રાપ્ત કરી ચૂકી હતી એ વાર્તા અત્યંત સ્પષ્ટ સ્વરૂપમા આપણા જોવા તથા જાણવામા આવી જાય છે." એવો કાઉન્ટ્ જોર્નું સ્ટર્જનોએ પોતાના ગ્રંથમા સ્પષ્ટ ઉલ્લેખ કરી બતાવ્યો છે[1] એજ પ્રમાણે વિશ્વના પ્રાચીન દેશોમાથી જે પ્રાચીન મુદ્રાઓ—સિક્કાઓ—મળી આવી છે તેમા પણ સર્વથી પ્રાચીન મુદ્રાઓ તો હિન્દુસ્થાનની જ છે એટલે એથી પણ હિન્દુસંસ્કૃતિની પ્રાચીનતાની યથાર્થ કલ્પના કરી શકાય છે મિસર, ગ્રીસ, ઈરાન, ચીન તથા અમેરિકા આદિ દેશોમા પ્રાચીન કાળમા હિન્દુઓએ જ જઇને ઉપનિવેશોની સ્થાપના કરી હતી અને તે હિન્દુઓના જ વંશજો ત્યાર પછી ત્યાના નામાંકિત રાષ્ટ્રના સ્વરૂપમા પરિવર્તિત થઇ ગયા હતા. સ્કેન્ડિનેવિયા, જર્મની તથા બ્રિટાનિયાના લોકોને પણ સંસ્કૃતિ તથા ધર્મની હિન્દુ તથા હિન્દુસ્થાન પાસેથી જ પ્રાપ્તિ થયેલી છે. સારાંશ કે, પ્રાચીન કાળમા સમસ્ત વિશ્વને વિદ્યા, સંસ્કૃતિ તથા ધર્મ આદિકનો જે લાભ મળ્યો હતો તે ભરતખંડરૂપ ગુરુદેવ પાસેથી જ મળ્યો હતો. એટલે એથી હિન્દુસંસ્કૃતિની પ્રાચીનતાનું કોઇ પણ

1 "Theogony of the Hindus," p. 134.

વ્યક્તિથી વાસ્તવિક અનુમાન કરી શકાય તેમ છે આગળ જતા એક પ્રકરણમા હિન્દુસ્થાન અથવા આર્યાવર્તના જગદ્ગુરુત્વને પ્રકાશ અમે કરવાના જ છીએ એટલે આ સ્થાનમા ભારતના જગદ્ગુરુત્વનો આટલો પરિચય પર્યાપ્ત છે.

પાશ્ચાત્ય વિદ્વાન્ શોધકો કાલગણના તથા કાલનિર્ણયના વિષયમા અધિક ચિકિત્સક તથા પ્રત્યક્ષપ્રમાણવાદી હોય છે અને એ એક દૃષ્ટિથી જોતા યોગ્ય તથા ઇષ્ટ પણ છે પરંતુ જ્યારે એ ચિકિત્સિકા બુદ્ધિનો અતિરેક થઇ જાય છે ત્યારે તેને સંશયાત્મકતા તથા વિશ્વાસ-શૂન્યતાનું સ્વરૂપ પ્રાપ્ત થઇ જાય છે અને પ્રો વિલ્મન્ સાહબના કથન અનુસાર તે પાશ્ચાત્ય વિદ્વાન્ શોધકો અતિવિશ્વાસ અથવા અંધ વિશ્વાસના પાશમા ન સપડાઇ જવાની સભાળ રાખતા રાખતા તેથી વિરુદ્ધ દિશાગામિની સંશયશીલતાના વમળમા સપડાઇ જાય છે આ વિષયપરત્વે અવશ્ય લક્ષમા રાખી લેવાયોગ્ય એક અન્ય વાર્તા એ છે કે સામાન્ય યૂરોપીયન્ વિદ્વાનોની ઐતિહાસિક દૃષ્ટિ બહુધા વિશેષ દૂર ન પહોચી શકનારી, સકુચિત તથા અવિશાલ હોવાથી ૫૦૦૦ અથવા ૬૦૦૦ વર્ષ જેટલા ભૂતકાળથી આગળ વધી શકતી જ નથી યૂરોપખડની આધુનિક સસ્કૃતિથી પૂર્વે યૂરોપમા જગતના આરંભકાળથી જંગલત્વ તથા અજ્ઞાન વ્યાપેલા હતા એવી તેમની દૃઢ માન્યતા થઇ ગયેલી છે, કિંબહુના આ જગત્ તથા આ જગત્મા વસતા માનવ પ્રાણીઓની ઉત્પત્તિ તથા તે ઉત્પત્તિના કાળના સબધમા પણ તેમની દૃષ્ટિ એવી જ સકુચિત હતી અને અત્યારે પણ તેવી જ સકુચિત છે જગત્ની ઉત્પત્તિને કેવળ ૧૦૦૦૦ થી ૧૨૦૦૦ વર્ષ થયા છે અને માનવપ્રાણીની ઉત્પત્તિને કેવળ ૫૦૦૦ થી ૬૦૦૦ વર્ષ જ થયા છે એવી માન્યતા જ્યા અનેક શતકોથી દૃઢ થઇ ગયેલી હોય ત્યાના વિદ્વાન્ શોધકોના હૃદયો જો હિન્દુસ્થાનની સસ્કૃતિની અપવાદરૂપિણી તથા અકલ્પનીય પ્રાચીનતા તથા તેની કાલગણના વિષયક પ્રચંડતાને જોઇને ગભરાઇ જાય તો તેમા આશ્ચર્ય જેવુ શુ હોઇ શકે વારૂ ?

૪૦૦૦ થી ૫૦૦૦ વર્ષ પૂર્વે બહુધા યુરોપમા જગલતા અથવા પશુતા વ્યાપેલી હતી એમ તેમના જાણવામા આવી ગયેલુ હોવાથી અન્ય દેશોમા ૧૦૦૦૦ થી ૧૫૦૦૦ વર્ષ પૂર્વે પણ મનુષ્યો ઘણા જ સુસસ્કૃત અથવા સુધરેલા હતા એમ જ્યારે તેમને કહેવામા આવે છે ત્યારે એ કથનમા તેમનો વિશ્વાસ બધાતો જ નથી યુરોપીયન વિદ્વાનોની આ મન સ્થિતિનું યુરોપીયન્ ઇતિહાસ અથવા પુરાતત્ત્વશોધકોના મનમા પણ તેમના પોતાના જાણવામા ન આવી શકે તેવી રીતે અનિષ્ટ પરિણામ થયા વિના નથી જ રહેતુ હિન્દુસ્થાનના રાજાઓ, કવિયો કિંવા ગ્રથોના કાળનો વિચાર તથા નિર્ણય કરતી વેળાયે યુરોપીયન્ પુરાતત્ત્વશોધકો તેમના કાળને જેટલા પરિમાણમા ખેચી શકાય તેટલા પરિમાણમા અર્વાચીન કાળ પ્રતિ ખેચવાના પ્રયત્નો જ કરતા રહે છે, તેનુ બીજ પણ એમા જ સમાયલુ છે કેટલાક પુરાતત્ત્વ-શોધકો અથવા ઇતિહાસનિર્માતાઓ અમુક એક પ્રમેયને પોતાના હૃદયમા સ્થિર કરી લે છે, ત્યારપછી પોતાના તે સ્વીકૃત પ્રમેયની સ્થાપનામાટે અનુકૂળ થઇ પડે તેવા આધારોને શોધવા માડે છે, ખેચતાણ કરીને કેટલાક આધારોને બધ બેસાડી દે છે અને જે વચનો તેમના સ્વીકૃત પ્રમેયથી વિરુદ્ધ જનારા હોય તે વચનોને પ્રક્ષિપ્ત વચનો તરીકે ઘોષિત કરીને પોતાના કર્તવ્યથી મુક્ત થઇ જાય છે પરતુ આ પૂર્વગ્રહદૂષિત મનોવૃત્તિ સત્યશોધકતાના માર્ગમા કેટલી સીમા પર્યન્ત વિઘ્ન અથવા વ્યત્યય નાખનારી છે, એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે જ નહિ આપણી આ ભૂમિ અથવા પૃથ્વીના આયુષ્યને હજારો લાખો કિંવા કરોડો વર્ષથી નહિ, કિંતુ અબ્જ વર્ષોથી ગણવાની આવશ્યકતા છે તેમ જ આ પૃથ્વી તલપર જે વેળાયે મનુષ્યપ્રાણીનો પ્રથમ ઉદ્ભવ થયો હતો તે ઘટનાને પણ લક્ષાવધિ વર્ષો વીતી ગયા છે, એ વાર્તાને હમણા હમણા કેટલાક સમયથી ભુસ્તરશાસ્ત્રવેત્તાઓના પ્રયત્નના યોગે યુરોપના લોકો અલ્પ સ્વલ્પ પરિણામમા જાણવા લાગ્યા છે અર્થાત્ અત્યારના વર્તમાન કાળમા પૃથ્વીના જે જે દેશોમા કેવળ જગલ અથવા

જંગલી અસભ્ય મનુષ્યોની જ વસતી જોવામાં આવ્યા કરે છે તે સર્વે દેશો સૃષ્ટિના આરંભકાળથી જ એ સ્થિતિમાં છે, એવા સિદ્ધાન્તને સ્વીકારી લઇને રાષ્ટ્રો તથા દેશોની સંસ્કૃતિની પ્રાચીનતાનો કદાપિ યથાર્થ નિર્ણય કરી શકાતો નથી અને કરી શકાય પણ નહિ; કારણ કે, કોઇ એક દેશ અત્યંત સુસંસ્કૃત અથવા સભ્ય હોવા છતાં પ્રચંડ ભૂકંપ, જ્વાલામુખીઓના ઉદ્રેક, જલપ્રલય કિંવા ક્રાંતિયોના પરિણામે જો તે દેશની સંસ્કૃતિ નામશેષ થઈ જાય અને તેના સ્થાનમાં જંગલતા કિંવા અસભ્યતાનો પુનઃ પ્રાદુર્ભાવ થાય, તો તે સર્વથા સંભવનીય છે, એ સત્ય વાર્તાને કોઇએ પણ વિસારી દેવાની નથી. એ જ પ્રમાણે અત્યંત પ્રાચીન કાળમાં સૃષ્ટિનો અમુક એક દેશ સર્વથા અસભ્ય અવસ્થામા હતો એવા પ્રમાણો મળી આવે, તોય તેથી તે સમયમાં સૃષ્ટિના સમસ્ત દેશો એવી જંગલ અવસ્થાને જ ભોગવી રહ્યા હતા એમ પણ કોઇએ માની લેવું ન જોઇએ; કિંબહુના અત્યારે જે સ્થાનોમા મોટા મોટા મહાસાગરો તથા અત્યંત શૈત્યથી બધાઈને બર્ફરૂપ થઈ ગયેલા સમુદ્રો આપણા જોવામાં આવે છે તે સૃષ્ટિના આરંભકાળથી જ એ સ્થાનોમા હતા એમ પણ માની શકાય તેમ નથી; કારણ કે એ સ્થાનોમા પૂર્વે વિશાળ ખંડો, પ્રચંડ રાષ્ટ્રો તથા ઉચ્ચતમ સંસ્કૃતિનું અતિપ્રાચીન કાળમા અસ્તિત્વ હતું એ સત્યનો હવે ધીમે ધીમે પ્રકાશ પડવા માંડયો છે. આ સર્વ વિષયોનો વિચાર કરતા યૂરોપીયન પુરાતત્ત્વશોધકોની સૃષ્ટિની ભિન્ન ભિન્ન સંસ્કૃતિયોની પ્રાચીનતા વિષયક કલ્પનાઓ કેટલી સીમા પર્યન્ત સંકુચિત તથા પ્રમાદમૂલક છે અને અને તે કલ્પનાઓની સકુચિતતા તથા પ્રમાદમૂલકતાના કારણો શા છે એની અમારા પાઠકો તથા પાઠિકાઓથી અવસ્ય યથાર્થ તથા વાસ્તવિક કલ્પના કરી શકાશે એવો અમારો દૃઢ વિશ્વાસ છે.

પૃથ્વિની ઉત્પત્તિ કિંવા માનવપ્રાણીના નિર્માણના કાળને ભારતીય હિન્દુઓએ આવી સંકુચિત કિંવા અવિશાલ દૃષ્ટિથી કદાપિ

નિશ્ચિત નથી કર્યો ભારતીય હિન્દુઓની યુગપદ્ધતિયુક્ત કાલગણના અર્વાચીન ભૂસ્તરશાસ્ત્રવેત્તાઓની કાળગણના વિષયક પદ્ધતિના નિકટમા જ આવી જાય છે, એ વાત અવશ્ય સ્મરણમા રાખી લેવાયોગ્ય છે ભારતીય હિન્દુઓએ પોતાની સૂક્ષ્મ બુદ્ધિથી કાળના વિભાગો જેવી રીતે અતિસૂક્ષ્મ પરિમાણ પર્યન્ત પાડી બતાવ્યા છે તેવી જ રીતે અનાદ્યનન્ત કાલને માપવા અથવા ગણનાના પ્રચડ પરિમાણોને પણ પોતાની વિશાલ બુદ્ધિથી નિશ્ચિત કરી દીધા છે, એ સહજ સિદ્ધ કરી શકાય તેમ છે

હિન્દુઓના પ્રત્યેક નાના અથવા મોટા ધાર્મિક વિધિ તથા ધર્મકૃત્યના આરભમા જે સકલ્પ ઉચ્ચારવામા આવે છે તેમા સૃષ્ટિની ઉત્પત્તિના કાળનો ઉલ્લેખ સ્પષ્ટ સ્વરૂપમા દૃષ્ટિગોચર થયા કરે છે

" अद्य श्री ब्रह्मणो द्वितीय प्रहरार्धे वैवस्वत मन्वंतरे अष्टाविंशतितमे कलियुगे कलिप्रथमचरणे दडकारण्ये देशे"

આવા પ્રકારનો આ સકલ્પ છે હવે આ સકલ્પનો અર્થ શો છે અને તેના યોગે સૃષ્ટિની ઉત્પત્તિના કાળની નિશ્ચિત ગણના કેવી રીતે થાય છે એ આપણે જોઇશુ

સૃષ્ટિની ઉત્પત્તિના સબધમા ભારતીય હિન્દુઓનો એવો સિદ્ધાન્ત છે કે એક વાર સૃષ્ટિની ઉત્પત્તિ થઇ ગઇ એટલે પછી તેનું તે વ્યક્ત સ્વરૂપ વિવક્ષિત કાળ પર્યન્ત ટકી રહે છે, અને ત્યાર પછી તે વ્યક્ત જગતનો નાશ થતા તે અવ્યક્ત સ્વરૂપમા એટલે કે મૂળ પરમાણુ રૂપમા તેટલા જ કાળ પર્યન્ત રહીને પુનરપિ વ્યક્ત સ્વરૂપમા આવી લાગે છે જેટલા કાળ પર્યન્ત જગત્ વ્યક્ત સ્વરૂપમા હોય છે તેટલા કાળને 'બ્રહ્મદિન' એટલે કે સૃષ્ટિકર્તાના દિવસ અને જેટલા કાળ પર્યન્ત તે અવ્યક્ત સ્વરૂપમા રહે છે તેના કાળને 'બ્રહ્મરાત્રિ' એટલે કે સૃષ્ટિકર્તાની રાત્રિ એવા અન્વર્થક પારિભાષિક નામો આપવામા આવેલા છે એ જ 'બ્રહ્મદિન તથા બ્રહ્મરાત્રિને એક બીજા પારિભાષિક પર્યાય 'કલ્પ' શબ્દથી પણ ઓળખવામા આવે છે

" अव्यक्ताद्‌व्यक्तय: सर्वा: प्रभवन्त्यहरागमे ।
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥
भूतग्राम: स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवश: पार्थ प्रभवत्यहरागमे " ॥*
श्रीमद्भगवद्गीता, अ. ८, श्लो. १८-१९

" सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् " ॥×
श्रीमद्भगवद्गीता, अ. ९, श्लो. ७

આ શ્લોકોમા સૃષ્ટિની ઉત્પત્તિનો આ રેંટ અથવા ચક્ર કેવી રીતે ફર્યા કરે છે એનું જ વર્ણન કરાવલુ છે, અસ્તુ: હવે આપણે એ જોવું જોઇએ કે બ્રહ્મદેવના આ દિવસ તથા રાત્રિ–કલ્પ–નુ માનવી વર્ષો સાથે શુ પ્રમાણ આવે છે. ભારતીય હિન્દુઓની કાલગણનામા સામાન્યત: ૬ અને ૬૦ એ બે પરિમાણો વિશેષ મહત્ત્વના છે એ નીચેના કોષ્ટકથી તત્કાળ જણાઇ આવે તેમ છે:—

૬૦ પળ = ૧ ઘટિકા; ૬૦ ઘટિકા = ૧ અહોરાત્ર ( દિવસ ને રાત )
૬૦ અહોરાત્ર = ૧ ઋતુ; ૬ ઋતુ = ૧ વર્ષ

* " જ્યારે (બ્રહ્માનો) દિવસ થાય છે, ત્યારે સર્વ વ્યક્તિયો (દશ્ય અથવા વ્યક્ત સૃષ્ટિ ] અવ્યક્ત ( અક્ષર બ્રહ્મ )માથી પ્રકટ અથવા વ્યક્ત થાય છે અને જ્યારે ( બ્રહ્માની ) રાત્રિ થાય છે ત્યારે તે જ વ્યક્તિયો અવ્યક્ત ( અક્ષર બ્રહ્મ )મા લીન થઈ જાય છે " " હે પાર્થ ! એનો એ જ આ ભૂત ગ્રામ ( સૃષ્ટિ ) થઈ થઇને, જ્યારે, રાત્રિનુ આગમન થાય છે ત્યારે ( પોતે ) પર તંત્ર ( હોવાથી ) લય પામે છે અને જ્યારે દિવસનુ આગમન થાય છે ત્યારે ( પુનરપિ ) પ્રકટ થઈ જાય છે " શ્રીમદ્ ભગવદ્ ગીતા, અ ૮. શ્લો ૧૮–૧૯

× " કૌન્તેય ! કલ્પને અંતે ( પ્રલય કાળમા ) સર્વ ભૂતો મારી ( ક્રિયાશક્તિરૂપિણી ) પ્રકૃતિમા લય પામે છે અને ( નવીન ) કલ્પ ( સૃષ્ટિની ઉત્પત્તિ )ના આરંભમા તેમને હુ પાછા પ્રકટ કરૂ છુ." શ્રીમદ્ ભગવદ્‌ગીતા અ. ૯, શ્લો. ૭

૬૦ વર્ષ = ૧ સંવત્સરચક્ર; ૬ સંવત્સરચક્ર = ૧ દિવ્ય (દેવોનું) વર્ષ દેવોનું આ એક વર્ષ અને બ્રહ્મદેવના અહોરાત (દિવસ ને રાત) નું પરસ્પર પ્રમાણ 'મનુસ્મૃતિ'ના (અ ૧, શ્લો ૬૯–૭૨ સુધીના) ચાર શ્લોકોમા અપાયેલું છે અને તે આ છે —

" चत्वार्याहुः सहस्राणि वर्षाणां तु कृत युगम् ।
तस्य तावच्छती सध्या संध्यांशश्च तथाविध ॥
इतरेषु ससंध्येषु ससध्यांशेषु च त्रिषु ।
एकापायेन वर्तन्ते सहस्राणि शतानि च ॥
यदेतत्परिसंख्या तमादावेव चतुर्युगम् ।
एतद् द्वादश साहस्रं देवानां युगमुच्यते ॥
दैविकानां युगानां तु सहस्रपरिसंख्यया ।
ब्राह्ममेकं महर्ज्ञेय तावती रात्रि रेव च " ॥

मनुस्मृति, अ. १, श्लोक ६९—७२

આ શ્લોકોથી નીચે આપેલો હિસાબ સ્પષ્ટ દેખાઈ આવે છે.–

સત્ય યુગ=૪૦૦૦ દિવ્ય વર્ષ + ૪૦૦ દિવ્યવર્ષસંધ્યા + ૪૦૦ દિવ્ય વર્ષ સંધ્યાંશ= ૪૮૦૦ દિવ્ય વર્ષ

ત્રેતા યુગ=૩૦૦૦ દિવ્ય વર્ષ + ૩૦૦ દિવ્યવર્ષસંધ્યા + ૩૦૦ વર્ષ સંધ્યાંશ=૩૬૦૦ દિવ્ય વર્ષ.

દ્વાપર યુગ=૨૦૦૦ દિવ્ય વર્ષ+૨૦૦ દિવ્યવર્ષસંધ્યા + ૨૦૦ દિવ્ય વર્ષ સંધ્યાંશ=૨૪૦૦ દિવ્ય વર્ષ

કલિ યુગ=૧૦૦૦ દિવ્ય વર્ષ + ૧૦૦ દિવ્યવર્ષસંધ્યા + ૧૦૦ દિવ્ય વર્ષ સંધ્યાંશ=૧૨૦૦ દિવ્ય વર્ષ

એકંદર ૧૨૦૦૦ દિવ્ય વર્ષ

ચાર યુગો=૧૨૦૦૦ દિવ્ય વર્ષ=૧ દિવ્ય યુગ

૧૦૦૦ દિવ્ય યુગ = બ્રહ્મદિન
૧ બ્રહ્મ રાત્રિ

૩૬૦ માનવી વર્ષ=૧ દિવ્ય વર્ષ, એટલે કે,

**સત્ય યુગ**=૪૮૦૦ દિવ્ય વર્ષ×૩૬૦=૧૭૨૮૦૦૦ માનવી વર્ષ
**ત્રેતા યુગ**=૩૬૦૦ દિવ્ય વર્ષ×૩૬૦=૧૨૯૬૦૦૦ માનવી વર્ષ
**દ્વાપર યુગ**=૨૪૦૦ દિવ્ય વર્ષ×૩૬૦=૮૬૪૦૦૦ માનવી વર્ષ.
**કલિ યુગ**=૧૨૦૦ દિવ્ય વર્ષ×૩૬૦=૪૩૨૦૦૦ માનવી વર્ષ
**એક ચતુર્યુગી**=૧ દિવ્ય યુગ×૪૩, ૨૦,૦૦૦ માનવી વર્ષ
**અર્થાત્ ૧ બ્રહ્મદિન**=૪૩૨૦૦૦૦૦૦૦ માનવી વર્ષ

સારાશ કે, આટલા કાળ પર્યન્ત સૃષ્ટિ અથવા જગતનું અત્યારનું વ્યક્ત સ્વરૂપ અવિચલ રહેવાનું છે. હવે અત્યારનો કાળ તે બ્રહ્મ દિવસના કાળમાનો કયો કાળ છે એટલે કે સૃષ્ટિની ઉત્પત્તિને કેટલો કાળ થઈ અથવા વીતી ગયો છે એ આપણે જોઈ લેવાનું છે.

" यत्प्राग् द्वादश साहस्र मुदित दैविकं युगम् ।
तदेकं सप्तनिगुणं मन्वन्तर मिहोच्यते " ॥

मनुस्मृतिः अ. ९. श्लो. ७८.

'મનુસ્મૃતિ'ના આ શ્લોકથી સ્પષ્ટ દેખાઈ આવે છે કે જેને દિવ્ય યુગ અથવા ચતુર્યુગાત્મક યુગ તરીકે ઓળખાવવામાં આવ્યો છે તેવા ૭૧ દિવ્ય યુગ અથવા ચતુર્યુગાત્મક યુગો જ્યારે પૂરા થાય છે ત્યારે તે એક મન્વંતર થયેલો કહેવાય છે અને એક બ્રહ્મદિન અથવા કલ્પમા એવા ૧૪ મન્વંતરોનો સમાવેશ થઈ જાય છે કાલ-ગણનાના આ પરિમાણો 'સૂર્યસિદ્ધાન્ત' નામક ગ્રંથમા નીચે પ્રમાણે આપેલા છેઃ—

" युगानां सप्तति सैका मन्वतरमिहोच्यते ।
कृताब्दसख्या तस्यांते सधि. प्रोक्तो जलप्लव. ॥
ससध्यस्ते मनव· कल्पे ज्ञेया चतुर्दश ।
कृतप्रमाण दरवादौ सधि पंचदश स्मृतः ॥

इत्थं युगसहस्रेण भूतसंहारकारकः ।
कल्पो ब्राह्ममहः प्रोक्तं शर्वरी तस्य तावती ” ॥
सूर्यसिद्धान्त, अ. १. श्लो. १८–२०

અર્થાત્ ૭૧ દિવ્યયુગો અથવા ચતુર્યુગી=૧ મન્વતર, અને સધિ સહિત ૧૪ મન્વંતરો=૧ બ્રહ્મદિન અથવા કલ્પ આવા એ મન્વતરોના સધિકાલમા જનપ્લવ અથવા જલપ્રલય થાય છે અને ૧૪ મન્વંતરોના અતમા સૃષ્ટિનું વ્યક્ત સ્વરૂપ નષ્ટ થઇને અવ્યક્ત-પરમાણુ—રૂપમા ચાલ્યું જાય છે એવો આ શ્લોકોનો મથિતાર્થ છે

હવે ઉપર આપેલા સંકલ્પમા એમ કહેલુ છે કે સૃષ્ટિની ઉત્પત્તિને આજ સુધી ( સ્વાયભુવ, સ્વારોચિષ, ઔતમિ, તામસ, રૈવત તથા ચાક્ષુષ એ ) છ મન્વતરો થઈ ગયા છે અને અત્યારે સાતમો વૈવસ્વત નામક મન્વતર વર્તમાન છે હવે પછી ચાલતા અથવા વર્તમાન મન્વતરના બાકી રહેલા વર્ષો તથા ( સાવર્ણિ, દક્ષસાવર્ણિ, બ્રહ્મસાવર્ણિ, ધર્મસાવર્ણિ, રુદ્રસાવર્ણિ, રૌચ્યસાવર્ણિ કિંવા દેવસાવર્ણિ અને ભૌમ્યસાવર્ણિ કિંવા ઇન્દ્રસાવર્ણિ એ ) સાત મન્વતરો વીતવાના હોઇને એ સાત મન્વતરોને અતે કલ્પનો અત થઈ જવાનો છે અત્યારના વર્તમાન વૈવસ્વત મન્વતરના ૭૧ દિવ્યયુગો અથવા ચતુર્યુગીઓમાના ૨૮ મા દિવ્યયુગમાનો ‘ કલિયુગ ’ અત્યારે ચાલી રહ્યો છે અને એનો જો પ્રત્યક્ષ હિસાબ માડવામા આવે તો તે આવી રીતે માડી શકાય તેમ છે —

૧ દિવ્ય વર્ષ અથવા ચતુર્યુગી=૪૩,૨૦,૦૦૦ માનવી વર્ષ

૧ મન્વંતર=૭૧ દિવ્ય વર્ષ અથવા ચતુર્યુગી=૪૩,૨૦,૦૦૦x ૭૧=
૩૦, ૬૭, ૨૦,૦૦૦ વર્ષ,

અર્થાત્ ૬ મન્વંતરો=૩૦, ૬૭ ૨૦,૦૦૦x૬=૧,૮૪,૦૩,૨૦,૦૦૦ વર્ષ સાતમા મન્વતરના વીતી ગયેલા ૨૭ દિવ્ય યુગો=૪૩, ૨૦,૦૦૦x૨૭=૧૧,૬૬,૪૦,૦૦૦ વર્ષ

અઠ્ઠાવીસમા દિવ્ય યુગ ( ચતુર્યુગી )મા ત્રણ યુગો સમાપ્ત

થયા પછી કલિયુગનાં પણ ૫૦૧૪ વર્ષ વીતી ગયા છે, એટલે અદ્યાપિ કલિયુગનો ૪૨૬૯૮૬ વર્ષ જેટલો દીર્ઘ કાળ અવશિષ્ટ છે

અર્થાત્ ૨૮ મી ચતુર્યુગી..... =૪૩,૨૦,૦૦૦ વર્ષ.
કલિનાં અવશિષ્ટ વર્ષ........ . .=૪,૨૬,૯૮૬
બાકી

અઠ્ઠાવીસમી ચતુર્યુગીના વીતેલા વર્ષ . ૩૮,૯૩,૦૧૪
એટલે જગતની ઉત્પત્તિના સમયથી આજ–

| | |
|---|---|
| સુધીના એકદર ૭ મન્વન્તરો. .. | =૧,૮૪,૦૩,૨૦,૦૦૦ વર્ષ. |
| સાતમા મન્વતરમાની ૨૭ ચતુર્યુગી... | =૧૧,૬૬,૪૦,૦૦૦ ,, |
| ૨૮ મી ચતુર્યુગીના વીતેલા વર્ષ.. ... | =૩૮,૯૩,૦૧૪ ,, |
| એકદર | ૧,૯૬,૦૮,૫૩,૦૧૪ વર્ષ |

થયાં અને બાકી રહેલા છેવટના સાત મન્વતરો ૩૦,૬૭,૨૦,૦૦૦x ૭=૨૧૪૭૦૪૦૦૦૦ વર્ષ. સાતમા મન્વતરમાની બાકી રહેલી ૪૩ ચતુર્યુગી ૪૩૨૦૦૦૦x૪૩ .. ... .. .. =૧૮૫૭૬૦૦૦૦
અત્યારની ચાલૂ ૨૮ મી ચતુર્યુગીના બાકી રહેલા વર્ષ=૪,૨૬,૯૮૬

અર્થાત્ વિદ્યમાન જગતનો અંત–કલ્પાત–થતા સુધીમા હજી એકદર ૨,૩૩,૩૨,૨૬,૯૮૬ વર્ષ જેટલો કાળ વીતવો જોઇએ એમ સિદ્ધ થાય છે !

જેમની ઐતિહાસિક દૃષ્ટિ કિંવા કલ્પના ભૂતકાલમા ૭ કિંવા સાત હજાર વર્ષની સીમાથી બહુધા લેશમાત્ર પણ આગળ નથી વધી શકતી તે પુરુષોની બુદ્ધિ ભારતીય હિન્દુઓની આ વિશાલતમ કાલગણનાના સાક્ષાત્કારથી ભ્રમિષ્ટ કિંવા બધિર થઈ જતા જો તેઓ એ વિશાલતમ કાલગણના ઉપર 'અશક્યતા' કિંવા 'કાલ્પનિકતા'ની મુદ્રાને મારી દેવાને કટિબદ્ધ થઈ જાય તો તેમની એ ચેષ્ટાને સર્વથા સ્વાભાવિક ચેષ્ટા તરીકે જ ઓળખી શકાય તેમ છે પરન્તુ

પાશ્ચાત્ય પંડિતોની એ પક્ષપાતિની કિંવા આકુંચિત દષ્ટિની ભ્રમણા કિંવા ભ્રાન્તિને આપણા ભારતીય હિન્દુ ઇતિહાસસંશોધક વિદ્વાન્ પુરુષો પણ જો સત્ય તરીકે સ્વીકારી લેવાની અવિચારશીલતાને દર્શાવતા રહે, તો એ ઘટનાને અવશ્ય એક આશ્ચર્યજનક ઘટના તરીકે જ આપણે ઓળખીએ તથા ઓળખાવીએ, એ સર્વથા સ્વાભાવિક છે અમારા આ વિધાનની વાસ્તવિકતાને નિર્વિવાદ સિદ્ધ કરી બતાવનાર છેલ્લામાં છેલ્લુ તથા સ્પષ્ટતમ ઉદાહરણ આપણને રા. રા અમક ગુરુનાથ કાળે મહાશયના 'પુરાણનિરીક્ષણ' નામક ગ્રંથમાં દષ્ટિગેચર થઈ શકે છે, કારણ કે, એ ગ્રંથમાં ભારતીય યુદ્ધના કાળને ઇસ્વી સનથી ૧૨૬૩ વર્ષ પૂર્વનો દર્શાવવામાં આવ્યો છે. આ કાળનિર્ણયના સંબંધમાં એ ગ્રંથકાર મહાશયે જે એક મુખ્ય આધાર રજૂ કર્યો છે તે એ છે કે લોકો જે કાળને કલિયુગના આરંભ તરીકે આજ સુધી સ્વીકારતા આવ્યા છે તે કાળ વસ્તુત 'કલ્યારંભકાળ' નથી, કિન્તુ "કલ્પારંભકાળ" છે અને એમાં 'ય' તથા 'પ' અક્ષરનો ગોટાળો આર્યભટ્ટ આદિક જ્યોતિ શાસ્ત્રવેત્તાઓએ જ કરેલો છે રા રા. કાળે મહાશયે પોતાની આ માન્યતાને અત્યંત દૃઢ તથા અવિચલ કરી લીધેલી હોવાથી એમનો યુગ કેવળ ૪ વર્ષનો થઇ ગયો છે, એમના એક મન્વન્તરમાં કેવળ ૨૮૮ વર્ષ જેટલા કાળનો જ સમાવેશ થયેલો દેખાય છે અને એમના એક કલ્પની સીમા કેવળ ૪૦૩૨ વર્ષ વ્યાપી કાળ પર્યન્ત પહોંચી શકે છે ! ! અર્થાત્ પ્રોફેસર ફર્ગ્યુસન્ મહાશયની એક પ્રમાણશૂન્ય કિંવા અનિશ્ચિત માન્યતાને આશ્રય કરી લેવાથી જ રા રા કાળે મહાશય આવા પ્રકારના વિલક્ષણ ભ્રાન્તિજાલમાં અટવાઈ ગયા છે ઇસ્વી સનથી ૩૧૦૧ વર્ષ પૂર્વનો જે કાળ તે કલિયુગનો આરંભનો કાળ નથી, કિન્તુ આર્યલોકોએ સિંધુનદને ઓળગીને સરસ્વતી સરિતાના તીરપ્રાન્તમાં કરેલા નિવાસનો કાળ છે, એવા આશયનો પોતાનો 'એક નિઃસંશય કિન્તુ પ્રમાણશૂન્ય' અભિપ્રાય પ્રોફેસર ફર્ગ્યુસન્ મહાશયે એક સ્થળે વ્યક્ત કરેલો છે અને તે

પ્રોફેસર મહાશયના એ અભિપ્રાયને રા. રા કાળે મહાશયે સર્વથા ગ્રાહ્ય તરીકે સ્વીકારી લીધો છે, માત્ર એટલુ જ નહિ, પણ એ પાશ્ચાત્ય પડિતથી પણ બે ડગલાં આગળ વધીને રા. કાળે મહાશયે આર્યોના સરસ્વતીના તીરપ્રાતમાના નિવાસના કાળને 'કલ્પારભ' નામથી ઓળખાવી દીધો છે ! પરતુ અહીં એથી જે એક નૈસર્ગિક પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે એ છે કે રા રા કાળે મહાશય પાસે 'કલ્પ' શબ્દનો આવા પ્રકારના અર્થમા સ્વીકાર કરી શકાય તેવો કાંઈ આધાર છે ખરો કે ? ઉપર જેનો ઉલ્લેખ કરવામા આવ્યો છે તે 'સૂર્યસિદ્ધાન્ત' નામક જ્યોતિશાસ્ત્રવિષયક ગ્રથને કદાચિત્ આપણે મહત્ત્વ ન આપીએ, તો પણ 'શ્રીમદ્ભગવદ્ગીતા' તથા 'મનુસ્મૃતિ' આદિક ગ્રંથોમાના જે વચનો પૂર્વે ઉદ્ધૃત કરવામા આવ્યા છે તેમા કલ્પ' એટલે બ્રહ્મદિન કિંવા બ્રહ્માનો દિવસ, 'કલ્પારભ' એટલે આ વિશ્વની નવીન વ્યક્ત રચના અને 'કલ્પાત' એટલે કેવળ જલપ્રલય નહિ, કિન્તુ વિશ્વના વ્યક્ત સ્વરૂપનો સપૂર્ણ નાશ એવા જ પ્રકારની અર્થવ્યવસ્થા વિસ્તરેલી છે 'અમરકોષ'મા પણ 'કલ્પ' શબ્દના 'બ્રહ્માનો દિવસ' કિંવા જગતનો ક્ષય' એવી રીતે કેવળ બે અર્થો જ આપવામા આવ્યા છે આ સર્વ પ્રમાણોને જોતા ભારતીય યુદ્ધથી પૂર્વે જગતની ઉત્પત્તિની ઘટનાને કેવળ ૧૮૩૯ વર્ષ જ થયા હતા એ રા. રા. કાળે મહાશયની ઉપપત્તિનો હાસ્યાસ્પદ અર્થ વિના અન્ય કોઇ પણ પ્રકારનો અર્થ થઈ શકતો નથી ! એ જ પ્રમાણે બે મન્વતરોના મધ્યવર્તી સમયમા થનાર જલપ્રલય રા રા કાળે મહાશયની ઉપપત્તિ અનુસાર પ્રત્યેક ૨૮૮ વર્ષના સમયાન્તરે થતો રહેવો જોઇએ એમ પણ પ્રત્યક્ષ જણાઈ આવે છે ! 'મનુસ્મૃતિ'મા યુગના વર્ષો દિવ્ય વર્ષોની ગણનાથી કથાયલા છે, માનવ વર્ષોની ગણનાથી નથી કથાયલા એ વાર્તા પણ આર્ય ભટ્ટ આદિકના શિરપર દોષને સ્થાપનાર રા રા કાળે મહાશયના લક્ષમા નથી આવી શકી 'કલ્પ' શબ્દને પોતાની માન્યતા પ્રમાણેનો અમે તે અગડમ બગડમ અર્થ

વળગાડી દેવો; 'કલ્યારંભ' ને જ કોઇ પણ પ્રકારના આધાર વિના વાસ્તવિક 'કલ્પારંભ' તરીકે ઠોકી બેસાડવો અને આર્યભટ્ટે 'કલ્પારંભ'ને 'કલ્યારંભ' તરીકે ઓળખાવેલો હોવાથી પોતાના દોષના કિંવા પોતાના પ્રમાદના ભારને આર્યભટ્ટના મસ્તક પર ચઢાવી દઇને ઉત્તરદાતૃત્વથી મુક્ત થઇ જવું એ વ્યાપાર કિંવા વ્યવહાર રા રા કાળે મહાશય જેવા ચિકિત્સક ઇતિહાસસંશોધક કિંવા પ્રત્નતત્ત્વવિશારદ પુરુષમાટે કદાપિ શોભાસ્પદ થઇ શકે તેમ નથી એ વાર્તા નિર્વિવાદ હોવાથી એનું અધિક વિવેચન નિરર્થક છે



# પ્રકરણ ૩ જું

## હિન્દુઓની રાજ્યવ્યવસ્થા

ગત પ્રકરણમા હિન્દુ સસ્કૃતિની અત્યત તથા અપરિમિત પ્રાચીનતાનુ દિગ્દર્શન કરાવવામા આવ્યુ છે એટલે હવે પ્રસ્તુત પ્રકરણમા હિન્દુજાતિની એ પ્રાચીનતમ સંસ્કૃતિના એક મહત્ત્વના અંગ તરીકે સ્વીકારાયલી હિન્દુરાજ્યવ્યવસ્થાનુ અમારે ત્રોટક વર્ણન કરવાનુ છે પરંતુ હિન્દુઓની રાજ્યવ્યવસ્થાના વર્ણનના આરભ પૂર્વે આધુનિક સામાન્ય સુશિક્ષિત મનુષ્યોના હૃદયોમા સ્વતત્રતા અથવા સ્વાધીનતા ( Freedom ), રાજ્યપદ્ધતિ ( Constitution ) તથા રાજ્યવ્વસ્થા ( Administration ) આદિકના સ્વરૂપના સબધમા જે ગોટાળો થઇ ગયેલો આપણા જોવામા આવ્યા કરે છે તેના નિરાકરણની અનિવાર્ય આવશ્યકતા હોવાથી આપણે અત્યારે તો એ ગોટાળાના નિરાકરણના કાર્યમા જ પ્રવૃત્ત થઇશુ

' સ્વતત્રતા ' અથવા ' સ્વાધીનતા ' એ શબ્દોના બાહ્ય સ્વરૂપ અત્યત સુદર તથા મનોહર હોઇને આધુનિક સુશિક્ષિત મનુષ્યોને તો સાક્ષાત્ ઈશ્વર અથવા પરમાત્મા કરતા પણ એ ' સ્વતત્રતા ' અથવા ' સ્વાધીનતા 'ની મહત્તા અધિક ભાસતી હોય એમ પ્રત્યક્ષ દેખાઇ આવે છે પરતુ વાસ્તવિકતાથી જોતા એ ' સ્વતત્રતા ' અથવા ' સ્વાધીનતા ' શબ્દ સાપેક્ષ હોઇને નૈસર્ગિક તથા સામાજિક બંધનો વડે ' સ્વતત્રતા ' અથવા ' સ્વાધીનતા 'નો અર્થ અતિશય મર્યાદિત થઈ રહેલો છે એમ અવશ્ય આપણા જોવા તથા જાણવામા આવી શકે છે પક્ષીઓ અંતરિક્ષ અથવા આકાશમા પોતાની ઇચ્છા હોય ત્યાં સચાર કરવાની સ્વતંત્રતા ધરાવે છે, એવો જો કે આપણને ભાસ થાય છે ખરો, પરતુ એ સ્વતત્ર પક્ષીઓથી સમુદ્રનુ ઉલ્લઘન નથી

કરી શકાતું અથવા તો વાતાવરણના અમુક નિયત ઉચ્ચ પ્રદેશથી અધિકતર ઉચ્ચ પ્રદેશમા ઉડ્ડયન નથી કરી શકાતું 'જન્મથી જ સ્વતંત્ર' મનાયલા અથવા મનાતા મનુષ્યની પણ એ જ સ્થિતિ છે, કારણ કે, મનુષ્યની મનોદેવતા પોતાની પ્રજ્ઞાના બળે તેટલા અપરિમિત પ્રદેશમા ધાવમાન થયા કરતી હોય, તથાપિ સૃષ્ટિએ તથા જે સમાજમા તેનો નિવાસ હોય છે તે માનવ સમાજના મૂળ નિયમોએ તેની ગતિને પ્રથમથી જ મર્યાદિત અથવા પરિમિત કરી રાખેલી હોવાથી તેનાથી સૃષ્ટિ તથા સમાજના તે મૂળ નિયમોનું ભાગ્યે જ ઉલ્લંઘન કરી શકાય છે 'મનુષ્યપ્રાણી જન્મથી જ સ્વતંત્ર છે અને સ્વતંત્રતા અથવા સ્વાધીનતા મનુષ્યપ્રાણીનો જન્મસિદ્ધ અધિકાર છે' આવા પ્રકારનો પ્રલાપ પાશ્ચાત્યો પાસેથી ઉછીની લાવેલી માન્યતાના આધારે તાડવનૃત્ય કરનારા આજ કાલના કહેવાતા સુશિક્ષિત ભારતીય મનુષ્યો ભલે કરતા રહે, પરંતુ વસ્તુત તેમની એ સ્વતંત્રતા અથવા સ્વાધીનતા અત્યંત મર્યાદિત છે, કિંબહુના આપણા વેદાન્તની દૃષ્ટિથી 'કર્મના ઉપાધિના યોગે જીવની સ્વતંત્રતા અથવા સ્વાધીનતાનો તેનો જન્મ થતાની સાથે જ લોપ થઈ જાય છે અને તે અનેક પ્રકારનાં બંધનોમાં જકડાઈ જાય છે' એમ જે કહેવામા આવે છે તે કથનની વાસ્તવિકતા ખરેખર તત્ત્વજ્ઞાનીઓ તથા સત્યનિષ્ઠ પુરુષોના લક્ષમાં આવ્યા વિના કદાપિ રહે તેમ નથી

હવે સ્વતંત્રતાના આ તાત્ત્વિક વિચારને ત્યજી દઈને કેવળ રાજનૈતિક સ્વાતંત્ર્ય અથવા સ્વતંત્રતાનો જ આપણે વિચાર કરીએ તો રાજનૈતિક સ્વતંત્રતામા પણ મર્યાદા અથવા સીમાબદ્ધતા તો આપણને દેખાય જ આવે છે રાજનૈતિક સ્વતંત્રતાની બે બાજૂ છે તેમાની એક બાજૂ એ છે કે, અમુક એક વિશિષ્ટ દેશની રાજ્યપદ્ધતિ કિંવા રાજ્યવ્યવસ્થામા અન્ય દેશનો અણુમાત્ર પણ અધિકાર અથવા હસ્તાક્ષેપ ન હોવા જોઈએ સ્વાતંત્ર્યની આ બાજૂને કદાચિત્ આપણે 'રાજનૈતિક બાહ્ય સ્વાતંત્ર્ય' ના નામથી ઓળખી શકીએ તેમ છે

રાજનૈતિક સ્વતંત્રતાની બીજી બાજૂ એ છે કે, રાજ્યવ્યવસ્થામાં અત્યંત આવશ્યક હોય તેવા વિષયો વિના અન્ય સર્વ વિષયોના સંબંધમાં રાજ્યકર્તા પુરુષ અથવા રાજાનો પ્રજા ઉપર કોઇ પણ પ્રકારનો અધિકાર ન હોવો જોઇએ. સ્વતંત્રતાના આ સ્વરૂપને ' અંતસ્વાતંત્ર્ય ' નામ આપી શકાય તેમ છે. આમાંના રાજનૈતિક બાહ્ય સ્વાતંત્ર્યમાં અનેક રાષ્ટ્રો કિંવા દેશોનો પરસ્પર સંબંધ અપેક્ષિત હોય છે અને રાજનૈતિક અંતસ્વાતંત્ર્ય અથવા આભ્યંતર સ્વાતંત્ર્યમાં રાજ્યકર્તા કિંવા રાજા તથા પ્રજાના પરસ્પર સંબંધની અપેક્ષા રહેલી છે અર્થાત્ અમુક એક દેશને ઉપર્યુક્ત પ્રકારના રાજનૈતિક બાહ્ય સ્વાતંત્ર્યની પ્રાપ્તિ થાય કિંવા ન થાય તેની સાથે તે દેશની રાજ્યપદ્ધતિનો વસ્તુતઃ કશો પણ સબંધ છે જ નહિ. દેશમાં અનિયંત્રિત રાજસત્તાત્મક રાજ્યપદ્ધતિ પ્રચલિત હોવા છતાં પણ તે દેશને આ રાજનૈતિક બાહ્ય સ્વાતંત્ર્યની પ્રાપ્તિ થઇ શકે છે અને એથી વિરુદ્ધ દેશમાં પ્રજાસત્તાત્મક રાજ્યપદ્ધતિ વિદ્યમાન હોવા છતાં પણ કોઇ કોઇ વાર તે દેશને એ રાજનૈતિક બાહ્ય સ્વાતંત્ર્યનો સંપૂર્ણ લાભ નથી મળી શકતો. આભ્યંતર સ્વતંત્રતા તથા રાજ્યપદ્ધતિ (Constitution) નો પરસ્પર નિકટ સબંધ હોવાનો તત્કાળ સર્વને ભાસ થતો રહે છે. અત્યારે જગત્મા કેટલાંક અર્વાચીન પ્રજાસત્તાત્મક રાજ્યો અસ્તિત્વ ધરાવતા હોવાથી જ્યારે તે પ્રજાસત્તાત્મક રાજ્યોનાં પ્રજાજનોની વૃદ્ધિંગત થયેલી સ્વતંત્રતાને આપણે જોઈ એ છીએ એટલે એથી અનિયંત્રિત રાજસત્તાત્મક રાજ્યપદ્ધતિ તથા પ્રજાની પરતંત્રતા અને પ્રજાસત્તાત્મક રાજ્યપદ્ધતિ તથા પ્રજાની સ્વતંત્રતા એમનો પરસ્પર ગાઢ સંબંધ હોવો જોઇએ, એવુ સ્વાભાવિક અનુમાન આપણે કરી લઇએ છીએ; માત્ર એટલુ જ નહિ, પર તુ રાજસત્તાનો ભાગ જે પ્રજાને પ્રાપ્ત થયેલો હોય તે પ્રજા સ્વત ત્ર છે, એમ જ સામાન્યતઃ આપણે માની લઈએ છીએ; પરંતુ જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો આ સંબધ તે નિત્ય સંબંધ છે જ નહિ અને

તેથી જો એને આપણે નિત્ય સંબંધ તરીકે માની લઇએ, તો તે આપણો એક પ્રકારનો ભયંકર ભ્રમ અથવા અક્ષમ્ય પ્રમાદ છે, કારણ કે, રાજ્યપદ્ધતિ તથા રાજ્યવ્યવસ્થા કિંવા પ્રજાસ્વાતંત્ર્યનો જે વાસ્તવિક સંબંધ છે તે સાધન તથા સાધ્યના સંબંધ જેવો જ છે. વિશિષ્ટ પ્રકારની રાજ્યપદ્ધતિ તે એક સાધન છે અને સુખકારક રાજ્યવ્યવસ્થા કિંવા પ્રજાસ્વાતંત્ર્ય તે એક સાધ્ય છે પરંતુ પ્રખ્યાત સ્વર્ગીય આંગ્લ તત્ત્વવેત્તા તથા વિચારક હર્બર્ટ સ્પેન્સરના કથન અનુસાર [1]આ વાસ્તવિક સંબંધને અનેક સુશિક્ષિત પુરુષો પણ ભૂલી જાય છે, કિંબહુના આ બન્ને વસ્તુઓ ભિન્ન નહિ, પણ એક જ છે, એવી જ તેમની દૃઢ માન્યતા થઈ ગયેલી હોય છે રાજ્યપદ્ધતિ અનિયંત્રિત રાજસત્તાત્મક હોવા છતાં પણ પ્રજાજનોને જે મળવી જોઈએ તે સ્વતંત્રતા મળી શકે છે અને આપણી પ્રાચીન ગ્રામસંસ્થાના નાના નાના લોકસંઘોની બનેલી અનિયંત્રિત રાજસત્તાત્મક રાજ્યપદ્ધતિ એના ઉદાહરણરૂપ છે અર્થાત્ એ રાજ્યપદ્ધતિનું બાહ્ય સ્વરૂપ રાજસત્તાત્મક હોવા છતાં પણ એ રાજ્યપદ્ધતિમાં ગ્રામસંસ્થાના યોગે પ્રજાજનો ઘણા ખરા વિષયોમાં સંપૂર્ણ સ્વતંત્રતાને જ ભોગવતા હતાં, અને એથી વિરુદ્ધ સંપૂર્ણ લોકસત્તાત્મક રાજ્યપદ્ધતિ હોવા છતાં પણ જો ત્યાંના રાજ્યકર્તાઓ પોતાના વાસ્તવિક કર્તવ્યક્ષેત્રની સીમાથી આગળ વધીને સ્પેન્સર મહાશયના કથન અનુસાર પોતાની મહા અપાયકારક અનિયંત્રિત સત્તા–Over–government–ને જ ગર્જાવ્યા કરતા હોય તો ત્યાંની પ્રજાને આપણાથી સ્વતંત્ર પ્રજા તરીકે કદાપિ ઓળખી કિંવા ઓળખાવી શકાય તેમ નથી

સ્વતંત્ર દેશોની રાજ્યપદ્ધતિને જોતાં આપણને એમ જ જણાઈ આવે છે કે, તે સ્વતંત્ર દેશોમાંની રાજ્યપદ્ધતિ ત્યાંની સમાજ-

[1] હર્બર્ટ સ્પેન્સરની આત્મકથા (અંગ્રેજી), પ્રથમ પુસ્તક, પૃષ્ઠ ૪૩૯.

રચના તથા સમાજવ્યવસ્થાના એક મહત્વપૂર્ણ અંગ સમાન જ હોય છે સમાજના અસ્તિત્વ, અભિવૃદ્ધિ તથા સ્થિરતામાટે તેમને વ્યક્તિ યોદ્વારા અથવા વ્યક્તિયોના સમુદાયોદ્વારા અનેક કાર્યો કરાવી લેવા પડે છે તે કાર્યોમાનું એક કાર્ય એ છે કે પરકીય સમાજના આઘાત અથવા સંસર્ગથી તે સમાજનું અને પરકીય વ્યક્તિ કિંવા વર્ગના આઘાત અથવા સમર્ગથી તે સમાજની એક વ્યક્તિ અથવા તે સમાજના એક વર્ગનું રક્ષણ કરવું અર્થાત્ સમાજનું આ કાર્ય જે સસ્થાને સોપવામા આવેલું હોય છે તે રાજ્યસંસ્થા છે, અને રાજ્યસસ્થાનું જો કોઈ પણ વાસ્તવિક તથા મુખ્ય કર્તવ્ય હોય તો તે એ જ છે પોતાના કર્તવ્યના આ સીમાબદ્ધ ક્ષેત્ર અથવા દ્વીપમા રાજ્યસંસ્થા, તેની રાજ્યપદ્ધતિ ગમે તેવા પ્રકારની હોવા છતા, જેટલી પણ અધિક સત્તા ગર્જાવવા માડે છે તેટલા પરિમાણમા પ્રજાની સ્વતંત્રતાનું પરિમાણ ઓછું ને ઓછું જ થતું જાય છે, માત્ર એટલું જ નહિ, પણ રાજ્યસસ્થાના વાસ્તવિક કર્તવ્યની પૂર્તિમા પણ વ્યત્યય અથવા બાધા આવી પડે છે, એ સ્પષ્ટ હોવાથી એને નવી નતાથી દર્શાવવાની આવશ્યકતા છે જ નહિ રાજ્યસસ્થા સમાજવ્યવસ્થાનું એક અંગ હોવાથી સમાજિક તથા નૈતિક ધ્યેય અને તેના યોગે ઘડાયલું તે સમાજનું શીલ જે સ્વરૂપ તથા જે યોગ્યતાનું હોય છે તે જ સ્વરૂપ તથા યોગ્યતાને ધરાવનારી સામાન્યત ત્યાની રાજ્યપદ્ધતિ તથા વિશેષત ત્યાની રાજ્યવ્યવસ્થા હોય છે રાજ્ય પદ્ધતિ ગમે તે પ્રકારની હોય, તો પણ જો સમાજના આધ્યાત્મિક, નૈતિક તથા સામાજિક ધ્યેયો ઉચ્ચ પ્રકારના હોય છે તો ત્યાની રાજ્યવ્યવસ્થા પણ તે ઉચ્ચ ધ્યેયોને અનુસરીને પ્રજામાટે સુખકારક થઈ પડે તેવી જ થઈ જાય છે જો સમાજમા આવા ઉચ્ચ ધ્યેયોનો અભાવ હોય, તો રાજ્યપદ્ધતિ ગમે તેવી ને ગમે તેટલી ઉત્તમ હોવા છતા પણ ત્યાની રાજ્યવ્યવસ્થામા વ્યક્તિયો, પક્ષો તથા વર્ગો વચ્ચે દ્રવ્યમાટે તથા અધિકાર (હક) માટે જેને ' પ્રતિસ્પર્ધા ' એવું

મનોહર નામ આપવામા આવ્યુ છે તે પ્રતિસ્પર્ધી નામધારી મહાભયાનક કલહનો અગ્નિ પ્રજ્વલિત થયા વિના કદાપિ રહેતો જ નથી યૂરોપ તથા અમેરિકાની રાજ્યપદ્ધતિ બહુધા પ્રજાસત્તાત્મક અથવા લોકસત્તાત્મક હોવા છતા પણ ત્યા આ કલહનો અગ્નિ પોતાની જ્વાલાઓને ગગન પર્યન્ત પ્રસારતો સર્વકાળ પ્રજ્વલિત રહ્યા કરે છે અને તેનું બીજ ઉત્તમ અથવા ઉચ્ચ ધ્યેયોના અભાવમા જ સમાયલું છે જો સત્તાના અધિષ્ઠાનની દૃષ્ટિથી રાજ્યપદ્ધતિનું વર્ગીકરણ કરવામા આવે તો રાજસત્તાત્મક, મહાજનસત્તાત્મક, પ્રતિનિધિસત્તાત્મક તથા લોકસત્તાત્મક આદિ તેના ભેદ થઈ શકે તેમ છે, પરંતુ જો પ્રજાજનોનાં સુખ તથા ઉત્કર્ષને જ મહત્ત્વ આપીને વિચાર કરવામાં આવે તો એવો જ સામાન્ય સિદ્ધાન્ત નિષ્પન્ન થવાનો કે જે રાજ્યપદ્ધતિ ઉચ્ચશીલવાન્ ઉદારહૃદય વ્યાપક સહાનુભૂતિશીલ સદ્ગુણાલંકૃત તથા મહાબુદ્ધિમાન્ લોકોને જ શ્રેષ્ઠ પદ ઉપર ચઢાવતી રહે છે અને શીલહીન સંકુચિતહૃદય અદૂરદૃષ્ટિ, દુરાચારી, નીચાશય તથા બુદ્ધિહીન કિવા મૂર્ખ લોકોને શ્રેષ્ઠતાના સોપાન પર નથી ચઢવા દેતી તે જ સર્વથી ઉત્તમ કિવા ઉત્કૃષ્ટ રાજ્યપદ્ધતિ છે એમા કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ

કોઈ પણ દેશની અમુક એક વિવક્ષિતકાલિક રાજ્યવ્યવસ્થા ઉત્તમ હતી કિવા અધમ હતી, એનો નિશ્ચયાત્મક નિર્ણય કરી લેવાનો એક ઉપાય, સર્વથા પ્રમાદશૂન્ય ઉપાય ઈગ્લૅંડના પ્રખ્યાત રાજનીતિજ્ઞ એડ્મંડ બર્ક મહાશય આપણને બતાવી ગયા છે અને તે એ કે જે દેશની લોકસંખ્યા તથા સંપત્તિ દિવસાનુદિવસ વધતી જતી હોય તે દેશની રાજ્યપદ્ધતિ રાજસત્તાત્મક હોવા છતાં પણ ત્યાંની રાજ્યવ્યવસ્થા ઉત્તમ છે એમ જ કોઈ પણ પ્રકારના સંશય વિના માની લેવુ એને એથી વિરુદ્ધ જે દેશમા લોકસંખ્યા તથા સંપત્તિ એ બન્ને અથવા બે માથી એક પણ વસ્તુ ઓછી હોય અને તેની વૃદ્ધિ પણ

યોગ્ય પરિમાણમાં ન થતી હોય, તો તે દેશમાં લોકસત્તાત્મક રાજ્યપદ્ધતિ હોવા છતાં પણ ત્યાંની રાજ્યવસ્થા અધમ છે એમ અત્યંત દૃઢ નિશ્ચયપૂર્વક માની લેવું જોઇએ. રાજ્યવ્યવસ્થાની ઉત્તમતા તથા અધમતા વિષયક નિર્ણયના આ નિયમને જો આપણે આપણા પ્રાચીન ભરતખંડને લાગૂ પાડી દઇએ, તો પ્રાચીન ભારત અથવા પ્રાચીન હિન્દુસ્થાનની રાજ્યવ્યવસ્થા અત્યંત ઉત્તમ પ્રકારની હતી એ વાર્તા નિર્વિવાદ સિદ્ધ થયેલી સર્વના જોવામાં આવી જાય તેમ છે. 'હાયડાસ્પિસ (જેલમ) અને હાયપાનેસ્પ (અર્થાત્ બિયાસ) આ બે નદીઓના મધ્યવર્તી એક હજાર નગરોમાં યુક્રટાઇડીજ નામક રાજાની સત્તા ચાલતી હતી;' એવો સ્ટ્રેબો નામક ગ્રીક ઇતિહાસ લેખકનો કરેલો ઉલ્લેખ મળી આવે છે. 'ઉપર્યુક્ત બે નદીઓના મધ્યવર્તી પ્રદેશમાં ૧૫૦૦ નગરો હોઇને તે પ્રત્યેક નગરની લોકસંખ્યા 'કૉસ' નામક નગર કરતા ઓછી નથી' એમ આયોલોડોરસ લખે છે.[૧] 'હિન્દુસ્થાનમાં એકંદર ભિન્નભિન્ન ૧૨૦ રાષ્ટ્રો અસ્તિત્વ ધરાવે છે,' એમ મૅગાસ્થનીસ લખી ગયો છે. 'આર્યાવર્તની મનુષ્યવસતી અગણ્યનીય હોઇને આર્યાવર્ત દેશનાં નગરોની સંખ્યા પણ એટલી તો વિશાળ છે કે તેની ભાગ્યે જ ગણના કરી શકાય તેમ છે;' એ એરિયન્ નામક ગ્રંથકારનો અભિપ્રાય હોઇને પ્રોફેસર મૅકસ્ ડંકરે પોતાનો એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે: 'પૃથ્વી ઉપરનાં સર્વ રાષ્ટ્રોમાં હિન્દુરાષ્ટ્ર અથવા ભારતીય રાષ્ટ્ર સંખ્યાની વિશાળતામાં અન્ય સર્વ રાષ્ટ્રોથી શ્રેષ્ઠ છે.'[૨] ટેસિયસ્ નામક ગ્રંથકારે તો એથી પણ આગળ વધીને એમ જણાવેલું છે કે: 'અન્ય સર્વ સમકાલિક રાષ્ટ્રોની લોકસંખ્યાને એકત્ર કરતાં જેટલી લોકસંખ્યા થવાનો સંભવ હતો તેટલી લોકસંખ્યા એકલા હિન્દુરાષ્ટ્રની હતી !' સ્ટ્રેબો નામક પૂર્વોક્ત ઇતિહાસકાર લખે છે કે: "પૉલિબોથ્રા (પાટલીપુત્ર) નગરની લંબાઇ

૧ Elphinstone's History of India, P 241.
૨ History of Antiquity, Vol. V., P. 16.

૮ માઇલ્સ હોઇને તેના સુવિસ્તીર્ણ દુર્ગપ્રાચીર ઉપર ૫૭૦ બુર્જ હતા અને તેના દુર્ગદ્વારોની સંખ્યા ૬૪ જેટલી થવા જતી હતી!" ફિબહુના ઇસ્વી સનની સોળમી સદીમાં કાન્યકુબ્જ નગર (કનોજ)મા ૩૦ હજાર તમોળી તથા ૬૦ હજાર તો કેવળ વાદ્યવાદકો જ હતા (એ વાદ્યવાદકોમા શરણાઇ આદિક મુખવાદ્યો, મૃદંગ આદિક પક્ષ વાદ્યો તથા એવા જ અન્યાન્ય વાદ્યોને વગાડનારા સર્વ વાદ્યવાદકોનો સમાવેશ થતો હતો)[1] આ સર્વ પ્રમાણોથી પૂર્વે હિન્દુસ્થાનમા લોક સખ્યા કેટલી હતી, એની સામાન્ય બુદ્ધિ ધરાવનાર કોઇ પણ મનુષ્યથી સહજ કલ્પના કરી શકાય તેમ છે. પ્રાચીનકાળમા ભરતખંડમાથી અનેક લોકો દેશત્યાગ કરીને યૂરોપ તથા અમેરિકામા વસવા-માટે અનેક વાર ગયા હતા અને ત્યા તેમણે પ્રબળ રાષ્ટ્રોની સ્થાપના કરી હતી કે જેનો વિશેષ વિસ્તૃત વૃત્તાત પ્રસ્તુત પુસ્તકમાં આગળ જતા આવવાનો છે, એટલે એથી પણ હિન્દુસ્થાનની પ્રાચીન કાલિક મહાવિશાળ કિંવા પ્રચડ લોકસખ્યાનુ તત્કાળ અનુમાન કરી શકાય છે

જો હિન્દુઓની રાજ્યપદ્ધતિને સપત્તિની કસોટીપર કસીને જોવામા આવે તો એ સ્થોગે પણ હિન્દુરાજ્યપદ્ધતિને સો ટચના નિર્મળ સુવર્ણ તરીકે જ સિદ્ધ કરી બતાવે છે, કારણ કે, કેવળ સપત્તિની વિપુલતાના યોગે જ હિન્દુસ્થાનની ભૂમિને સર્વથા સાર્થક 'સુવર્ણ-ભૂમિ' નામની પ્રાપ્તિ થયેલી છે અને એનું સવિસ્તર વર્ણન પણ આગળ જતા અમો કરવાના છીએ સ્ટ્રૅબોએ એવો સ્પષ્ટ ઉલ્લેખ કરી રાખ્યો છે કે પ્રાચીન હિન્દુસ્તાનમા ક્યાંય ચોરીનુ નામમાત્ર પણ સાભળવામા આવતું ન હોતું" 'અત્યત સુધરેલા પાશ્ચાત્ય રાષ્ટ્રની રાજધાની શયતાનના વિનાસમદિરરૂપ હોઇને ત્યા રાત્રિના સમયમા પરિભ્રમણ કરવુ એટલે મૃત્યુની તૈયારી કરવા સમાન હોય છે, અને કોઇ પારકા ઘરમા સૂવાને જવુ હોય તો ત્યા જતા પૂર્વે પોતાના

1 Researches Vol II., P. 220

મત્યુપનને રજિસ્ટર્ડ કરાવી લેવાની આવશ્યકતા અનિવાર્ય હોય છે ' એવુ જે કાળનું ડૉ જૉન્સને અતિશયોક્તિમય વર્ણન કરેલું છે તે કાળેમા ગૃહોના દ્વારોને બધ શામાટે કરવા જોઇએ અને તેમને માકલો તથા તાળા શામાટે વાસના જોઇએ, એ વસ્તુને હિન્દુસ્થાનવાસી હિન્દુઓ જાણતા જ ન હોતા, કિંબહુના એની હિન્દુઓને કલ્પનામાત્ર પણ ન હોતી ' મૅગાસ્થનીસના કથન અનુસાર ' સમ્રાટ્ ચંદ્રગુપ્તના શિબિર (છાવણી) મા એકદર ચાર લાખ મનુષ્યો હોવા છતા ત્યા જે ચોરી થતી હતી તે ચોરાયલા માલની કીમત એકદર દરરોજ રૂપિયા ૩૦ થી વધારે ભાગ્યે જ જવા જતી હતી ! આ પ્રમાણથી તે સમયની પોલિસની નિર્મનતાનો આપણને પ્રત્યક્ષ પરિચય થઇ જાય છે અને તે સાથે ઇગ્લૅન્ડમા સ્વ. મહારાણી વિક્ટોરિયાની કાર્યકીર્તિ પર્યન્ત વ્યવસ્થિત પોલિસખાતું અસ્તિત્વમા પણ ન હોતુ આવ્યુ એ વાર્તા પણ અવશ્ય સ્મરણમા રાખી લેવા યોગ્ય છે

જે કેટલાક લોકો એમ બોલવા તથા લખવાની ધૃષ્ટતા કરી રહ્યા છે કે. પ્રતિનિધિસત્તાત્મક રાજ્યપદ્ધતિ હિન્દુઓના સ્વપ્નમા પણ ન હોતી આવી, કિંબહુના હિન્દુઓની રાજસત્તાત્મક પ્રકૃતિને એ એ <u>પ્રતિનિધિસત્તાત્મક</u> રાજ્યપદ્ધતિ અનુકૂલ થઇ શકે એ સર્વથા અસભવનીય છે, તે પોતાને વિદ્વાન તરીકે ઓળખાવનાર પુરુષો એક પ્રકારનો પ્રલાપ અથવા અક્ષમ્ય પ્રમાદ જ કરી રહ્યા છે એમ અમારે નિરુપાય થઇને તથા અમારી ઇચ્છાથી વિરુદ્ધ વર્તીને કહેવુ પડે છે, કારણ કે, હિન્દુઓ પ્રતિનિધિસત્તાત્મક કિંવા લોકસત્તાત્મક રાજ્યપદ્ધતિના સપૂર્ણ જ્ઞાતા તથા ભોક્તા હતા એના ઇતિહાસમા આપણને જેટલા જોઈએ તેટલા પ્રમાણો મળી શકે છે લે કર્નલ માર્ક્સ વિલ્કસે એના સબધમા પોતાના ગ્રથમા સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે કે ' પ્રાચીનકાળથી આરભીને હિન્દુસ્થાનનુ પ્રત્યેક ગ્રામ કિંવા નગર એટલે લઘુ હોવા છતા સ્વયપૂર્ણ લોકસત્તાત્મક રાજ્ય જ હતુ અને સમસ્ત હિન્દુસ્થાન દેશ

તે એવાં અનેક લઘુ સ્વરાજ્યોનો પ્રચંડ સંઘ જ હતો.[૧] " "ભરતખંડની પ્રત્યેક વ્યક્તિ સ્વતંત્ર છે," એમ જે એરિયને કહેલું છે તેનું કારણ પણ એ જ છે. 'હિન્દુસ્થાનની પ્રાચીન રાજ્યપદ્ધતિ તથા રાજનિયમન કિંવા ધારાધોરણ (કાયદા) માં પ્રજાસત્તાત્મક અથવા લોકસત્તાત્મક રાજ્યનાં બીજ સ્પષ્ટ સ્વરૂપમાં દેખાઇ આવે છે' એટલી વાર્તા તો મિલ જેવા એક મહાદુરાગ્રહી તથા અહમ્મન્ય અંગ્રેજ ઇતિહાસકારને પણ ન છૂટકે અથવા બળાત્કારે પણ સ્વીકારવી પડી છે. ચાર્લ્સ મેટકોફે તો એ હિન્દુ ગ્રામસંસ્થાનું મહારસભરિત ગુણવર્ણન કરેલું છે. તે લખે છે કેઃ "આ ગ્રામસંસ્થારૂપ લઘુ લોકસત્તાત્મક રાજ્યની બહુધા સર્વ આવશ્યકતાઓ ગ્રામમાં ને ગ્રામમાં જ પૂરી થઇ જતી હતી; તેમના પર પરકીય રાજસત્તાનો આઘાત કદાપિ થયો જ ન હોતો. જ્યાં ઇતર સર્વ વસ્તુઓ ક્ષણભંગુર ભાસતી હોય છે ત્યાં એ ગ્રામસંસ્થા જ માત્ર સનાતન અથવા ચિરસ્થાયિની જણાય છે. એક પછી એક અનેક રાજવંશો ઉદ્ભવીને નષ્ટ થઇ ગયા; એક પછી એક અનેક રાજ્યક્રાંતિયો થઇ ગઇ; પઠાણ, મુગલ, મરાઠા, સિખ્ખ તથા અંગ્રેજ આદિકની રાજસત્તાઓના મોર્ચા અનુક્રમે આ દેશમાં મંડાયા; પરંતુ આ સઘળી ઉથલ પાથલોમાં પણ ગ્રામસંસ્થા તો પોતાના અસ્તિત્વને તેના તે સ્વરૂપમાં અત્યાર સુધી પણ જાળવી રહી છે. આ ગ્રામસંસ્થારૂપ લઘુ લોકસત્તાત્મક રાજ્યોના બનેલા આવા સંઘના યોગે જ હિન્દુઓને રાજનૈતિક સ્વાતંત્ર્ય, સ્વાવલંબન તથા રાજનૈતિક સુખની પ્રાપ્તિ થયેલી છે.[૨] " પરંતુ એ નાની નાની ગ્રામ-

---

૧ Historical Sketches of the South of India, Vol I. P. 119.

૨ "The village-communities are little republics having nearly everything they can want within themselves and almost independent of any foreign nation. They seem to last where nothing lasts. Dynasty after

સંસ્થાઓ વાલુકાના કણો પ્રમાણે પૃથક્ પૃથક્ હોઇને તેમની એકસૂત્રતા અથવા એકત્રતા કદાપિ હતી જ નહિ, એમ કદાચિત્ કોઇ માની બેસે તો એમ માનવાનું પણ કાંઈ કારણ નથી, કારણ કે, વસ્તુસ્થિતિ એવી હતી જ નહિ. 'રાજાએ પ્રત્યેક ગ્રામમાં એક, દશ અથવા વીશ ગ્રામોના સમુદાય ઉપર એક, એવા પાંચ અથવા દશ સમુદાયોની ઉપર એક અને એવા કેટલાક મહાસમુદાયોની ઉપર એક એવી રીતે અધિકારીઓને યોજવા અથવા નીમવા અને તે અધિકારીઓએ પરસ્પર પોતાના ચડતા ઊતરતા અધિકાર અનુસાર પોતાના ઉત્તરદાયિત્વ (જવાબદારી) નો વિચાર કરીને વર્તવું'[2] આવા પ્રકારની પદ્ધતિ તે સમયમાં વર્તમાન કિંવા પ્રચલિત હતી.

ધર્મશાસ્ત્ર અથવા કાયદાના સ્વરૂપ તથા વ્યાપકતા પણ રાજ્યવ્યવસ્થાની ઉત્તમતા તથા અધમતાની એક કસોટી જેવા છે એ તો કોઈ પણ કહી શકે તેમ છે. હિન્દુઓનો ધર્મશાસ્ત્રવિષયક મુખ્ય ગ્રંથ 'મનુસ્મૃતિ' છે. આ ગ્રંથની રચના જેટલી સરળ છે તેટલા જ એ ગ્રંથમાંના નિયમો દીર્ઘદર્શિતા તથા બુદ્ધિમત્તાના સંપૂર્ણ નિદર્શક છે. 'મનુસ્મૃતિમાંના નિયમો વારંવાર પરિવર્તિત થનારા ન હોવા છતાં પણ સમાજગત વ્યક્તિઓના સર્વ ભિન્ન ભિન્ન પારસ્પરિક સંબંધોને વહેંચી વળે તેટલી સીમાપર્યંત વ્યાપક છે. સર વિલિયમ જોન્સે 'મનુસ્મૃતિ'ના સંબંધમાં પોતાનો એવા પ્રકારનો અભિપ્રાય દર્શાવ્યો છે કે

---

dynasty tumbles down, revolution succeeds revolution and Pathan, Moghul, Marhatha, Sikh, English are all masters in turn, but the village-communities, remain the same This union of village, communities-each one forming a little state in itself, is in a high degree conducive to their ( Hindoos) happiness and to the enjoyment of a great portion of freedom and independence " ( Report of the Select Committee Vol III, of the House of Commons 1832 )

"મનુસ્મૃતિ ગ્રીક સ્મૃતિકાર સોલન · કિંબહુના લાયકરગસના કરેલા ધારાશાસ્ત્રથી પણ પ્રાચીનતર હોવી જોઇએ. 'મનુસ્મૃતિ'માં ગ્રથિત કરાયલા ધર્મશાસ્ત્રના નિયમોને સર્વથી પ્રથમ જ્યારે સમાજના વ્યવહારમાં યોજવામાં આવ્યા હતા તે કાળ જે વેળાયે મિસર ઇજિપ્ત તથા હિન્દુસ્થાન–ભરતખંડ–માં પ્રથમતઃ રાજસત્તાની સ્થાપના થઇ હતી તે લગભગનો જ હોવો જોઇએ ક્રીટ નામક દ્વીપ–બેટ–માંના પ્રાચીન કાયદા મનુના ધર્મશાસ્ત્રમાં વર્ણવાયલા નિયમો જેવા જ દેખાઇ આવે છે. અને એ જ કાયદાઓને લાયકરગસ સ્પાર્ટામાં લઇ આવેલો હોવો જોઇએ એમ સ્પષ્ટ જણાઇ આવે છે.[૧] " ધિ બાયબલ ઇન ઇન્ડિયા ' (હિન્દુસ્થાનમાં બાયબલ) નામક ગ્રંથના લેખક જેકોલિયેટનો તો 'મનુસ્મૃતિ'ના સંબંધમાં એવો જ નિશ્ચિત અભિપ્રાય છે કે : "મિસર, ઇરાન, ગ્રીસ તથા રોમ આદિક દેશોના કાયદાઓની રચના 'મનુસ્મૃતિ'ના આધારે જ કરવામાં આવી છે અને અત્યારે પણ યૂરોપખંડનાં ન્યાયમંદિરોમાં પ્રતિદિવસ 'મનુસ્મૃતિ'નું જ પ્રાબલ્ય દૃષ્ટિગોચર થયા કરે છે."[૨] "ડેસેમજ્હરેટની કાર્યકીર્તિમાં ગ્રીકોએ હિન્દુઓની સ્મૃતિયો ઉપરથી જ પોતાના કાયદાઓ તૈયાર કરેલા હોવા જોઇએ અને ત્યારપછી ગ્રીક કાયદાઓના આધારે રોમન તથા રોમન કાયદાઓના આધારે ઇંગ્લિશ કાયદાઓ રચવામાં આવ્યા હતા." પ્રો. વિલ્સન લખે છે કે:"હિન્દુઓના સ્મૃતિગ્રંથોમાં સમાજમાંના સર્વ ભિન્ન ભિન્ન સંબંધોને નિયમિત કરનારા નિયમો આપવામાં આવ્યા છે અને જે સમાજમાં આવા નિયમો પ્રચલિત હોય તે સમાજ સુધારણા કિંવા સભ્યતાના વિષયમાં અવશ્ય અતિશય આગળ વધેલો હોવો જોઇએ; કારણ કે, જે

---

૧ Houghtons Institutes of Hindu Law, Preface, P. X.

૨ "The Manu Smriti was the foundation upon whitch the Egyptian, the Persian, the Grecian, and the Roman codes of law were built,.and the influence of Manu was still every day felt in Europe."

સમાજસુધારણા કિંવા સભ્યતાના વિષયમાં આટલી સીમા પર્યન્ત આગળ વધેલો ન હોય, તો તે સમાજમાં આવા ઉત્કૃષ્ટ નિયમો કદાપિ અસ્તિત્વમાં આવી શકે જ નહિ."[1]

માત્ર મિલ્ નામક ઈંગ્લિશ ઇતિહાસલેખક હિન્દુઓના ધર્મશાસ્ત્રના સંબંધમાં અતિશય હીન વિચાર ધરાવતો હતો અને તેથી તેણે પોતાના લખેલા ' હિન્દુસ્થાનના ઇતિહાસ'માં હિન્દુધર્મશાસ્ત્રના સંબંધમાં પોતાનો એવો જ અભિપ્રાય દર્શાવેલો છે કે: " હિન્દુઓનાં ધર્મશાસ્ત્ર સ્મૃતિ કિંવા કાયદાની રચના તથા તેમનાં વર્ગીકરણ અતિશય ઓબ્ડ ધોબડ હોઇને હિન્દુજાતિ અથવા હિન્દુરાષ્ટ્રની જંગલતાને જ સિદ્ધ કરી બતાવે છે. અમુક વસ્તુને અવેજ તરીકે ઘરાણે રાખીને નાણું ઉછીનાં ( કર્જ તરીકે ) આપવાં એ પદ્ધતિ જંગલીપણાને જ દેખાડનારી છે. જૂઠી સાક્ષી આપવી એ એક ગુણ છે એમ હિન્દુધર્મશાસ્ત્ર માને છે. આ હિન્દુધર્મશાસ્ત્રમાં અનિશ્ચિતતાની તો કશી સીમા જ નથી, તેમ જ એ ધર્મશાસ્ત્રનો અર્થ કરતી વેળાયે એક પંડિતનો અભિપ્રાય બીજા પંડિત સાથે કદાપિ મળી શકતો નથી. મુસ્લિમ ધર્મશાસ્ત્ર ( હદીસ ) હિન્દુધર્મશાસ્ત્ર કરતા અતિશય શ્રેષ્ઠ છે;" ઇત્યાદિ ઈત્યાદિ અનેક આક્ષેપો હિન્દુધર્મશાસ્ત્ર ઉપર એ મિલ્ મહાશયે કરેલા છે. પરંતુ મિલ મહાશયના આ ઈતિહાસગ્રંથના સંપાદક પ્રો. વિલ્સન્ સાહબે મિલ્નાં આ સર્વ બાલિશ વિધાનોનું સપ્રમાણ ખંડન કરી નાખ્યુ છે અને મિલના સંબંધમાં છેવટે પોતાનો એવો નિર્ણય દર્શાવી દીધો છે કે: " આ આક્ષેપો કરીને મિલ્ સાહબે હિન્દુજાતિ વિષયક પોતાના પક્વ દુરાગ્રહ તથા ગાઢ અજ્ઞાનનુ જ પ્રદર્શન કરાવી દીધું છે !" પ્રો. વિલ્સન્ મહાશય કહે છે કે: " જો કાયદાની રચના તથા કાયદાના વર્ગીકરણને જોઇને જ અમુક એક રાષ્ટ્રની સુધારણાનો તોલ કરવાનો હોય, તો સુધારણાના વિષયમાં ઈંગ્લિશ રાષ્ટ્ર હિન્દુરાષ્ટ્ર કરતાં બહુ જ નીચા અથવા ઊતરતા પ્રકારનું

[1] Mill's India, Vol. II, P. 282.

જ સિદ્ધ થઇ જાય છે અમુક વસ્તુને અનેજ તરીકે ધરાણે રાખીને કર્જે નાણા આપવાની પદ્ધતિ જો જંગલીપણાને દેખાડનારી હોય, તો લંડન નગરમા કેવળ મૉર્ટગેજના ધંધાથી જ પોતાના વ્યવહારને ચલાવનારા અસંખ્ય Pawn-brokers-શાહુકારો-ઇંગ્લૅંડના જંગલીપણાને જ સિદ્ધ કરી રહ્યા છે, એમ જ આપણે માનવુ જોઇએ હિન્દુધર્મશાસ્ત્ર જૂઠી સાક્ષી આપવાના કાર્યને ગુણ તરીકે માને છે એ મિલ મહાશયનું કથન સર્વથા અસત્ય તથા નિરાધાર હોઇને તેમની રોગગ્રસ્ત કલ્પનાશક્તિના મહાવિદ્રૂપ અપત્ય સમાન છે હિન્દુ ધર્મશાસ્ત્રમાં જો અનિશ્ચિતતાનો દોષ રહેલો હોય, તો અંગ્રેજી કાયદાનો વિલંબ તેટલો જ, કિબહુના તેના કરતા પણ અત્યંત અધિક વિઘાતક છે, અને એ વિલંબના યોગે જ લાચ રુશ્વત, લાગવગ તથા કારસ્તાનો આદિકને ન્યાયના કાર્યમા બાધા નાખવાના અવસરો અનાયાસ પ્રાપ્ત થઈ જાય છે જેવી રીતે શાસ્ત્રોના અર્થોના સબંધમાં હિન્દુ પંડિતોનો પરસ્પર મતભેદ થાય છે તેવી જ રીતે અંગ્રેજી રાજ્યમા પણ કાયદાના અર્થોના સંબંધમા વકીલો તથા બૅરિસ્ટરોનો ભયાનક મતભેદ નથી થતો કે શુ ? અમુક અભિયોગના સંબંધમાં મદ્રાસના ચીફ જસ્ટિસે આપેલો નિર્ણય લોકોને હાનિ પહોચાડનારો તથા કાયદાથી સર્વથા વિરુદ્ધ છે એમ બંગાળાની હાઇ કોર્ટનો ચીફ જસ્ટિસ કોઇ પણ પ્રકારના સંકોચ વિના કહી શકે છે, એ મતભેદ નથી તો બીજું શુ છે વારુ ? મુસલ્માનોના ધર્મશાસ્ત્રમા દંડવિધાનના સંબંધમા વૈરના પ્રતિશોધની જંગલીપણાને દર્શાવનારી કલ્પના વિશેષ પ્રબળ છે અને હિન્દુધર્મશાસ્ત્રમા એ કલ્પનાનો સર્વથા અભાવ છે. (અર્થાત્ હિન્દુધર્મશાસ્ત્રમા દંડવિધાન સાથે અન્ય વૈરના પ્રતિશોધનો કોઇ પણ પ્રકારનો સંબંધ હોતો જ નથી) હિન્દુધર્મશાસ્ત્રમા કરાર તથા વારસાના સંબંધમા જેટલું પરિપૂર્ણ તથા નિશ્ચિત વર્ણન કરાયલુ છે તેટલું પરિપૂર્ણ તથા નિશ્ચિત વર્ણન મુસ્લિમ ધર્મશાસ્ત્રમા નિષ્કૃત નથી.''[1]

---

૧ મુસ્લિમ ધર્મશાસ્ત્રમા કરાર તથા વારસાના સંબંધમા પરિપૂર્ણ

ઓ મૅક્સમૂલર મહાશયે તો મિલના લખેલા 'હિન્દુસ્થાનના ઇતિહાસ' ના સંબંધમાં પોતાનો એવો નગ્ન સત્ય અભિપ્રાય દર્શાવી દીધો છે કે "અંગ્રેજી ભાષામાં જો કોઇ પણ એક મહાવિઘાતક અથવા અપકારક ગ્રંથ અસ્તિત્વ ધરાવતો હોય, તો તે મિલનો લખેલો 'હિન્દુસ્થાનનો ઇતિહાસ' જ છે, માત્ર એટલું જ નહિ, પણ હિન્દુસ્થાન ઉપર આવી પડેલા કેટલાક ભયંકર સંકટોની જવાબદારી પણ એ ગ્રંથના મસ્તક ઉપર જ રહેલી છે. મિલના લખેલા 'હિન્દુસ્થાનના ઇતિહાસ' માં આરંભથી અંત પર્યન્ત એટલું તો વિપુલ વિષ ભરેલું છે કે પ્રો. વિલ્સને આપેલા ટિપ્પણરૂપ વિષપ્રતિબંધક ઔષધના યોગે તે પ્રાણહારક હલાહલની પ્રાણહારકતા લેશમાત્ર પણ ન્યૂન થઈ શકી નથી "[1] એ ગ્રંથના સંબંધમાં પોતાના આવા પ્રકારના નિર્ભય સત્ય અભિપ્રાયને દર્શાવીને પ્રો મૅક્સમૂલર કહે છે કે "આવા પ્રકારના દુષ્ટ ગ્રંથને સિવિલ સર્વિસની પરીક્ષામાં બેસનાર વિદ્યાર્થીઓ માટે પાઠ્ય પુસ્તક તરીકે નિયત કરવામાં આવે છે અને એ ગ્રંથના સંબંધમાં તેમના અભ્યાસની પરીક્ષા લેવામાં આવે છે એ અત્યંત દુર્ભાગ્યમયી ઘટના છે "

તથા નિશ્ચિત વર્ણન ન હોવાથી અને હિન્દુસ્થાનના અત્યારના મુસલમાનોની સેંકડે ૯૫ ટકા જેટલી સંખ્યા મુસ્લિમ રાજ્યકર્તાઓના ધાર્મિક અત્યાચારો તથા અન્ય ઉપાયોવડે વટલીને હિન્દુમાંથી મુસલમાન થયેલી હોવાથી હિન્દુસ્થાની મુસલમાનોની મેમણ કોમ જેવી કેટલીક કોમો અથવા જાતિઓના કરાર તથા વારસા સંબંધી વિવાદોના નિર્ણયો અત્યારે પણ હિન્દુસ્થાનમાંની અંગ્રેજ સરકારની હાઈ કોર્ટોમાં હિન્દુધર્મશાસ્ત્ર ( હિન્દુ લૉ )ના આધારે જ આપવામાં આવે છે સ્વાર્થના અંગે મુસલમાનોની અમુક જાતિઓ, મુસલમાન થયા છતાં, વારસાના વિવાદના સંબંધમાં હિન્દુધર્મશાસ્ત્રની સહાયતા લઇને પોતે જ મુસ્લિમ ધર્મશાસ્ત્ર કરતાં હિન્દુધર્મશાસ્ત્રની અધિક પ્રબલતાને સ્વીકારી રહી છે.

૧ " The book which I consider most mischievous, nay, which I hold responsible for some of greatest mis-

કોલમન્ નામક એક અંગ્રેજ ગ્રંથકારે પોતાના રચેલા 'હિન્દુઓના પુરાણ' નામક ગ્રંથમાં 'મનુસ્મૃતિ'ના સબંધમાં પોતાનો એવો અભિપ્રાય દર્શાવેલો છે કે "'મનુસ્મૃતિ' માં ગોજાયલી ભાષામાં કાયદાના ગ્રંથમાં જેની આવશ્યકતા અનિવાર્ય હોય છે તે ગભીરતા તથા ઉદાત્તતા ઓતપ્રોત ભરેલી હોવાથી તેના યોગે 'મનુસ્મૃતિ' માં ગોજાયલી ભાષાના સંબંધમાં આપણા હૃદયમાં એક પ્રકારનો આદરયુક્ત પ્રભાવ પડી જાય છે એક ઈશ્વર વિના અન્ય સર્વ વ્યક્તિઓના નિયમોને વર્ણવતા 'મનુસ્મૃતિ' એ એટલી સીમા પર્યન્ત નિર્ભયતા તથા સ્વતંત્રતાને સ્વીકારી લીધી છે કે ન્યાય વિષય નિષ્ઠુરતાના સંબંધમાં રાજાઓને ઉદ્દેશીને કરાયલા તીવ્ર વિધાનો જ્યારે આપણે વાચીએ છીએ ત્યારે જ તે વિધાનોની ઉચ્ચતાની આપણાથી યથાર્થ કલ્પના કરી શકાય છે"[1]

એ જ પ્રમાણે ડૉ રૉબર્ટ્સને 'મનુસ્મૃતિ' ના સબંધમાં જે ઉત્તમ અભિપ્રાય દર્શાવ્યો છે તે એ છે કે વિવેચ્યમાન વિષયોની સંખ્યા તથા વિવિધતાને જોતા હિન્દુઓની 'મનુસ્મૃતિ', સ્ટીનિયનના રોમન ધર્મશાસ્ત્ર (ધારાશાસ્ત્ર) અથવા અન્ય કોઈ સુધરેલા કિંવા સુસભ્ય દેશના ધર્મશાસ્ત્ર જેટલી જ યોગ્યતા ધરાવનારી છે

fortunes that have happened in India, is Mill's History of India, even with the antidote against its poison which is supplied by Prof Willson's notes "

India, What Can It Teach Us ?, p 42

1 ' The style of Manu has a certain austere majesty that sounds like the language of legislation and extorts a respectfull awe The sentiments of independence on all being but God and the harsh administrations even to king are truly noble '

Mythology of the Hindus

'મનુસ્મૃતિ'મા દર્શાવાયલા નિયમોનો અનુક્રમ સ્વાભાવિક તથા સ્પષ્ટ છે, એ નિયમો અતિશય વ્યાપક તથા અનેકવિધ હોઇને તેમનાં વિવેચનો અત્યત સૂક્ષ્મ તથા ચિકિત્સક દષ્ટિથી કરાયલા છે. તેમ જ 'મનુસ્મૃતિ'મા કરાયલા નિર્ણયો સર્વ કાળમા સર્વ દેશોના લોકોમા માન્ય રખાયલા ઉચ્ચ તથા સનાતન ન્યાયતત્ત્વોના આધારે જ અપાયલા છે આ ધર્મશાસ્ત્રને માનનારો માનવ સમાજ (અર્થાત્ હિન્દુસમાજ) અત્યત વૈભવશાલી તથા સુસસ્કૃત હોવો જોઇએ એ વાતા સર્વથા નિ સંશય તથા નિર્વિવાદ છે આ સ્મૃતિમા કેટલાક વિષયોના એટલા તો વ્યાપક વિસ્તાર તથા વર્ગીકરણ કરવામા આવ્યા છે કે જેની યૂરોપીયન્ ધર્મશાસ્ત્રકારોને કલ્પનામાત્ર પણ થઇ ન હોતી 'મનુસ્મૃતિ' ના કેટનાક નિયમોને જોતા તે નિયમોના પાળનાર સમાજની સસ્કૃતિની શ્રેષ્ઠતાનો તત્કાળ સાક્ષાત્કાર થઇ જાય છે અને તેમા પણ વળી તે માનવ સમાજમા એ સસ્કૃતિનો ઉ ભવ અત્યત પ્રાચીન કાળમા થયો હતો એ જોઈને તો આશ્ચર્યનો અવધિ જ થઇ જાય છે " હિન્દુધર્મશાસ્ત્રાંતર્ગત પૂરાવાના શાસ્ત્રના સબધમા મદ્રાસ હાઇકોર્ટના ચીફ જસ્ટિસ સર થૉમસ સ્ટ્રેંજે એવો અભિપ્રાય દર્શાવેલો છે કે "આ શાસ્ત્રના અભ્યાસથી પ્રત્યેક અંગ્રેજ ધારાશાસ્ત્રી (લૉયર) ને અતિશય લાભ થવાનો સભવ છે અને આ શાસ્ત્રના કેવળ વાચનથી પણ અંગ્રેજ ધારાશાસ્ત્રીના હૃદયમા આનન્દ તથા આનદ ઉત્પન્ન થયા વિના તો નહિ જ રહે"[1]

'મનુસ્મૃતિ'ના ટીકાકાર કુલ્લુકની ટીકાના સબધમા સર વિલિયમ્ જોન્સે પોતાનો એવો અભિપ્રાય દર્શાવેલો છે કે આ

૧ "It will be read by every English lawyer with a mixture of admiration and delight, as it may be studied by him to advantage"

Sir Thomas Strange, the Late chief justice of Madras.

ટીકા અન્ય સર્વ ટીકાઓ કરતા લઘુ હોવા છતા પણ સર્વથી અધિક અર્થપ્રકાશિકા છે. એમા ટીકાકારની વિદ્વત્તા સપૂર્ણ સ્વરૂપમાં દષ્ટિગોચર થવા છતા પાણ્ડિત્યના વૃથા પ્રદર્શનનો ક્યાં ય અંશમાત્ર પણ નથી દેખાતો. યૂરોપ તથા એશિયા ખંડના કોઇ પણ પ્રાચીન કિંવા અર્વાચીન ગ્રંથની કુલ્લુક જેવી અત્યત ગહન ગભીર તથા સર્વમાન્ય ટીકા અન્ય કોઇ પણ વિદ્વાન્ ટીકાકારે નથી જ કરી.'[1]

---

[1] It is the shortest yet the most luminous the less ostentatious yet the most learned the deepest yet the most agreeable commentary ever composed on any author ancient or modern European or Asiatic."

Sir William Jones Preface to Houghton's Institutes of Hindu Law p 18.

# પ્રકરણ ૪ થું

## ભારતીય હિન્દુજાતિનું શીલ



ભારતીય હિન્દુઓની રાજ્યવ્યવસ્થા કેવી કિંવા કેવા પ્રકારની હતી એનું ગત પ્રકરણમા સંપૂર્ણ દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. છતાં પણ ભારતીય હિન્દુઓની સમાજવ્યવસ્થા તથા રાજ્યવ્યવસ્થાની સર્વશ્રેષ્ઠતાના સંબંધમાં જે એથી પણ અધિક પ્રમાણોને જોવાની કોઈની ઇચ્છા હોય તો એ સમાજવ્યવસ્થા તથા રાજ્યવ્યવસ્થાની સર્વશ્રેષ્ઠતાના પરિણામે ભારતીય હિન્દુજાતિમાં જે અલૌકિક શીલનો ઉદ્ભવ કિંવા આવિર્ભાવ થયો હતો તે અલૌકિક શીલના અવલોકનથી તેની એ ઇચ્છા સર્વાંશે પરિપૂર્ણ થઈ જાય તેમ છે, એવી અમારી પોતાની તો નિશ્ચિત માન્યતા છે; કારણ કે, ભારતીય હિન્દુજાતિની નીતિવિષયક કલ્પનાઓ કિંવા માન્યતાઓ કેટલી સીમા પર્યન્ત શ્રેષ્ઠતમ હતી તેમ જ ભારતીય હિન્દુજાતિના શીલની શ્રેષ્ઠતા કેટલા અકલ્પનીય પરિમાણમાં અલૌકિક હતી એના સંબંધમાં ભારતીય પ્રાચીન આર્ય ગ્રંથો તથા ભારતીય હિન્દુજાતિ-વિભૂષણ પુરુષપુંગવોનાં અત્યંત વિપુલ સંખ્યામા જેટલાં જોઈએ તેટલાં પ્રબળ પ્રમાણોને આ સ્થાનમા પ્રકાશિત કરી શકાય તેમ છે. પરંતુ એના સંબંધમાં અહીં કેવળ ભારતીય પ્રાચીન આર્ય ગ્રંથો તથા ભારતીય હિન્દુજાતિવિભૂષણ પુરુષપુંગવોના પ્રમાણોને જ પ્રકાશિત કરવાથી તે ગ્રંથો તથા ભારતીય હિન્દુગ્રંથકારોના શિરપર આત્મશ્લાઘા, પક્ષપાત તથા અતિશયોક્તિ આદિકનો આરોપ સહજ કરી શકાય તેમ હોવાથી એ આરોપ કિંવા આક્ષેપની સંભવનીયતાને સદાને માટે અટકાવી દેવામાટે અમોએ અહીં કેવળ તે અભિપ્રાયોના પ્રકાશનની જ વ્યવસ્થા કરેલી છે કે જે અભિપ્રાયો મતવક્તા વિદેશી

ત્યા વિશ્વમાં પુરુષોએ ભારતીય હિન્દુજાતિના શીલની સર્વશ્રેષ્ઠતાના સબંધમા નિષ્પક્ષપાતિની દૃષ્ટિથી જ ભિન્ન ભિન્ન સમયમા દર્શા વેલા છે. અસ્તુ

મનુષ્યના માનસિક, મૌદ્ધિક તથા આધ્યાત્મિક ઉત્કર્ષ તેમ જ માનવસમાજની અભિવૃદ્ધિમાટે જે સદ્ગુણોની આવશ્યકતા સર્વથા અનિવાર્ય હોય છે તે સર્વ સદ્ગુણોમા 'સત્ય' નામક સદ્ગુણ સર્વશ્રેષ્ટ મનાય છે, કિંબહુના ભિન્ન ભિન્ન સર્વ સદ્ગુણો કિંવા સર્વનીતિ તત્ત્વો કેવળ એક 'સત્ય'ના જ ભિન્ન ભિન્ન સ્વરૂપ છે એમ પણ, કોઈ પણ પ્રકારના સકોચ વિના કહી શકાય તેમ છે માગશ કે, જેની યોગ્યતા 'સત્ય' કરતાં અધિક હોય તેવો કોઈ પણ સદ્ગુણ આ સંસારમાંના કોઈ પણ સ્થાનમા અસ્તિત્વ ધરાવતો જ નથી એ સિદ્ધાન્ત નિરાબાધ્ય છે અને એ સર્વશ્રેષ્ઠ 'સત્ય' નામક સદ્ગુણ ભારતીય હિન્દુજાતિમાં અત્યંત ઉત્કટ સ્વરૂપમાં વિદ્યમાન રહ્યા કરતો હતો એના સબધમા સર્વ દેશોના તથા સર્વ ધર્મોના ગ્રથકારો, પ્રવાસીઓ (યાત્રાળુઓ) તથા રાજનીતિજ્ઞ પુરુષોની સંપૂર્ણ એકવાક્યતા જ આપણા જોવામા આવ્યા કરે છે ઇસ્વી સનના દ્વિતીય શતક (બીજી સદી)મા થઈ ગયેલા એરિયન નામક એક ઇતિહાસલેખકે પોતાનો એવો સ્પષ્ટ અભિપ્રાય દર્શાવેલો છે કે "જેને અસત્યવાદી મનુષ્ય તરીકે ઓળખાવી શકાય તેવો કોઈ પણ ભારતીય હિન્દુ આજ પર્યન્ત કોઈના પણ જોવા કિંવા જાણવામા આવી શક્યો નથી" અને સ્ટ્રૅબો નામક ઇતિહાસલેખકે હિન્દુઓના શીલના સબધમા જે ઉલ્લેખ કરેલો છે તે એ છે કે "ભારતવાસી હિન્દુઓ એટલી સીમાપર્યન્ત પ્રામાણિક કિંવા સત્યવાદી છે કે તેમને પોતાનાં ગૃહોના દ્વારોને સપત્તિની સુરક્ષિતતામાટે તાળા વાસવાની કિંવા કરેલા કરારોને બંધનકારક બનાવવામાટે લિપિબદ્ધ કરવાની કદાપિ લેશમાત્ર પણ આવશ્યકતા નથી જણાતી" ચીનદેશવાસી ઇતિહાસપ્રસિદ્ધ બૌદ્ધ યાત્રાળુ હ્યુએનસગે પોતાના ભારતયાત્રા વિષયક ગ્રથમા હિન્દુજાતિની

અલૌકિક સત્યપ્રિયતાના સંબંધમાં એવો ઉલ્લેખ કરેલો છે કે "પ્રામાણિકતા તથા સરળતા એ બે ગુણોમાં કોઈથી પણ ભારતીય હિન્દુઓની સમાનતા કિંવા પ્રતિસ્પર્ધા કદાપિ કરી શકાય તેમ નથી, માત્ર એટલું જ નહિ, પણ તેમની ગન્ય-વ્યવસ્થામાં પણ એ ગુણો વિપુલ પરિમાણમાં આપણા જોવામાં આવ્યા કરે છે હિન્દુઓ અન્યાયથી કદાપિ કાઈના ધન આદિકનો અપહાર નથી કરતા અને તેમની ન્યાયપ્રિયતા તો વળી એટલી ચરમ સીમા પર્યન્ત પહોચી ગઇ છે કે તેમની એ અત્યંત ન્યાયપરાયણતાના યોગે તેમના ન્યાયને કેટલીક વાર અનુચિત ઔદાર્યનું સ્વરૂપ પણ પ્રાપ્ત થઇ જાય છે (હુએન સંગના ભારત ભ્રમણનો વૃત્તાન્ત, અંગ્રેજી અનુવાદ, દ્વિતીય ખંડ, પૃષ્ઠ ૮૩) ચથાનના એક રાજપ્રતિનિધિ (વકીલ) સૂ-વે (ઇ સ ૧૨૭૧) ફ્રાયર ઑર્ડેનસ (ઇ સ ની ચતુર્થ શતાબ્દી), ચીના રાજપ્રતિનિધિ (વકીલ) ફી-ટૂ (ઇ સ ૬૦૫) અને બેદી અજ જમાન (ઇસ્વીસનની તેરમી સદી) આદિક વિદેશી તથા વિધર્મી સત્યવક્તા તથા નિષ્પક્ષપાત પુરુષોએ ભારતીય હિન્દુઓના સંબંધમાં પોતાના જે સ્પષ્ટ અભિપ્રાયો દર્શાવેલા છે તે સર્વ અભિપ્રાયોનો સારાશ એ જ છે કે "ભારતીય હિન્દુઓ પરમ પ્રામાણિક, સત્યનિષ્ઠ તથા ન્યાયપરાયણ હોઇને પોતાના મુખમાંથી નીકળેલા વચન (શપથ કિંવા પ્રતિજ્ઞા)નો કદાપિ ભંગ નથી જ કરતા તેમનામાં અસત્યપ્રિયતા કિંવા છળપ્રપંચ તેમ જ દુષ્ટતા આદિક માનવજાતિના કલંકરૂપ દારુણ દુર્ગુણોનો નિવાસ નામમાત્રને માટે પણ જોવામાં નથી આવતો અને તેમના હૃદયોમાં જીવન તથા મરણની લેશમાત્ર પણ ભીતિ નથી હોતી (જુઓ સ્વ અધ્યાપક મૅક્સમૂલરકૃત India What can It Teach us? પૃષ્ઠ ૫૫ તથા પૃ૮ ૨૭૫) ઇસ્વીસનની અગિયારમી સદીમાં લખેલા પોતાના ભૂગોલ વિષયક ગ્રંથમાં ઇદ્રિસી નામક એક ગ્રંથકારે હિન્દુઓના શીલના સંબંધમાં એવા પ્રકારનો ઉલ્લેખ કરેલો છે કે "ભારતવાસી હિન્દુઓ એટલી સીમા

પર્યન્ત ન્યાયપરાયણ, વિશ્વાસપાત્ર, પ્રામાણિક તથા વચનપાલક છે કે તેમના એ સદ્દગુણોની સ્તુતિ સાંભળીને દૂર દૂરના અન્ય દેશોના નિવાસીઓ ભારતવર્ષમાં આવીને ત્યાંના સ્થાયી નિવાસીઓ થઈ જાય છે." ઈસ્વી સનની તેરમી સદીમાં થઈ ગયેલા માર્કો પોલો નામક એક વિદેશી પ્રવાસીએ પોતાના પ્રવાસગ્રંથમાં ભારતીય બ્રાહ્મણ જાતિના સંબંધમાં પોતાની એવી માન્યતાનો પ્રકાશ કરેલો છે કેઃ "ભારતવાસી બ્રાહ્મણો જેવા ને જેટલા સત્યવાદી તથા વિશ્વાસપાત્ર વ્યાપારીઓ આ વિશાળ પૃથ્વીતલમાંના અન્ય કોઈ પણ દેશમાં અસ્તિત્વ ધરાવતા હોય એવી મારી પોતાની માન્યતા તો નથી જ; કારણ કે, આ લોકમાંના કોઈ પણ પ્રકારના લાભમાટે તેઓ કદાપિ અસત્ય ભાષણ નથી કરતા તે નથી જ કરતા." ઈસ્વી સન ૧૯૧૩ થી ૧૪૮૨ પર્યન્તના સમયમાં કલિકત તથા વિદ્યાનગરની રાજસભામાં આવી વસેલા ખાકાન દેશના મુસ્લિમ રાજપ્રતિનિધિ કિંવા વકીલ કમાલુદ્દીન સમરકન્દીએ પણ ભારતીય હિન્દુઓના સંબંધમાં એવા જ ઉદ્દગારો કાઢેલા છે કેઃ "હિન્દુસ્થાનમાં અન્ય દેશોમાંથી આવતા સોદાગરો ( વ્યાપારીઓ ) નાં ધન તથા જીવન આદિકનું હિન્દુઓના હસ્તથી અત્યંત ઉત્તમ સ્વરૂપમાં નિરન્તર રક્ષણ થતું રહે છે." મહાન્ મુગલ સમ્રાટ્ અકબરની રાજસભાના રત્નરૂપ મુસ્લિમ વિદ્વાન્ અબુલ્ફજલે પોતાના લખેલા 'આઇને અકબરી' નામક ફારસી ગ્રંથમાં ભારતીય હિન્દુઓની જે મુક્ત કંઠથી પ્રચંડ પ્રશંસા કરી છે તે એ છે કેઃ "હિન્દુઓના સંબંધમાં સંક્ષેપમાં જે કહેવાનું છે તે એટલું જ કે હિન્દુઓ ધાર્મિક અથવા ધર્મનિષ્ઠ છે; સુશીલ કિંવા મધુરભાષી છે; અતિથિ અભ્યાગતનો આદર સત્કાર કરનારા છે; નિરંતર પ્રસન્ન રહેનારા છે; જ્ઞાનના પિપાસુ કિંવા જિજ્ઞાસુ છે; ન્યાયના પ્રેમી છે; ઐકાંતિકતાને ઇચ્છનારા છે; ઉત્તમ વ્યવસાયી કિંવા વ્યાપારી છે; સત્યના સ્તુતિપાઠક છે; કૃતજ્ઞ કિંવા ઉપકારના જ્ઞાતા છે અને અસીમ પ્રભુભક્ત કિંવા ઇશ્વરનિષ્ઠ છે. જ્યારે તેઓ કોઈ સંકટ કિંવા વિપત્તિ

પરિસ્થિતિમા આવી પડે છે ત્યારે તેમના ચારિત્ર્યની જ્યોતિ અત્યંત ઉજ્જવલ થઈ જાય છે તેમના સૈનિકોના મસ્તિષ્કમા યુદ્ધભૂમિમાથી પલાયન કરવાની કલ્પનામાત્ર પણ નથી હોતી ( આ કથન ક્ષત્રિયોના સબધમા કરાયલુ છે એ સ્પષ્ટ છે ), તેઓ પોતાના રાજ્યકર્તાઓ પ્રતિ અતિશય પૂજ્યભાવ ધરાવે છે અને જ્યારે પરમેશ્વરની સેવામા જીવનને સમર્પવાનો અવસર આવી લાગે છે ત્યારે તેઓ પોતાના ક્ષણભગુર જીવનના કાંઇ પણ મૂલ્ય નથી આકતા જો કોઈ પણ સકટગ્રસ્ત મનુષ્ય ( પછી ભલેને તે મનુષ્ય તેમનાથી સર્વથા અજ્ઞાન હોય, વિધર્મી હોય કિંવા વિદેશી હોય તો પણ ) તેમની પાસે આશ્રય અથવા રક્ષણને મેળવવામાટે દોડી આવે છે, તો તેને તેની ઇચ્છા અનુસાર અનુરાગપૂર્વક આશ્રય આપીને તેઓ પોતાના ધન, પ્રતિષ્ઠા તથા જીવનના ભોગે પણ તેનુ અવશ્ય રક્ષણ કરી બતાવે છે ( 'આઇને અકબરી ' નો અગ્રેજી અનુવાદ ઇ સ ૧૮૦૦ ની આવૃત્તિ, ભાગ ૨ જો, પૃષ્ઠ ૩૨૨ થી ૩૨૪) * સર્ જૉન્ માલ્કમ્ મહાશયે ભારતીય

" Summarily, the Hindus are religious, affable, courteous to strangers, cheerful, enamoured of knowledge, fond of inflicting austerities upon themselves, lovers of justice, given to retirement, able in business, admirers of truth, grateful, and of unbounded fidelity Their character shines brightest in adversity Their soldiers know not what it is fly from tho field of battle ( meaning of course the Kshatriya, or military caste ) They have great respect for their rulers, and make no account of their lives, when they can devote them to the service of God If any person in distress flies to them for protection, although he be a stranger, they take him by the hand, and will defend him at tho expence of their property, reputation, and life " 'Ayeen Akbery' Edn 1800, Vol II, Pages 322 and 324 )

).

પર્યન્ત ન્યાયપરાયણ વિશ્વાસપાત્ર, પ્રામાણિક તથા વચનપાલક છે
કે તેમના એ સદ્ગુણોની સ્તુતિ સાંભળીને દૂર દૂરના અન્ય દેશ
નિવાસીઓ ભારતવર્ષમા આવીને ત્યાના સ્થાયી નિવાસી થઈ
જાય છે ' ઇસ્વી સનની તેરમી સદીમા થઈ ગયેલા નાર્કો પોલો
નામક એક વિદેશી પ્રવાસીએ પોતાના પ્રવાસગ્રથમા ભારતીય બ્રાહ્મણ
જાતિના સબધમા પોતાની એવી માન્યતાનો પ્રકાશ કરેલો છે
ભારતવાસી બ્રાહ્મણો જેવા ને જેટલા સત્યવાદી તથા વિશ્વાસપાત્ર
વ્યાપારીઓ આ વિશાળ પૃથ્વીતલમાના અન્ય કોઈ પણ દેશમાં
અસ્તિત્વ ધરાવતા હોય એવી મારી પોતાની માન્યતા તો નથી જ
કારણ કે આ લોકમાના કોઈ પણ પ્રકારના લાભમાટે તેઓ કદિ
અસત્ય ભાષણ નથી કરતા તે નથી જ કરતા ' ઇસ્વી સન ૧૪૪૨
થી ૧૪૮૨ પર્યન્તના સમયમા કલિકત તથા વિદ્યાનગરની રાજસભામા
આવી ગયેલા ખાકાન દેશના મુસ્લિમ રાજપ્રતિનિધિ કિંવા વકીલ
કમાલુદ્દીન સમરકન્દીએ પણ ભારતીય હિન્દુઓના સબધમા એવા
જ ઉદ્ગારો કાઢેલા છે કે ' હિન્દુસ્થાનમા અન્ય દેશોમાથી આવનાર
સૌદાગરો ( વ્યાપારીઓ ) નાં ધન તથા જીવન આદિકનું હિન્દુઓના
હસ્તથી અત્યત ઉત્તમ સ્વરૂપમા નિરન્તર રક્ષણ થતું રહે છે મહાન
મુગલ સમ્રાટ્ અકબરની રાજસભાના રત્નરૂપ મુસ્લિમ વિદ્વાન
અબુ ફજલે પોતાના લખેલા આઇને અકબરી ' નામક ફારસી ગ્રંથમા
ભારતીય હિન્દુઓની જે મુક્ત કઠથી પ્રચડ પ્રશસા કરી છે તેમા
છે કે હિન્દુઓના સબધમા સક્ષેપમા જે કહેવાનું છે તે એટલું જ
કે હિન્દુઓ ધાર્મિક અથવા ધર્મનિષ્ઠ છે સુશીલ કિંવા મધુરભાષી
છે અતિથિ અભ્યાગતનો આદર સત્કાર કરનારા છે નિરતર પ્રસન્ન
રહેનારા છે જ્ઞાનના પિપાસુ કિંવા જિજ્ઞાસુ છે ન્યાયના પ્રેમી છે
ઐકાંતિકતાને ઇચ્છનારા છે ઉત્તમ વ્યવસાયી કિંવા વ્યાપારી છે
સત્યના સ્તુતિપાઠક છે કૃતજ્ઞ કિંવા ઉપકારના જ્ઞાતા છે અને અત્યન્ત
પ્રભુભક્ત કિંવા ઇશ્વરનિષ્ઠ છે જ્યારે તેઓ કોઈ સકટ કિંવા વિપત્તિ

પરિસ્થિતિમાં આવી પડે છે ત્યારે તેમના ચારિત્ર્યની જ્યોતિ અત્યંત ઉજ્જવલ થઈ જાય છે. તેમના સૈનિકોના મસ્તિષ્કમાં યુદ્ધભૂમિમાંથી પલાયન કરવાની કલ્પનામાત્ર પણ નથી હોતી ( આ કથન ક્ષત્રિયોના સંબંધમાં કરાયલું છે એ સ્પષ્ટ છે ), તેઓ પોતાના રાજ્યકર્તાઓ પ્રતિ અતિશય પૂજ્યભાવ ધરાવે છે અને જ્યારે પરમેશ્વરની સેવામાં જીવનને સમર્પવાનો અવસર આવી લાગે છે ત્યારે તેઓ પોતાના ક્ષણભંગુર જીવનનાં કાંઈ પણ મૂલ્ય નથી આંકતા. જો કોઈ પણ સંકટગ્રસ્ત મનુષ્ય ( પછી ભલેને તે મનુષ્ય તેમનાથી સર્વથા અજાણ હોય, વિધર્મી હોય કિંવા વિદેશી હોય તો પણ ) તેમની પાસે આશ્રય અથવા રક્ષણને મેળવવામાટે દોડી આવે છે, તો તેને તેની ઇચ્છા અનુસાર અનુરાગપૂર્વક આશ્રય આપીને તેઓ પોતાનાં ધન, પ્રતિષ્ઠા તથા જીવનના ભોગે પણ તેનું અવસ્ય રક્ષણ કરી બતાવે છે. ( 'આઇને અકબરી ' નો અંગ્રેજી અનુવાદઃ ઇ. સ. ૧૮૦૦ ની આવૃત્તિ, ભાગ ૨ જો, પૃષ્ઠ ૩૨૨ થી ૩૨૪). * સર્ જૉન્ માલ્કમ્ મહાશયે ભારતીય

* "Summarily, the Hindus are religious, affable, courteous to strangers, cheerful, enamoured of knowledge, fond of inflicting austerities upon themselves, lovers of justice, given to retirement, able in business, admirers of truth, grateful, and of unbounded fidelity. Their character shines brightest in adversity. Their soldiers know not what it is fly from the field of battle ( meaning of course the Kshatriya, or military caste.) They have great respect for their rulers, and make no account of their lives, when they can devote them to the service of God If any person in distress flies to them for protection, although he be a stranger, they take him by the hand, and will defend him at the expence of their property, reputation, and life." ( Ayeen Akbery, edit. 1800; Vol II, Pages 322 and 324 )

અંગ્રેજ ન્યાયાધીશોના મુખમાંથી નીકળી શકે તેમ છે વારુ ?" અધ્યાપક મૅક્સમૂલર મહાશયે આ પ્રશ્ન ઈંગ્લૅંડવાસી ગૌરાંગ બંધુઓને પૂછયા પછી ભારતીય હિન્દુઓના સંબંધમાં પોતાનો જે વૈયક્તિક અભિપ્રાય દર્શાવ્યો છે તે એ છે કે: " જે જે પરકીય લોકોને હિન્દુસ્થાન સાથે સંબંધમાં આવવાના અવસરો પ્રાપ્ત થયેલા છે તે સર્વ વિદેશી જનો ત્યાંના હિન્દુઓની રાષ્ટ્રીય શીલ વિષયક સત્યનિષ્ઠાને જોઈને અત્યંત આશ્ચર્યચકિત થઈ ગયા છે; કારણ કે, હિન્દુઓનો એ પ્રધાન તથા અવિચલ સદ્‌ગુણ એવા પ્રકારનો છે કે એ સદ્‌ગુણ અન્યદેશોના નિવાસીઓમાં કદાપિ જોવામાં નથી આવી શકતો. કોઈ પણ પરકીય મનુષ્યથી હિન્દુઓ ઉપર અસત્યવાદિતાનો આરોપ કદાપિ કરી શકાયો નથી. અત્યારના પાશ્ચાત્ય પ્રવાસીઓ પોતાનાં પ્રવાસ વિષયક પુસ્તકોમાં પૌરસ્ત્ય દેશોના મનુષ્યોની સત્યનિષ્ઠાની યોગ્ય પ્રશંસા કરવાની ઉદારતા બહુધા નથી જ દર્શાવતા. ફ્રાન્સ દેશમાં ફરી આવેલો અંગ્રેજ પ્રવાસી ફ્રેંચોની પ્રામાણિકતા કિંવા સત્યનિષ્ઠાના સંબંધમાં એક શબ્દ કિંવા અક્ષરમાત્ર પણ નથી લખતો અને એથી વિરુદ્ધ ઈંગ્લૅંડમાં આવી ગયેલો કોઈ ફ્રેંચ પ્રવાસી પોતાના પ્રવાસના વૃત્તાન્તને લિપિબદ્ધ કરતી વેળાયે ઈંગ્લૅંડને 'વિશ્વાસઘાતક ઇંગ્લૅંડ' ('Perfide Albion') જેવા કોઈ એક હીનત્વદર્શક વિશેષણ વડે વિભૂષિત કર્યા વિના ભાગ્યે જ સંતુષ્ટ થઈ શકે છે ! અર્થાત્ આવા પ્રકારની પરિસ્થિતિ હોવા છતાં પણ પ્રત્યેક પરદેશીય પ્રવાસી પુરુષ પોતાના પ્રવાસ વિષયક પુસ્તકમાં હિન્દુ લોકોની સત્યનિષ્ઠાનો ગૌરવપૂર્વક ઉલ્લેખ કરતો રહે છે એટલે એ ઉલ્લેખનું એવું જ કાંઈ પણ બલવત્તર કારણ હોવું જ જોઈએ એ વાર્તા સ્પષ્ટ હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા છે જ નહિ" ('India, What Can It Teach Us?' Page 57).

ભારતીય હિન્દુજાતિની આદર્શ સત્યનિષ્ઠાના સંબંધમાં સ્વ. અધ્યાપક મૅક્સમૂલર મહાશયના આ અત્યંત ગૌરવદર્શક અભિપ્રાયને

હિન્દુઓના સબંધમાં પોતાના એવા પ્રકારના અભિપ્રાયને કોઈ પણ પ્રકારના સંકોચ વિના વ્યક્ત કરી બતાવે છે કે " હિન્દુઓની સત્યનિષ્ઠા જેવી શ્રેષ્ઠ પ્રકારની છે તેવી જ તેમની ધૈર્યશીલતા પણ શ્રેષ્ઠ પ્રકારની છે " ( મિલકૃત 'હિન્દુસ્થાનનો ઇતિહાસ' ભાગ ૧ લો, પૃષ્ઠ ૫૨૩ ) કર્નલ સ્લીમન નામક ઇસ્ટ ઇંડિયા કંપનીના યૂરોપીયન અધિકારીમાં હિન્દુઓના શીલની પરીક્ષા કરી લેવાની જેટલી પાત્રતા હતી તેટલી પાત્રતા અન્ય યૂરોપીયન્ ગૃહસ્થોમાં ભાગ્યે જ જોવામાં આવી શકે છે અર્થાત હિન્દુઓના શીલના એ સત્ય પરીક્ષક કર્નલ સ્લીમન મહાશયે પોતાના ગ્રંથમાં હિન્દુઓના સંબંધમાં જે અભિપ્રાય દર્શાવ્યો તે એ છે કે ' પારસ્પરિક વ્યવહાર કરતી વેળાએ વિશ્વાસઘાત કિંવા અસત્યવાદ કરવાની વાતોને હિન્દુસ્થાનનાં ગ્રામોમાંના હિન્દુઓ જાણતા જ નથી અર્થાત્ મારા સમક્ષ કેટલાક એવા પ્રકારના અભિયોગો આવ્યા હતા કે જે અભિયોગોમાં અસત્યવાદના આશ્રય વિના આરોપીઓના ધન માલ સ્વાતંત્ર્ય તથા પ્રાણાદિકની રક્ષાનો અન્ય કોઈ પણ ઉપાય હતો જ નહિ છતાં આવી અણીની વેળાએ પણ હિન્દુજાતિના અપરાધીઓએ અસત્યવાદના આશ્રયથી પોતાના ધન સ્વાતંત્ર્ય તથા જીવનને રક્ષવાની સ્પષ્ટ શબ્દોમાં 'ના' પાડી દીધી હતી "× કર્નલ સ્લીમન મહાશયના હિન્દુઓ વિષયક આ અભિપ્રાયને પોતાના 'ભારતવર્ષ આપણને શું શીખવી શકે છે!' નામક ગ્રંથમાં ઉદ્ધૃત કરીને સ્વર્ગીય અધ્યાપક મૅક્સમૂલર મહાશયે પોતાના ઇંગ્લૅંડવાસી ગૌરાંગ બંધુઓને એવો પ્રશ્ન પૂછેલો છે કે " આવા ઉદ્ગારો અંગ્રેજ આરોપીઓના સંબંધમાં કેટલા

---

× " I have had before me hundreds of cases in which a man's property, liberty and life, has depended upon his telling a lie, and he has refused to tell it. " ( Quoted by Prof Max Muler in his ' India, What Can It Teach Us ? ' Page 50 )

અંગ્રેજ ન્યાયાધીશોના મુખમાંથી નીકળી શકે તેમ છે વારૂ ?" અધ્યાપક મૅક્સમૂલર મહાશયે આ પ્રશ્ન ઈંગ્લૅંડવાસી ગૌરાંગ બંધુઓને પૂછયા પછી ભારતીય હિન્દુઓના સંબંધમાં પોતાનો જે વૈયક્તિક અભિપ્રાય દર્શાવ્યો છે તે એ છે કે: " જે જે પરકીય લોકોને હિન્દુસ્થાન સાથે સંબંધમાં આવવાના અવસરો પ્રાપ્ત થયેલા છે તે સર્વ વિદેશી જનો ત્યાંના હિન્દુઓની રાષ્ટ્રીય શીલ વિષયક સત્યનિષ્ઠાને જોઇને અત્યંત આશ્ચર્યચકિત થઈ ગયા છે; કારણ કે, હિન્દુઓનો એ પ્રધાન તથા અવિચલ સદ્‌ગુણ એવા પ્રકારનો છે કે એ સદ્‌ગુણ અન્યદેશોના નિવાસીઓમાં કદાપિ જોવામા નથી આવી શકતો. કોઇ પણ પરકીય મનુષ્યથી હિન્દુઓ ઉપર અસત્યવાદિતાનો આરોપ કદાપિ કરી શકાયો નથી. અત્યારના પાશ્ચાત્ય પ્રવાસીઓ પોતાનાં પ્રવાસ વિષયક પુસ્તકોમાં પૌરસ્ત્ય દેશોના મનુષ્યોની સત્યનિષ્ઠાની યોગ્ય પ્રશંસા કરવાની ઉદારતા બહુધા નથી જ દર્શાવતા. ફ્રાન્સ દેશમાં ફરી આવેલો અંગ્રેજ પ્રવાસી ફ્રેંચોની પ્રામાણિકતા કિંવા સત્યનિષ્ઠાના સંબંધમાં એક શબ્દ કિંવા અક્ષરમાત્ર પણ નથી લખતો અને એથી વિરુદ્ધ ઇંગ્લૅંડમા આવી ગયેલો કોઇ ફ્રેંચ પ્રવાસી પોતાના પ્રવાસના વૃત્તાન્તને લિપિબદ્ધ કરતી વેળાયે ઈંગ્લૅંડને 'વિશ્વાસઘાતક ઇંગ્લેંડ' ('Perfide Albion') જેવા કોઈ એક હીનત્વદર્શક વિશેષણ વડે વિભૂષિત કર્યા વિના ભાગ્યે જ સંતુષ્ટ થઇ શકે છે! અર્થાત્ આવા પ્રકારની પરિસ્થિતિ હોવા છતા પણ પ્રત્યેક પરદેશીય પ્રવાસી પુરુષ પોતાના પ્રવાસ વિષયક પુસ્તકમાં હિન્દુ લોકોની સત્યનિષ્ઠાનો ગૌરવપૂર્વક ઉલ્લેખ કરતો રહે છે એટલે એ ઉલ્લેખનું એવું જ કાંઇ પણ બલવત્તર કારણ હોવું જ જોઇએ એ વાર્તા સ્પષ્ટ હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા છે જ નહિ " ('India, What Can It Teach Us?' Page 57).

ભારતીય હિન્દુજાતિની આદર્શ સત્યનિષ્ઠાના સંબંધમાં સ્વ. અધ્યાપક મૅક્સમૂલર મહાશયના આ અત્યંત ગૌરવદર્શક અભિપ્રાયને

વાંચીને કલકત્તા વિશ્વવિદ્યાલય (યૂનિવર્સિટી) માં ભારતીય વૃદ્ધ તથા તરુણ સુશિક્ષિત સમુદાય સમક્ષ હિન્દુરાષ્ટ્રના લલાટમાં "અસત્યવાદી" તરીકેની મુદ્રાને અંકિત કરી દેનાર સત્યવાદી કિંવા સત્યનિષ્ઠ (!) વાયસરાય કર્ઝન મહાશયનું પણ જો આપણને અચાનક સ્મરણ થઈ આવે, તો તે ઘટના સર્વથા સ્વાભાવિક છે. ઇ. સ. ૧૯૦૫ ના ફેબ્રુઆરી માસની ૧૧ મી તારીખે કલકત્તા યૂનિવર્સિટીના પદવીદાન સમારંભના પ્રસંગે ત્યાં એકત્ર થયેલા વયોવૃદ્ધ તથા તરુણ બંગાલ વિદ્વાનોની પોતાના ચાન્સેલર તરીકેના અધિકારથી લૉર્ડ કર્ઝન મહાશયે જે પાદ્યપૂજા કરી હતી તે પાદ્યપૂજામાં તેમણે "સત્યનું અત્યુચ્ચ ધ્યેય પ્રધાનતઃ પાશ્ચાત્ય જ છે;" "પૌરસ્ત્ય નીતિશાસ્ત્રમાં સત્યને શ્રેષ્ઠ પદની પ્રાપ્તિ થવા પૂર્વે જ પાશ્ચાત્ય નીતિશાસ્ત્રમાં સત્યને શ્રેષ્ઠ પદવીની સંપૂર્ણ પ્રાપ્તિ થઈ ગઈ હતી." આદિક વિલક્ષણ સિદ્ધાન્તોનો સાક્ષાત્કાર કરાવીને અસત્ય તથા મુખપૂજકતાની આ વ્યાખ્યાઓ કરી બતાવી હતીઃ "પોતાના શીલ, અન્ય જનોના વર્તન કિંવા જગતમાં ઘટનારી ઘટનાઓના સંબંધમાં આપણા જે ભાષણ કિંવા વર્તનથી લોકોની જે ભ્રમમૂલક માન્યતા થઈ જાય છે તે પ્રમાદ-મૂલક ભાવના જ અસત્યનું બીજું નામ છે. મુખપૂજકતા પ્રામાણિકતા-મૂલક પણ હોય છે અને અપ્રમાણિકતામૂલક પણ હોય છે. પરંતુ એ ઉભય પ્રકારની મુખપૂજકતાને ત્યજી દેવામાં જ મનુષ્યનું કલ્યાણ સમાયલું છે. મુખપૂજકતા પ્રામાણિકતામૂલક હોય તો પણ તે અસત્ય જ હોય છે અને જો તે અપ્રામાણિકતામૂલક હોય તો અસત્ય હોવા ઉપરાંત તેમાં નીચતા પણ સમાયલી હોય છે." લૉર્ડ કર્ઝન મહાશયના ઉપર્યુક્ત ઉદ્દામ ઉદ્ગારોનો તે વેળાએ ભારતવર્ષની સમસ્ત જનતાએ એકવાક્યતાપૂર્વક પ્રચંડ નિષેધ કર્યો હતો; છતાં લૉર્ડ કર્ઝન મહાશયે ભારતીય જનતાના એ પ્રચંડ નિષેધનું કાંઇ પણ ઉત્તર આપ્યું ન હોતું. પરંતુ ત્યાર પછી આઠ વર્ષે એ નિષેધનું એક મધ્યસ્થ દ્વારા તેમણે એવું ઉત્તર આપ્યું હતું કેઃ "મેં મારા તે

વેળાના વ્યાખ્યાનમા હિન્દુસ્થાનના સર્વ હિન્દુઓને નિરપવાદ અસત્યવાદી તરીકે કદાપિ ઓળખાવ્યા ન હોતા મારો જે કાંઈ પણ કટાક્ષ હતો તે ભારતીય હિન્દુઓની

" विवादकाले रतिसंप्रयोगे प्राणात्यये सर्वधनापहारे ।
धर्मस्य चार्थे ह्यनृतं वदेत पंचानृतान्याहुरपातकानि "+ ॥

આ શ્લોકમા દર્શાવેલા પાચ પ્રકારના પ્રસગોમા જો અસત્ય ભાષણ કરવામા આવે તો તેથી અસત્યવક્તાને પાતક નથી લાગતું એ કલ્પના કિંવા માન્યતાના સબધમા જ હતો" પરન્તુ જો સત્ય પૂછવામાં આવે તો આવા પ્રકારના અસત્ય ભાષણોના ઉદાહરણોને શોધી કાઢવામાટે 'મહાભારત' જેવા પ્રચડ ગ્રથોના પૃષ્ઠોને ઉથલાવવાની લૉર્ડ કર્ઝન મહાશયમાટે કશી પણ આવશ્યકતા હતી જ નહિ; કારણ કે, જો તેઓ શ્રીમાને તેમના પોતાના જ લખેલા " Problems of the Far East " નામક ગ્રથના ૧૫૫ તથા ૧૫૬ એ બે પૃષ્ઠોને લક્ષપૂર્વક વાચી લીધાં હોત, તો કોરિયાની ફૉરિન ઑફિસના પ્રધાન સમક્ષ તેમણે પોતે જ 'સત્યના શ્રેષ્ઠતમ પાશ્ચાત્ય ધ્યેય'નો કયો તથા કેવા પ્રકારનો નમૂનો રજૂ કરી બતાવ્યો હતો એ વાર્તા તત્કાળ તેમના જોવા તથા જાણવામા આવી ગઇ હોત ! કોરિયાના મહારાજાધિરાજને મળવામાટે જવા પૂર્વે તે સમયના મિસ્ટર કર્ઝન મહાશય ઉપર્યુક્ત કોરિયન પ્રધાનને મળ્યા હતા અને તે સાક્ષાત્કારના પ્રસગે કોરિયન પ્રધાને તેમને જે પ્રથમ પ્રશ્ન પૂછ્યો

+ " વિવાહના સમયમા, રતિવિલાસના પ્રસગે, આપણા પોતાના કિંવા અન્ય કોઈ મનુષ્યના પ્રાણનાશનો પ્રસંગ આવી લાગ્યો હોય તે વેળાયે પ્રાણરક્ષાના આશયથી, સમસ્ત ધનના નાશના અવસરે ધનરક્ષાના ઉદ્દેશથી, અને ધર્મની રક્ષામાટે જો અસત્ય ભાષણ કરવામા આવે, તો એ અનિવાર્ય પાચ પ્રસગોમા કરાયલા અસત્ય ભાષણ પાતકરૂપ નથી થતા "

મહાભારત

તે હતો કે "તમારી અવસ્થા કેટલા વર્ષની છે ?' કોરિયા દેશના
અલ્પ વયના તરુણ પુરુષોનો વિશેષ સત્કાર કરવામાં નથી આવતો એ
એ વાર્તા મિસ્ટર કર્ઝન મહાશયના જાણવામાં આવી ગયેલી હોવાથી
તેઓ શ્રીમાને એ પ્રશ્નના શ્રવણથી લેશમાત્ર પણ ભયભીત ન થતાં
તત્કાળ ધૃષ્ટતાપૂર્વક એવું ઉત્તર આપી દીધું હતું કે: 'મારી અવસ્થા
અત્યારે ચાળીસ વર્ષની છે !' કોરિયન પ્રધાનના હૃદયમાં 'આ અંગ્રેજ
ગૃહસ્થ પોતાની અવસ્થા ચાળીસ વર્ષની છે એમ દર્શાવી રહ્યો છે
છતાં એ આટલો બધો તરુણ કેમ જણાય છે ?' એવા પ્રકારના સંશયને
ઉત્પન્ન થતાં તેણે બીજી વાર જિજ્ઞાસા દર્શાવી કે 'આપની અવસ્થા
ચાળીસ વર્ષની હોવા છતાં આપ તરુણ કેમ દેખાઓ છો વારુ ?'
આ પ્રશ્નના ઉત્તરમાં મિસ્ટર કર્ઝન મહાશયે ગંભીરતાથી જણાવ્યું
કે 'આજે એક માસ જેટલા સમયથી કોરિયા જેવા ઉત્તમ જલ
વાયુયુક્ત પ્રદેશમાં હું પ્રવાસ કરી રહેલો હોવાથી કોરિયાના આરોગ્ય
વર્ધક જલવાયુના યોગે મારી અવસ્થા ચાળીસ વર્ષની હોવા છતાં પણ
મારા શરીરમાં નવીન તારુણ્યની છટા પુનરપિ વિસ્તરેલી દૃષ્ટિગોચર
થવા લાગી છે.' તેમના આ ઉત્તરને સાંભળીને કોરિયન સચિવે એવા
આશયનો પ્રશ્ન પૂછ્યો કે 'હું ધારું છું કે આપ ઇંગ્લંડના મહા
રાણીશ્રી સાથે નિકટવર્તી કૌટુંબિક સંબંધ ધરાવતા હશો, મારી આ
ધારણા અસત્ય તો નથી ને ?'' કોરિયન સચિવના આ પ્રશ્નનું "
મિસ્ટર કર્ઝન મહાશયે 'જી નહિ ઇંગ્લંડનાં મહારાણીશ્રી સાથે
એવો કોઈ પણ પ્રકારનો મારો કૌટુંબિક સંબંધ છે જ નહિ'
એવું સત્ય ઉત્તર આપ્યું પરંતુ પોતાના એ ઉત્તરના યોગે કોરિયન
પ્રધાનના મુખમંડળમાં એક પ્રકારના તિરસ્કારની છટાને પ્રસરેલી
જોઈને મિસ્ટર કર્ઝન મહાશયે નિર્લજ્જતાપૂર્વક ( Unscrup-
ulous ) પરંતુ હું અદ્યાપિ અવિવાહિત છું' એમ કહીને અને
'હું મહારાણીશ્રીના જમાતાની પદવીએ આવી શકીશ એવો સંપૂર્ણ
સંભવ છે' એવા પ્રકારના આશયને ધ્વનિત કરીને કોરિયન પ્રધાનને

પરિપૂર્ણ પરિમાણમાં પ્રસન્ન કરી દીધો હતો ! મિસ્ટર કર્ઝન મહાશયની આ 'અત્યંત ઉચ્ચ પ્રકારની સત્યનિષ્ઠા'નું વર્ણન અન્ય કોઈ મત્સરગ્રસ્ત કિંવા વિરોધી મનુષ્યે પોતાના પુસ્તકમાં નથી કરી બતાવ્યું; કિંતુ તેઓ શ્રીમાને પોતે જ પોતાના ગ્રંથમાં પોતાની જ લેખની વડે આ પ્રસંગને લિપિબદ્ધ કરી બતાવ્યો છે. અર્થાત્ ત્યાર પછી ભારતવર્ષના વાયસરાયના ઉચ્ચ પદ ઉપર વિરાજેલા એ મિસ્ટર કર્ઝન મહાશયે કલકત્તા યુનિવર્સિટીના પદવીદાન-સમારંભના પ્રસંગે જેના લક્ષણનો પ્રકાશ કર્યો હતો તે અસત્ય તથા મુખપૂજકતાના એક ઉત્કૃષ્ટ ઉદાહરણનો વ્યાખ્યાકાર તરીકે પ્રથમથી જ સંસારને સંપૂર્ણ પરિચય કરાવી દીધો હતો ! હિન્દુજાતિના ઉપરિ નિર્દિષ્ટ નીતિશ્લોકમાંના અસત્ય ભાષણ વિષયક પાંચ અપવાદોમાં પણ મિસ્ટર કર્ઝન મહાશયનાં પૂર્વોક્ત અસત્ય ભાષણોનો સમાવેશ નથી થઈ શકતો; કારણ કે, કોરિયન્ સચિવ સાથે ઉપર્યુક્ત સંભાષણ કરતી વેળાયે મિસ્ટર કર્ઝન મહાશયનો કોઈ કોરિયન્ કુમારિકા સાથે લગ્નસંબંધ કરી લેવાનો આશય કિંવા અભિલાષ ન હોતો; તે પ્રસંગ રતિસંપ્રયોગનો તો હતો જ નહિ; તે મહાશયના પ્રાણ ઉપર એવું કોઈ ભયાનક સંકટ આવી પડયું ન હોવું; તેમની સમસ્ત ધનસંપત્તિના સર્વનાશનો સમય આવી લાગ્યો ન હોતો તેમ જ ધર્મની દૃષ્ટિથી કોઇ અન્ય વ્યક્તિના કલ્યાણને સાધવાનો ભાર પણ તેઓ શ્રીમાનના શિર પર આવી પડયો ન હોતો. અર્થાત્ આવા પ્રકારની પરિસ્થિતિ હોવા છતાં પણ કેવળ આત્મપ્રતિષ્ઠાની અવિચલતામાટે જ એક પછી એક ત્રણ ત્રણ ભયંકર અસત્ય વિધાન કરનાર; માત્ર એટલું જ નહિ, પણ પોતાનાં એ ભયાનક અસત્ય વિધાનોને ગર્વપૂર્વક પોતાના લખેલા ગ્રંથમાં પોતાની જ લેખનીથી લિપિબદ્ધ તથા પ્રકાશિત કરી બતાવનાર એ પાશ્ચાત્ય સત્યનિષ્ઠ (?) સદ્‌ગૃહસ્થે આડંબરપૂર્વક ભારતવાસી હિન્દુઓને 'અસત્યવાદી' તથા 'મુખપૂજક' આદિ હીનત્વદર્શક વિશેષણો વડે વિભૂષિત કરવા પર્યન્તની

ધૃષ્ટતા કરી બતાવી હતી એટલે તેમની એ કૃતિને દુષ્ટતાની પરિસીમા તરીકે જ ઓળખાવી શકાય તેમ છે બટલર તથા ખાનસામા આદિક રસોડા સાથે સંબંધ ધરાવનાર નોકર ચાકર; ઉદરાર્થી કારકૂનો કિંવા બીરુ તથા લબ્ધપ્રતિષ્ટ રાવસાહેબો તથા રાવબહાદુરો આદિક માનવ પ્રાણીઓ સાથેના પોતાના નિત્યના સમ્બંધના યોગે તે માનવ પ્રાણીઓ કિંવા નૈતિક દૃષ્ટિથી અધઃપતિત થયેલા ભારતીય મનુષ્યોનાં અસત્ય ભાષણોને સાંભળવાની તથા તેમની મુખપૂજકતાને અનુભવવાની જેમની એક પ્રકારની ટેવ જ પડી ગયેલી હોય છે તેવા બીજા પણ અનેક યૂરોપીયન્ ગૌરાંગ અધિકારીઓ હિન્દુરાષ્ટ્રની સત્યનિષ્ઠાના સમ્બંધમાં આવા જ પ્રકારના સત્યથી સર્વથા વંચિત તથા ભ્રામક વિધાનો વારંવાર કરતા રહે છે. અર્થાત્ આવા યૂરોપીયન્ ગૌરાંગ દેવોને અમો સ્વ૦ અધ્યાપક મૅક્સમૂલર મહાશયની અત્યંત ગંભીર સૂચના પ્રતિ લક્ષ આપવાની આગ્રહયુક્ત અભ્યર્થના કરીએ છીએ તે સૂચના આ છે. " જે ન્યાયને ' સ્થાલી પુલાક ન્યાય ' કહેવામાં આવે છે તે ન્યાય રંધાયલા ભાતને લગાડવા પૂરતો છે, એ ન્યાયને માનવ સમાજ કિંવા કોઈ એક રાષ્ટ્રને પણ લાગૂ કરી દેવાની ચેષ્ટા કરવી એના જેવું અન્ય કોઇ નિંદ્ય કૃત્ય છે જ નહિ અને કદાપિ હોઇ શકે તેમ પણ નથી એક વાર એક આગ્લ બાષ્પનૌકા (સ્ટીમર અથવા આગબોટ )માં એક અંગ્રેજ પાદરી બાવાને એક ફ્રેંચ બાળકને ' બાપ્ટિઝમ્ ' આપવાનો અવસર પ્રાપ્ત થયો હતો અર્થાત્ તે ફ્રેંચ બાળકનું નાક લાંબુ હોવાથી તેના તે લાંબા નાકને નિહાળીને તે અંગ્રેજ પાદરી બાવાએ એવો પરિપક્વ તથા અવિચલ સિદ્ધાંત બાંધી લીધો કે ' સર્વ ફ્રેંચ બાળકોના નાક આવાં જ લાબાં હોય છે અથવા હોવાં જોઇએ ! " સુશિક્ષિત મૂર્ખશિરોમણિ મહાશયો પણ ઉપર્યુક્ત ન્યાયને માનવસમાજના સમ્બંધમાં પ્રયુક્ત કરીને આવા જ પ્રકારનો સતત પ્રમાદ કરતા રહે છે જો ' મહાભારત 'માંના અત્યંત શ્રેષ્ઠ પુરુષ ભીષ્મ પિતામહના કિંવા ' વાલ્મીકિ રામાયણ 'માંના

ભગવાન્ શ્રી રામચન્દ્રના ચરિત્રનું નિરીક્ષણ કરવામાં આવે તો તેમનાં એ ચરિત્રોમાં સર્વત્ર સત્યને જ અત્યંત ઉચ્ચ પદ સમર્પાયેલું આપણા જોવામાં આવી શકે છે; કારણ કે, કેવળ સત્યના પાલન કિંવા સમર્થનમાટે એ આદર્શ વ્યક્તિઓએ સર્વ પ્રકારના સ્વાર્થોનો સર્વથા પરિત્યાગ કરી દીધો છે ભૂલથી પોતાના મુખમાંથી નીકળી ગયેલા વચનના પાલનમાટે સત્યવાદી રાજા હરિશ્ચંદ્રે જે અસહ્ય સંકટોને સહન કર્યાં હતાં તે સત્યવાદી રઘુકુલદીપક અયોધ્યાનાથ રાજા હરિશ્ચંદ્રના સત્યવાદની કથા સંસારમા સર્વત્ર વિખ્યાત છે. ઉપર્યુક્ત ત્રણ મહાપુરુષોની સત્યનિષ્ઠાની જેમનાથી અણુમાત્ર પણ સ્પર્ધા કિંવા સમતા કરી શકાય તેના અધિક નહિ તો કેવળ એક જ સત્યનિષ્ઠ પુરુષને લૉર્ડ કર્ઝન જેવા હિન્દુરાષ્ટ્રનિન્દક પાશ્ચાત્ય પંડિતોએ ઉદાહરણ તરીકે પૃથ્વીના અન્ય કોઇ પણ દેશના પ્રમાણિક ઈતિહાસ કિંવા અન્ય કોઇ પણ દેશની કલ્પિત કાદમ્બરીઓ ( નવલકથાઓ )-માંથી શોધી કાઢીને ત્યાર પછી જ ભારતીય હિન્દુઓના શિર પર આવા પ્રકારના અસત્ય આક્ષેપો કરવામાટે કટિબદ્ધ થવુ જોઈએ અને તેમનાથી જો કોઈ એવુ ઉદાહરણ ન જ બતાવી શકાય તો તેમણે આવી ભયકર ધૃષ્ટતાના પાપથી અલિપ્ત રહેવું જોઈએ એ જ અમારી એવા પાશ્ચાત્ય નિન્દક સમાજને સવિનય સૂચના છે અસ્તુ. એ સત્યનિષ્ઠા ઉપરાંત હિન્દુઓના બીજા પણ અનેક પ્રકારના સદ્-ગુણોનો અનેકાનેક વિદેશી જનોને વારંવાર સાક્ષાત્કાર થયેલો હોવાથી હિન્દુઓના એ અનેકવિધ સદ્ગુણોમાટે તેમણે હિન્દુઓનું મુક્ત મનથી ગૌરવ કરેલું છે. યૂરોપમાં એક સમયમા જે 'દાસપ્રથા' ( ગુલામગિરી અથવા Slavery)નો ભયકર સ્વરૂપમા સર્વત્ર પ્રચાર હતો તે દાસ-પ્રથાનું વિશાળ ભારતવર્ષમા કદા ય નામમાત્રને માટે પણ અસ્તિત્વ જોવામાં આવતુ ન હોતું એટલે ભારતવર્ષમા એ દાસપ્રથાના આત્યતિક અભાવને અવલોકીને તેમ જ ભારતવર્ષની હિન્દુજાતિના સ્ત્રીપુરુ-ષોનાં શાર્ય તથા ધૈર્ય આદિક સદ્ગુણોનો અને તેમા પણ વિશેષત-

ભારતીય હિન્દુ નારીઓના ' પાતિવ્રત્ય ' નામક અલૌકિક સદ્‌ગુણનો સાક્ષાત્કાર કરીને મેગાસ્થનીસના આશ્ચર્યનો અવધિ થઇ ગયો હતો અને હિન્દુજાતિના સંબંધમા તેના મનમા અતિશય આદરબુદ્ધિનો ઉદ્‌ભવ થતા તેણે હિન્દુજાતિના સંબંધમાં સ્પષ્ટ શબ્દોમા પોતાનો એવો અભિપ્રાય દર્શાવી દીધો હતો કે " ભારતવર્ષવાસી હિન્દુઓ શૌર્યના વિષયમા અન્ય સર્વ એશિયાવાસીઓ કરતા શ્રેષ્ઠતર હોઇને ઉદ્યોગી તથા દુર્વ્યસનપરાઙ્‌મુખ છે, હિન્દુજાતિના કૃષિકારો (ખેડુતો) પરિશ્રમશીલ તથા કૃષિવિદ્યાકુશળ હોવા ઉપરાત કુશલ કારીગર હોઇને પોતાના દેશના ( સ્વદેશી ) રાજાના અધિકાર તળે શાંતિપૂર્વક જીવનયાપન કરતા રહે છે, તેઓ બહુધા ન્યાયમંદિરની સોપાનશ્રેણીનો સાક્ષાત્કાર કરતા જ નથી " ( જુઓ હટર કૃત ગૅઝેટીયર, 'India' પૃ૪ ૨૬૬ ) ' Religion of the World ' નામક ગ્રથમાં તે ગ્રથના લેખક મૉરિસ્ મહાશયે ભારતીય હિન્દુઓના સબધમા એવા પ્રકારનો ઉલ્લેખ કરેલો છે કે " કોઇ પણ દૃષ્ટિથી વિચાર કરી જોતા શૂદ્ર જાતિના લોકો પૂર્વે ગુલામીના બધનમા જકડાયલા હતા એવી પરિસ્થિતિ આપણા જોવા તથા જાણવામાં આવી શકતી નથી અને અત્યારે પણ ભારતીય શૂદ્રો ગુલામીના બંધનમાં જકડાયલા નથી હિન્દુસ્થાનવાસી સર્વ લોકોને સ્વતત્ર નાગરિક તરીકે નિહાળીને ગ્રીક લોકોના આશ્ચર્યનો પરમ અવધિ થઇ ગયો હતો * ' એલ્ફિન્સ્ટન્ સાહબે પોતાના લખેલા ' હિન્દુસ્થાનનો ઇતિહાસ ' ( 'History of India' ) નામક ગ્રથમા હિન્દુજાતિના સ્વાભાવિક ગુણોનો જે શબ્દોમા સાક્ષાત્કાર કરાવ્યો છે તે શબ્દો એ છે કે " હિન્દુઓના પુરાતન નાટ્ય ગ્રથોમાંના ઇતર સામાન્ય કોટિનાં પાત્રો રાજા સાથે

---

* " The Sudras are not in any sense slaves, and never can have been such The Greeks were surprised to find all classes in India free citizens '

Religions of the world, by Morris Page 43

સભાષણ કરતી વેળાયે લેશમાત્ર પણ મુખપૂજકતા કિંવા દીનતા નથી દર્શાવતા એ વાર્તા વિશેષત લક્ષમા રાખી લેવા યોગ્ય છે " " જો ધનાઢય મનુષ્ય અતિશય ગર્વિષ્ટ કિંવા દુષ્ટ સ્વભાવ ધરાવનાર ન હોય તો હિન્દુ સેવકો તેની સાથે નિ:સકોચ ભાવ ( મુક્ત મન ) તથા વિશ્વસનીયતાપૂર્વક વર્તતા રહે છે અને પોતાના વરિષ્ટ સાથે સંભાષણ કરતી વેળાયે હિન્દુ લોકો દીનતા કિંવા મુખપૂજકતા (હાજી ખોરપણુ )નો કદાપિ લેશમાત્ર પણ સાક્ષાત્કાર નથી કરાવતા, " એ હિન્દુઓના સ્પષ્ટવકતૃત્વ તથા સરલ વર્તનના સબધમા સ્વ અધ્યાપક ( પ્રોફેસર ) વિલ્સન મહાશયનો અભિપ્રાય છે એલ્ફિન્સ્ટન્ સાહબે પોતાના ઉપર્યુક્ત ઇતિહાસમા હિન્દુઓના એ જ ગુણને ચર્ચતા ( પૃષ્ઠ ૨૦૨ મા ) પોતાનો એવા પ્રકારનો અભિપ્રાય દર્શાવેલો છે કે ' પોતાના સેવકો કિંવા અનુચરો સાથે તેમનો સ્વામી જો દયાલુતા તથા સાયાનુતાપૂર્વક વર્તતો હોય તો હિન્દુજાતિના સેવકો પોતાના તે સહૃદ સ્વામી સાથે એટલી સીમા પર્યન્ત વિશ્વાસપાત્રતાપૂર્વક વર્તતા રહે છે કે તેમના જેવી ને જેટલી વિશ્વાસપાત્રતા કિંવા સ્વામિનિષ્ટા આ સસારમા અન્યત્ર કયા ય કોઈના જેવામા આવી શકે તેમ છે જ નહિ પાતાના સ્વામીની રુગ્ણતાના સમયમા, વિપરીત વેળામા કિંવા સઙ્કટકાળમા હિન્દુજાતિના સેવકો પોતાની સ્વામિનિષ્ઠાની પરાકાષ્ઠા કરી બતાવે છે અને સકટની કસોટી ઉપર પોતાને એ ટચના સુવર્ણ તરીકે નિર્વિવાદ સિદ્ધ કરી બતાવે છે એનો યૂરોપીયનોને અનેક વાર અનુભવ થયેલો હોવાથી એના અધિક વિવેચનની આવશ્યકતા છે જ નહિ " અકબરની રાજસભાના અત્યત કુશળ તથા ચતુર લોકનિરીક્ષક અબુ ફજલ નામક મુસ્લિમ ઇતિહાસ લેખકે હિન્દુઓના સંબધમા પોતાનો એવો સ્પષ્ટ અભિપ્રાય દર્શાવી દીધો છે કે " હિન્દુઓ ધુરધર ધાર્મિક, નિષ્કપટ પરકીય મનુષ્યો સાથે સભ્યતાપૂર્વક વર્તનાર, આનદી જ્ઞાનનિષ્ટ, ન્યાયપ્રિય, વ્યવહારદક્ષ, સત્યનિષ્ટ તથા પ્રત્યેક વ્યવહારમાં અતિશય વિશ્વસપાત્ર

હોય છે એ સર્વથા નિર્વિવાદ વાર્તા છે ' ( જુઓ ટૉડ્કૃત 'રાજસ્થાનનો ઇતિહાસ', પ્રથમ પુસ્તક, પૃષ્ઠ ६४३ ) ઇ સ ૧૮૫૦ મા એટલે કે આજથી ૮૪ વર્ષ પૂર્વે અજમેર–મારવાડના કમિશ્નરની પદવી ઉપર વિરાજમાન કર્નલ્ ડિક્સન્ નામક અગ્રેજ અધિકારીએ હિન્દુઓના સદ્ગુણોની જે સ્તુતિ કરી છે તે એ છે કે ' હિન્દુઓની વિશ્વાસપાત્રતા, સત્યનિષ્ઠા, પ્રામાણિકતા અકમ્પનીય વિલક્ષણ શૂરવીરતા રાજનિષ્ઠા અને જે વેળાયે પ્રતિષ્ઠાની સુરક્ષિતતાનો પ્રસગ આવીને ઉપસ્થિત થઈ ગયો હોય તે વેળાયે તેમનામા અચાનક દૃષ્ટિગોચર થનારી અને તટસ્થ મનુષ્યના હૃદયને પણ આશ્ચર્યના અર્ણવમાં નિમજ્જિત કરી દેનારી અનન્ય સ્વામિનિષ્ઠા આદિકની જેટલી પણ સ્તુતિ કરવામા આવે તેટલી સ્તુતિ સ્વલ્પ થવાનો જ સભાવ છે ' હિન્દુઓની ધાર્મિક સહિષ્ણુતાના સબધમા નેબુહર નામક એક વિધર્મી પુરુષે એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે ' હિન્દુઓ જેવા પરધર્મસહિષ્ણુ લોકો આ અખિલ પૃથ્વીતલમા હિન્દુસ્થાન વિના અન્યત્ર કયા ય અસ્તિત્વ ધરાવતા જ નથી માત્ર એટલુ જ નહિ પણ પ્રાણિમાત્ર ( પશુ પક્ષી આદિક કોઇ પણ પ્રકારના જીવ ) ને યથાશક્ય પરિમાણમાં કોઈ પણ પ્રકારનું દુખ ન દેવાની ભાવના કિંવા વૃત્તિ અત્યત ઉત્કટ સ્વરૂપમા જો કોઇ પણ માનવ સમાજના મનમા અસ્તિત્વ ધરાવતી હોય તો તે કેવળ હિન્દુ સમાજના મનમા જ અસ્તિત્વ ધરાવે છે " મૉનિયર વિલિયમ્સ્ નામક આગ્લ મહાપુરુષે પોતાના લખેના 'વર્તમાન ભારત અને ભારતવાસીઓ' ( ' Modern India and Indians ' ) નામક ગ્રથના ...

વેળાયે આકાશ સ્વચ્છ તથા નિરભ્ર થતાં અતિશય ઉષ્માનો અધિકાર અવનીમાં વ્યાપી જાય છે તે વેળાયે શીતલ પ્રદેશના નિવાસી અંગ્રેજ ગૃહસ્થના હૃદયમાં અતિશય આનન્દનો અવિર્ભાવ થાય છે અને પોતાના એ આનંદના પ્રદર્શન તરીકે તે અંગ્રેજ ગૃહસ્થ જગલમા જઇને કેટલાક નિરુપદ્રવી તથા નિર્દોષ પ્રાણીઓની નિર્દયતાપૂર્વક અકારણ હત્યા કરી નાખે છે ! અર્થાત્ હિન્દુઓથી અગ્રેજોની આ ચમત્કારિણી મનોવૃત્તિની કદાપિ કલ્પનામાત્ર પણ નથી કરી શકાતી " એલ્ફિન્સ્ટન સાહબે પોતાના લખેલા ' હિન્દુસ્થાનનો ઇતિહાસ ' નામક ગ્રંથના ૧૯૯ મા પૃષ્ઠમાં ગ્રામીણ હિન્દુઓના સંબધમા એવા પ્રકારનો ઉલ્લેખ કરેલો છે કે. " હિન્દુસ્થાનના ગામડિયા હિન્દુઓ નિરુપદ્રવી, ગરીબ, પોતાના કૌટુમ્બિક જનોમા મમતાયુક્ત અનન્ય પ્રેમ રાખનારા અને આડોશી પાડોશીઓ સાથે મમતાપૂર્વક વર્તનારા હોઇને કેવળ સર કાર વિના અન્ય સર્વ જનો સાથે પ્રામાણિકતા તથા નિષ્કપટ મનથી વર્તનારા હોય છે " ઇ. સ ૧૮૧૩ મા એટલે કે આજથી ૧૨૦ વર્ષ જેટલા દીર્ઘ કાળ પૂર્વે બ્રિટિશ પાર્લમેન્ટ સમક્ષ સાક્ષી આપતી વેળાયે કૅપ્ટન સિડનહૅમ મહાશયે હિન્દુઓના અનેકાનેક સદ્ગુણોને વિસ્તારપૂર્વક વર્ણવીને પોતાના એવા સ્પષ્ટ અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો હતો કે " તેમની ( હિન્દુઓની ) બુદ્ધિ તથા ગ્રાહિકા શક્તિ અતિશય તીવ્ર હોઇને તેઓ ઉદ્યોગી તથા વિશ્વાસપાત્ર છે. ધર્માદાય, પરોપકાર તથા માતૃપિતૃભક્તિ વિષયક સમસ્ત કર્તવ્યોને યોગ્ય સમયે કોઈ પણ પ્રકારના પ્રમાદ વિના મનઃપૂર્વક સંપૂર્ણ કરી બતાવવામા ભાર તીય હિન્દુ લોકો વિશ્વમાના અન્ય કોઈ પણ સુસભ્ય રાષ્ટ્રની સમાનતા કરી શકે તેવા કર્તવ્યપરાયણ છે " ( મિલકૃત ' હિન્દુસ્થા નનો ઇતિહાસ ' પૃ૦ ૫૨૩ ) અમે ડુમોઇ નામક એક પાશ્ચાત્ય પ્રવાસીએ ભારતવાસી હિન્દુઓના સબંધમા પોતાના એવા અભિપ્રાયને પોતાના પ્રવાસપુસ્તકમા પ્રદર્શિત કરી બતાવ્યો છે કે ' પોતાના બધુ બાધવ જનો પ્રતિના પોતાના સમાજિક કર્તવ્યો શા છે અને તે કર્તવ્યોનુ

હોય છે એ સર્વથા નિર્વિવાદ વાર્તા છે " ( જુઓ ટૉડકૃત 'રાજસ્થાનનો ઇતિહાસ', પ્રથમ પુસ્તક, પૃષ્ઠ ૬૪૩ ) ઇ સ ૧૮૫૦ મા એટલે કે આજથી ૮૪ વર્ષ પૂર્વે અજમેર–મારવાડ–ના કમિશનરની પદવી ઉપર વિરાજમાન કર્નલ્ ડિકસન્ નામક અગ્રેજ અધિકારીએ હિન્દુઓના સદ્ગુણોની જે સ્તુતિ કરી છે તે એ છે કે "હિન્દુઓની વિશ્વાસપાત્રતા, સત્યનિષ્ઠા, પ્રામાણિકતા, અકલ્પનીય વિલક્ષણ શૂરવીરતા, રાજનિષ્ઠા અને જે વેળાયે પ્રતિષ્ઠાની સુરક્ષિતતાનો પ્રસગ આવીને ઉપસ્થિત થઈ ગયો હોય તે વેળાયે તેમનામા અચાનક દષ્ટિગોચર થનારી અને તટસ્થ મનુષ્યના હૃદયને પણ આશ્ચર્યના અર્ણવમા નિમજ્જિત કરી દેનારી અનન્ય સ્વામિનિષ્ઠા આદિકની જેટલી પણ સ્તુતિ કરવામા આવે તેટલી સ્તુતિ સ્વલ્પ થવાનો જ સભવ છે " હિન્દુઓની ધાર્મિક સહિષ્ણુતાના સબધમા નેબુહર નામક એક વિધર્મી પુરુષે એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે "હિન્દુઓ જેવા પરધર્મસહિષ્ણુ લોકો આ અખિલ પૃથ્વીતલમાં હિન્દુસ્થાન વિના અન્યત્ર ક્યાય અસ્તિત્વ ધરાવતા જ નથી, માત્ર એટલુ જ નહિ, પણ પ્રાણિમાત્ર ( પશુ પક્ષી આદિક કોઈ પણ પ્રકારના જીવ ) ને યથાશક્ય પરિમાણમા કોઈ પણ પ્રકારનુ દુ ખ ન દેવાની ભાવના કિંવા વૃત્તિ અત્યત ઉત્કટ સ્વરૂપમા જો કોઈ પણ માનવ સમાજના મનમા અસ્તિત્વ ધરાવતી હોય તો તે કેવળ હિન્દુ સમાજના મનમા જ અસ્તિત્વ ધરાવે છે " મૉનિયર વિલિયમ્સ્ નામક આગ્લ મહાપુરુષે પોતાના લખેલા 'વર્તમાન ભારત અને ભારતવાસીઓ' ( 'Modern India and Indians' ) નામક ગ્રથના ૮૩ મા પૃષ્ઠમા હિન્દુજાતિની અહિંસકતા તથા જીવદયાના સબધમા જે ઉલ્લેખ કરેલો છે તે એ છે કે "હિન્દુસ્થાનવાસી હિન્દુ લોકો બુદ્ધિપૂર્વક ( જાણી જોઈને ) કદાપિ કોઈ પણ જીવની હત્યા કિંવા હિંસા નથી કરતા 'જગતમા આપણે પણ જીવવુ અને અન્ય જીવોને પણ જીવવા દેવા' એ જ 'તેમનુ એકમાત્ર ધ્યેય કિંવા તત્ત્વ છે જે

વેળાયે આકાશ સ્વચ્છ તથા નિરભ્ર થતા અતિશય ઉષ્માનો અધિકાર અવનીમાં વ્યાપી જાય છે તે વેળાયે શીતલ પ્રદેશના નિવાસી અગ્રેજ ગૃહસ્થના હૃદયમાં અતિશય આનન્દનો અવિર્ભાવ થાય છે અને પોતાના એ આનદના પ્રદર્શન તરીકે તે અગ્રેજ ગૃહસ્થ જગલમા જઇને કેટલાંક નિરુપદ્રવી તથા નિર્દોષ પ્રાણીઓની નિર્દયતાપૂર્વક અકારણ હત્યા કરી નાખે છે । અર્થાત્ હિન્દુઓથી અગ્રેજોની આ ચમત્કારિણી મનોવૃત્તિની કદાપિ કલ્પનામાત્ર પણ નથી કરી શકાતી " એલ્ફિન્સ્ટન્ સાહબે પોતાના લખેલા 'હિન્દુસ્થાનનો ઇતિહાસ' નામક ગ્રથના ૧૯૯ મા પૃષ્ઠમા ગ્રામીણ હિન્દુઓના સબધમા એવા પ્રકારનો ઉલ્લેખ કરેલો છે કેઃ " હિન્દુસ્થાનના ગામડિયા હિન્દુઓ નિરુપદ્રવી, ગરીબ, પોતાના કૌટુમ્બિક જનોમા મમતાયુક્ત અનન્ય પ્રેમ રાખનારા અને આડોશી પાડોશીઓ સાથે મમતાપૂર્વક વર્તનારા હોઇને કેવળ સરકાર વિના અન્ય સર્વ જનો સાથે પ્રામાણિકતા તથા નિષ્કપટ મનથી વર્તનારા હોય છે " ઇ સ ૧૮૧૩ મા એટલે કે આજથી ૧૨૦ વર્ષ જેટલા દીર્ઘ કાળ પૂર્વે બ્રિટિશ પાર્લામેન્ટ સમક્ષ સાક્ષી આપતી વેળાયે કૅાટન્ સિડનહૅમ્ મહાશયે હિન્દુઓના અનેકાનેક સદ્‌ગુણોને વિસ્તારપૂર્વક વર્ણવીને પોતાના એવા સ્પષ્ટ અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો હતો કે " તેમની (હિન્દુઓની) બુદ્ધિ તથા ગ્રાહિકા શક્તિ અતિશય તીવ્ર હોઇને તેઓ ઉદ્યોગી તથા વિશ્વાસપાત્ર છે. ધર્માદાય, પરોપકાર તથા માતૃપિતૃભક્તિ વિષયક સમસ્ત કર્તવ્યોને યોગ્ય સમયે કોઈ પણ પ્રકારના પ્રમાદ વિના મનઃપૂર્વક સપૂર્ણ કરી બનાવવામા ભારતીય હિન્દુ લોકો વિશ્વમાના અન્ય કોઈ પણ સુસભ્ય રાષ્ટ્રની સમાનતા કરી શકે તેવા કર્તવ્યપરાયણ છે" (મિલકૃત 'હિન્દુસ્થાનનો ઇતિહાસ' પૃ૮ ૫૨૩) અમે ડુબોઇ નામક એક પાશ્ચાત્ય પ્રવાસીએ ભારતવાસી હિન્દુઓના સબધમા પોતાના એવા અભિપ્રાયને પોતાના પ્રવાસપુસ્તકમા પ્રદર્શિત કરી બતાવ્યો છે કે " પોતાના બધુ બાધવ જનો પ્રતિના પોતાના સમાજિક કર્તવ્યો શા છે અને તે કર્તવ્યોનુ

પાલન કેવી રીતે કરી બતાવવુ જોઇએ એ વાર્તાને હિન્દુસ્થાનના હિન્દુ લોકો યૂરોપીયનો જેટલા પરિમાણુમા કિંબહુના યૂરોપીયનો કરતા પણુ અધિક ઉત્તમ સ્વરૂપમા જાણુતા હોય છે " ઉપર જેનો ઉલ્લેખ કરવામા આવ્યો છે તે પાર્લામેન્ટ સમક્ષ ચાલતી પૃચ્છાની વેળાયે સર જૉન માલ્કમ મહાશયે અત્યંત સ્પષ્ટ શબ્દોમા હિન્દુઓના સબંધમા પોતાની એવી માન્યતાને વ્યક્ત કરી બતાવી હતી કે "ભારતવર્ષના ' બહાર ' નામથી ઓળખાતા પ્રાંતમા વસતા હિન્દુઓ જેવી રીતે દીર્ઘકાય તથા બળાઢ્ય છે તેવી જ રીતે નિર્ભય, શૂરવીર ઉદારાત્મા, દયાલુ, સત્યનિષ્ઠ તથા ધૈર્યશાલી છે, વિશ્વાસપાત્રતા તથા પ્રતિજ્ઞા વિષયક તેમની નિષ્ઠા તો વળી એટલી સીમા પર્યન્ત ઉચ્ચ પ્રકારની છે કે જેની સત્ય કલ્પના પણુ આપણાથી ભાગ્યે જ કરી શકાય તેમ છે, અર્થાત્ તેમની એ વિશ્વાસપાત્રતા તથા પ્રતિજ્ઞા વિષયક નિષ્ઠાના સબધમા ત્યા નિરંતર એવા પ્રકારના પ્રત્યક્ષ ઉદાહરણો દૃષ્ટિગોચર થતા રહે છે કે તે ઉદાહરણો ઇતિહાસ કરતાં કાલ્પનિક કાદમ્બરી ( નવલકથા ) ને જ અધિક શોભાવી શકે તેવા હોય છે એમ કોઇ પણુ અનુભવી અંગ્રેજ ગૃહસ્થ કોઈ પણુ પ્રકારના સંકોચ વિના કહી શકે તેમ છે બહાર પ્રાંતવાસી હિન્દુઓ જેવા વિશ્વાસપાત્ર મનુષ્યો અન્ય કોઈ પણુ સ્થાનમા અદ્યાપિ મારા પોતાના જોવા કિંવા સાંભળવામા તો નથી જ આવી શકયા " ' જો ઇગ્લંડ સાથેના હિન્દુસ્થાનના વ્યાપારનો ખુલ્લ ખુલ્લા આરંભ થઈ જશે તો તેના યોગે હિન્દુસસ્કૃતિની કાઇ પણુ અભિવૃદ્ધિ થશે, એમ તમો માની શકો છો ખરા કે કેમ ? " એવો પ્રશ્ન જ્યારે પાર્લામેન્ટમા સર થૉમસ મનરોને પૂછવામા આવ્યો હતો ત્યારે સર થૉમસ મનરોએ એ પ્રશ્નનું જે ઉત્તર આપ્યુ હતુ તે એ હતુ કે ધર્મવિષયક અતિ શ્રદ્ધા કિંવા અંધશ્રદ્ધા તથા દુરાગ્રહનાશક ઉદાર શિક્ષણુ અને રાજનીતિ એ બે વિષયોમાં ભારતવાસી હિન્દુઓ યૂરોપીયનો કરતા ઓછી યોગ્યતા ધરાવનારા છે, પરંતુ શ્રેષ્ઠ પ્રકારની કૃષિપદ્ધતિ, અદ્વિતીય

હસ્તકૌશલ્ય; જીવનનિર્વાહ તથા વિલાસમાટેની સર્વ આવશ્યક વસ્તુઓને નિર્માણ કરવાની ક્ષમતા; પ્રત્યેક ગ્રામમાં લેખન, વાચન તથા ગણિત આદિક વિષયોના શિક્ષણની જેમનામાં યોગ્ય વ્યવસ્થા કરાયલી હોય છે તેવી શાળાઓની સ્થાપના;* પરસ્પર સભ્યતા, આદરસત્કાર તથા પરોપકારયુક્ત વર્તન અને તેમાં પણ વળી વિશેષતઃ સ્ત્રીઓ સાથેનો અત્યંત વિશ્વાસપૂર્ણ, આદરયુક્ત તથા માર્દવમંડિત આદર્શ વ્યવહાર એ સર્વ સદ્‌ગુણોને જો સુસભ્ય રાષ્ટ્રનાં લક્ષણો તરીકે સ્વીકારવામાં આવતાં હોય, તો એ સર્વ સદ્‌ગુણો કિંવા એ સર્વ વિષયોમાં ભારતીય હિન્દુઓ કોઈ પણ યૂરોપીયન્ સુસભ્ય રાષ્ટ્રની સંપૂર્ણ સમાનતા કિંવા પ્રતિસ્પર્ધા કરી શકે તેમ છે. અર્થાત્ સુધારણા તથા સંસ્કૃતિ એ બે વસ્તુઓની પરસ્પર લેવડ દેવડ કરવાની જ જો આપણી ઇચ્છા હોય, તો હિન્દુસ્થાનની એ ઉભય વસ્તુઓની ઈંગ્લૅંડમાં આયાત કરવાથી ઈંગ્લૅંડને જ અધિક લાભ થવાનો સંભવ છે એવી મારી પોતાની તો દૃઢ માન્યતા છે અને એ મારી માન્યતા સદા સર્વદા અવિચલ રહેવાની છે.”+

---

* પાશ્ચાત્ય સંસ્કૃતિના અંધતાસમર્પક પ્રકાશથી અંજાયલા કેટલાક આધુનિક સુશિક્ષિત જનોને આ વિધાન અતિશયોક્તિપૂર્ણ કિંવા સર્વથા અસત્ય જણાય એ ઘટના સ્વાભાવિક છે; પરંતુ સદ્‌ભાગ્યવશાત્ વસ્તુસ્થિતિ આ વિધાનને નિર્વિવાદ સત્ય સિદ્ધ કરનારી છે; કારણ કે, ભારતવર્ષમાં અંગ્રેજ સરકારની શાળાઓ અસ્તિત્વમાં આવ્યા પૂર્વે બંગાળામાં એંસી હજાર ગ્રામ્યશાળાઓ અસ્તિત્વ ધરાવતી હતી; ઇ. સ. ૧૮૩૫ માં એ શાળાઓનું પ્રમાણ ૪૦૦ મનુષ્ય દીઠ એક શાળાનું હતું; અને મદ્રાસમાં પણ પ્રત્યેક ત્રણ બાળકોમાંનો એક બાળક ગ્રામ્ય શાળામાં વિદ્યાભ્યાસ કરતો હતો એ વસ્તુસ્થિતિનો સરકારી નિવેદનપત્રો (રિપોર્ટો) જ આપણને પરિચય કરાવી રહ્યા છે.

+ સર ટૉમસ્ મનરોના મુખમાંથી નીકળેલા મૂળ ઉદ્‌ગારો આ છેઃ–

“If civilization is to become an article of trade between two countries, I am convienced that England will gain by the import cargo.”

કોઈ પણ વ્યક્તિ કિંવા સમાજના શીલનો તે વ્યક્તિ કિંવા સમાજના ગ્રંથો કિંવા વાઙ્મય (સાહિત્ય) દ્વારા સહજ તથા સ્પષ્ટ સ્વરૂપમાં સાક્ષાત્કાર કરી શકાય છે, અને તેમાં પણ વળી વિશેષત વાઙ્મય વિષયક વાદવિવાદના સ્વરૂપ તથા વાઙ્મય વિષયક વાદવિવાદની પદ્ધતિના અવલોકનથી તો કોઈ પણ વ્યક્તિ કિંવા રાષ્ટ્રના શીલની પરીક્ષાનો માર્ગ અત્યંત પ્રશસ્ત તથા સુગમ થઈ પડે છે અર્થાત્ ભારતવર્ષવાસી હિન્દુ પંડિતો તથા યૂરોપીયન સંસ્કૃત 'સ્કૉલર્સ' અને અન્ય વિદ્વજ્જનોની વાઙ્મય વિષયક વાદવિવાદપદ્ધતિનો સતત વીસ વર્ષ જેટલા દીર્ઘ કાલ પર્યન્ત અનુભવ કરી લીધા પછી એના સંબંધમાં પ્રચંડ પાશ્ચાત્ય પંડિત મૅક્સમૂલર મહાશયે પોતાનો જે અભિપ્રાય દર્શાવ્યો હતો તે એ હતો કે 'આવા પ્રકારના વાઙ્મય વિષયક વાદવિવાદમાં યૂરોપીયન પંડિતો પરસ્પર (એક બીજા ઉપર) વૈયક્તિક આક્રમણો કરતા રહે છે, માત્ર એટલું જ નહિ, પણ વિતંડાવાદ તથા સત્યના અપલાપની સીમા પર્યન્ત પણ પહોંચી જાય છે આવા પ્રકારના વાદવિવાદોમાં વિજય તથા સ્તુતિ કરતાં સત્ય તથા સ્વાભિમાનને અધિકતર મૂલ્યવાન્ કિંવા મહત્ત્વમય માનનારા પંડિતો મૂર્ખશિરોમણિ છે, એવી જ એ યૂરોપીયન પંડિતોની ભાવના હોય છે અને પોતાની એ ભયંકર ભાવનાને અનુસરીને વાઙ્મય વિષયક વાદવિવાદની વેગાવે તેઓ બુદ્ધિપૂર્વક સર્વથા અસત્ય વિધાનો કરી દેવામાં પાપ કે પુણ્યના વિચારને પોતાના હૃદયમાં લેશમાત્ર પણ સ્થાન નથી આપતા પરંતુ ભારતવાસી હિન્દુ પંડિતોની વાદવિવાદ વિષયક પદ્ધતિ એથી સર્વથા ભિન્ન પ્રકારની છે હિન્દુ પંડિતો વાદવિવાદના પ્રસંગે ઉચ્છૃંખલ ભાષા કિંવા ગ્રામ્ય શબ્દો (અપશબ્દો) નો જેના હસ્તથી પ્રયોગ થતો હોય તેને પંડિત તો નથી જ માનતા, કિન્તુ તેને એક અસભ્ય તથા જ્ઞાનહીન મનુષ્ય તરીકે જ ઓળખતા રહે છે વાદવિવાદના પ્રસંગે યૂરોપ તથા અમેરિકામાં ત્યાંના ગૌરાંગ પંડિતોના સમ્મેલનમાં જેટલા પરિમાણમાં

સત્યનિષ્ઠા, ઔદાર્ય તથા સુસભ્યતાનો આપણે સાક્ષાત્કાર કરી શકીએ છીએ તેના કરતાં ભારતવાસી હિન્દુ પંડિતોની શાસ્ત્રાર્થ વિષયક સભાઓમાં અત્યંત અધિક પરિમાણમાં સત્યનિષ્ઠા, ઔદાર્ય તથા સુસભ્યતાનો અનેક પાશ્ચાત્ય લોકોએ સાક્ષાત્કાર કરેલો છે. હિન્દુ પંડિતો પોતાના વાદવિવાદમાં પોતાના સત્યાગ્રહ તથા દૃઢાગ્રહનો સંપૂર્ણ પરિચય કરાવતા રહે છે; પરન્તુ તેમનામાં ઉચ્છૃંખલતા કિંવા અવિનયશીલતાનો કદાપિ કોઇને સાક્ષાત્કાર થઈ શકયો નથી. જો પોતાનો કાંઇ પણ પ્રમાદ (ભૂલ) થયો હોય તો પોતાના તે પ્રમાદને કોઈ પણ પ્રકારના સંકોચ વિના પ્રાંજલતાથી સ્વીકારી લેવાને તેઓ નિરંતર તત્પર રહ્યા કરે છે; પરંતુ જો પોતાના પ્રતિપક્ષીનો કાંઈ પણ પ્રમાદ થયો હોય તો તેમાટે તેઓ પોતાના પ્રતિપક્ષીનો ઉપહાસ કરવાની અવિચારશીલતા કિંવા વિવેકહીનતા કદાપિ નથી દર્શાવતા.* 'વિશ્વમાંના અન્ય કોઈ પણ દેશના વ્યાપારીઓ કરતાં હિન્દુસ્થાનના હિન્દુ વ્યાપારીઓ નિષ્ઠા તથા પ્રતિષ્ઠાને અધિક મહત્ત્વ આપનારા હોવાથી હિન્દુસ્થાનના હિન્દુ વ્યાપારીઓના હસ્તથી તેમના પર નીકળતાં અથવા લેણા પડતાં નાણાંની રકમોને ચૂકતે આપી દેવાના કાર્યમાં કાંઇ પણ વાધા વિઘ્ન કિંવા આનાકાની થવાની ઘટનાઓ બહુધા ઘટતી જ નથી;' એવા ઉદ્ગારો અનેક અંગ્રેજ વ્યાપારીઓએ હિન્દુ વ્યાપારીઓના સંબંધમાં મારા સમક્ષ કાઢી બતાવ્યા

* "They have displayed a far greater respect for truth, and a far more manly and generous spirit than we are accustomed to even in Europe and America. They have shown strength, but no rudeness. When they were wrong they have readily admitted their mistake, when they were right they have never sneered at their Euro pean adversaries."

Professor Max Muller's 'India What Can It Teach Us?' P. 63.

છે." ('India, what Can It Teach Us ? P. 63.) હિન્દુસ્થાનના પ્રથમ અગ્રેજ ગવર્નર જનરલ વૉરન્ હેસ્ટિંગ્સે પાર્લામેન્ટની કમીટી (સમિતિ) સમક્ષ સાક્ષી આપતાં હિન્દુઓના સંબંધમાં જે ઉદ્ગારો કાઢ્યા હતા તે એ હતા કે " હિન્દુ લોકો માનવ મનોવિકારના દુષ્ટ માર્ગોથી અન્ય કોઈ પણ સુસંસ્કૃત કિંવા સુસભ્ય રાષ્ટ્ર જેટલાજ પરાઙ્મુખ હોઇને પોતાને થયેલા અન્યાયનો બદલો લેવાની ભાવના કરતાં અન્ય મનુષ્યોએ તેમના પર કરેલા ઉપકારોમાટે પોતાની કૃતજ્ઞતાને દર્શાવવાની ભાવના જ તેમનાં હૃદયોમાં વિશાલ પરિમાણમાં વસેલી હોય છે." બિશપ હેઅર નામક એક પાશ્ચાત્ય પાદરી મહાશયે હિન્દુઓના સંબંધમા એક સ્થળે એવો ઉલ્લેખ કરેલો છે કે: " સૌમ્ય તથા સંયમશીલ સ્વભાવ, નૈસર્ગિક ગ્રાહકશક્તિ તથા કુશાગ્ર બુદ્ધિ એ ગુણો સામાન્યત: માનવજાતિમાં જેટલા પરિમાણમા મળી આવે છે અથવા જોવામાં આવી શકે છે તેના કરતાં એ ગુણો હિન્દુ લોકોમાં અતિશય અધિક પરિમાણમાં વસેલા છે એમ હું મારા પોતાના અનુભવ દ્વારા નિર્વિવાદ કહી શકું છું." અધ્યાપક વિલ્સન્ મહાશયે એક સ્થળે ભારતવાસી હિન્દુઓના સબંધમાં પોતાનો એવો અભિપ્રાય દર્શાવેલો છે કે: " હિન્દુ લોકો સામાન્યત: અતિશય સાધુ તથા સરળ સ્વભાવ ધરાવનારા હોવાથી વ્યવહારમાંની નાનાવિધ કુટિલતાઓ (દાવપેચો) સ્વાભાવિક જ તેમના જાણવામાં નથી આવી શકતી. જે સ્થાનમાં દીર્ઘકાળથી યૂરોપીયન્ સુધારણાનો પ્રચાર થયેલો હોય છે તે સ્થાનમાં વસતા હિન્દુઓમાથી જ માત્ર એ ગુણો અદૃશ્ય અથવા નષ્ટ થવા માંડયા છે.× વિદ્વાન્ હિન્દુઓ ઉદ્યોગી, બુદ્ધિમાન્, આનન્દી તથા મુક્ત હૃદય ધરાવનારા હોય છે.

× સર જી કૅમ્બેલ મહાશયે પણ હિન્દુઓના સબંધમા આવા જ પ્રકારની માન્યતા દર્શાવેલી છે અને તે એ કે: "The longer we posses a province, the more common and grave does perjury become." (S. Johnson's 'Oriental Religions, India, p, 288.)

બાર કિંવા તેર વર્ષના વયના હિન્દુ બાળકોમાં પણ અનેક વાર અપૂર્વ તથા આશ્ચર્યકારક ગ્રાહક શક્તિ જોવામાં આવ્યા કરે છે. બુદ્ધિમત્તા, ગ્રાહક શક્તિ તથા અભ્યાસિતા આદિક ગુણોમાં હિન્દુ બાળકો યૂરોપીયન્ જાતિના એટલી જ અવસ્થાના બાળકો કરતાં અતિશય વર્ચસ્વ ધરાવનારા હોય છે ગૃહસ્થ તથા ધનાઢ્ય હિન્દુ લોકોમા પણ સભ્ય નીતિ રીતિ, બુદ્ધિ વિષયક વિશદતા તથા વ્યાપકતા, હૃદયની ઉદારતા તેમ જ આદર્શ વર્તન આદિક સદ્‌ગુણો એટલી સીમા પર્યન્ત પ્રકટ સ્વરૂપમાં દૃષ્ટિગોચર થતા રહે છે કે તેમના એ સદ્‌ગુણોની અતિશયતાના યોગે જગતમાંના કોઈ પણ દેશમાં તેમની ગણના ઉત્તમ સદ્‌ગૃહસ્થોમાં જ કરી શકાય તેમ છે." ( મિલકૃત 'હિન્દુસ્થાનનો ઇતિહાસ' પ્રથમ પુસ્તકઃ પૃષ્ઠ ૫૩૦–૩૨ ) અધ્યાપક મોનિયર વિલિયમ્સ મહાશયે તો હિન્દુઓની એટલી સીમા પર્યન્ત પ્રશંસા કરેલી છે કેઃ "જેમને હિન્દુ લોકો કરતાં અધિક ધાર્મિક તથા કર્તવ્યનિષ્ઠ લોકો તરીકે ઓળખાવી શકાય તેવા લોકો યૂરોપમાં ક્યાંય મારા જોવામા આવી શક્યા નથી." ( Modern India and Indians, Pages, 88 & 128. ) એલ્ફિન્સ્ટન્ સાહબે હિન્દુઓના સંબંધમાં પોતાના ઇતિહાસગ્રંથમાં એવા પ્રકારનો ઉલ્લેખ કરેલો છે કેઃ " હિન્દુ તથા અંગ્રેજોની પરસ્પર તુલના કરી જોતાં જે પરિસ્થિતિ આપણા જોવામાં આવી શકે છે તે એ છે કે હિન્દુઓમાં અન્ય ગમે તે દુર્ગુણો વિસ્તરેલા હોય છતાં પણ તેમનામાં મદ્યપાનના વ્યસન તથા અસભ્યતા એ બે પ્રચંડ દોષો કિંવા દુર્ગુણોનો સર્વથા અભાવ હોવાથી તેમનાં વર્તન તથા જીવનપ્રણાલિકા અંગ્રેજો કરતાં અધિક શુદ્ધ હોય છે. ઇંગ્લૅંડમાંનાં અત્યંત વિશાળ નગરોમાંના ઉચ્ચ વર્ગના લોકો જેટલા ને જેવા નીતિભ્રષ્ટ હોય છે તેટલા ને તેવા હિન્દુસમાજમાંના કનિષ્ઠ વર્ગના મનુષ્યો પણ નીતિભ્રષ્ટ નથી હોતા." ( એલ્ફિન્સ્ટન્ કૃત 'હિન્દુસ્થાનનો ઇતિહાસ' પૃષ્ઠ ૩૭૫–૩૮૧. ) ઈ. સ. ૧૮૩૨ માં પાર્લામેન્ટ સમક્ષ રજૂ કરાયલા રિપોર્ટમાંથી

તારવી કાઢેલા ચાર વર્ષના આંકડાઓની નિમ્ન પ્રદર્શિત તુલના પણ આ વિષયપરત્વે અવશ્ય જોવા તથા જાણી લેવા યોગ્ય છે –

| | ઈગ્લેંડ તથા વેલ્સ | બગાલ |
|---|---|---|
| લોકસંખ્યા | ૧૩૦ લાખ | ૬ કરોડ |
| ફાંસીની શિક્ષા પામેલાઓની વાર્ષિક સખ્યા | ૧૨૩૨ | ૫૯ |
| લોકસંખ્યા અનુસાર ફાસીએ ચડેલા અપરાધીઓનું પ્રમાણ | ૭૦૩૨૮૧૧ | ૧૦૦૪૧૮૨૧ |
| જન્મટીપની સજાવાળા અપરાધીઓનું પ્રમાણ | ૬૭૧૭૩૧ | ૪૦૨૦૧૦૧ |

વિશ્વવિખ્યાત ડાર્વિન્ નામક યુરોપીયન્ શાસ્ત્રજ્ઞ જ્યારે વિશ્વના ભિન્ન ભિન્ન દેશોમા પ્રવાસ કરી રહ્યો હતો ત્યારે પોર્ટલુઈના કારાગૃહમા કેટલાક હિન્દુ બન્દિજનોના દર્શન કિંવા સાક્ષાત્કારનો અવસર તેને પ્રાપ્ત થયો હતો અર્થાત્ તે અપરાધી તથા ગજદડઓક્ત હિન્દુઓના સુસભ્ય વર્તનને જોઇને એ પાશ્ચાત્ય શાસ્ત્રજ્ઞના આશ્ચર્યનો અવધિ થઈ ગયો હતો અને તેથી તેણે એ હિન્દુ બન્દિજનોના સબધમાં પોતાનો એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે "એ હિન્દુજાતિના બન્દિજનો અત્યત શાત સ્વભાવના હોઈને તેમનું વર્તન અતિશય ઉત્તમ છે તેમનુ બાહ્યવર્તન તેમની સ્વચ્છતા અને પોતાના નિત્ય નૈમિત્તિક ધાર્મિક આચારોના પાલન વિષયક તેમની તત્પરતાને જોઇને જોનારના હૃદયમા ન્યૂ સાઉથ વેલ્સના કારાગૃહમાના ગોરા કયદીઓના સબધમા જેવો તિરસ્કાર ઉત્પન્ન થઈ જાય છે તેવો તિરસ્કાર તે હિન્દુ બન્દિજનોના સબધમાં ઉત્પન્ન થાય એ સર્વથા અશક્ય તથા અસભવનીય ઘટના છે" (A Naturalist's Voyage Round the World p 454)

હિન્દુઓની કૃતજ્ઞતાના સબધમા એલ્ફિન્સ્ટન્ સાહબે જે પ્રમાણપત્ર આપેલુ છે તેનો ભાવાર્થ એ છે કે "મોટા અંગ્રેજ અધિકારીઓએ

કરેલા ઉપકારોના ગેગે હિન્દુ લોકો તે મોટા અંગ્રેજ અધિકારીઓ પ્રતિ એટલી સીમા પર્યન્ત કૃતજ્ઞ રહ્યા કરે છે કે જો દુર્ભાગ્યવશાત્ તે મોટા અધિકારીઓ અધિકારભ્રષ્ટ અથવા દરિદ્ર થઇ જાય છે; તો પણ હિન્દુ લોકો તેમને યથાશક્ય સહાયતા આપતા રહે છે; માત્ર એટલું જ નહિ, પણ તેમના મરણ પશ્ચાત્ તેમનાં કુટુંબોનો પણ પરામર્શ લેતા રહે છે. બંગાલામાંનો એવો જ એક મોટો અંગ્રેજ અધિકારી અચાનક પોતાના અધિકારથી વંચિત (નોકરીથી બરતર્ફ) થઇને ઇગ્લૈંડમાં અતિશય દરિદ્રાવસ્થામાં પોતાના દિવસોને વીતાડી રહ્યો હતો અને તેને મહારાષ્ટ્રદેશવાસી એક દાક્ષિણાત્ય બ્રાહ્મણે એક લાખ રૂપિયાની રકમ સહાયતા તરીકે આપવાની અકલ્પનીય ઉદારતા દર્શાવી હતી; માત્ર એટલું જ નહિ, પણ ત્યાર પછી તે અંગ્રેજ અધિકારી તેને એ રકમ પાછી આપી દેવામાટે તૈયાર હોવા છતાં તે આપી દીધેલી રકમને પાછી લેવાની તે દાક્ષિણાત્ય બ્રાહ્મણે સ્પષ્ટ શબ્દોમાં ના પાડી દીધી હતી. " (એલ્ફિન્સ્ટન કૃત 'હિન્દુસ્થાનનો ઇતિહાસ પૃષ્ઠ ૨૦૧, ૨૦૨.) ભારતવાસી હિન્દુ સૈનિકોના સમ્બંધમાં એ જ અંગ્રેજ ઇતિહાસકારે એવા પ્રકારનું પ્રમાણપત્ર આપી રાખ્યું છે કે: "અતિશય કટાકટીના પ્રસંગોમા કિંવા અણીની વેળાયે પોતાના વિદેશી સ્વામીઓ પ્રતિ હિન્દુસ્થાનના હિન્દુ સૈનિકોએ જેટલી નિષ્ઠા તથા વિશ્વાસપાત્રતા દર્શાવી છે તેટલી નિષ્ઠા તથા વિશ્વાસપાત્રતા અન્ય કોઈ પણ દેશના સૈનિકો પોતાના સ્વદેશી સ્વામી પ્રતિ પણ દર્શાવતા હોય એ ઘટના બહુધા અશક્ય સમાન છે."* એક અન્ય વિદેશી ગૃહસ્થે હિન્દુઓની આદર્શ સ્વચ્છતાના સંબંધમાં પોતાના એવા અભિપ્રાયને વ્યક્ત કરી

+ "The fidelity of our sepoys to their foreign masters has been shown in instances which it would be difficult to match even among national troops in any other country."

બતાવ્યો છે કે. "પોતાના શરીરો તથા ગૃહો આદિકની સ્વચ્છતાને સુરક્ષિત રાખવાના સબંધમાં હિન્દુ લોકો દક્ષિણ યૂરોપવાસી લોકો કરતાં શ્રેષ્ઠતર છે, માત્ર એટલું જ નહિ, પણ સ્વચ્છતાને સુરક્ષિત રાખવાની હિન્દુ લોકોની કેટલીક પ્રણાલીકાઓ કિંવા પદ્ધતિયો તો ઉત્તર યૂરોપના લોકોમાટે પણ અનુકરણીય થઈ પડે તેટલી સીમા પર્યન્ત ઉત્કૃષ્ટ છે"

મદ્યપાન તથા માંસાહાર વિષયક હિન્દુલોકોનો તિરસ્કાર તો વિશ્વવિખ્યાત છે એટલે એના સંબંધમા યદ્યપિ વિશેષ કાંઇ પણ લખવાની આવશ્યકતા રહેતી જ નથી, છતા પણ એ વાર્તાને વ્યક્ત કરવાની આવશ્યકતા અનિવાર્ય જણાય છે કે હિન્દુસ્થાનવાસિની અમુક વિશાલસખ્ય હિન્દુજાતિયો કિંવા હિન્દુજ્ઞાતિયો માસાહારને નિષિદ્ધ ન માનનારી, એટલે કે, માસાહાર કરનારી હોવા છતા પણ તે માંસાહારિણી હિન્દુજાતિના લોકોની સ્વાભાવિક પ્રવૃત્તિ તો સર્વ પ્રાણીઓ સાથે મમતાપૂર્વક વર્તનાની જ હોય છે અર્થાત્ જે હિન્દુઓ માસાહારને વર્જ્ય કિંવા નિષિદ્ધ નથી માનતા, તે હિન્દુઓનો પણ 'માસ' એ મુસલ્માનો તથા યૂરોપીયનો પ્રમાણે નિત્યના આહારનો પ્રધાન પદાર્થ નથી અને એ પરિસ્થિતિ હિન્દુઓની અતિશય ધર્માન્ધતા કિંવા શુદ્ધાશુદ્ધતા વિષયક માન્યતાના યોગે ઉત્પન્ન થયેલી નથી કિન્તુ એમા એક મહત્ શાસ્ત્રીય કિંવા વૈજ્ઞાનિક તત્ત્વનો સમાવેશ થયેલો છે, એ રહસ્યને પ્રકાશિત કરતાં બકલ નામક વિશ્વવિખ્યાત અગ્રેજ ઇતિહાસકારે એવા સિદ્ધાન્તને તારવી બતાવ્યો છે કે "શીત પ્રદેશમા વસતાં મનુષ્યો કરતા ઉષ્ણ પ્રદેશમાં વસતા મનુષ્યોના શરીરોના પોષણમાટે માંસ આદિક કૂબ્ વિશિષ્ટ (Cra bonaceous) ખાદ્ય કરતા પિષ્ટાશ (Starch) વિશિષ્ટ તથા પ્રાણવાયુવિશિષ્ટ (Oxygenous) ધાન્ય આદિકની જ અધિકતર આવશ્યકતા હોય છે એ ઉપરાત ઉષ્ણ દેશના વાયુનું જે નૈસર્ગિક પરિણામ થાય છે તેના યોગે સાંનાં મનુષ્યોથી વિશેષ પરિશ્રમયુક્ત

કાર્યો અવિશ્રાંત ભાવથી ભાગ્યે જ કરી શકાય છે; અર્થાત્ ઉષ્ણદેશવાસી મનુષ્યો વિશેષ પરિશ્રમયુક્ત કાર્ય કરતાં સત્વર શ્રાંત થઈ જાય છે ( થાકી જાય છે ) અને તેમના કાર્યવિષયક ઉત્સાહનો લોપ થઈ જાય છે. ઉષ્ણદેશવાસી લોકોને પોતાને પણ આ પરિસ્થિતિનો શરદ્‌ઋતુ ( શીયાળા ) તથા ગ્રીષ્મઋતુ ( ઊનાળા ) માં તેમના હસ્તથી થતા કાર્યના પરિમાણના યોગે સંપૂર્ણ સાક્ષાત્કાર થતો રહે છે. આ ઉભય સિદ્ધાંતોને લક્ષમાં રાખી લેવાથી જે કારણથી હિન્દુસ્થાનવાસી હિન્દુ લોકોમાં આટલી સીમા પર્યન્ત વિસ્તરેલી માંસાહાર વિષયક પરાઙ્મુખતા તથા શાકાહારપ્રિયતા અને તેમાં પણ વળી તંદુલાહારપ્રિયતા ( ભાતના આહાર ઉપર જ આધાર રાખવાની પ્રવૃત્તિ ) આપણા જોવામાં આવ્યા કરે છે તે કારણને તત્કાળ આપણે જાણી શકીએ છીએ. અન્ય જાતિનાં ધાન્યો કરતાં ભાતમાં પિષ્ટાંશ (Starch) અત્યંત વિપુલ પરિમાણમાં વિદ્યમાન હોઇને ક્ષેત્રોમાં અલ્પ પરિશ્રમથી ચોખાનો વિપુલ પાક આવ્યા કરે છે; કારણ કે, ચોખા જેટલા પરિમાણમાં વાવ્યા હોય તેના કરતાં સાઠગણા અધિક પરિમાણમાં ઉત્પન્ન થતા રહે છે. અર્થાત્ હિન્દુસ્થાનના હિન્દુઓ કેવળ ભાતને જ પોતાના આહારના પ્રધાન પદાર્થ તરીકે સ્વીકારીને કેવળ નિસર્ગના નિયમનું જ પાલન કરી રહ્યા છે એ સર્વથા નિઃસંશય તથા નિર્વિવાદ વાર્તા છે. " ( Buckle's History of Civilisation in England, Volume 1, page 64. ) નીબુહર નામક એક વિદેશી વિદ્વાને હિન્દુઓના અન્નફલશાકાહારના સંબંધમાં પોતાના એવા અભિપ્રાયને પ્રકાશિત કરેલો છે કેઃ " ઇન્દ્રિયજન્ય વિષયોના અતિસેવનના યોગે મનુષ્યનાં શરીર તથા મનમાં જે સ્વાભાવિક અનિષ્ટ પરિણામ થતું રહે છે તે પરિણામ શીતપ્રદેશવાસી મનુષ્યો કરતાં ઉષ્ણપ્રદેશવાસી મનુષ્યોનાં શરીર તથા મનમાં અત્યંત અધિક પરિમાણમાં તથા અત્યંત વેગપૂર્વક થતું હોવાથી ઉષ્ણદેશવાસી લોકોને પોતાના રાષ્ટ્રના શારીરિક, માનસિક તથા બૌદ્ધિક બળને અખંડ તથા સુરક્ષિત રાખવામાટે યથાશક્ય અધિક પરિમાણમાં વિષયપરાઙ્મુખ

થવાની સર્વથા અનિવાર્ય આવશ્યકતા હોય છે. જીવનશાસ્ત્ર, માનસશાસ્ત્ર તથા અધ્યાત્મશાસ્ત્ર સાથે ઘનિષ્ટ સંબંધ ધરાવનાર આ સિદ્ધાન્તને અને સામાન્યત મનુષ્યો વૈદ્યના વચન કિંવા ઉપદેશ કરતા ધર્મની આજ્ઞામાં અધિક શ્રદ્ધા તથા વિશ્વાસ રાખનારા હોય છે એ મનુષ્ય સ્વભાવને હિન્દુધર્મશાસ્ત્રનિર્માતા મહાવિચારશીલ તથા બુદ્ધિમાન આર્યઋષિઓ સારી રીતે જાણતા હોવાથી તેમણે હિન્દુરાષ્ટ્રોનાં મનોને ધર્મના અનેકવિધ બંધનોમાં જકડી લઇને તે હિન્દુરાષ્ટ્રોને પ્રવૃત્તિના માર્ગમાંથી પાછા વાળીને નિવૃત્તિના માર્ગમા જ વેગપૂર્વક અગ્રગામી કરી દેવાની જે કલ્યાણકારિણી વિચારશીલતા દર્શાવી છે તેમાટે તે હિન્દુ ઋષિયો અનન્ત ધન્યવાદને પાત્ર છે અને આવી રીતે હિન્દુઓને નિવૃત્તિના માર્ગમાં ચલાવીને હિન્દુજાતિ ઉપર તેમણે એક મહાન ઉપકાર કરેલો છે એ વાર્તાને આપણે અવશ્ય સ્વીકારવી જ પડે છે " હિન્દુઓની આ આહારપદ્ધતિનું તેમની શારીરિક, માનસિક તથા બૌદ્ધિક સ્થિતિ તથા ઉન્નતિના સબંધમાં સર્વથા ઇષ્ટ પરિણામ જ થયેલું છે, એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ છે જ નહિ અસ્તુ ઇસ્વી સન ૧૮૮૧ ની લગભગના સમયમાં ઇંગ્લૅંડ તથા વેલ્સમા ઉન્માદરોગથી પીડાતા મનુષ્યોનું પ્રમાણ દશહજારે ત્રીસનું હોવાથી પ્રત્યેક એક હજાર મનુષ્યોમાના ત્રણ મનુષ્યો ગાડા હતા, પરતુ હિન્દુસ્થાનમાના કેવળ હિન્દુઓની વસતીવાળા પ્રદેશોમા તે જ સમયમા દશ હજાર મનુષ્યોમાનાં કેવળ ત્રણ મનુષ્યો જ ગાંડા જોવામાં આવતા હતાં ( અર્થાત્ તે સમયમાં હિન્દુસ્થાનમાના હિન્દુવસતીવાળા પ્રદેશો કરતા ઇગ્લૅંડ તથા વેલ્સમાં ગાડા માણુસોની સંખ્યા દશગણી વધારે હતી ) " છેલ્લી મનુષ્યગણનાના પ્રસંગે હિન્દુસ્થાનમાની હિન્દુજાતિમા ગાડા માણસોનું પ્રમાણ એક લાખ માણસોમા ૨૬ થી ૨૭ ની વચ્ચે સ્તબ્ધનું હતું મુબઇ ઇલાકાના પારસીઓમા એ પ્રમાણ ૧૬૦ નુ, યૂરોપીયનોમાં ૧૩૦નુ અને યૂરેજિયનો ( ઍંગ્લોઇન્ડિયન્સ )મા ૪૭૬નું જોવામાં આવ્યુ હતું ! ઓર્મ નામક એક પાશ્ચાત્ય પડિતે હિન્દુઓના

શારીરિક સૌન્દર્યના સંબંધમાં એના ઉદ્ગારો કાઢેલા છે કે: "શરીરની પ્રમાણબદ્ધતા, સુન્દરતા તથા ચપળતામાં પણ હિન્દુ લોકો અન્ય દેશના લોકો કરતાં કોઈ પણ પ્રકારે ઓછા કિંવા ઊતરતા જોવામાં નથી આવતા. ગુજરાતના 'બનિયા' (વાણિયા) લોકો કરતાં અધિક સુન્દર પુરુષો સમસ્ત વિશ્વમાં ક્યાં ય કોઇના જોવામાં આવી શકે તેમ નથી." ચેમ્બર્સના વિશ્વકોષમાં પણ હિન્દુઓની શારીરિક પ્રમાણબદ્ધતાના સંબંધમાં એવો જ ઉલ્લેખ કરાયલો છે કે: "હિન્દુઓનાં શરીરોની પ્રમાણબદ્ધતા (ઘાટીલાપણું) જેને આશ્ચર્યકારિણી કહી શકાય તેટલા પરિમાણમાં સુંદર હોય છે." (Chambers' Encyclopaedia, page 637.) હિન્દુઓના સંબંધમાં જેમના હૃદયમાં એક પ્રકારનો વિલક્ષણ દુરાગ્રહ કિંવા પ્રતિકૂલ ભાવ વસી રહ્યો હતો તે પ્રખ્યાત આંગ્લ ઇતિહાસકાર મિલ મહાશયને પણ એ સત્ય વાર્તાને નિરુપાયવશાત્ સ્વીકારવી જ પડી છે કે: "હિન્દુઓનાં શરીરોમાં અસાધારણ ચપળતા વ્યાપેલી હોય છે. પોતાના શરીરના સર્વ અવયવોને પોતાની ઇચ્છા અનુસાર વાળી અથવા નમાવીને તે અવયવોદ્વારા વ્યાયામના ભિન્ન ભિન્ન ચાતુર્યપૂર્ણ તથા આશ્ચર્યકારક ખેલ ખેલી બતાવવાના કાર્યમાં અન્ય કોઈ પણ દેશના લોકોથી હિન્દુસ્થાનના હિન્દુઓની સમાનતા કિંવા પ્રતિસ્પર્ધા કરી શકાય તેમ છે જ નહિ; માત્ર એટલું જ નહિ, પણ દોડવામાં તેમ જ સૈનિક ગતિમાં પણ અત્યંત દૃઢ દેહયષ્ટિ ધરાવનાર અન્ય કોઈ પણ દેશના મનુષ્યોની હિન્દુઓ સંપૂર્ણ સમાનતા કિંવા સ્પર્ધા કરી શકે તેમ છે." (મિલકૃત 'હિન્દુસ્થાનનો ઈતિહાસ' પ્રથમ ભાગ, પૃષ્ઠ ૪૭૮.) સર વિલિયમ્ જોન્સે હિન્દુઓની ઉત્કૃષ્ટતાનો જે શબ્દોમાં પરિચય કરાવ્યો છે તે શબ્દો એ છે કે: "કથાના રૂપમાં નીતિનું શિક્ષણ આપવાની પદ્ધતિ, અંકોની દશક પદ્ધતિ (Decimal Scale) અને ચતુરંગ (શતરંજ)ની રમત એ ત્રણ મહાન્ શોધો હિન્દુઓના જ હોઇને એ શોધોના યોગે હિન્દુઓનાં ચાતુર્ય તથા કલ્પકતાનો સંપૂર્ણ સ્વરૂપમાં આપણે

સાક્ષાત્કાર કરી શકીએ છીએ. " ( મિલકૃત ' હિન્દુસ્થાનનો ઇતિહાસ ' દ્વિતીય ભાગ, પૃષ્ઠ ૪૩. ) આમાં સર વિલિયમ્ જોન્સ્ મહાશયે જે કથાઓનો ઉલ્લેખ કરેલો છે તે આપણા ' પચતંત્ર ' આદિક કથા-ગ્રંથો છે કે જે કથાગ્રંથો દ્વારા વિદ્યાર્થીઓને ભારતવર્ષમાં હિન્દુઓ દીર્ઘ કાળથી નૈતિક શિક્ષણ આપતા આવ્યા છે અને જે ગ્રંથોના, તેમની અનન્ય ઉત્તમતાના યોગે, વિશ્વની અનેક વૈદેશિક ભાષાઓમાં પણ અનુવાદો થઈ ગયા છે ઇતિહાસલેખક મિલ મહાશય હિન્દુઓના વિરોધી હોવાથી ચતુરંગ કિંવા શતરંજની રમતના હિન્દુત્વના સબંધમાં જો કે તેમણે એવો અભિપ્રાય દર્શાવેલો છે કે: " ચતુરંગ અથવા શતરંજની રમતનો આવિર્ભાવ પ્રથમ હિન્દુઓદ્વારા જ થયો હતો એટલે કે એ રમતના આદિ આવિષ્કારકો હિન્દુઓ જ હતા એ કથનની સત્યતાના સંબંધમાં હિન્દુઓના પોતાના કથન વિના અન્ય કશો પણ આધાર મળી શકતો નથી " પરંતુ તેઓ શ્રીમાન્ના એ વિધાનનું અધ્યાપક વિલ્સન્ મહાશયે સપ્રમાણ ખંડન કરી બતાવ્યું છે. તેઓ લખી ગયા છે કે: " આ વિષય પરત્વે હિન્દુઓએ પોતે અસત્ય આડંબરનો પરિચય નથી કરાવ્યો; અર્થાત્ એ રમતના આવિષ્કારક તરીકે હિન્દુઓએ પોતે જ પોતાને નથી ઓળખાવ્યા, કિંતુ ઇ સ ની દશમ શતાબ્દી ( દશમી સદી ) મા થઈ ગયેલા મુસ્લિમ શાયર ફિરદૌસીએ જ પોતાના વિશ્વવિખ્યાત ' શાહનામા ' નામક કાવ્યગ્રંથમાં એક સ્થળે એવો ઉલ્લેખ કરી બતાવ્યો છે કે ' એક હિન્દુ રાજાએ ઇરાનના બાદશાહ નૌશીરવાન આદિલના દબારમાં ' ચતુરગ ' નામક બુદ્ધિબળદર્શક ખેલનો એક પટ મોકલીને તે રમતના શીખવનાર એક શિક્ષકને પણ તેની સાથે મોકલી દીધો હતો ' ફિરદૌસી ઉપરાંત બીજા પણ અનેક મુસ્લિ ગ્રંથકારોએ આ વાર્તાને સ્વીકારેલી છે સસ્કૃત ભાષામાં ' શતરંજ 'ની રમતનો વાચક ' ચતુરંગ ' શબ્દ છે અને ફારસી ભાષાનો ' શતરંજ ' શબ્દ એ સંસ્કૃત શબ્દનો જ અપભ્રંશ છે ' વાલ્મીકિ રામાયણ 'માં પણ અયોધ્યાના વર્ણનન પ્રસંગે

એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે: 'અયોધ્યા નગરીનો આકાર 'ચતુરંગ'ના પટ (અષ્ટ પદ) સમાન હતો.' (બાલકાંડ, સર્ગ ૫, શ્લો. ૧૬.)" એટલે એથી મિલ મહાશયના દુરાગ્રહમૂલક અજ્ઞાન કિંવા અજ્ઞાનમૂલક દુરાગ્રહનો પોતાની મેળે જ પ્રકાશ થઇ જતો હોવાથી તેમના એ અસત્ય વિધાનના નવીન ખંડનની કશી પણ આવશ્યકતા અવશિષ્ટ નથી રહેતી.

હિન્દુ લોકોના શીલના સંબંધમાં ઉપર વિદેશી વિદ્વાનોનાં જે અનેક પ્રમાણો સાક્ષી તરીકે આપવામાં આવ્યાં છે તે પ્રમાણોના સંબંધમાં કેટલાક સત્યાત્માઓ દ્વારા એવો એક આક્ષેપ થવાનો સંભવ માની શકાય તેમ છે કેઃ " પ્રાચીન કાળના હિન્દુઓ કદાચિત્ આટલી સીમા પર્યન્ત પ્રશંસાપાત્ર હશે; પરંતુ તેમના અત્યારના વંશજોમાં તો તેમના એ ગૌરવદર્શક ગુણોનો અભાવ જ જોવામાં આવ્યા કરે છે." આક્ષેપકનો આ આક્ષેપ એક દૃષ્ટિથી જોતાં યથાર્થ છે; કારણ કે, પ્રાચીન હિન્દુઓના આદર્શ ગુણો તેમના વર્તમાનકાલિક વંશજોમાં જેટલા પરિમાણમાં દૃષ્ટિગોચર થવા જોઇએ તેટલા પરિમાણમાં દૃષ્ટિગોચર થઇ શકતા નથી; પરંતુ તે સાથે હિન્દુઓની અત્યારની અલ્પગુણવત્તાના ઉત્તરદાયિત્વના ભારને હિન્દુઓના પોતાના શિરપર જ કોઇથી સ્થાપી શકાય તેમ નથી, એ સત્ય પરિસ્થિતિને પણ આપણે અવશ્ય લક્ષમાં રાખી લેવાની છે. અર્થાત્ મધ્યન્તરે હિન્દુસ્થાન ઉપર આવી પડેલી નાનાવિધ અનેક રાષ્ટ્રીય વિપત્તિયોમાં જ વર્તમાનકાલિક હિન્દુઓની અધોગતિના બીજ સમાયલા છે. જ્યારે પણ કોઈ એક વિશિષ્ટ દેશમાં તે દેશના નિવાસીઓ કરતા ન્યૂન-સભ્ય અથવા બહુ જ ઓછી સભ્યતા ધરાવનારા વિદેશી તથા વિધર્મી લોકોના કઠોર અધિકારનો આરંભ થઇ જાય છે એટલે તેના પરિણામે તે દેશના મૂળ નિવાસી લોકોના શીલનો હ્રાસ થયા વિના રહેતો જ નથી અને જિત (જીતાયલા) રાષ્ટ્રની સ્થિતિ ગુલામ જેવી જ થઈ જાય છે એ એક પરાપૂર્વથી ચાલતો આવેલો ત્રિકાલાબાધ્ય નિયમ છે

અને એ જ નિયમ હિન્દુસ્થાનના હિન્દુઓના સબધમાં પણ નિરપવાદ સત્ય પ્રમાણિત થઇ ચૂકયો હોય તો તેમા આશ્ચર્ય જેવુ શુ હોઇ શકે વારૂ ? સત્યવાદી બેન્થમના કથન અનુસાર ' સફળ અસત્યવાદ જ ગુલામની આત્મરક્ષાનો ઉત્કૃષ્ટ ઉપાય હોય છે. ' ( ' Successful falsehood is the best defence of a slave ' ) એટલે એ જ ન્યાય રાજનૈતિક ગુલામગિરીનાં બધનોમા જકડાઇ ગયેલા રાષ્ટ્રને પણ એટલા જ પરિમાણમા લાગૂ પડી શકે છે અર્થાત્ આવા પ્રકારની અત્યત હીન સ્થિતિમા જ વસેના તથા વૃદ્ધિગત થયેલા મનુષ્યો કિંવા રાષ્ટ્રો જો અમુક પરિમાણમા શીલભ્રષ્ટ થઈ જાય, તો તેને જેમ આશ્ચર્યકારિણી ઘટના તરીકે કોઇથી ઓળખી કિંવા ઓળખાવી શકાય તેમ નથી તેમ જ એ શીલભ્રષ્ટતાના દોષને તે શીલભ્રષ્ટ વ્યક્તિ કિંવા રાષ્ટ્રના પોતાના શિર પર પણ સ્થાપી શકાય તેમ નથી અધ્યાપક મૅકસમૂલર મહાશયે આ વિષયપરત્વે પોતાના જે વિચારો દર્શાવ્યા છે તે અત્યત ગંભીર તથા મનનીય હોવાથી અમો તે વિચારોને અહીં પ્રકટ કરવાનું ઉચિત ધારીએ છીએ તેમણે લખ્યું છે કે " ઈ સ ૧૦૦૦ થી આરભીને ત્યાર પછીના ૬૦૦ થી ૭૦૦ વર્ષ જેટલા દીર્ઘ કાળ પર્યન્ત હિન્દુસ્થાનમા મુસ્લિમોએ ચલાવેલા ભય ત્રાસ તથા ધાર્મિક અત્યાચારયુક્ત રાજ્યાધિકારના વર્ણનોને વાચીને મારા મનમાં સ્વાભાવિક જ આશ્ચર્ય થયા કરે છે કે મુસલમાનોના આવા અમાનુષ અત્યાચારોને દીર્ઘ કાળ પર્યન્ત સહન કરવા છતા પણ હિન્દુઓ સદાને માટે નીતિભ્રષ્ટ થઇને રસાતલમા પહોચી જવાને બદલે અદ્યાપિ આટલી સીમા પર્યન્ત પોતાના સદ્ગુણ તથા પોતાની સત્યવાદિતાને સજીવન તથા સુરક્ષિત રાખી શકયા છે અર્થાત્ ધર્માંધ મુસલ્માનોના આવા સતત પૈશાચિક અત્યાચારોના યોગે હિન્દુઓ શાશ્વત નીતિભ્રષ્ટ થઇને રસાતલવાસી કેમ ન થઇ ગયા અને સ્વય શયતાનના સ્વરૂપમા કેમ ન બદલાઈ ગયા, એ પ્રશ્ન મારા હૃદયમાં એક પ્રકારના અનિવર્ચનીય આશ્ચર્યને ઉત્પન્ન કરી રહ્યો છે સારાંશ કે, અનેક શતાબ્દીઓ પર્યન્ત

આવા ઘોર અત્યાચારોના આઘાતોને સહન કરતા રહેવાથી જો હિન્દુઓ અલ્પ સ્વલ્પ પરિમાણમાં શીલભ્રષ્ટ થયા હોય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી; કિન્તુ આવી પૈશાચિક યન્ત્રણાઓમાં પણ હિન્દુઓ પોતાના જાતીય જીવન કિંવા રાષ્ટ્રીય અસ્તિત્વને આટલી સીમા પર્યન્ત સુરક્ષિત રાખી શક્યા છે અને તેમનાં શીલ, નીતિમત્તા તથા સંસ્કૃતિ આદિક આટલા વિશાળ પરિમાણમાં અત્યારે પણ અવિચલ જોવામાં આવ્યાં કરે છે એ જ એક મહાદ્‌ભુત તથા મહદાશ્ચર્યકારિણી ઘટના છે." (India, What Can It Teach Us ? pages 54 & 72)*

---

* I can only say that after reading the accounts of the terrors and horrors of Muhammadan rule, my wonder is that so much of native virtue and truthfulness should have survived "........." When you read the atrocities committed by the Muhammadan conquerors of India after that time (1000 A. D.) to the time when England stepped in and, whatever may be said by her envious critics, made, at all events, the broad principles of our common humanity respected once more in India, the wonder, to my mind, is how any nation could have survivsed such an **Inferno**, without being turned into devils themselves."

Max Muller's 'India, What Can It Teach Us ?'

pages 54 & 72

## પ્રકરણ ૫ મું

### હિન્દુઓનો ક્ષાત્રધર્મ

ગત પ્રકરણમા ભારતીય હિન્દુજાતિના શીલના સંબધમા પાશ્ચાત્ય પ્રવાસીઓ તથા ગ્રથકારોના અભિપ્રાયોના આધારે યથાશક્ય વિસ્તૃત વિવેચન કરાયલું હોવાથી હવે પ્રસ્તુત પ્રકરણમા ભારતવાસી હિન્દુઓના શૌર્ય, ધૈર્ય, દેશભક્તિ તથા ધર્મયુદ્ધપ્રીતિ આદિક સર્વ સદ્ગુણોનો જેમા અતર્ભાવ થઇ જાય છે તે ભારતીય હિન્દુઓના ક્ષાત્રધર્મનો અમારે અમારા પાઠકો તથા પાઠિકાઓને આવશ્યક પરિમાણમા પરિચય કરાવવાનો છે ભારતવાસી હિન્દુઓના આ ક્ષાત્ર ધર્મનો પણ તેમના અન્ય શીલોના સમુદાયમા સમાવેશ કરી શકાય તેવી પરિસ્થિતિ હોવા છતા પણ તેમના આ ગુણનો પ્રસ્તુત સ્વતત્ર પ્રકરણમા સર્વથા ભિન્ન પરિચય કરાવવામાં આવ્યો છે તેનું પ્રધાન કારણ એ છે કે કોઈ પણ એક રાષ્ટ્ર કિવા વ્યક્તિમાં અન્યાન્ય સાત્વિક તથા રાજસ સદ્ગુણોનો ગમે તેટલા વિશાળ તથા પ્રચડ પરિમાણમા આવિર્ભાવ થયેલો હોય, છતા પણ જો તે રાષ્ટ્ર કિવા વ્યક્તિમાં શૌર્ય, દેશભક્તિ તથા દૃઢપ્રતિજ્ઞતા આદિક ક્ષાત્રવૃત્તિયોનો કોઇ પણ સ્વરૂપમા વિકાસ થયેલો ન હોય, તો તે રાષ્ટ્ર કિવા વ્યક્તિને આ વિશ્વમાના કોઇ પણ સ્થાનમાં ઉચિત આદર સત્કારની ભાગ્યે જ પ્રાપ્તિ થઈ શકે છે રાજયોગી શ્રી ભર્તૃહરિના

" यस्यास्ति वित्तं स नरः कुलीन
स पंडित. स श्रुतिमान् गुणज्ञ ।
स एव वक्ता सच दर्शनीयः
सर्वे गुणा कांचन माश्रयन्ते + " ॥

---

+ આ શ્લોક શ્રી ભર્તૃહરિકૃત 'નીતિશતક' માનો હોઇને એનો ભાવાર્થ એવો થાય છે કે " જેની પાસે ધન હોય છે તે જ મનુષ્ય

એ સુભાષિતમાંનું વિધાન સામાન્ય વ્યક્તિ વિષયક વ્યવહારમાં અક્ષરશઃ સત્ય હોવા છતા એમાંના તત્ત્વને જો રાષ્ટ્રને લાગૂ પાડવામાં આવે, તો તેમ કરતા એ સુભાષિતમાના 'વિત્ત' તથા 'કાચન' આદિક શબ્દોના સ્થાનમા 'શૌર્ય' તથા 'વીર્ય' આદિક શબ્દોને યોજ્યા વિના એ કાર્ય કદાપિ સફળ થઇ શકે તેમ છે જ નહિ. અર્થાત્ રાષ્ટ્ર' સાથે આ સુભાષિતમાંના તત્ત્વના સંબધને દર્શાવતા આ શ્લોકની રચના આની રીતે કરવી પડે તેમ છે—

" यस्यास्ति शार्य सुराष्ट्रं कुलीनं
पांडित्यपूर्णं श्रुतिमद्गुणज्ञम् ।
तदेव वाणीप्रभु दर्शनीयम्
सर्वे गुणा वीर्यबलाश्रिता वै × " ॥

---

સંસારમા કુલીન, પંડિત, બહુશ્રુત, ગુણજ્ઞ, વક્તા તથા દર્શનીય (દર્શન-યોગ્ય) મનાતો હોવાથી સર્વ ગુણો કેવળ કાચનના આશ્રયે જ રહેલા હોય એવી પરિસ્થિતિ સ્પષ્ટ દેખાઈ આવે છે " અર્થાત્ આનો નિષ્કર્ષ એ જ છે કે મનુષ્યમા કુલીનતા, પાંડિત્ય, બહુશ્રુતત્વ, ગુણજ્ઞતા, વક્તૃત્વકલા તથા દર્શનીયતા આદિ સર્વ ગુણો વિદ્યમાન હોવા છતા જો તેના ભંડારમા કેવળ વસુનો અભાવ હોય, તો તે નરને પશુતુલ્ય જ માનવામા આવે છે

× આ પરિવર્તિત શ્લોકનો અર્થ એ છે કે " જે રાષ્ટ્ર શૌર્ય નામક ગુણને ધરાવનાર હોય છે તે જ રાષ્ટ્ર કુલીન છે, તે જ રાષ્ટ્ર પાંડિત્યશાલિ છે, તે જ રાષ્ટ્ર બહુશ્રુત છે, તે જ રાષ્ટ્ર ગુણજ્ઞ છે, તે જ રાષ્ટ્ર વાણીપ્રભુ છે અને તે જ રાષ્ટ્ર સર્વથા દર્શનીય છે સારાશ કે રાષ્ટ્રના એ કુલીનતા, પાંડિત્ય, બહુશ્રુતતા, ગુણજ્ઞતા, વક્તૃત્વકલા તથા દર્શનીયતા આદિક સર્વ ગુણો રાષ્ટ્રના પોતાના વીર્ય તથા બળના જ આશ્રિત હોવાથી જે રાષ્ટ્રમા એ વીર્ય તથા બળનો અભાવ હોય છે તે રાષ્ટ્ર સર્વોત્કૃષ્ટ હોવા છતા પણ વિશ્વમા અધમાધમ મનાય છે. "

અર્થાત્ અત્યારના વર્તમાન યુગમા જ્યારે જાપાની રાષ્ટ્રે રણભૂમિમાં રશિયાને પોતાના પરાક્રમનો પર્યાપ્ત પરિચય કરાવીને રશિયનોને પરાજયની ગહન ગર્તામા ગબડાવી દીધા હતા ત્યારે પછી તેના એ વિજયના પ્રતાપે જ ગમારમા જાપાનના વૈભવ, જાપાનના વ્યાપાર, જાપાનના વાઙ્મય (સાહિત્ય), જાપાનની ચિત્રકલા તથા જાપાનની સમાજવ્યવસ્થા આદિકનો સર્વત્ર જયજયકાર થવા લાગ્યો હતો અર્થાત્ એ જયજયકાર તે જાપાનના શૌર્ય, વીર્ય તથા બળનું જ સુપરિણામ હતું, એ વાર્તા સ્પષ્ટ હોવાથી એના અધિક વિવેચનની આવશ્યકતા છે જ નહિ સારાંશ કે, શારીરિક, નૈતિક તથા માનસિક આદિક વિષયોમાં માર્દવ કિંવા મૃદુતાને જેવી રીતે સ્ત્રીજાતિના પ્રધાન ગુણ તરીકે સ્વીકારવામાં આવે છે તેવી જ રીતે શારીરિક નૈતિક તથા માનસિક એ ત્રણ વિષયોમાં પુરુષ અથવા નરજાતિના જે ગુણને પ્રાધાન્ય સમર્પવામા આવે છે તે ગુણ પૌરુષ અથવા મર્દાનગી છે અર્થાત્ એ પૌરુષ નામક પ્રધાન ગુણનો જે રાષ્ટ્રમા અભાવ હોય છે તે રાષ્ટ્રને અન્ય રાષ્ટ્રો બહુ બહુ તો દયા તથા અનુકંપાની દૃષ્ટિથી જોતા રહે છે, પરંતુ એવા નિર્બલ રાષ્ટ્રના સબંધમાં અન્ય રાષ્ટ્રોના હૃદયમા કોઇ પણ પ્રકારના આદરનો ઉદ્ભવ તો નથી થતો તે નથી જ થતો.

ઉપર્યુક્ત 'પૌરુષ' નામક વિશિષ્ટ ગુણના મૂળમાં એક અત્યત મહત્ત્વમય તત્ત્વ કિંવા મનોવૃત્તિનો નિવાસ રહ્યા કરે છે અને તે મનોવૃત્તિ એ છે કે મનુષ્યની જે કોઈ પણ અત્યંત પ્રિય વસ્તુ હોય તો તે તેના પોતાના પ્રાણ જ હોય છે, એટલે કે, સામાન્યતઃ મનુષ્ય-માટે તેના પોતાના પ્રાણ કરતા પ્રિયતર વસ્તુ ભાગ્યે જ જોવામા આવી શકે છે, અર્થાત્ સામાન્ય વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ મનુષ્યમાટે એ પ્રાણો કરતાં પણ અધિક પ્રિય કોઇ પણ એક વસ્તુ અથવા કોઇ પણ એક ધ્યેયની અનિવાર્ય આવશ્યકતા રહ્યા કરે છે અને તે વિશિષ્ટ પ્રિયતર વસ્તુ કિંવા ધ્યેયનો મનુષ્યમાં

અભાવ હોય, તો તેનામા કેવળ પૌરુષ ( પુરુષત્વ ) નો જ નહિ; કિંબહુના મનુષ્યત્વનો પણ અભાવ છે, એમ જ આપણે માની લેવાનું છે જો સામાન્ય દૃષ્ટિથી જોવામા આવે, તો એક સર્વથા દીન તથા હીન કૃષિકાર પોતાની દીનતા તથા હીનતાના કારણથી રાજા, રાજ્યાધિકારીઓ તથા ધનાઢ્ય પુરુષોના નાનાવિધ અત્યાચારોને પોતાના મસ્તક તથા પૃષ્ઠભાગ ઉપર મૂક મુખથી સહન કરતો રહે છે, પરંતુ જો કોઇ નીચ પુરુષ તેની પત્નીના પાતિવ્રત્ય કિંવા સતી ધર્મને ભ્રષ્ટ કરવા પર્યન્તનો અનાચાર કરવાને તત્પર થઇ ગયેલો તેના જોવામા આવે છે તો તે વેળાયે તે જ દીન તથા હીન મનાતો કૃષિકાર તે અત્યાચારી મનુષ્યના રક્તનું પાન કરવાને કટિબદ્ધ થઇ જાય છે, માત્ર એટલુ જ નહિ પણ જો એવો જ અમુક અવસર આવી લાગ્યો હોય, તો પોતાની પત્નીના પાતિવ્રત્યના રક્ષણમાટે તે પોતાના પ્રાણોની પણ આનંદપૂર્વક આહુતિ આપી દે છે ! કુલીન તથા પતિવ્રતા પ્રમદા અમુક પ્રકારના પ્રતિકૂલ પ્રસંગોમા સપડાઇ જતા દુષ્ટ ચોર કિંવા નિર્દય લુંટારાને તેનાથી ભયભીત થઇને, પોતાના શરીર પરના સર્વ અલંકારો પોતાના હસ્તથી જ ઊતારી આપે છે, પરંતુ તે જ 'અબળા' નામથી ઓળખાતી કોમળાંગી કાન્તા જ્યારે કોઇ દુષ્ટાત્મા તથા કામુક પુરુષ તેના પાતિવ્રત્ય નામક અલંકારને હરી લેવાની ચેષ્ટા કરતો તેના જોવામા આવે છે ત્યારે, જો પાતિવ્રત્યરક્ષાનો અન્ય કોઈ પણ ઉપાય જોવામા ન આવે તો, કા તો તે કામુક પુરુષના પ્રાણ હરી લેવાને તત્પર થઇ જાય છે અને તેમ નહિ તો પોતાના જીવનનુ આનંદપૂર્વક વિસર્જન કરી નાખે છે ! આનુ કારણ એ જ છે કે તે સ્ત્રી પોતાના સુવર્ણ તથા રત્ન આદિકના અલંકારોના મૂલ્ય કરતા પોતાના પ્રાણોના મૂલ્ય જો કે અધિક આંકતી હોય છે, પરંતુ પ્રાણો કરતા પણ પોતાના પાતિવ્રત્યને અધિક મૂલ્યવાન માનતી હોય છે અર્થાત્ ક્ષાત્રવૃત્તિના મૂળમા પણ આવા જ પ્રકારનું તત્ત્વ રહેલુ હોય છે સ્વદેશ તથા સ્વરાજ્ય અથવા

આપણા પોતાના રાજ્ય, તેના વૈભવ, તેની પ્રતિષ્ઠા કિંવા તેની સ્વતન્ત્રતા આદિકની યોગ્યતાને પોતાના પ્રાણો કરતા પણ અધિક મૂલ્યવાન્ માનવી એ ક્ષાત્રવૃત્તિનુ મૂળતત્ત્વ હોઇને એ તત્ત્વનો પ્રાચીન ભારતીય હિન્દુઓમા અત્યંત ઉત્કટ સ્વરૂપમા નિવાસ રહ્યા કરતો હતો, માત્ર એટલુ જ નહિ, પણ અત્યારના સમયની ભારતવાસિની યુદ્ધવ્યવસાયિની ભિન્નભિન્ન હિન્દુજાતિયોમાં પણ એ તત્ત્વ બહુ અંશે અદ્યાપિ સજીવન રહેલુ આપણા જોવામાં આવ્યા કરે છે એ તત્ત્વને હિન્દુઓના અસ્થિમાંસ તથા રોમરોમમા ઠાસી ઠાસીને ભરી દેવાના કાર્યમા જો કોઇએ કાંઇ પણ અગ્રભૂમિકા ભજવી બતાવી હોય, તો તે ભારતીય હિન્દુજાતિના જીવન તથા મરણ વિષયક તત્ત્વજ્ઞાને જ ભજવી બતાવી છે, એ વાર્તાને આપણે નિરંતર આપણા સ્મરણમા રાખી લેવાની છે. પૂર્વજન્મ તથા પુનર્જન્મ અને કર્મફળવાદ એ હિન્દુધર્મની એક મહતી વિશિષ્ટતા હોઇને એ વિશિષ્ટતાનો હિન્દુજાતિના સર્વ પ્રકારના વ્યવહારોમા પ્રવેશ થયેલો પ્રત્યક્ષ આપણને દેખાઈ આવે છે રાત્રિ નામથી ઓળખાતા બે દિવસોના મધ્યવર્તી સમયમા જેવી રીતે નિદ્રા આવી લાગે છે તેવી જ રીતે પૂર્વજન્મ તથા પુનર્જન્મના મધ્યવર્તી સમયમા પ્રાપ્ત થનાર મૃત્યુ પણ એક પ્રકારની નિદ્રા જ છે, એક આવાસને ત્યજી દઇને અન્ય નવીન નિકેતનમાં નિવાસ કરવો અથવા તો જીર્ણ વસ્ત્રોને ઉતારી નાખીને શરીરપર નવીન વસ્ત્રોને ધારણ કરી લેવાં એ ક્રિયાનુ નામ જ મરણ છે, એ તત્ત્વ જેની મનોભૂમિકામા અનિશ્ચય ભાવથી દઢમૂલ કિંવા સમાવિષ્ટ થઇ ગયેલુ હોય છે તે મનુષ્યના મનમા અમુક વિશિષ્ટ તથા ઉચ્ચતમ ઉદ્દેશ કિંવા હેતુની સફળતામાટે આવનાર મરણ કિંવા પ્રાણત્યાગનો પ્રસંગ લેશમાત્ર પણ ભયને ઉત્પન્ન નથી કરી શકતો, એ વાર્તા સ્પષ્ટ હોવાથી એનું વિશેષ વિવેચન અનાવશ્યક છે. ભરતખંડનામો પ્રાચીન હિન્દુ યોદ્ધાઓ કિંવા અર્વાચીન ભારતીય યુદ્ધવ્યવસાયી હિન્દુઓનાં હૃદયોમા મૃત્યુ વિષયક જે મહાવિલક્ષણ

નિર્ભયતા સદા સર્વદા સર્વના જોવામાં આવ્યા કરે છે તે નિર્ભયતાનું વાસ્તવિક તથા મૂળ કારણ આ ધર્મતત્ત્વમાં જ સમાયલું છે અને તેથી જ એલ્ફિન્સ્ટન્ સાહએ પોતાના લખેલા 'હિન્દુસ્થાનના ઇતિહાસ' (પૃષ્ઠ ૧૯૮-૧૯૯) મા હિન્દુજાતિને કોઈ પણ પ્રકારના સંકોચ વિના એવું પ્રમાણપત્ર આપી દીધું છે કેઃ " જ્યારે પોતાના શિર પર કોઇ સર્વથા અનિવાર્ય સંકટ આવી પડે છે ત્યારે હિન્દુજાતિમાંના અત્યંત કનિષ્ટ વર્ગનો પુરુષ પણ જે શાંત વૃત્તિનો સાક્ષાત્કાર કરાવતો રહે છે તે શાંત વૃત્તિને જોઈને જો યુરોપીયન્ લોકો આશ્ચર્યથી દિઙ્મૂઢ થઇ જાય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી." હિન્દુઓની આ ચંદ્રકાલિક આશ્ચર્યકારિણી શાંત વૃત્તિનાં મૂળ પણ આપણને ઉપર્યુક્ત ધર્મતત્ત્વમાં જ મળી આવે તેમ છે, એ વાર્તાને નવીન સ્વરૂપમાં દર્શાવવાની આવશ્યકતા હોય, એમ અમો પોતે તો નથી જ માનતા.

દિગ્વિજેતા અલક્ષ્યેન્દ્ર (એલેક્ઝાંડર ધિ ગ્રેટ અથવા સિકન્દર) ને જે જે રાષ્ટ્રો સાથે, પોતાની દિગ્વિજય યાત્રાના અવસરે, યુદ્ધ કરવાના અવસરો પ્રાપ્ત થયા હતા તે સર્વ રાષ્ટ્રોમાં ભારતીય હિન્દુ રાષ્ટ્ર સમાન શૂરવીર રાષ્ટ્ર અન્યત્ર ક્યાંય તેના જોવામાં આવી શક્યું ન હોતું, એવો અલક્ષ્યેન્દ્રના દિગ્વિજયના ઇતિહાસમાં સ્પષ્ટ ઉલ્લેખ કરાયલો છે. અલક્ષ્યેન્દ્રના વિજયશાલી સૈનિકોએ પંજાબના પ્રદેશથી આગળ વધવાની અલક્ષ્યેન્દ્રને ચોખ્ખી ના પાડી દીધી હતી અને તેથી અલક્ષ્યેન્દ્રને પંજાબમાંથી જ સ્વદેશના માર્ગનો સ્વીકાર કરી લેવો પડ્યો હતો તેનું પ્રધાન કારણ એ જ હતું કે મગધદેશના તે સમયના બલાઢ્ય હિન્દુ સમ્રાટ્ના પરાક્રમથી અલક્ષ્યેન્દ્રના સૈનિકો ભયભીત થઈ ગયા હતા, અને તેથી જો અલક્ષ્યેન્દ્ર પંજાબમાંથી આગળ વધીને મગધદેશની દિશામાં ગયો હોત, તો ત્યાંથી અવશ્ય પરાભૂત થઇને પાછા ફરવાનો અવસર અલક્ષ્યેન્દ્રને પ્રાપ્ત થયો હોત, એવો અભિપ્રાય પણ કેટલાક ઇતિહાસલેખકોએ દર્શાવેલો છે। અકબરકાલિક ઇતિહાસકાર અબુલફજલે હિન્દુજાતિના શૌર્યના સંબં-

યમાં પોતાના એવા સ્પષ્ટ અભિપ્રાયને લિપિબદ્ધ કરી રાખ્યો છે “વિશેષત સકટના સમયમાં હિન્દુઓનું શીલ અધિક દીપી નીકળતું દેખાયા કરે છે રણભૂમિમાંથી પ્રાણ રક્ષામાટે પાછાં પગલાં ભરવા અથવા પલાયનનો આશ્રય લેવો, એની રાજપૂતોના મસ્તિષ્કમા કદાપિ કલ્પનામાત્ર પણ નથી હોતી અથવા નથી ઉદ્ભવતી યુદ્ધમાં પરાજયનો રગ દૃષ્ટિગોચર થતાં રાજપૂત પલાયનનો વિચાર નહીં કરતો, કિંતુ પોતાના અશ્વના પૃષ્ઠભાગમાંથી નીચે-ભૂમિપર-ઉતરીને તે શત્રુઓના સમુદાયમા ઘુસી જાય છે અને જ્યા સુધી પોતાના શરીરમા પ્રાણ હોય છે ત્યા સુધી પોતાના શત્રુઓને શૌર્ય તથા નિર્ભયતાપૂર્વક સહારતો રહે છે।” જ્યારે સગ્રામક્ષેત્રમા શત્રુઓ સાથે પ્રાણાન્ત થતા સુધી ઝૂંઝવાનો સ્પાર્ટન્ યોદ્ધાઓનો અતિમ નિશ્ચય થઈ જતો હતો ત્યારે તે સ્પાર્ટન્ યોદ્ધાઓ એક વિશિષ્ટ પ્રકારની કેશરચના કરતા હતા અને ભારતવર્ષના રાજપૂત યોદ્ધાઓ એવા અવસરે કેસરી રગના વસ્ત્રોને પોતાના શરીરો ઉપર ધારણ કરી લેતા હતા હિન્દુસ્થાનના મુગલ બાદશાહ શાહજહાનના દારા અને ઔરગઝેબ તથા મુરાદ નામક ત્રણ શાહજાદાઓના થયેલા ધોલપુરના પારસ્પરિક સંગ્રામમાં શાહજાદો દારા પોતાના બાદશાહી સૈન્ય સહિત યુદ્ધક્ષેત્રમાંથી પલાયન કરી ગયો હતો છતા બૂદીનો રાજપૂત રાજા એકલો જ રણભૂમિમા પ્રતિપક્ષીઓ સાથે લડતો રહ્યો હતો અને તેણે તે વેળાયે એવા ઉદ્ગારો પોતાના મુખમાથી કાઢ્યા હતા કે. “રણભૂમિમાથી પલાયન કરી જનારા ભીરુઓને ધિક્કાર હો! હું બાદશાહ સલામતનું લૂણ ખાતો હોવાથી મારાથી આ રણાંગણમાથી અત પર્યન્ત પલાયન કરી શકાય તેમ નથી, કારણ કે, વિજયને મેળવ્યા વિના રણભૂમિમાથી જે યોદ્ધો જીવતો ને જીવતો પલાયન કરી જાય છે તે પદ તથા નિમકહરામ છે એ જ મારી દૃઢ માન્યતા છે!” ઉજ્જયિની તથા ધવલપુર (ધોલપુર) એ બે સ્થાનોમા જામેલા સંગ્રામમાં બૂદીના રાજવંશના એકદર દ્વાદશ (બાર) રાજપુત્રો

તથા હાડાવંશની સર્વ શાખાઓના મુખ્ય પુરુષો અંત પર્યન્ત શત્રુઓને સંહારતા સંહારતા અન્તે વીરગતિને પામી ગયા હતા! એ સમસ્ત વૃત્તાન્ત આપીને 'રાજસ્થાનના ઇતિહાસ'ના લેખક કર્નલ ટૉડ્ મહાશયે એવા પ્રકારનો પ્રશ્ન પૂછ્યો છે કે: "એકનિષ્ઠતા તથા શૌર્યનાં આવાં ઉદાહરણો આપણને અન્યત્ર કયાં મળી શકે તેમ છે વારૂ?" Where are we to look for such examples?" જુઓ 'રાજસ્થાનનો ઇતિહાસ" (અંગ્રેજી) પુસ્તક બીજું, પૃષ્ઠ ૪૮૧.

જે વેળાયે બાદશાહ જહાંગીરનો રાજસત્તાવૈભવ માધ્યાહ્ન સૂર્ય પ્રમાણે ભારતગગનમાં ચમકી રહ્યો હતો તે વેળાયે તેને તેના પોતાના જ શિબિરમાં અચાનક ચતુર્ભુજ કિંવા બંદિ કરી લેવાનું મુગલિયા રાજવંશના ઇતિહાસમાં એક અદ્ભુત સાહસ કર્મના રૂપમાં વર્ણવાયલું કાર્ય મહબ્બતખાને શિશોદિયા રાજપૂતોની સહાયતાથી જ સિદ્ધ કરી બતાવ્યું હતુ. મહબ્બતખાન પોતે ઇસ્લામનો અનુયાયી મુસલ્માન હોવા છતાં જન્મથી રાજપૂત હોઇને મેવાડના પ્રાતઃસ્મરણીય મહારાણા પ્રતાપસિંહના ઓરમાન ભ્રાતાનો પુત્ર હતો. બાદશાહ અકબર, બાદશાહ જહાંગીર તથા બાદશાહ ઔરંગજેબને રણભૂમિમા જે જે મહત્ત્વયુક્ત વિજયો પ્રાપ્ત થયા હતા તે સર્વ વિજયો તેમને તેમના રાજપૂત મિત્ર રાજાઓએ જ મેળવી આપ્યા હતા, એનાં જેટલા જોઇએ તેટલાં પ્રમાણો આપણને મુસ્લિમ મોર્રિખોના ઇતિહાસોમાંથી જ મળી આવે છે એટલે એ વિધાનની વાસ્તવિકતામાટે અન્ય બાહ્ય પ્રમાણોની આવશ્યકતા રહેતી જ નથી મુગલિયા શહનશાહતની સલામતીમાટે એ જ રાજપૂત રાજાઓ અફ્ગાનિસ્થાનના હિમમય પાર્વત્ય પ્રદેશમાં પહોંચીને અફ્ગાનો જેવા કઠોર લોકો સાથે નિર્ભયાથી લઢયા હતા એ વાર્તાને ઉપર્યુક્ત બાદશાહોએ પોતે જ પોતાના મુખથી સ્વીકારેલી છે. અર્થાત્ મુગલ બાદશાહોના સામ્રાજ્ય-વિસ્તારના શ્રેયના અર્ધ કરતાં પ અધિક અંશના વાસ્તવિક, અધિકારી રાઠોડવંશી રાજપૂતો હતા, એ સત્યનો કોઇથી પણ કદાપિ અસ્વીકાર

કરી શકાય તેમ નથી; કારણ કે, રાઠોડ રાજપૂતોની તલ્વારોએ જ મુગલ સામ્રાજ્યનો ભારતવર્ષમાં આટલી સીમા પર્યન્ત વિસ્તાર કરી બતાવ્યો હતો. પરંતુ ઇસ્લામના અનુયાયી મુસ્લિમ મુગલ બાદશાહોએ પોતાના આવા મહાશૂરવીર તથા એકનિષ્ઠ (ઇમાનદાર) રાજપૂત સહાયક મિત્રો પ્રતિ જે કૃતજ્ઞતા દર્શાવવી જોઇએ તે કૃતજ્ઞતા તો ન હોતી જ દર્શાવી; માત્ર એટલું જ નહિ, પણ આવા પ્રકારની એકનિષ્ઠ સેવાઓના બદલામાં મુગલકુલકલંક બાદશાહ ઔરંગઝેબે જોધપુર (મારવાડ) ના મહારાજા જશવંતસિંહનો કાબુલમાં તથા તેના યુવરાજ પૃથ્વીસિંહનો દિલ્લીમાં તીવ્રતમ વિષપ્રયોગદ્વારા ઘાત કરાવી નાખ્યો હતો અને જ્યારે તેના માર્ગમાંથી એ વીર હિન્દુરૂપ કાંટા આવી રીતે છૂટાઈ ગયા હતા ત્યારે જ તે મિત્રઘાતક તથા હિન્દુત્વ-વિરોધી ઔરંગઝેબથી હિન્દુઓના શિરપર 'જઝીયા' નામક કરના ભારને લાદવાની ધૃષ્ટતા કરી શકાઇ હતી ! યુદ્ધભૂમિમાં જેની સાથે લઢીને જેનો પરાજય કરવાનું પોતામાં સામર્થ્ય ન હોય તેવા વીર નરને પોતાના માર્ગમાંથી દૂર કરી દેવાના વિષપ્રયોગ નામક ઉપાયનું એક વાર અકબર જેવાં મહાન્ મુગલ સમ્રાટે પણ અવલંબન કર્યું હતું અને એક વાર શત્રુને આપવાની વિષગુટિકા તેના અનુચરે પ્રમાદવશાત્ તેને પોતાને જ આપી દેવાથી અકબર બાદશાહ પોતે જ એ વિષપ્રયોગનો ભોગ થઇ પડયો હતો એ ઘટના ઇતિહાસનાં પૃષ્ઠોમાં નોંધાયલી છે. અકબર બાદશાહના મૃત્યુ પશ્ચાત્ સલીમને બદલે અકબરના પૌત્ર ખુસરોને બાદશાહ બનાવવા માટેના અંબરાધીશ માનસિંહના અભિલાષ તથા તે અભિલાષની સફળતામાટે ચાલી રહેલા તેના પ્રયાસોની વાર્તા શહનશાહ અકબરના જાણવામાં આવી જતાં અકબરે માજૂનની એક ગુટિકા તૈયાર કરાવીને તેમાં વિષનું મિશ્રણ કરાવ્યું હતું અને તેવી જ એક બીજી વિષહીન ગુટિકા પોતા માટે જૂદી રખાવી હતી. ઉપર જણાવ્યા પ્રમાણે વિષયુક્ત ગુટિકા માન-સિંહને આપવાને બદલે અનુચરે અકબરને જ આપી દીધી અને

વિષહીન ગુટિકા માનસિંહને આપવામાં આવી એટલે એનું પરિણામ એ થયું કે ' જેને રામ રાખે તેને કોણ ચાખે ? ' એ લોકવદન્તી અનુસાર અબરાધીશ માનસિંહનું જીવન સુરક્ષિત રહ્યું અને અકબર પોતે જ અકાલ તથા અચિંત્ય મૃત્યુનો ભક્ષ થઇ પડયો ! સારાંશ કે, આવા પ્રકારના કપટાચરણ, સામ્રાજ્યમદ તથા ધાર્મિક અત્યાચાર આદિકના યોગે રાજપૂતોને પીડી પીડીને મુગલ બાદશાહોએ પોતાના પ્રાણાન્તક શત્રુ ન બનાવી લીધા હોત, તો મુહમ્મદશાહ રંગીલાના રાજત્વના સમયમાં રાજસ્થાનના રાજપૂતોએ નાદિરશાહના હસ્તથી દિલ્હી નગરની દારુણ દુર્દશા કદાપિ ન થવા દીધી હોત અસ્તુ રાજપૂતો જેવા શૂરવીર હતા તેવું જ તેમનું શારીરિક સામર્થ્ય પણ અકલ્પનીય સીમા પર્યન્ત સુદૃઢ હતું ખુરાસાનના મુસ્લિમ બાદશાહે દિલ્લીના બાદશાહના દર્બારમાં એક પ્રચંડ લોહધનુષ્ય મોકલીને એવો પ્રશ્ન પૂછ્યો હતો કે " આ લોહધનુષ્યને વાંકું વાળી શકે તેવો કોઇ બહાદુર પહલવાન આપના દર્બારમાં છે ખરો કે ? " પરંતુ તે વેળાયે સમસ્ત દિલ્હી નગરમાંથી એવો એક પણ મુસ્લિમ વીર પુરુષ બહાર ન નીકળી આવ્યો કે જેનાથી એ કાર્ય સપન્ન કરી શકાય અને ભટ્ટીવંશાવતંસ રાજપૂત વીર સોનિંગદેવે તત્કાળ તે લોહધનુષ્યને વાંકું વાળી દીધું, માત્ર એટલું જ નહિ, પણ તેને વાંકું વાળીને તેના ટુકડે ટુકડા કરી નાખ્યા અને દિલ્હીના મુગલ બાદશાહની પ્રતિષ્ઠાને સુરક્ષિત રાખી બતાવી ! અર્થાત્ આ પ્રસંગને વર્ણવતાં કર્નલ ટૉડ્ મહાશયે જે યોગ્ય ઉદ્ગાર કાઢ્યા છે તે એ છે કે " કુરુઓ સાથે સરખાવી જોતાં હોમરના વીર પુરુષો ક્ષુદ્ર વામન મૂર્તિ જ સિદ્ધ થાય તેમ છે, કારણ કે કુરુનાં કાડાંમાંનાં કડાં અર્જેકસથી કેવળ ઉચકી શકાયાં હોત કે કેમ એની જ જ્યાં શંકા થયા કરે છે ત્યાં તે કડાંને અર્જેકસ વડે તોડી શકાયાની કલ્પના તો ક્યાંથી જ કરી શકાય વારૂ ? "×

× " Homer's heroes were pigmies to the Kurus

પ્રાચીન ભારતીય ક્ષત્રિયોની પરંપરા અત્યારે કેવળ રાજપૂત જાતિમાં જ અવિચલ સુરક્ષિત રહેલી હોવાથી તે પરંપરાના યોગે પ્રાચીન ભારતીય ક્ષત્રિયોના ક્ષાત્રધર્મની બહુ અંશે આપણાથી સ્પષ્ટ કલ્પના કરી શકાય છે હિન્દુ રાજપૂત જાતિ એક એવી જાતિ છે કે એના જેવી સર્વાંગ, દૃઢપ્રતિજ્ઞ, એકનિષ્ઠ તથા ઉત્કૃષ્ટ માનવ જાતિ આ પૃથ્વી તલ ઉપર ભારતવર્ષ વિના ભૂતકાળમાં અન્યત્ર કયાં ય ઉદ્ભવી પણ ન હોતી અને ભવિષ્યમાં કયાં ય ઉદ્ભવવાની પણ નથી એ રાજપૂત જાતિના ઉજ્જવલતમ યશોના કર્નલ ટૉડ્ મહાશયની લેખનીથી લખાયના તથા મહાકાવ્યોને શોભાવનારી અદ્ભુત શૌર્યદર્શિની અક્ષરશ: સત્ય કથાઓ વડે ભરેલા ઇતિહાસની અંશ માત્ર પણ સ્પર્ધા કરી શકે તેવા અન્ય કોઈ પણ પ્રાચીન કિંવા અર્વાચીન રાષ્ટ્રનો ઇતિહાસ અત્યાર સુધી તો કોઈના જોવા તથા સાંભળવામાં નથી જ આવ્યો અને ભવિષ્યમાં પણ કોઇના જોવામાં આવી શકશે કે કેમ એક મહાગંભીર તથા સંશયાત્મક પ્રશ્ન છે અર્થાત્ કર્નલ ટૉડ્કૃત 'રાજસ્થાનના ઇતિહાસ'માંથી રાજપૂતોની શૌર્યાદિક ક્ષાત્રવૃત્તિયોનાં ઉપર્યુક્ત ઉદાહરણ સમાન ઉદાહરણો સહસ્રાવધિ સંખ્યામાં ઉદ્ધૃત કરી શકાય તેમ છે, માત્ર એટલું જ નહિ, પણ રાજપૂતોના ઉજ્જ્વલતમ ઇતિહાસમાં વિશુદ્ધ ક્ષાત્રધર્મ તેના મૂર્તિમાન સ્વરૂપમા અવતરેલો કોઇના પણ જોવામા આવી શકે તેમ છે રાજપૂતોના ક્ષાત્રધર્મના યથાર્થ સ્વરૂપની ટૉડ્ મહાશયના નિમ્ન આશયના અભિપ્રાયથી સહજ કલ્પના કરી શકાય તેમ છે તેમણે પોતાના ચિરંજીવી ઇતિહાસગ્રંથના પ્રથમ પુસ્તકના ૨૫૯મા પૃષ્ઠમા પોતાનો એવા પ્રકારનો અભિપ્રાય દર્શાવેલો છે કે "રાજપૂતોના રક્તમા જેટલો ઉત્સાહ ભરેલો છે તેટલી જ સાહસિકતા પણ ભરપૂર રહેલી છે વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતા શત્રુનો

whose bracelet we may doubt if Ajax could have lifted
Todd's Annals of Rajasthan, Vol II, page 81.

પરિપૂર્ણ પરિપાત કરવાનો યોગ્યતમ અવસર જ્યાં સુધી આવી લાગે ત્યાં સુધી બાહ્યત ઔદાસિન્યતુલ્ય દેખાતી ધૈર્યશીલતા તથા સહનશીલતાથી તે અવસરની પ્રતીક્ષા કરતા બેસી રહેવાનુ પણ તેઓ અપૂર્ણ સામર્થ્ય ધરાવે છે અનેક શતાબ્દીવ્યાપક દીર્ઘતમ કાળને અત્યાચાર, છળ તથા પરતન્ત્રતામા વીતાડવો પડેલો હોવા છતા એ મકરોના ઘર્ષણથી પોતાનુ ધૈર્ય નામક શાસ્ત્ર જાણે તીક્ષ્ણતર થઇ ગયુ હોયની ! એવી રીતે પોતાના પૂર્વજોના ધર્મ, સસ્કૃતિ, આચાર, વિચાર તથા રૂઢિયો આદિકને જો કોઇ પણ માનવ જાતિ અવિચલ તથા સુરક્ષિત રાખી શકી હોય, તો માનવ જાતિના ઇતિહાસમા ઉલ્લેખવાયોગ્ય તે કેવળ ભારતવાસિની રાજપૂત જાતિ જ છે અને એ તેમના ઉપરિ કથિત નૈસર્ગિક ગુણોનુ જ મધુર પરિણામ છે, એનો કોઈથી પણ અસ્વીકાર કરી શકાય તેમ છે જ નહિ કેટલાક રાજપૂતોએ મુગલ બાદશાહોના આશ્રયને સ્વીકારી લીધો હતો, કેટલાક રાજપૂતો પોતાના હિન્દુધર્મ તથા પોતાની હિન્દુજાતિના દ્રોહી પણ થઈ ગયા હતા, કેટલાક રાજપૂતો ધર્મભ્રષ્ટતાને સ્વીકારીને મુસ્લિમ પણ થઈ ગયા હતા અને કેટલાક રાજપૂતોએ મુગલ બાદશાહો સાથે પોતાની રાજકુમારીઓના લગ્નસબધ પણ કરાવી દીધા હતા, પરતુ એવા આત્માભિમાનશૂન્ય તથા ભ્રષ્ટ રાજપૂત રાજવરોના રાજ્યો કા તો નષ્ટ થઇ ગયા હતા અને કા તો સપુટમા આવી ગયા હતા. પરતુ જે રાજપૂતોએ અત પર્યન્ત પોતાના ધર્મ તથા સ્વાતત્ર્યનુ રક્ષણ કર્યું હતું અને કેવળ સુરક્ષિતતામાટે પોતાની પ્રતિષ્ઠાને શત્રુઓના હસ્તમા ન હોતી સમર્પી દીધી તે મેવાડ રાજ્ય અત્યારની ઘટિકા પર્યન્ત અભગ તથા અચલ હોઇને પોતાના પૂર્વચરિત્રને ત્યાના રાજ્યકર્તાઓ અભિમાનપૂર્વક સુરક્ષિત રાખી રહ્યા છે રોમન લોકોના વર્ચસ્વતળે પ્રાચીન બ્રિટન લોકોની શી દશા થઇ હતી એનુ પણ અહીં આપણે તૌલનિક દૃષ્ટિથી અવલોકન કરી લેવાનું છે અર્થાત્ રોમનોના વર્ચસ્વના સમયમા પ્રાચીન બ્રિટન લોકોએ પોતાના

દેવમંદિરો, પોતાના પુરોહિતવર્ગ તથા પોતાનાં વૃક્ષવનો આદિકને સુરક્ષિત રાખવાના અવિશ્રાંત તથા પ્રચંડ પ્રયાસો કર્યા હતા; પરંતુ તેમના સર્વ પ્રયાસો અંતે નિષ્ફળ જ થયા હતા. રોમનો પછી બ્રિટનમાં સેક્સન્ લોકો આવ્યા હતા એટલે બ્રિટન લોકોને તેમનાં ચરણોમાં પણ મસ્તકો નમાવવાં પડ્યાં હતાં અને જ્યારે ડેન લોકો બ્રિટનમાં આવ્યા ત્યારે પણ એ જ ક્રિયાની પુનરાવૃત્તિ થઇ હતી. એ સર્વ જાતિના લોકોના સંસર્ગથી જન્મેલી મિશ્ર જાતિને પણ અંતે નૉર્મન્ લોકોએ પાદાક્રાન્ત કરી નાખી હતી. આક્રમણકારક શત્રુઓ એક જ યુદ્ધ વડે સમસ્ત રાજ્યને છીની લેતા હતા અને જિત લોકોના ધર્મ તથા સમાજ જેતા લોકોના ધર્મ તથા સમાજમાં સંપૂર્ણ નિમજ્જિત થઇને તદ્રૂપ થઇ જતા હતા; એટલે કે, આવા પ્રકારનો અનુક્રમ ત્યાં ચાલતો રહ્યો હતો. પરંતુ રાજસ્થાનવાસી ભારતીય રાજપૂતોની સ્થિતિ પ્રતિ દૃષ્ટિપાત કરતાં સર્વથા એથી વિભિન્ન પરિણામ જ આપણા જોવામાં આવ્યા કરે છે. રાજપૂતોના કેટલાક રાજ્યો નામશેષ તથા કેટલાંક રાજ્યો સંકુચિત થઇ ગયાં હતા એ વાર્તા જો કે નિર્વિવાદ છે; પરંતુ રાજપૂતોએ આવી પરિસ્થિતિમાં પણ પોતાના ધર્મ તથા આચાર વિચાર આદિકના અંશમાત્રને પણ શત્રુઓના હસ્તથી પાદાક્રાંત ન હોતો થવા દીધો, એ જ રાજપૂતોમાટે ઉચિત અભિમાન તથા ગર્વનો વિષય હતો, છે અને ભવિષ્યમાં અનન્તકાલ પર્યન્ત રહેવાનો છે!"*

* "How did the Britons at once sink under the Romans and in vain strive to save their groves, their druids or the alters of Bal from distruction! To the Saxons they alike succumbed; they again, to the Danes; and this heterogeneous breed to the Normans. Empire was lost and gained by a single batte, and the laws and religion of the conquered merged in those of the conquerers. Contrast with these the Rajputs; not an iota of

ક્ષાત્રધર્મમા અતર્ભુત થઇ શકનારો અન્ય ગુણ તે દેશભક્તિ છે, માત્ર એટલુ જ નહિ, પણ સ્વામિનિષ્ઠા તથા દૃઢપ્રતિજ્ઞાતાનો પણ એ જ વ્યાપક ગુણમા અતર્ભાવ કરી શકાય તેમ છે, કારણ કે, દેશભક્તિશૂન્ય શૌર્યનુ મૂલ્ય પાતિવ્રત્યરહિત સૌન્દર્યના મૂલ્ય જેટલુ જ અકાય છે, 'જે કોઇ પણ ધન આપે તે આપણો ધણી,' એવી માન્યતાને હૃદયમા દૃઢમૂલ કરી લઇને ધનદાતા કોઇ પણ પુરુષની સેવામા પોતાના સૌન્દર્ય તથા તારુણ્યને સમર્પી દેનારી વેશ્યા અને ધનદાતા પુરુષના ચરણોમા પોતાના શાર્યને સમર્પી દેનાર ભાડૂતી સૈનિકો એ ઉભયની યોગ્યતાને એકસરખી જ માનવામા આવે છે અને તેટલામાટે જ ક્ષાત્રધર્મમા દેશભક્તિને શૌર્ય જેટલુ જ, કિંબહુના શૌર્ય કરતા પણ કાઇક વિશેષ મહત્ત્વ નિરન્તર અપાયલુ હોય છે એ દેશભક્તિ નામક ગુણનો પણ રાજપૂત જાતિમા કેટલી અપરિમિત સીમા પર્યન્ત વિકાસ થયેલો હતો એનો રાજપૂતોના ઇતિહાસના પરિશીલન દ્વારા આપણને પર્યાપ્ત પરિચય થઇ જાય છે, અર્થાત્ રાજપૂતોનો ઇતિહાસ ભારતવાસી ક્ષત્રિયોની શ્રેષ્ઠતાનો એક સાર્વકાલિક તથા નિરપેક્ષ સાક્ષી છે એમ જો કહેવામા આવે તો અમારા એ કથનને કોઇથી પણ અસત્યવાદ કિંવા અતિશયોક્તિ તરીકે ઓળખાવવાની ધૃષ્ટતા કદાપિ કરી શકાય તેમ નથી એવો અમારો પોતાનો દૃઢ વિશ્વાસ છે કર્નલ ટૉડે પોતાના લખેલા 'રાજપૂતોના ઇતિહાસ' મા રાજપૂતોના 'દેશભક્તિ' નામક ગુણની શ્રેષ્ઠતાના સબધમા પોતાના એવા વિચારોને સ્પષ્ટ શબ્દોમા પ્રકટ કરી બતાવ્યા છે કે "સ્વદેશપ્રેમના નામમા રહેલા અપૂર્વ જાદૂએ રાજપૂતોના હૃદયોને વિલક્ષણ સ્વરૂપમા પ્રોત્સાહિત કરી દીધેલા તથા

their religion or customs have they lost though many a foot of land and some of their states have been expunged from the map

Tod's Annals of Rajasthan.

દેવમંદિરો, પોતાના પુરોહિતવર્ગ તથા પોતાનાં વૃક્ષવનો આદિકને સુરક્ષિત રાખવાના અવિશ્રાંત તથા પ્રચંડ પ્રયાસો કર્યા હતા; પરંતુ તેમના સર્વ પ્રયાસો અંતે નિષ્ફળ જ થયા હતા. રોમનો પછી બ્રિટનમાં સેક્સન્ લોકો આવ્યા હતા એટલે બ્રિટન લોકોને તેમનાં ચરણોમાં પણ મસ્તકો નમાવવાં પડયાં હતાં અને જ્યારે ડેન લોકો બ્રિટનમાં આવ્યા ત્યારે પણ એ જ ક્રિયાની પુનરાવૃત્તિ થઇ હતી. એ સર્વ જાતિના લોકોના સંસર્ગથી જન્મેલી મિશ્ર જાતિને પણ અંતે નૉર્મન્ લોકોએ પાદાક્રાન્ત કરી નાખી હતી. આક્રમણકારક શત્રુઓ એક જ યુદ્ધ વડે સમસ્ત રાજ્યને જીતી લેતા હતા અને જિત લોકોના ધર્મ તથા સમાજ જેતા લોકોના ધર્મ તથા સમાજમાં સંપૂર્ણ નિમજ્જિત થઇને તદ્રૂપ થઇ જતા હતા; એટલે કે, આવા પ્રકારનો અનુક્રમ ત્યાં ચાલતો રહ્યો હતો. પરંતુ રાજસ્થાનવાસી ભારતીય રાજપૂતોની સ્થિતિ પ્રતિ દૃષ્ટિપાત કરતા સર્વથા એથી વિભિન્ન પરિણામ જ આપણા જોવામાં આવ્યા કરે છે. રાજપૂતોનાં કેટલાક રાજ્યો નામશેષ તથા કેટલાંક રાજ્યો સંકુચિત થઇ ગયાં હતા એ વાર્તા જો કે નિર્વિવાદ છે; પરંતુ રાજપૂતોએ આવી પરિસ્થિતિમાં પણ પોતાના ધર્મ તથા આચાર વિચાર આદિકના અંશમાત્રને પણ શત્રુઓના હસ્તથી પાદાક્રાંત ન હોતો થવા દીધો, એ જ રાજપૂતોમાટે ઉચિત અભિમાન તથા ગર્વનો વિષય હતો, છે અને ભવિષ્યમાં અનન્તકાલ પર્યન્ત રહેવાનો છે !"*

* "How did the Britons at once sink under the Romans and in vain strive to save their groves, their druids or the altors of Bal from distruction! To the Saxons they alike succumbed, they again, to the Danes; and this heterogeneous breed to the Normans. Empire was lost and gained by a single batto, and the laws and religion of the conquered merged in those of the conquerors. Contrast with these the Rajputs; not an iota of

હિન્દુત્વરક્ષક સૂર્યવિશાલકાર



મેવાડનાથ મહારાણા શ્રી પ્રતાપસિંહ

ક્ષાત્રધર્મમા અંતર્ભૂત થઇ શકનારો અન્ય ગુણ તે દેશભક્તિ છે, માત્ર એટલુ જ નહિ, પણ સ્વામિનિષ્ઠા તથા દઢપ્રતિગ્નતાનો પણ એ જ વ્યાપક ગુણમા અંતર્ભાવ કરી શકાય તેમ છે, કારણ કે, દેશભક્તિશૂન્ય શૌર્યનુ મૂલ્ય પાતિવ્રત્યરહિત સૌન્દર્યના મૂલ્ય જેટલુ જ ગણાય છે, 'જે કોઇ પણ ધન આપે તે આપણો ધણી,' એવી માન્યતાને હૃદયમા દઢમૂલ કરી લઇને ધનદાતા કોઇ પણ પુરુષની સેવામા પોતાના સૌન્દર્ય તથા તારુણ્યને સમર્પી દેનારી વેશ્યા અને ધનદાતા પુરુષના ચરણોમા પોતાના શૌર્યને સમર્પી દેનાર ભાડુતી સૈનિકો એ ઉભયની યોગ્યતાને એકસરખી જ માનવામા આવે છે અને તેટલામાટે જ ક્ષાત્રધર્મમા દેશભક્તિને શૌર્ય જેટલુ જ, કિંબહુના શૌર્ય કરતા પણ કાઇક વિશેષ મહત્ત્વ નિરંતર અપાયલુ હોય છે એ દેશભક્તિ નામક ગુણનો પણ રાજપૂત જાતિમા કેટલી અપરિમિત સીમા પર્યન્ત વિકાસ થયલો હતો એનો રાજપૂતોના ઇતિહાસના પરિશીલન દ્વારા આપણને પર્યાપ્ત પરિચય થઇ જાય છે, અર્થાત્ રાજપૂતોનો ઇતિહાસ ભારતવાસી ક્ષત્રિયોની શ્રેષ્ઠતાનો એક સાર્વકાલિક તથા નિરુત્તર સાક્ષી છે એમ જો કહેવામા આવે તો અમારા એ કથનને કોઇથી પણ અસત્યવાદ કિંવા અતિશયોક્તિ તરીકે ઓળખાવવાની ધૃષ્ટતા કદાપિ કરી શકાય તેમ નથી એવો અમારો પોતાનો દઢ વિશ્વાસ છે કર્નલ ટૉડે પોતાના લખેના 'રાજપૂતોના ઇતિહાસ' મા રાજપૂતોના દેશભક્તિ' નામક ગુણની શ્રેષ્ઠતાના સબધમા પોતાના એવા વિચારોને સ્પષ્ટ શબ્દોમા પ્રકટ કરી બતાવ્યા છે કે 'સ્વદેશપ્રેમના નામમા રહેલા અપૂર્વ જાદૂએ રાજપૂતોના હૃદયોને નિરુપણ સ્વરૂપમા પ્રોત્સાહિત કરી દીધેલા તથા

---

their religion or customs have they lost though many a foot of land and some of their states have been expunged from the map

Tod's Annals of Rajasthan.

કરી રાખેલા હોય છે પોતાની ધર્મપત્ની કિંવા પ્રેમસબંધિની પ્રમદાના નામમાત્રનો ઉચ્ચાર પણ જો કોઈ પરકીય પુરુષના મુખથી રાજપૂતના સાભળવામા આવે, તો રાજપૂત એને એક પ્રકારનુ અપમાન માને છે અને વિશુદ્ધ રાજપૂત એ અપમાનને કોઇ પણ પરિસ્થિતિમાં કદાપિ સહન કરી શકતો નથી એ જ પ્રમાણે જો તેની પોતાની સ્વદેશજનની કિંવા જન્મભૂમિના નામને કોઈ વ્યક્તિ આદરશૂન્ય કિંવા તિરસ્કારદર્શક ભાવથી ઉચ્ચારે તો પોતાની જન્મભૂમિનો એ અનાદર પણ ખરા રાજપૂતથી સહન નથી કરી શકાતો, અને તેથી આવા અવસરોમા રાજપૂતની તલ્વાર તત્કાળ મ્યાનમાથી બહાર નીકળી આવે છે !" ( જુઓ ટૉડ્કૃત 'રાજસ્થાનનો ઇતિહાસ' પુસ્તક ર જુ, પૃષ્ઠ ૪૨૯ ) હિન્દુ ધર્મશાસ્ત્રકારોએ સમસ્ત હિન્દુજાતિ માટે કરી દીધેના સમુદ્રપ્રવાસવિષયક કઠોર નિષેધમા કદાચિત્ હિન્દુ હૃ॰યની રાજકીય અવનતિ તથા અદૂરદષ્ટિનો વર્તમાનકાલિક ભારતીય હિન્દુઓને ભાસ થતો હોય, તો પણ પોતાની અવનત સ્થિતિમા પરદેશમા જઇને પોતાના હસ્તથી જ પોતાના માનની હાનિ કરી લેવા કરતા પોતાની પવિત્રતમા જન્મભૂમિમા જ પોતાના આયુષ્યને માનપૂર્વક વીતાડી દેવુ અને પોતાના દેશમા જ પોતાના દેહનો પાત થવા દેવો એ જ અધિક શ્રેયસ્કર છે અને જેના હસ્તથી આ ઉભય વ્રતોનું અખંડ તથા યથાર્થ પરિપાલન થતું રહે છે તે વ્યક્તિથી જ સ્વર્ગની પ્રાપ્તિ કરી શકાય છે, એ દેશભક્તિમયી કલ્પનાનો પણ આ નિષેધમા સપૂર્ણ સાક્ષાત્કાર થયા કરે છે રાજપૂતોનો સમસ્ત ઇતિહાસ અથથી ઇતિ પર્યન્ત દેશભક્તિ, દેશાભિમાન, ધર્માભિમાન, સ્વામિનિષ્ઠા, જાત્યભિમાન તથા દઢપ્રતિજ્ઞાની સજીવન કથાઓથી જ ભરેલો છે ઇંગ્લૅંડના રાજસિંહ ( પ્રથમ રિચર્ડ ) ના પ્રજાજનો જો રાજપૂત હોત, તો તે પ્રથમ રિચર્ડને આસ્ટ્રિયાના બંદિવાસની અંધારકોટડીમાં વર્ષોના વર્ષો પર્યન્ત સડયા કરવાનો દારુણ પ્રસંગ કદાપિ પ્રાપ્ત ન થયો હોત મેવાડના મહારાણા શ્રી પ્રતાપસિંહજી

મારવાડના રાઠોડ વીર દુર્ગાદાસની દેશભક્તિની જેનાથી અંશમાત્ર પણ પ્રતિસ્પર્ધા કિંવા સમાનતા કરી શકાય તેવી દેશભક્તિ કોઈ પણ દેશના પ્રાચીન કિંવા અર્વાચીન ઇતિહાસમાં ભાગ્યે જ વર્ણવાયલી જોવામાં આવી શકે તેમ છે. મહારાણા શ્રી પ્રતાપસિંહજીની મહાવિકટ પરિસ્થિતિ અને તેના પ્રતિપક્ષી શહનશાહ અકબરના અગાધ સામર્થ્ય એ વિલક્ષણ વિરોધનો વિચાર કરતાં આવા પ્રકારની પરિસ્થિતિમાં મેવાડનો નાથ મહારાણો પ્રતાપસિંહ પચીસ પચીસ વર્ષ જેટલા દીર્ઘતમ કાળ પર્યન્ત મહાસાધનસંપન્ન 'દિલ્લીશ્વરો વા જગદીશ્વરો વા' સમ્રાટ્ અકબર સાથે અવિશ્રાંત ભાવથી સંગ્રામ કરતો રહ્યો હતો એટલે એ અવસરે મહારાણા પ્રતાપસિંહની પ્રચંડ દેશભક્તિની જેટલી કઠિનતમ પરીક્ષા થઈ હતી તેટલી ને તેવી અન્ય કોઈ પણ દેશભક્ત વીર નરની દેશભક્તિની કઠોર પરીક્ષા કદાપિ નહિ જ થઇ હોય અને સંકટોની આવી કઠિન કસોટી ઉપર કસાઇને મહારાણા પ્રતાપસિંહ સમાન અન્ય કોઇ પુરુષ પોતાને સો ટચના વિશુદ્ધ સુવર્ણ તરીકે કદાપિ સિદ્ધ પણ નહિ કરી શક્યો હોય, એ વાર્તા સર્વમાન્ય હોવાથી સર્વથા નિઃસંશય તથા નિર્વિવાદ છે. એશિયાખંડના પ્રાચીન તથા અર્વાચીન રાજસમુદાયમાંના એક સર્વશ્રેષ્ઠ રાજ્યકર્તા તરીકે સ્વીકારાયલો મહાન્ મુગલ સમ્રાટ્ અકબરશાહ મહારાણા પ્રતાપસિંહનો પ્રતિસ્પર્ધી હતો; તે સમસ્ત મુગલ સામ્રાજ્યના સામર્થ્યનું પૃષ્ઠબળ ધરાવતો હતો; માત્ર એટલું જ નહિ, પણ અંબર (વર્તમાન જયપુર), બીકાનેર તથા બૂંદી આદિક સંસ્થાનોના રાજપૂત રાજવંશો પણ અકબરના સહાયક થઇને તેના .વિજયમાટે પોતાનાં શસ્ત્રાસ્ત્રો તથા પોતાની રાજનીતિજ્ઞતાનો સ્વધર્મીય તથા સ્વજાતીય મહારાણા પ્રતાપસિંહ વિરુદ્ધ દુરુપયોગ કરવાને અષ્ટૌપ્રહાર કટિબદ્ધ રહ્યા કરતા હતા; કિંબહુના મહારાણા પ્રતાપસિંહનો પોતાનો ઓરમાન ભ્રાતા સગરજી પણ અકબરના પક્ષમાં મળીને મહારાણા પ્રતાપસિંહજીનો પરમશત્રુ થઈ ગયો હતો. આ ઉપરાંત બીજા પણ અનેક

અપ્રાદ્ય પુરુષો સમક્ષ શહનશાહ અકબરના પક્ષમાં મળી જવાના યોગે પ્રાપ્ત થનાર મોટી મોટી પદવીઓ, લક્ષ્મી, મહત્તા, જનમાન્યતા અને સુરક્ષિતતા આદિકનો મોહ મૂર્તિમાન્ આકાર ધારીને દંડાયમાન થયેલો હતો. અર્થાત્ સર્વત્ર આવી પ્રતિકૂલ પરિસ્થિતિ પ્રસરેલી હોવાથી મહારાણા પ્રતાપસિંહજીને પોતાને, ઉપર જણાવ્યા પ્રમાણે, પચીસ પચીસ વર્ષ જેટલા દીર્ઘતમ કાળ પર્યન્ત પોતાની રાણી, પોતાનાં સંતાનો તથા કેટલાક અત્યંત સ્વામિનિષ્ઠ સેવકો સહિત પર્વતો તથા અરણ્યોમાં ભટકી ભટકીને અને કંદમૂળના આહારદ્વારા શરીરમાં જીવનને ધારણ કરીને મહાકષ્ટમય જીવન વીતાડવું પડ્યું હતું; કારણ કે, મહારાણા પ્રતાપસિંહજીની ચિત્તોડ નામક રાજધાની તેના પ્રતિસ્પર્ધી અકબરના હસ્તમાં ચાલી ગઇ હતી; તેના પોતાના અનેક આપ્ત તથા સ્વકીય જનોમાંના અમુક નીચ પુરુષો લોભવશ થઇ તેના શત્રુના પક્ષમાં મળી ગયા હતા અને કેટલાક કાપુરુષો વારંવારના પરાભવોથી નિરાશ થઈને તેને ત્યજી ગયા હતા. તેના યુવરાજ અમરસિંહને રાજસેવકો તથા રાજસેવિકાઓના સમુદાયને બદલે અરણ્યમાંનાં ક્રૂર શ્વાપદો તથા ક્રૂરતર પશુતુલ્ય મનુષ્યોના સમુદાયમાં વસીને જીવન વીતાડવું પડતું હતું. આવી અત્યંત વિપન્ન અવસ્થામાં હોવા છતાં પણ આશાવાદી મહારાણા પ્રતાપસિંહજીએ અકબરશાહ પાસેથી ચિત્તોડ તથા મેવાડદેશને પાછાં જીતી લઈને પોતાના શિશોદિયા વંશની કીર્તિને અંત પર્યન્ત ઉજ્જ્વલ રાખવાના પોતાના નિર્ધારને પોતાના જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત અખંડ પાળી બતાવ્યો હતો. જ્યારે અનુકૂલ અવસર આવેલો દેખાતો હતો ત્યારે પોતાના પાર્વત્ય નિવાસસ્થાનમાંથી બહાર નીકળીને પોતાના અલ્પસંખ્ય સૈન્ય સહિત મહારાણો પ્રતાપ વિદ્યુદ્વેગથી મુગલ સૈન્ય ઉપર તૂટી પડતો હતો અને તેનો કરી શકાય તેટલો સંહાર કરીને પુનરપિ આરાવલી પર્વતના આશ્રયને સ્વીકારી લેતા હતો. આવા પ્રકારના સંગ્રામક્રમને તેણે પચીસ વર્ષ

પર્યન્ત અવ્યાહત ચાલતો રાખ્યો હતો. તાર્તર જાતિના બાદશાહ સમક્ષ પોતાના મસ્તકને નમાવવાની અને પોતાની કુમારિકા ભગિનીઓ તથા પુત્રીઓને યવન સમ્રાટ્ના અંતઃપુરમાં ભેગમો નરીકે મોકલવાની કલ્પનામાત્રથી પણ એ બાપ્પા રાવળના રણશૂર વંશજના હૃદયમાં મરણાન્તિક વેદના થયા કરતી હતી! સારાંશ કે, આ બે પક્ષોમાંના એક પક્ષની પાસે પ્રબલ મહત્ત્વાકાંક્ષા, અતુલ સામર્થ્ય, અપૂર્વ રાજનીતિજ્ઞતા, અમર્યાદ સાધનસામગ્રી તથા ધર્મપ્રચાર વિષયક ઉત્સાહ આદિક વસ્તુઓ વિપુલ પરિમાણમાં વિદ્યમાન હતી અને અન્ય પક્ષની પાસે અશ્રુતપૂર્વ શાર્ય, અનન્ય નિષ્ઠા તથા અદ્વિતીય આત્મવિશ્વાસ એ સાધનો વિના અન્ય કોઈ પણ પ્રકારનાં સાધનો ન હોવાં છતાં પણ એ ઉભય પક્ષોનો સંગ્રામ શતાબ્દીના એક ચતુર્થાંશ જેટલા સમય પર્યન્ત અવિશ્રાંત રૂપમાં ચાલી રહ્યો હતો અને તેમાં પણ વળી આશ્ચર્ય તો એ કે એ સંગ્રામમાં અંતે વિજયદેવતાએ વરમાળા તો સાધનહીન મહારાણા પ્રતાપસિંહજીના કંઠમાં જ અર્પી હતી, એ સત્યવાદિતા, ઈશ્વરનિષ્ઠા તથા શૌર્ય આદિક ગુણોનું પરિણામ ન હોતું, એમ કહેવાની આજે પણ કોઈથી ધૃષ્ટતા કરી શકાય તેમ છે ખરૂં કે? એ ઘટનાના સંબંધમાં કર્નલ ટૉડ્ મહાશયે પોતાના લખેલા 'રાજસ્થાનના ઇતિહાસ'માં જે મર્મયા સત્ય અભિપ્રાય દર્શાવ્યો છે તે એ છે કે: " જે વેળાયે ગ્રીસ દેશ ઉપર જર્કિસસના આક્રમણની ઘટના ઘડી હતી તે વેળાયે એ શત્રુ સાથેના સંગ્રામમાં ગ્રીક યોદ્ધાઓએ જે શૌર્ય તથા દેશભક્તિનો પરિચય કરાવ્યો હતો તે શાર્ય તથા દેશભક્તિના સાક્ષાત્કારથી આજે પણ સમસ્ત જગત્ આશ્ચર્યચકિત થતું રહે છે. પરંતુ અકબરનું સામ્રાજ્ય તાત્કાલિક સર્વ રાજ્યો કરતાં અત્યંત બલાઢ્ય હોઇને તેના સૈનિકોની સંખ્યા તેમ જ તેની યુદ્ધસામગ્રી જર્કિસસનાં સૈન્ય તથા યુદ્ધસામગ્રી કરતાં અતિશય અધિક હોવા છતા પણ એવા મહાબલાઢ્ય શત્રુ સાથે પોતાની અત્યંત અલ્પ સાધન-

સામગ્રીથી અત્યંત વિકટ પરિસ્થિતિમાં પચીસ પચીસ વર્ષ જેટલા સમય પર્યન્ત અખંડ સંગ્રામ કરનાર મહાપ્રતાપી મહારાણા પ્રતાપસિંહની તુલનામાં આ વિશ્વમાંનો અન્ય કોઇ પણ વીર પુરુષ વિરાજી શકે તેમ નથી આલ્પ્સ પર્વત સદૃશ મેવારના આરાવલી પર્વતમાં એવી એક પણ ખીણ નથી કે જે મહારાણા પ્રતાપસિંહના મહાવિજયશાલી પરાક્રમ કિંવા અધિક કીર્તિકારક પરાજયના સ્પર્શથી એક વાર પણ પુનીત નહિ થઈ હોય હળદીઘાટ તે મેવાડની થર્મોપ્લી છે અને દેવીરની રણભૂમિ તે મેવાડનું મૅરાથૉન નામક સ્થાન છે એ સર્વથા નિઃસંશય તથા નિર્વિવાદ વાર્તા છે !"

રાઠોડ વીર દુર્ગાદાસની સ્થિતિ મહારાણા પ્રતાપસિંહજીની સ્થિતિ કરતાં કાંઇક ભિન્ન પ્રકારની હતી છતાં પણ તેનામાં જે દૃઢ નિર્ધાર, દિવ્ય દેશભક્તિ અખંડ શૌર્ય તથા અલૌકિક સ્વામિનિષ્ઠા આદિક ક્ષત્રિયોચિત સ્વાભાવિક સદ્ગુણોનો નિવાસ હતો તે તેના સદ્ગુણો તો મહારાણા પ્રતાપસિંહજીના તે સદ્ગુણો જેટલા જ જાજ્વલ્ય હતા, એમ કોઇ પણ પ્રકારના પ્રત્યવાય વિના આપણાથી કહી શકાય તેમ છે વીર દુર્ગાદાસ મારવાડના સિંહાસનાધિષ્ઠિત રાજવંશમાં જન્મ્યો ન હોતો કિન્તુ તે મારવાડના તે સમયના મહાશૂરવીર તથા વચનનિષ્ઠ મહારાજા જશવંતસિંહનો એક રાઠોડ વંશી જાગીરદાર સરદાર હતો જ્યારે મહાકપટપટુ બાદશાહ ઔરંગજેબના ષડ્યંત્રના પરિણામે કાબુલ જેવા અત્યંત દૂરના અજ્ઞાત દેશમાં મારવાડના મહારાજા જશવંતસિંહજીનો ઘાત થઇ જવાની ઘટના ઘટી ગઇ તે વેળાએ મહારાજાના રાજસિંહાસન તથા રાજમુકુટના એકમાત્ર ઉત્તરાધિકારી અલ્પવયસ્ક યુવરાજ અજિતસિંહની પણ દિલ્હીમાં એ જ દશા કરી નાખવાનો ઘાટ નિર્દય ઔરંગજેબે ઘડી રાખ્યો હતો, કારણ કે ઔરંગજેબના હૃદયમાં મારવાડના રાજ્યને સદાને માટે અન્ત કરી દઇને મારવાડ રાજ્યને મુગલ સામ્રાજ્ય જોડી દેવાની જ તીવ્ર લાલસા રમી રહી હતી આ વાર્તા કોઇ

મારવાડનો અનન્ય દેશભક્ત



વીરશિરોમણિ દુર્ગાદાસ રાઠોડ

પણ પ્રકારે રાઠોડ વીર દુર્ગાદાસના જાણવામાં આવી જતાં, ઔરંગઝેબે અજિતસિંહ તથા તેની માતા આદિકને દિલ્હીમાંથી બહાર ન નીકળવા દેવાનો અત્યંત કઠોર તથા પ્રચંડ પ્રબંધ કરી રાખેલો હોવા છતાં, રાઠોડ વીર દુર્ગાદાસે પોતાના અત્યંત અલ્પ-સંખ્ય સ્વામિનિષ્ઠ રાઠોડ વીર નરોની સહાયતાથી મારવાડના તે અલ્પવયસ્ક યુવરાજને દિલ્હીમાંથી બહાર કાઢી જઇને એક એવા ગુપ્ત તથા સુરક્ષિત સ્થાનમાં રાખ્યો હતો કે તે યુવરાજ ક્યાં હતો ને કેવી દશામાં દિવસ વીતાડી રહ્યો હતો એનો ૭ ૭ વર્ષ જેટલા દીર્ઘ સમય પર્યન્ત ઔરંગઝેબને કશો પણ પત્તો મળી શક્યો ન હોતો. જે સમયમાં કાબુલમા મહારાજા જશવતસિંહજીનો ઘાત કરી નાખવામાં આવ્યો હતો તે સમયથી આરંભીને યુવરાજ અજિતસિંહ વયમાં આવીને મારવાડનો મુકુટધારક મહારાજા થયો તે સમય પર્યન્તના લગભગ ત્રીસ વર્ષ જેટલા દીર્ઘ સમયમાં રાઠોડ વીર દુર્ગાદાસ તથા તેના અનુયાયી રાઠોડ વીર પુરુષોએ જે અશ્રુતપૂર્વ દેશભક્તિ તથા રાજભક્તિનો સંસારને સતત સાક્ષાત્કાર કરાવ્યો હતો તે તેમની દારુણ દેશભક્તિ તથા આત્મસમર્પિકા રાજભક્તિની જોડ વિશ્વના ઇતિહાસમાં કોઇને અન્યત્ર ક્યાં ય કદાપિ મળી શકે તેમ છે જ નહિ. તે કાળ એવા પ્રકારનો હતો કે એ ત્રીસ વર્ષના કાલાવધિમાં રાઠોડ-વંશનો કોઇ પણ વીર પુરુષ પોતાના ગૃહમા નિવાસ કરીને પોતાની શય્યામાં શાંતિપૂર્વક સ્વર્ગવાસી થયો ન હોતો; એટલે કે, મારવાડના સર્વ રાઠોડ વીર પુરુષો પોતાના શત્રુઓને સંહારતા સંહારતા રણ-શય્યામા જ વીરગતિને પામ્યા હતા ! તે અવસર એવો હતો કે જે રાજપૂત પોતાની દેશભક્તિ તથા રાજનિષ્ઠાને તિલાંજલિ સમર્પીને મુગલ સમ્રાટ્ના પક્ષમાં ચાલ્યો જતો હતો તે દેશદ્રોહી, રાજદ્રોહી, ધર્મદ્રોહી તથા જાતિદ્રોહી રાજપૂતને સંપત્તિ, વૈભવ, સન્માન તથા અધિકાર આદિક સર્વ પદાર્થો વિપુલ પરિમાણમા અને તત્કાળ પ્રાપ્ત થઈ જતા હતા. અર્થાત્ વીર દુર્ગાદાસ સમક્ષ પણ આ ભયંકર

મોહજાલનો પર્યાપ્ત વિસ્તાર કરવામાં આવ્યો હતો, પરંતુ શૌર્ય તથા દૂરદષ્ટિ પ્રમાણે જ દેશભક્તિ સ્વામિનિષ્ઠા, ધર્મનિષ્ઠા તથા જાત્યભિમાન આદિક સદ્‌ગુણોના મજીવન અવતારસ્વરૂપ રાઠોડ વીર દુર્ગાદાસ એ સર્વ ક્ષણભંગુર વસ્તુઓના મોહથી કોઈ એક મહા-વિરક્ત યોગી કિંવા સંન્યાસી પ્રમાણે અન્ત પર્યન્ત સર્વથા અલિપ્ત અને અલિપ્ત જ રહ્યો હતો! મુગલ બાદશાહ ઔરંગઝેબે એક વાર તેને પાંચ હજાર સિપાહીઓ (સૈનિકો)ની મન્સબદારી સમર્પવાની ઇચ્છા પણ દર્શાવી હતી અને એ મન્સબદારીના મોહના લપટાઈને જો તેણે મુગલ બાદશાહ ઔરંગઝેબના સેવકની પદવીને સ્વીકારી લીધી હોત, તો તેના ઐહિક વૈભવનો પરમ અવધિ જ થઇ ગયો હોત, કારણ કે, મુગલ શહનશાહના પક્ષમાં આવી જવાના મૂલ્ય તરીકે તેણે ઔરંગઝેબ પાસેથી જે કાંઇ પણ વસ્તુઓની યાચના કરી હોત, તે સર્વ વસ્તુઓ ઔરંગઝેબ પાસેથી તેને તત્કાળ મળી જવાનો સંપૂર્ણ સંભવ હતો, પરંતુ વીર દુર્ગાદાસની દેશભક્તિ તથા રાજભક્તિ હિમાચલ સમાન અચલ તથા સર્વથા અમૂલ્ય હોવાથી પોતાની એ અમૂલ્ય વસ્તુઓને કોઇ પણ મૂલ્યથી શત્રુના હસ્તમાં વેચી નાખવાની નીચતા તથા ક્ષુદ્રતાને દર્શાવવાના પાપથી વીર દુર્ગાદાસ અન્ત પર્યન્ત અલિપ્ત જ રહ્યો હતો. શત્રુ પક્ષે દુર્ગાદાસના પોતાના સહોદર ભ્રાતાનો નીચતાપૂર્વક વધ કરાવી નાખ્યો હતો, તો પણ તે શત્રુ તેના હસ્તમાં સપડાઇ જતાં જ્યારે જિઘાંસાની સફળતાનો અભીષ્ટ અવસર આવી લાગ્યો તે વેળાયે પોતાના ઉચ્ચતમ ઉદ્દેશનો વિચાર કરીને વીર દુર્ગાદાસે તેનો ઘાત કરી નાખવાને બદલે તેને જીવનદાન આપવાની ઉદારતા જ દર્શાવી હતી! જ્યારે પણ પોતાના કોઈ હિન્દુ અથવા રાજપૂત રાજ્યકર્તા પુરુષોના અંતઃપુરની અબળાઓ પોતાના હસ્તમાં સપડાઇ ગઇ હોય તે અવસરે મુગલ બાદશાહો તથા તેમના મુસ્લિમ અમલદારો તે રાજપૂત હિન્દુ રમણીઓ સાથે કેવા પ્રકારના નીચ વર્તન કરી બતાવતા હતા, એની અનેક

કથાઓ ઇતિહાસમાં લખાયલી તથા વર્ણવાયલી છે, એટલે એના વિશેષ તથા વિસ્તૃત વિવેચનની આવશ્યકતા રહેતી જ નથી. પરંતુ જ્યારે આરંગઝેબના શાહજાદા અકબરના જનાનખાનાની બેગમો ભાગ્યવશાત્ રાઠોડ વીર દુર્ગાદાસના હસ્તમાં આવી પડી હતી અને શાહજાદો અકબર પોતે પણ તેના હસ્તમાં સપડાઇ ગયો હતો તે વેળાયે મુગલોની દુષ્ટ નીતિનું અવલંબન ન કરતાં રાઠોડ વીર દુર્ગાદાસે શાહજાદા અકબરના પ્રાણની રક્ષા કરીને તેના જનાનખાનાની બેગમોની લજ્જા તથા પ્રતિષ્ઠાનું પણ સંપૂર્ણ રક્ષણ કરી બતાવ્યું હતું અને એ વર્તન દ્વારા પોતાના હિન્દુ તરીકેના વર્ચસ્વનો કેવળ શત્રુપક્ષને જ નહિ; કિન્તુ સમસ્ત સંસારને સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવી દીધો હતો. અર્થાત્ બાદશાહના પોતાના ત્રિદુર્ગ કિંવા ત્રિપ્રાચીરવેષ્ટિત રાજમહાલયમાના અંત,પુરમાં શાહજાદાની બેગમોની પવિત્રતા જેટલા પરિમાણમા સુરક્ષિત રહેવાની સંભાવના હતી, તેના કરતાં તે બેગમોની પવિત્રતા રાઠોડ વીરોના શિબિરમાં શતાવધિ વાર અધિક પરિમાણમાં સુરક્ષિત હતી એની સાક્ષી તે કાળના ઇતિહાસો આજે પણ આપણને આપી રહ્યા છે! આવા મહાપવિત્ર તથા મહાવીર રાઠોડ દુર્ગાદાસની સ્મૃતિ અત્યારે પણ રાજસ્થાનની પવિત્રતમ ભૂમિમા અખંડ જાગરુક છે અને ચિરકાલ પર્યન્ત જાગરુક રહેવાની છે! આ વાર્તાની વાસ્તવિક્તાની એટલી એક ઘટનાથી જ કલ્પના કરી શકાય તેમ છે કે શ્વેત અશ્વ પર આરૂઢ થયેલા વયોવૃદ્ધ હોવા છતાં પણ યુવકતુલ્ય બલાઢ્ય તથા શક્તિશાળી રાઠોડ વીર દુર્ગાદાસના રમણીય ચિત્રના યોગે જેની શોભાની અભિવૃદ્ધિ ન થયેલી હોય તેવો એક પણ ચિત્રસંગ્રહ સમસ્ત રાજપૂતામા ક્યા ય કોઇના જોવામાં આવી શકે તેમ નથી. અસ્તુ.

શૌર્ય તથા દેશભક્તિ પ્રમાણે જ ધર્મયુદ્ધપ્રેમ કિંવા ધર્મસંગ્રામ–અનુરાગ નામક એક તૃતીય ગુણની પણ સત્ય ક્ષાત્રધર્મમાં અનિવાર્ય આવશ્યકતા રહેલી હોય છે; કારણ કે, જેનામાં કેવળ

શૌર્ય તથા દેશભક્તિ એ બે ગુણોનો જ નિવાસ રહેલો હોય તે યોદ્ધો કદાચિત્ ક્રૂર, દુષ્ટ તથા સ્વાર્થપરાયણ હોવાની સંભાવના રહ્યા કરે છે અને તેથી ક્ષાત્રવૃત્તિમાંથી આ દુર્વિકારોના અંશને સર્વથા કાઢી નાખવામાટે જ ધર્મયુદ્ધની કલ્પનાનો આવિર્ભાવ થયેલો છે પશુ તથા પક્ષીઓમાની નરજાતિમા પણ યુદ્ધપ્રેમ દષ્ટિગોચર થતો રહે છે, પરંતુ મનુષ્યજાતિની યુદ્ધપ્રવૃત્તિમાંથી, સર્વ પ્રાણીઓમા સામાન્ય ભાવથી વ્યાપેલો, એ યુદ્ધપ્રેમ યથાશક્ય પરિમાણમા ન્યૂન થઇ જાય અને યુદ્ધને યથાશક્ય અધિકતર પરિમાણમા પરોપકાર કિંવા કર્તવ્યનુ સ્વરૂપ સમર્પી શકાય, તો તેના યોગે એ યુદ્ધવિષયક પ્રેમ મનુષ્યત્વમાટે અધિક શ્રેયસ્કર થઇ શકે છે, એમા તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ દીન, અનાથ, અસહાય, અબળા, શરણાગત કિંવા ધર્મપરાયણ મનુષ્યો અથવા તો ધર્મ, દેશ તથા રાજા આદિકના જીવનના રક્ષણના એકમાત્ર પવિત્ર આશયથી કેવળ પોતાના એક આવશ્યક કર્તવ્ય કર્મ તરીકે જ સંગ્રામ કિંવા યુદ્ધનુ અવલંબન કરવુ એ જ વાસ્તવિક ક્ષાત્ર ધર્મ હોઇને એ પ્રવૃત્તિમા પ્રત્યાઘાત, જિઘાંસા, શત્રુવિષયક દ્વેષબુદ્ધિ તેમ જ નિર્દયતા આદિક દુર્ગુણ કિંવા દુર્વ્યવહારોનું સ્થાન કદાપિ હોતુ જ જ નથી. આવા પ્રકારના ધર્મયુદ્ધના નિયમોને પાળનારા ક્ષત્રિયો પોતાના શત્રુના પ્રતિકૂળ સંયોગોનો કદાપિ અન્યાયપૂર્વક લાભ નથી જ લેતા અને જો શત્રુ તેમના હસ્તથી પરાજિત થઇ જાય છે તો પણ તે પોતાના પરાજિત શત્રુ સાથે પણ તેઓ ઔદાર્યપૂર્વક જ વર્તતા રહે છે એ ધર્મયુદ્ધપ્રેમ કિંવા આંગ્લ ભાષામા જેને 'Chivalry' કહેવામા આવે છે તે ક્ષાત્રવૃત્તિ પ્રાચીન ભારતીય ક્ષત્રિયોમાં તેમ જ અર્વાચીન રાજપૂતોમાં સંપૂર્ણ પરિમાણમાં અસ્તિત્વ ધરાવતી હતી અને તે પણ વળી એટલી સીમાપર્યન્ત કે રાજપૂતાનામાં 'રાજપૂત' તથા 'ધર્મયુદ્ધ' એ ઉભય શબ્દોને એક બીજાના પર્યાય કિંવા સમાનાર્થક શબ્દો તરીકે જ માનવામાં આવતા હતા, એનાં રાજ-

પૂતોના ઇતિહાસમાં આપણને જેટલાં જોઇએ તેટલાં અસંખ્ય પ્રમાણો મળી શકે તેમ છે. યૂરોપમાંના 'શિવલ્રી'ના યુગમાં યુવતી તથા રૂપસુંદરી રમણીઓની રક્ષા તથા સેવાને ત્યાંના વીરપુરુષો પોતાના એક અનન્ય ભૂષણ તરીકે માનતા હતા એ વાર્તા સત્ય હોવા છતાં પણ એ યૂરોપીયન્ મનોવૃત્તિમાં રાજમ કામુકતાનો અલ્પસ્વલ્પ અંશ તો અવશ્ય વિદ્યમાન રહ્યા કરતો હતો એટલે રાજપૂત 'શિવલ્રી' સાથે યૂરોપીયન 'શિવલ્રી' ની જો તુલના કરવામા આવે, તો યૂરોપીયન્ 'શિવલ્રી' કરતા રાજપૂત 'શિવલ્રી' અતિશય ઉચ્ચ પ્રકારની હોઇને અત્યંત સાત્ત્વિક છે એ રહસ્ય કોઇ પણ પ્રકારના વિશેષ પરિશ્રમ વિના તત્કાળ આપણા જાણવામા આવી જાય તેમ છે; કારણ કે, રાજપૂતોની મનોવૃત્તિ અનુસાર જે રમણીની રક્ષા તથા સેવા કરવાની હોય તે રમણી રૂપસુન્દરી તથા તરુણી જ હોવી જોઈએ એવી કોઇ પણ પ્રકારની આવશ્યકતા હોતી જ નથી; કિન્તુ જો કોઇ પણ અબળા કોઇ પણ રાજપૂત વીર પુરુષ ઉપર પોતાની 'રક્ષા' (રાખી અથવા સૂત્રકંકણ) મોકલી આપે છે અને તેનો સ્વીકાર કરીને તે રાજપૂત વીર પુરુષ તે 'રક્ષા' ને પોતાના કર (કાંડા)માં બાંધી લે છે એટલે એટલા એ રક્ષાબન્ધનના વિધિથી જ તે સ્ત્રી તથા તે પુરુષ એક બીજાના સહોદરા ભગિની તથા સહોદર ભ્રાતા સમાન ભગિની તથા ભ્રાતા થઈ જાય છે અને આવી રીતે એ પવિત્ર સંબંધની સ્થાપના થઈ ગયા પછી રક્ષાબદ્ધ ભ્રાતા તરીકે તે રાજપૂત વીર પુરુષ પોતાની તે ધર્મભગિનીનું, જ્યારે પણ એવો કોઇ કટાકટીનો અવસર આવી લાગે ત્યારે, આવશ્યક રક્ષણ કરવામાટે અને તે રક્ષણ કરતાં જો પોતાના પ્રાણોને સમર્પી દેવાની પરિસ્થિતિ ઉપસ્થિત થઇ જાય તો પ્રાણોનું બલિદાન આપવામાટે ધર્મની સાક્ષીથી બંધાયલો જ રહ્યા કરે છે. એમાં વળી જે એક અન્ય વિશિષ્ટતા રહેલી હોય છે તે એ કે અનેક વાર તો આવા પ્રકારનાં રક્ષાબંધન દ્વારા ભ્રાતા તથા ભગિનીના સંબંધથી બંધાયલાં પુરુષ તથા

ઓ કદાપિ એક બીજાના સમાગમમાં ન આવેલાં હોવાથી એક બીજાને દીઠે તો ઓળખતાં જ નથી! અર્થાત્ આ રક્ષાબંધનજન્ય પવિત્ર સંબંધના વિષયમાં વય, જાતિ, વર્ણ તથા ધાર્મિક માન્યતા આદિકને લેશમાત્ર પણ મહત્ત્વ અર્પવામાં નથી આવતું. ચિત્તોડની મહારાણી કર્ણાવતીએ બાદશાહ હુમાયૂનને એવી જ રીતે રક્ષાબંધનના વિધિથી પોતાના ભ્રાતાની પદવી વડે વિભૂષિત કર્યો હતો; એ ગૌરવથી આકર્ષાઇને હુમાયૂને તેના સહાયક તરીકે પોતાના સૈન્ય સહિત ચિત્તોડ સમક્ષ આવી ગુજરાતના સુલ્તાન બહાદુરશાહને ત્યાંથી પરાજિત કરીને હાંકી કાઢયો હતો અને રાજધાની ચિત્તોડને બહાદુરશાહના વિઘાતક ઘેરાથી મુક્ત કરીને પોતાના રક્ષાબદ્ધ ભ્રાતા તરીકેના કર્તવ્યનું સંપૂર્ણ પાલન કરી બતાવ્યું હતું. આ શૌર્ય આદિક ક્ષાત્રવૃત્તિ અને ધર્મમાટે પ્રાણત્યાગ કરવા પર્યન્તની દૃઢતા એ ગુણોનો કેવળ ભારતીય રાજપૂતોમાં જ નિવાસ છે અને ભારતવર્ષની અન્ય હિન્દુજાતિયોમાં એ ગુણોનો સર્વથા અભાવ છે, એવી આ વિવેચનથી કોઈએ વિપરીત કલ્પના કરી લેવાની નથી; કારણ કે, એ ગુણો ભારતવાસિની અન્યાન્ય હિન્દુજાતિયોમાં પણ પર્યાપ્ત પરિમાણમાં અસ્તિત્વ ધરાવતા જોવામાં આવ્યા કરે છે અને તેથી જ એલ્ફિન્સ્ટન્ સાહબે પોતાના લખેલા ' હિન્દુસ્થાનના ઇતિહાસ ' ( પૃષ્ઠ ૧૯૯ )માં સમસ્ત ભારતીય હિન્દુજાતિમાં સામાન્ય ભાવથી ઓતપ્રોત વ્યાપી રહેલા એ ગુણના સંબંધમાં એવા પ્રકારનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે કેઃ " અનેક અવસરોમાં એ હિન્દુ લોકો પોતાના એટલી સીમા પર્યન્તના અપરિમિત શૌર્યને પ્રકટ કરી બતાવે છે કે એ શૌર્યના વિષયમાં આ વિશ્વમાંની અન્ય કોઇ પણ યુદ્ધવ્યવસાયિની જાતિના લોકોથી હિન્દુજાતિના લોકોની સ્પર્ધા કદાપિ કરી શકાય તેમ નથી. અર્થાત્ હિન્દુ લોકો પોતાના ધર્મ કિંવા પોતાની પ્રતિષ્ઠાને સુરક્ષિત રાખવામાટે જો જીવનનું બલિદાન આપવું પડે, તો તે જીવનબલિદાન આપવાને પણ પ્રતિક્ષણ કટિબદ્ધ

તથા તત્પર રહ્યા કરે છે " આજથી લગભગ બે શતાબ્દીઓ જેટલા સમય પૂર્વે પંજાબમાંના સિયાલકોટ નામક નગરમાંના એક 'મદરસા' (મુસ્લિમ પાઠશાળા અથવા નિશાળ) માં ભણતા વિદ્યાર્થીઓમાંના એક મુસ્લિમ વિદ્યાર્થીએ હિન્દુધર્મની નિન્દા કરીને હિન્દુઓ જેમને પરમેશ્વર તરીકે પૂજતા આવ્યા છે તે શ્રી રામચદ્રદેવ તથા સતીશિરોમણી માતા સીતાદેવીના સંબંધમાં અતિશય બીભત્સ તથા અશ્લીલ શબ્દો ઉચ્ચાર્યા હતા એટલે એક હિન્દુ વિદ્યાર્થીએ પણ 'થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ' અથવા '**शठं प्रति शाठ्यं कुर्यात्**' એ ન્યાયને અનુસરીને ઇસ્લામની નિર્ભર્ત્સનાપૂર્વક અમુક મુસ્લિમ મહાપુરુષોના સંબંધમાં તેવા જ અશ્લીલ શબ્દોનો પ્રયોગ કરીને ઇંટના આઘાતનું પાષાણના પ્રત્યાઘાત વડે યથોચિત ઉત્તર આપી દીધુ હતું. આનુ પરિણામ એ થયું કે આ અભિયોગ કાજી (મુસ્લિમ ન્યાયાધીશ) સમક્ષ જતાં હિન્દુ વિદ્યાર્થીના અપરાધને સર્વથા અક્ષમ્ય માનીને કાજી સાહબે શરીયત અનુસાર તે હિન્દુ વિદ્યાર્થીને મૃત્યુદંડની આજ્ઞા સભળાવી દીધી. લાહોરનો તે સમયનો મુસ્લિમ સૂબેદાર કાંઇક વિચારશીલ તથા દયાલુ હોવાથી તેણે તે હિન્દુ વિદ્યાર્થીને મૃત્યુદંડથી મુક્ત થવાનો એ માર્ગ દર્શાવ્યો કે: 'જો આ હિન્દુ વિદ્યાર્થી પોતાના કુફ્ર (હિન્દુધર્મ)ને ત્યજી દઈ ઇસ્લામને પોતાના ધર્મ તરીકે સ્વીકારીને મુસલ્માન થઈ જશે, તો એને અવશ્ય મૃત્યુદંડથી મુક્ત કરી દેવામા આવશે, માત્ર એટલુ જ નહિ, પણ એની ઉન્નતિના અન્ય વિપુલ સાધનો પણ એને બાદશાહ સલામત તર્ફથી અપાવી દેવાનો હુ મારાથી કરી શકાશે તેટલો પ્રયત્ન કરીશ' પરતુ તે સુકુમારવયસ્ક હિન્દુ વિદ્યાર્થીએ પોતાના મહાપવિત્ર હિન્દુધર્મના મૂલ્ય તરીકે પોતાના જીવનના દાનને સ્વીકારવાનો સ્પષ્ટ શબ્દોમા અસ્વીકાર કરી દીધો, અર્થાત્ જીવિત રહેવામાટે ધર્મભ્રષ્ટ થવાની તેણે સ્પષ્ટ શબ્દોમાં ના પાડી દીધી અને હસિત વદનથી વધસ્થાનમાં જઇને

ચાકાનના ઘાઆથી પોતાનો શિરચ્છેદ થવા દઈને અમર મૃત્યુનો આનન્દપૂર્વક અંગીકાર કરી લીધો ! એ સુકુમારવયસ્ક પંજાબી હિન્દુ વિદ્યાર્થીનું નામ હકીકતરાય હતું જે સ્થાનમાં લાહોરમાં એ હિન્દુ ધર્મનિષ્ઠ વીર બાળકનો મહાનિર્દયતાપૂર્વક વધ કરવામાં આવ્યો હતો તે સ્થાનમાં પંજાબકેસરી મહારાજા રણજિતસિંહે એક સુંદર સમાધિમંદિર બંધાવ્યું છે કે જે આજે ય વિદ્યમાન છે અને ત્યાં સહસ્રાવધિ ભાવિક તથા વીરપૂજક હિન્દુઓ એ આદર્શ વીર હુતાત્મા ( શહીદ )ના સમાધિમંદિરના દર્શનાર્થે આવતા રહે છે !*

હવે અહીં સ્વાભાવિક જ જે એક ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે એ છે કે જ્યારે ભારતીય ક્ષત્રિયો આટલી સીમા

---

* પંજાબના અનેક ધર્મપ્રાણ હિન્દુ વીરોએ હિન્દુધર્મ તથા હિન્દુત્વની રક્ષામાટે અશ્રુતપૂર્વ નિર્ભયતાપૂર્વક પોતાના પ્રાણોના બલિદાન આપી દીધા છે અને તેથી પંજાબના શિખ્ખોનો ઇતિહાસ સર્વથા આદર્શ હિન્દુ હુતાત્માઓના ઇતિહાસના રૂપમાં જ પરિણત થઈ ગયો છે એમનામાંના અગ્રગણ્ય પૂજ્યતમ હુતાત્મા ગુરુ ગોવિન્દસિંહ તથા બન્દા બહાદુરના રોમાંચક ચરિત્રો પ્રસ્તુત ' હિન્દુગૌરવ ગ્રંથમાળા'ના પ્રથમ તથા દ્વિતીય પુષ્પ (ગ્રંથ) તરીકે પ્રકાશિત થઈ ચૂક્યા છે અને આ સુકુમાર હુતાત્મા હકીકતરાયનું વીરત્વપૂર્ણ જીવન પણ અમો ઐતિહાસિક નવલકથાના રૂપમાં અમારી આ ગ્રંથમાળાના એક પુષ્પ તરીકે યથાશક્ય અલ્પ સમયમાં જ પ્રકટ કરવાના છીએ માત્ર એટલું જ નહિ પણ જેમાં પંજાબના એકંદર વીસથી પચીસ હિન્દુ હુતાત્મા વીર પુરુષોની અત્યંત રોમાંચક અત્યંત ઉજ્જવલ તથા અનન્ય આદર્શ જીવનકથાઓનો સમાવેશ થયેલો છે તેવા એક લગભગ ૫૫૦ પૃષ્ઠવ્યાપી ગ્રંથના લેખન તથા પ્રકાશનની તૈયારી પણ કરી રહ્યા છીએ કારણ કે અત્યારના પ્રતિકૂલ સંયોગોમાં હિન્દુજાતિને આવા ઉત્સાહદાયક તથા માર્ગદર્શક સત્ય ઇતિહાસોને જ ભારતીય હિન્દુસમાજ સમક્ષ રજૂ કરવાની અમોને અનિવાર્ય આવશ્યકતા જણાય છે આ ગ્રંથનું ગંભીર તથા રહસ્યસૂચક નામ હવે પછી પ્રકટ કરવામાં આવશે

પર્યન્ત શૂરવીર તથા દેશભક્ત હતા; છતાં તેમનો દેશ આટલી અપરિમિત સીમા પર્યન્ત પરતન્ત્રતા તથા અધોગતિની ગર્તામાં પછડાઇ પડયો તેનું કારણ શું હોવું જોઇએ વારૂ ? કેટલીક શતાબ્દીઓ પર્યન્ત ભરતખંડનો અમુક અલ્પ વિભાગ ગ્રીકોના અધિકારમાં રહ્યો હતો; પરંતુ ત્યાર પછી મૌર્ય સમ્રાટ્ ચંદ્રગુપ્તે સત્વર જ ગ્રીકોને ભારતવર્ષમાંથી ભગાડી દઇને ભરતભૂમિને પુનરપિ સ્વતંત્ર કરી દીધી હતી. ત્યાર પછી ભારતવર્ષ ઉપર મુસ્લિમોના આક્રમણો થવા લાગ્યાં અને ભારતવર્ષમા મુસ્લિમ રાજસત્તાની સ્થાપના પણ થઇ ગઇ. એ વિધર્મી તથા વિદેશી રાજસત્તારૂપ વિઘાતક વૃક્ષને જડમૂળથી ઊખેડી નાખવાનું કાર્ય હજી તો રાજસ્થાનના રાજપૂતો, પંજાબના સિખ્ખો તથા મહારાષ્ટ્રના મરાઠા હિન્દુ વીર પુરુષો કરી જ રહ્યા હતા એટલામા ફ્રેચ, ડચ, પોર્ટુગીજ તથા અંગ્રેજ આદિક પાશ્ચાત્ય ( યૂરોપીયન ) રાષ્ટ્રોનો આ ભરતભૂમિમા પ્રવેશ થઇ ગયો અને મુગલ રાજસત્તાનો સંપૂર્ણ લોપ કિવા અંત થવા પૂર્વે જ યૂરોપીયનોની રાજસત્તા અમુક પરિણામમાં દૃઢમૂલ પણ થઇ ગઇ એક બાહ્ય પ્રતિપક્ષી મલ્લ સાથે મલ્લયુદ્ધ ચાલી રહ્યું હોય અને પ્રતિપક્ષી મલ્લ પરાજિત થવાની અણી પર આવી લાગ્યો હોય એટલામા નવીન ઉત્સાહસપન્ન એક તૃતીય મલ્લ યુદ્ધભૂમિમાં આવી લાગતા અનિચ્છાપૂર્વક તેની સાથે ઝુંઝવાના ભારને મસ્તક પર ધારણ કરી લેવો પડે, એવા પ્રકારની સર્વથા વિકટ પરિસ્થિતિના મધ્યમાં સપડાઇ જવાથી આપણો હિન્દુસ્થાન દેશ સર્વથા પરાભૂત કિંવા પરાજિત થઇ ગયો અને અંતે યૂરોપીયન રાજસત્તાના અંકિત થઇ રહેવાના દિવસો તેને જોવા પડયા ! આ અતિમ પરિણામની નિષ્પત્તિમા અનેક ભિન્નભિન્ન ઘટનાઓ તથા પરિસ્થિતિયો ભિન્નભિન્ન અશોના રૂપમા કારણીભૂત થયેલી છે એ વાર્તા સર્વથા સત્ય હોવા છતા પણ આ પરતન્ત્રતારૂપિણી ધુરાની ભારતવર્ષની ગ્રીવા ઉપર ચિરસ્થાપના કરી દેનાર જે કોઈ પણ

પ્રધાન કારણ હોય, તો તે પ્રધાન કારણ કેવળ ભારતીય હિન્દુઓની અતિશય ભૂતદયા તથા કલ્પનાતીત ધર્મયુદ્ધપ્રીતિ જ છે, અર્થાત્ આ ગુણોની અતિશયતાએ જ ભારતીય હિન્દુજાતિનો આટલી સીમા પર્યન્ત અધઃપાત કરી નાખ્યો છે અને તે ઉપરાંત ભારતવાસી હિન્દુઓના પારસ્પરિક કલેશ, વિગ્રહ, દ્વેષ તથા મત્સર આદિ આભ્યન્તર શત્રુઓએ પણ ભારતીય હિન્દુજાતિના કર તથા ચરણમાં દીર્ઘકાલમાટે પારતંત્ર્યશૃંખલા નાખી દેવાના કાર્યમાં અનન્ય અગ્ર ભૂમિકા ભજવી બતાવી છે. હિન્દુજાતિના શત્રુસમાજના હૃદયમાં એટલી સીમા પર્યન્ત ભૂતદયા પણ ન હોતી તેમ જ ધર્મયુદ્ધપ્રેમ પણ ન હોતો, કિંબહુના એ પ્રતિપક્ષીઓ કિંવા વિરોધીઓની નીતિ એવા પ્રકારની જ હતી કે ' પ્રેમસંપાદન તથા યુદ્ધ એ ઉભય કાર્યોમાં પ્રત્યેક પ્રકારના ઉપાયો ન્યાય્ય જ હોય છે " (' Every thing is fair in love and war ") અર્થાત્ આ અંગ્રેજી લોકકહેતીમાં વર્ણવાયલા નિયમને પાળનારા પુરુષપુંગવો ( ? )ની સંખ્યા જ ભારતીય હિન્દુઓના શત્રુઓના સમુદાયમાં અધિક હતી એથી વિરુદ્ધ હિન્દુઓનાં હૃદયોમાં શરણાગત શત્રુના સંહારને ઘોર પાપ માનનારી તથા સંકટમાં સપડાયલા શત્રુને પણ તેની અસહાય અવસ્થાનો લાભ લઈને દબાવી દેવાના કાર્યને ઘોર અન્યાય તરીકે સ્વીકારનારી વૃત્તિઓ જ દૃઢમૂલ થઇ ગયેલી હોવાથી અમુક અંશે હિન્દુઓની એ અત્યંત ધર્મપરાયણતા તથા ન્યાયપરાયણતા જ હિન્દુજાતિના વિનાશના કારણરૂપ થઇ પડી હતી અને અત્યારે પણ એ જ વૃત્તિઓના યોગે અમુક હિન્દુ દેશનેતાઓ હિન્દુજાતિને ઉન્નતિના શિખર ઉપર પહોંચાડવાને બદલે અધોગતિની ગહનતમ ગર્તામાં ગબડાવી દેવાના વ્યાપારને જ આચરી રહ્યા છે, અર્થાત્ આ પરિસ્થિતિના અવલોકનથી જો વિચારશીલ હિન્દુઓના હૃદયમાં શોક ખેદના આઘાતો થતા રહે તો તે સર્વથા સ્વાભાવિક છે તિરો લીના સગ્રામમાં સુલ્તાન શાહબુદ્દીન ગોરી બદ્ધ થઇને પૃથ્વીરાજના

પંજામાં સપડાઇ ગયો હતો; પરંતુ પૃથ્વીરાજે તેનો સંહાર કરી નાખવાને બદલે ઉદારતાથી તેને બંધનમુક્ત કરીને સુખરૂપ તેના દેશમાં પાછો જવા દીધો હતો. અર્થાત્ પૃથ્વીરાજની એ અતિશય ઉદારતાનું પરિણામ એ થયું કે શાહબુદ્દીન ગોરી પોતાના દેશમાં પહોંચી ત્યાં યુદ્ધનાં સાધનોને વિપુલ પરિમાણમાં એકત્ર કરી અત્યંત વિશાળ સૈન્યસહિત પુનરપિ ભારતવર્ષમાં આવી લાગ્યો અને કાન્યકુબ્જ ( કનોજ ) તથા પાટણના દેશદ્રોહી તથા બંધુદ્રોહી રાજ્યકર્તાઓની સહાયતાથી તેણે પૃથ્વીરાજ ચૌહાણનો યુદ્ધમાં પરાજય કરીને દિલ્હીના હિન્દુસામ્રાજ્યદીપનું દીર્ઘકાલમાટે નિર્વાણ કરી નાખ્યું ! એ જ પ્રમાણે ઔરંગજેબની અત્યંત પ્રિય બેગમ ઉદયપુરી એક યુદ્ધના પ્રસંગે મેવાડના મહારાણા રાજસિંહના પંજામાં સપડાઇ ગઈ હતી અને ઔરંગજેબના સૈન્યને પણ એક પર્વતની મહાવિકટ ખીણોનાં બન્ને બાજૂના મુખોને બંધ કરીને રાજપૂતોએ બે દિવસ પર્યન્ત જ્યાંનું ત્યાં જ અટકાવી રાખ્યું હતું; સારાંશ કે, જો રાજપૂતોએ પોતાના હસ્તમાં આવેલા શત્રુઓને વિશેષ સમય પર્યંત એ જ પરિસ્થિતિમાં ખીણોમાં અટકાવી અથવા ગોંધી રાખવાની રાજનીતિજ્ઞતા કિંવા વિચારશીલતા દર્શાવી હોત, તો તે પ્રસંગે બાદશાહ ઔરંગજેબ તથા તેના સૈનિકો યુદ્ધ વિના કેવળ ભૂખમરાથી જ પોતાની મેળે મરી ગયા હોત અને રાજપૂતોને યુદ્ધનો પરિશ્રમ પણ ન કરવો પડત ! પરંતુ ઉદારાત્મા તથા દયાલુ રાજપૂતોને શત્રુઓને તેમની આવી વિકટ પરિસ્થિતિનો લાભ લઇને મારી નાખવાનું કાર્ય ઉચિત તથા ન્યાયપૂર્ણ ન જણાયું એટલે તેમણે પર્વતના ઉભય માર્ગોને મુક્ત કરીને બાદશાહ ઔરંગજેબને તેના સૈન્યસહિત ખીણમાંથી બહાર નીકળી જવા દીધો અને ત્યાર પછી બાદશાહની ઉદયપુરી બેગમને પણ સન્માનપૂર્વક બાદશાહ સમક્ષ પહોંચાડી દીધી ! ઔરંગજેબનો એક શાહજાદો પણ એવી જ રીતે એક વાર રાજપૂતોના હસ્તમાં સપડાઇ ગયો હતો અને રાજપૂતોએ તે શાહજાદાને પણ

એ જ પ્રમાણે તેના સૈન્યસહિત સુખરૂપ પોતાના પંજામાંથી બહાર નીકળી જવા દીધો હતો! બાદશાહ અકબર તથા બાદશાહ જહાંગીરને જે જે વિજયો મળ્યા હતા અને તેમના સામ્રાજ્યનો જે કલ્પનાતીત વિસ્તાર થઇ શક્યો હતો તે વિજયોને મેળવી આપનાર તથા મુગલ સામ્રાજ્યની આટલી સીમા પર્યન્ત અભિવૃદ્ધિ કરી આપનાર, જો સત્ય પૂછવામા આવે તો, અંબરાધીશ માનસિંહ અને મૂળ હિન્દુ હોવા છતાં પછીથી ઇસ્લામને સ્વીકારીને મુસ્લિમ થયેલા ધર્મભ્રષ્ટ સગરજીનો પુત્ર મહબ્બતખાન એ બે હિન્દુ વીર પુરુષો જ હતા; અર્થાત્ અકબર તથા જહાંગીર એ ઉભય મુગલ બાદશાહોના સામ્રાજ્યના કાબુલથી આરાકાન પર્યન્ત થયેલા વિસ્તારમાંનો અર્ધથી અધિક વિસ્તાર તો એ બે હિન્દુ વીર પુરુષોના હસ્તથી જ થયો હતો આ સમસ્ત ઘટનાઓનુ વિચારશીલ વૃત્તિથી અવલોકન કરી લઇને કર્નલ ટૉડ્ મહાશયે પોતાનો જે યોગ્ય તથા નિષ્પક્ષપાત અભિપ્રાય પોતાના લખેલા 'રાજસ્થાનના ઇતિહાસ' નામક ચિરસ્મરણીય ગ્રંથમાં દર્શાવ્યો છે તે એ છે કે: "રાજપૂતોએ જો આટલા અપરિમિત પરિમાણમાં આવા પ્રકારની અપ્રાસંગિક ભૂતદયા, ઉદારતા તથા અવિચારશીલતા ન દર્શાવી હોત; તો મુગલ સામ્રાજ્ય જેટલા આયુષ્યને ભોગવી શક્યું હતું તેટલા આયુષ્યને કદાપિ ન ભોગવતા ક્યારનું ય મૃત્યુના મુખમાં પડીને નામશેષ થઇ ગયુ હોત!" જુઓ ટૉડ્ કૃત 'રાજસ્થાનનો ઇતિહાસ' [ અંગ્રેજી ] પ્રથમ પુસ્તક, પૃષ્ઠ ૩૭૯. )

જે વેળાયે વિશ્વવિજેતા ગ્રીસદેશાધીશ સમ્રાટ્ અલક્ષ્યેન્દ્ર ( એલેક્ઝૅાંડર ધિ ગ્રેટ ) ના હસ્તથી પૌરસ ( પૌરવ ) ના પરાજયની ઘટના ઘટી હતી તે વેળાયે પણ હિન્દુઓના પારસ્પરિક બન્ધુદ્વેષે જ શત્રુપક્ષને એ વિજય અપાવ્યો હતો. જો કે અલક્ષ્યેન્દ્રના સૈનિકોની સંખ્યા પૌરસના સૈનિકોની સંખ્યા કરતાં બમણી તો પ્રથમથી જ હતી; અને તેમાં વળી તક્ષશિલાનો હિન્દુ રાજ્યકર્તા તથા ક્ષુદ્રક

દેશના લોકો પોતાના પાંચ પાંચ હજાર સૈનિકો સહિત આવીને અલક્ષ્યેન્દ્રના પક્ષમાં મળી ગયા હતા એટલે એનું જે થવું જોઇએ તે પરિણામ એ જ થયું કે પૌરસનો રણભૂમિમાં પરાજય થઈ જતાં ભારતખંડને તેની ભાવિ પરતંત્રતાની સૂચક પરકીય રાજસત્તાનો અનિષ્ટ સ્પર્શ થઈ ગયો! ભારતવર્ષમાં જો હિન્દુઓનો આવા પ્રકારનો પારસ્પરિક બંધુદ્વેષ અસ્તિત્વ ન ધરાવતો હોત, તો અસીરિયાની સેમિરામિસ નામક મહાસાહસિકા રાણીની ભારતવર્ષ ઉપર આક્રમણ કરતી વેળાયે જેવી દારુણ દુર્દશા થઇ ગઇ હતી તેવી ને તેટલી જ, કિંબહુના તેથી પણ અધિક અલક્ષ્યેન્દ્ર તથા તેના સૈન્યની પણ દારુણ દુર્દશા થઇ ગઇ હોત, એ સર્વથા નિઃસંશય વાર્તા છે.

જે વેળાયે લનલોલુપ, ધર્માંધ તથા નિર્દય લૂટારા મુસ્લિમોનાં આપણા હિન્દુસ્થાન દેશ ઉપર આક્રમણો થવા લાગ્યાં હતાં તે સમયનો દિલ્લીશ્વર હિન્દુ સમ્રાટ્ પૃથ્વીરાજ ચૌહાણ પણ એક અનન્ય શૂરવીર તથા મહાદેશભક્ત પુરુષ હતો અને તેણે ગિજનીના ગોરી વંશના સુલ્તાનોને રણાંગણમાં એક બે વાર નહિ, કિન્તુ સાત સાત વાર પરિપૂર્ણ પરાજિત કરી ભારતવર્ષમાંથી શૃગાલો પ્રમાણે ભગાડી દઇને પોતાના અદ્વિતીય શૌર્ય તથા સામર્થ્યનો વિશ્વને પર્યાપ્ત પરિચય કરાવી દીધો હતો; પરંતુ જેવી રીતે દ્રૌપદીનો સ્વયંવર બીજરૂપથી ભારતીય યુદ્ધ અથવા કૌરવપાંડવવિગ્રહના કારણરૂપ થઈ પડયો હતો તેવી જ રીતે કાન્યકુબ્જાધીશ રાજા જયચન્દની રાજકુમારી સંયુક્તા (સંયોગિતા) ના સ્વયંવરની ઘટના ભારતખંડની પરતંત્રતામાં કારણીભૂત થઈ પડી હતી. સ્વયંવરમંડપમાં પૃથ્વીરાજના કંઠમાં વરમાળા સમર્પીને પૃથ્વીરાજને જ પોતાના પતિ તરીકે સ્વીકારવાની રાજકુમારી સંયુકતાદેવીની તીવ્ર ઇચ્છા હોવા છતાં તેના પિતા મહારાજા જયચન્દે પૃથ્વીરાજને સ્વયંવરમા પધારવાનું આમંત્રણ મોકલવાની ઉદારતા પણ ન હોતી દર્શાવી; માત્ર એટલું જ નહિ, પણ પૃથ્વીરાજનું જેટલું કરી શકાય તેટલું અધિક અપમાન કરવાની દુષ્ટ

ભાવનાથી પૃથ્વીરાજનો એક પુત્તન બનાવરાવીને તે પુત્તલને દ્વાર પાલના સ્વરૂપમા સ્વયવરમડપના દ્વાર સમક્ષ દડાયમાન કરાવી દીધો હતો ! પરતુ રાજકુમારી સંયુક્તાદેવીએ સ્વયવરમડપમા પ્રવેશ કરીને પોતાના પિતાના પ્રચડ કોપનો લેશમાત્ર પણ વિચાર ન કરતા ત્યા એકત્ર થયેલા અન્ય સર્વ વિવાહેચ્છુ રાજાઓ તથા રાજકુમારો પ્રતિ તિરસ્કારદર્શક દૃષ્ટિપાત કરીનેદ્વારપાલના સ્વરૂપમા દ્વાર સમક્ષ દડાયમાન થયેના દિલ્લીશ્વર પૃથ્વીરાજના નિર્જીવ પુત્તલના કંઠમાં જ વરમાળા સમર્પી દીધી અહીં એ વાર્તાને પણ અવશ્ય જણાવવી જ જોઇએ કે યદ્યપિ જયચન્દ્રે પૃથ્વીરાજને આમત્રણ આપીને ન હોતો બોલાવ્યો છતા પણ તેને સયુક્તાનો ગુપ્ત સદેશ યથાસમય મળી ગયેલો હોઇને એ સ્વયવરના અવસરે ગુપ્તવેશથી તે કાન્યકુબ્જ નગરમા આવી પહોચેલો હોવાથી એ વેળાયે સ્વયવરમડપમા વિદ્યમાન હતો અર્થાત્ પૃથ્વીરાજ રાજકુમારી સાથે પ્રથમથી કરી રાખેના સંકેત અનુસાર રાજકુમારી સંયુક્તાને કાન્યકુબ્જમાથી હરીને દિલ્લીના માર્ગે પડી ગયો અને ત્યાર પછી જે જે રાજાઓ તેની સાથે યુદ્ધ કરવામાટે તેની પૂઠે પડયા તે સર્વ રાજાઓનો સંગ્રામમા પરાજય કરીને વિજયનાદ તથા યશસ્વિતાપૂર્વક નિર્વિઘ્ન પાછો પોતાની રાજ ધાનીમા આવી પહોચ્યો ! પરતુ એ પ્રસગે પાચ દિવસના અવિશ્રાંત પલાયનવિગ્રહમા પૃથ્વીરાજના એક એકથી ઉત્તમ તથા મહાશૂરવીર એક સો સેનાધ્યક્ષ યોદ્ધાઓ વીરગતિને પામી જવાથી પૃથ્વીરાજના સૈનિક સામર્થ્યમા અવશ્ય કેટલીક ન્યૂનતા તો થઈ જ ગઇ અને એ ન્યૂનતા થવાની ઘટના સ્વાભાવિક જ હતી આ ઘટનાનું જે એક અન્ય વિપરીત પરિણામ થયું તે એ હતું કે પૃથ્વીરાજના આ પ્રચંડ પરાક્રમના યોગે કાન્યકુબ્જાધીશ રાજા જયચન્દ્ર તથા સ્વયવરમાં આવેલા અન્યા ય હિન્દુ રાજાઓ જેટલા હતપ્રભ તથા લજ્જિત થયા હતા તેટલા જ કિંબહુના તેથી પણ અધિક પરિમાણમા ક્રોધાય માન થઇને પૃથ્વીરાજના વિનાશના અવસરના આગમનની આતુરતાથી

પ્રતીક્ષા કરવા લાગ્યા એવામા વળી પૃથ્વીરાજને ભૂગર્ભમાંનો અપરિમિત ધનભંડાર પ્રાપ્ત થવાના સમાચાર જ્યારે તેમના સાભળવામા આવ્યા ત્યારે તો વળી તેમના મત્સરરૂપ અગ્નિની જ્વાળાઓ આકાશ પર્યન્ત પહોચી ગઇ સારાશ કે, આવી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ જવાથી કાન્યકુબ્જાધીશ જયચન્દ, ગુજરાતના અણહિલ્લવાડ પાટણના રાજ્યકર્તા તથા હાહુલીરાય હમીર આદિક ભારતીય હિન્દુ રાજાઓએ એકત્ર થઇને શાહબુદ્દીન ગોરી સાથે ગુપ્ત મૈત્રીસબધ કરી લીધો અને તેને તેના સહાયક થવાનુ તથા દ્રવ્ય આદિક સાધનોની સહાયતા આપવાનું વચન આપીને પ્રચડ સૈન્યસહિત દિલ્લી ઉપર આક્રમણ કરવામાટે બોલાવી લીધો શાહબુદ્દીન ગોરી તો આવા અવસરની પ્રતીક્ષા કરી જ રહ્યો હતો અટલે તે અલ્પ સમયમા જ હિન્દુસ્થાનમા આવી લાગ્યો અને જયચન્દની દર્શાવેલી યુક્તિયો અનુસાર તેણે પૃથ્વીરાજ સાથેના સંગ્રામને પ્રચડ સ્વરૂપમા આરભી દીધો બધુદ્વેષના પરિણામે એ સંગ્રામમા પૃથ્વીરાજનો પરાજય થઇ ગયો અને તે પોતે સુલ્તાન શાહબુદ્દીન ગોરીના હસ્તમા જીવતો જ સપડાઇ ગયો. શાહબુદ્દીન ગોરી તેને બદિ કરીને ગજની લઇ ગયો અને ત્યા તેના નેત્રોને ફોડી નાખીને તેને કારાગૃહમા પૂરાવી દીધો ! ઘટના એવી બની કે પૃથ્વીરાજનો આશ્રિત તથા અનન્ય મિત્ર ચદ બારોટ પણ પૃથ્વીરાજ પછી અલ્પ સમયમા જ ગજનીમાં આવી પહોચ્યો હતો, તેણે સુલ્તાન શાહબુદ્દીન ગોરીના વિશ્વાસને મેળવીને તેની રાજસભામા ય પ્રવેશ કર્યો હતો અને ત્યાર પછી યુક્તિપ્રયુક્તિથી સુલ્તાન સમક્ષ પૃથ્વીરાજના શબ્દવેધિત્વની પ્રશસા કરીને તેના એ કૌશલ્યના સાક્ષાત્કાર માટેની આતુરતાને સુલ્તાનના હૃદયમા તીવ્ર સ્વરૂપમા ઉત્પન્ન કરી દીધી હતી અર્થાત્ અધ પૃથ્વીરાજને સુલ્તાન શાહબુદ્દીન સમક્ષ બોલાવીને તેના હસ્તમા ધનુષ્ય તથા બાણ આપવામા આવ્યાં અને ચન્દ બારોટ ત્યાં એ વેળાયે વિદ્યમાન હોવાથી સુલ્તાન તે વેળાયે જેટલા ઉચ્ચ અંતરે વિરાજેલો હતો તે ઉચ્ચ

અંતરના પરિમાણને દર્શાવનાર નીચેનો દોહરો તેણે પૃથ્વીરાજને સંબોધીને ગભીરતાથી ઉચ્ચાર્યો —

"ચાર વશ ચૌવીસ ગજ, અંગુલ અષ્ટ પ્રમાન;
જા ઊપર સુલ્તાન હૈ, મત ચૂકે ચૌહાન !"

આ સૂચનાનો જે અર્થ સમજવાનો હતો તે તે ક્ષણે જ સમજી લઈને તદનુસાર બાણાવલી પ્રત્યર્જુન પૃથ્વીરાજે ધનુષ્યમાંથી જે બાણ છોડયો તે બાણે સુલ્તાનના વક્ષસ્થલમા પ્રવેશ કરીને ત્યાના ત્યા જ સુલ્તાનના પ્રાણોને હરી લીધા । આ ઘટના ઘટયા પછી પૃથ્વીરાજે પોતે તથા ચન્દ બરદાયીએ પણ એક બીજાનાના કંઠમા અસિધારાનો પ્રવેશ કરાવીને પોતાના ઐહિક જીવનની પરિસમાપ્તિ કરી નાખી હતી એ અત્યન્ત વિશ્વવિખ્યાત કથાની અહીં વિસ્તારપૂર્વક પુનરુક્તિ કરવાની આવશ્યકતા હોય એવી અમારી પોતાની માન્યતા ન હોવાથી અને આ સ્થાનમાં આટલા જ કથાભાગની આવશ્યકતા હોવાથી આટલા કથાભાગના પ્રકાશનને જ અમોએ પર્યાપ્ત માની લીધુ છે *

---

* અહીં ચન્દ બરદાયી કૃત 'પૃથ્વીરાજ રાસા' નામક કહેવાતા ઐતિહાસિક કાવ્યગ્રન્થના આધારે સર્વત્ર પ્રચલિત થઇ ગયેલી પૃથ્વીરાજના પરિપાતની કથાનો જ અનુવાદ કરવામાં આવ્યો છે, પરંતુ ત્યાર પછી થયેલા ઐતિહાસિક અન્વેષણોએ આ કથામાથી અનેક ઘટનાઓને સર્વથા અસત્ય નિરાધાર, કાલ્પનિક, અવિશ્વસનીય તથા અપ્રામાણિક અનૈતિહાસિક ઘટનાઓ તરીકે નિર્વિવાદ સિદ્ધ કરી બતાવેલી હોવાથી એ ઐતિહાસિક અન્વેષણોના આધારે દિલ્લીશ્વર પૃથ્વીરાજ ચૌહાણના પરિપાત કિંવા દિલ્લીના હિન્દુરાજ્યરૂપ દીપના નિર્વાણની ઘટનાના સત્ય તથા વાસ્તવિક સ્વરૂપને દર્શાવવામાટે અમોએ આ પચમ પ્રકરણનુ એક ભિન્ન પરિશિષ્ટ આપેલું છે અને એ પરિશિષ્ટને લક્ષપૂર્વક વાચવાની અમો અમારા વિચારશીલ પાઠકો તથા પાઠિકાઓને આગ્રહપૂર્વક અભ્યર્થના કરીએ છીએ આ

જ્યારે તૈમૂર લંગના વંશજ બાબર બાદશાહે હિન્દુસ્થાન ઉપર આક્રમણ કર્યું હતું તે વેળાએ પણ ઇતિહાસની આવા જ પ્રકારની પુનરાવૃત્તિ થઈ હતી. બાદશાહ બાબર પોતે એક શૂરવીર સેનાધ્યક્ષ હતો, તેના સિપાહીઓ કિંવા સૈનિકો પણ રણવીર તથા કઠોર સંકટ-સહિષ્ણુ હતા અને તે સર્વના રક્તમાં ઇસ્લામપ્રચારવિષયક ધર્મની એક પ્રકારની ઉષ્ણતા નિરંતર વિદ્યમાન રહ્યા કરતી હતી. પરંતુ આવી રીતે સર્વ પ્રકારનાં સાધનોની વિપુલતા તથા અનુકૂલતા હોવા છતાં પણ ભારતવર્ષમાં વિજયપ્રાપ્તિની ઘટના સંશયાસ્પદ લાગવાથી બાબર એક પ્રકારની ગહન ચિન્તામાં પડી ગયો હતો; કારણ કે, દિલ્હી તથા માલવદેશના મુસ્લિમ રાજ્યકર્તાઓ સાથેના એક પછી એક અઢાર યુદ્ધોમાં નિરંતર અખંડ વિજયને મેળવનાર મેવાડના મહારાણા સંગ્રામસિંહ ( રાણા સાંગા ) સાથે ભારતવર્ષની રણભૂમિમાં સંગ્રામ કરવાનો અવસર તેના સમક્ષ આવીને હડાયમાન થઇ ગયો હતો અને તેથી એ સંગ્રામમાં વિજયને મેળવવાની આશા તેને નિરાશા સમાન જ દૃષ્ટિગોચર થયા કરતી હતી. આવી પરિસ્થિતિમાં સંગ્રામનો આરંભ થઇ ગયો અને જ્યારે સંગ્રામ બરાબર રંગમાં આવતાં બાદશાહ બાબરના પરાજયનાં ચિહ્નો સ્પષ્ટ દેખાવા લાગ્યાં તે વેળાએ મહારાણા સંગ્રામસિંહના સૈન્યના અગ્રભાગમાંનો એક

---

પૃથ્વીરાજ ચૌહાણના પરિપાતની કથા પ્રમાણે જ અનેક કાલ્પનિક મિથ્યા કથાઓ ઐતિહાસિક પ્રામાણિક કથાઓ તરીકે પ્રચલિત થઇ ગયેલી છે અને હવે ઇતિહાસવેત્તાઓના અન્વેષણદ્વારા આવી કથાઓની કાલ્પનિકતાઓ તથા સત્ય ઐતિહાસિક કથાઓ ઉપર ઉચિત તથા આવશ્યક પ્રકાશ પડવા માંડ્યો છે એ અત્યંત આનન્દનો વિષય છે. અમોએ અમારા ગ્રંથોમાં અનેક વેળાએ આવી કથાઓની કાલ્પનિકતાઓને દર્શાવી દઈને આવી કથાઓના વિશ્વસનીય તથા શુદ્ધ ઐતિહાસિક સત્યોને પ્રકાશિત કરેલા છે અને અત્યારે પણ અમો અમારા એ જ નિયમને પાળી રહ્યા છીએ.

નારાયણ ઠક્કુર

તોમર (તુંવર) વગેરે રાજપૂત સરદાર અચાનક બાદશાહ બાબરના પક્ષમાં મળી ગયો અને તેથી વિજયપ્રાપ્તિની અણીપર આવી લાગેલા મહારાણા સંગ્રામસિંહના શિરપર બીજી વારના યુદ્ધની તૈયારી કરવામાટે તત્કાલ રણભૂમિને ત્યજીને ચાલ્યા જવાનો અનિષ્ટ અવસર આવી લાગ્યો! આ સર્વ કથાઓનો એકમાત્ર સારાંશ આપણા જોવામાં આવી શકે છે તે એ જ કે, આપણા ભારતખંડ કિંવા હિન્દુસ્થાન નામક વિશાલ દેશમાં વિદેશી તથા વિધર્મીઓની રાજસત્તા સ્થપાઈ ગયાની વાર્તા સત્ય હોવા છતાં પણ તે વિદેશી તથા વિધર્મી આક્રમણકારકો પોતાના પરાક્રમના બળથી હિન્દુ રાજ્યકર્તાઓને પરાજિત કરીને ભારતવર્ષમાં પોતાની રાજસત્તાને ન હોતા સ્થાપી શક્યા, કિંતુ ભારતવાસી હિન્દુઓએ બધુદ્વેષરૂપ પિશાચના પંજામાં સપડાઈને અંતિમ દુષ્પરિણામનો લેશમાત્ર પણ વિચાર ન કરતાં પોતાની જન્મભૂમિને પોતે પોતાના હસ્તથી જ વિદેશી તથા વિધર્મી કહેવાતા વિજેતાઓના હસ્તમાં સોંપી દીધી હતી અને એમાં પણ વળી મહાખેદનો વિષય તો એ જ છે કે અત્યારે પણ અમુક ભારતીય હિન્દુઓ નાનાવિધ સ્વાર્થપરાયણતાને વશ થઇને અનેકવિધ સ્વરૂપમાં પોતાની જન્મભૂમિ, પોતાના ધર્મ તથા પોતાની જાતિ આદિકનો ભયંકર તથા દારુણ દ્રોહ કરી રહ્યા છે પરમાત્મા હિન્દુજાતિને સદ્-બુદ્ધિ સમર્પે એ જ પરમાત્માના ચરણોમાં અમારી એકમાત્ર અખંડ અભ્યર્થના છે!![1]



ભારતવર્ષના અદ્વિતીય રણધીર



અંતિમ હિન્દુસમ્રાટ્ પૃથ્વીરાજ ચૌહાણ

## પંચમ પ્રકરણનું પરિશિષ્ટ

## ચૌહાણ સામ્રાજ્ય અને સમ્રાટ્ પૃથ્વીરાજનો વાસ્તવિક ઈતિહાસ

### ચૌહાણવંશનો ઇતિહાસ

ચૌહાણવંશની ઉત્પત્તિના ઇતિહાસને વિસ્તારપૂર્વક વર્ણવવાની અહીં વિશેષ આવશ્યકતા ન હોવાથી એના સંબંધમા એટલું જ કથન પર્યાપ્ત છે કે 'ચાહમાન' નામક એક આર્ય ક્ષત્રિય પુરુષથી 'ચૌહાણ' નામક રાજવંશની ઉત્પત્તિ થયેલી છે આ ચૌહાણવંશનો જે સર્વથી પ્રથમ પ્રસિદ્ધ તથા નામાંકિત પુરુષ મનાય છે તે પુરુષનું નામ અજયરાજ હતુ અજયરાજથી પૂર્વે એ એ વંશની રાજધાની સાંભર નામક નગરમા હતી પરતુ એ સમયમા વિદેશી તથા વિધર્મી મુસ્લિમ લુટારાએ ભારતવર્ષ ઉપર આક્રમણ કરવાના પોતાના વિધાતક વ્યવસાયને આરભી દીધેલો હોવાથી અને જેના યોગે મુસ્લિમોના આક્રમણોના અવસરોમા રાજધાનીની રક્ષા થવાનો સંભવ હોય તેવા પ્રકારના કોઇ દુર્ભેદ્ય પર્વત કિવા દુર્જય દુર્ગ આદિક સાધનો સાંભર તથા તેના આસમન્તાત્ પ્રદેશમા વિદ્યમાન ન હોવાથી અજયરાજને પોતાની રાજધાનીને કોઇ એવા સુરક્ષિત સ્થાનમા લઈ જવાની સ્વાભાવિક આવશ્યકતા દેખાવા લાગી કે જે સ્થાન ચતુર્દિશાયે સુરક્ષિત હોય અને જે સ્થાન ઉપર બાહ્ય આક્રમણકારી શત્રુઓથી અચાનક આક્રમણ કદાપિ ન જ કરી શકાય. અર્થાત્ એ આવશ્યકતાની પૂર્તિમાટે અજયરાજે શીઘ્ર જ ચારે દિશાયે પર્વતમાના વડે ઘેરાયલા એક અત્યત સુરક્ષિત સ્થાનમા પોતાના નામથી અજયમેરુ નામક એક નવીન નગર વસાવી દીધુ અને ત્યા એક મહાદુર્ભેદ્ય દુર્ગ પણ ચણાવી દીધો એ જ અજયમેરુ નગર અજમેર નામથી અત્યારે ઓળખાતું હોઇને આપણા નેત્રો સમક્ષ વિદ્યમાન છે

અજયમેરુ નગરના એ આદિ સંસ્થાપક અજયરાજ અથવા અજયદેવ મહારાજના રાજત્વના સમયની રજતમુદ્રાઓ તથા તામ્ર મુદ્રાઓ (ચાંદી તથા નામાના સિક્કાઓ) અત્યારે પણ અજમેર નગરની આસપાસની ભૂમિમાંથી વારંવાર મળતી રહે છે એ પ્રાચીન મુદ્રાઓ ઉપર એક બાજૂ 'શ્રી અજયદેવ' એવી રીતે તે રાજ્ય કર્તાનું નામ લખેલુ હોય છે અને બીજી બાજૂએ શ્રી લક્ષ્મીદેવીનું એક ઓ ક્ષ્યોમડ ચિત્ર આલેખેલું હોય છે ઇ સ ૧૨૨૮ના એક શિલાલેખના આધારે એ વાર્તા આપણા જાણવામા આવી શકે છે કે તે સમય પર્યન્ત એ સિક્કાઓનો ત્યાની પ્રજા પોતાના વ્યવહારોમા કોઇ પણ પ્રકારના પ્રત્યવાય વિના ઉપયોગ કર્યા કરતી હતી

## અર્ણવરાજ અથવા આનાજી

અજયરાજના ઐહિક અસ્તિત્વનો અંત થતા તેનો યુવરાજ અર્ણવરાજ રાજસિંહાસન ઉપર વિરાજ્યો હતો એ અર્ણવરાજને અર્ણોરાજ તથા આનાજી નામથી પણ ઓળખવામા આવે છે અને તેમા પણ સામાન્ય જનતામાં એનું આનાજી નામ જ અધિક વિખ્યાત છે એ અર્ણવરાજ અથવા આનાજીની સર્વ મળીને ત્રણ રાણીઓ હતી અને તેમાની બે રાણીઓ પ્રધાન અથવા મુખ્ય હતી એમાંની પ્રથમ રાણીનું નામ સુધવા હોઇ ને તે મરુભૂમિ (મારવાડ) ના રાજાની પુત્રી હતી અને બીજી રાણીનું નામ કાચનદેવી હોઇને તે ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહની દુહિતા હતી એમાંની સુધવા નામક રાણીથી મહારાજા અર્ણવરાજને ત્રણ પુત્રોની પ્રાપ્તિ થઇ હતી તે પુત્રોમાના પ્રથમ પુત્રનું નામ જગદ્દેવ હતુ દ્વિતીય પુત્રનુ નામ શુ હતું તે અત્યાર સુધી ઇતિહાસવેત્તાઓના જાણવામા આવી શક્યું નથી અને તૃતીય પુત્રનું નામ વિગ્રહરાજ હતું કે જેને વિશાલદેવ કિંવા વીસલદેવ નામથી પણ ઓળખવામા આવે છે ગુર્જરાધીશ સિદ્ધરાજ જયસિંહની દુહિતાથી અર્ણવરાજને એક રાજકુમારની પ્રાપ્તિ થઇ

હતી કે જે રાજકુમારનું નામ સોમેશ્વર રાખવામાં આવ્યું હતું અને એ જ સોમેશ્વર વિશ્વવિખ્યાત મહાવીર હિન્દુ સમ્રાટ્ પૃથ્વીરાજ ચૌહાણુનો જન્મદાતા પિતા હતો.

અર્ણુવરાજ અથવા આનાજીએ પોતાની રાજધાની અજમેર નગરમાં પોતાના નામથી એક વિશાળ જળાશય બંધાવ્યો હતો કે જે તળાવ આજે પણુ વિદ્યમાન હોઇને 'આનાસાગર' નામથી વિખ્યાત છે.

સંવત્ ૧૨૦૭ તથા ૧૨૧૦ ના મધ્યવર્તી કાળમાંના કોઇ એક દુર્દિને રાજ્યલોભરૂપ પ્રચંડ પિશાચના પંજામાં સપડાઇને અર્ણુવરાજના સર્વથી જ્યેષ્ઠ રાજકુમાર જગદ્દેવે પોતાના પિતા અર્ણુવરાજ અથવા આનાજીની હત્યા કરી નાખી હતી એવા ઉલ્લેખો ઇતિહાસમાં વિદ્યમાન છે.

વિક્રમ સંવત્ ૧૨૦૭ માં લખાયલા જે બે શિલાલેખો શેખાવાટી પ્રાન્તના જીણુ માતાના મંદિર ઉપર અંકાયલા મળી આવ્યા છે તે બે શિલાલેખો અને ચિત્તોડના કિલ્લા તથા પાલડીમાંના શિલાલેખોને વાંચતાં એ વાર્તા સ્પષ્ટ થઇ જાય છે કે વિક્રમ સંવત્ ૧૨૦૭ ના આશ્વિન તથા કાર્તિક માસમાં ગુજરાતના રાજા કુમારપાલનો અર્ણુવરાજ અથવા આનાજી સાથે રણુસંગ્રામ થવાની ઘટના ઘટી હતી; માત્ર એટલું જ નહિ, પણુ એ શિલાલેખોના યોગે બીજી એ વાર્તા પણુ આપણા જાણુવામા આવી શકે છે કે અર્ણુવરાજના પુત્ર વિશાલદેવે પોતાને રાજ્યની પ્રાપ્તિ થઇ ગયા પછી વિક્રમ સંવત્ ૧૨૧૦ ના માઘ માસની શુકલા પંચમીને દિવસે ( વસંત પંચમીને દિવસે) પોતાની રચેલી 'હરકેલિ' નામક નાટિકાની સમાપ્તિ કરી હતી. આ ઘટનાથી વળી એ રહસ્યનો પણુ પ્રકાશ થઈ જાય છે કે કાં તો પોતાના જન્મદાતા પિતાની હત્યા કરી નાખવા છતાં પણુ પિતૃઘાતક રાજકુમાર જગદ્દેવ પોતાની રાજ્યપ્રાપ્તિવિષયક લાલસાને પૂર્ણ કરી શક્યો ન હોતો અને જો તેણે રાજ્યનો ઉપભોગ કર્યો હોય તો તેનો

તે રાજ્યોપભોગ અતિશય અલ્પકાલિક જ હોવો જોઈએ, કારણ કે, ઉપર જણાવ્યા પ્રમાણે તેણે વિક્રમ સંવત્ ૧૨૦૭ તથા ૧૨૧૦ ના મધ્યવર્તી સમયમાં પોતાના પિતા અર્ણોરાજની હત્યા કરી હતી અને સંવત્ ૧૨૧૦ માં વિશાલદેવ અજમેર રાજ્યનો સિંહાસનાધિષ્ઠિત રાજ્યકર્તા થઈ ચૂક્યો હતો

## વિશાલદેવ અથવા વીસળદેવ

પૂર્વોક્ત વિધાન અનુસાર વિક્રમ સંવત્ ૧૨૧૦માં અથવા તેથી કિંચિત્ પૂર્વે અજયમેરુ નગરમાં વિશાલદેવનો રાજ્યાભિષેક થયો હતો વિશાલદેવ એક મહાપ્રતાપશાલી તથા વિદ્વાન નરેન્દ્ર હતો અત્યાર સુધીમાં એ વિશાલદેવના રાજત્વના સમયના ચાર શિલાલેખો પ્રાપ્ત થએલા છે અને એના ભ્રાતા સોમેશ્વરના સમયનો સંવત ૧૨૨૬નો એક શિલાલેખ બિજોલિયા નામક સ્થાનમાંથી મળી આવ્યો છે એ શિલાલેખમાં જે લેખ લખવામાં આવ્યો છે તેનો આશય એ છે કે વિશાલદેવે નાડોલ તથા પાલી નગરને ઉજ્જડ કરી નાખ્યાં હતા, જાલોર નગરને જ્વાલાના મુખમાં સમર્પી દીધું હતું અને દિલ્હી નગરને જીતી લઇને અપરિમિત કીર્તિને મેળવી લીધી હતી દિલ્હી-માંની ફીરોજશાહની લાટ ઉપર અંકિત કરાયલા વિશાલદેવ વિષયક તૃતીય લેખમાં એ કથા વર્ણવેલી છે કે તેણે તીર્થયાત્રાના નિમિત્તથી હિમાલયથી આરંભીને વિન્ધ્યાચલ પર્યન્તના પ્રદેશને જીતી લીધો હતો અને આર્યાવર્તમાંથી મ્લેચ્છોને હાંકીને પુનરપિ આર્યાવર્તને આર્યદેશ તરીકે ઓળખાવવાની યોગ્યતા પ્રાપ્ત કરાવી દીધી હતી

વિશાલદેવની રાજસભામાં સોમેશ્વર નામક એક અત્યંત વિદ્વાન કવિવર્ય હતો કે જેણે ' લલિત વિગ્રહરાજ ' નામક એક નાટકની સંસ્કૃત ભાષામાં રચના કરેલી છે એ નાટકના કથાનકના અવલોકનથી એ વાર્તા આપણા જાણવામાં આવી શકે છે કે વિશાલદેવની ગજશાળામાં ૧૦૦૦ ગજરાજ તથા અશ્વશાળામાં

૧૦૦૦૦ અશ્વો વિદ્યમાન હોઇને તેના પદાતિ સૈનિકોની સંખ્યા ૧૦૦૦૦૦ (એક લક્ષ)ની હતી વિશાલદેવ પોતે વિદ્યાનુરાગી હોઇને સંસ્કૃત ભાષાનો એક ઉત્તમ કવિ પણ હતો. તેણે વિખ્યાત વિદ્યાનુરાગી રાજા ભોજનું અનુકરણ કરીને અજમેર નગરમાં એક સુન્દર પાઠશાળા બંધાવી હતી કે જે આજકાલ 'ઢાઇ દિનકા ઝોંપડા' ('અઢી દિવસનું ઝૂંપડું') એવા એક પ્રકારના વિલક્ષણ તથા અર્થહીન નામથી ઓળખાય છે.* સંવત્ ૧૨૧૦ માં ઉપર દર્શાવ્યા પ્રમાણે મહારાજા વિશાલદેવે 'હુરકેલિ' નામક સંસ્કૃત નાટકની રચના કરી હતી. પોતાના રચેલા એ નાટકને બે વિશાલ પાષાણ શિલાઓ ઉપર અંકિત કરાવીને તેણે ઉપર્યુક્ત પાઠશાળામાં તે અંકિત શિલાઓને રખાવી દીધી હતી એવું અનુમાન એ કારણથી કરી શકાય છે કે ઉપર જેનો ઉલ્લેખ કરાયલો છે તે 'અઢાઇ દિનકા ઝોંપડા'ને ખોદતાં એક મકાનના પાયામાથી તે શિલાઓના પાંચ ખંડ અથવા કકડા મળી આવ્યા છે કે જે ખંડો અત્યારે અજમેર (રાજપૂતાના)ના પુરાવસ્તુસંગ્રહાલય (મ્યૂઝિયમ)ની શોભાને વધારી રહ્યા છે. વિશાલદેવે ચૌહાણોના એક ઇતિહાસમય કાવ્યની રચના કરીને તે કાવ્યને પોતાની 'હુરકેલિ' નામક નાટિકા પ્રમાણે જ પાષાણશિલાઓ ઉપર અંકિત કરાવી તે શિલાઓને પણ એ જ

* આના સબંધમાં કેટલાક લોકોની એવી માન્યતા પણ જોવામાં આવે છે કે એ 'અઢી દિવસનું ઝૂંપડું' પ્રથમ હિન્દુઓનું એક દેવમંદિર હતું કે જેને મુસલમાનોએ તોડીને મસ્જિદના રૂપમા પરિવર્તિત કરી નાખ્યું હતું. પરંતુ. એ ભવનની આકૃતિને જોતાં તો સ્પષ્ટ સ્વરૂપમા એમ જ જણાઈ આવે છે કે એ ભવનનો પૂર્વે હિન્દુ દેવાલય તરીકે નહિ, પણ હિન્દુ પાઠશાલા તરીકે જ ઉપયોગ થતો હોવો જોઇએ: કારણ કે, એ ભવનની રચનાપ્રણાલી સર્વથા પુરાતન પાઠશાળાઓની રચનાપ્રણાલી પ્રમાણેની જ છે અને એમાં દેવમદિરના ચિહ્નાનો સર્વથા અભાવ જ જોવામાં આવ્યા કરે છે.

સ્થાનમાં રખાવી હતી કે જેમાંની કેવળ પ્રથમ શિલા જ અત્યાર સુધીમાં મળી આવી છે. જો એ કાવ્યાંકિતા સર્વ શિલાઓ મળી આવે, તો એના યોગે વળી ચૌહાણોના ઇતિહાસ ઉપર અત્યંત વિશેષ પ્રકાશ પડવાનો સંભવ છે એ વાર્તા સ્પષ્ટ હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા છે જ નહિ. એ કાવ્યના લેખવાળી જે એક શિલા મળી આવી છે તેના આરંભમાં અનેક દેવો તથા દેવીઓની સ્તુતિ કરીને અંતે સૂર્યનારાયણની સ્તુતિ કરવામાં આવી છે અને ત્યાર પછી એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે જે સૂર્યના વંશમાં ઇક્ષ્વાકુ તથા શ્રી રામચંદ્ર આદિક અનેક મહાપ્રતાપી આદર્શ રાજાઓ થઈ ગયા છે તે જ વંશમાં ચાહમાન (ચૌહાણ) પુરુષનો જન્મ થયો હતો. અર્થાત્ દેવો તથા દેવીઓની સ્તુતિ વડે જ જ્યાં આટલી વિશાળ શિલાને ભરી દેવામાં આવી છે ત્યાં ચૌહાણ વંશનો એ કાવ્યમય પૂર્ણ ઇતિહાસ કેટલો બૃહદ્ કિંવા વિશાળ હોવો જોઇએ એની આપણાથી સામાન્ય કલ્પના તો અવશ્ય કરી શકાય છે. ખેદનો વિષય માત્ર એટલો જ છે કે એ કાવ્યમય ઇતિહાસાંકિતા કેવળ એક જ શિલા મળી શકી છે અને અન્ય શિલાઓના અદ્યાપિ દર્શન નથી થઇ શકયાં. અસ્તુ:

એ ચાહાણકુલભૂષણ મહારાજા વિશાલદેવે પોતાના નામથી એક નવીન નગર પણ વસાવ્યું હતું કે જે નગર આજે જયપુર (અંબર) રાજ્યની સીમામાં હોઇને 'વીસલપુર' નામથી વિખ્યાત છે. એ ઉપરાંત અજમેરની પાસે જે 'વીસલસર' નામક તળાવ વિદ્યમાન છે તે તળાવ પણ એ જ મહારાજા વિશાલદેવનું બંધાવેલું છે.

સંભવતઃ સંવત્ ૧૨૨૦ થી ૧૨૨૪ ના મધ્યવર્તી સમયમાં એ વિદ્યાવિલાસી તથા પ્રતાપી મહારાજા વિશાલદેવ ચૌહાણના સ્વર્ગવાસની ઘટના ઘટેલી હોવી જોઇએ, એવું કેટલાંક પ્રમાણોના આધારે

અનુમાન કરી શકાય છે પોતાના મૃત્યુની વેળાયે તેણે પોતાના ઉત્તરાધિકારીઓને એવા આશયનો ઉપદેશ આપ્યો હતો કેઃ "હિમાલયથી વિન્ધ્યાચલ પર્યન્તના પ્રદેશને તો મેં સર્વથા અધિકૃત કરી લીધો છે, એટલે હવે જે પ્રાંતો અનધિકૃત રહી ગયા હોય તે સર્વ અનધિકૃત પ્રાંતોને અધિકૃત કરી લેવાના તમો અખંડ તથા અવિશ્રાંત પ્રયત્ન કરતા રહેજો અને સમસ્ત ભારતમા ચૌહાણુવંશના એકચ્છત્ર સામ્રાજ્યને સ્થાપી દેજો!"

વિશાલદેવના સ્વર્ગારોહણની ઘટના ઘટી ગયા પછી તેનો બાલક પુત્ર અમરગાગેય તેના સિંહાસન પર વિરાજ્યો હતો, પરન્તુ પિતૃઘાતક જગદ્દેવના પુત્ર દ્વિતીય પૃથ્વીરાજે તેની પાસેથી તેનું રાજ્ય બલાત્કારે છીનવી લેવાથી તેનાથી બહુ જ અલ્પકાળ પર્યન્ત રાજ્યનો ઉપભોગ કરી શકાયો હતો. દ્વિતીય પૃથ્વીરાજ એક અત્યંત ઉદારાત્મા તથા દાની (દાતા) પુરુષ હોવાથી તેણે રાજપદને મેળવ્યા પછી મોટા મોટા સુવર્ણભંડારો તથા કેટલાક નગરો તે ગ્રામો લોકોને દાનમા આપી દીધા હતા બિજોલિયા ગ્રામ પાસેના પાર્શ્વનાથના જૈન મંદિરને મોરાકૂરી નામક ગ્રામ દાન તરીકે એ દ્વિતીય પૃથ્વીરાજે જ આપ્યું હતું સંવત્ ૧૨૨૬મા એ દ્વિતીય પૃથ્વીરાજ પરલોકવાસી થઈ ગયો અને એના રિક્ત સિંહાસન ઉપર રાજા તરીકે વિરાજવાનો અવસર સોમેશ્વરને પ્રાપ્ત થયો

## મહારાજા સોમેશ્વર ચૌહાણુ

મહારાજા સોમેશ્વર ચૌહાણે ચેદિદેશની રાજનન્દિની કર્પૂરદેવી સાથે લગ્નસંબંધ કર્યો હતો અને પોતાની એ રાણીથી તેને પૃથ્વીરાજ તથા હરિરાજ નામક બે પુત્રરત્નો યથા સમય પ્રાપ્ત થયા હતા સંવત્ ૧૨૨૬મા સોમેશ્વર પોતાના રાજ્યની ધુરાને પોતાના અવયસ્ક યુવરાજ પૃથ્વીરાજના સ્કંધ ઉપર સ્થાપીને અકાળ કાળવશ થઈ ગયો પૃથ્વીરાજ અદ્યાપિ બાલક હોવાથી તેની માતા કર્પૂરદેવી

પોતાના મત્રી કાદમ્બવાસ (કૈમાસ)ની સહાયતાથી રાજ્યનો પ્રબધ કરેલો હતો એટલે એથી એવુ નિશ્ચય અનુમાન કરી શકાય છે કે પૃથ્વીરાજે બહુધા સવત્ ૧૨૩૯મા રાજ્યવ્યવસ્થાના ભારને પોતાના શિર પર ધારણ કરેલો હોવો જોઇએ, એટલે કે, એ સમયમા તે સ્વતત્ર રાજ્યકર્તા થયેલો હોવો જોઇએ

**પૃથ્વીરાજના દત્તકવિધાનની કથા**

'પૃથ્વીરાજ રાસો' નામક વિશ્વવિખ્યાત કાવ્યગ્રથમા એવા પ્રકારનો ઉલ્લેખ કરાયલો છે કે દિલ્લીના તોમરવશી રાજા અનગપાલે પોતાની પુત્રી કમલાદેવીનો લગ્નસબધ સોમેશ્વર ચૌહાણ સાથે કરી આપ્યો હતો અને તેની તે પુત્રીના ગર્ભથી પૃથ્વીરાજનો જન્મ થયો હતો અનગપાલ વૃદ્ધાવસ્થા થતાં સુધી અપુત્ર અવસ્થામા જ રહેલો હોવાથી અંતે પોતાના એ દૌહિત્ર પૃથ્વીરાજને પોતાના દત્તક પુત્ર તરીકે સ્વીકારી દિલ્હી રાજ્યને તેના હસ્તમા સમર્પી દઇને પોતે બદરિકાશ્રમમાં તપ કરવામાટે ચાલ્યો ગયો હતો 'પૃથ્વીરાજ રાસો'મા પૃથ્વીરાજના એ દત્તકવિધાનની ઘટના આનન્દ વિક્રમ સવત્ ૧૧૧૨ અને વિક્રમ સવત્ ૧૨૧૨ અથવા ૧૨૧૩માં ઘટેલી હોવાનુ જણાવેલુ છે કે જે વેળાયે પૃથ્વીરાજનું વય કેવળ સાત વર્ષનુંજ હતું પરતુ હવે અત્યારના ઐતિહાસિક અન્વેષણના યુગમા અનેક ઐતિહાસિક પ્રમાણોથી એ વાર્તા સિદ્ધ થઇ ચૂકી છે કે એ સમય પર્યન્ત તો પૃથ્વીરાજનો પોતાની માતાના ગર્ભમાથી જન્મ સુદ્ધાં પણ ન હોતો થયો, તો પછી તેની અવસ્થા સાત વર્ષની હોવાનો સંભવ તો હોય જ ક્યાથી વારૂ? સોમેશ્વરના અસ્તિત્વના સમયમા અનગપાલ નામક દિલ્હીનો કોઇ રાજા હતો જ નહિ એટલે પછી સોમેશ્વર સાથે તેની કન્યાના લગ્ન સંબધની ઘટના પણ પોતાની મેળે જ નિર્મૂલ તથા કાલ્પનિક સિદ્ધ થઇ જાય એ સર્વથા સ્વાભાવિક છે આ સર્વ કારણોથી 'પૃથ્વી

રાજ રાસો 'માના એ કથનને કોઇ પણ રીતે સત્ય તથા પ્રામાણિક કથન તરીકે આપણાથી સ્વીકારી શકાય તેવી પરિસ્થિતિ છે જ નહિ એ ઉપરાત દિલ્હી રાજધાની તો ચતુર્થ વિશાલદેવના રા જ્યના મમયથી જ ચૌહાણોના અધિકારમા આવી ગયેલી હતી, કારણ કે, સવત્ ૧૨૨૧મા અકિત કરાયેલા બિજોલિયાના શિલાલેખમા એવો સ્પષ્ટ ઉલ્લેખ કરાયેલો છે કે 'દિલ્હી (દેહલી)ને મેળવવાના કાર્યથી શ્રાત થયેલા (થાકી ગયેલા) તથા આશિકા (હાસી)ની પ્રાપ્તિથી થયેલા પોતાના યશને તેણે (વિશાલદેવે) પ્રતોલી (દરવાજા) તથા બલભી કિંવા વલભી (ના ઝરૂખા)મા વિશ્રાન્તિ આપી હતી." આ આલ કારિક વાકયનો સરળ અર્થ એ થાય છે કે તેણે દિલ્હી તથા હાંસીને જીતી લઇને પોતાના યશને પ્રત્યેક ગૃહમા વિસ્તારી દીધો હતો " દિલ્હીના શિલાલિક સ્તભવાળા લેખમા તેના હિમાલયથી વિન્ધ્યાચલ પર્યન્તના પ્રદેશમા થયેલા વિજયની કથા વર્ણવાયની છે હાંસીમાથી મળી આવેલા દ્વિતીય પૃથ્વીરાજના વિક્રમ સવત્ ૧૨૨૪ના શિલાલેખના યોગે એ વાર્તા આપણા જાણવામાં આવી ગઇ છે કે તે સમયમા ત્યાનો પ્રબન્ધકર્તા વિશાલદેવનો માતુલ (મામો) ગોહિલવશી કિલ્હણ હતો આથી એ અનુમાન પણ કરી શકાય છે કે એવી જ રીતે તે સમયમા દિલ્હી રાજ્ય વિશાલદેવના કોઈ વિશ્વસનીય સામત અથવા આપ્તજનના અધિકારમા હોવુ જોઇએ અથવા હોવાનો સભવ છે 'તબકાતે નાસિરી' નામક એક મુસ્લિમ ઐતિહાસિકના લખેલા ઇતિહાસગ્રથમા એવા આશયનો સ્પષ્ટ ઉલ્લેખ કરાયલો છે કે "જ્યારે સુલ્તાન શાહબુદ્દીન ગોરી સાથે પૃથ્વીરાજ ચૌહાણનો પ્રથમ સગ્રામ થયો હતો ત્યારે પૃથ્વીરાજ સાથે દિલ્હીનો રાજા ગોવિન્દરાજ પણ વિદ્યમાન હતો અને તેના ભાલાથી આહત (ઘાયલ) થઇને જ સુલ્તાનને યુદ્ધભૂમિમાથી પલાયન કરવુ પડયુ હતુ ' આ ઉલ્લેખથી એ વાર્તા નિશ્ચિત થઇ જાય છે કે પૃથ્વીરાજના રાજ્યત્વના સમયમા દિલ્હી રાજધાની અજમેરના ઉક્ત સામતના અધિકા

કરાવીશું; કારણ કે, આવા પ્રસંગે પ્રતિપક્ષીના પરિચયની આવશ્યકતા પણ સર્વથા અનિવાર્ય હોય છે.

## સુલ્તાન શાહબુદ્દીન ગોરી

જે સમયમાં હિન્દુ સમ્રાટ્ પૃથ્વીરાજ ચાહાણ અજયમેરુ નામક પોતાની રાજધાનીમાં વસીને ન્યાયપૂર્વક પોતાની પ્રજાનું શાસન કરી રહ્યો હતો તે જ સમયમાં શાહબુદ્દીન ગોરી નામક વિદેશી તથા વિધર્મી મુસલ્માન સુલ્તાન હિન્દુસ્થાનમાં પોતાની મુસ્લિમી કિંવા ઈસ્લામી સલ્તનતને કાયમ કરવાની કઠોર કોશિશો કરી રહ્યો હતો. અર્થાત્ તે મુસ્લિમ સુલ્તાનના પૈશાચિક અનાચારો તથા અત્યાચારો સર્વથા અસહ્ય થઇ પડતાં પશ્ચિમ ભારતના કેટલાક અગ્રગણ્ય હિન્દુ રાજ્યકર્તાઓ રાજા ગોવિન્દરાજના પુત્ર ચન્દ્રને પોતાના અગ્રણી કિંવા નેતા તરીકે સ્થાપીને પૃથ્વીરાજ પાસે તેની રાજધાનીમાં આવી લાગ્યા હતા. તે આગંતુક હિન્દુ રાજાઓનાં ઉદાસ મુખારવિન્દોને જોઈ ને પૃથ્વીરાજના હૃદયમાં સ્વાભાવિક જ અમુક પ્રકારની શંકાનો સમુદ્ભવ થતા તેણે જ્યારે તેમના અચાનક આગમનના કારણને જાણવાની ઇચ્છા દર્શાવી ત્યારે પૃથ્વીરાજના પ્રશ્નના ઉત્તરમાં તેમના નેતા ગોવિન્દરાજના પુત્ર ચન્દ્રે એ નરેન્દ્ર-મંડળના આગમનના કારણને દર્શાવતા જે નમ્ર વાક્યો ઉચ્ચાર્યાં તે એ હતાં કે: "હે મહાપ્રતાપી મહારાજાધિરાજ, શાહબુદ્દીન ગોરી નામક એક મુસલ્માન સુલ્તાન ભારતવાસી ક્ષત્રિયોના રાજ્યોને સર્વથા નષ્ટ તથા નિર્મૂલ કરી નાખવામાટે ભારતગગનમાં ધૂમકેતુ પ્રમાણે ઉદિત થઇ ગયો છે; તેણે ભારતવર્ષનાં હિન્દુરાજ્યોનાં અનેક નગરોને દસ્યુ પ્રમાણે લૂટી લીધાં છે, ત્યાર પછી અગ્નિના મુખમા સમર્પીને નિર્દયતાથી ભસ્મીભૂત કરી નાખ્યા છે અને જે કોઇ પણ હિન્દુ રાજ્યાધિકારી આત્મરક્ષા, રાજ્યરક્ષા પ્રજારક્ષા તથા ધર્મરક્ષા-માટે પોતાના શસ્ત્રાસ્ત્રોને ધારણ કરીને તેની સાથે યુદ્ધ કરવાને તૈયાર

-મા હતી ' તારીખ ફેરિસ્તા 'મા પણ એ જ ઉલ્લેખની જો કે પુનરુક્તિ કરવામા આવી છે, પરંતુ તેમાં ગોવિન્દરાજને બદલે દિલ્લીના અધિકારીનું નામ ખાણ્ડેરાવ લખેલુ છે કે જે ફારસી ભાષાની લિપિના (ફારસી અક્ષરોના) દોષનુ જ પરિણામ છે એટલે એ સામાન્ય દોષને વિશેષ મહત્તા સમર્પવાની કશી પણ આવશ્યકતા છે જ નહિ

પૃથ્વીરાજની માતાનુ નામ પણ કમલાદેવી નહિ, કિંતુ કર્પૂર દેવી જ હતુ અને તે કર્પૂરદેવી દિલ્લીના રાજા અનગપાલની આત્મજા નહિ, કિન્તુ ચેદિદેશના રાજા અચલરાજની દુહિતા હતી નયચન્દ્ર સૂરિયે પણ પોતાના રચેલા ' હમ્મીર મહાકાવ્ય'મા પૃથ્વીરાજની જન્મદાત્રી માતાના કર્પૂરદેવી ' નામનો જ ઉલ્લેખ કરેલો છે

આગળ કે, જ્યારે દિલ્લીનો રાજ્યાધિકાર મહારાજા વિશાલ દેવના સમયથી અજયમેરુ (અજમેર) ના ચૌહાણવશી રાજ્યકર્તા ઓના હસ્તમા આવી ગયો હતો અને પૃથ્વીરાજ અનગપાલ નામક કોઈ દિલ્લીશ્વરનો દૌહિત્ર હતો જ નહિ, તો પછી પૃથ્વીરાજનું દિલ્લીમા દત્તકવિધાન થવાની અને તેને પોતાના માતામહના રાજ્યની પ્રાપ્તિ થવાની કથા સત્ય તથા પ્રામાણિક હોઇ જ કયાથી શકે વારૂ ? અર્થાત્ આ સર્વ પ્રમાણો ' પૃથ્વીરાજ રાસો' માની પૃથ્વીરાજના દત્તકવિધાનની કથાને અક્ષરશ અસત્ય અવિશ્વસનીય તથા સર્વથા કપોલકલ્પિત કથા તરીકે જ સિદ્ધ કરી રહ્યા છે એટલે એ કથાની કા પનિકતાની સિદ્ધિમાટે અધિક પ્રમાણોની આવશ્યકતા રહેતી જ નથી અસ્તુ

હવે અમો પૃથ્વીરાજના સમકાલિક વિદેશી તથા વિધર્મી શત્રુ સુલ્તાન શાહબુદ્દીન ગોરીનો અમારા પાઠકો તથા પાઠિકાઓને અહીં આવશ્યક પરિમાણમાં યથાશકય સંક્ષિપ્ત ઐતિહાસિક પરિચય

કરાવીશુ, કારણ કે, આવા પ્રસગે પ્રતિપક્ષીના પરિચયની આવશ્યકતા પણ સર્વથા અનિવાર્ય હોય છે

## સુલ્તાન શાહબુદ્દીન ગોરી

જે સમયમા હિન્દુ સમ્રાટ્ પૃથ્વીરાજ ચૌહાણ અજયમેરુ નામક પોતાની રાજધાનીમા વસીને ન્યાયપૂર્વક પોતાની પ્રજાનું શાસન કરી રહ્યો હતો તે જ સમયમા શાહબુદ્દીન ગોરી નામક વિદેશી તથા વિધર્મી મુસલ્માન સુલ્તાન હિન્દુસ્થાનમાં પોતાની મુસ્લિમી કિંવા ઇસ્લામી સલ્તનતને કાયમ કરવાની કઠોર કોશિશો કરી રહ્યો હતો અર્થાત્ તે મુસ્લિમ સુલ્તાનના પૈશાચિક અનાચારો તથા અત્યાચારો સવથા અસહ્ય થઇ પડતા પશ્ચિમ ભારતના કેટલાક અગ્રગણ્ય હિન્દુ રાજ્યકર્તાઓ રાજા ગોવિન્દરાજના પુત્ર ચન્દ્રને પોતાના અગ્રણી કિંવા નેતા તરીકે સ્થાપીને પૃથ્વીરાજ પાસે તેની રાજધાનીમા આવી લાગ્યા હતા તે આગતુક હિન્દુ રાજાઓના ઉદાસ મુખારવિન્દોને જોઈને પૃથ્વીરાજના હૃદયમા સ્વાભાવિક જ અમુક પ્રકારની શંકાનો સમુદ્ભવ થતા તેણે જ્યારે તેમના અચાનક આગમનના કારણને જાણવાની ઇચ્છા દર્શાવી ત્યાર પૃથ્વીરાજના પ્રશ્નના ઉત્તરમા તેમના નેતા ગોવિન્દરાજના પુત્ર ચન્દ્રે એ નરેન્દ્ર-ગડળના આગમનના કારણને દર્શાવતા જે નમ્ર વાકયો ઉચ્ચાર્યા તે એ હતા કે ' હે મહાપ્રતાપી મહારાજાધિરાજ, શાહબુદ્દીન ગોરી નામક એક મુસલ્માન સુલ્તાન ભારતવાસી ક્ષત્રિયોના રાજ્યોને સર્વથા નષ્ટ તથા નિર્મૂલ કરી નાખવામાટે ભારતગગનમા ધૂમકેતુ પ્રમાણે ઉદિત થઇ ગયો છે, તેણે ભારતવર્ષના હિન્દુરાજ્યોના અનેક નગરોને દસ્યુ પ્રમાણે લૂટી લીધા છે, ત્યાર પછી અગ્નિના મુખમા સમર્પીને નિર્દયતાથી ભસ્મીભૂત કરી નાખ્યા છે અને જે કોઇ પણ હિન્દુ રાજ્યાધિકારી આત્મરક્ષા રાજ્યરક્ષા પ્રજારક્ષા તથા ધર્મરક્ષા માટે પોતાના શસ્ત્રાસ્ત્રોને ધારણ કરીને તેની સાથે યુદ્ધ કરવાને તૈયાર

થાય છે તે દુર્ભાગી હિન્દુ રાજ્યકર્તા તેના હસ્તથી તત્કાળ યમરાજના આવાસનો અતિથિ થઇ જાય છે, એવી ઘોર પરિસ્થિતિ અત્યારે ઉપસ્થિત થઈ ગઇ છે અને તેથી અમો એ દારુણ સંકટના નિવારણમાટે આપ શ્રીમાનની સહાયતાની યાચના કરવાના આશયથી જ આપ શ્રીમાનના દ્વારમાં આવી લાગ્યા છીએ."

અર્થાત્ તે હિન્દુ રાજ્યકર્તાઓના આગમનના કારણની આ કથાના શ્રવણથી પ્રચંડ પરાક્રમશાલી પૃથ્વીરાજ અતિશય કોપાયમાન થઇ ગયો અને એ કોપના આવેશમાં જ તેણે તત્કાળ એવી ભીષ્મ પ્રતિજ્ઞા કરી લીધી કે: "જો એ સુલ્તાન નામધારી દસ્યુદલપતિ શાહબુદ્દીન ગોરીને ગિરફતાર અથવા બંદિ કરીને તેના ગર્વથી ઉન્નત થયેલા મસ્તકને હું આપ સર્વ હિન્દુ રાજ્યકર્તાઓનાં ચરણોમાં ઝુકાવવાના અવસરને અલ્પ સમયમાં જ ન લાવી બતાવું, તો મને આપ પૃથ્વીરાજ ચૌહાણ નામથી ઓળખશો જ નહિ અને મને કોઇ એક શૂદ્ર અથવા વર્ણસંકર જ માની લેશો !"

આ ભીષ્મ પ્રતિજ્ઞાથી બદ્ધ થઇને પોતાની સુસજ્જિત પ્રચંડ સેના સહિત અલ્પ સમયમાં જ પૃથ્વીરાજ સુલ્તાનની દિશામાં એટલામાટે વેગપૂર્વક પ્રસ્થાન કરી ગયો કે તે વેળાયે સુલ્તાન શાહબુદ્દીન ગોરી તે સ્થાનમાં તુફાન કરી રહ્યો હતો ત્યાં તરાઇન નામક સ્થાનના નિકટવર્તી મયદાનમાં પૃથ્વીરાજ ચૌહાણ તથા શાહબુદ્દીન સુલ્તાનનો મહાભીષણ સંગ્રામ થયો અને એ સંગ્રામમાં પૃથ્વીરાજ ચૌહાણે ગર્વિષ્ટ ગોરી સુલ્તાનને પૂર્ણ પરાજિત કરી પોતાનો રાજબંદિ કરી લઇને પોતાની ઉપર્યુક્ત ભીષ્મ પ્રતિજ્ઞાને અક્ષરશઃ પૂર્ણ કરી બતાવી. ત્યાર પછી શરણાગત હિન્દુ રાજાઓને તેમનાં પોતાનાં રાજ્યો પાછાં મેળવી આપીને ચૌહાણવંશાવતંસ વીરશિરોમણિ પૃથ્વીરાજ પોતાની વિજયવૈજયંતીને ફરકાવતો વિજયનાદ સહિત પાછો સુખરૂપ પોતાની રાજધાનીમાં આવી લાગ્યો. આ ઘટનાના

સંબધમાં એમ કહેવામાં આવે છે કે પૃથ્વીરાજ પોતાના રાજ્યઅરિ સુલ્તાન શાહબુદ્દીન ગોરીને પણ પોતાની સાથે પોતાની રાજધાનીમાં લઈ આવ્યો હતો અને ત્યાં દંડ તરીકે તેની પાસેથી દ્વાદશ હસ્તી (બાર હાથી) તથા એક શત અશ્વો (એક સો ઘોડા) લઈને તેણે ક્ષમાની યાચના કરવાથી પોતાના ક્ષાત્રધર્મ અનુસાર તેને બંધનમુક્ત કરી દેવાની ઉદારતા દર્શાવી દીધી હતી. વિદેશી તથા વિધર્મી મુસ્લિમ મોર્રિખો (ઇતિહાસલેખકો)ના લખેલા ફારસી ભાષાના અમુક ઇતિહાસોમાં પૃથ્વીરાજ ચૌહાણુ તથા શાહબુદ્દીન ગોરી સુલ્તાનના મુલ્તાન પ્રદેશમાં થયેલા ઘોર સંગ્રામનાં જે વર્ણનો લખાયલાં છે તે વર્ણનોને પણ અમો અહીં પ્રકાશિત કરી દેવાના કાર્યને એટલામાટે ઉચિત માનીએ છીએ કે તે વર્ણનો મુસ્લિમ મોર્રિખોની લેખનીથી લખાયલાં હોવાથી અને મુસ્લિમ મોર્રિખોને પણ પૃથ્વીરાજ ચૌહાણુના વિજયને અનિચ્છાપૂર્વક અમુક પરિમાણમાં અવશ્ય સ્વીકારવો પડેલો હોવાથી એક વિશિષ્ટ દૃષ્ટિથી જોતાં પ્રસ્તુત ઐતિહાસિક પરિશિષ્ટલેખનના આશયની સિદ્ધિમાટે અતિશય ઉપયુક્ત તથા પ્રબળ પ્રમાણુસ્વરૂપ છે.

'તબકાતે નાસિરી' નામક ફારસી ભાષામાં લખાયલા ઇતિહાસમાં એ યુદ્ધના સંબંધમાં એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે: "સુલ્તાન શાહબુદ્દીન ગોરીએ સરહિન્દ નામક સ્થાનને સર કરી લીધું અને તેની વ્યવસ્થાના ભારને જિયાઉદ્દીન નામક એક કાજીના હસ્તમાં સોંપીને તે પાછો ગજનીના માર્ગમાં ચાલ્યો ગયો પરંતુ રાયકોલા પિથોરા (પૃથ્વીરાજ)ના આક્રમણના સમાચાર સાંભળીને તે પાછો હિન્દુસ્થાનમાં આવી લાગ્યો અને તરાઇન પાસે તેના પિથોરા સાથેના જંગનો રંગ જામી ગયો. હિન્દુસ્થાનના સર્વ હિન્દુ રાજાઓ રાયકોલાની સાથે હતા યુદ્ધમાં લડતી વેળાયે સુલ્તાને દિલ્લીના રાજા ગોવિન્દરાય ઉપર હલ્લો કર્યો. ગોવિન્દરાય એ વેળાયે હાથીની પીઠ પરની અંબાડીમાં વિરાજેલો હતો. સુલ્તાને

ચયેલો હોઇને બંગાલની રૅાયલ એશિયાટિક સોસાઇટીની શાખા દ્વારા મુદ્રાંકિત થઇને પ્રકાશિત પણ થઇ ગયો છે એટલે ઇતિહાસના અભ્યાસકોમાટે એ કાવ્યના ઉપયોગનો માર્ગ ઉન્મુક્ત થઇ ગયો છે.

## સંયુક્તા (સંયોગિતા) હરણની કલ્પના

'પૃથ્વીરાજ રાસો 'માના એક વિશિષ્ટ સ્થાનમા એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે "કાન્યકુબ્જ (કનોજ)ના રાજા વિજયપાલે દિલ્લીના પોતાના સમકાલિક તોમરવંશી રાજા અનંગપાલ સાથે યુદ્ધ કરવાના આશયથી દિલ્લી પર આક્રમણ કર્યું હતું, પરંતુ સોમેશ્વર ચોહાણ તથા અનંગપાલ તોમરની મહાબલશાલિની સેના સમક્ષ તેને સર્વથા પરાજિત થવાનો જ પ્રસગ પ્રાપ્ત થયો હતો આ ઘટના ઘટી ગયા પછી વિજયપાલે અનંગપાળની દ્વિતીયા કન્યા સુન્દરીદેવી સાથે લગ્નસંબંધ કર્યો હતો અને એ દાપાયમાન ધના યોગે તેને જયચન્દ નામક પુત્રની પ્રાપ્તિ થઇ હતી વિજયપાલે પોતાની દિગ્વિજયયાત્રાના સમયમા પૂર્વભારતના સાગરતટવર્તી કટક નામક રાજ્યના સોમવંશી રાજા મુકુન્દદેવ ઉપર ચઢાઇ કરી હતી પરંતુ મુકુન્દદેવે તેનું અતિશય ઉત્તમ સ્વાગત કરીને વિપુલ ધનસપત્તિ સાથે પોતાની કુમારિકા કન્યાને પણ તેનાં ચરણોમા સમર્પી દીધી હતી, કિંતુ તે કન્યા સાથે પોતે લગ્નસંબંધ કરી લેવાને બદલે વિજયપાલે તે કન્યાનો પોતાના પુત્ર જયચન્દ સાથે લગ્નસંબંધ કરાવી દીધો હતો આ લગ્નના ફળ તરીકે જયચન્દને સંયુક્તા નામક એક કન્યારત્નની પ્રાપ્તિ થઈ હતી કે જેને સંયોગિતા નામથી પણ ઓળખવા તથા ઓળખાવવામા આવે છે કટકથી આગળ વધીને વિજયપાલ સેતુબન્ધ રામેશ્વર પર્યન્ત પહોચ્યો હતો અને ત્યાંથી પાછા વળતી વેળાયે તેણે તેલંગ, કર્ણાટ, મિથિલા, પુદગલ, આમેર, ગુર્જર, ગૌડ, મગધ તથા કલિંગ આદિક અનેક દેશોને જીતી લીધા હતા આ સર્વ દેશોના રાજાઓ ઉપર વિજય મેળવી લીધા પછી તે પટ્ટનપુર (અણહિલ્લવાડ

પાટણ )ના રાજા ભોળા ભીમ ઉપર વિજયપ્રાપ્તિની આકાંક્ષાથી ચઢી ગયો હતો અને ભોળા ભીમે પોતાના યુવરાજદ્વારા યોગ્ય નજરાણું પાઠવી તેના વર્ચસ્વને સ્વીકારી સત્કારપૂર્વક તેને ત્યાંથી વિદાય કરાવી દીધો હતો. અર્થાત્ આવી રીતે વિજયપાલે ભારતવર્ષના સર્વ રાજાઓ ઉપર વિજયદ્વારા પોતાના વર્ચસ્વને સ્થાપી દીધું હતું; પરન્તુ અજયમેરુના ચૌહાણવંશી રાજ્યકર્તાઓએ જ તેના વર્ચસ્વનો સ્વીકાર ન હોતો કર્યો અને એટલામાં વિજયપાલ સ્વર્ગવાસી થઈ જતાં ચૌહાણરાજને નમાવવાનો તેનો અભિલાષ તેના મનમાં જ રહી ગયો હતો. વિજયપાલ પછી તેનો પુત્ર જયચન્દ કાન્યકુબ્જનો સિંહાસનાધિષ્ઠિત રાજા થયો હતો અને તેના હૃદયમાં 'રાજસૂય' નામક યજ્ઞ કરવાની તીવ્ર આકાંક્ષા થતાં તેણે ભારતવર્ષના તે સમયના સર્વ રાજાઓને એ રાજસૂય યજ્ઞના પ્રસંગે કાન્યકુબ્જ નગરમાં પધારવાનાં યથાનિયમ નિમન્ત્રણો મોકલી દીધાં હતાં. અર્થાત્ પૃથ્વીરાજને પણ આ નિમંત્રણ મોકલવામાં આવ્યું હતું; પરંતુ પૃથ્વીરાજે આ નિમંત્રણનો સ્વીકાર ન હોતો કર્યો; માત્ર એટલું જ નહિ, પણ જયચન્દની આ ધૃષ્ટતાથી કોપાયમાન થઈને તેણે તેના બંધુ બાલુકરાય ઉપર ચઢાઈ પણ કરી દીધી હતી. તેણે બાલુકરાયના પ્રાન્તના મુખ્ય નગર ખોખુંદપુરને લૂટી લીધું હતું અને યુદ્ધમાં બાલુકરાયને મારી નાખ્યો હતો. અર્થાત્ આ ઘટના ઘટી જતાં બાલુકરાયની વિધવા પત્ની હૃદયભેદક વિલાપ કરતી કાન્યકુબ્જ નગરમાં મહારાજા જયચન્દ, પોતાના જ્યેષ્ઠ, સમક્ષ પહોંચી ગઈ અને પૃથ્વીરાજ ચૌહાણના હસ્તથી પોતાના થયેલા સર્વનાશની કથા અશ્રુપાતપૂર્વક કહી સંભળાવી. આ શોકકારક સમાચાર સાભળીને મહારાજા જયચન્દે પૃથ્વીરાજ પર ચઢાઈ કરવાની પોતાની ઇચ્છા પોતાના મંત્રિમંડળને દર્શાવી; પરંતુ તેના મન્ત્રિમંડળે એવો પરામર્શ આપ્યો કે: "મેવાડના મહારાણા સમરસિંહને આપણા પક્ષમાં મેળવી લીધા વિના પૃથ્વીરાજને પરાજિત કરી શકાય, એ ઘટના અમોને

તેના મુખમંડળ ઉપર ભાલાનો પ્રહાર કરવાથી તેના બે દાંત તૂટી ગયા હતા. રાજાએ કોપાયમાન થઈને સુલ્તાન ઉપર સામો શસ્ત્ર-પ્રહાર કર્યો અને તેના પરિણામે સુલ્તાન સલામતનો હાથ જખ્મી થઇ ગયો. એ જખ્મની પીડા અથવા વેદના એટલી બધી અસહ્ય થઈ પડી કે એ જખ્મ થયા પછી સુલ્તાનમાટે ઘોડા પર બેસવાનું કાર્ય સર્વથા અશક્ય થઇ પડયું અને સુલ્તાનની આવી નિરાશાજનક સ્થિતિને જોઇને તેના મુસ્લિમ સૈનિકો મયદાને જંગમાંથી એકદમ ભાગવા મંડી ગયા. સુલ્તાન પોતાના ઘોડા ઉપરથી જમીન પર પટકાઇ પડવાની તૈયારીમાં હતો એટલામાં એક બહાદુર ખિલજી જવાન સુલ્તાનના ઘોડા ઉપર ઝટ સવાર થઈ ગયો અને સુલ્તાનને રણભૂમિમાંથી જોતજોતામાં સહીસલામત બહાર કાઢી ગયો. આ ઘટનાને જોઇને રાજપૂતો તેમની પાછળ પડયા અને ભટીંડાના કિલ્લાને ઘેરી લઇને તેર માસ જેટલા કાલાવધિ પછી રાજપૂતોએ તે કિલ્લાને ફતહ કરી ( જીતી ) લીધો. ”

'તારીખે ફરિસ્તા' નામક ફારસી ભાષામાં લખાયલા ઇતિહાસમાં એ સંગ્રામના સંબંધમાં એવા પ્રકારનો ઉલ્લેખ કરાયલો મળી આવે છે કે: “ સુલ્તાન મુહમ્મદ ગોરીએ હિજરી સન ૫૮૭માં પુનરપિ હિન્દુસ્થાન ઉપર હલ્લો કર્યો હતો અને અજમેરની દિશામાં આગળ વધતાં વચ્ચે ભટીંડા નામક કિલ્લાને સર કરી લીધો હતો. ત્યાર પછી એક હજાર કરતાં કાંઇક વધારે ઘોડેસવાર અને તેટલા જ પૈદલ ( પદાતિ ) સિપાહીઓ સહિત મલિક જિયાઉદ્દીન તુળુકીને ત્યાંની વ્યવસ્થામાટે પાછળ રાખીને સુલ્તાન પોતે પોતાના દેશમા પાછો જવામાટે તે સ્થાનમાંથી રવાના થઇ ગયો હતો. પરંતુ હજી તો તે માર્ગમાં જ હતો તેવામાં તેને એવા સમાચાર મળ્યા કે: ' અજમેરનો રાજા પિથોરા અને તેનો ભ્રાતા ચામુંડરાજ હિન્દુસ્થાનના અનેક હિન્દુ રાજાઓ સહિત બે લાખ અશ્વારોહી તથા ત્રીસ હજાર હાથીઓવાળા વિશાળ સૈન્યને લઇને ભટીંડાના

માર્ગમા અગ્રગામી થઈ ચૂક્યા છે.' અર્થાત્ આ સમાચાર સાભળીને સુલ્તાન ભટીંડાથી આગળ વધીને સરસ્વતી સરિતાના તીરપ્રાતમાંના તરાઇન નામક ગ્રામ સમક્ષ પહોચી ગયો કે જે ગ્રામ સ્થાનેશ્વરથી સાત ક્રોશ (ગાઉ) તથા દિલ્લીથી ચાળીસ ક્રોશના અંતરે આવેલુ છે એ જ સ્થાનમા એ ઉભય પક્ષોનો ઘનઘોર સગ્રામ થયો અને હિન્દુઓનો પહેલો હલ્લો થતાની સાથે જ સુલ્તાનની ફૌજ મયદાને જગમાથી ફરાર થઇ ગઇ। પરતુ સુલ્તાન પોતે પોતાના અલ્પ સખ્ય સૈનિકો સહિત શત્રુ સાથે સંગ્રામ કરતો રહ્યો હતો, એટલે ચાવણ્ડરાયે (ચામુડરાજે) પોતાના ગજરાજને સુલ્તાન ઉપર ચલાવ્યો, પરતુ સુલ્તાને ચાવણ્ડરાયના મુખ ઉપર ભાલાનો પ્રહાર કરતા ચાવણ્ડરાયના કેટલાક દાત તૂટીને પડી ગયા એટલામા દિલ્લીના રાજાએ સુલ્તાનના હાથમા એક બાણ મારવાથી સુલ્તાનનો હાથ સખ્ત જખ્મી થઈ ગયો અને તે એ જખ્મના યોગે મૂર્ચ્છિત થઇને પોતાના ઘોડા પરથી પડી જવાની અણીપર આવી લાગ્યો હતો એટલામા એક મુલાજિમે (સેવકે) તેના ઘોડાપર ચઢીને તેને સભાળથી પકડી લીધો અને ત્યાર પછી જગના મયદાનમાથી તે વફાદાર સેવક સુલ્તાનના ઘોડાને એકદમ દોડાવીને બહાર કાઢી ગયો। લગભગ વીસ ક્રોશ જેટલા અતર પર્યન્ત રાજપૂતોએ તેમનો પીછો કર્યો અને ત્યાર પછી ભટીંડાના કિલ્લાની ચારે તર્ફ ઘેરો નાખી દઈને તેર મહિના જેટલા સમય પછી તે કિલ્લાને પોતાના અધિકારમા લઇ લીધો ''

જો આ વિજયના યોગે પૃથ્વીરાજની કીર્તિ દિગ્દિગતમા વિસ્તરી ગઇ હોય તો તે ઘટના સર્વથા સ્વાભાવિક હતી અર્થાત્ આ પ્રચડ વિજયના સ્મારક તરીકે પૃથ્વીરાજના રાજકવિયે 'પૃથ્વીરાજવિજય' શીર્ષક એક ઐતિહાસિક કાવ્યની સસ્કૃત ભાષામા રચના કરી હતી એ કાવ્યમા ચૌહાણોનો સત્ય તથા પ્રામાણિક ઇતિહાસ વર્ણવાયનો છે અને સદ્ભાગ્યવશાત્ એ ગ્રથ ઉપલબ્ધ

મર્ત્યા અસંભનીય જણાય છે એટલામાટે સર્વથી પ્રથમ સમરસિંહને આપણા પક્ષમાં મેળવી લેવાનો જ આપણે પ્રચંડ પ્રયત્ન કરવાનો છે." પોતાના મંત્રીઓના આ ઉપદેશને સાંભળીને મહારાજ જયચન્દે રાવળ સમરસિંહજીને પોતાના આરંભેલા યજ્ઞમાં પધારવાની આમંત્રણપત્રિકા લખી મોકલી અને તેની સાથે કેટલાક વિશિષ્ટ લાભોના લોભમાં પણ તેને લપટાવવાનો પ્રયત્ન કર્યો; પરંતુ મેવાડના રાવળ સમરસિંહે તેના યજ્ઞમાં પધારવાની અવિચારશીલતા ન દર્શાવી અને તેના આમંત્રણનો સ્પષ્ટ શબ્દોમાં અસ્વીકાર કરી દીધો. પોતાના આ પ્રયત્નને નિષ્ફળ થયેલો જોઈને સાહસી જયચન્દે પૃથ્વીરાજ તેમ જ સમરસિંહ ઉભય ઉપર આક્રમણ કરવાનો નિશ્ચય કરી લીધો અને તે ઉપરાંત પૃથ્વીરાજ પાસેથી પોતાના માતામહના દિલ્હી રાજ્યના અર્ધ ભાગને મેળવવાની આકાંક્ષાને પણ હૃદયમાં ધારણ કરી લીધી. અર્થાત્ તેણે પોતાના વિશાલ સૈન્યને બે વિભાગોમા વિભક્ત કરીને એક વિભાગને દિલ્હીની દિશામાં અને દ્વિતીય વિભાગને મેવાડના માર્ગમાં વિદાય કરી દીધો. પરંતુ દુર્ભાગ્યવશાત્ એ બન્ને સ્થાનોમાથી તેની સેનાઓ પૂર્ણ પરાજય પામીને કાન્યકુબ્જમા પાછી આવી લાગી. આ પરાજયથી અત્યંત કોપાયમાન થઈને મહારાજા જયચન્દે પૃથ્વીરાજની એક સુવર્ણમૂર્તિ તૈયાર કરાવીને તેને રાજસૂય યજ્ઞના મંડપદ્વારમા દ્વારપાલના સ્થાનમાં દંડાયમાન કરાવી દીધી. આ રાજસૂય યજ્ઞની સાથે સાથે જયચન્દની રાજકુમારી સંયુક્તા (સંયોગિતા)ના સ્વયંવરનો સમારંભ પણ થવાનો હતો અને પૃથ્વીરાજની અનન્ય વીરતાના સર્વ વૃત્તાન્તો પ્રથમથી જ તે બુદ્ધિશાલિની રાજનન્દિનીના સાંભળવામાં આવી ચૂક્યા હતા એટલે તે સુવતી રાજદુહિતાએ પૃથ્વીરાજ ઉપર મુગ્ધ થઈને પોતાના પતિ તરીકે તેના કંઠમાં જ વરમાળા સમર્પવાનો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી રાખ્યો હતો અર્થાત્ જ્યારે તે વરમાળાને પોતાના કરકમલમાં ધારણ કરીને 'સ્વયંવરમંડપમા આવી લાગી ત્યારે અનેક

રાજાઓ તથા રાજકુમારો વરમાળાને પોતાના કંઠમાં સમર્પાયલી જોવાના અભિલાષને સેવતા રાજકુમારી પ્રતિ આશાતુર દૃષ્ટિથી જોવા લાગ્યા; પરંતુ રાજનન્દિનીએ તે સર્વ રાજાઓ તથા રાજકુમારોની આશાના દુર્ગને ધરાશાયી કરીને પૃથ્વીરાજની સુવર્ણપ્રતિમાના કંઠમાં જ, પોતાના પૂર્વ નિશ્ચય અનુસાર, વરમાળા સમર્પી દીધી. પોતાની પુત્રીના આ અવિચારયુક્ત કૃત્યને જોઇને મહારાજ જયચન્દના કોપનો અવધિ થઇ ગયો અને તેણે પોતાની એ પિતૃવિરોધિની પુત્રીને ગંગા નદીના તટ પરના એક ઐકાંતિક મહાલયમાં બંદિનીના રૂપમાં રાખવાની વ્યવસ્થા કરાવી દીધી. પૃથ્વીરાજને પણ પોતાના ગુપ્તચરો દ્વારા કાન્યકુબ્જમાં ઘટતી સર્વ ઘટનાઓના વિસ્તૃત સમાચાર યથાસમય મળ્યા કરતા હોવાથી આ ઘટનાના સમાચાર સાંભળતાંની સાથે જ તે પોતાના સૈન્ય સહિત વાયુના વેગથી કાન્યકુબ્જ પર ચઢી આવ્યો અને ભીષણ યુદ્ધ કરીને અંતે પોતાની પત્ની સંયુક્તાદેવીને ત્યાંથી હરીને નિર્વિઘ્ન પોતાની રાજધાની દિલ્હીમાં લઇ આવ્યો. જયચન્દ પોતાના આ પરાજયથી અત્યંત લજ્જિત થઇ ગયો અને બે દિવસ પછી તેણે પોતાનાં શ્રીકણ્ઠ નામક પુરોહિતને મોકલીને વિધિપૂર્વક સંયુક્તાદેવીનો પૃથ્વીરાજ સાથે લગ્નસંબંધ કરાવી દીધો. ”

'પૃથ્વીરાજ રાસો 'માંના આ ઉપર્યુક્ત કથનમાંની એક ઘટનાઓને જો વર્જ્ય કરવામાં આવે, તો વિજયપાલના સ્વર્ગવાસ પછી જયચંદના રાજ્યાભિષેક તથા જયચન્દ અને પૃથ્વીરાજની સંવત્ ૧૨૪૧–૪૨ ના સમયની આ સંસારમાંની વિદ્યમાનતા આદિક સર્વ ઘટનાઓ અથથી ઇતિપર્યન્ત અસત્ય, અવાસ્તવિક તથા સર્વથા કપોલકલ્પિત છે, એમાં કોઈ પણ પ્રકારનો અંશમાત્ર પણ સંશય છે જ નહિ; કારણ કે, સોમેશ્વરના સમયમાં દિલ્હીમા અનંગપાલનો રાજ્યાધિકાર હતો જ નહિ, તો પછી અનંગપાલની પુત્રી સુન્દરીના

વિજયપાલ સાથેના લક્ષ્મણસેનની કથા સત્ય હોયજ ક્યાંથી વારૂ ? અર્થાત્ એ કથા પણ સર્વથા કપોલકલ્પિત છે અને તે પછીનો વિજયપાલના દિગ્વિજયનો વૃત્તાન્ત પણ સર્વથા નિર્મૂલ તથા નિરાધાર છે, કારણ કે, વિજયપાલના સમયમા કટક પ્રદેશમા સોમ વંશી મુકુન્દદેવનો નહિ, કિન્તુ ગંગવંશી રાજાઓનો જ રાજ્યા ધિકાર વિદ્યમાન હતો એ જ પ્રમાણે તે સમયમા ગુજરાતના અણહિલ્લપુર પાટણનો રાજ્યકર્તા ભોળો ભીમ ન હોતો કિન્તુ જૈનધર્મ-પરિપોષક કુમારપાળ પાટણના રાજસિંહાસનને દીપાવી રહ્યો હતો, કારણ કે, કાન્યકુબ્જના મહારાજા વિજયપાલને વિક્રમ સંવત્ ૧૨૧૧ પછી જ રાજ્યાધિકારની પ્રાપ્તિ થઇ હતી અને વિક્રમ સંવત્ ૧૨૨૬ મા તેનો દેહાન્ત થઇ ગયો હતો ગુજરાતમા સંવત્ ૧૧૯૯ થી ૧૨૩૦ પર્યન્ત સોલંકીવંશભૂષણ કુમારપાલનો રાજ્યાધિકાર વિદ્યમાન હતો અને ભોળા ભીમના રાજ્યાભિષેકની ઘટના તો ઠેઠ વિક્રમ સંવત્ ૧૨૩૫ મા ઘટી હતી એ જ પ્રમાણે કાન્યકુબ્જનરેશ જયચન્દના સમયમા મેવાડનો રાણો પણ રાવલ સમરસિંહ ન હોતો, કિન્તુ સાઁવતસિંહ (સામન્તસિંહ) તથા તેના કનિષ્ઠ બંધુ કુમારસિંહનો રાજ્યાધિકાર મેવાડમાં વર્તમાન હતો 'સમરસિંહ તો કુમારસિંહની પાચમી પેઢીયે અસ્તિત્વમા આવ્યો હતો અને તે વિક્રમ સંવત્ ૧૩૨૮ પર્યન્ત આ નશ્વર વિશ્વમા વિદ્યમાન હતો આ જ પ્રમાણે મહારાજા જયચન્દના હસ્તથી રાજસૂય યજ્ઞ થવાની યજ્ઞની સાથે સ્વયંવરસમારંભની તેમ જ પૃથ્વીરાજના હસ્તે થયેલા સંયુક્તાહરણ આદિક ઘટનાઓની કથાઓ પણ અક્ષરેશઃ અસત્ય તથા કાલ્પનિક હોઈને ઇતિહાસની દૃષ્ટિથી લેશમાત્ર પણ વિશ્વાસપાત્ર નથી એ સર્વથા નિ સંશય વાર્તા છે અત્યાર સુધીમા રાજા જયચન્દના અનેક દાનપત્રો (તામ્રપત્રો) મળી આવેલા હોવાથી તે એક મહાદાનેશ્વર મહારાજા હતો, એ વાર્તા તો સ્વયમેવ સિદ્ધ થઈ જાય છે, કારણ કે અનેકવિધ અવસરોમા તે ભૂમિના વિશાળ ખડો દાનમા આપી દેતો હતો એ વાર્તા

તેનાં મળી આવેલાં એ દાનપત્રોના યોગે સ્પષ્ટ સ્વરૂપમાં આપણા જાણવામા આવી શકે છે. અર્થાત્ જો તેણે રાજસૂય યજ્ઞ જેવા યજ્ઞનો સમારંભ કર્યો હોત, તો એ નિશ્ચિત વાર્તા હતી કે એવા અત્યંત મહત્ત્વપૂર્ણ પ્રસંગે તેણે કેટલાં ય ગ્રામો દાન તરીકે આપી દીધાં હોત! પરંતુ એવા પ્રકારના તેના દાનના પરિચાયક દાનપત્રો પણ અત્યાર સુધી કોઈ પણ સ્થાનમાથી કોઇને નથી મળી આવ્યા તેમ જ કોઇ શિલાલેખ કિંવા પ્રાચીન પુસ્તકમા પણ તેના એ રાજસૂય યજ્ઞનો અલ્પ સ્વરૂપ ઉલ્લેખ પણ કોઇના જોવામા નથી આવી શક્યો. હવે આપણે કાન્યકુબ્જના રણક્ષેત્રમાં થયેલા પૃથ્વીરાજ તથા જયચન્દના પારસ્પરિક સંગ્રામ તથા સંયુક્તાહરણની ઘટનાને આવી પરિસ્થિતિમાં સત્ય ઘટનાઓ તરીકે કેવી રીતે સ્વીકારી શકીએ વારૂ ? અર્થાત્ આ ઘટનાઓનો પણ કેવળ 'પૃથ્વીરાજ રાસો', વિના અન્યત્ર ક્યાં ય કોઇ પણ પ્રકારનો ઉલ્લેખ મળી શકતો ન હોવાથી એ કથાઓને પણ કેવળ કાલ્પનિક કથાઓ તરીકે જ સ્વીકારવી પડે છે ગવાલિયરના તોમરવંશી રાજા વીરમના પ્રસિદ્ધ રાજકવિ નયચન્દ સૂરીયે વિક્રમ સંવત્ ૧૪૪૦ની લગભગમા જે 'હમ્મીર મહાકાવ્ય' નામક સંસ્કૃત ઐતિહાસિક કાવ્યની રચના કરી હતી તેમા પૃથ્વીરાજ ચૌહાણુના જીવનનો વિસ્તૃત વૃત્તાન્ત આપવામા આવ્યો છે; એ જ પ્રમાણે એ જ કવિશ્રીએ 'રમામંજરી' નામક જે એક નાટિકા રચેલી છે તે નાટિકાનો પ્રધાન નાયક પણ કાન્યકુબ્જપતિ જયચન્દને જ બનાવેલો છે; પરંતુ એ કાવ્ય તથા નાટિકામા કોઈ પણ સ્થળે સંયુક્તાહરણ તથા પૃથ્વીરાજ અને જયચન્દની વચ્ચે થયેલા સંગ્રામનો નામમાત્રને માટે પણ કશો ઉલ્લેખ કરવામા નથી આવ્યો. આ સર્વ પરિસ્થિતિ એ જ વાર્તાને નિર્વિવાદ સિદ્ધ કરી રહી છે કે વિક્રમ સંવત્ ૧૪૪૦ પર્યન્ત તો આ કાલ્પનિક કથાઓની સૃષ્ટિનું નિર્માણ કરવામાં ન હોતું આવ્યુ

## દ્વિતીય મુસ્લિમ સંગ્રામ

પૃથ્વીરાજના હસ્તથી થયેલા પોતાના પ્રથમ પરાજયના યોગે મુસલમાન સુલ્તાન શાહબુદ્દીન ગોરીના હૃદયમાં શોકનો એટલો ને એવો તો પ્રચંડ આઘાત થઇ ગયો હતો કે તેને રાત્રિના સમયમાં શાંત નિદ્રાનો ઉપભોગ પણ મળી શકતો ન હોતો મનોરંજનના સર્વ સાવધિ સાધનો તેના શોકને શમાવી શકતા ન હોતા તેને ભોજન પણ ભાવતું ન હોતું અને ઉત્તમ વસ્ત્ર આદિકને શરીરપર ધારણ કરવાના તેના મોહનો સર્વથા લોપ થઇ જવાથી તે એક સામાન્ય મનુષ્ય પ્રમાણે ચિન્તાગ્રસ્ત અવસ્થામાં જ પોતાના દિવસોને વીતાડયા કરતો હતો અને પોતાના સૈન્યની અભિવૃદ્ધિના કાર્યમાં જ અષ્ટૌપ્રહર નિમગ્ન રહ્યા કરતો હતો અર્થાત્ પરાજય પામ્યા પછી કેવળ બે વર્ષ જેટલા કાલાવધિમાં જ તે સુલ્તાન પુનરપિ પોતાના સૈન્યને સંપૂર્ણ સુસજ્જિત કરી લઇને હિન્દુસ્થાનમાં આવી ધમકયો અને તેણે દિલ્લીશ્વર પૃથ્વીરાજ સાથેના પોતાના દ્વિતીય વારના સંગ્રામને આરંભી દીધો ઉપર જેના નામનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે હમ્મીર મહાકાવ્યમાં એ બીજી વારના મુસ્લિમ સંગ્રામનો વૃત્તાંત નીચે દર્શાવ્યા પ્રમાણે વર્ણવાયલો છે —

' શાહબુદ્દીન ગોરી પૃથ્વીરાજ પાસેથી પોતાના પરાજયનો બદલો લેવામાટે સાત વાર પૃથ્વીરાજ ઉપર ચઢી આવ્યો હતો અને એ સાતે વાર પૃથ્વીરાજના હસ્તથી ભયંકર સ્વરૂપમાં પરાજિત થવાના પ્રસંગો જ તેને પ્રાપ્ત થયા હતા અર્થાત્ આવી પરિસ્થિતિને જોઇને અંતે તેણે છળપ્રપંચના બળથી પૃથ્વીરાજ ચૌહાણને પરાજિત કરવાનો પોતાના મનમાં નિશ્ચય કરી લીધો અને ઘટૈક દેશનાં રાજાની સહાયતા તથા સહકારિતાના બળે અચાનક દિલ્લીપર હલ્લો કરીને દિલ્લીનગરને હસ્તગત કરી લીધું આ સમાચાર જ્યારે પૃથ્વીરાજના સાંભળવામાં આવ્યા ત્યારે તેના મુખમાંથી જે સ્વાભાવિક ઉદ્ગાર

નીકળ્યા તે એ હતા કે: 'એ મૂર્ખ યવન સાત સાત વાર મારા હસ્તથી પરાજિત થવા છતાં વળી પાછો અહીં આવીને બાલ્યચેષ્ટા કરીને પોતાની મૂઢતાનો જ પરિચય કરાવી રહ્યો છે! અર્થાત્ આ કાંઈક અભિમાનદર્શક ઉદ્ગાર કાઢીને તે પોતાના અલ્પસંખ્ય કિંવા પરિમિત સૈન્ય સહિત શાહબુદ્દીન ઉપર આક્રમણુ કરવાને પોતાના સ્થાનમાંથી ચાલતો થઈ ગયો. પૃથ્વીરાજના પ્રચંડ શૌર્ય તથા બળનો પોતાને અનેક વાર પ્રત્યક્ષ અનુભવ મળી ચૂકેલો હોવાથી સુલ્તાન શાહબુદ્દીન ગોરી પૃથ્વીરાજના દર્શનમાત્રથી જ ભયભીત થઇ ગયો અને સહજ વિજય-પ્રાપ્તિની સંભાવનાને ન જોઇને રાત્રિના અંધકારાવૃત્ત સમયમાં તેણે પોતાના કેટલાક વિશ્વાસપાત્ર શુભેચ્છક પુરુષોદ્વારા પૃથ્વીરાજના અશ્વ-પાલ તથા વાદ્યવાહકોના હસ્તમાં રિશ્વતના રૂપમાં વિપુલ ધન મોકલી દીધું એટલે એ ધનના લોભમાં લપટાઇને પૃથ્વીરાજના અશ્વપાલ તથા વાદ્યવાદકો ગુપ્ત રીતે શાહબુદ્દીનના પક્ષમાં મળી ગયા. પ્રાતઃકાળ થતાં જ સુલ્તાનના સૈનિકોએ ચારે દિશાથી રાજપૂત સેનાને ઘેરી લીધી. અર્થાત્ આવા અવસરને અચાનક આવી લાગેલો અવલોકીને પૃથ્વીરાજના રણશૂર રાજપૂત સૈનિકોએ પણ પોતાના શસ્ત્રાસ્ત્રોને ધારણુ કરી લીધાં, પરંતુ રિશ્વતખોર તથા સ્વામિદ્રોહી અશ્વપાલે પોતાના સ્વામી પૃથ્વીરાજને સંગ્રામ–અશ્વને બદલે નાટયારંભ–અશ્વ ઉપર આરૂઢ કરી દીધો એટલે તે અશ્વ રણવાદ્યના નાદને સાંભળતાં જ પોતાના સ્વભાવ અનુસાર મનોહર નૃત્ય કરવા મંડી ગયો અને તેથી પૃથ્વીરાજનું ધ્યાન સંગ્રામને બદલે તે અશ્વના નૃત્યના અવલો-કનમાં લાગી ગયું. અર્થાત્ આવા અલભ્ય અવસરને હસ્તમાં આવી લાગેલો જોઇને શત્રુઓએ તેના એ અશ્વને ચારે તરફથી ઘેરી લીધો. પૃથ્વીરાજને જ્યારે પોતાની સત્ય ગંભીર સ્થિતિનું ભાન થયું ત્યારે તે તત્ક્ષણુ પોતાના અશ્વ ઉપરથી નીચે ઊતરી પડયો અને પોતાના હસ્તમાં ખડ્ગને ધારણુ કરીને સિંહનાદપૂર્વક શત્રુઓને સંહા-રવા મંડી ગયો. એટલામાં કોઇ યવન સૈનિકે પાછળથી તેના ગળામાં

ધનુષ્ય નાખી દઈને તેને પૃથ્વીપર પછાડી નાખ્યો અને અન્ય યવન સૈનિકોએ તેને સ્ફૂર્તિપૂર્વક બાંધી લઇને બંદિ કરી લીધો આવી રીતે દૈવયોગ, વસ્તુત દુર્દૈવયોગથી પૃથ્વીરાજ જેવો પ્રચડ તથા અજેય યોધ પુરુષ સુલ્તાન શાહબુદ્દીન ગોરીના પજામા રાજબંદિ તરીકે સપડાઇ ગયો એ જ સમયની લગભગમા, જેને પૃથ્વીરાજે સુલ્તાનના પ્રદેશ ઉપર આક્રમણ કરવામાટે પ્રથમથી જ રવાના કરી દીધો હતો તે વીર ઉદયરાજ પણ આવી લાગ્યો અને તેને આવી લાગેલો જોઇને સુલ્તાન શાહબુદ્દીન ગોરી ભયભીત થઈ દિલ્લીનગરના આભ્યતર ભાગમા પેસી ગયો પૃથ્વીરાજના શત્રુઓના હસ્તમા સપડાઈ જવાના સમાચારના શ્રવણથી વીર ઉદયરાજના અત કરણમા અત્યત તીવ્ર ખેદ થવા લાગ્યો અને પોતાના સ્વામીને આવા સંકટમા ત્યજીને ચાલ્યા જવાનુ કાર્ય તેને કોઈ પણ રીતે ઉચિત ન જણાયુ. અર્થાત્ વીર ઉદયરાજ દિલ્લી નગરને ચતુર્દિશામા ઘેરી લઇને એક માસ પર્યન્ત સુલ્તાન શાહબુદ્દીન ગોરી સાથે અખડ તથા અવિશ્રાત રણસગ્રામ કરતો રહ્યો એક દિવસ સુલ્તાન સમક્ષ ઉપસ્થિત થઇને કોઇ એક વ્યક્તિયે એવી પ્રાર્થના કરી કે 'મહારાજા પૃથ્વીરાજે આપને સાત સાત વાર યુદ્ધભૂમિમા પકડી લીધા પછી બંધનમુક્ત કરી દેવાની ઉદારતા દર્શાવી હતી, તો આપ શ્રીમાને પણ એક વાર તો તેમને બંધમુક્ત કરી દેવાની ઉદારતા અવશ્ય દર્શાવવી જોઇએ ' પરતુ સુલ્તાને કોપાયમાન થઇને આ પ્રાર્થનાનો એ શબ્દોચ્ચારદ્વારા પ્રચડ નિષેધ કરી બતાવ્યો, કે 'જો સુલ્તાનોને તમારા જેવા પરામર્શદાતા મત્રીઓ જ મળતા રહે, તો તેમના રાજ્યનો વિનાશ કિંવહુના સર્વનાશ થઇ જવામાં પળમાત્રનો પણ વિલબ થવા ન પામે એ સર્વથા નિ સશય વાર્તા છે ' ' પછી સુલ્તાન શાહબુદ્દીન ગોરીએ પૃથ્વીરાજને બંદિની અવસ્થામા જ દુર્ગમા મોકલી દીધો કે જ્યા અલ્પ સમયમા જ શોકના આઘાતથી તથા શત્રુઓદ્વારા અપાતી યત્રણાઓથી તેનો અકાલ દેહાન્ત થઇ ગયો આવી રીતે પૃથ્વીરાજના થયેલા પરલોક-

વાસના સમાચાર સાંભળીને વીરવર્ય ઉદયરાજ ગૌડે પણ યુદ્ધમાં કેસરિયાં કરીને પોતાના પ્રાણોને રણચંડીનાં ચરણોમાં નિર્ભયતાપૂર્વક સમર્પી દીધા !"

'જામે–ઉલ્–હિકાયત' નામક મુસ્લિમ ઇતિહાસગ્રંથમાં આ બીજી વારના સંગ્રામનો એવી રીતે ઉલ્લેખ કરાયેલો છે કે: "જ્યારે મુલતાન શાહબુદ્દીન ગોરી બીજી વાર પૃથ્વીરાજ સાથેના સંગ્રામને આરંભવાની તૈયારીમાં હતો તે વેળાયે એ રહસ્ય તેના જાણવામાં આવી ગયું કે: 'રાજપૂતો સંગ્રામના સમયમાં પોતાના ગજરાજો (હાથીઓ)ને એક વિભિન્ન પંક્તિમાં એવી રીતે ઊભા રાખી દે છે કે જેમને જોઇને વિરોધી પક્ષના અશ્વો એકદમ ચમકી જાય છે.' અર્થાત્ જ્યારે ઉભય પક્ષની સેનાઓ રણભૂમિમાં એકબીજાની સામે આવી લાગી અને સૈન્યોમાં બન્ને બાજૂ પ્રજ્વલિત પાવકનો સાક્ષાત્કાર થવા લાગ્યો ત્યારે મુલ્તાને પોતાના સિપાહીઓને એવી આજ્ઞા સંભળાવી દીધી કે: 'પ્રત્યેક મનુષ્યે પોતપોતાના તંબૂના અગ્રભાગમાં વિપુલ પરિમાણમાં ઇન્ધનો (બાળવાનાં લાકડાં)ને એકત્ર કરી રાખવાં;' ત્યાર પછી રાત્રિના સમયમાં તેણે પોતાના સૈન્યના એક વિભાગને એવી સૂચના આપી દીધી કે: 'તમારે આખી રાત તમારા તંબૂઓની આગળ પાવકને પ્રજ્વલિત રાખ્યા કરવો કે જેથી આપણા દુશ્મનોને એવો જ ભાસ થતો રહે કે મુલ્તાનની છાવણી આ સ્થાનમાં કાયમ છે.' અર્થાત્ પોતાના સૈનિકોના એક વિભાગને આવા પ્રકારની સૂચના આપીને મુલ્તાન પોતે પોતાના બાકીના વિપુલ સૈન્યસહિત ત્યાંથી અન્ય દિશામાં પ્રયાણ કરી ગયો. હિન્દુ કિંવા રાજપૂત સૈનિકોએ સુલ્તાનના શિબિરસ્થાનમાંના પ્રજ્વલિત અગ્નિને અવલોકીને પોતાના હૃદયમાં એવા વિશ્વાસને સ્થિર કરી લીધો કે: 'સુલ્તાન હજી જ્યાં હતો ત્યાં જ છાવણી નાખીને પડેલો છે એટલે ચિન્તાનું કાંઇ પણ કારણ નથી!' પરંતુ સુલ્તાન આખી રાત પોતાના સૈન્ય સહિત અખંડ તથા અવિશ્રાંત પ્રવાસ કરીને પૃથ્વીરાજની ચન્દાવલ (સેનાના પૃષ્ઠભાગ)

સમક્ષ આવી ધમકયો અને પ્રાતઃકાળ થતાની સાથે જ રાજપૂતો ઉપર અચાનક ભયંકર આક્રમણ કરીને તેણે રાજપૂતોની વિપુલ સંખ્યાનો સંહાર કરી નાખ્યો આવી પરિસ્થિતિમા જ્યારે પૃષ્ઠભાગમાના રાજપૂત સૈનિકો પોતના અન્ય સૈનિકોના સ્થાનમા પહોચવામાટે પાછા હટવા લાગ્યા ત્યારે પૃથ્વીરાજ સુલતાનના આક્રમણને અટકાવવાના આશયથી પૃષ્ઠભાગ પ્રતિ અગ્રગામી થવા લાગ્યો પરતુ આ ધમાધમી થી તેના સૈન્યની વ્યવસ્થિતતાનો ભગ થઇ ગયો અને સગ્રામગજોનો સમુદાય કાબૂમા ન રહી શકવાથી સામાન્ય સ્વરૂપમા સગ્રામનો આરભ થઇ ગયો એ સગ્રામમા પૃથ્વીરાજ પરાજ્ય પામીને સુલ્તાનના પજામા આવી ગયો અને સુલ્તાન વિજયપ્રાપ્તિપૂર્વક પોતાના રાજબદિને લઇને નિર્વિઘ્ન દિલ્લીમા પાછો આવી પહોચ્યો '

આ બીજી વારની લડાઇની તાજુલમઆસિરી નામક મુસ્લિમ ઇતિહાસગ્રથમા જે હકીકત આપવામા આવી છે તે એ છે કે હિજરી સન્ ૫૮૭ (ઇ ૧૧૯૧)મા સુલ્તાન શાહબુદ્દીન ગોરીએ હિન્દુસ્થાનપર ચઢાઈ કરી હતી અને લાહોરમા આવી સરદાર કિવામુલ્મુલ્ક રૂહુદ્દીન હુમજાને અજમેરના રાજાના દરબારમા મોકલી એવા આશયનો સદેશ પાઠવ્યો હતો કે તમો યુદ્ધ કર્યા વિના જ સુલ્તાન સલામતની આધીનતાને સ્વીકારીને ઇસ્લામના અગીકારદ્વારા મુસલમાન થઇ જવાની વિચારશીલતાને દર્શાવી દો અને નહિ તો પછી પોતાના સર્વનાશમાટે તૈયાર થઇ જાઓ !' સરદાર હુમજાએ અજમેરમા પહોચીને પોતાના આગમનનો આશય પૃથ્વીરાજને સ્પષ્ટ શબ્દોમા સભળાવી દીધો પરતુ પૃથ્વીરાજ પાતાની પ્રચડ સેના તથા પોતાના અપરિમિત ઐશ્વર્યના બળથી મદોન્મત થઇને સમસ્ત વિશ્વને પરાજિત કરવાની મહત્ત્વાકાક્ષાને પોતાના હૃદયમા પાળી રહ્યો હતો એટલે સુલ્તાનના સરદારના મુખથી સાભળેલા સદેશનુ તેના હૃદયમા લેશમાત્ર પણ ઇષ્ટ પરિણામ સ્વાભાવિક જ ન થઇ શકયુ અને તેથી તેણે

સુલ્તાનના તે સરદારને અપમાનપૂર્વક ત્યાંથી વિદાય કરી દીધો. આ અપમાનથી કોપાયમાન થઇને સુલ્તાન પોતાના સૈન્યસહિત અજમેરના માર્ગમાં અગ્રેસર થવા લાગ્યો અને તેના આગમનના સમાચાર મળતાં જ જેની અપરિમિત વીરતાનો પ્રભાવ દૂરદૂરના દેશોમાં પણ વિસ્તરેલો હતો તે અજમેરપતિ મહારાજા કોલા (પૃથ્વીરાજ ચૌહાણ) પણ પોતાની અસખ્ય સેના સહિત એ સુલ્તાનને સંગ્રામભૂમિમાં યોગ્યતા-પૂર્વક શસ્ત્રાસ્ત્રવડે સત્કારવાના આશયથી પોતાની રાજધાનીમાંથી બહાર નીકળી પડયો. ગજરાજોના પૃષ્ઠદેશમાં વિરાજેલા કૃષ્ણમુખ હિન્દુઓ શ્વેત શ ખોને વગાડવા લાગ્યા અને બહુ સમય પર્યન્ત પ્રચડ તથા અવિશ્રાંત યુદ્ધ કર્યા પછી અન્તે મુસલમાનો ફતહયાબ (વિજયી) થતાં અજમેરનો રાજા (પૃથ્વીરાજ) સુલ્તાનના હાથમાં સપડાઇને કેદી થઇ ગયો, પરંતુ સુલ્તાને તેને ત્યાંનો ત્યાં જ મારી ન નાખતાં જીવતો રહેવા દેવાની ઉદારતા દર્શાવી દીધી. સુલ્તાન સલામતે અજમેર નગરમાં પ્રવેશ કરીને ત્યાંના હિન્દુ બુતખાનાં (દેવમંદિરો) ને જમીનદોજ (ધરાશાયી) કરાવી નાખીને તેમ જ કાફિર હિન્દુઓની દેવમૂર્તિઓને તોડી ફોડી નખાવીને તે બુતખાનાઓનાં સ્થાનમાં મોટી મોટી મસ્જિદો ચણાવીને ઊભી કરાવી દીધી અજમેરના જે કાફિર રાજાને સુલ્તાને જીવતો રહેવા દેવાની દયા દેખાડી હતી, તે રાજા પૃથ્વીરાજ પ્રથમથી જ ઇસ્લામ તથા મુસલમાનોના સબંધમા દિલી નફરત ધરાવનારો હોવાથી સુલ્તાનના જિન્દાન–કારાગૃહ–માં પડયો પડયો પણ સુલ્તાનના વિનાશના પ્રયત્નો કરી રહ્યો હતો એટલે જ્યારે તેના એ પ્રયત્નોનો ભેદ સુલ્તાન સલામતના જાણવામાં આવી ગયો એટલે પછી સુલ્તાને તેના કત્લનો હુકમ ફર્માવી દીધો અને સુલ્તાનના તે ફર્માન મુજબ તલ્વારના એક જ વારના કઠોર પ્રહારથી તેનો તત્કાળ શિરચ્છેદ કરી નાખવામાં આવ્યો! એ પછી અજમેરનો રાજ્યાધિકાર પિથૌરાના પુત્રના હસ્તમાં સમર્પી દઇને સુલ્તાન પોતે દિલ્હીપર ચઢી ગયો; પણ દિલ્લીના રાજાએ સુલ્તાનના વર્ચસ્વને

સ્વીકારીને ખિરાજ (ખંડણી) આપવાની શર્તને સ્વીકારી લેવાથી ત્યા સંગ્રામ કર્યા વિના સુલ્તાન પોતે પાછો ગજનીની દિશામાં પ્રયાણ કરી ગયો અને તેની સેના દિલ્લી રાજ્યની સીમાના ઇન્દ્રપત (ઇન્દ્રપ્રસ્થ) નામક ગ્રામમા રહેવા લાગી "

એ જ વિગ્રહનો ' તબકાતે નાસિરી ' નામક મુસ્લિમ ઇતિહાસગ્રંથમા જે વૃત્તાન્ત આપવામાં આ રો છે તે એ છે કે બીજા વર્ષમા જ સુલ્તાન શાહબુદ્દીન ગોરી પોતાની નવી ફૌજને તૈયાર કરીને પોતાના પરાજયનો બદલો લેવામાટે હિન્દુસ્થાન પર પાછો ચઢી આવ્યો તેની સાથે મુઇનુદ્દીન નામક જે એક વિશ્વાસપાત્ર મનુષ્ય હતો તેણે મિનરાજને એમ કહ્યુ હતું કે તે વેળાયે સુલ્તાનના સૈનિકોની સંખ્યા એક લાખ ને વીસ હજારની હતી તેણે સરહિન્દથી આગળ વધીને તરાઇન પાસેના સંગ્રામમા વિજય મેળવ્યો હતો યુદ્ધભૂમિમાથી હિન્દુ સૈનિકો પલાયન કરી ગયા હતા અને રાજા પિથૌરા પણ પોતાના હાથી ઉપરની અબાડીમાથી ઊતરી ઘોડા પર સવાર થઇને જીવ બચાવવામાટે પલાયન કરી ગયો હતો પણ સરસ્વતી નદીના તીરપ્રાંતમા પકડાઈ જતા તેને ત્યાનો ત્યા જ કત્લ કરી – મારી – નાખવામાં આવ્યો હતો દિલ્લીનો રાજા ગોવિન્દરાય પણ યુદ્ધમા મરાઇ ગયો હતો અને સુલ્તાને તેના મસ્તકને તે એ તૂટેલા દાંતોના ચિહ્નથી ઓળખી લીધુ હતું કે જે દાંતોને તેણે જ એક વાર પોતાના ભાલાના પ્રહારથી તોડી નાખ્યા હતા અજમેર સવાલકના સર્વ પાર્વત્ય સ્થાનો સરસ્વતી પ્રદેશ તથા અન્ય પ્રાંતો સુલ્તાનના કબ્જામાં આવી ગયાં હતા સુલ્તાન શાહબુદીન ગોરીના આ વિજયની ઘટના ઇ સ ૧૧૯૨માં ઘટી હતી

પૃથ્વીરાજ રાસો મા આ યુદ્ધનો જે વૃત્તાન્ત અપાયલો છે તે વૃત્તાન્ત પ્રસ્તુત ગ્રંથમાં અત પૂર્વ અપાયલો હોવા છતાં અહીં શૃંખલાની અવિચ્છિન્નતામાટે પુનરુક્તિના દોષને સ્વીકારીને પણ અમો

તે વૃત્તાન્તને સક્ષેપમાં પ્રગટ કરી દેવાનું ઉચિત માનીએ છીએ તે વૃત્તાન્તનો સારાશ એ છે કે 'આ બીજી વારના યુદ્ધમાં શાહબુદ્દીન ગોરી પૃથ્વીરાજને બદિ કરીને પોતાની સાથે ગજની લઇ ગયો હતો અને ત્યા તેણે પૃથ્વીરાજને તેના નેત્રોને નષ્ટ કરી નાખીને શાશ્વત અધતા સમર્પી દીધી હતી આ ઘટનાને કેટલોક સમય વીતી ગયા પછી પૃથ્વીરાજના પરમમિત્ર ચન્દ બરદાયીએ ગજનીમાં પહોચી જઇને સુલ્તાન સમક્ષ પૃથ્વીરાજના ધનુર્વિદ્યાવિષયક કૌશલ્યની અતિશય રસપૂર્ણ પ્રશસા કરીને તેના એ કૌશલ્યના પ્રત્યક્ષ દર્શનની આતુરતાને સુલ્તાનના હૃદયમા તીવ્ર સ્વરૂપમા ઉત્પન્ન કરી દીધી હતી જ્યારે પૃથ્વીરાજના ધનુર્વિદ્યાવિષયક કૌશલ્યના પ્રદર્શનની સર્વ વ્યવસ્થા કરી દેવામા આવી ત્યારે ચન્દ કવિના સકેત અનુસાર બાણાવલી પૃથ્વીરાજે સુલ્તાન પર પોતાના બાણને બરાબર ચલાવી દઇને સુલ્તાનના જીવનની સમાપ્તિ કરી નાખી હતી આવી રીતે સુલ્તાન પાસેથી વૈરનો બદલો લઇ લીધા પછી ચદ કવિ તથા પૃથ્વીરાજ બન્ને ગજનીમા જ આત્મહત્યા કરીને મરી ગયા હતા, અને પૃથ્વીરાજના પરલોકવાસથી ભારતવર્ષના હિન્દુસામ્રાજ્યરૂપ દીપનુ શાશ્વત નિર્વાણ થઇ ગયુ હતું

પરતુ ' પૃથ્વીરાજ રાસો 'માનો આ વૃત્તાન્ત અક્ષરશ અસત્ય તથા સર્વથા કપનામૂલક જ છે, કારણ કે પૃથ્વીરાજને ગજની લઇ જવાની ઘટના કદાપિ ઘટી જ ન હોતી અને ઇ સ ૧૧૫૮ મા ગજનીમા તે આત્મહત્યા કરીને મરી પણ ન હોતો ગયો, એ વાર્તા ઉપર્યુક્ત અનેક ઐતિહાસિક તથા વિશ્વસનીય પ્રમાણોથી સિદ્ધ થઇ ચૂકેલી હોવાથી એ પ્રમાણોની પુનરુક્તિ અહીં સર્વથા અનાવશ્યક છે એ જ પ્રમાણે પૃથ્વીરાજના બાણથી થયેલા સુલ્તાન શાહબુદ્દીન ગોરીના મૃત્યુની કથા પણ સર્વથા અસત્ય તથા નિષ્પ્રમાણ છે, કારણ કે, પૃથ્વીરાજના મૃત્યુની ઘટના ઘટી ગયા પછી ચૌદ વર્ષ જેટલા

સમય પર્યન્ત સુલ્તાન શાહબુદ્દીન ગોરી આ સંસારમા વિદ્યમાન હોવાના અનેક ઐતિહાસિક પ્રમાણો જ્યા વિદ્યમાન હોય ત્યા પૃથ્વીરાજના બાણથી સુલ્તાન શાહબુદ્દીન ગોરીના થયેલા મૃત્યુની 'પૃથ્વી રાજ રાસા' મા વર્ણવાયલી ઉપર્યુક્ત કથાને કોઇથી પણ સત્ય વૃત્તાન્ત તરીકે કેવી રીતે સ્વીકારી શકાય એનો નિર્ણય વિચારશીલ પાઠકો તથા પાઠિકાઓએ પોતે જ વિચારપૂર્વક કરી લેવાનો છે

અત્યાર સુધીમા પૃથ્વીરાજ ચોહાણના રાજત્વના સમયના એકદર પાચ શિલાલેખો મળી આવ્યા છે એમનામાનો એક શિલાલેખ વિક્રમ સવત્ ૧૨૩૬ ના આષાઢ માસની કૃષ્ણ દ્વાદશી તિથિનો હોઇને મેવાડ રાજ્યના લોહારી નામક ગામમાથી પ્રાપ્ત થયેલો છે, બે શિલાલેખો બુદેલખડમાના મદનપુર નામક ગામમાથી હાથ લાગ્યા છે, એક શિલાલેખ વિસલપુર (વિશાલપુર) માથી જડ્યો છે અને એક શિલાલેખ મેવાડ રાજ્યના જહાજપુર નામક જિલ્લાના અવલદા નામક ગ્રામમાથી મળી આવ્યો છે પરંતુ એ શિલાલેખોમાથી પણ 'પૃથ્વીરાજ રાસો' માની કથાને પુષ્ટિ આપનાર કોઈ પ્રમાણ અદ્યાપિ ઇતિહાસસંશોધકોના જોવામા નથી જ આવી શક્યુ અસ્તુ હવે આપણે ભારતવર્ષના હિન્દુસામ્રાજ્યના દીપનિર્વાણની ઘટનાનો કાઇક વિચાર કરીશુ

**દીપનિર્વાણ**

એમા તો કોઇ પણ પ્રકારનો સશય છે જ નહિ કે પૃથ્વીરાજના પરિપાત પરાજય તથા પરલોકવાસની સાથે જ ભારતવર્ષમાના હિન્દુસામ્રાજ્યરૂપ દીપનુ પણ નિર્વાણ થઇ ગયુ હતુ અને દૈવના દુર્યોગથી સંસારની સર્વશિરોમણી આર્યજાતિ કિંવા હિન્દુ જાતિને, કદાચિત્ સદાને માટે નહિ તો પણ અપરિમિત દીર્ઘકાલ પર્યન્તને માટે અફગાનસ્તાનવાસિની તથા ઇસ્લામ–અનુયાયિની અર્ધ સભ્ય મુસ્લિમ જાતિઓની આધીનતાને સ્વીકારી લેવાનો અત્યત અનિષ્ટ

અવસર પ્રાપ્ત થઇ ગયો હતો. સ્વતંત્રતાનો મુકુટ હિન્દુજાતિના મસ્તકપરથી ઊતરીને મુસલ્માનજાતિના રાજ્યકર્તાઓના મસ્તક પર વિરાજવા લાગ્યો હતો. જે ભારતીય ક્ષત્રિયો એક સમયમાં સાક્ષાત્ સુરપતિ પુરન્દર ( ઇન્દ્ર ) ને પણ પોતાની તુલનામાં અથવા પોતાની યોગ્યતા સમક્ષ સર્વથા તુચ્છ માનતા હતા; જેમના ભયથી મૃત્યુના મનમાં પણ કંપનો આવિર્ભાવ થયા કરતો હતો અને સ્વતંત્રતાદેવી જેમનાં ચરણોમાં મસ્તક નમાવીને અષ્ટપ્રહર જેમના સમગ્ર આજ્ઞાધીન સેવિકા સમાન દંડાયમાના રહ્યા કરતી હતી; માત્ર એટલું જ નહિ, પણ જેમનાં ઉન્નત મસ્તકો કેવળ પરમાત્મા, પોતાના પૂજ્ય પુરુષો તથા ગુરુદેવ આદિક વ્યક્તિયો વિના અન્ય કોઇ પણ વ્યક્તિ સમક્ષ કદાપિ લેશમાત્ર પણ અવનત ન હોતાં થતાં, તે જ ક્ષત્રિયો પ્રતિકૂલ પરિસ્થિતિના પ્રચંડ પાશમાં સપડાઇ જતાં મુસ્લિમ બાદશાહોના દર્બારોમાં પોતાનાં મસ્તકોને નમાવીને દાસભાવ ધારણ કરેલા દેખાવા લાગ્યા હતા! હિન્દુત્વાભિમાનપૂર્ણ પાઠકો તથા પાઠિકાઓ, આપે આ અશ્રુતપૂર્વ અનિષ્ટ પરિણામનાં ઉત્પાદક મહાભયંકર કારણોનો પણ કદાપિ વિચાર કર્યો છે ખરો કે?

સંસારના ઇતિહાસમાંની એ એક અત્યંત આશ્ચર્યજનક તથા ગહન શોકજનક ઘટના છે કે અરબસ્તાનની મરુભૂમિમાં જન્મેલો તથા પોષાયલો કેવળ સત્તર વર્ષની સુકુમાર અવસ્થામાં વિહરતો મુહમ્મદ કાસિમ નામક એક મુસ્લિમ યુવક માત્ર દશથી બાર હજાર અરબ સૈનિકો સહિત હિન્દુસ્થાન જેવા વિશાલ તથા વીરત્વશાલી દેશપર ચઢી આવે અને ત્યાંથી વિજય મેળવીને પોતાના દેશમાં નિર્વિઘ્ન પાછો પહોંચી જાય! ગજની પ્રદેશનો એક સામાન્યથી પણ સામાન્ય મુસ્લિમ સેનાપતિ પોતાની સામાન્ય સેના સહિત હિન્દુસ્થાનપર ચઢી આવવાની ધૃષ્ટતા દર્શાવે અને ત્યારપછી સત્તર સત્તર વાર હિન્દુસ્થાનના નાનાવિધ સંપત્તિભંડારોને લૂટીને પોતાની જન્મ-

ભૂમિમાં લઈ જવાની, હિન્દુઓના દેવમંદિરોને તથા હિન્દુઓની દેવમૂર્તિઓને તોડી ફોડીને દેવમંદિરોના સ્થાનોમાં મસ્જિદોને ચણાવવાની અને હિન્દુ સ્ત્રીપુરુષોને ગુલામ તરીકે અકલ્પનીય વિશાલ સંખ્યામાં પકડી જઇને ગજનીના બાજારમાં પશુઓ કરતાં પણ ઓછા મૂલ્યથી વેચી નાખવાની પોતાની અમાનુષ ધૃષ્ટતાની પુનરાવૃત્તિઓ કોઇપણ પ્રકારના પ્રત્યવાય વિના કરતો જ રહે અને હિન્દુ જાતિ તેના એ સર્વ પૈશાચિક અત્યાચારોને મૂક મુખથી સહન કરી લેવા પર્યન્તની વિઘાતક સહિષ્ણુતાને જ દર્શાવતી રહે આત્મરક્ષામાટે પણ આઘાતનું ઉત્તર પ્રત્યાઘાતથી આપવાની વિચારશીલતા ન દર્શાવે ! આમાં પણ વળી સર્વથી અધિક આશ્ચર્ય તથા શોકનો વિષય એ જ છે કે ભારતવર્ષમાં પૃથ્વીરાજ ચૌહાણ જેવો એક મહાવીર તથા પ્રચંડપરાક્રમશીલ હિન્દુ સમ્રાટ્ વિદ્યમાન હોવા છતાં શાહબુદ્દીન જેવો એક કપર્દાર્થ તથા સાધારણ મુસ્લિમ રાજ્યકર્તા હિન્દુસ્થાન પર હલ્લો કરીને વિજય મેળવી શકયો હતો ! જે દેશ ત્રીસ ત્રીસ કરોડ જેટલી મહાવિશાળ માનવસંખ્યા અને તેમાં પણ વળી રાજપૂત જાતિઓ જેવી મહાપરાક્રમશાલિની તથા રણરંગિણી વીર હિન્દુ જાતિઓને ધરાવનારો મહાભાગ્યશાળી દેશ હોવા છતાં પણ જે દેશમાં આવી સર્વથા અસંભવનીય તથા અસાધ્ય ઘટનાઓ સંભવનીય તથા સુસાધ્ય થઇ શકતી હોય તો અવશ્ય એ અસંભવનીય તથા અસાધ્ય ઘટનાઓની સંભવનીયતા તથા સુસાધ્યતાના કારણો પણ એવા જ કાંઇ ગંભીર હોવા જોઇએ અથવા તો તે દેશ કોઇ પણ આભ્યંતર રોગના કારણથી દુર્દમનીય દુર્દૈવની દારુણતમ પરાકાષ્ઠા કિંવા અંતિમ સીમા પર્યન્ત પહોચી ગયેલો હોવો જોઇએ એ જ અંતિમ નિર્ણય ઉપર આપણાથી આવી શકાય છે અને તેથી એ અત્યંત વિઘાતક કારણોનો આપણા ભાવિ કલ્યાણમાટે, અવશ્ય આપણે યોગ્ય વિચાર પણ અહીં યથાપ્રસંગ કરી લેવાનો છે

હિન્દુસ્થાન તથા હિન્દુજાતિની હીનતાને દર્શાવનારી આ ઘટનાઓનુ કેવળ એ ઉત્તરથી સમાધાન કરી શકાય તેમ નથી કે "તુર્ક આક્રમણકારીઓની સૈનિક શક્તિ ભારતીય હિન્દુઓની સૈનિક શક્તિ કરતા વિશેષ તથા અજય હોવાથી જ આ પરિણામ આવ્યુ હતું" અર્થાત્ આ પ્રશ્ન અતિશય ગભીર તથા મહત્ત્વનો હોવાથી આવા પ્રશ્નના સંબધમા ગભીર વિચાર કરવો, એ પ્રત્યેક ભારતવાસી હિન્દુનુ પરમ કર્તવ્ય છે અને હોવુ જ જોઇએ

ઇતિહાસના અભ્યાસકો તથા અભ્યાસિકાઓ એ રહસ્યને પર્યાપ્ત પરિમાણુમા અવશ્ય જાણતા હોવા જ જોઇએ કે જેમા સ્થળે સ્થળે હિન્દુઓના ચારિત્ર્યના આવા જ પ્રકારના ઉદાહરણો મળતા રહે છે અને જેમના યોગે હિન્દુઓના સામાજિક તથા રાષ્ટ્રીય જીવનની ન્યૂનતાઓનો જ વિશ્વને પરિચય મળતો રહે છે, તે સત્ય પરિસ્થિતિની દર્શક શોકપૂર્ણ ઘટનાઓના, ગત ૭ શતાબ્દીઓ જેટલા દીર્ઘ કાળમા, એવા જ ભયકર સ્વરૂપ તથા એવા જ ભયકર પરિણામ સહિત, અનેક વાર પ્રત્યક્ષ અભિનયો થતા રહ્યા છે અને હિન્દુજાતિના પ્રાચીન નિષ્કલક ગૌરવને કલકિત કરતા રહ્યા છે અસ્તુ

હવે આ સ્થાનમા જે પ્રધાન પ્રશ્ન આપણા સમક્ષ ઉપસ્થિત થાય છે તે એ છે કે પૃથ્વીરાજ ચૌહાણ આટલી સીમા પર્યન્ત બળાઢ્ય, ધનાઢ્ય, તથા પરાક્રમશીલ હિન્દુ સમ્રાટ્ હોવા છતા સુલ્તાન નામધારી એક યકશ્ચિત્ મુસ્લિમ દસ્યુના હસ્તથી તેનો આટલી સીમા પર્યન્ત પરિપાત થઇ ગયો તેનું મુખ્ય કારણ શુ હોવુ જોઇએ ? અતર્દષ્ટિથી અવલોકન કરતા તેના એ પરિપાત કિંવા અધ પાતના સમાજગત વ્યક્તિવૈમનસ્ય, ક્ષત્રિયજાતિની વિલાસપ્રિયતા તેમ જ વર્ણાશ્રમધર્મની વિસ્કલિતતા આદિક અનેક કારણો આપણા જોવામા આવી શકે છે, પરતુ એ સર્વ કારણોના વિસ્તૃત વિચાર-માટે એક સ્વતત્ર ગ્રથના નિર્માણની આવશ્યકતા હોવાથી અત્યારે અહીં એ સર્વ કારણોમાના એક પણ કારણનું

અમારાથી પર્યાપ્ત વિવેચન કરી શકાય તેમ નથી અને એટલામાટે અહીં એના એક મોટામા મોટા વિશિષ્ટ કારણનો અમો યથેષ્ટ વિચાર કરવા ઇચ્છીએ છીએ કે જે કારણ સમસ્ત પાઠકસમુદાયને સહજ બાહ્યદૃષ્ટિથી નિરંતર દૃષ્ટિગોચર થતુ રહે છે અર્થાત્ એ કારણને આપણે કોઈ પણ પ્રકારના સંકોચ વિના ક્ષત્રિય જાતિની ‘રાજનૈતિક અજ્ઞતા’ના નામથી ઓળખી તથા ઓળખાવી શકીએ તેમ છે કારણ કે હિન્દુ સમ્રાટ્ પૃથ્વીરાજ ચૌહાણે પોતાના વિભીષણ વૈરી સુલ્તાન શાહબુદ્દીન ગોરીને વારવાર બંદિ કરી લેવા છતા પણ તેને વારવાર બંધનમુક્ત કરી દેવાની જે અયોગ્ય ઉદારતા દર્શાવી હતી તે તેની રાજનૈતિક અજ્ઞતાનું વિઘાતક પરિણામ હતુ એમા કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ અને કદાપિ હોઈ શકે તેમ પણ નથી કેટલાક હિન્દુઓ પોતાના પ્રાણહારક તથા જિઘાંસુ શત્રુ પ્રતિ પૃથ્વીરાજે દર્શાવેલી આ અશ્રુતપૂર્વ દયા તથા ઉદારતાને અત્યંત મહત્ત્વપૂર્ણ માન્યા કરે છે અને એ ઉદારતાને તેઓ એક એવ અનન્ય તથા વિશિષ્ટ કાર્ય તરીકે ઓળખાવે કે જે કાર્ય ભારત વાસિની હિન્દુજાતિ વિના અન્ય કોઈ પણ દેશની મનુષ્યજાતિથી કદાપિ કરી શકાય તેમ નથી જે લોકો આવા પ્રકારના વિચારને ધરાવનારા છે તેઓ પોતાના પક્ષના સમર્થનમાટે એવા પ્રકારના વિધાનો કરતા રહે છે કે ‘ ક્ષત્રિયો વીર નર હોય છે રાજનીતિજ્ઞ પુરુષ નથી હોતા અને એટલામાટે યુદ્ધમા વીરતાપૂર્વક જીવનનુ વિસર્જન કરી દેવુ કિંવા વીરગતિને પ્રાપ્ત કરી લેવી એ જ ક્ષત્રિયોનો એકમાત્ર આદર્શ હોય છે યુદ્ધમા કોઈ પણ પ્રકારના ભદ્ર તથા અભદ્ર ઉપાયોથી વિજયને જ મેળવવો જોઇએ એ ક્ષત્રિયોનો આદર્શ હોતો જ નથી અને કદાપિ હોઈ શકે પણ નહિ પોતાની માતાના પીધેલા દુગ્ધને ઉજ્જ્વલ કરી બતાવવુ એ જ વિશુદ્ધ રાજપૂતનો એકમાત્ર ઉદ્દેશ હોય છે અને એટલામાટે જ સાચો ક્ષત્રિય પોતાના ગમે તેવા ભીષણ શત્રુના શરીરના કટિપ્રદેશથી નિમ્નભાગમા

કિવા તેના પૃષ્ઠભાગમા કદાપિ પોતાના શસ્ત્ર કિવા અસ્ત્રનો પ્રહાર નથી કરતો, માત્ર એટલુ જ નહિ, પણુ આક્રમણુ કર્યા પૂર્વે તે પોતાના શત્રુને સાવધાન કરી દેવાની ઉદારતા પણુ અવશ્ય દર્શાવતો રહે છે ક્ષત્રિયોના આત્માને પુષ્ટ કરનાર આદર્શો પારમાર્થિક હોવાથી પ્રાકૃતિક વિષયો સાથે તેમનો કોઇ પણ પ્રકારનો સબધ કદાપિ હોતો જ નથી જે આદર્શો અન્ય જાતિયોને ઉત્તેજિત કરનારા હોય છે તે આદર્શો કરતા ક્ષત્રિયજાતિના આ આદર્શો અત્યત ઉચ્ચ કોટિના છે, કારણુ કે, આ આદર્શોના યોગે જ મનુષ્ય સદાચરણુશાલી થઇ શકે છે સારાશ કે, ક્ષત્રિય વીર પુરુષો સગ્રામભૂમિમા જેવી રીતે પોતાની ઉદારતાની પરાકાષ્ઠા કરી બતાવે છે તેવી જ રીતે અન્ય પ્રકારના અવસરોમા પણુ પોતાની ઉદારતાની તેથી પણુ વિશેષ પરિમાણુમા પરાકાષ્ઠા કરી બતાવે છે કારણુ કે ઉદારતા જ ક્ષત્રિયજાતિનો પ્રધાન ગુણુ છે, ઉદારતા જ ક્ષત્રિયજાતિનુ અનન્ય આભૂષણુ છે ”

અર્થાત્ જે લોકો આવા પ્રકારની વિઘાતક ઉદારતાના પક્ષપાતી તરીકે આવા પ્રકારના વિધાનો કરતા રહે છે તે લોકોકદાચિત્ વર્ણાશ્રમ ધર્મના તે મૂલતત્ત્વોને જાણુતા નથી કે જે તત્ત્વોમા દેશમા શાતિને સુરક્ષિત રાખવાના કાર્યને જ ક્ષત્રિયોના પ્રધાન કર્તવ્ય તરીકે ઓળખાવવામા આવ્યુ છે કેવળ ‘યુદ્ધ’ કિંવા ‘સગ્રામ’ એ જ ક્ષત્રિયોનો વાસ્તવિક ધર્મ હતો પણુ નહિ, છે પણુ નહિ અને હોઇ શકે તેમ પણુ નથી, કારણુ કે, ધર્મ, સમાજ તથા દેશની રક્ષા કરવી, એ જ ક્ષત્રિયોનો મૂળ ધર્મ હતો, છે અને ભવિષ્યમા પણુ રહેવાનો છે સારાશ કે, જે વેળાયે પોતાના ધર્મ, સમાજ અથવા દેશ ઉપર કોઈ પ્રકારની ભીષણુ આપત્તિ આવી પડેલી ક્ષત્રિયોના જોવામા આવે તે વેળાયે ક્ષત્રિયો પોતાના બાહુબળથી તે આપત્તિ કિવા સકટને નિવારવાના પ્રયત્નોને પ્રાણ ભો દે છે અને તેની સાથે ભવિષ્યમા એવા પ્રકારના સકટને આવતું અટકાવી દેવાના પ્રયાસો પણુ યથાશક્ય પરિમાણુમા કરતા રહે છે વર્ણાશ્રમધર્મ અનુસાર ક્ષત્રિયજાતિનુ જો કોઈ પણ મુખ્ય કર્તવ્ય હોય તો તે એ જ કર્તવ્ય છે અને એ

જે કર્તવ્યને રાજનીતિના એક અંશ તરીકે પણ સ્વીકારવામાં આવે છે જે ક્ષત્રિય આ કર્તવ્યના પાલનના નિયમથી ચ્યુત કિંવા ભ્રષ્ટ થઈ જાય છે અને જેના યોગે પોતાના ધર્મ, પોતાના સમાજ તથા પોતાના ભીષણ અકલ્યાણની નિષ્પત્તિની સંપૂર્ણ સંભાવના હોય તેવા પ્રકારની સર્વથા અયોગ્ય તથા અપ્રામાણિક ઉદારતાને દર્શાવતો રહીને ક્ષત્રિયોચિત રાજનીતિથી વિપરીત આચરણ કરી બતાવે છે તે ક્ષત્રિય પોતાના હસ્તથી જ પોતાના ધર્મ, સમાજ તથા દેશપરનાં સંકટોને આમંત્રણ આપીને બોલાવનાર પોતાના ધર્મ, સમાજ તથા દેશના દારુણ શત્રુની આવશ્યકતાને જ પૂર્ણ કરી બતાવે છે એ વાર્તા સો યે સો ટકા નિઃસંશય તથા નિર્વિવાદ છે અર્થાત્ જે ઐતિહાસિક કાળની અત્યારે આપણે ચર્ચા કરી રહ્યા છીએ તે સમયમાં ભારતીય ક્ષત્રિયો પોતાના વાસ્તવિક ક્ષાત્રધર્મ તથા ક્ષત્રિયોચિત કર્તવ્યથી ભ્રષ્ટ થઈ ગયા હતા અને તેમની એ કર્તવ્યભ્રષ્ટતા જ ભારતીય હિન્દુસામ્રાજ્યના વિનાશ તથા ભારતીય હિન્દુજાતિની અપરિમિત દીર્ઘકાલવ્યાપિની પ્રચંડ તથા અસહ્ય પરતંત્રતાના ઉત્પાદક મૂળ કારણરૂપ થઇ પડી હતી

જે શત્રુ પોતાની શત્રુતાને ભૂલી જવાની ઉદારતા કદાપિ ન જ દર્શાવી શકતો હોય જે શત્રુના હૃદયમાં જિવાંસાનો પાવક અહોરાત્ર અખંડ પ્રજ્વલિત રહ્યા કરતો હોય જે શત્રુની રિપુરક્તપાનવિષયક તૃષા કદાપિ શાંત ન જ થતી હોય પોતાના વિરોધીનો કોઇ પણ પ્રકારે કોઇ પણ ઉપાયથી વિનાશ કરી નાખવો એ જ જે અનુદાર શત્રુનો એકમાત્ર ઉદ્દેશ સદા અવિચલ રહ્યા કરતો હોય અને જે શત્રુનો ધર્મ અથવા મજહબ અન્ય સર્વ વિધર્મીઓને કાં તો તે મજહબમાં ખેંચી લાવવાની અને જે વિધર્મીઓ પોતાની ઇચ્છાથી તે મજહબમાં આવી જવાની વિચારશીલતા ન દર્શાવે તે વિરોધીઓને બળાત્કાર તથા નાનાવિધ છળપ્રપંચોદ્વારા તે મજહબમાં લાવી દેવાની અને તેમ પણ ન કરી શકાય તો તે વિધર્મીઓની નિર્દયતાપૂર્ણ હત્યા કરી નાખવાની જ ઘોર આજ્ઞા ફર્માવ્યા કરતો હોય તેના પ્રકા

રના મહાભયકર શત્રુ પ્રતિ આવા પ્રકારની દયા તથા ઉદારતા દર્શાવવી, એ કેવળ પ્રમાદ જ નથી, કિન્તુ એક પ્રકારનો મહાભયાનક ઉન્માદ છે, કિંબહુના એક પ્રકારની મહાવિઘાતક મૂર્ખતા છે અને આત્મહત્યા તથા જાતીય હિતોનો સર્વનાશ એ જ એ મહાભયાનક મૂર્ખતાનું મહાભયાનક પરિણામ છે કે જે પરિણામને અદ્યાપિની ભારતીય હિન્દુજાતિ અત્યારની ઘટિકા પર્યન્ત ભોગવી રહી છે ! ક્ષત્રિયોની એ આત્મઘાતિકા ત્રુટિ કિંવા ન્યૂનતાએ ક્ષત્રિયોને પોતાને તેમ જ સમસ્ત હિન્દુસમાજ કિંવા હિન્દુરાષ્ટ્રને રાજનૈતિક દૃષ્ટિથી પોતાથી બહુ જ નિમ્ન શ્રેણીના તથા અલ્પસભ્યતાયુક્ત પશ્ચિમોત્તરપ્રાન્તવાસીઓના દાસના રૂપમાં પરિણત કરી બતાવ્યા છે ! ભારતવર્ષનો મુસ્લિમોના ભારતવર્ષમાં થયેલા આગમન પછીનો ઇતિહાસ આવા પ્રકારના અસંખ્ય ઉદાહરણોથી અથેતિ ભરેલો છે જો ઇસ્વી સન્ ૫૧૮ ની લગભગના સમયમાં નૃસિંહગુપ્ત બાલાદિત્યે મહાનિર્દય હૂણરાજ મિહિરગુલને પકડી લીધા પછી છોડી દેવાની 'ઉદારતા'નામક મૂર્ખતા ન દર્શાવી હોત, જો ઇ સ ૧૪૪૦ મા મેવાડના મહારાણા કુંભાજીએ માલ્વના મહમ્મદ ખિલજીને સ્વતંત્રતા સમર્પીને એ વિઘાતક ઉદારતાની પુનરાવૃત્તિ ન કરી બતાવી હોત, જો રાજપૂતો સાથેના વીસ ત્રીસ વર્ષના દીર્ઘકાલિક સંગ્રામોમા મેવાડનાથ મહારાણા રાજસિંહે ઔરંગઝેબને એકથી અધિક વાર જીવનદાન તથા સ્વાતંત્ર્યદાન આપવાની અવિચારશીલતાનો પરિચય ન કરાવ્યો હોત અને એ જ પ્રમાણે યુવરાજ જયસિંહે ઔરંગઝેબના શાહજાદા મુઅજ્જમ ઉપર દયાની દૃષ્ટિને વર્તાવવાનો પ્રમાદ ન કરી બતાવ્યો હોત, તો આજે હિન્દુસ્થાનનો નક્શો કિંવા હિન્દુ ઇતિહાસ કાંઇક અન્ય સ્વરૂપનો જ જોવામાં આવી શકત હોત ક્ષત્રિયોની આ આત્મઘાતિની ઉદારતાના સંબંધમાં રાજસ્થાનના ઇતિહાસના ચિરજીવી લેખક કર્નલ્ ટૉડ મહાશયે પણ પોતાના આવા જ પ્રકારના અભિપ્રાયને સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી બતાવ્યો છે અને તે ગંભીર

અભિપ્રાય એ છે કે- " જો મૂર્ખતાપૂર્ણ ઉદારતા તથા અવિચારપૂર્ણ મનુષ્યત્વના આવા ઉદાહરણો અસ્તિત્વમાં ન આવ્યાં હોત તો મુસ્લિમ બાદશાહોનું ભારતીય સિંહાસન સપૂર્ણ સ્વરૂપમાં ઉથની કિંવા ધરાશાયી થઇ ગયું હોત. એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ "

આ સમસ્ત પરિશિષ્ટનો અભિતાર્થ એ જ છે કે કાન્યકુબ્જા ધીશ મહારાજા જયચન્દના રાજસૂય યજ્ઞ, સંયુક્તાસ્વયંવર તથા પૃથ્વીરાજ ચૌહાણના હસ્તથી સંયુક્તાહરણની, ' પૃથ્વીરાજ રાસો ' મા વર્ણવાયલી ઘટનાઓ જ્યા થઇ જ ન હોતી ત્યા જયચન્દના પૃથ્વીરાજ સાથેના વૈરભાવ તથા વૈરભાવથી પ્રેરાઇને સુલ્તાન શાહબુદ્દીન સાથે મળી જવાની ઘટના તો ક્યાથી જ ઘડી હોય વારૂ ? અર્થાત્ આ સમસ્ત કથાઓની કાલ્પનિકતાની સિદ્ધિ દ્વારા જયચન્દના શિરપરથી જાતિદ્રોહ તથા દેશદ્રોહનો અત્યાર સુધી સ્થપાતો આવેલો આરોપ પોતાની મેળે જ દૂર થઇ જતો હોવાથી તાત્કાલિક ભારતીય હિન્દુસાસ્રાજ્યદીપનિર્વાણના ઉત્તરદાતૃત્વનો ભાર એકમાત્ર પૃથ્વીરાજ ચૌહાણના શિરપર જ આવી પડે છે અને તેથી એક નિષ્પક્ષપાત ઇતિહાસલેખક તરીકે પૃથ્વીરાજની અન્યાન્ય અનેકવિધ અભિનન્દનીય યોગ્યતાઓને મુક્ત કંઠે સ્વીકારવા છતા પણ અમારે અત્યન્ત વિદીર્ણ હૃદયથી અમારા એ નિષ્પક્ષપાત અભિપ્રાયને અહીં દર્શાવી દેવો પડે છે કે ભારતીય હિન્દુસાસ્રાજ્યની હૃદયવિદારિણી હાનિના મૂળ કિંવા પ્રધાન કારણો પૃથ્વીરાજ ચૌહાણની પોતાની મૂર્ખતાપૂર્ણ ઉદારતા તથા અવિચારપૂર્ણ મનુષ્યતામાં જ સમાયલા હતા, પૃથ્વીરાજના પોતાના એ સર્વથા અપરિમાર્જનીય તથા અક્ષમ્ય પ્રમાદે જ ભારતવર્ષના હિન્દુસાસ્રાજ્યદીપના નિર્વાણની અત્યત શોકમયી ઘટનાને સિદ્ધ કરી બતાવી હતી અને પૃથ્વીરાજ ચૌહાણની એ મહાભય કર તથા આત્મઘાતિની ભૂલના કારણથી જ ભારતીય હિન્દુજાતિની સ્વાધીનતાનો પુનર્જન્મપ્રતીક્ષક અકાળ સ્વર્ગવાસ થઇ ગયો હતો ! ! !

# પ્રકરણ ૬ ઠ્ઠું

## હિન્દુલગ્નસંસ્થા અને દાંપત્યધર્મ

વિશ્વવિખ્યાત પાશ્ચાત્ય વિચારક તથા વિદ્વદ્રત્ન સ્વ. હર્બર્ટ સ્પેન્સર મહાશયની માન્યતા અનુસાર અમુક દેશ કિંવા રાષ્ટ્રના માનવ સમાજમા તે દેશ કિંવા રાષ્ટ્રની સ્ત્રીઓને જે પદવી સમર્પવામા આવી હોય તે પદવીની ઉચ્ચતા કિંવા નીચતા તેમ જ પુરુષવર્ગદ્વારા સ્ત્રીજાતિની થતી પ્રતિષ્ઠા કિંવા અપ્રતિષ્ઠાના નિરીક્ષણ તથા પરીક્ષણના યોગે અમુક વિશિષ્ટ દેશ કિંવા રાષ્ટ્રની વાસ્તવિક સુધારણા તથા સંસ્કૃતિના યથાર્થ સ્વરૂપ તેમ જ તે વિશિષ્ટ દેશ કિંવા રાષ્ટ્રની ઉત્તમતા કિંવા અધમતા ( ઉચ્ચતા કિંવા નીચતા )ના પરિમાણનો બહુધા નિર્ભ્રાન્ત નિશ્ચય કરી શકાય છે અર્થાત્ હર્બર્ટ સ્પેન્સર જેવા એક સમાજશાસ્ત્રજ્ઞની દર્શાવેલી આ કસોટી ઉપર કસી જોતા આપણી પ્રાચીન ભારતીય હિન્દુસંસ્કૃતિ સો ટચના સુવર્ણતુલ્ય કિંવા અકલ્પનીય ગૌરવશાલિની સિદ્ધ થાય છે કે કેમ એ વિષયનું જ અમારે પ્રસ્તુત પ્રકરણમા અમારા પાઠકો તથા પાઠિકાઓને દિગ્દર્શન કરાવવાનું છે અહીં ' દિગ્દર્શન ' શબ્દને બુદ્ધિપૂર્વક યોજવાનું કારણ એ છે કે આ પ્રશ્ન અત્યંત વ્યાપક અને સમાજરચના તથા કુટુંબસમસ્યા સાથે અત્યંત નિકટસ્થ સંબંધ ધરાવનારો હોવાથી આવા એક લઘુ પ્રકરણનો વિષય થવાની યોગ્યતાને નહિ, કિન્તુ એક સવિસ્તર તથા સ્વતંત્ર પુસ્તકના પ્રધાન પ્રતિપાદ્ય વિષયના પદ ઉપર વિરાજવાની યોગ્યતાને ધરાવનારો છે, પરંતુ પ્રસ્તુત પુસ્તકમાં સ્થાનાભાવના કારણથી એ વ્યાપક પ્રશ્નના અત્યન્ત મર્યાદિત તથા દિગ્દર્શનરૂપ આવશ્યક વિવેચનવડે જ અમારે સંતોષ માની લેવો પડે છે અસ્તુ

કોઈ પણ સમાજવ્યવસ્થાની મૂલરૂપિણી કલ્પનાના સ્વરૂપનો તે સમાજની ધર્મવિષયક માન્યતાઓ તથા તે સમાજના તત્ત્વજ્ઞાનના

સ્વરૂપ ઉપર બહુ અંશે આધાર રહેલો હોય છે વિશ્વની ઉત્પત્તિ તથા નૈતિક વ્યવસ્થાની ઉપપત્તિના નિશ્ચયના પ્રસંગે તત્તત્ વ્યક્તિયોએ પુરુષતત્ત્વ તથા સ્ત્રીતત્ત્વ—પુરુષ તથા પ્રકૃતિ—ના જે પારસ્પરિક સંબંધને નિશ્ચિત કરેલો હોય તેનો જ અલ્પસ્વલ્પ પ્રતિબિંબ તે વિશિષ્ટ સમાજના સ્ત્રીપુરુષોના પારસ્પરિક વૈવાહિક તથા સામાજિક સંબંધોમા બહુ અંશે પડતો રહે છે આ દૃષ્ટિથી વિચાર કરતાં એ વાર્તા સ્પષ્ટ સ્વરૂપમા આપણા જોવા તથા જાણવામા આવી શકે છે કે ક્રિશ્ચિયાનિટી તથા ઇસ્લામ આદિક આર્યેતર ધર્મો (મજહબો)માં વિશ્વોત્પત્તિની જે ઉપપત્તિ આપવામા આવી છે તે ઉપપત્તિમા સ્ત્રીતત્ત્વ—પ્રકૃતિ—ને ક્યા કોઇ સ્થાન જ સમર્પવામા નથી આવ્યું ત્યા પછી સ્ત્રીજાતિના પુરુષજાતિ સાથેના સમાનપ કિંવા સમાનાધિકારની સંભાવના તો હોય જ ક્યા વારૂ ! પરંતુ ભારતીય હિન્દુધર્મની વિશ્વોત્પત્તિવિષયક ઉપપત્તિ એથી સર્વથા ભિન્ન પ્રકારની છે અર્થાત્ આપણા ભારતીય હિન્દુધર્મમાં બ્રહ્મ તથા માયા પુરુષ તથા પ્રકૃતિ અને શિવ તથા શક્તિ એ દંપતીઓનો વિચ્છેદ કરવામા નથી આવ્યો અને ક્રિશ્ચિયાનિટી તથા ઇસ્લામ આદિક આર્યેતર ધર્મો (મજહબો)માં વર્ણવેલો પરમેશ્વર (ગૉડ તથા અલ્લાહ કિંવા ખુદા) કેવળ પુરુષતત્ત્વાત્મક જ જોવામા આવ્યા કરે છે અસ્તુ ભારતીય હિન્દુધર્મમાની બ્રહ્મ તથા માયા પુરુષ તથા પ્રકૃતિ અને શિવ તથા શક્તિ વિષયક ઉપર્યુક્ત કલ્પનાનો ત્યાર પછી વિશેષતર વિકાસ થતાં સગુણ તથા સાકાર ઈશ્વરના ધ્યાન તથા સ્મરણમા પણ એ યુગ્મતત્ત્વ અખંડ તથા અભાજ્ય રહેલું જ દૃષ્ટિગોચર થયા કરે છે શચીપુરંદર શંકર પાર્વતી અને શ્રી સીતારામ આદિક દિવ્ય દંપતીઓને છિન્નવિચ્છિન્ન કરી નાખવાનું કાર્ય આપણી હિન્દુઓની ધાર્મિક મનોવૃત્તિને સર્વથા દુઃસહ તથા અસહ્ય જ દેખાયા કરે છે શિવશક્તિના દેહાર્ધધારી—અર્ધનારીનટેશ્વરના સ્વરૂપમા તો એ દાંપત્ય વિષયક કલ્પના વળી અત્યંત વિશાળ સ્વરૂપમાં પરિણત થયેલી છે કારણ કે, એ સ્વરૂપમા

પૂર્વોક્ત દેવતાવિષયક દેહભિન્નતા કિંવા ભિન્નદેહત્વનો પણ સર્વથા લોપ થઇ ગયો છે, અને તેથી એક પ્રાચીન કવિયે એના નબંધમા એવા ઉદ્ગારો કાઢેલા છે કે —

"सार्धं केन च कस्यार्धं शिवयोः समरूपिणोः ।
ज्ञातु न शक्यते लग्नं . . . . ."

અર્થાત્ 'શિવ તથા શિવા ઉભય સમસ્વરૂપ હોવાથી કોનુ અર્ધ અગ કોના અર્ધ અગ સાથે સંલગ્ન થયેલુ (જોડાયનુ–જોડાઇ ગયેલુ) છે, એ રહસ્ય જાણવામા આવી શકતુ જ નથી !"

ક્રિશ્ચિયાનિટી (ખ્રીસ્તી ધર્મ) મા પ્રકૃતિતત્ત્વના અસ્તિત્વને સ્વીકારવામા જ નથી આવ્યુ, એ તો ઉપર જણાવેલુ જ છે, પણ 'બાઇબલ' (ખ્રીસ્તી ધર્મશાસ્ત્ર)મા મનુષ્યજાતિના આદિમ જનક જનની આદમ તથા ઇવની ઉત્પત્તિની કથા એવા સ્વરૂપમા વર્ણવેલી છે કે પરમેશ્વરે પોતાના સ્વરૂપને અનુસરીને મૃત્તિકાની એક પ્રતિમા (પુત્તલક કિંવા મૂર્તિ) નુ પ્રથમ નિર્માણ કર્યુ અને ત્યાર પછી તેના શરીર–તેની નાસિકા–મા પોતાના શ્વાસને ભરી દઇને તે નિર્જીવ પ્રતિમાને સજીવન કરી દીધી એ જ મૃત્તિકા-નિર્મિત પુરુષ પછીથી આડેમ (આદિમ) નામથી ઓળખાયો સજીવન થવા પછી જ્યારે તે આદમને પોતાના એકાકી જીવનનો કટાળો આવવા માડયો ત્યારે તેણે પોતાની જઘાના અસ્થિમાથી એક સ્ત્રીને ઉત્પન્ન કરી દીધી અને તે સ્ત્રી પછીથી ઇવ્હ નામથી ઓળખાવા લાગી પરંતુ આપણા હિન્દુઓની સ્ત્રીપુરુષભેદ-વિષયક કલ્પના એથી સર્વથા ભિન્ન પ્રકારની છે અને તે આ પ્રમાણે

"द्विधा कृत्वाऽऽत्मनो देहमर्धेन पुरुषोऽभवत् ।
अर्धेन नारी तस्यां स विराजमसृजत्प्रभुः" ॥

मनुस्मृति, अ १, श्लो ३२

અર્થાત્ 'બ્રહ્મદેવ પોતાના શરીરના બે ભાગ કરી નાખીને એક ભાગમા પુરુષ તથા બીજા ભાગમા સ્ત્રી થઇ ગયો ' અને ત્યાર

પછી તેણે જ પુરુષરૂપથી તે સ્ત્રીના ગર્ભમાંથી વિરાટસ્વરૂપ વિશ્વને ઉત્પન્ન કરી દીધું." આવા પ્રકારનું વિધાન 'મનુસ્મૃતિ'માં કરાયલું છે. એ જ પ્રમાણે 'મનુસ્મૃતિ'માં એક અન્ય સ્થળે (૪ થા અધ્યાયના ૪૫ મા શ્લોકમાં) એમ પણ કહેવામાં આવ્યું છે કે: "**यो भर्ता सा स्मृतांगना**" અર્થાત્ "જે ભર્તા છે તે જ અંગના (સ્ત્રી) છે." વિશ્વોત્પત્તિ વિષયક આ ઉપપત્તિ ખ્રીસ્તી ધર્મશાસ્ત્રમાંની વિશ્વોત્પત્તિવિષયક ઉપપત્તિ કરતાં નિઃસંશય અત્યંત શ્રેષ્ઠ પ્રકારની છે એ કોઇ પણ માની તથા કહી શકે તેમ હોવાથી એની શ્રેષ્ઠતાની સિદ્ધિમાટે અન્ય બાહ્ય પ્રમાણોની આવશ્યકતા રહેતી જ નથી. 'પત્ની જ પતિની અર્ધાંગી છે,' એ કલ્પનાનો ખ્રીસ્તી ધર્મમાં સર્વથા અભાવ હોવા છતાં પણ ખ્રીસ્તી માનવ સમાજમાં સંપૂર્ણ પ્રભાવાત્મક પ્રચાર વિદ્યમાન છે; માત્ર એટલું જ નહિ, પણ ખ્રીસ્તીઓએ તો વળી એ 'અર્ધાંગી'ને પુરુષ કરતાં ય અધિક ઉત્તમતા સમર્પવાની ઉદારતા દર્શાવીને સ્ત્રીને Better half (બેટર્ હાફ્-ઉત્તમા અર્ધાંગી) વિશેષણથી સંબોધવાના પરિપાઠને પણ પોતાના સમાજ તથા પોતાની ભાષામાં પ્રચલિત કરી દીધો છે, કારણ કે, પુરુષરૂપ અર્ધાંગ કરતાં સ્ત્રીરૂપ અર્ધાંગ શ્રેષ્ઠતર છે, એવી ખ્રીસ્તી પુરુષોની દૃઢ માન્યતા થઇ ગઇ છે. અર્થાત્ ખ્રીસ્તીઓની સ્ત્રીજાતિવિષયક આ કલ્પના શ્રેષ્ઠતર છે, એમ સકૃદ્દર્શનથી જો કોઇને ભાસ થઈ જાય તો તે સ્વાભાવિક છે; પણ વસ્તુતઃ એ ભાસ ભ્રાંતિમૂલક તથા અવાસ્તવિક છે, અને તે એટલામાટે કે પતિ તથા પત્નીને એક જ દંપતીનાં બે અર્ધ અંશો તરીકે ઓળખાવ્યા પછી તેમાંના એક અર્ધ અંગને જો અન્ય અર્ધ અંગ કરતાં ઉત્તમતર અર્ધ અંગ તરીકે ઓળખાવવામાં આવે તો એથી તેના એકત્વનો નાશ થઇને તેમાં અવશ્યમેવ એક પ્રકારનો ભેદભાવ ઉપન્ન થઇ જાય છે. અર્થાત્ શ્રેષ્ઠાશ્રેષ્ઠત્વયુક્ત બે અર્ધાંગોની કલ્પના કરતાં અભિન્નત્વદર્શક કેવળ બે અર્ધાંગો વિષયક કલ્પના તથા ઉપપત્તિ અધિક ઉચ્ચ કોટિ કિંવા ઉચ્ચ પ્રકારની છે, એ

સર્વથા નિર્વિવાદ વાર્તા છે. ખ્રીસ્તીઓની આ કલ્પનાને અશ્રેષ્ઠ માનવાનું જે એક અન્ય કારણ છે તે એ કે ખ્રીસ્તી સમાજમાં ' ઉત્તમાર્ધાંગી ' ની કલ્પના રૂઢ હોવા છતાં તેમાં વાસ્તવિકતાને બદલે આલંકારિકતા અને અસત્ય તથા ઔપચારિક ગૌરવના અંશો અધિક પરિમાણમાં રહેલા છે. ખ્રીસ્તી રાષ્ટ્રોમાંના પતિપત્નીસંબંધના સૂક્ષ્મ નિરીક્ષણ દ્વારા એ વાર્તા સર્વથા સ્પષ્ટ સ્વરૂપમાં આપણા જોવા તથા જાણવામાં આવી જાય છે કે ધર્મ અર્થ તથા કામ એ ત્રણ પુરુષાર્થોની દૃષ્ટિથી કેવળ કામ નામક પુરુષાર્થના વિષયમાં તેમની વિશેષ એકતા કિંવા એકવાક્યતા રહ્યા કરે છે; પરંતુ ધર્મ ( એને રિલીજન–Religion–નામથી ઓળખો કિંવા ડ્યૂટી–Duty–નામથી સંબોધો એ એક જ વાત છે ) તથા અર્થ ના વિષયમાં તેમની અલ્પસ્વલ્પ મહત્કાર્યયુક્ત ભિન્નતા જ જોવામાં આવ્યા કરે છે. આપણા ભારતીય હિન્દુસમાજના દાંપત્યની સ્થિતિ કિંવા વ્યવસ્થા એથી સર્વથા વિપરીત પ્રકારની છે અને તે એ કે: " **धर्मे चार्थे च कामे च नातिचरामि नातिचरामि नातिचरामि** ' એવા પ્રકારનું અભિવચન પતિદેવ વિવાહના અવસરે ત્રણ વાર પોતાની વધૂને સંબોધીને ઉચ્ચારે છે. એમાં પણ વળી જે એક અનન્ય વિશિષ્ટતાનો સમાવેશ થયેલો છે તે અનન્ય વિશિષ્ટતા એ છે કે અર્થ તથા કામ એ ઉભય પુરુષાર્થોને ગૌણત્વ સમર્પીને પતિદેવ પોતાની પત્નીને કેવળ ' સહધર્મિણી ' કિંવા ' સહધર્મચારિણી ' આદિક ધર્મપ્રધાન પદ વડે જ અલંકૃત કરતો રહે છે. આ પદના સંપૂર્ણ અર્થને વ્યક્ત કરનાર એક પણ શબ્દ ખ્રીસ્તી લોકોની ભાષામાં અદ્યાપિ અસ્તિત્વ નથી ધરાવતો, એ પરિસ્થિતિ વળી વિશિષ્ટતાપૂર્વક સ્મરણ તથા લક્ષમાં રાખી લેવા યોગ્ય છે. ખ્રીસ્તીઓના લગ્નવિધિના અવસરે પણ આર્ય લગ્નપદ્ધતિ પ્રમાણે વધૂનો પિતા કન્યાદાન કરતો રહે છે, પરંતુ એ કન્યાદાનનો વિધિ એકલા પિતાના હસ્તથી જ થાય છે; એ વિધિમાં કન્યા કિંવા વધૂની માતાનો લેશમાત્ર પણ અધિકાર

નથી હોતો પરંતુ આપણા હિન્દુસમાજમાં સપત્નીકતા વિના કોઈ પણ ધાર્મિક વિધિ કદાપિ નથી કરી શકાતો, એ હિન્દુધર્મની વિશિષ્ટતા પણ અવશ્ય સ્મરણમાં ગણી લેવા યોગ્ય છે ખ્રીસ્તી વિવાહવિધિની વેળાએ વધૂ તથા વર ઉભય પરસ્પર અમુક આશયના વિશિષ્ટ અભિવચનો આપીને પ્રતિજ્ઞાપૂર્વક શપથક્રિયા કરતા હોય છે, અર્થાત્ એ વિધિ એક પ્રકારના કરારના સ્વરૂપનો જ હોય છે, પરંતુ હિન્દુ વિવાહવિધિના અવસરે વધૂ પોતાના વરને કોઈ પણ પ્રકારનું અભિવચન નથી આપતી કિંવા કોઈ પણ પ્રકારની શપથક્રિયા પણ નથી કરતી, કેવળ વરરાજા જ પોતાની વધૂને આત્મસમર્પિત કરતી વેળાએ પ્રતિજ્ઞાપૂર્વક અમુક પ્રકારના અભિનસાહિક અભિવચનો અર્પતો રહે છે

પુરુષપ્રકૃતિતત્ત્વોપપત્તિવિષયક ઉપર્યુક્ત ભિન્ન ભિન્ન કલ્પનાઓના ભિન્ન ભિન્ન પરિણામો ભારતીય હિન્દુસમાજ તથા પાશ્ચાત્ય ખ્રીસ્તીસમાજની વિવાહપદ્ધતિ તથા વૈવાહિક સ્થિતિમાંના પતિ તથા પત્નીના પારસ્પરિક સંબંધમાં એના કરતાં ય વળી અન્ય સ્વરૂપમાં દગોચર થતા રહે છે પાશ્ચાત્ય પદ્ધતિ તથા ભારતીય હિન્દુપદ્ધતિમાં જે સર્વથી પ્રથમ મુહદ્ ભેદ દૃષ્ટિગોચર થાય છે તે એ છે કે પાશ્ચાત્ય ખ્રીસ્તી સમાજમાં પ્રત્યેક સ્ત્રીનો લગ્નવિધિ અવશ્ય થવો જ જોઈએ, એવો કોઈ પણ પ્રકારનો નિર્બંધ અસ્તિત્વ ધરાવતો જ નથી, પરંતુ ભારતીય હિન્દુસમાજમાં, અમુક પ્રકારના અનિવાર્ય અપવાદરૂપ નારીકૌમારની ઘટનાને જો વર્જ્ય કરવામાં આવે તો, પ્રત્યેક સ્ત્રીનો લગ્નવિધિ અવશ્ય થવો જ જોઈએ, એ નિર્બંધ પ્રથમથી જ અસ્તિત્વ ધરાવતો આવ્યો છે અને વર્તમાન ઘટિકા પર્યન્ત વિદ્યમાન છે એ ભેદ ઉપરાંત ખ્રીસ્તી વિવાહપદ્ધતિમાં જે કેટલાક અન્ય ભેદો પણ અસ્તિત્વ ધરાવે છે તે એ કે પાશ્ચાત્ય ખ્રીસ્તી સમાજમાં વધૂ તથા વર બહુધા પૂર્ણ યૌવનમાં આવી લાગતાં જ્યારે પુરુષના હૃદયમાં સ્ત્રીના તથા સ્ત્રીના હૃદયમાં પુરુષના સહવાસની પ્રબળ ઇચ્છા–

કામવાસના-ઉત્પન્ન થવા માંડે છે ત્યારે જ અથવા ત્યાર પછી વધૂ તથા વરના શોધનકાર્યને આરંભવામાં આવે છે અને એ વધૂ તથા વરને શોધી કાઢવાનો કિંવા વધૂ તથા વરના નિર્વાચનનો સમસ્ત ભાર વધૂ તથા વરના પોતાના જ શિર પર રહેલો હોય છે. પરંતુ એ નિર્વાચનથી ઉભય વ્યક્તિઓ કિંવા કોઈ પણ એક વ્યક્તિને દુર્ભાગ્યવશાત્ જો સુખદાયક કિંવા સુખાવહ ન જણાય, તો ન્યાયદેવતાની સહાયતાથી એ સંબંધના બંધને છિન્નવિચ્છિન્ન કરી નાખીને તે સ્ત્રી તથા પુરુષથી પુનઃ નવીન દાંપત્ય સંબંધને પણ સ્થાપી શકાય છે. ભારતીય હિન્દુસમાજમાં, એથી વિરુદ્ધ, સ્ત્રી તથા પુરુષના હૃદયમાં કામવાસનાનો ઉદ્ભવ થવાથી પૂર્વે જ બહુધા કન્યામાટે વર તથા વરમાટે કન્યાને શોધી કાઢવાના કાર્યને આરંભી દેવામાં આવે છે. વધૂ તથા વરના નિર્વાચન વિષયક ઉત્તરદાતૃત્વનો ભાર વધૂ તથા વરના શિર પર લેશમાત્ર પણ નથી હોતો; વધૂ તથા વરના માતાપિતા કિંવા આત્મીય જનો જ એ નિર્વાચનના ઉત્તરદાતા રહ્યાં કરે છે અને એવા પ્રકારના એ વિવાહસંબંધને મરણ પર્યન્ત અબાધ્ય તથા અખંડ સ્વરૂપમાં પાળવાના ઉચ્ચ ધ્યેયને વિવાહયોગ્ય કિંવા વિવાહિત વધૂ તથા વરના નેત્રો સમક્ષ અવિચલ ભાવથી વિદ્યમાન ગણવામાં આવે છે * આ ઉભય પ્રકારની વિવાહપદ્ધતિઓમાંની ઉપર્યુક્ત વિશિષ્ટતાઓનું આના કરતાં ય અધિક વ્યાપક તથા સૂક્ષ્મતર દૃષ્ટિથી પરીક્ષણ

---

* હિન્દુસ્થાનવાસી કનિષ્ઠ વર્ગના લોકોમાં વિવાહબંધનના વિચ્છેદ તથા પુનર્લગ્નની પ્રથા કિંવા રૂઢિ બહુધા સર્વત્ર પ્રચલિત છે, માત્ર એટલું જ નહિ, પણ હવે પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રભાવથી ઉચ્ચ વર્ગના હિન્દુ સ્ત્રી પુરુષો પણ વિવાહવિચ્છેદ તથા પુનર્લગ્નની પ્રથાના પુરસ્કારક થતા જાય છે પૂર્વે કનિષ્ઠ વર્ગના હિન્દુસમાજમાં પણ જ્ઞાતિના મહાજનમંડળની સંમતિ વિના કોઈથી વિવાહવિચ્છેદ તથા પુનર્વિવાહ કરી શકાતો ન હોતો; પરંતુ અત્યારના વ્યક્તિસ્વાતંત્ર્યના યુગમાં એ બંધનનો પણ લોપ થઈ ગયો છે. વરિષ્ઠ હિન્દુજાતિઓમાં પ્રસરતા જતા પુનર્વિવાહના વિધિને પણ એ જ કોટિનો માની શકાય તેમ છે, કારણ કે, વિવાહવિચ્છેદ તથા પુનર્વિવાહ એ ઉભય પદ્ધતિઓ હિન્દુધર્મશાસ્ત્રના ધ્યેય

કરવામાં આવે તો તે પરીક્ષણના યોગે એ ઉભય પદ્ધતિયોના અંતઃસ્વરૂપો તથા મૂળતત્ત્વો વિશે પરિમાણમાં પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં આવી શકે તેમ છે પરંતુ એટલી વાર્તા તો એ પદ્ધતિયોના સ્થૂલદૃષ્ટિ નિરીક્ષકો તથા નિરીક્ષિકાઓના જોવા તથા જાણવામાં આવી શકે તેમ છે કે પાશ્ચાત્ય ખ્રીસ્તી સમાજ વિવાહને કરારના સ્વરૂપના એક વિધિ તરીકે સ્વીકારતો હોઇને ભારતીય હિન્દુસમાજ વિવાહ ક્રિયા દાંપત્ય સંબંધને પરાપૂર્વથી ઇશ્વરઘટિત ક્રિંવા સૃષ્ટિકર્તૃક સંબંધ તરીકે જ સ્વીકારતો રહ્યો છે ઉત્પત્તિ તથા વૃદ્ધિ એ સૃષ્ટિના પ્રધાન તથા મહત્ત્વમય કાર્યો હોવાથી જો એ દૃષ્ટિથી જોવામાં આવે, તો સ્ત્રી તથા પુરુષની અવિવાહિત અવસ્થા સૃષ્ટિક્રમથી સર્વથા વિરુદ્ધ હોઇને સૃષ્ટિદેવતાના એક પ્રકારના અપરાધરૂપ છે અને એક પ્રકારના અક્ષમ્ય પાતક સમાન છે, એવી આપણા હિન્દુસમાજની દૃઢ માન્યતા હોવાથી પ્રત્યેક સ્ત્રીનો વિવાહ વિધિ અવશ્યમેવ થવો જ જોઇએ એ નિર્બંધને હિન્દુસમાજે પ્રથમથી જ એક અવશ્યમેવ પાળનીય નિયમ તરીકે સ્વીકારી લીધો છે સારાંશ કે હિન્દુઓની માન્યતા અનુસાર વિવાહ એક અત્યંત મહત્ત્વનો ધર્મસંસ્કાર હોઇને એ સંસ્કારવડે સંસ્કૃત થયા વિના સ્ત્રી તથા પુરુષને

---

તથા એકંદર ધોરણથી સર્વથા વિરુદ્ધ તથા વિપરીત છે 'મનુસ્મૃતિ'માં નિયોગ તથા વિધવાવેદન (પુનર્વિવાહ) એ ઉભય કાર્યોની યોગ્યતા એકસરખી જ માનવામાં આવેલી હોઈને 'अयं द्विजैर्हि विद्वद्भिः पशुधर्मो विगर्हितः' (મનુ અ ૯, શ્લો ૬૬) આવા પ્રકારના શબ્દોવડે એ કાર્યોની નિન્દા પણ સ્પષ્ટ સ્વરૂપમાં કરવામાં આવી છે માત્ર એટલું જ નહિ, પણ વિવાહમંત્ર તથા વિવાહવિધિમાં નિયોગ તથા વિધવાવેદનનો કિંચિન્માત્ર પણ ઉલ્લેખ કરવામાં નથી આવ્યો એ વાર્તા પૂર્વોક્ત શ્લોકના પરિશીલનથી સ્પષ્ટ થઈ જાય છે અને એથી પણ અધિક 'મનુસ્મૃતિ'ના પંચમ અધ્યાયના ષોડશ શ્લોકમાં આ ઉભય કાર્યોનો જે સ્પષ્ટ નિષેધ કરવામાં આવ્યો છે તે એ છે કે 'न द्वितीयश्च साध्वीनां क्वचिद्भर्तोपदिश्यते' ॥ એટલે કે "સાધ્વી સ્ત્રીઓનો દ્વિતીય ભર્તા કદાપિ સંભવતો જ નથી"

હિન્દુસમાજવ્યવસ્થામા નિયત (નિયમિત) તથા સન્માન્ય સ્થાન કદાપિ નથી મળી શકત મનુના નિમ્ન વિધાનના દર્શનથી સ્ત્રીના વૈવાહિક વિધિની અકલ્પનીય મહત્તાની કાંઈક કલ્પના પાઠકો તથા પાઠિકાઓથી અવશ્ય કરી શકાશે —

' वैवाहिको विधि स्त्रीणा संस्कारो वेदिक स्मृत ।
पतिसेवा गुरौ वासो गृहार्थोऽग्निपरिक्रिया " मनु २ ६ '

આ મનુવચન અનુસાર સ્ત્રીઓના ઇતર સંસ્કારો કદાચિત્ પૌરાણિક હોય તથાપિ તેમનો મુખ્ય વિવાહસંસ્કાર તો વૈદિક જ હોય છે અને પુરુષોને ઉપનયન પછી જેવી રીતે અધ્યયનમાટે ગુરુ ગૃહવાસ તથા ગૃહસ્થાશ્રમને સ્વીકાર્યા પછી અગ્નિસેવા આદિક કર્તવ્યો કરવા પડે છે તેવી જ રીતે વિવાહ જ સ્ત્રીઓનુ ઉપનયન હોઇને તેમની અગ્નિસેવાનો ગૃહકૃત્યોમા તથા તેમના ગુરુગૃહવાસનો પતિસેવામા સમાવેશ થઈ જાય છે અર્થાત્ સ્ત્રીઓના હસ્તથી થતી પતિસેવા એ જ સ્ત્રીઓનો ગુરુગૃહવાસ છે અને સ્ત્રીઓના હસ્તથી થતા ગૃહકૃત્યો એ જ સ્ત્રીઓની અગ્નિસેવા છે " બ્રાહ્મણ આદિક વર્ગોમા આઠથી બાર વર્ષના વય સુધીમા જ સ્ત્રીનો વિવાહવિધિ થઈ જાય છે, એનુ સર્વથી પુરાતન તથા પ્રધાન કારણ આ જ છે, એ વસ્તુસ્થિતિને બાલવિવાહપદ્ધતિ ઉપર આક્ષેપ તથા આક્રમણ કરનારા લોકો સર્વથા ભૂલી જાય છે અથવા બુદ્ધિપૂર્વક એ વસ્તુ સ્થિતિની ઉપેક્ષા કરતા રહે છે એ અતિશય શોક તથા ખેદનો વિષય નથી કે શુ ?

" त्रिंशद्वर्षो वहेत्कन्या हृद्या द्वादशवार्षिकीं ।
त्र्यष्टवर्षोऽष्टवर्षा वा धर्मे सीदति सत्वर ' ॥

આ શ્લોકમાં (મનુસ્મૃતિ અ ૯ શ્લો ૯૪) મનુ ભગવાને પુરુષના વિવાહકાલને યદ્યપિ ૨૪ થી ૩૦ વર્ષના અવસ્થા પર્યન્તનો દર્શાવેલો છે તથાપિ સ્ત્રીઓના તો ૮ થી ૧૨ વર્ષની અવસ્થા પર્યન્તના વિવાહકાલને જ પ્રશસ્ત તથા શ્રાદ્ય કાલ તરીકે વ્યક્ત કરી

બતાવ્યો છે અર્થાત્ આનું બીજ પણ ઉપર્યુક્ત કલ્પનામાં જ સમાયેલું છે તાત્પર્ય એ જ કે આપણા હિન્દુસમાજે વિવાહવિધિ કિંવા દાંપત્ય સબંધને એક અત્યંત મહત્વયુક્ત તથા અનિવાર્ય આવશ્યક ધાર્મિક સંસ્કાર તરીકે જ સ્વીકારેલો છે તેમ જ એ સંસ્કારમાં વધૂ તથા વરની પોતાની ઇચ્છા કિંવા સંમતિને જોવા, વિચારવા તથા મહત્ત્વ સમર્પવાની પ્રથાનો પણ હિન્દુસમાજમાં સર્વથા અભાવ છે અને તેનું એક કારણ એ છે કે " દેવદત્તાં પતિં ભાર્યા વિન્દતે નેચ્છયાઽત્મનઃ " । એટલે કે પુરુષને તેની પોતાની ઇચ્છા અનુસાર નહિ કિન્તુ પરમેશ્વર-દ્વારા અર્પાયલી ભાર્યા જ મળતી હોય છે તેમ જ સ્ત્રીને પણ દેવદત્ત (દેવદ્વારા અર્પાયેલો) પતિ પ્રાપ્ત થતો હોય છે એવી આપણા હિન્દુસમાજની પૂર્વાપર દૃઢ માન્યતા થઇ ગયેલી છે અને તેટલામાટે જ મનુ ભગવાને

" यस्मै दद्यात्पिता त्वेना भ्राता चानुमते पितुः ।
तं शुश्रूषेत जीवन्तं संस्थितं च न लङ्घयेत् " ॥

આ (મનુસ્મૃતિ અ ૫ શ્લો ૧૫૧) શ્લોકમાં પિતા કિંવા તે પિતાની સંમતિથી ભ્રાતા જે પુરુષના હસ્તમાં સમર્પી દે તે પુરુષ જ્યાં સુધી જીવિત હોય ત્યાં સુધી સ્ત્રીએ તે પુરુષ (પોતાના પતિ) ની સેવા કરવી, માત્ર એટલું જ નહિ, પણ તે પતિનો પરલોકવાસ થઈ ગયા પછી પણ તે સ્ત્રી (વિધવા) એ પોતાના પતિવ્રતાધર્મનું કદાપિ ઉલ્લંઘન ન કરવું " એ પ્રમાણેની પોતાની આજ્ઞા હિન્દુ નારીસમાજને ઘોષણાપૂર્વક સંભળાવી દીધી છે વિવાહના વિષયમાં વધૂ તથા વરની પોતાની ઇચ્છા કિંવા પસંદગીને પ્રાધાન્ય ન આપવાનું જે એક અન્ય કારણ છે તે એ કે એ કાર્ય સાથે જોડાયલા ગંભીર પ્રકારના ઉત્તરદાયિત્વને યોગ્ય રીતિથી પાર પાડવા જેટલી પાત્રતા કિંવા યોગ્યતાનો વધૂ તથા વર ઉભયમાં અભાવ જ હોય છે, એવી આપણી દૃઢ માન્યતા દીર્ઘ કાળથી રૂઢ થઈ ગયેલી છે જો વધૂ તથા વરના નિર્વાચનકાર્યના ભારને તે વધૂ

તથા વરના પોતાના શિરપર નાખી દેવો હોય, તો તે ઉભય વ્યક્તિયો તારુણ્યમાં આવી ગયેલી હોવાની સર્વથી પ્રથમ તથા અનિવાર્ય આવશ્યકતા રહ્યા કરે છે; પરંતુ તારુણ્ય કિંવા યૌવન એટલે તે અંતઃસ્વરૂપ કિંવા સદ્ગુણને બદલે તાત્કાલિક બાહ્ય સ્વરૂપ કિંવા બાહ્ય સૌન્દર્યના મોહમાં તત્કાલ મુગ્ધ કરી દેનારી અને સારાસાર-વિચારને વિસ્મરણના વારિધિમાં વિલીન કરી દેનારી અવસ્થા હોવાથી યૌવનમદોન્મત્ત વધૂ તથા વર એ ઉભય વ્યક્તિયોથી પારસ્પરિક અંતઃસ્વરૂપનું અત્યંત આવશ્યક પરીક્ષણ બહુધા નથી જ કરી શકાતું; તેઓ એક બીજાના સૌન્દર્ય આદિક બાહ્ય, (તે ક્ષણપુરતા કિંવા કૃત્રિમ) ગુણોમાં જ લુબ્ધ થઈ જાય છે અને સ્ત્રી તથા પુરુષની એ નૈસર્ગિક આકર્ષણશક્તિ કિંવા એક પ્રકારની કામવાસનાને જ 'પવિત્ર પ્રેમ' ના નામથી ઓળખી લઇને વિવાહના બંધનથી બદ્ધ થઇ જાય છે, પરંતુ ત્યારપછી વૈવાહિક સ્થિતિમાં પારસ્પરિક સતત સહવાસના યોગે જ્યારે તેમના અંતઃસ્વરૂપો યથાસ્થિત આકારમાં પ્રકટ થવા માંડે છે, ત્યારે તેમના પશ્ચાત્તાપની પરિસીમા થઇ જાય છે, સંસાર તેમને દુઃખની દારુણ મૂર્તિ સમાન દેખાવા માંડે છે, અને જેમનાથી એ વૈવાહિક વેદના સહન નથી કરી શકાતી તે દંપતી ન્યાયદેવતાનો આશ્રય લઇને પોતાના વિવાહનો વિચ્છેદ કરી નાખે છે. જેમણે એ પાશ્ચાત્ય માનવ સમાજ તથા આપણા ભારતીય હિન્દુસમાજ એ ઉભય માનવ સમાજોની લક્ષપૂર્વક તથા અનુભવયુક્ત સમીક્ષા કરેલી છે તેવા અનેક વિચારશીલ, નિષ્પક્ષપાત તથા બુદ્ધિમાન્ પુરુષોએ એ ઉભય સમાજોના સંબંધમાં પોતાના એ જ નિર્ણયને વ્યક્ત કરી બતાવ્યો છે કેઃ પાશ્ચાત્ય સમાજ કરતાં ભારતીય હિન્દુસમાજમાં એકન્દર દૃષ્ટિથી જોતાં ગૃહસૌખ્યનું પરિમાણ અવશ્ય અધિકતર રહ્યા કરે છે, માત્ર એટલું જ નહિ, પણ ભારતીય હિન્દુસમાજના એ ગૃહસૌખ્યની દૃઢતા તથા ચિરંજીવિતા પણ પાશ્ચાત્ય ગૃહસૌખ્ય સાથે સરખાવી જોતાં અતિશય વિશેષ હોય છે હવે અહીં જે એક

સ્વાભાવિક પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે એ જ છે કે, પાશ્ચાત્ય સમાજમા વધૂ તથા વરના નિર્વાચનનો ભાર વધૂ તથા વરના પોતાના શિર પર જ રહેતો હોવાથી તેમણે કેટલાક સમય પર્યન્ત પારસ્પરિક સહવાસ દ્વારા પારસ્પરિક ગુણ તથા સ્વભાવ આદિકના પરીક્ષણાત્મક પરિચય પછી જ કરેલા અને તેથી ' પ્રેમજન્ય ' મનાયના એ વિવાહ સંબધો વસ્તુત કદાપિ વિચ્છિન્ન ન થનારા, અર્થાત્ ચિરંજીવી તેમ જ આજીવન હિતાવહ તથા અખડ સુખદાયક થઇ પડનારા હોવા જોઇએ ખરા કે નહિ ? અર્થાત્ આનું સામાન્ય ઉત્તર તો એ જ મળી શકે તેમ છે કે આવા પ્રકારના ' પ્રેમજન્ય ' તથા ' અનુભવજન્ય ' વિવાહસબધો અવશ્ય ચિરસ્થાયી તથા અખડસુખ દાયક હોવા અથવા થવા જ જોઇએ ! પરતુ પાશ્ચાત્ય સમાજમાંના આવા પ્રકારના સ્વયનિર્વાચનજન્ય તથા પારસ્પરિક પ્રેમજન્ય વિવાહસબધોની વાસ્તવિક સ્થિતિ એથી સર્વથા ભિન્ન પ્રકારની જ જોવામા આવ્યા કરે છે, કારણ કે ત્યાં અનેક વાર એવી ઘટનાઓ ઘટતી રહે છે કે વિવાહનો વિધિ થઇ ગયા પછી ' હની મૂન ' ( Honey-moon-મધુચન્દ્ર ) ના આનન્દના સ્મરણને વિસ્મરણના સાગરમા વિલીન થવાનો અવસર પ્રાપ્ત થાય તેથી પૂર્વે જ નવવિવાહિત દપતીના પારસ્પરિક વૈમનસ્યનું મગલાચરણ થઈ જાય છે અને દુર્ભાગ્યવશાત્ જો વૈમનસ્યની માત્રા કલ્પનાતીત પરિમાણમા વૃદ્ધિગત થઇ જાય છે તો તેના પરિણામ તરીકે અલ્પ સમયમા જ તેમના વિવાહવિચ્છેદની વેળા આવી લાગે છે પાશ્ચાત્ય સમાજમા આજકાલ પોતાના વિસ્તારને ભયાનક પરિમાણમા વધારી રહેલા અને ન્યાયનિયમદ્વારા દિવસાનુદિવસ અધિકાધિક સુલભ થતા જતા વિવાહવિચ્છેદ કિંવા પતિપત્નીના ઘટસ્ફોટમાટે ખ્રીસ્તી ધર્મશાસ્ત્રમા ક્યાય કોઇ પણ પ્રકારનો સમતિદર્શક આધાર યદ્યપિ નથી મળી શકતો, કિબહુના તેમના વિવાહપ્રસંગના શપથવિધિની વેળાયે વધૂને પોતાના વદનથી ' I will love, cherish and obey you till death do us part ' ( જ્યા સુધી મૃત્યુ આપણો વિયોગ

નહિ કરાવી દે, ત્યા સુધી હું તમારી સાથે અનુરાગ, એકનિષ્ઠતા તથા આજ્ઞાધારકતાપૂર્વક વર્તતી રહીશ !') આના પ્રકારના શપથનો ઉચ્ચાર કરવો પડે છે અને એમાના 'Obey' શબ્દને વર્જ્ય કરીને અવશિષ્ટ સર્વ શબ્દોને ઉચ્ચારવાનો ભાર વરરાજાના શિરપર પણ રહેલો હોય છે, એટલે એનો અર્થ એ જ થાય છે કે, ખ્રીસ્તી ધર્મ દંપતીમાની એક વ્યક્તિના મૃત્યુની ઘટના ઘટી ગયા પછી અન્ય વ્યક્તિને પુનર્વિવાહ કરી લેવાની સંમતિ કિવા આજ્ઞા સમર્પે છે, પરતુ ઉભયના અસ્તિત્વના સમયમા જ વિવાહવિચ્છેદ કિવા ઘટસ્ફોટ કરી નાખવાનો તેમ જ દ્વિતીય શરીરસબંધ કરી લેવાનો માર્ગ ખ્રીસ્તી ધર્મને માન્ય નથી, એ સ્પષ્ટ વાર્તા છે તથાપિ ખ્રીસ્તી રાષ્ટ્રોમાની વિશેષસખ્ય વ્યક્તિઓએ જાણે ધર્મ કેવળ એક વિશ્વાસ સાથે સંબંધ ધરાવનાર પદાર્થ હોઈને તેનો મનુષ્યોના આચરણો સાથે કોઈ પણ પ્રકારનો સબંધ છે જ નહિ, એવો જ પોતાનો નિશ્ચય કરી લીધો હોયની ! એવી જ પરિસ્થિતિ તેમના અન્યાન્ય નાનાવિધ અનેક વર્તનોના નિરીક્ષણદ્વારા આપણા જોવા તથા જાણવામા આવ્યા કરે છે ! અર્થાત્ વધૂ તથા વરના નિર્વાચન (ચૂંટણી અથવા પસંદગી) ના સબધમા પણ પાશ્ચાત્ય સમાજે પોતાની આ માન્યતાને જ અગ્રસ્થાન સમર્પી દીધુ છે એટલે 'વધૂ તથા વરના નિર્વાચનના ભારને તે વિવાહયોગ્ય કિવા વિવાહેચ્છુક વધૂ તથા વરના પોતાના શિર પર જ સ્થાપી દેવામા આવે, તો જ તેમનો વિવાહસમવ ચિરસુખદાતા થઈ શકે તેમ છે, અન્યથા વિવાહસંબંધની સુખદાયકતા સર્વથા અસમ્ભવનીય છે,' એમ માનનાર તથા બોલનારા લોકોને પોતાની એ માન્યતા અનુસાર વર્તવી વેળાએ જે સિદ્ધાન્તોને કલ્પના દ્વારા સ્વીકારી લેવા પડે છે તે સિદ્ધાન્તોમાંના કેટલાક સિદ્ધાંતો આ પ્રમાણે છે (૧) પ્રત્યેક યુવતી સ્ત્રી તથા યુવક પુરુષ અનુક્રમે પોતાના ભાવી ભર્તા તથા પોતાની ભાવિ ભાર્યાના સ્વભાવ તથા ગુણ આદિકના પરીક્ષિકા તથા પરીક્ષક

તર્કિની પાત્રતા તથા યોગ્યતાને સંપૂર્ણ પરિમાણમાં ધરાવનારા જ હોય છે, (૨) તેઓ પોતાના એ નિર્વાચનકાર્યને સર્વથા નિર્વિકાર મન તથા ઉત્તરદાયિત્વપૂર્વક કરી શકનારા હોય છે, (૩) પ્રત્યેક તરફ સ્ત્રી તથા પુરુષ પોતાનાં સ્વભાવ તથા અંતઃસ્વરૂપને પોતાના કંઠમાં ધારણ કરેલા કોઇ એક માલા આદિ અલંકાર પ્રમાણે અથવા તો આજ્ઞીનમાના બગ્ગ પ્રમાણે સારી રીતે જોઇ શકાય તેવી રીતે સર્વ જનોને પરિચય કરાવતા રહે છે, (૪) એ નિર્વાચનના સમયમાં 'કામ વાસના' તથા 'પ્રેમ' એ ઉભય વસ્તુઓના ભેદ કિંવા ભિન્ન ભાવને જાણવા જેટલી તથા સંયમશીલતાપૂર્વક વર્તવા જેટલી નિર્વિકાર મનોદશાને તેઓ ધરાવી શકે છે, અને (૫) 'કોર્ટશિપ' (Courtship પ્રેમાકર્ષણ) પ્રસંગે જે વૈયક્તિક સ્વભાવ ગુણ દૃષ્ટિગોચર થઇ જાય છે તે સ્વભાવ ગુણ વજ્રલેપતુલ્ય હોઇને તેમાં ભવિષ્યમાં કદાપિ કાંઇ પણ પરિવર્તન કિંવા ન્યૂનાધિકતા થઇ જવાનો સંભવ બહુધા હોતો જ નથી! ઇત્યાદિ ઇત્યાદિ હવે જો વધૂવરના આવા પ્રકારના સ્વયંનિર્વાચિત વિવાહોમાંના સેંકડે ૮૦ ટકા જેટલી સંખ્યાના વિવાહો પણ આ અસંભવનીય વિષયોની સંભવનીયતા કિંવા અશક્ય વસ્તુઓની શક્યતાનો આપણને સાક્ષાત્કાર કરાવી શકતા હોય, તો તો પ્રૌઢ વધૂ તથા વરની પોતાની પસંદગીથી થનારા એ વિવાહવિધિને આપણે ભવિષ્યમાં અત્યંત સુખાવહ તથા હિતાવહ થઈ પડનારા આદર્શ વિવાહવિધિ તરીકે સ્વીકારવો જ જોઇએ એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ અને કદાપિ હોઇ શકે તેમ પણ નથી, પરંતુ ખેદનો વિષય છે કે આવા પ્રકારના વધૂવરોના સ્વયંનિર્વાચિત વિવાહોમાંના સેંકડે ૭૫ થી ૮૦ ટકા જેટના વિવાહોનું પર્યવસાન બહુધા ઘટસ્ફોટ કિંવા વિલક્ષતામાં જ થતું રહે છે અને ૨૦ ટકા જેટલા વિવાહો જ સામાન્ય સ્વરૂપમાં સુખપર્યવસાયી થયેલા કિંવા થતા દેખાય છે! પાશ્ચાત્ય સ્વયંનિર્વાચિત વિવાહોના આ શોચનીય તથા નિરાશાજનક પરિણામોની કથા ત્યાંની લગ્નસંખ્યા તથા ઘટસ્ફોટ-

સભ્યાનાં જે વાર્ષિક રાજનિવેદનો પ્રકાશિત થતા રહે છે તે નિવેદનપત્રકોના પરિશીલનથી તત્કાળ જાણવામાં આવી જાય તેમ હોવાથી એ કથનની વાસ્તવિકતાને પ્રસ્થાપિત કરી દેખાડવામાટે અન્ય પ્રમાણોની આવશ્યક્તા રહેતી જ નથી તાત્પર્ય એ જ કે આના કરતા આપણા હિન્દુધર્મશાસ્ત્રમા વધૂ તથા વરના જન્મદાતા માતાપિતા કિંવા પાનકોને સંબોધીને અપાયલી " **आदौ कुलं परीक्षेत ततो विद्यां ततो धनं** "* આ આજ્ઞા કેટલી સીમા પર્યન્ત વિચારયુક્ત, સન્માન્ય તથા હિતસાધિકા છે, એનો બુદ્ધિશાળી પાઠકો તથા બુદ્ધિશાલિની પાઠિકાઓથી તત્કાળ નિર્ણય કરી લેવાય તેમ છે એટલે એનું વિશેષ વિવેચન અનાવશ્યક છે હિન્દુધર્મશાસ્ત્રકારોએ તેમ જ હિન્દુસમાજે વધૂ તથા વરના નિર્વાચનનો ભાર વધૂ તથા વરના શિર પર નાખી દેવાના કાર્યને ઉચિત નથી માન્યુ તેનું તૃતીય કારણ એ છે કે અન્યદેશવાસીઓ કરતા આપણા ભારતીય હિન્દુ-સમાજની સ્ત્રીજાતિની શુદ્ધતાવિષયક માન્યતા અધિકતર કઠોર તથા સૂક્ષ્મદૃષ્ટિયુક્ત હોઈને દૂર દૂરના ભવિષ્ય કિંવા ભાવિ પરિણામ સાથે સંબંધ ધરાવનારી છે, કારણ કે, સ્ત્રીના હસ્તથી કેવળ ' **कर्मणा** ' જ નહિ, કિન્તુ ' **मनसा** ' તેમ જ ' **वाचा** ' પણ વ્યભિચાર ન થવો જોઈએ, એટલે કે, સ્ત્રીના મનમા વ્યભિચાર વિષયક વિચારમાત્ર પણ ન આવવો જોઈએ સ્ત્રીના મુખથી વ્યભિચાર વિષયક શબ્દનો ઉચ્ચારમાત્ર પણ ન થવો જોઈએ અને તે ઉપરાંત પ્રત્યક્ષ શારીરિક વ્યભિચારકર્મથી પણ સ્ત્રી મુક્ત જ રહેવી જોઇએ, એ હિન્દુ-જાતિનું શ્રેષ્ઠતમ ધ્યેય છે અને એ ધ્યેય અનુસાર સ્ત્રીની કામવાસના-માટે એક-પુરુષમર્યાદા રહેવાની આવશ્યકતા સર્વથા અનિવાર્ય હોય, એ વાર્તા સ્વાભાવિક હોવાથી એ કામવાસનાના પ્રાદુર્ભાવનો વયનું

* આનો ભાવાર્થ એવો થાય છે કે "સર્વથી પ્રથમ (વિવાહના પ્રસંગે) કુલની પરીક્ષા કરી લેવી, ત્યાર પછી વિદ્યાની અને અંતે ધનની પૃચ્છા કરવી"

આગમન થવા પૂર્વે જ જો એ કામવાસનાના વિષયરૂપ પતિને વિવાહ દ્વારા નિશ્ચિત કરી રાખવામાં આવે તો જ સ્ત્રીથી એકપુરુષમગ્ન રહી શકાય છે અને પૂર્વોક્ત ધ્યેય સાધ્ય તથા સિદ્ધ થઈ શકે છે અથવા તો જો સમાજમાં પ્રૌઢવિવાહ કિંવા યૌવનવિવાહની પ્રથા પ્રચલિત હોય તો પોતાના પતિના નિર્વાચનના કાર્યને વધૂના હસ્તમાં ન સમર્પવાની માત્ર એટલું જ નહિ પણ વિવાહના અવસરના આગમન પર્યન્ત વધૂની મનોવૃત્તિને કામવાસનાથી બહુ અંશે અલિપ્ત તથા નિર્વિકાર રાખવાની સાવધાનતાયુક્ત આવશ્યક વ્યવસ્થા કરી દેવામાં આવે તો જ એ ધ્યેયની અસાધ્ય સિદ્ધિની આશા રાખી શકાય છે, એવો આપણા ભારતીય હિન્દુસમાજનો સંપૂર્ણ કટાક્ષ છે એ વાર્તા વિશ્વવિખ્યાત હોવાથી એનું વિશેષ વિવેચન અનાવશ્યક છે આપણા હિન્દુસ્થાનવાસી હિન્દુસમાજમાં વિવાહની આ ઉભય પ્રથાઓ દૃષ્ટિગોચર થઈ શકે છે ઉત્તર ભારતમાં યૌવનવિવાહ કિંવા પ્રૌઢવિવાહનો જો કે અધિક પ્રચાર છે તો ત્યાં તે યૌવનવિવાહની સાથે સ્ત્રીઓની પર્દાપ્રણાલી કિંવા ગોશાનશીની પણ વિદ્યમાન છે, દક્ષિણભારતમાં બાલવિવાહનો વિશેષ પ્રચાર હોવાથી જ પર્દાપ્રણાલી કિંવા ગોશાનશીનીની વિશેષ આવશ્યકતા નથી જણાતી અહીં બાલવિવાહના યોગે અકાલ સંભોગ તથા બાલ વિધવાઓના એક વિશિષ્ટ વનિતાવર્ગની ઉત્પત્તિ એ બે સામાજિક દોષો અવશ્ય ઉત્પન્ન થઈ જાય છે એ સત્ય વાર્તાને તો અમારે પણ સ્વીકારવી જ પડે છે પરન્તુ જેવી રીતે બાલવિવાહપ્રણાલીમાં આ બે દુષ્પરિણામો વિદ્યમાન રહ્યા કરે છે તેવી જ રીતે અન્ય પ્રકારની વિવાહપ્રથાઓમાં અન્ય પ્રકારના દુષ્પરિણામોની વિદ્યમાનતા દૃષ્ટિગોચર થતી રહે છે એટલે તાત્પર્ય એ જ કે કોઈ પણ પ્રકારની વિવાહપદ્ધતિ સર્વથા નિર્દોષ તો કદાપિ હોઈ શકતી જ નથી અને તે નિર્દોષ હોય કિંવા હોઈ શકે એ ઘટના કદાપિ સંભવનીય છે જ નહિ અર્થાત્ જેવી રીતે બાલવિવાહની પ્રથાના પરિણામે બાલ

વિધવાઓના વર્ગની ઉત્પત્તિ થતી રહે છે તેવી જ રીતે યાવન-વિવાહની પ્રણાલિકાના પરિણામે પ્રૌઢા તથા વયોવૃદ્ધા કુમારિકાઓ કિંવા કન્યાઓનો એક વિશિષ્ટ વર્ગ અસ્તિત્વમા આવ્યા કરે છે. વિવાહબદ્ધ સ્ત્રીપુરુષોને પરસ્પર સહવાસના યોગે જે એક પ્રકારના વિશિષ્ટ તથા અવર્ણનીય સુખની સંપ્રાપ્તિ થતી રહે છે તે અવર્ણનીય સુખથી વંચિત રહેવાની દૃષ્ટિથી જ જોવામાં આવે, તો હિન્દુજાતિના બાલવિવાહપદ્ધતિપાલક ઉચ્ચ વર્ગોની બાલ-વિધવાઓ અને જે જે પૌરસ્ત્ય તથા પાશ્ચાત્ય સમાજમા યૌવન-વિવાહ તથા પ્રૌઢવિવાહની પદ્ધતિ વિદ્યમાન છે તે પૌરસ્ત્ય તથા પાશ્ચાત્ય સમાજની પ્રૌઢા કુમારિકાઓ સમાન પરિમાણમા દુર્દૈવશાલિની છે, એમ કહેવામાં લેશમાત્ર પણ અતિશયોક્તિનો અંશ અમોને તો નથી જ દેખાતો એ જ પ્રમાણે બાલવિવાહમા જેવી રીતે અકાલ-સંભોગની સંભાવના રહેલી છે તે જ પ્રમાણે યૌવનકાલિક વિવાહનાં અને તેમાંય વળી વધૂ તથા વરના પોતાના નિર્વાચનથી થનાર વિવાહમાં કામવાસના કિંવા પ્રેમના પ્રાબલ્યના યોગે સ્ત્રીની એક પુરુષ-નિષ્ઠતા અત્યંત અપવાદરૂપ સંખ્યામા જ અવિચલ રહી શકે છે એટલે એ યૌવનકાલિક વિવાહપદ્ધતિમા, વિશેષત વરવધૂનિર્વાચનપ્રધાન લગ્નસંસ્થામા વધૂના વિવાહપૂર્વકાલિક કૌમારભંગની એટલી ને એટલી જ, કિંબહુના એથી પણ કાંઇક અધિક સંભાવના રહ્યા કરે છે મનો-ભૂમિમાં વેગપૂર્વક પ્રેમાંકુરોનો ઉદ્ભવ થયા કરતો હોય અને તે અંકુરો જો કોઈ અનિવાર્ય કારણવશાત્ વિવાહના રૂપમા સફળ ન થઈ શકે એટલે તે પ્રેમાંકુરોને મનોભૂમિમાથી ઉખેડી નાખવાની અને પુનરપિ નવીન પ્રેમાંકુરોના ઉદ્ભવમાટે મનોભૂમિને તૈયાર કરી રાખવાની વિડંબનાઓને વારવાર ભોગવવાના અવસરોના યોગે નવયૌવના કુમારિકાઓના નારીહૃદયમા દુઃખ તથા નિરાશાના કેવા ને કેટલા દારુણ આઘાતો થતા હોવા જોઇએ અને એકંદર રીતે તેના મનોવૃત્તિ-રૂપ શસ્ત્રની નીતિધારા કેટલી સીમા પર્યન્ત બુઠ્ઠી થઇ જતી હોવી જોઇએ, એ ઘટનાઓના પ્રત્યક્ષ અનુભવના અનિષ્ટતમ અવસરો

ભારતીય હિન્દુ કુમારિકાઓને પ્રાપ્ત નથી થતા એટલે એ ઘટનાઓની ભયકરતાના પ્રત્યક્ષ પરિચયમાટે પાશ્ચાત્ય પ્રૌઢા કન્યાઓના હૃદયો પ્રતિ જ આપણે દૃષ્ટિપાત કરવો જોઇએ તો જ એ ઘટનાઓની ભયકરતાની આપણાથી કાંઇક યથાર્થ કલ્પના કરી શકાય તેમ છે નવયૌવન પુરુષ તથા નવયૌવના નારીઓને કામવાસના કિંવા પ્રેમોદ્ભવના આવા અપાયકારક ખેલો કોઈ પણ પ્રકારના પ્રતિબંધ વિના ખેલવા દેવા કરતા અકાલ સંયોગનો સંભવ શતાવધિ વાર અધિક ઉત્તમ છે એવી આપણા હિન્દુઓની નૈતિકદૃષ્ટિયુક્ત દૃઢ માન્યતા થઇ ગયેલી છે અને એ માન્યતાના પરિણામે પ્રત્યેક કુમારિકાને વિવાહનો એક અવસર તો અવશ્ય મળવો જ જોઇએ એવી હિન્દુસમાજે પોતાના સમુદાયમા પ્રથમથી જ આવશ્યક વ્યવસ્થા કરી રાખી છે પરતુ એથી વિરુદ્ધ પાશ્ચાત્ય વિવાહપદ્ધતિમાં અનેક કુમારિકાઓને પરણવા માટેની તેમની તીવ્રતમ ઇચ્છા હોવા છતાં એક વાર પણ વૈવાહિક સુખને અનુભવવા કિંવા ભોગવવાનો અવસર નથી મળતો તે ઠેઠ જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત નથી જ મળતો ! નારીજાતિમાટે આના કરતા અધિક હૃદયવિદારક અન્ય શો આઘાત હોઈ શકે તેમ છે વારુ !

વધૂ તથા વરના પોતાના નિર્વાચન અનુસાર થનાર પાશ્ચાત્ય વિવાહમાં જે એક અન્ય પ્રધાન દોષ આપણા જોવામાં આવ્યા કરે છે તે એ છે કે ત્યાંનાં વધૂ તથા વરનો પારસ્પરિક પ્રેમ સર્વથા સાપેક્ષ હોય છે સર્વથા નિરપેક્ષ નથી હોતો અને તેમા સાત્વિકતા તથા કર્તવ્યના સ્વરૂપનો પણ વિશેષત અભાવ ને અભાવ જ રહ્યા કરે છે અર્થાત્ પાશ્ચાત્ય વધૂ તથા વરનો પ્રેમ બહુધા સૌન્દર્ય આદિક બાહ્ય કિંવા સ્વભાવ આદિક અંતર્ગત ગુણોના કારણથી જ ઉદ્ભવતો હોવાથી તે નિરપેક્ષ ન હોય એ સ્વાભાવિક છે અને તેથી જ વિવાહની ઘટના ઘટી ગયા પછી જો એમાંની કોઇ પણ એક વ્યક્તિના ઉપર્યુક્ત બાહ્ય કિંવા આભ્યતર ગુણોમાં કાંઈક ન્યૂનતા થઇ જાય છે અથવા એ ગુણોને અધિક પરિમાણમાં ધરાવનારી અન્ય વ્યક્તિનો

તેમને મળી જાય છે, એટલે એવા અવસરે જો વિવાહબંધનને તોડી શકાતો હોય તો વિવાહવિચ્છેદની શકયતાના યોગે તેમના પ્રેમની હવેલીના સ્તંભોને ડગમગી જતાં લેશમાત્ર પણ વિલંબ નથી થતો એથી વિરુદ્ધ વર તથા વધૂનાં માતાપિતા કિંવા પાલકો દ્વારા થતા વિવાહમાં, વિશેષતઃ બાલવિવાહમાં વર તથા વધૂનો પ્રેમ ગુણનિરપેક્ષ, કામવાસનાનિરપેક્ષ તથા સાત્ત્વિક કર્તવ્યરૂપ હોય છે અને એ જ હિન્દુ બાલવિવાહપ્રણાલિકાની ઉત્કૃષ્ટ તથા આદર્શ વિશિષ્ટતા છે. સારાંશ કે, આ ઉભય પ્રકારની વિવાહપદ્ધતિયોનાંના પારસ્પરિક ભેદની જે અંતિમ વ્યાખ્યા કરી શકાય તેમ છે તે એ જ કે: પાશ્ચાત્ય સમાજમાં વધૂ તથા વરનાં હૃદયોમાં પારસ્પરિક પ્રેમનો પ્રાદુર્ભાવ થતો હોવાથી જ તેઓ લગ્નના બંધનથી બધાય છે અને આપણા હિન્દુસમાજમા, વિશેષતઃ દ્વિજાતિ હિન્દુસમાજમા વર તથા વધૂ વિવાહના બંધનથી બંધાય છે અને તેથી જ તેઓ કર્તવ્યબુદ્ધિથી પ્રેમવિનિમય કરતાં રહે છે અર્થાત્ માતા પિતા, ભ્રાતા, સહોદરા તથા સતાનોના પારસ્પરિક પ્રેમ આવા જ પ્રકારના ગુણનિરપેક્ષ હોય છે, એ વાર્તા સર્વવિશ્રુત હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા છે જ નહિ. અર્થાત્ માતા પોતાના સતાનમાં એટલામાટે જ વાત્સલ્ય પ્રેમ રાખતી રહે છે કે તે તેનું પોતાનું સંતાન છે; એટલે આત્મીયતા વિના એ પ્રગાઢ પ્રેમનું અન્ય કોઈ પણ કારણ હોતું જ નથી અને હોવાનો સંભવ પણ નથી જો કોઈ પાશ્ચાત્ય તરુણીને એવો પ્રશ્ન પૂછવામાં આવે કે: 'તારા પતિમા તારો આટલી સીમા પર્યન્ત પ્રેમ બંધાઈ ગયો છે તે શા કારણથી વારુ ?' તો એના ઉત્તરમાં તેના મુખમાથી બહુધા એવા જ આશ ના શબ્દો નીકળવાના કે: 'તેઓ એટલા બધા માયાળુ તથા એટલા બધા ઉદાર હતા કે...' ( He was so kind, so generous, and...' ) પરંતુ જો એ જ પ્રશ્ન કોઇ પણ કુલીન તથા વિવાહિતા હિન્દુ યુવતીને પૂછવામાં આવે, તો તેના મુખમાથી ' આ શું, બાઇ ?

આના પ્રશ્નો તે વળી પૂછાતા હશે ખરા ?' આટલા શબ્દોથી વિશેષ શબ્દો તેના મુખમાંથી ભાગ્યે જ બહાર નીકળી શકે છે અને વિવાહિતા હિન્દુ યુવતીના આટલા શબ્દોમાં જે આશય સમાએલો હોય છે તે આશય એ જ કે 'પત્ની પોતાના પતિમાં પ્રેમ રાખવાને બંધાયલી હોવાથી પતિમાં પત્નીનો પ્રેમ હોવો જ જોઇએ, એટલે એ પ્રેમના સંબંધમાં વિશેષ કાંઇ પણ પૃચ્છા કરવાની આવશ્યકતા રહેતી જ નથી !' આપણા હિન્દુસમાજમાં ક્વચિત્ પતિ તથા પત્નીથી પારસ્પરિક પ્રેમની સ્થાપના ન જ કરી શકાય, તો પણ પતિથી તે સ્ત્રીના વિવાહિતા પત્ની તરીકેના અધિકારોને તો કદાપિ નષ્ટ નથી જ કરી શકાતા, માત્ર એટલું જ નહિ, પણ સ્ત્રીઓ વ્યભિચાર આદિક દોષોના યોગે પતિતા થયેલી હોય, તો પણ '**घरासन्नपान देय तु वसेयु श्च गृहांतिके**' ('તે સ્ત્રીઓને પોતાના ગૃહના નિકટમાં જ રાખીને અન્ન તથા વસ્ત્ર આદિકની યોગ્ય વ્યવસ્થા તો કરી જ આપવી જોઇએ,') એવા પ્રકારની આપણા ધર્મશાસ્ત્રે આપણા હિન્દુસમાજને સ્પષ્ટ આજ્ઞા કરી દીધી છે (જુઓ મનુસ્મૃતિ, અ ૧૧, શ્લો. ૧૮૮) પરંતુ પાશ્ચાત્ય સમાજમાં પતિ તથા પત્નીના પારસ્પરિક પ્રેમનો લોપ થતાની સાથે જ તેમનો સમસ્ત સંસાર સળગી ઊઠે છે અને તેમાં તેમના ગૃહસૌખ્યની પૂર્ણાહુતિ અપાઇ જાય છે આયર્લૅંડના અત્યંત વિખ્યાત અગ્રણી **પાર્નેલ** મહાશયની જીવન કથાનો જે એક ગ્રંથ તેમની પુનરૂઢા પત્નીએ પ્રકાશિત કરેલો છે તેમાં પાશ્ચાત્ય વિવાહપદ્ધતિમાંનો આ દોષ અત્યંત સ્પષ્ટ સ્વરૂપમાં આપણા જોવા તથા જાણવામાં આવી જાય છે, અને તે આ પ્રમાણે એ બાઇશ્રીનું પૂર્વ નામ મિસિસ ઓશી હતું અને તે મિસ્ટર પાર્નેલના પ્રાણપ્રિય મિત્ર કૅપ્ટન્ ઓશીની પત્ની હતી ત્યાં જેમ સદા બનતું રહે છે તેમ કાંઇ એક વિશિષ્ટ કારણના યોગે એ પતિ તથા પત્નીના પારસ્પરિક પ્રેમનો લોપ થવા માંડ્યો અને એ જ વેળાએ મિસિસ્ ઓશી તથા મિસ્ટર પાર્નેલના પારસ્પરિક પ્રેમનો

પ્રારંભ થઇ ગયો. આ પ્રેમાકર્ષણનું પરિણામ એ થયું કે એ ઉભય વ્યક્તિઓનો એ ગુપ્ત પ્રેમસંબંધ દશ દશ વર્ષ જેટલા દીર્ઘ સમય પર્યન્ત અખંડ તથા અવિશ્રાંત ચાલતો રહ્યો હતો! પાર્નેલ મહાશય પાર્લામેન્ટમાં હોમરૂલ વિષયક પ્રચંડ સંગ્રામમાં પોતાની વીર ભૂમિકાને ભજવ્યા પછી નિત્ય રાત્રિના સમયમા મિસિસ ઓશીના નિવાસાલયમાં સૂવામાટે પધારતા હતા અને એ ગુપ્ત સ્નેહસબંધના સ્મારકસ્વરૂપ એક અપત્યની પણ તેમને પ્રાપ્તિ થઈ હતી! એ બાઇશ્રીએ પોતે જ આ સમસ્ત વૃત્તાન્ત પોતાના લખેલા એ ચરિત્ર-ગ્રંથમા વિસ્તારપૂર્વક આપેલો છે; માત્ર એટલુ જ નહિ, પણ કૅપ્ટન્ ઓશીના તથા મારા પારસ્પરિક પ્રેમનો લોપ થયેલો હોવાથી એવા પ્રેમશૂન્ય વિવાહના બંધનથી હુ તથા પાર્નેલ એક બીજા સાથે બંધાયલા ન હોતા અને તેથી જ આ વિવાહવિહીન હોવા છતાં ખરેખર અથવા વાસ્તવિક પ્રેમસંબંધ રાખવાની આપણે સંપૂર્ણ સ્વતંત્રતા ધરાવીએ છીએ, એવા અમોએ નિશ્ચયાત્મક નિર્ણય કરી નાખ્યો!' આવા આશયના વિધાન દ્વારા એ બાઇશ્રી પાચે પોતાના મિસ્ટર પાર્નેલ સાથેના એ ગુપ્ત પ્રેમસબંધનું ઔદ્ધિક સમર્થન પણ સાથે સાથે કરી બતાવ્યુ છે

બાલવિવાહ અને વિવાહના વિષયમા વધૂ તથા વરની ઇચ્છા, સમતિ કિંવા પસંદગીના સબંધને વચ્ચે ન આવવા દેવો, એ પદ્ધતિના સબંધમા પાશ્ચાત્યોના ઉચ્છિષ્ટ કિંવા પાશ્ચાત્યો પાસેથી ઉછીના લીધેલા વિચારોવડે જ પુષ્ટ થયેલા અનેક ભારતીય સુશિક્ષિત જનો (?) જે એક નિયત આક્ષેપ નિરંતર કરતા રહે છે તે આક્ષેપ એ છે કે "જ્યા બાલવિવાહની પ્રથા પ્રચલિત હોય છે ત્યા વધૂ તથા વર વિવાહવિધિની મહત્તા તથા વૈવાહિક સ્થિતિની ઉત્તરદાયિતાને લેશમાત્ર પણ જાણી શકતાં નથી, કિંબહુના 'પતિ' એટલે શી વસ્તુ છે અને 'પત્ની' નામથી કઈ વસ્તુને ઓળખવામા આવે છે, એ સામાન્ય વિષયના જ્ઞાનથી પણ જેઓ સર્વથા વંચિત હોય છે તેના અજ્ઞાન અર્ભકોને વિવાહ-

બંધનથી એક બીજા સાથે સદાને માટે બાંધી અથવા જકડી દેવા અને જે વિવાહના યોગે તેમના જીવનાન્ત પર્યન્તના સંબંધનો ગ્રંથિ બંધાઇ જવાનો હોય છે તે વિવાહના સંબંધમાં તેમની પોતાની સમ્મતિ ન લેવી અથવા તો એ વિવાહવિષયક નિર્ણયના ભારને તેમના પોતાના જ હસ્તમાં સમર્પી દેવાની ઔદાર્યયુક્ત વિચારશીલતા ન દર્શાવવી એ એક પ્રકારનો ભયંકર અત્યાચાર અથવા અન્યાય નથી તો બીજું શું છે વારુ ?' પરંતુ આ આધુનિક આક્ષેપક મહાશયો એ વસ્તુસ્થિતિને આવા પ્રકારના આક્ષેપોના બાણોને ચલાવતી વેળાયે સર્વથા વિસરી જ જાય છે કે તેઓ જે આક્ષેપ કરે છે તે 'વિવાહ એક પ્રકારનો કરાર છે' એવા પ્રકારની પોતાની વિશિષ્ટ માન્યતાના આધારે જ કરતા હોય છે કે જે માન્યતા ભારતીય હિન્દુસમાજ વ્યવસ્થાથી સર્વથા વિરુદ્ધ છે અર્થાત્ એ આધુનિક આક્ષેપક મહાશયોની એવી દૃઢ માન્યતા થઈ ગયેલી હોય છે કે વિવાહ એટલે એ એક પ્રકારની વ્યાવહારિક ભાગીદારી (Partnership) જ હોવાથી એ ભાગીદારીની જવાબદારીને પોતાના માથાપર ધારણ કરનાર ઉભય ભાગીદાર વ્યક્તિઓ અવશ્ય સજ્ઞાન કિંવા સુજ્ઞ હોવી જ જોઈએ એ જવાબદારીને તેમણે પોતાની ખુશી તથા પસંદગીથી જ સ્વીકારવી જોઈએ એ ભાગીદારીમાં અમુક શરતો પણ હોવી જોઈએ અને જો તે શરતોને બરાબર પાળવામાં ન આવે તો એ ભાગીદારી બંધ થઇ જવી જોઈએ! પરંતુ આપણો હિન્દુસમાજ વિવાહવિધિને એક ધર્મસંસ્કાર તરીકે સ્વીકારતો હોવાથી ભાગીદારીના વ્યવહાર તરીકે કદાપિ સ્વીકારતો જ નથી એટલે એ આધુનિક આક્ષેપકોના સર્વ આક્ષેપો આપણા હિન્દુવિવાહવિધિના સંબંધમાં લેશમાત્ર પણ લાગુ પડી શકતા નથી અને કદાપિ લાગૂ પડી શકે તેમ છે પણ નહિ વળી એ વિશિષ્ટતાને પણ અહીં અવશ્ય લક્ષમાં રાખી લેવાની છે કે આ સંસાર માં ભિન્નભિન્ન વ્યક્તિઓના જે પારસ્પરિક નિકટના સંબંધો બંધાતા હોય છે તે વ્યક્તિઓમાંની એક પણ વ્યક્તિને અન્ય

વ્યક્તિની સજ્ઞાનાવસ્થામાં કિંવા પારસ્પરિક પસંદગીની આવશ્યકતા હોતી જ નથી. આવા પ્રકારના અવસરોમાં એ ઉભયમાની એક અથવા ઉભય વ્યક્તિયો જે વેળાયે અજ્ઞાનાવસ્થામાં વિહરતી હોય છે તે વેળાએ તેમનો આ સમ્બધ બંધાઈ જાય છે જેમને પતિ તથા પત્નીના સમ્બંધની સમકક્ષામાં સ્થાપી કિંવા બેસાડી શકાય તેવા ઇતર નિકટ સંબંધ તે માતાપિતા તથા સંતાનો અને ભ્રાતા તથા ભગિની આદિકના પારસ્પરિક સંબંધ જ આ સંસારમાં અસ્તિત્વ ધરાવે છે અર્થાત્ એ સમ્બધના આરંભના સમયે ઉભય પક્ષો સજ્ઞાન નથી હોતા, એ સમ્બધમાં રહેલી જવાબદારીની તેમને લેશમાત્ર પણ જાણ કિંવા કલ્પના નથી હોતી અને એ સમ્બધના આરંભથી પૂર્વે ઉભય પક્ષની પારસ્પરિક પસંદગીને જાણી લેવાની તો સર્વથા અશક્યતા તથા અસંભવનીયતા જ હોય છે સારાંશ કે, વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ કોઈ ઉદ્દામથી ઉદ્દામ સમાજસુધારકથી પણ એ વસ્તુસ્થિતિને અન્યાય તથા અત્યાચાર આદિક હીનતર નામોવડે વિભૂષિત (વસ્તુત વિદ્રૂપ કિંવા કલંકિત) કરવાની ધૃષ્ટતા નથી કરી શકાતી, તો પછી કોઈ પણ વિચારશીલ તથા સમદૃષ્ટિ કિંવા નિષ્પક્ષપાત પુરુષથી તો એ વસ્તુસ્થિતિને અન્યાય તથા અત્યાચાર આદિક નીચાર્થદર્શક નામોવડે કલંકિત કરવાની ધૃષ્ટતા કેમ તથા કેવી રીતે કરી શકાય વારુ? "માતા પિતા તથા સંતાનો અને સહોદર તથા સહોદરા આદિકના પારસ્પરિક સમ્બધો અધિક નૈસર્ગિક હોવાથી તેમના સમ્બંધનો ન્યાય પતિ તથા પત્નીના સમ્બંધને લાગૂ કરી શકાય તેમ નથી," એવી એક શંકા શંકાશીલ મનુષ્યથી અહીં દર્શાવી શકાય તેમ છે, પરંતુ જો વાસ્તવિકતાથી તથા વિચારપુરઃસર જોવામાં આવે તો સ્ત્રી તથા પુરુષના સંયોગની વિવાહના યોગે થનારી નિયદ્ધતા એ જ કુટુંબસંસ્થા તથા સુવ્યવસ્થિત સમાજસંસ્થાનો પાયો હોવાથી જ્યાં એ પાયાનો અભાવ હોય છે ત્યાં કુટુંબસંસ્થા અસ્તિત્વમાં જ નથી આવી શકતી અને જ્યાં કુટુંબસંસ્થા જ અસ્તિત્વ ન ધરાવતી હોય, ત્યાં માતાપિતા,

સંતાન તથા ભ્રાતાભગિની આદિક નૈસર્ગિક સંબંધોને સામાજિક મહત્ત્વની પ્રાપ્તિ કદાપિ ન થાય, એ વાર્તા સર્વથા સ્પષ્ટ હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા રહેતી જ નથી આ સર્વ કારણોથી જ પતિપત્નીસંબંધ આ નૈસર્ગિક સંબંધો જેટલો જ કિંબહુના એ સંબંધો કરતાં ય અધિકતર સાત્ત્વિક તથા સર્વથા કર્તવ્યમૂલક છે, નિદાન તે સંબંધ અધિકતર સાત્ત્વિક તથા કર્તવ્યમૂલક હોવા જોઈએ, તો જ આ અમારા સંસાર સારરૂપ તથા સુખાવહ થવાનો સંભવ માની શકાય એમ છે એ જ આપણી હિન્દુજાતિની દૃઢ માન્યતા છે અને તેથી જ આપણી હિન્દુજાતિની વિવાહપદ્ધતિયે આપણી એ માન્યતા અનુસારિ સ્વરૂપને ધારણ કરી લીધું છે અસ્તુ

હવે વર તથા વધૂની પોતાની પસંદગીથી જ થનારા વિવાહના યોગે નૈતિક તથા સામાજિક દૃષ્ટિથી જોતાં જે એક અન્ય અનિષ્ટતમ પરિણામ થતું આપણા જોવામાં આવ્યા કરે છે તે અનિષ્ટતમ પરિણામ એ છે કે એ સ્વયનિર્વાચનાત્મિકા વિવાહપ્રણાલિકાના પરિણામે અસંખ્ય સ્ત્રીઓ તથા પુરુષોને મરણપર્યન્ત અવિવાહિત અવસ્થામાં જ પોતાના દુર્લભ માનવ અવતારની સમાપ્તિ કરી દેવી પડે છે કામવાસના તથા કામવ્યવહારની વિવાહના યોગે થનારી નિયમિતતા તથા એકવ્યક્તિનિબદ્ધતાની પુરુષજાતિ કરતાં પણ સ્ત્રીજાતિમાટે તેના નૈતિક હિતની દૃષ્ટિથી અધિક પરિમાણમાં તથા અનિવાર્ય આવશ્યકતા છે વિવાહના નિર્બંધથી વિહીન કામવ્યવહાર, એટલે કે, વસ્તુતઃ વ્યભિચાર, પાપ તથા પુણ્યની દૃષ્ટિથી, સ્ત્રી તથા પુરુષ ઉભયમાટે એક સરખી રીતે જ ત્યાજ્ય તથા પાતકાવહ છે અને એવા પ્રકારના સ્વૈર કામવ્યવહારના સંબંધમાં મનુ ભગવાને જે ઉદ્ગારો કાઢ્યા છે તે એ છે કે —

"नहीं दृशं मनायुष्य लोके किञ्चन विद्यते ।
यादृशं पुरुषस्येह परदारोपसेवनम् " ॥

मनु अ ४, श्लो १३४.

અર્થાત્ " પરસ્ત્રીગમન સમાન પુરુષના આયુષ્યની હાનિ કરનાર અન્ય કોઇ પણ કાર્ય આ સંસારમા અસ્તિત્વ ધરાવતું જોવામા નથી આવી શકતુ, " એ જ મનુ ભગવાનના ઉદ્ગારોનો ફલિતાર્થ છે. પરતુ જો આ વ્યવહારને કેવળ સામાજિક દૃષ્ટિથી જ જોવામા આવે, તો આ વ્યવહાર (વસ્તુત વ્યભિચાર) પુરુષની નૈતિક હાનિ કરતા સ્ત્રીજાતિની જ અધિક હાનિ કરતો રહે છે. પુરુષ સ્વૈર કામવ્યવહાર કરીને મુક્ત થઇ જાય છે અને તેના શરીરમા એ પાતકનું જેને 'દૃશ્ય' કહી શકાય તેવુ કાઇ પણ ચિહ્ન અવશિષ્ટ નથી રહેતું, પરતુ એથી વિરુદ્ધ મહુધા સ્ત્રીજાતિના શરીરમા ગર્ભના રૂપે એ પાપમય કામવ્યવહારનું સ્પષ્ટ ચિહ્ન અસ્તિત્વમા આવીને સમાજમા સર્વત્ર સ્ત્રીજાતિની અપ્રતિષ્ઠાને વિસ્તારી દે છે આ પરિસ્થિતિને ઉત્પન્ન કરનાર સૃષ્ટિની ઘટના જ છે, એ સત્યનો તો એ ઘટનાને અન્યાયમૂલક તરીકે ઓળખાવનાર વ્યક્તિથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી અર્થાત્ આ નસર્ગિક પરિણામની ઘટનાને લક્ષમા લઇને આપણા હિન્દુસમાજમા પુરુષના વિવાહ કરતા સ્ત્રીના વિવાહની અત્યત અધિક તથા અનિવાર્ય આવશ્યકતા માનવામા આવી છે અને સ્ત્રીનો વિવાહ સ્ત્રીમાટે એ જ દૃષ્ટિથી અધિક હિતાવહ છે, એ કોઇ પણ કહી તથા સમજી શકે તેમ છે સારાશ કે જે માનવસમાજમા સ્ત્રીનો યથાસમય વિવાહ કરી દેવાની આટલી સીમા પર્યન્ત અનિવાર્ય આવશ્યકતા અસ્તિત્વ નથી ધરાવતી તે માનવસમાજમા ધીમે ધીમે અવિવાહિતા પ્રૌઢા તથા વયોવૃદ્ધા કન્યાઓનો એક અત્યત વિશાળ વર્ગ નિર્માણ થઇ જાય છે, વિવાહવિષયક અનિશ્ચિતતાના યોગે એવા માનવસમાજની સ્ત્રીઓને ઉદરપોષણમાટે અન્ય સ્ત્રીઓ તથા પુરુષો સાથે ભયકર પ્રતિસ્પર્ધા કરવી પડે છે, એ પ્રતિસ્પર્ધાના યોગે સ્ત્રીઓની શારીરિક, માનસિક તથા નૈતિક અધોગતિ ( નિદાન હાનિ તો ) થતી રહે છે અને નીતિનિયમના શૈથિલ્યના યોગે સમાજમા અજ્ઞાતકુલશીલ, અનાથ તથા વર્ણસકર સતાનોના એક વિશિષ્ટ

સમુદાયનો વિવાહબંધનવિષયક શૈથિલ્યના સ્મારકના રૂપમાં શાશ્વત પ્રવેશ થઇ જાય છે! પાશ્ચાત્ય સમાજમાંના વિચારશીલ પુરુષોને પણ આ સ્થિતિ સ્પૃહણીય તો નથીં જ ભાસતી અને તેથી જ 'ઇંગ્લૅંડમાંની અવિવાહિતા અબળાઓમાંની પ્રતિ શત દશ અબળાઓને પોતાના ઉદરપોષણાર્થ શારીરિક તથા માનસિક પરિશ્રમો અનિચ્છાપૂર્વક કરવા પડે છે;' એ વાર્તાને લૉર્ડ કૅર્ઝને મહાશયે પ્રકાશિત કરીને ત્યાંના સ્ત્રીસમાજની દુર્દશાના સબંધમાં પોતાની ગહન અનુકંપાને વ્યક્ત કરી બતાવી છે. એમાં તો કોઈ પણ પ્રકારની શંકા છે જ નહિ કે આપણા આધુનિક સમાજસુધારકોની ઇચ્છા અનુસાર જો આપણા હિન્દુસમાજમાં એ વર તથા વધૂની પારસ્પરિક પસંદગીથી થતા યૌવનોત્તર વિવાહની પ્રથા પ્રચલિત થઇ જશે, તો તેના પરિણામે આપણા હિન્દુસમાજમાં પણ એ નૈતિક તથા સામાજિક સંકટો પાશ્ચાત્ય સમાજ પ્રમાણે જ વિસ્તરી જશે અને આપણો હિન્દુસમાજ ઉન્નતિના ઉત્તુંગ શિખર પર આરોહણ કરવાને બદલે અધોગતિનાં ગહનતમ ગર્તામાં જ ઊંડો ને ઊંડો ઊતરવા માંડશે! વાર્ષિક ચાર, પાંચ કે દશ હજાર રૂપિયાની આવકવાળા બૅરિસ્ટરો, વકીલો, ડૉક્ટરો પ્રોફેસરો તથા સરકારી અધિકારીઓ જ જ્યાં સુધી પસંદગીપ્રધાન વિવાહના ખેલો પોતાના તરુણ પુત્રો તથા પુત્રીઓના દ્વારે ખેલાવી રહ્યા છે, ત્યાં સુધી તો તેમની યુવતી તથા પ્રૌઢા કન્યાઓને આવા અનિષ્ટ તથા શોકોત્પાદક પ્રસંગો વિશેષ પરિમાણમાં પ્રાપ્ત નથી થવાના; પરંતુ જો એ વિવાહવિષયક 'સુધારણા' નામધારિણી કુધારણાનો મધ્યમ વર્ગના લોકસમુદાયમાં દુર્દૈવવશાત્ તેમની ઇચ્છા અનુસાર પ્રવેશ થઇ જશે, તો તેના યોગે ઇંગ્લૅંડમાંની પરિસ્થિતિની આપણા હિન્દુસમાજમાં પણ વિઘાતક પુનરાવૃત્તિ થયા વિના નહિ જ રહે, એ સર્વથા નિર્વિવાદ તથા નિઃસંશય વાર્તા છે. પરમાત્મા ભારતીય હિન્દુસમાજને એ પાશ્ચાત્ય અનિષ્ટ પરિસ્થિતિનો કદાપિ સાક્ષાત્કાર ન કરાવે, એ જ પરમાત્માનાં શ્રીચરણોમાં અમારી અહોનિશ અખંડ તથા અવિશ્રાંત અભ્યર્થના છે! તથાસ્તુ.

પુરુષપ્રકૃતિની પારસ્પરિકસબંધવિષયક આપણી હિન્દુજાતિની તાત્વિક તથા ધાર્મિક ઉપપત્તિનું આપણી હિન્દુવિવાહપદ્ધતિના ગંધમાં જે કાંઈ પણ ઇષ્ટ પરિણામ થયેલું છે તે ઇષ્ટ પરિણામનું અમોએ અત્યાર સુધી યથામતિ વિવેચન પર્યાપ્ત પરિમાણમાં કરેલું હોવાથી હવે એ ઉપપત્તિનો આપણા હિન્દુ દમ્પતીઓના પારસ્પરિક સંબંધ ઉપર કેટલો તથા કેવો પ્રભાવ પડેલ છે એ વિષયનો અમારે અમારા પાઠકો તથા પાઠિકાઓને આવશ્યક પરિચય કરાવવાનો છે પતિપત્ની, ધણીધણિયાણી અને વરવધૂ આદિક નિકટસંબંધદર્શક શબ્દો અન્ય ભાષાઓમાંના એવા જ અર્થદર્શક શબ્દો પ્રમાણે આપણી ભાષામાં પણ વિદ્યમાન છે. અંગ્રેજી ભાષામાંના 'Couple' શબ્દ પ્રમાણે 'દંપતી'ના અર્થનો દર્શક 'જોડી' અથવા 'જોડલું' શબ્દ આપણી ભાષામાં પણ હાજરાહજુર છે, છતાં પણ પતિ તથા પત્નીના આધિભૌતિક તથા આધ્યાત્મિક અભિન્નતાદર્શક 'દમ્પતી' શબ્દસમાન કિંવા અંગ્રેજી ભાષાના 'Family' તથા 'Wife' એ ઉભય શબ્દોના એકીકરણકારક 'કુટુંબ' શબ્દ સમાન ગભીરાર્થદર્શક એક પણ શબ્દ પાશ્ચાત્ય દેશની કોઈ પણ ભાષામાં અસ્તિત્વ ધરાવતો આપણા જોવામાં નથી આવી શકતો પાશ્ચાત્ય સમાજના કવિજનો 'Home' એટલે કે 'સ્વગૃહ'ની "Home, Home, Sweet Home, There is no place like Home" ઇત્યાદિ શબ્દોવડે નિરંતર સ્તુતિ કરતા રહે છે, પરંતુ આપણે એ અત્યંત મધુર સ્વગૃહ'ની તેમ જ એ ગૃહની દેવતા—ગૃહિણી—ની એક જ શ્લોકમાં સીમાબદ્ધ થયેલી જે ગદ્યગાથા, કિન્તુ ગહનગભીર અર્થદર્શક શબ્દોવડે સ્તુતિ કરીએ છીએ તે એ છે કે'—

"न गृह गृहमित्याहु र्गृहिणी गृहमुच्यते ।
गृह तु गृहिणीहीन कान्तारादतिरिच्यते" ॥

આ ગૃહદેવતા વિષયક સ્તુતિનો અર્થ એ થાય છે કે બુદ્ધિમા-

મનુષ્યો ગૃહને 'ગૃહ' નામથી ન ઓળખતાં 'ગૃહિણી'ને જ 'ગૃહ' નામથી ઓળખતા રહે છે; કારણ કે, જે ગૃહમાં ગૃહિણીનો અભાવ હોય છે તે ગૃહ નિર્જન અરણ્ય કરતાં પણ અતિશય ભયંકર રહ્યા કરે છે; એટલે કે, ગૃહિણીના યોગે જ 'ગૃહ'ની 'ગૃહ' પદવીની સાર્થકતા થતી રહે છે!" ગૃહિણી તથા ગૃહસ્થાશ્રમના માહાત્મ્યનાં પરિચાયક આવાં અનેક સુભાષિતો આપણી ગીર્વાણ ગિરામાં વિદ્યમાન હોઇને ' धन्यो गृहस्थाश्रमः ' એ સિદ્ધાંતને આપણે આપણા એકમેવાદ્વિતીય અંતિમ તથા શાશ્વત સિદ્ધાંત તરીકે જ સ્વીકારી લીધો છે. સારાંશ કે, પાશ્ચાત્ય સમાજમાંનાં પતિ તથા પત્નીનો જીવનક્રમ પરસ્પરસંનિધ, પરંતુ ભિન્નતાપૂર્વક, એક જ દિશામાં જનારી સમાન્તરરેષા સમાન હોય છે. અર્થાત્ એ રેષાઓનું બહુધા પરસ્પર સંમેલન નથી થતું; માત્ર એટલું જ નહિ પણ કેટલાક પ્રસંગે એ રેષાઓ પારસ્પરિક છેદનપૂર્વક વિપરીત દિશામાં જતી પણ જોવામાં આવી શકે છે. એથી વિરુદ્ધ આપણા ભારતીય હિન્દુસમાજમાંનાં પતિ તથા પત્નીનો જીવનક્રમ તે રેષાઓ સમાન હોય છે કે જે બે ભિન્ન ભિન્ન દિશામાંથી આવનારી રેષાઓ, તેમનું પરસ્પર સમેલન થઈ ગયા પછી, બહુધા એક જ રૂપથી એક જ દિશામાં સતત પ્રયાણ કરતી રહે છે. અર્થાત પાશ્ચાત્યોનો પતિપત્નીસંબંધ ભિન્નત્વયુક્ત સમાનતાશાળી હોય છે અને આપણો હિન્દુઓનો પતિપત્નીસંબંધ કિંવા દાંપત્ય સંબંધ ભિન્નતાના ભયાનક દુર્ગને ભેદીને સમાનતાના પ્રદેશથી પણ પરપ્રદેશમાં વિહરની (આધ્યાત્મિક) એકતા (એકત્વ કિંવા ઐક્ય) ને પણ પ્રાપ્ત કરી લે છે! મહાશોકનો વિષય છે કે આવો આ શ્રેષ્ઠતમ દંપતીસંબંધ પણ સમતાવિષયક ભ્રાંતિમૂલક કલ્પનાના ઉન્માદરોગના ભોગ થયેલા આપણામાંના કેટલાક સુશિક્ષિત આધુનિક સુધારકોને યોગ્ય નથી જણાતો અને મિલ નામક એક પાશ્ચાત્ય ગ્રંથકારના 'સ્ત્રીઓની પરવશતા' નામક ગ્રન્થમાંનાં ત્યાંના સમાજમાટે અપાયલાં સર્વ યોગ્યાયોગ્ય પ્રમાણોને ઉછીનાં

લઇને તે પ્રમાણોના સંબંધને હિન્દુદમ્પતીસંબંધવિષયક કલ્પનાના શિરપર પછાડવાની જ્યારે ને ત્યારે તિરસ્કરણીય ચેષ્ટાઓ તે શ્રીમાનો કરતા રહે છે ! પરંતુ મિલ્ મહાશયના એ સંથગાનું તત્ત્વજ્ઞાન હવે ત્યાં તે મહાશયના પોતાના દેશમાં પણ જૂનું પુરાણું તથા અનુપયુક્ત થઇ ગયેલું હોઇને તે તત્ત્વજ્ઞાનને વ્યવહારમાં યોજવાથી ઓસુધારણા તથા અબલોન્નતિવિષયક સમસ્યાનો નિર્ણય તો જાણે નથી જ થઈ શકયો. પરંતુ વિવાહબંધનવિષયક તિરસ્કાર વિવાહિત સ્રીપુરુષોનો સન્તતિવિષયક તિરસ્કાર અને લોકસખ્યાનો હ્રાસ ઈત્યાદિક ધડભાંજિયા, વિકટ તથા અત્યંત કોમળ નવી નવી સમસ્યાઓ વિપુલ સખ્યામાં ઉપસ્થિત થવા માંડી છે અને એ સર્વ સમસ્યાઓ જેની આપણાથી વાસ્તવિક કલ્પનામાત્ર પણ કરી શકાય તેમ નથી તેટની અપરિમિત સીમા પર્યન્ત પાશ્ચાત્ય સમાજનાયકોના મહાફળરૂપ અસ્તિત્વને ભયંકર સ્વરૂપમાં મુંઝવી રહી છે જેવી રીતે આપણા વર્તમાન હિન્દુસમાજમાં હિન્દુસ્થાનમાંની પોતાની રાજસેવાથી મુક્ત થઇને સ્વદેશની દિશામાં પ્રયાણ કરતા કોઇ ગૌરાંગદેવના જૂના વસ્ત્રો તથા જૂનાં ફર્નિચર આદિકને કોઇ કાળા કે ગોરા લીલામવાળાના લીલામખાનામાંથી ખરીદી લાવીને પોતાના શરીરો તથા આગારોને શૃંગારનારા બુદ્ધિશાળી (?) પુરુષો આજકાલ સારી સંખ્યામાં અસ્તિત્વ ધરાવે છે તેવી જ રીતે ઈંગ્લૅંડમાં જૂની પુરાણી થઈ ગયેલી અને જેમની વાસ્તવિકતાના સબંધમાં ત્યાં અનેક પ્રકારના શંકાઓ ઉત્પન્ન થઇ ગયેલા હોય તેવા પ્રકારની માન્યતાઓને આંધળા પર કોઈનું ' વાળી કહેવત પ્રમાણે યથાસ્થિત સ્વરૂપમાં ઊપાડી લાવીને તે માન્યતાઓનું હિન્દુસમાજના શિર પર અભ્રક્ષેપણ કરનારા આલસ્યમૂર્તિ નિરીક્ષણશૂન્ય તથા સ્વાભિમાનશત્રુ હિન્દુ મહાપુરુષો આપણા હિન્દુસમાજમાં અત્યારના વિલક્ષણ સમયમાં વિપુલ સખ્યામાં પ્રકટ થઈ ગયા છે અને એ મહાપુરુષોએ સમાજસુધારણાના નામથી મહાપવિત્ર હિન્દુસમાજના ભ્રષ્ટીકરણને જ વેગપૂર્વક આરંભી દીધું

છે ! આ સુધારક મહાશયો હિન્દુસમાજના શિર પર નિરંતર જે નિયમ આક્ષેપો કરતા રહે છે તે એ કે "હિન્દુઓ બુદ્ધિપૂર્વક સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ ન આપીને અજ્ઞાનના અંધકારમાં જ અટવાતી રાખતા રહે છે, સ્ત્રીઓને પુરુષોની સમાનાધિકારિણી તરીકે ન સ્વીકારતાં સ્ત્રીઓને ગુલામડીઓ કિંવા પશુતુલ્ય જ લેખતા રહે છે અને નિર્દય તથા સ્વાર્થપરાયણ હિન્દુસમાજ સ્ત્રીજાતિને કોઈ પણ પ્રકારની સ્વતંત્રતા સમર્પવાની ઉદારતા ન દર્શાવીને પરતંત્રતાના બંધનમાં જકડાયેલી તથા અંતઃપુરની ચાર દીવાલોની વચ્ચે કારાગૃહવાસિની પ્રમાણે ગોંધાયલી ને ગોંધાયલી જ રાખ્યા કરે છે ! ! !" ઇત્યાદિ ઇત્યાદિ એક સર્વથા વિભિન્ન કુટુંબની કન્યા પોતાના પતિના આવાસમાં આવીને ત્યાંના સમારમ્ભવ્યવહાર તથા પોતાના પતિ સાથે એકરૂપ થઈ જતી હોવાથી તે વિવાહિતા સ્ત્રીનો સ્વતંત્ર સંસાર અસ્તિત્વ ધરાવતો જ નથી, એટલે એ દૃષ્ટિથી જોતાં આપણા હિન્દુ સમાજમાં પત્ની સ્વતંત્રતાની અધિકારિણી નથી હોતી, એ વાર્તાને કોઈ પણ માન્ય કરી શકે તેમ છે. પરંતુ આવા પ્રકારની સ્વતંત્રતાની અપ્રાપ્તિથી હિન્દુ પત્નીની હાનિ શી થાય છે, એની અમારાથી તો કશી પણ કલ્પના નથી જ કરી શકાતી જ્યાં સુધી ગંગા યમુના તથા સરસ્વતી એ ત્રણ પતિતપાવની સરિતાઓનો સંગમ થયેલો નથી હોતો ત્યાં સુધી જ એ સરિતાઓનાં સ્વતંત્ર નામો અસ્તિત્વ ધરાવતાં હોય છે, પરંતુ જ્યારે એક સરિતાનો અન્ય સરિતા સાથે સંગમ થઇ જાય છે ત્યારે તે સંગમસ્થાનમાંથી જે સરિતાનો પ્રવાહ અગ્રગામી થતો હોય તે નામ જ અવશિષ્ટ રહે છે અને તે પ્રવાહમાં જે સરિતાનો સંગમ થયેલો હોય છે તે સરિતાના નામનો લોપ થઇ જાય છે એ જ પ્રમાણે સર્વ સરિતાઓ સાગર સાથે જ્યારે મળી જાય છે ત્યારે સર્વ સરિતાઓનાં નામોનો લોપ થઈને કેવળ 'સાગર' દેવનું નામ જ અવશિષ્ટ રહેલું જોવામાં આવ્યા કરે છે પરંતુ એથી કાંઈ એવો સિદ્ધાન્ત નિષ્પન્ન નથી થઇ શકતો કે સાગરમાં મળીને એકરૂપ થઇ ગયેલી ગંગા, યમુના, સરસ્વતી, ગોદાવરી, નર્મદા તથા તાપી આદિ

સરિતાઓના સલિલનો મહાસાગરના વારિરાશિમા સર્વથા અભાવ જ હોય છે અર્થાત્ એ જ ન્યાય અનુસાર પતિના પ્રામાદમાં પધાર્યા પછી પત્નીના સ્વતંત્ર અસ્તિત્વનો જો કે લોપ થઈ જાય છે, તો પણ પત્ની કોઈ પણ પ્રકારની મહત્તાને નથી જ ધરાવતી અને તેની યોગ્યતા કેવળ એક આજ્ઞાધારિણી દાસી કિંવા ગુલામડી જેટલી જ હોય છે, એ સુધારકો (વસ્તુત આધુનિક સુધારકમન્યો) નું વિધાન અક્ષરશ અસત્ય છે અને એ વિધાનમા વાસ્તવિકતાનો અંશમાત્ર પણ અમારા જોવામા તો નથી જ આવી શકતો. હિન્દુ સ્ત્રીઓના અજ્ઞાનના સબધમા સુધારકોદ્વારા જે પ્રચડ પોકારો થતા રહે છે તે પોકારો પણ આવા જ પ્રકારના અસત્ય તથા પોલા છે, એમ જ માની લેવાનું છે હિન્દુ સ્ત્રીઓ અજ્ઞાન છે, અશુદ્ધ છે અને અશિક્ષિત છે એમ બોલનારાઓના આક્ષેપનો વાસ્તવિક અર્થ એટલો જ સમજવાનો છે કે અત્યારે પુરુષોને મળનારૂં પુસ્તકી શિક્ષણ હિન્દુ સ્ત્રીઓને મળતુ ન હોવાથી હિન્દુ સ્ત્રીઓ અત્યત અજ્ઞાન છે અને અકલ્પનીય પરિમાણમા અશિક્ષિતા છે પરતુ જો વાસ્તવિકતાથી જોવામા આવે, તો એ આક્ષેપકો સાક્ષરતા તથા સુશિક્ષિતતા એ બે શબ્દોને એકાર્થદર્શક શબ્દો તરીકે જ માન્યા કરે છે અને એ તેમનો પોતાનો જ પ્રમાદ છે એ વસ્તુસ્થિતિ તેમના પોતાના જોવા તથા જાણવામા આવી જ નથી શકતી આપણો સામાન્ય હિન્દુ સ્ત્રીસમુદાય કદાચિત્ નિરક્ષર હશે અથવા છે, પરતુ કેવળ નિરક્ષરતાના કારણથી જ હિન્દુ સ્ત્રીસમુદાયને સર્વથા અજ્ઞાન તથા અશિક્ષિત તરીકે કદાપિ ઓળખી કિંવા ઓળખાવી શકાય તેમ નથી, કારણ કે, સાક્ષરતા જ્ઞાન તથા શિક્ષણનુ એક સાધન હોવા છતા પણ એ સાક્ષરતા ન હોવા છતા ય મનુષ્ય સજ્ઞાન તથા સુશિક્ષિત હોઈ શકે છે અથવા થઇ શકે છે અર્થાત્ આપણા હિન્દુસમાજમાની એ પરિસ્થિતિનો તો કોઈ પણ મનુષ્યને પ્રત્યક્ષ પરિચય થઈ શકે તેમ છે કે આપણા હિન્દુસમાજમાના સર્વથા નિરક્ષર સ્ત્રીપુરુષો પણ ધર્મ, નીતિ તથા સદાચાર આદિકના મર્મને સારી રીતે જાણતા હોય છે;

એ ધર્મ,નીતિ તથા સદાચારની મહત્તા તેમનાથી લેશમાત્ર પણ અજ્ઞાત નથી હોતી અને તેથી જ તેઓ યથામતિ તથા યથાશક્ય સદાચરણના માર્ગમાં અગ્રેસર થતાં રહે છે. જ્યાં આવી પ્રત્યક્ષ પરિસ્થિતિ નિરંતર આપણા જોવામાં આવ્યા કરતી હોય ત્યાં એ નિરક્ષર હિન્દુ સ્ત્રીપુરુષોને આપણાથી 'અજ્ઞાન' તથા 'અશિક્ષિત' આદિક અવાસ્તવિક વિશેષણો વડે કેવી રીતે કલંકિત કરી શકાય વારૂ? અત્યારના વર્તમાન સમયમાં સામાન્યતઃ સમસ્ત ભારતીય સ્ત્રીઓને પણ, પુરુષો પ્રમાણે જ, સાક્ષરતા, પુસ્તકી જ્ઞાન તથા બહુશ્રુતતાની આવશ્યકતા છે, એ વાર્તાને તો સર્વ જનો સ્વીકારી રહ્યા છે; એટલે કે, જીર્ણમતવાદીઓના હસ્તથી આ વાર્તાનો નિષેધ થયો પણ નથી અને થવાની સંભાવના પણ નથી; આપણી હિન્દુ સ્ત્રીઓને તથા તે સ્ત્રીઓ દ્વારા આપણા હિન્દુસમાજને પાશ્ચાત્ય પદ્ધતિની દિશામાં ખેંચી જવાના એક સાધન તરીકે જ આપણા સુધારકોના હસ્તથી સ્ત્રીશિક્ષણનો પ્રસાર જ્યાં સુધી થતો રહેશે, ત્યાં સુધી પુરાતન ધ્યેયો તથા પુરાતન આચારના અભિમાની હિન્દુઓ એ શિક્ષણથી પોતાના સ્ત્રીવર્ગને અવશ્ય અલિપ્ત જ રાખતા રહેશે, એ સર્વથા નિર્વિવાદ છે અને વર્તમાન સમાજસુધારકોની વિલક્ષણ ચેષ્ટાઓને જોતાં પુરાતનમતવાદીઓના એ વ્યવહારને કોઇથી પણ અયોગ્ય તથા અન્યાય્ય વ્યવહાર તરીકે ઓળખાવી શકાય તેમ નથી એવો અમારો દઢ વિશ્વાસ છે. અર્થાત્ પુરાતનમતવાદીઓના એ સ્ત્રીશિક્ષણપ્રચારવિષયક વિરોધમાટે વર્તમાન સુધારકો પુરાતનમતવાદીઓના શિર પર અપશબ્દો તથા અભિશાપ આદિની ગમે તેટલી તીવ્ર વૃષ્ટિને વર્ષાવતા રહે, તો પ પુરાતનમતવાદીઓ તેમના અપશબ્દો તથા અભિશાપોની લેશમાત્ર પણ પરવા કે દરકાર નથી કરવાના તે નથી જ કરવાના. સ્ત્રીઓને આપણે હિન્દુઓ પુરુષોની સમાનપદાધિકારિણી નથી માનતા એ સુધારકોના આક્ષેપનું મમર્ભક ઉત્તર ઉપર અતઃપૂર્વ આપવામાં આવ્યું છે. અર્થાત્ સ્ત્રીઓની પર્દાનશીનીના સંબંધમાં

સુધારકો જે ખૂમાખૂમ કરી રહ્યા છે તે તેમની ખૂમાખૂમનો વ્યાપાર પણ એ જ પ્રમાણે દુરાગ્રહ, વિપરીત ગ્રહ તથા અજ્ઞાન વડે દૂષિત થયેલો છે; કારણ કે સ્ત્રીઓની પવિત્રતા તથા શુદ્ધતાને અવિચલ રાખવાના એકમાત્ર વાસ્તવિક આશયથી જ પર્દાપ્રણાલીનો ઉદ્ભવ થયેલો છે, અર્થાત્ એ પર્દાપ્રણાલીના નિર્માણમાં સ્ત્રીજાતિ ઉપર અત્યાચારોની વૃદ્ધિને વર્ધાવવાનો કિંવા સ્ત્રીઓને ગુલામોના કઠોર બંધનમાં જકડી રાખવાનો ઉદ્દેશ કદાપિ હતો પણ નહિ, અત્યારે છે પણ નહિ અને ભવિષ્યમાં પણ એ ઉદ્દેશ દષ્ટિગોચર નથી થવાનો ને નથી જ થવાનો! જો પર્દાનશીનીનું પરિણામ ગુલામી જ હોત, અને પર્દાપ્રણાલી દુષ્ટ પરિણામોને નિપજાવનારી જ હોત; તો જે રાજપૂતજાતિમાં એ પર્દાપ્રણાલી આજે દીર્ઘકાળથી અસ્તિત્વ ધરાવતી આવી છે તે રાજપૂતજાતિની રમણીઓમાં એ પર્દાપ્રણાલી-જન્ય દુષ્ટ પરિણામો તથા દુર્ગુણો વિપુલ પરિમાણમાં આપણા જોવામાં આવી શક્યા હોત, એ વાર્તા સ્પષ્ટ હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા છે જ નહિ અને હોઈ શકે તેમ પણ નથી. પરંતુ રાજપૂત રમણીઓએ, તેઓ પોતે પર્દાનશીન પ્રમદાઓ હોવા છતાં પણ, સંસારને પોતાના કેવા પ્રકારના અલૌકિક નાનાવિધ ગુણોનો વિલક્ષણ સાક્ષાત્કાર કરાવેલો છે એના પ્રામાણિક તથા અમર સાક્ષી તરીકે સ્વ. કર્નલ ટૅાડ્ મહાશયકૃત 'રાજસ્થાનનો ઇતિહાસ' આપણા સમક્ષ દંડાયમાન હોઈને તે ઇતિહાસ અષ્ટૌપ્રહર એ જ વાસ્તવિકતાની દિવ્ય ઘોષણા કરી રહ્યો છે કે રાજપૂતજાતિની પર્દાનશીન પ્રમદાઓએ સંસારને પોતાના સ્વાર્થત્યાગ, તેજસ્વિતા, આત્માભિમાન, સત્યનિષ્ઠા ધર્માભિમાન, દેશાભિમાન, શૌર્ય તથા આત્મસમર્પણ આદિક અસંખ્ય સદ્ગુણોનો પ્રત્યક્ષ પરિચય કરાવી દીધો છે અને જે સદ્ગુણોની ગૌરવગાથા મુસ્લિમ ઐતિહાસિકોની તવારીખમાં પણ ગવાયલી છે તે સદ્ગુણો પાશ્ચાત્ય દેશની પૂર્ણ સ્વાતંત્ર્યભોગિની તથા બેપર્દા ગૌરાંગ રમણીઓમાં અલ્પ સ્વલ્પ પરિમાણમાં પણ અસ્તિત્વ નથી ધરાવતા,

એ આશ્ચર્યનો વિષય નથી તો અન્ય શું છે વારૂ ? અર્થાત્ "કેવળ પોતાના આચાર વિચારને જ સર્વોત્કૃષ્ટ તરીકે માની લઈને તે આચાર વિચારોના માપથી જ અન્ય દેશવાસીઓના આચાર વિચારને માપવાની ચેષ્ટા કરનાર વિપરીતદૃષ્ટિ વિદેશી પ્રવાસી કિંવા ગ્રંથકારો પરોપકારબુદ્ધિના આડંબરપૂર્વક હિન્દુ સ્ત્રીઓની અત્યંત દીન તથા હીન દશા ( દુર્દશા ) ના સંબંધમાં પોતાનાં નેત્રોમાંથી અશ્રુધારાને વર્ષાવીને પોતાના મુખમાંથી દુઃખદર્શક ઉદ્ગારોને કાઢતા રહે છે; પરંતુ હિન્દુ સ્ત્રીઓને પોતાની એ પરિસ્થિતિ લેશમાત્ર પણ દીન, અવનત તથા દુઃખપૂર્ણ નથી દેખાતી;" આવા પ્રકારના પોતાના અભિપ્રાયને દર્શાવીને સ્વ. કર્નલ્ ટૉડ મહાશયે પોતાના અમર પ્રતિહાસગ્રંથમાં એક સ્થળે આ વાસ્તવિક પરિસ્થિતિનો સુવર્ણતુલ્ય શબ્દોમાં જે પરિચય કરાવ્યો છે તે પરિચય એ છે કે: "એ ( વિદેશી પ્રવાસી કિંવા ગ્રંથકાર)ના હૃદયમાં હિન્દુ સ્ત્રીઓના સ્વાતંત્ર્યાભાવને જોઈને અતિશય દુઃખ થાય છે અને તેથી એ વિદેશી પુરુષ હિન્દુ સ્ત્રીઓની એ મર્યાદા તથા પર્દાનશીનીને 'કારાગૃહવાસ'ના નામથી ઓળખાવવા મંડી જાય છે ! પરંતુ એ પર્દાનશીન અથવા અંતઃપુરવાસિની રાજપૂત રમણીઓ કેટલી સીમા પર્યન્ત સ્વાતંત્ર્યને ભોગવતી હોય છે: કેટલા અકલ્પનીય પરિમાણમાં સુખિની હોય છે અને તેમના સંબંધમાં રાજપૂતજાતિનાં તથા અન્ય જાતિઓનાં હૃદયોમાં કેટલો ને કેવો પૂજ્યતાયુક્ત આદરભાવ વસેલો હોય છે, એ સમસ્ત પરિસ્થિતિનો મને પ્રત્યક્ષ પરિચય થયેલો હોવાથી હું પોતે રાજપૂત રમણીઓની એ અંતઃપુરવાસિતા કિંવા પર્દાનશીનીને 'કારાગૃહવાસ' નામથી કદાપિ નથી જ ઓળખાવી શકતો."* સ્ત્રીઓની અંતઃપુરવાસિતા

* "He particularly laments her want of liberty and calls seclusion, imprisonment. From the knowledge I possess of the freedom, the respect; the happiness, wich Rajput women enjoy, I am by no means inclined to deplore their state as captivity." Tod.

કિંવા પર્દાનશીની અર્થાત્ ભયંકર પરતંત્રતા અથવા ગુલામી એવા પ્રકારના અનુમાનને એ આક્ષેપક મહાશયો કયા તર્કશાસ્ત્રના આધારે દર્શાવતા રહે છે, એ જ રહસ્ય પ્રથમ તો અમારાથી સમજી નથી શકાતું કોઈ પણ મનુષ્ય પાસે સર્વથા ગુપ્ત રાખવા યોગ્ય અનેક વસ્તુઓ હોય છે અને સર્વ મનુષ્યો એવી ગુપ્ત રાખવા યોગ્ય વસ્તુઓને ગુપ્ત જ રાખતા રહે છે એમનામાંની કેટલીક વસ્તુઓને તેમની હીનતાના કારણથી ગુપ્ત રાખવાની આવશ્યક્તા હોય છે અને કેટલીક વસ્તુઓને તેમની અલૌકિક પવિત્રતા કિંવા બહુમૂલ્યતાના કારણથી ગુપ્ત રાખવાની આવશ્યક્તા સર્વથા અનિવાર્ય થઈ પડે છે. ઉદાહરણ તરીકે પાતકો તથા ભ્રષ્ટાચારોને તેમની હીનતાના કારણથી તેમ જ તેમના પ્રકાશના યોગે થનારી અપ્રતિષ્ઠાને અટકાવવાના આશયથી ગુપ્ત રાખવામાં આવે છે; દેવમૂર્તિ આદિકને તેમની પવિત્રતાને સુરક્ષિત રાખવાના ઉદ્દેશથી જ એવા સુરક્ષિત સ્થાનમા રાખવામા આવે છે કે જ્યાં અન્ય અપવિત્ર કિંવા અશુદ્ધ મનુષ્યથી પ્રવેશ ન કરી શકાય અને દેવમૂર્તિની અપવિત્રતાનો સંભવ જ ન રહે અને ધનસંપત્તિ, સુવર્ણ રજત તથા રત્નાલંકાર આદિકને તીજોરીમા અતિશય સાવધાનતાપૂર્વક એટલામાટે બંધ કરી રાખવામા આવે છે કે જો એ વસ્તુઓને ગમે તે અરક્ષિત સ્થાનમા રખડતી રાખવામાં આવે તો એ સર્વ પદાર્થો મૂલ્યવાન્ હોવાથી એમના ચોરાઇ જવાનો ભય તથા સંભવ પ્રતિક્ષણ દ્રડાયમાન રહ્યા કરે છે સારાંશ કે, હિન્દુસમાજ સ્ત્રીઓને અત્યન્ત પવિત્ર માનનો હોવાથી અને સ્ત્રીઓની પવિત્રતા હિન્દુસમાજની માન્યતા અનુસાર મોંઘામા મોંઘા 'કોહિનૂર' હીરાના મૂલ્ય કરતા પણ અધિક મૂલ્યવાની હોવાથી જ હિન્દુઓ પોતાની ગૃહદેવતાઓ કિંવા ગૃહલક્ષ્મીઓને યથાશક્ય પારમાણુમા ગૃહના સુરક્ષિત આભ્યન્તર ભાગમા, જ્યા તેમના પરપુરુષ સાથે અધિક સમાગમમા આવવાનો સંભવ ન હોય ત્યા, સુખપૂર્વક રાખવાની પ્રથાને પરાપૂર્વથી પાળના આવ્યા છે પરંતુ હિન્દુઓના એ શુદ્ધહેતુમૂલક વ્યવહારનો વિપર્યાસ થતા આધુનિક આક્ષેપકોની

દષ્ટિને સ્ત્રીઓની એ અંત પુરવાસિતા કિંવા પર્દાનશીનીમા પાવિત્ર્ય રક્ષા તથા બહુમૂલ્યતાને બદલે કારાગૃહવાસિતા તથા ગુલામીનો જ સાક્ષાત્કાર થયા કરે છે એટલે એ વિપરીત પરિણામના સમર્થમા અહીં એ જ કથન પર્યાપ્ત છે કે "જિસકી આંખોમે ચરબી છા જાતી હય, ઉસે ભૈંસકી બકરી હી નજર આતી હય!" અસ્તુ

હિન્દુ સ્ત્રીઓની પરવશતા પરતન્ત્રતા કિંવા ગુલામીના દિવસે ને રાતે એક સરખા ઢોલ વગાડનારા એ સ્ત્રીસ્વાતન્ત્ર્યવાદી સુધારકો હિન્દુજાતિ ઉપર આક્ષેપ કરવા માટેના એક શસ્ત્રરૂપ સાધન તરીકે વારંવાર જેનો ઉપયોગ કરતા રહે છે તે 'મનુસ્મૃતિ'માનો તેમનો અ યન પ્રિય કેવળ એક જ શ્લોક છે અને એ શ્લોકને તેઓ આ સ્ત્રીસ્વાતન્ત્ર્યવિષયક પ્રશ્નના વાદવિવાદના પ્રસંગે સદા સર્વદા તેમના પ્રતિપક્ષીઓના મુખ ઉપર બળપૂર્વક પછાડતા જોવામા આવ્યા કરે છે પરતુ એ શ્લોકમા સુધારકોના પ્રતિપક્ષી પુરાતનમતવાદીઓના મુખદ્વારને વાસી દેવાના સામર્થ્યનો સર્વથા અભાવ હોવાથી એ શ્લોક શિવધનુષ્ય પ્રમાણે ઊછળીને આક્ષેપકોના પોતાના વક્ષસ્થળો ઉપર જ ચઢી બેસે છે! તે શ્લોક આ છે —

"पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने।
रक्षति स्थविरे पुत्रा न स्त्री स्वातन्त्र्य मर्हति"
मनु अ ९, श्लो ३

આ શ્લોકનો ભાવાર્થ એ છે કે "સ્ત્રી જ્યારે કુમારિકા હોય છે ત્યારે તેના પોતાના પિતાના હસ્તે તેની રક્ષા થતી રહે છે, યૌવન કાલમા તેની રક્ષાનો ભાર તેના પતિદેવના શિર પર રહેલો હોય છે અને વૃદ્ધાવસ્થામા તેના પુત્રો તેની રક્ષા કરતા રહે છે એટલે ત્રણે અવસ્થામા સ્ત્રી સ્વતંત્રતાની અધિકારિણી હોતી જ નથી" આના સહાયક તરીકે વળી 'મનુસ્મૃતિ'ના પચમ અધ્યાયના ૧૪૮ મા શ્લોકમાના 'न भजेत् स्त्री स्वतन्त्रताम्' એ વાક્યને પણ આક્ષેપક

મહાશયો ઉચ્ચારતા રહે છે અર્થાત્ મનુ ભગવાન્‌ના આ વચનોને ઉચ્ચારીને સુધારકો એવા પ્રકારનો આક્ષેપ હિન્દુસમાજના શિર પર કરતા રહે છે કે "મનુના આ વચનોથી એ જ નિશ્ચિત કરી શકાય છે કે મનુની માન્યતા અનુસાર સ્ત્રીઓ કદાપિ સ્વતંત્રતાને પાત્ર છે જ નહિ એટલે કે સ્ત્રીઓની યોગ્યતા એ જ છે કે તેમને સદા સર્વદા પરતંત્રતા કિંવા ગુલામીના બંધન વડે જકડાયલી ને જકડાયની જ ગણ્યા કરવી અને તેમના મસ્તિષ્કમાં સ્વતંત્રતાની કલ્પનામાત્રનો ઉદ્‌ભવ પણ ન થવા દેવો" પરંતુ આક્ષેપકારક સુધારકોએ મનુ ભગવાન્‌ના ઉપર્યુક્ત વચનોનો પોતાની કલ્પના દ્વારા ઉપજાવી કાઢેલો આ અર્થ સર્વથા પ્રમાદમૂલક કિંવા ભ્રાન્તિમૂલક છે એ વાર્તા એ વચનોના પૂર્વાપર સંદર્ભના વિચારક પુરુષના જાણવામાં તત્કાળ આવી જાય તેમ છે, અને તે આ પ્રમાણે, '**न स्त्री स्वातन्त्र्य मर्हति**' એ વાક્યથી પૂર્વના ત્રણ વાક્યોમાં 'રક્ષણ' સંબંધનો ત્રણ વાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને તેમાં 'કૌમાર', 'યૌવન' તથા 'વાર્ધક્ય' ( વૃદ્ધાવસ્થા ) એ આયુષ્યની ત્રણે અવસ્થાઓ કિંવા આયુષ્યના ભિન્ન ભિન્ન પ્રસંગોમાં પિતા પતિ તથા પુત્ર આદિકોએ જ સ્ત્રીઓની રક્ષા કરવી જોઈએ, એ જ આશયને સ્પષ્ટ સ્વરૂપમાં દર્શાવવામાં આવ્યો છે જે રક્ષા અર્થાત્ કેવળ શારીરિક રક્ષા જ નથી કિન્તુ એમાં સ્ત્રીઓની માનસિક અને તેમાં પણ વળી વિશેષત નૈતિક રક્ષાનો આશય સમાયલો છે, માત્ર એટલું જ નહિ પણ એમાં સ્ત્રીઓના પાલનયુક્ત પોષણનો પણ અંતર્ભાવ થઈ જાય છે સારાંશ કે, એથી પૂર્વના ત્રણ વાક્યોનો તુલનાત્મક વિચાર કરતા '**न स्त्री स्वातन्त्र्य मर्हति**'નો એવો અર્થ કદાપિ નથી જ થઈ શકતો કે સ્ત્રીઓને તો સદા સર્વદા પરતંત્રતા અથવા ગુલામીના બંધનમાં જ જકડી રાખવી જોઈએ કિંતુ એનો સત્ય તથા વાસ્તવિક અર્થ એ જ થાય છે કે સ્ત્રીઓ ગમે તે અવસ્થા કિંવા ગમે તે સ્થિતિમાં હોય છતાં તેમના પોતાના પાલન પોષણનો ભાર પુરુષોએ તે સ્ત્રીઓના પોતાના શિરપર કદાપિ ન જ નાખવો જોઈએ, એટલે

કે, સ્ત્રીઓના શારીરિક, માનસિક અને નૈતિક પાલન તથા પોષણના ભારને પોતાના શિર પર ધારણ કરી લેવામાટે પુરુષો સદા સર્વદા બધાયલા હોવાથી સ્ત્રીઓનું એ પાલન પોષણ નિરંતર પુરુષોએ જ કરવાનુ છે. આ અર્થ જ મનુ ભગવાનના આશયનો સત્ય પરિચાયક છે એ વાર્તા 'મહાભારત'માના નિમ્ન વચનથી સ્વયમેવ સિદ્ધ થઈ જાય છે તે વચન આ છે:—

"भार्यायाभरणाद् भर्ता पालनाच्च पति स्मृत" ॥
महाभारत, आदिपर्व, अ १०४

આનો અર્થ એ થાય છે કે "પુરુષ પોતાની ભાર્યાનુ ભરણ પોષણ કરતો હોવાથી 'ભર્તા' અને પોતાની પત્નીનુ પાલન કરતો હોવાથી પતિ' કહેવાય છે" એ જ પ્રમાણે 'મહાભારત'ના વનપર્વના ૬૯મા અધ્યાયમા એક અન્ય પણ એવુ સ્પષ્ટ વચન વિદ્યમાન છે કે भर्तव्या रक्षणीया च पत्नी हि पतिना सदा" અર્થાત્ 'મહાભારત'માના એ શ્રી વ્યાસવચનનો પણ એ જ આશય છે કે 'પત્નીના ભરણ પોષણ તથા રક્ષણનો ભાર સદાસર્વદા પતિના મસ્તક પર જ રહેલો છે' આવી રીતે હિન્દુ પુરુષો પોતાના સ્ત્રીવર્ગનુ જે પાલન પોષણ કરતા રહે છે તે પાલન પોષણ તથા રક્ષણ આદિકમા તેમનો સ્ત્રીવર્ગ ઉપર પોતાની વર્ચસ્વયુક્ત સત્તાને ચલાવવાનો નીચ આશય કદાપિ નથી હોતો, કિંતુ એથી વિરુદ્ધ સામાજિક ધાર્મિક તથા પારલૌકિક વિષયોમા સ્ત્રીઓની મહત્તા અત્યંત અધિક તથા કલ્પનાતીત હોવાથી તેમની એ મહત્તાની દૃષ્ટિથી જ હિન્દુ પુરુષોના હસ્તથી સ્ત્રીજાતિના પાલન પોષણ તથા રક્ષણ આદિક કાર્યો નિરતર પાલનીય કર્તવ્યના રૂપમા સપન્ન થતા રહે છે આ અમારા વિધાનને સમર્થનપૂર્વક પુષ્ટિ આપનારા પ્રમાણો 'મનુસ્મૃતિ'મા જ વિપુલ સંખ્યામા વિદ્યમાન છે ઉદાહરણ તરીકે 'મનુસ્મૃતિ'ના ૯ મા અધ્યાયના દશમ તથા દ્વાદશ શ્લોકોમા અત્યંત

૨૫૯ શબ્દોમાં એવા આશયના ઉલ્લેખો કરવામાં આવ્યા છે કે: "સ્ત્રીઓને ગૃહમાં ગોંધી રાખીને તેમ જ ગુલામીની ગર્તામાં ઓખી રાખીને તેમની પવિત્રતાને અવિચલ રાખવાની ચેષ્ટા સર્વથા નિંદ્ય હોઇને એટલામાટે ત્યાજ્ય છે કે એવા ઉપાયોથી સ્ત્રીઓને કદાપિ શુદ્ધ નથી રાખી શકાતી, કિન્તુ સ્ત્રીઓને પોતાને જ પોતાના રક્ષણની ક્ષમતા સમર્પવાથી સ્ત્રીઓ અધિક સુરક્ષિત થઇ જાય છે "× અહીં અમો આજકાલના પાશ્ચાત્ય સુધારણાના પુરસ્કારક સુધારક મહાશયોને પૂછવા માગીએ છીએ કે મનુ ભગવાનના આ વિધાનમાં આપ શ્રીમાનોને સ્ત્રીજાતિ વિષયક હીન દૃષ્ટિનો અંશમાત્ર પણ દૃષ્ટિગોચર થઇ શકે છે ખરો કે?

આ સંસારમાં અસ્તિત્વ ધરાવનારી અનેક મૂલ્યવતી વસ્તુઓમાની 'સ્ત્રી' નામક સજીવન વસ્તુ એટલી સીમા પર્યન્ત અધિક મૂલ્યવતી છે કે એના મૂલ્યની, જો વાસ્તવિકતાથી વિચારપૂર્વક જોવામાં આવે તો, યથાર્થ તથા વાસ્તવિક કલ્પના કોઇથી ભાગ્યે જ કરી શકાય છે, અને તેથી જ હિન્દુજાતિને તથા હિન્દુ ધર્મશાસ્ત્ર પ્રણેતાઓએ સ્ત્રીજાતિ તથા તેની પવિત્રતાના રક્ષણને આટલી અકલ્પનીય સીમા પર્યન્ત મહત્ત્વ સમર્પેલું છે અર્થાત્ સ્ત્રીજાતિના રક્ષણ-વિષયક 'મનુસ્મૃતિ'માંના નિમ્ન ઉલ્લેખો પણ સર્વ હિન્દુઓમાટે અવશ્ય સદા સર્વદા સ્મરણમાં રાખી લેવા યોગ્ય છે —

" चतुर्णामपि वर्णानां दारा रक्ष्यतमा सदा "।
मनु अ ८ श्लो ३५९

×" न कश्चिद् योषित शक्त प्रसह्य परिरक्षितुम् "।
मनु अ ९ श्लो १०

" अरक्षिता गृहे रुद्धा पुरुषै राप्तकारिभि ।
आत्मानमात्मना यास्तु रक्षेयुस्ता सुरक्षिता "॥
मनु. अ ९ श्लो १२

"सूक्ष्मेभ्योऽपि प्रसंगेभ्यः स्त्रियो रक्ष्या विशेषतः।
द्वयो हि कुलयोः शोकमावहेयु ररक्षिताः"
मनुः अ. ९. श्लो. ५

આનો ભાવાર્થ એ થાય છે કે: "સ્ત્રી સંસારમાંની અન્ય સર્વ વસ્તુઓ કરતાં અત્યંત રક્ષણીય (રક્ષણ કરવા યોગ્ય) વસ્તુ હોવાથી ચારે વર્ણના લોકોએ સ્ત્રીઓનું અન્ય સર્વ વસ્તુઓ કરતાં અધિક રક્ષણ કરવાનું છે;" માત્ર એટલું જ નહિ, પણ અતિશય ક્ષુલ્લક જણાતા સામાન્યથી સામાન્ય મોહોત્પાદક પ્રસંગોથી પણ વિશેષ દક્ષતાપૂર્વક સ્ત્રીઓને સુરક્ષિત રાખવાની અનિવાર્ય આવશ્યકતા છે; કારણ કે, જો સ્ત્રીઓને સુરક્ષિત રાખવાની દક્ષતા દર્શાવવામાં ન આવે, તો તે અસાવધાનતાના પરિણામે તે સ્ત્રીઓના પિતૃકુલ તથા શ્વસુરકુલ એવી રીતે ઉભય કુળોમાટે દુઃખ તથા પશ્ચાત્તાપના પ્રસંગો અવશ્ય ઉપસ્થિત થઇ જાય છે."

વિવાહિત સ્ત્રીપુરુષો પોતાના જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત એક બીજાની સાથે અવ્યભિચારિણી અખંડ નિષ્ઠાપૂર્વક રહ્યાં કરે એ પરિસ્થિતિ નૈતિક તથા સામાજિક દૃષ્ટિથી કેટલી સીમા પર્યન્ત આવશ્યક છે, એ વિષયને ચર્ચતાં મનુ ભગવાને જે વચનો ઉચ્ચારેલાં છે તે વચનોમાં મનુ ભગવાનના કોઈ કટ્ટામાં કટ્ટા તથા કાલકૂટ વિરોધી તથા મનુ ભગવાનની આજ્ઞાઓને 'શયતાની આજ્ઞા' કહેનાર વિક્ષિપ્ત તથા ગર્દભરાજોપમ મૂર્ખશિરોમણિ સમાજસુધારકોથી પણ ક્યાં ય પુરુષજાતિવિષયક પક્ષપાતને દેખાડી શકાય તેમ નથી; તો પછી સામાન્ય મનુષ્યથી તો તે વચનોમાં પુરુષજાતિવિષયક પક્ષપાતને ક્યાંથી જ દેખાડી શકાય વારુ? મનુ ભગવાનનાં તે વચનો આ છેઃ—

"संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम्" ॥
मनु : अ. ३. श्लो, ६०

अयोन्यस्या व्यभिचारो भवेदा मरणान्तिक ।
एष धर्म समासेन ज्ञेय स्त्रीपुंसयो पर "

मनु अ ७ श्लो १०१

' જે કુળમા ભાર્યાદ્વારા ભર્તા તથા ભર્તાદ્વારા ભાર્યા નિરતર સતુષ્ટ રહ્યા કરે છે તે કુળનુ શાશ્વત કલ્યાણ થતુ રહે છે એમા કોઈ પણ પ્રકારનો સશય છે જ નહિ આમરણ, એટલે કે જીવનની અન્તિમ ઘટિકા પર્યન્ત પતિ તથા પત્નીનો પારસ્પરિક અવ્યભિચારી પ્રેમ નિરતર અવિચલ રહ્યા કરે અને તેમા અન્તરનો આવિર્ભાવ ન થાય, એ જ વિવાહિત સ્ત્રીપુરુષોની શ્રેષ્ઠ વૈવાહિક નીતિનો અંતિમ સાર છે," એ મનુ ભગવાનના 'મનુસ્મૃતિ'માના ઉપર્યુક્ત વિધાનનો મથિતાર્થ કિંવા ભાવાર્થ છે આ વિધાનની સાથે સાથે જ 'મનુસ્મૃતિ'મા સ્ત્રીજાતિની નૈતિક શુદ્ધતાના સબધમા કાઇક અધિક આગ્રહ દર્શાવવામા આવ્યો છે, પરન્તુ તે આગ્રહ પુરુષવિષયક પક્ષપાતના આશયથી નથી દર્શાવવામા આવ્યો, કિન્તુ સ્ત્રીજાતિના પોતાનાજ નૈતિક પક્ષપાતના કારણથી દર્શાવવામા આવ્યો છે એ વાર્તાને પણ અહીં આપણે વિશિષ્ટતાપૂર્વક લક્ષમા રાખી લેવાની છે કેવળ સ્ત્રીઓની જ અધિક યત્નના તથા સાવધાનતાથી રક્ષા કરવાના જે જે કારણો તથા હેતુઓ અસ્તિત્વ ધરાવે છે તે સર્વ કારણો તથા હેતુઓનો 'મનુસ્મૃતિ'મા સ્પષ્ટ શબ્દોમા ઉલ્લેખ કરેલો છે અર્થાત્ 'મનુસ્મૃતિ'માના એ સર્વ વિધાનોના એકાગ્ર પરિશીલન દ્વારા મનુ આદિ હિન્દુ સ્મૃતિકારો પક્ષપાતી પણ ન હોતા અત્યાચારી પણ ન હોતા અંગત પશુ ન હોતા અને ન્યાયરિપુ પણ ન હોતા, કિન્તુ સર્વથા નિષ્પક્ષપાત અનત્યાચારી સમદૃષ્ટિ તથા મહાવિચારશીલ, કિંબહુના અલૌકિક બુદ્ધિશાળી વદ્ય પુરુષો હતા એ સત્ય પરિસ્થિતિ કોઈ પણ વિચારશીલ મનુષ્યના જાણવામા તત્કાળ આવી જાય તેમ છે 'મનુસ્મૃતિ'માના તે વિધાનોને અમારા પાઠકો તથા પાઠિકાઓની જાણમાટે નીચે ઉદ્ધૃત કરવામા આવ્યા છે —

' स्वां प्रसूतिं चरित्रं च कुलमात्मानमेव च।
स्वं च धर्मं प्रयत्नेन जायां रक्षन् हि रक्षति ॥
पतिं भार्यां संप्रविश्य गर्भो भूत्वेह जायते।
जायायास्तद्धि जायात्वं यदस्यां जायते पुनः ॥
तस्मात्प्रजाविशुद्ध्यर्थं स्त्रियं रक्षेत्प्रयत्नतः ॥
मनु अ ९ श्लो ७, ८, ९

આનો ભાવાર્થ એ થાય છે કે યદિ પત્નીનુ પ્રયત્ન પૂર્વક નૈતિક સંરક્ષણ કરવામા આવે તો તેના યોગે આપણી સંતતિ આપણુ ચારિત્ર્ય આપણુ કુળ તથા આપણા ધર્મનુ માન એટલુ જ નહિ પણ આપણુ પોતાનુ પણ સ્વયમેવ (પોતાની મેળે) તથા સહજ સંરક્ષણ થતુ રહે છે પતિ પોતે જ પત્નીના ઉદરમા પ્રવેશીને ગર્ભરૂપે પુન જન્મતો હોવાથી એટલે કે ભાર્યાના ઉદરથી પતિ પોતે જ પુન જન્મને ધારણ કરતો હોવાથી ભાર્યાને જાયા નામથી ઓળખવામા આવે છે કારણ કે એ જ જાયાનુ જાયાત્વ છે એટલામાટે સંતતિની શુદ્ધિને અર્થાત વંશની વિશુદ્ધતાને અવિચલ તથા નિષ્કલક રાખવા માટે પુરુષોએ પ્રયત્નપૂર્વક તથા અતિશય દક્ષતાપૂર્વક સ્ત્રીઓની નૈતિક રક્ષા સદા સર્વદા કર્યા કરવાની છે' અર્થાત્ આ વિધાનમા સ્ત્રીઓના નૈતિક રક્ષણ નો ઉલ્લેખ કરાયેલો હોઈ ને તે રક્ષણના હેતુને પણ તેટલા જ સ્પષ્ટ શબ્દોમા વ્યક્ત કરી બતાવવામા આવ્યા છે એ જ વિષયપરત્વે યાજ્ઞવલ્ક્ય ભગવાનના નિમ્ન વચનો પણ અતિશય આદરણીય છે —

"लोकानन्त्यं दिवः प्राप्तिः पुत्रपौत्रप्रपौत्रकैः।
यस्मात्तस्मात्स्त्रियः सेव्याः कर्तव्याश्च सुरक्षिताः' ॥
याज्ञवल्क्यस्मृति अ २ श्लो ७८

એનો ભાવાર્થ એ છે કે પુત્ર પૌત્ર તથા પ્રપૌત્ર આદિનુ ઉત્પાદન કરીને તેમના ઉત્પાદનદ્વારા આપણુને સ્વર્ગની પ્રાપ્તિ કરાવી

આપનારી અને માનવસમાજની પરંપરાને અવિચ્છિન્ન રાખનારી કેવળ સ્ત્રીઓ જ હોવાની નિર્વાદબંધનપૂર્વક તેમનું સેવન કરવું અને તેમની રક્ષા કરવી એ પુરુષોનું પ્રધાનથી પણ પ્રધાન તથા આવશ્યક કર્તવ્ય છે." એ જ પ્રમાણે મનુ ભગવાને પોતાના "योऽकामां न्दूषयेत्कन्यां स सद्यो वधमर्हति" એ વિધાનથી (મનુસ્મૃતિ, અ ૪. શ્લો. ૩૬૪) અવિવાહિતા સ્ત્રી (કન્યા)ને બલાત્કારથી દૂષિત કરનારા પાપાત્મા અપરાધીમાટે દેહાન્તદંડ (વધ)ની વ્યવસ્થા દર્શાવેલી છે, એટલે એથી હિન્દુ ધર્મશાસ્ત્રકારો સ્ત્રીજાતિની શુદ્ધતાને કેટલી સીમા પર્યન્ત મહત્તા આપતા હતા એની યથાર્થ કલ્પના આપણાથી તત્કાળ કરી શકાય છે વળી મનુ ભગવાન્ કેવળ સ્ત્રીજાતિના નૈતિક સંરક્ષણની સામાજિક તથા ધાર્મિક મહત્તાને દર્શાવીને જ કર્તવ્યમુક્ત નથી થઇ ગયા; કિન્તુ સ્ત્રીઓની એ શુદ્ધતાને અવિચલ તથા નિષ્કલંક રાખવામાટે જે જે ઉપાયોને યોજવાની આવશ્યકતા અનિવાર્ય થઇ પડે તેમ છે તે સર્વ આચરણીય તથા યોજના યોગ્ય ઉપાયોનું પણ તેમણે 'મનુસ્મૃતિ'મા સ્પષ્ટ દિગ્દર્શન કરી બતાવ્યું છે અને સ્ત્રીજાતિના સ્વભાવ, નૈસર્ગિક મનોધર્મ તથા સ્ત્રીજાતિની વિભિન્ન શારીરિક રચના આદિકનો સંપૂર્ણ વિચાર કરીને તેમનો વિરોધ ન કરતા જેમના યોગે સ્ત્રીજાતિની એ સ્વતંત્ર વિશિષ્ટતાઓનો વિકાસ જ થતો રહે તેવા પ્રકારના રચનાત્મક ધોરણથી તે ઉપાયોની યોજના કરેલી છે મનુ ભગવાન્ કહે છે કે —

"अर्थस्य सग्रहे चैनां व्यये चैव नियोजयेत् ।
शौचे धर्मेऽन्नपंक्तयां च पारिणाह्यस्य चेक्षणे" ॥

मनुः अ ९, श्लो ११

सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया" ॥

मनु अ ३, श्लो १५०

पितृभि र्भ्रातृभि'श्चैता पतिभि र्देवरै स्तथा ।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभि ” ॥
मनु अ ३ श्लो ५५

આનો મથિતાર્થ એ થાય છે કે ધનનો સંગ્રહ તથા ધનનો વ્યય ગૃહ આદિકની સ્વચ્છતા અનપાકક્રિયા અને ગૃહમાંની સર્વ વસ્તુઓની દેખરેખ એ સર્વ કાર્યો પુરુષોએ સ્ત્રીઓના હસ્તમા સોપી દેવા સ્ત્રીઓએ પોતે પણ સદોદિન આનન્દપૂર્વક ગૃહકાર્યોમા દક્ષતા રાખવી અને પોતાના ગૃહમાંની સર્વ વસ્તુઓને સ્વચ્છ રાખીને જે કાઇ પણ ખર્ચ કરવાનો હોય તે પણ ( પોતાની આર્થિક સ્થિતિ અનુસાર ) કરકસરથી જ કરવો ’ આવી રીતે ગૃહકાર્યમા યોજાયેલી યોષિતાઓ ( સ્ત્રીઓ ) ને માનની દૃષ્ટિથી પુરુષોએ સ્વપાકકારિણી ( સોઇ તૈયાર કરી આપનારી ) કિંવા ગૃહના અન્ય કાર્યો કરનારી સેવિકા કરતા અધિક માન ન આપવુ જોઇએ એવા પ્રકારનો આશય આજકાલના સુધારકોના કથન અનુસાર મનુ ભગવાને આ સ્થળે કયા ને કયા શબ્દોમા દર્શાવ્યો છે એ તાવી દેવાની સુધારક મહાશયો કૃપા દર્શાવશે ખરા કે ? એથી વિરુદ્ધ મનુ ભગવાને તો પુરુષોને પોતાની એવી જ આજ્ઞા સમજાવેલી છે કે પોતાના તથા પોતાના કુલના કલ્યાણને ઇચ્છનારા પિતાઓ તથા ભ્રાતાઓએ અને પતિદેવોએ તથા દેવરોએ સ્ત્રીઓને આભૂષણ આદિક આપ્યા કરવા અને તેમના સંબધમા પોતાના અન્તઃકરણમા પૂજ્યભાવને ધારણ કરીને તદનુસાર તેમની સાથે વર્તતા રહેવુ ! અર્થાત્ સુધારકસંઘના સભ્યો જેમ નિરતર પ્રતિપાદન કરતા રહે છે તેમ મનુ આદિક હિન્દુધર્મશાસ્ત્રનિર્માતા ઋષિવર્યોએ સ્ત્રીઓને કેવળ સેવિકા દાસી કિંવા ગુલામડી તરીકે જ માની લીધી હોત તો ગૃહસ્થોના ગૃહો એટલે ગુલામખાના અને આ સંસાર એટલે સ્ત્રીઓની ગુલામગીરી તથા તે ગુલામડીઓ ઉપર પોતાની ધણી તરીકેની સત્તાને ગર્જાવવાનો પુરુષોને પ્રાપ્ત થયેલો નૈસર્ગિક ઇષ્ટતમ અવસર એવા પ્રકારની

દષ્ટિથી જ તેમણે સ્ત્રીઓ તથા સંસાર આદિકને જોયાં હોત; પરંતુ તે ઋષિવર્યોની એવી વિઘાતક સંકુચિત દષ્ટિ કોઇ પણ સ્થળે આપણા જોવામાં આવી શકતી નથી; માત્ર એટલું જ નહિ, પણ આપણા તે દેવોપમ ઋષિવર્યોએ સ્ત્રીજાતિના નૈસર્ગિક તથા સંપાદિત સદ્દગુણોની તેમ જ તેમના ગુણો તથા તે ગુણોના કૌટુંબિક તથા સામાજિક મહત્ત્વની એટલી અપરિમિત સીમા પર્યન્ત સહૃદય તથા માર્મિક દષ્ટિથી સ્તુતિ તથા પ્રશંસા કરેલી છે કે સ્ત્રીજાતિ તથા તેના સદ્દ-ગુણોની એટલી ને એવી માર્મિક સ્તુતિ સ્ત્રીજાતિના રહસ્યનું વિમોચન કરીને સ્ત્રીજાતિને સમાનતાના સોપાન ઉપર સ્થાપનારા પાશ્ચાત્ય જનસમાજના સાહિત્યમાં પણ મળી શકશે કે કેમ એની 'વાનવા' જ છે! દેવીની સ્તુતિ કરનાર એક સ્તોત્રકારે તો દેવીને સંબોધીને એટલી સીમા પર્યન્ત સ્ત્રીસ્તુતિમય ઉદ્દગારો કાઢેલા છે કે: "તું જ "**राजलक्ष्मी राजगेहे गृहलक्ष्मी गृहे गृहे**" છે; એટલે કે: "હે દેવિ, રાજાના ગૃહમાં જેમ રાજલક્ષ્મી તરીકે તેમ સર્વ મનુષ્યોનાં ગૃહોમાં 'ગૃહલક્ષ્મી' (પત્ની) તરીકે તું જ વસી રહી છે!" સામાન્યત: સર્વ સ્ત્રીઓના અને વિશેષત: પત્નીપદારૂઢ પ્રમદાઓના માહાત્મ્યને આપણા ધર્મશાસ્ત્રકારો તથા ઇતિહાસકારોએ કેવા સ્વરૂપમાં ગાઈ બતાવ્યું છે તેના થોડાંક ઉદાહરણો અમો અહીં એટલા-માટે આપીએ છીએ કે એ ઉદાહરણોના પરિશીલનથી પોતાની મેળે જ આક્ષેપક સુધારકોના મલિન આક્ષેપની નિરર્થકતા અમારા વાચકો તથા વાચિકાઓના જાણવામાં આવી જવાનો અમોને પર્યાપ્ત સંભવ દેખાય છે. તે ઉત્કૃષ્ટ ઉદાહરણો આ છે—

"यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रिया ॥
शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्द्धते तद्धि सर्वदा" ॥
मनु अ ३, श्लो ५६, ५७.

प्रजनार्थं महाभागा पूजार्हा गृहदीप्तय ।
स्त्रिय श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥
उत्पादनम पत्यस्य जातस्य परिपालनम् ।
प्रत्यह लोकयात्रायाः प्रत्यक्ष स्त्रीनिबधनम् ॥
अपत्य धर्मकार्याणि शुश्रुषा रति रुत्तमा ।
दाराधीनस्तथा स्वर्गे पितृणामात्मनश्चह ' ॥
मनु अ ९, श्लो २६ २७ २८

' अर्धं भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतम सखा ।
भार्या मूल त्रिवर्गस्य भार्या मूल तरिष्यत ॥
भार्यावन्त क्रियावन्तो भार्यावन्त श्रियान्विता ।
भार्यावन्त प्रमोदन्ते सभार्या गृहमेधिन ॥
सखाय प्रविविक्तेषु भवन्त्येत्ता प्रियवदा ।
पितरो धर्मकार्येषु भवन्त्यार्तस्य मातर ॥
आत्माऽऽत्मनैव जनित पुत्र इत्युच्यते बुधैः ।
तस्माद्भार्यां नर पश्येन्मातृवत्पुत्रमातरम् '
महाभारतम् आदिपर्व अ ७४

न च भार्यासम किंचिद्विद्यते भिषजा मतम् ।
औषध सर्वदु खेषु वनपर्व, अ ६१

જ્યા સ્ત્રીઓ સાથે પૂજ્યભાવયુક્ત વર્તન રાખવામાં આવે છે તે સ્થાનમા પ્રત્યક્ષ દેવતાઓ આવીને આનન્દપૂર્વક રમમાણ થતા રહે છે અને જે સ્થાનમા સ્ત્રીજાતિવિષયક પૂજ્યભાવનો અભાવ હોય છે તે સ્થાનમાંની સર્વ ક્રિયાઓ સર્વથા નિષ્ફળ થઇ જાય છે જે કુળની કામિનીઓ નિરતર શોકગ્રસ્તા રહ્યા કરે છે તે કુળનો સત્વર જ નાશ થઇ જાય છે પરતુ જે કુળની કામિનીઓ કષ્ટથી મુક્ત કિંવા સુખિની રહ્યા કરે છે તે કુળની નિરતર ઉન્નતિ તથા અભિવૃદ્ધિ જ થતી રહે છે સ્ત્રીઓ પ્રજોત્પત્તિની મુખ્ય સાધનરૂપિણી

હોવાથી એ મહાભાગ્યશાલિની મહિલાઓ પ્રતિ અતિશય પૂજ્યભાવ દર્શાવવો એ સર્વ પુરુષોનું પ્રધાન કર્તવ્ય છે એ ઉપરાંત ગૃહને પ્રકાશમંડિત કરનારી વાસ્તવિક દીપજ્યોતિ સ્ત્રીઓ જ છે, કિંબહુના સ્ત્રીઓ જ ગૃહની શોભા તથા વૈભવશાલિતા છે, અર્થાત્ સ્ત્રીઓ તથા ગૃહશોભા એ ઉભય શબ્દો એક જ અર્થના દર્શક પર્યાય શબ્દો હોવાથી એ ઉભય શબ્દોના અર્થમાં કશો પણ ભેદ છે જ નહિ અપત્યો (સંતાનો)નું ઉત્પાદન જન્મેલા સંતાનોનું પાલન, કિંબહુના નિત્યની લોકયાત્રા કિંવા સામાજિક સંસાર એ સર્વનો પ્રત્યક્ષ સ્ત્રીઓ ઉપર જ આધાર રહેલો છે અપત્યોત્પાદન, ધર્મકાર્યો, શુશ્રૂષા આદિક સેવા, શ્રેષ્ઠ પ્રકારના સાત્ત્વિક કામોપભોગ, કિંબહુના આપણી પોતાની તેમ જ આપણા પિતરોની સ્વર્ગપ્રાપ્તિ આદિકનો સમસ્ત અધિકાર પણ કેવળ વિવાહિતા વનિતાઓના હસ્તમાં જ રહેલો છે " આ સ્ત્રીસ્તુતિ 'મનુસ્મૃતિ'માં પરમપૂજ્ય મનુ ભગવાને કરેલી છે અને 'મહાભારત'માં શ્રી વેદવ્યાસજીએ નારીજાતિની જે મહત્તાને વર્ણવેલી છે તેનો ભાવાર્થ એ છે કે 'ભાર્યા મનુષ્યની અર્ધાંગી છે તેમ જ પુરુષનો આ સંસારમાં જો કોઈ સર્વશ્રેષ્ઠ મિત્ર હોય તો તેની પોતાની વિવાહિતા વલ્લભા (ભાર્યા) જ છે, માત્ર એટલું જ નહિ, પણ ધર્મ, અર્થ તથા કામ એ ત્રણ પુરુષાર્થોનું મૂળ તથા સંસારસાગરમાંથી તરી જવાનું નૌકારૂપ સાધન પણ એ ભાર્યા જ છે જે પુરુષ ભાર્યાવાન્ હોય છે તે પુરુષ જ વૈભવશાલી તથા કર્તૃત્વવાન્ હોય છે, કેવળ ભાર્યાવન્ત પુરુષોને જ વાસ્તવિક આનન્દનો ઉપભોગ મળી શકે છે અને કેવળ ભાર્યાવન્ત પુરુષો જ ખરેખરા ગૃહસ્થાશ્રમી હોય છે ભાર્યા એકાન્તમાં પ્રિય ભાષણ કરનાર મિત્ર સમાન છે, ધર્મકાર્યોના વિષયમાં જનકતુલ્ય છે અને રુગ્ણતાના સમયમાં માયાળુ માતા સમાન કે આપણે આપણને પોતાને જ જે અન્ય સ્વરૂપમાં ઉત્પન્ન કરીએ છીએ તે પોતાના અન્ય સ્વરૂપને જ બુદ્ધિમાન્ લોકો 'પુત્ર' નામથી ઓળખતા હોવાથી પુરુષે પોતાના પુત્રની માતાને પોતાની જન્મદાત્રી

માતા પ્રમાણે જ સદા સર્વદા પૂજ્ય માનવાની છે સર્વ પ્રકારનાં દુઃખોમાં ભાર્યા સમાન પરમદુઃખહારક અન્ય કોઈ પણ ઔષધ આ સંસારમાં અસ્તિત્વ નથી ધરાવતું એ વાર્તા ધુરંધર ભિષગ્વર્યોને પણ માન્ય છે એટલે એના સંબંધમાં વિશેષ કાંઈ પણ કહેવા જેવું રહેતું જ નથી ''

આપણા પરમવંદનીય સ્મૃતિકારો કિંવા ધર્મશાસ્ત્રકારો પત્નીપદારૂઢ પ્રમદાના માહાત્મ્યના આટલી સીમા પર્યન્ત સત્યવાદી સ્તુતિ-ગાયકો હોવા છતાં પણ તેમણે પોતાના હૃદયમાં સ્ત્રીજાતિવિષયક તિરસ્કારબુદ્ધિ તથા પુરુષજાતિવિષયક પક્ષપાતબુદ્ધિને સ્થાપી દીધા પછી જ ધર્મશાસ્ત્રોની રચના કરેલી છે એવા પ્રકારના સર્વથા સત્યવંચિત વચનોને પોતાના વદનથી વારંવાર ઉચ્ચારનારા, માત્ર એટલું જ નહિ, પણ એ ઋષિવર્યોના કાલ્પનિક પક્ષપાતમાટે એ ઋષિવર્યોને 'શયતાન' સંબોધનથી સંબોધવા પર્યન્તની શયતાનીયતને દર્શાવનારા શયતાનખસલત લોકોના મુખદ્વારને કોઈથી તાળાં મારીને બંધ કરી શકાય તેમ છે જ નહિ, અર્થાત્ એવા 'જ્ઞાનલવદુર્વિદગ્ધ' મનુષ્યોના હઠવાદને સાક્ષાત્ બ્રહ્મદેવથી પણ ભાગ્યે જ હટાવી શકાય છે, તો મનુષ્યથી તેમના એ બુદ્ધિપૂર્વક સ્વીકારેલા હઠવાદને ક્યાંથી અને કેવી રીતે હટાવી શકાય, એનો નિર્ણય વિચારશીલ પાઠકો તથા પાઠિકાઓએ પોતે જ કરી લેવાનો છે હવે અહીં ઉપર્યુક્ત ઋષિવચનોના સંબંધમાં જે એક શંકા શંકાશીલ મનુષ્યોના હૃદયોમાં ઉદ્ભવવાનો સંભવ છે તે સામાન્ય શંકા એ છે કે 'હિન્દુ સ્ત્રીઓને ગૃહકાર્ય તથા અપત્યોત્પાદન (છોકરાં જણવાં)ના કાર્યમાં જ ગુંથાયલી રાખીને તેમને સાંપત્તિક તથા અન્યાન્ય સ્વતંત્રતા સમર્પવાની ઉદારતા સ્મૃતિકારોએ લેશમાત્ર પણ નથી દર્શાવી એટલે એ હિન્દુ સ્ત્રીઓના ભાગ્યમાં સદાને માટે ચોંટાડી દેવાયલી ગુલામી અથવા દાસ્યતા નથી તો બીજું શું છે વારુ ? અમારા શબ્દકોષમાં સ્ત્રીજાતિના આ સ્વાતન્ત્ર્યાભાવનો જ અર્થ ગુલામી થાય છે '' ઇત્યાદિ પરંતુ અમો

એ શકાશીલોના આ સંશયદર્શક કથનને પણ સર્વથા અજ્ઞાનમૂલક કિંવા દુરાગ્રહમૂલક વિધાન તરીકે જ ઓળખીએ છીએ અને અમારા આ વિધાનની વાસ્તવિકતા અલ્પ વિચારના યોગે જ કોઈ પણ વિચારશીલ વ્યક્તિના જાણવામા આવી શકે તેમ છે મનુષ્યની જે અનેક કિંવા અમખ્ય નાની મોટી આવશ્યકતાઓ આ સસારમા અસ્તિત્વ ધરાવતી આપણા જોવામા આવ્યા કરે છે તે સર્વ આવશ્યકતાઓમા મનુષ્યના મૂળ અસ્તિત્વના કારણીભૂત ખાદ્ય તથા પેય અને તેના તે અસ્તિત્વ ઉપર થનારા આઘાતથી રક્ષણ એ બે વસ્તુઓની આવશ્યકતા અત્યત મહત્ત્વની હોઇને અન્ય સર્વ આવશ્યકતાઓના અગ્રભાગમા વિરાજનારી છે, એ તો કોઇ સામાન્યથી સામાન્ય બુદ્ધિ ધરાવનાર વ્યક્તિ પણ તત્કાળ કહી શકે તેમ છે એ જ પ્રમાણે સમાજનુ પોષણ, સંરક્ષણ તથા સવર્ધન થતુ રહે અને સમાજની પરપરા અવ્યાહત જળવાતી રહે, એ સામાજિક નિયમનુ સર્વથી પ્રથમ તથા પ્રધાન કાર્ય છે, એ વાર્તા પણ સર્વથા સ્પષ્ટ છે અર્થાત્ વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી એ કાર્ય જેમના યોગે ઉત્તમ સ્વરૂપમા સુસપન્ન થતુ રહે તેવા પ્રકારના સાધનોને સમાજના ઘટકરૂપ મનુષ્યો ( સ્ત્રીઓ તથા પુરુષો ) એ પોતાના હિત તથા કલ્યાણમાટે કોઇ પણ પ્રકારના પ્રતિવાદ તથા પ્રતિકાર વિના મૂક મુખથી માન્ય કરવા જ જોઇએ, એ પરિસ્થિતિ નૈસર્ગિક તથા સ્વયમેવ ઉત્પન્ન થઈ જાય છે અર્થાત્ સમાજબધનને એ મહત્ત્વમય પ્રથમ કાર્યની દૃષ્ટિથી જ જો જોવામા આવે તો વિવાહશૂન્ય અને વિવાહવચિત હોવાથી પશુતુલ્ય સ્ત્રીપુરુષ સંબધને કિંચિન્માત્ર પણ સામાજિક મહત્ત્વની પ્રાપ્તિ થઈ શકતી નથી, માત્ર એટલુ જ નહિ પણ એવા પ્રકારના સ્વૈર સંબધો સમાજની આધારસ્તંભ તથા મૂળઘટકરૂપિણી કુટુબસસ્થાની ઉત્પત્તિ માટે વિઘાતક થઇ પડનારા હોવાથી સામાજિક દૃષ્ટિથી અત્યત હાનિકારક છે, એમા કોઇ પણ પ્રકારનો સશય છે પણ નહિ અને કદાપિ હોઇ શકે પણ નહિ વિવાહસદ્ધ થઈને કેવળ રતિસુખમા જ આસક્ત

રહી તદનુરૂપ વર્તનારા અને તેમના એ રતિવિલાસમાં વિઘ્નરૂપ થઇ પડનારી સંતતિ પ્રતિ અભાવ ધરાવનારા કિંવા સંતતિનિયમન (વસ્તુત વંધ્યત્વ)ના પુરસ્કારક મનુષ્યોનું મૂલ્ય પણ સામાજિક દૃષ્ટિએ એક કાણી કોડી જેટલું જ અંકાય છે અપત્યનું ઉત્પાદન અપત્યનું સંગોપન તથા અપત્યનું સંવર્દ્ધન યોગ્ય પ્રકારથી તથા કર્તવ્યબુદ્ધિપૂર્વક કરીને કુટુંબસંસ્થાને સ્થિર શુદ્ધ તથા અજરામર રાખનારા મનુષ્યો જ સમાજના અસ્તિત્વને દઢાવવા તથા અખંડ રાખવાના કાર્યને સિદ્ધ કરી બતાવનારા ખરેખરા સમાજસહાયક હોય છે અને એટલામાટે જ એવા ખરેખરા સમાજસહાયક મનુષ્યોને સ્ત્રીઓના અન્યાન્ય ગુણો કરતાં સ્ત્રીઓનો 'માતૃત્વશક્તિ'નામક એકમેવાદ્વિતીય સદ્ગુણ જ સદાસર્વદા અધિક મહત્ત્વશીલ તથા અત્યંત આવશ્યક દેખાયા કરે છે, માત્ર એટલું જ નહિ, પણ એ કારણથી જ આપણા હિન્દુ શાસ્ત્રકારો અવિશ્રાંત ભાવથી 'न मातु परं दैवतम्' ('સંસારમાં દૈવત ન બીજું કોઇ જનનીતુલ્ય છે!') ની ઘોષણા કરતા નિરંતર આપણા જોવા તથા સાંભળવામાં આવ્યા કરે છે! અર્થાત્ આવી રીતે 'उत्पादनमपत्यस्य जातस्य परिपालनम्' એ લોકયાત્રાનું પ્રધાન તથા નિત્યનું નિબંધન પ્રત્યક્ષ સ્ત્રીઓના હસ્તમાં હોઇને એ નિબંધનરૂપ કાર્યને યોગ્યતાપૂર્વક સિદ્ધ કરી બતાવવાના ભારને પોતાના શિરપર ધારણ કરવામાટે જે નૈસર્ગિક તથા માનસિક ગુણોની આવશ્યકતા અનિવાર્ય હોય છે તે ગુણો સ્ત્રીઓમાં સંપૂર્ણ પરિમાણમાં વિદ્યમાન હોવાથી સ્ત્રીઓ વિના એ કાર્ય અન્ય કોઇથી કદાપિ અલ્પસ્વલ્પ પરિમાણમાં પણ સિદ્ધ કરી શકાય તેમ છે જ નહિ સારાંશ કે, સામાજિક દૃષ્ટિથી આ અત્યંત મહત્ત્વયુક્ત કાર્યના ભારને સ્ત્રીઓએ જ પોતાના મસ્તકપર ઉપાડવાનો હોવાથી જો પોતાના ઉદરપોષણમાટે પુરુષો પ્રમાણે જ પોતાના ગૃહથી બાહ્ય પ્રદેશમાંના વ્યવસાયોને આચરવાના અને સર્વ વિષયોમાં પુરુષોની સમાન કક્ષામાં વિરાજવાના આશયથી સમસ્ત પુરુષોચિત શિક્ષણના

સંપાદનના ભારને પણ આજકાલના સુધારણાવાદીઓ, જે સાંપત્તિક સ્વતંત્રતા તથા સમાનતાના ભ્રામક તથા વિઘાતક મોહના જાળમાં સપડાઇને, સ્ત્રીઓના શિરપર જ લાદી દેવાની અવિચારશીલતા દર્શાવશે અથવા તો સ્ત્રીઓ પોતે પોતાની ઇચ્છાથી જ એ સમસ્ત ભારને પોતાના શિરપર ઉપાડી લેવાની સાહસિકતા દર્શાવશે, તો એના યોગે સ્ત્રીઓની શારીરિક, માનસિક તથા નૈતિક હાનિ તો જાણે થઇ જ જશે, પરંતુ એથી પણ અધિક એવું તેમની સંતતિના સંગોપનકાર્ય, એટલે કે, સમાજના ભાવિ અસ્તિત્વના સંબંધમાં પણ અત્યંત અનિષ્ટ પરિણામ થતું રહેશે, એ સર્વથા નિ સંશય તથા નિર્વિવાદ વાર્તા છે અને એના અનુભવની પ્રાપ્તિનો પ્રારંભ અલ્પસ્વલ્પ પરિમાણમાં અત્યારથી જ થઈ ગયો છે ઇંગ્લેંડ આદિક પાશ્ચાત્ય દેશોમાં પણ આ વિકટ પ્રશ્ન ઉપસ્થિત થઇ ગયેલો હોઇને એ પ્રશ્નના નિર્ણય-માટે ત્યાંના કુશળ તથા બુદ્ધિમાન્ સમાજશાસ્ત્રવેત્તાઓ પ્રચંડથી પણ પ્રચંડ પ્રયત્નો કરી રહ્યા છે, છતાં અદ્યાપિ તેમને એ પ્રશ્નના નિર્ણ-યના કાર્યમાં લેશમાત્ર પણ વિજય નથી મળી શક્યો પાશ્ચાત્ય દેશોમાંના આ પરિણામની પુનરાવૃત્તિ અત્યારે મુંબઇ આદિક ભારતીય નગરોમાંના યંત્રાલયો (મિલ્સ) આદિકમાં પશુતુલ્ય શારીરિક પરિશ્રમ કરનારી દીનવર્ગસ્થ સ્ત્રીઓના સમુદાયમાં અલ્પ પરિણામમાં દૃષ્ટિ ગોચર થવા માંડી છે અને એ પરિશ્રમકારિણી સ્ત્રીઓના સંતાનોની મરણસંખ્યા અતિશય ભયંકર પરિમાણ પર્યન્ત જઈ પહોંચેલી છે અર્થાત્ આરંભમાં જ આવાં દુષ્પરિણામને જોઇને સ્ત્રીઓને સાંપત્તિક સ્વાતંત્ર્યનો લાભ આપવાની શુભ ઇચ્છા (?) ધરાવનારા સમાજસુધા-રકો જો યથાસમય પોતાની ભ્રાંતિથી મુક્ત થવાની સાવધાનતા નહિ દર્શાવે, તો એવું નિકટવર્તી ભવિષ્યમાં આપણને અવશ્ય મહાભયંકર પરિણામ ભોગવવું પડશે, એ અવશ્યભાવી છે અપત્યોત્પાદન તથા અપત્યપરિપાલન એ કાર્યો અત્યંત મહત્ત્વનાં અત્યંત વિકટ અત્યંત કષ્ટદાયક તથા અત્યંત કોમળ હોવાથી જેમના શિરપર એ કાર્યોની

સિદ્ધિનો ભાર સ્વાભાવિક જ સ્થપાયલો હોય છે તે સ્ત્રીઓનાં શિરપર ઈતર સામાજિક કર્તવ્યોના ભારને જેટલા પણ ન્યૂન પરિમાણમાં લાદવામાં આવે તેટલા અધિક પરિમાણમાં સમાજનું કલ્યાણ થવાની સંભાવના છે, એ વાર્તાને નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી અમારી પોતાની માન્યતા તો નથી જ અને હોઇ શકે તેમ પણ નથી. આ સમસ્ત વિવેચનનો મથિતાર્થ એ તથા એટલો જ છે કે : ઉપર્યુક્ત પ્રકારનાં મહત્ત્વનાં સામાજિક કાર્યોને સિદ્ધ તથા સુસંપન્ન કરનારી સ્ત્રીઓમાટે જે અપત્યોત્પાદન તથા અપત્યપાલનના કાર્યો ઉપરાંત કોઇ પણ અનુકૂલ થઇ પડનારૂં તથા તેમના પ્રધાન કાર્યને સરળના સમર્પીને પોષણ આપનારૂં અન્ય કાર્ય હોય તો તે કેવળ ગૃહકાર્ય જ છે અને તેથી આપણા હિન્દુ સ્મૃતિકારોએ કેવળ એ ગૃહકાર્યના ભારને જ સ્ત્રીઓના શિરપર સ્થાપવાની પ્રથમથી જ પૂર્ણ દક્ષતા દર્શાવેલી છે. સ્ત્રીઓની દૃષ્ટિ વ્યાપક તથા સ્ત્રીઓનાં મન પ્રગલ્ભ થતાં રહે અને સ્ત્રીઓને બહુશ્રુતતાની વિપુલ પરિમાણમાં પ્રાપ્તિ થતી રહે, એ વસ્તુસ્થિતિની આપણા અત્યારના વર્તમાનકાળમાં અત્યંત અનિવાર્ય આવશ્યકતા છે, એ સત્યનો તો કોઈ પણ વિચારશીલ મનુષ્યથી કદાપિ અસ્વીકાર કિંવા નિષેધ કરી શકાય તેમ છે જ નહિ. એ જ પ્રમાણે મહાદુર્ભાગ્યવશાત્ જે સ્ત્રીઓને બાલ્યકાલમાં જ વૈધવ્યની પ્રાપ્તિ થયેલી હોવાથી જે સ્ત્રીઓના શિરપરથી અપત્યોત્પાદન તથા અપત્યપરિપાલન આદિક કર્તવ્યોનો ભાર સ્વાભાવિક જ ઊતરી ગયેલો હોય છે, તે હિન્દુ બાલવિધવાઓ જો પોતાની ઇચ્છા અનુસાર કોઈ પણ પ્રકારના સુશિક્ષણનું સંપાદન કરીને પોતાના શિર પર અન્યાન્ય કર્તવ્યોના ભારને ધારણ કરી લેવાને તત્પર થઇ જાય, તો તેમની એ પ્રવૃત્તિ સામાજિક દૃષ્ટિથી લેશમાત્ર પણ અપાયકારિણી થવાનો સંભવ તો નથી જ હોતો; કિંબહુના હિન્દુ બાલવિધવાઓની આવી શુભ પ્રવૃત્તિઓ અમુક સીમા પર્યન્ત હિન્દુસમાજમાટે લાભકારિણી થઇ પડવાની જ અધિક સંભાવના રહ્યા કરે છે.

આપણી પ્રાચીનકાલિક હિન્દુ બ્રહ્મચારિણીઓના પવિત્રતમ ધ્યેયને પોતાની દૃષ્ટિ સમક્ષ નિરંતર વિદ્યમાન તથા દંડાયમાન રાખીને જ્ઞાનસંપાદનની યોગ્યતા તથા પાત્રતા ધરાવનાર જો કોઇ પણ સ્ત્રીસમુદાય આપણા હિન્દુસમાજમાં અત્યારે અસ્તિત્વ ધરાવતો હોય, તો તે એ હિન્દુ બાલવિધવાઓનો જ સમુદાય છે. પરંતુ આપણા આધુનિક સમાજસુધારક બંધુઓ આપણી એ બાલવિધવા ભગિનીઓને આવા યોગ્યતમ માર્ગમાં અગ્રેસર કરી દેવાને બદલે પુનરપિ સંસારમાં સંલગ્ન કરી દેવાના, એટલે કે, પુનર્લગ્ન દ્વારા પુનરપિ સંસારિણી બનાવી દેવાના જ અવિશ્રાંત તથા પ્રચંડ પ્રયત્નો કરી રહ્યા છે અથવા તો તેમને ' સુશિક્ષિત ' બનાવી ' અશિક્ષિત ' સ્ત્રીસમાજથી વિભક્ત કરીને સુશિક્ષિત પુરુષસમુદાય સાથે કોઈ પણ પ્રકારના ભિન્ન ભાવ વિના હળવા, મળવા તથા ભળી જવાના અપાયકારક થઇ પડનારા માર્ગમાં પ્રેરી રહ્યા છે ! અર્થાત્ આધુનિક સાધનોનો સંપૂર્ણ સદુપયોગ કરી લેવા છતાં પણ જો પ્રાચીન બ્રહ્મચારિણીઓના ધ્યેયને, ઉપર જણાવ્યા પ્રમાણે, પોતાનાં નેત્રો સમક્ષ નિરંતર વિદ્યમાન રાખીને આપણી હિન્દુ બાલવિધવાઓના સમુદાયને સુશિક્ષણસંપન્ન કરવામાં આવે, અને સુશિક્ષિતા થતાંની સાથે જ પોતાની અશિક્ષિતા ભગિનીઓની સંગતિને ત્યાજ્ય માનીને સુશિક્ષિત સ્ત્રીપુરુષો સાથે હળવા મળવા તથા ભળવાની તેમની વિઘાતક પ્રવૃત્તિને યથાસમય અટકાવી દેવામાં આવે, એટલે કે, સુશિક્ષિતા બાલવિધવાઓ પણ સુશિક્ષિતા થઈ ગયા પછી પૂર્વવત્ અશિક્ષિતા સંસારિણી સ્ત્રીઓની સાથે મેળ મિલાપથી જ હળતાં મળતાં રહેવાની પોતાની પ્રવૃત્તિને અવિચળ રાખતી રહે, તો તેમના સતત સમાગમ તથા તેમની સાથેના વારંવારના વાર્તાલાપના યોગે ઉપર્યુક્ત અશિક્ષિતા સ્ત્રીઓનાં દૃષ્ટિ તથા મન આદિક વ્યાપક તથા બહુશ્રુત થઇ જાય; માત્ર એટલું જ નહિ, પણ અશિક્ષિતા સંસારિણી સ્ત્રીઓને તેમના પોતાના પ્રધાન સામાજિક કર્તવ્યની લેશમાત્ર પણ હાનિ ન થતાં

અવાચિત તથા અનાયાસ જ એ સહવાસજન્ય જ્ઞાનનો લાભ મળતો રહે તો તેથી આપણા સમાજની સ્ત્રીઓ વ્યાવહારિક સ્વરૂપમાં અધિક સુશિક્ષિતા થતી રહેવાનો સો એ સો ટકા સંભવ છે, એ સત્યનો કોઇથી પણ વિરોધ કિંવા અસ્વીકાર કરી શકાય તેમ છે ખરૂં કે? બાલવિધવાઓને આવા ઉન્નત માર્ગમાં અગ્રગામિની કરવાને બદલે આપણા અત્યારે કહેવાતા સમાજસુધારણાવાદીઓ તથા દેશનાયકો દ્વારા બાલવિધવાઓના વૃન્દને બુદ્ધિપૂર્વક અધોગતિના માર્ગમાં જ વેગ પૂર્વક ધાવમાન કરી દેવાની જે ચેષ્ટાઓ ચાલી રહી છે તે ચેષ્ટાઓનાં વિઘાતક પરિણામોનો ઉપર કહ્યા પ્રમાણે જો કે અત્યારથી જ આરંભ તો થઈ ગયો જ છે, છતાં ભવિષ્યમાં એ પરિણામો જે ભયંકર સ્વરૂપોને ધારણ કરવાનાં છે તે ભયંકર સ્વરૂપો એવાં તો ભયંકર છે કે તેમની ભય કરતાની અત્યારે આપણી યથાર્થ કલ્પનામાત્ર પણ કરી શકાય તેમ નથી

અર્થાત્ આ સમસ્ત પરિસ્થિતિઓનો સંપૂર્ણ વિચાર કરીને જ આપણા હિન્દુ ધર્મશાસ્ત્રકારોએ સ્ત્રીઓને સાંપત્તિક સ્વતંત્રતા સમર્પવાની અવિચારશીલતા નથી દર્શાવી પરંતુ એ સાંપત્તિક સ્વાતંત્ર્યના અભાવના યોગે સ્ત્રીઓને કોઇ પણ પરિસ્થિતિમાં પોતાની ભરણ પોષણવિષયક વિડંબનાને ભોગવવી ન પડે એ માટેની યોગ્ય વ્યવસ્થા પણ તેમણે દક્ષતાપૂર્વક કરી દીધી છે ઉદાહરણ તરીકે પુત્રો પ્રમાણે પુત્રીઓને પોતાની વડિલોપાર્જિત સ્થાવર તથા જંગમ સંપત્તિમાંનો ભાગ કાયદાસર નથી મળી શકતો તેથી એટલે કે એટલા જ કારણથી આપણી હિન્દુ સ્ત્રીઓ ગુલામડીઓ છે અને આપણી હિન્દુસંસ્કૃતિ અત્યંત હીન પ્રકારની છે એમ કોઇ પણ બુદ્ધિશાળી મનુષ્યથી કહી શકાય તેમ નથી કારણ કે, જો એ જ કસોટીને સંસ્કૃતિને કસી જોવાની ખરેખરી કસોટી તરીકે સ્વીકારી લેવામાં આવે તો અરબસ્તાન નામક મરુભૂમિના નિવાસી અરબો અન્ય સમસ્ત દેશના લોકો કરતાં અધિક સુસંસ્કૃત તથા સભ્યતમ છે એમ જ આપણે માનવું પડશે!

આપણા હિન્દુસમાજમાં જો પુત્રો વિદ્યમાન હોય, તો પુત્રીઓ વડિલોપાર્જિત સંપત્તિની ઉત્તરાધિકારિણી નથી થઇ શકતી, એ વાર્તા સત્ય હોવા છતાં પણ એથી પુત્રીઓને પોતાના વડિલોની સંપત્તિનો કાંઈ પણ ભાગ નથી જ મળતો, એ વાર્તા કદાપિ સિદ્ધ નથી થતી અને જો કોઇની આવા પ્રકારની માન્યતા થઇ ગઇ હોય તો તે માન્યતા સર્વાંશે ભ્રાંતિમૂલક છે; કારણ કે, પુત્રની વિદ્યમાનતામાં યદ્યપિ પુત્રીને પિતાની સંપત્તિના ઉત્તરાધિકારની પ્રાપ્તિ નથી થઇ શકતી; તથાપિ જો તેનો કોઈ સહોદર ભ્રાતા નથી હોતો તેમ જ તેની માતા પણ વિદ્યમાન નથી હોતી, તો એ પરિસ્થિતિમાં પુત્રી જ પોતાના પિતાની સમસ્ત સંપત્તિની ઉત્તરાધિકારિણી થતી રહે છે અને એવી રીતે પુત્રીને પ્રાપ્ત થયેલી પોતાના પિતાની સ્થાવર તથા જંગમ સંપત્તિ તે પુત્રીના પતિના અધિકારમાં ન જતાં તે પુત્રીના પોતાના દેહાંતની ઘટના પર્યન્ત તે પુત્રીના પોતાના જ સ્વતંત્ર અધિકારમાં રહ્યા કરે છે અને તેના મરણ પશ્ચાત્ તેની તે પૈતૃક સંપત્તિનો ઉત્તરાધિકાર તેના પુત્રોને કિંવા પુત્રોના અભાવે તેની પુત્રીઓને જ પ્રાપ્ત થાય છે વળી જે સંપત્તિને સ્ત્રીધન કહેવામાં આવે છે તે સ્ત્રીધન ઉપર સદા સર્વકાળ એ સ્ત્રીની જ અપ્રતિબદ્ધ સત્તા રહ્યા કરતી હોવાથી એ સંપત્તિનો સ્વોપાર્જિત સંપત્તિ પ્રમાણે જ તેનાથી પોતાની ઇચ્છા અનુસાર ગમે તે પ્રકારનો વિનિયોગ ગમે તે વેળાયે કરી શકાય છે. આવા પ્રકારના વિનિયોગ પછી અવશિષ્ટ રહેલી સ્ત્રીધન-સંપત્તિ તેના પુત્રોને ન મળતા તેની પુત્રીને જ મળતી રહે છે; માત્ર એટલું જ નહિ, પણ સ્ત્રીના જ્યેષ્ઠ, દેવર તથા અન્ય સંબંધી જનોને સ્ત્રીના શ્વસુરપક્ષની કશી પણ સંપત્તિ ન મળી હોય, કિંબહુના તેના શ્વસુરપક્ષના પ્રધાન પુરુષો ઋણગ્રસ્ત અવસ્થામાં જ સ્વર્ગવાસી થઈ ગયા હોય, તો પણ જો પોતાના જ્યેષ્ઠ તથા દેવર આદિક વિદ્યમાન હોય તો તેમની પાસેથી અને તેમના અભાવે શ્વસુરપક્ષના નિકટવર્તી આપ્તજનો પાસેથી સ્ત્રી પોતાના ભરણપોષણના સાધનો અધિકારપૂર્વક માગી શકે છે. એવી જ રીતે પુત્રહીન સ્થિતિમાં

સ્વર્ગવાસી થયેલા પતિની સમસ્ત સંપત્તિની એકમાત્ર ઉત્તરાધિકારિણી તે પુરુષની પત્ની જ હોય છે, અર્થાત્ અપુત્ર પતિની સંપત્તિનો સમસ્ત અધિકાર તે અપુત્ર પતિની વિધવા જ્યાં સુધી જીવિતા હોય ત્યાં સુધી તે વિધવાના હસ્તમાં જ રહ્યા કરે છે અને તેના મૃત્યુ પછી તેની પુત્રી એ સંપત્તિની ઉત્તરાધિકારિણી થઇ શકે છે સારાંશ કે આપણા હિન્દુસમાજની કૌટુંબિક રચના પુત્રપરંપરામૂલક હોવાથી સ્ત્રીઓને સંપત્તિના ઉત્તરાધિકારની વ્યવસ્થામાં યદ્યપિ ગૌણ માનવામાં આવેલી છે, છતાં પણ સાંપત્તિક દૃષ્ટિ કિંવા અન્ય કોઇ પણ દૃષ્ટિથી હિન્દુ સ્ત્રીઓ પૂર્વકાળમાં પણ કદાપિ ગુલામો જેવી દુર્દશાને ન હોતી ભોગવતી અને અત્યારે પણ હિન્દુ સ્ત્રીઓ ગુલામોની નહિ કિન્તુ 'ગૃહસ્વામિની' ના સંપૂર્ણ સુખદાયક સુસ્થિતિ સૂચક તથા સત્તાસમન્વિત સમુચ્ચ સિંહાસન ઉપર જ વિરાજેલી આપણા જોવામાં આવ્યા કરે છે અમારા અત્યાર સુધીના આ દીર્ઘ વિવેચનનો જે અંતિમ નિષ્કર્ષ છે તે એ જ કે આપણો હિન્દુઓનો દાંપત્ય ધર્મ વિશ્વમાંના અન્ય સુસભ્ય દેશોમાંની દાંપત્ય વ્યવસ્થા સાથે તાત્વિક દૃષ્ટિથી સરખાવી જતાં અત્યંત શ્રેષ્ઠ પ્રકારનો હોઇને અત્યારની ઘટિકા પર્યન્ત તો અન્ય કોઇ પણ આર્યેતર દાંપત્ય વ્યવસ્થાથી આપણા હિન્દુ દાંપત્યધર્મની અભૂતપૂર્વ શ્રેષ્ઠતાની લેશમાત્ર પણ પ્રતિસ્પર્ધા કરી શકાય એવી પરિસ્થિતિ પણ જ્યાં જોવામાં નથી આવી શકતી ત્યાં અન્ય કોઇ પણ દેશની દાંપત્ય વ્યવસ્થાથી આપણા શ્રેષ્ઠતમ હિન્દુ દાંપત્યધર્મની સમકક્ષામાં દંડાયમાન થવાની ધૃષ્ટતા તો ક્યાંથી જ કરી શકાય વારુ ? અસ્તુ

અત્યાર સુધી કરાયેલા વિવેચનમાં પતિ આદિક પુરુષોના સ્ત્રીઓ સાથેના વર્તનવિષયક ધ્યેયનું જ મુખ્યત નિરૂપણ કરવામાં આવ્યું છે અને હિન્દુ સ્ત્રીઓના પતિ આદિક પુરુષો સાથેના વર્તનવિષયક ધ્યેયના નિરૂપણનો એટલામાટે જ વિસ્તારપૂર્વક ઉલ્લેખ કરવામાં નથી આવ્યો કે ભારતીય હિન્દુ મહિલાઓનું એ ધ્યેય અપરિમિત

દીર્ઘકાળથી વિશ્વવિખ્યાત છે; કારણ કે, હિન્દુ પ્રમદાઓની સર્વથા અદ્વિતીય, નિરપેક્ષ તથા પ્રચંડ પતિનિષ્ઠા સમસ્ત સંસારમાં સર્વત્ર સર્વમાન્ય તથા ઉપમાનભૂત થઇ ચૂકેલી છે અને હિન્દુ સ્ત્રીઓની એ સ્વામિનિષ્ઠા તથા પતિપ્રીતિ અલૌકિક તથા દિવ્ય પદવી પર્યન્ત પહોંચી ગયેલી હોવાથી હિન્દુ ગૃહલક્ષ્મીઓ પોતાના મૃત પતિની ચિતામાં સજીવન પ્રવેશ કરીને કેટલી સીમા પર્યન્ત નિર્ભયતા તથા આનંદપૂર્વક પોતાનાં સુકોમળ શરીરોનાં બલિદાન આપી દેતી હતી એ દશ્યોને પોતાની દૃષ્ટિથી પ્રત્યક્ષ જોનારા અનેક વિદેશી પ્રવાસીઓ તથા બ્રિટિશ સરકારના ગૌરાંગ અધિકારીઓએ એ ઘટનાઓના જે વૃત્તાંતોને આશ્ચર્યદર્શક ભાવથી લિપિબદ્ધ કરી રાખ્યા છે તે હિન્દુ-રમણીગૌરવપરિચાયક સત્ય વૃત્તાન્તો આજની ઘટિકા પર્યન્ત પણ અન્યાન્ય સભ્યદેશવાસિની જનતાનાં હૃદયોને આશ્ચર્યમુગ્ધ કરી રહ્યાં છે અને કદાચિત્ ભવિષ્યમાં પણ અનન્તકાલ પર્યન્ત આશ્ચર્યસ્તંભિત કરતા રહેશે, એ સર્વથા નિર્વિવાદ વાર્તા છે * મનુ મહારાજે હિન્દુ સ્ત્રીઓના જે પતિધર્મનો 'મનુસ્મૃતિ' માં પરિચય કરાવેલો છે તે હિન્દુ મહિલાનો અત્યંત ગંભીર તથા મહાદુર્લભ પતિધર્મ આ છેઃ–

" विशील: कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ।
उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत्पतिः ॥
नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषितम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते "॥

मनुः, अ. ५ श्लोक. १५४, १५५.

---

* હિન્દુ નારીના આ સહગમન કિંવા આત્મબલિદાનનો વિષય એટલો તો વિશાળ છે કે આ સ્થાનમાં એ વિષયની મહત્તાનો આંશિક પરિચય પણ ભાગ્યે જ કરાવી શકાય તેમ છે અને તેટલામાટે અમો એ વિષયને સતીદાહના વેદકાલથી અત્યાર સુધીના પ્રામાણિક તથા હૃદયવેધક ઇતિહાસ સહિત એક સ્વતંત્ર ગ્રંથમાં ચર્ચીને યથાશક્ય અલ્પ સમયમાં જ તે ગ્રંથને 'હિન્દુગૌરવ ગ્રંથમાલા' ના એક પુષ્પ તરીકે પ્રકાશિત કરવાના છીએ.
ગ્રંથકાર

મનુ ભગવાનના આ વચનોનો ભાવાર્થ એ થાય છે કે, "પોતાનો પતિ શીલભ્રષ્ટ હોય કિંવા ગુણહીન હોય તો પણ સાધ્વી સ્ત્રીએ પોતાના પતિને દેવ માનીને તેની સતત સેવા કર્યા કરવી, કારણ કે સ્ત્રીના યજ્ઞ વ્રત તથા ઉપવાસ આદિક સમસ્ત ધાર્મિક વિધિયોનો કેવળ પતિસેવામાં જ સમાવેશ થઇ જતો હોવાથી જો સ્ત્રીના હસ્તથી પોતાના પતિની અખંડ સેવા સુશ્રૂષા થતી રહે તો એ ધાર્મિક વિધિયો પૃથક્ ન કરવા છતાં કેવળ પતિસેવાના પ્રતાપે જ સ્ત્રીથી સ્વર્ગના સન્માનની પર્યાપ્ત પ્રાપ્તિ કરી શકાય છે" ભારતીય હિન્દુ મહિલાઓ અદ્યાપિ મનુ ભગવાનની એ આજ્ઞા અનુસાર વર્તીને પોતાના નારીજન્મની સાર્થકતા કરતી સદ્ભાગ્યવશાત્ આપણા જોવામાં આવ્યા કરે છે, પરંતુ હિન્દુ મહિલાઓના એ ઉચ્ચતમ કોટિના તથા નિરપેક્ષ કર્મયોગને વ્યક્તિસ્વાતન્ત્ર્યવાદી સુધારકો 'દાસ્ય' 'ગુલામી' તથા 'પક્ષપાતિતા' આદિક નામોથી ઓળખી તથા ઓળખાવી રહ્યા છે, એ ખેદનો વિષય નથી કે શું? વ્યક્તિ સ્વાતન્ત્ર્યના એ તત્ત્વને વેદવાક્યતુલ્ય માનીને તદનુસાર સંસારમાંના ભિન્ન ભિન્ન માનવસંબંધોની જો ગણના કરવામાં આવે તો પોતાના સંતાનની રક્ષામાટે પોતાના પ્રાણનું બલિદાન કરી દેનારી માતા, પોતાની પત્નીના શીલની રક્ષામાટે આનન્દપૂર્વક પોતાના જીવનને ભયના હસ્તમાં સમર્પવામાટે કટિબદ્ધ થઈ જનાર પતિ અને પોતાના દેશની સ્વાધીનતાને સુરક્ષિત રાખવામાટે પોતાના મસ્તકને હથેળીમાં રાખીને તેમ જ પોતાના રાજાના વિજય તથા પ્રતિષ્ઠાના રક્ષણમાટે પ્રાણોના પ્રેમનો પરિત્યાગ કરી દઇને પ્રાણના પ્રયાણ પર્યન્ત રણભૂમિમાં શત્રુ સાથે શૌર્યયુક્ત સંગ્રામ કરનાર અનાસક્ત દેશભક્ત તથા અત્યંત રાજભક્ત રણશૂર સૈનિક આદિક વ્યક્તિયોને પણ 'ગુલામ' તરીકે ઓળખવાનો જ પ્રસંગ આપણા સમક્ષ આવીને ઉપસ્થિત થઇ જાય તેમ છે! અસ્તુ હવે હિન્દુ સ્ત્રીઓ પોતાના પતિદેવની જે એકનિષ્ઠાયુક્ત સેવા નિરંતર કરતી રહે છે તે સેવાના મહત્ત્વ તથા વાસ્તવિક

સ્વરૂપને સુધારકો પોતાના મનમાં નથી જાણતા કિંવા નથી ઓળખતા એમ માની લેવાનું કાંઇ પણ કારણ નથી; અર્થાત્ તેઓ હિન્દુ સ્ત્રીઓની એ એકનિષ્ઠ સ્વામિસેવાના મહત્ત્વ તથા મૂલ્યને પોતાના પોતાના મનમાં સારી રીતે જાણતા હોય છે; પરંતુ પોતાના એ મનોભાવને અનેક અવર્ણનીય કારણોથી તેઓ વ્યક્ત નથી કરી શકતા કિંવા એ મનોભાવના પ્રકાશનમાં તેમને અનિષ્ટ પરિણામના સંભવનો સાક્ષાત્કાર થયા કરે છે આવા પ્રકારની પરિસ્થિતિ હોવા છતાં પણ જ્યારે કોઇ એવો જ વિલક્ષણ પ્રસંગ આવી લાગે છે ત્યારે એ સુધારક બંધુઓના મુખમાંથી પણ જાણે કે અજાણે હિન્દુ સ્ત્રીઓની લોકોત્તર સ્વામિનિષ્ઠાની સ્તુતિના ઉદ્‌ગારો અચાનક બહાર આવી જાય છે! સુધારકો વારંવાર એમ બોલતા આપણા જોવામાં આવ્યા કરે છે કે: "જો આપણી હિન્દુજાતિની સ્ત્રીઓ સુશિક્ષિતા થઈ જશે, તો શિક્ષણના યોગે પોતાની યોગ્યતા તથા મહત્તાને જાણવાની શક્તિનો તેમનામાં આવિર્ભાવ થતાં સ્વાભિમાન કિંવા આત્માભિમાન પણ તેમના હૃદયમાં અધિક પરિમાણમાં જાગરુક થશે અને તેના પરિણામે તેઓ પોતાના પતિદેવ સમક્ષ એક આજ્ઞાધારિણી અનુચરા પ્રમાણે દંડાયમાન થવાને બદલે સમાન યોગ્યતાશાળી મિત્ર તરીકે જ વિરાજમાના થતી રહેશે!" સુધારક બંધુઓની આ કલ્પનાઓ થોડી ઘણી અપવાદરૂપ સુશિક્ષિતા સ્ત્રીઓના સંબંધમાં જો વાસ્તવિક સિદ્ધ થાય તો તે એક ભિન્ન વાર્તા છે; પરંતુ તેમની આ કલ્પનાઓ તથા તેમના આ અનુમાનો સર્વ સુશિક્ષિતા સ્ત્રીઓના સંબંધમાં અક્ષરશઃ કિંવા વિશેષાંશે સત્ય સિદ્ધ થાય, એ આશા અમોને તો આકાશકુસુમ, વન્ધ્યાપુત્ર કિંવા શશશૃંગ સમાન સર્વથા અશક્ય તથા અસંભવનીય દુરાશા કિંવા નિરાશા સમાન જ દેખાયા કરે છે! અમારા આ વિધાનનો પ્રત્યક્ષ અનુભવ મેળવવાની જો કોઈ પણ પાઠકો તથા પાઠિકાઓની ઇચ્છા હોય, તો તેમને અમો સ્વ૦ રમાબાઇ રાનડે કૃત 'आमच्या आयुष्यांतील आठवणी' નામક મૂળ મરાઠી ભાષામાં લખાયલા ગ્રંથ અથવા તેના ગુજરાતી

ભાષામાં થયેલા અનુવાદને અવશ્ય એક વાર વાંચી લેવાની આગ્રહ પૂર્વક પ્રાર્થના કરીએ છીએ, કારણ કે, એ સત્યચરિત્રાત્મક ગ્રંથ કોઈ એક રસપરિપ્લુત નવલકથા કરતાં ય અધિક સરસ હોઇને એમાં એક કુલીન હિન્દુ મહિલાના હૃદયગત ભાવોનો અત્યંત ઉત્તમ તથા આકર્ષક સ્વરૂપમા પ્રકાશ થયેલો છે પુરાતન પદ્ધતિને અનુસરનારી અશિક્ષિતા હિન્દુ સ્ત્રી પાકનિષ્પત્તિ આદિક ગૃહકાર્યો કરી રહ્યા પછી પોતાના પતિની ચરણસેવા (ચરણ ચાંપવાની ક્રિયા) આદિક સેવાકાર્ય કરતી રહે છે, પરંતુ શ્રી રમાબાઈ રાનડે પોતાના સર્વ ગૃહકાર્યો તથા પોતાના પતિદેવની એ પ્રમાણેની સેવાઓ કરવા ઉપરાંત પોતાના ન્યાયમૂર્તિ પતિદેવ (શ્રી મહાદેવ ગોવિન્દ રાનડે)ના એક શિષ્ય, વાચક (રીડર), પ્રાઇવેટ સેક્રેટરી, તથા અનુચર આદિકની ભૂમિકાઓ પણ એકસમયાવચ્છેદે કુશળતાપૂર્વક ભજવી બતાવતા હતા અને ન્યાયમૂર્તિને પુસ્તકો વાંચી સંભળાવવાં, તેમના ખાનગી કાગળો લખી નાખવા જે વિષયોની વ્યવસ્થાનો ભાર સામાન્યત પુરુષોના શિરપર જ રહેલો હોય છે તેવા કેટલાક સાંસારિક વિષયોની પણ યોગ્ય વ્યવસ્થા કરી દેવી, માત્ર એટલું જ નહિ પણ આ સર્વ કાર્યો કરવા સાથે જ્યારે પતિદેવ બહારથી કાર્યનિવૃત્ત થઇને પાછા ઘેર પધારે ત્યારે તેમના શરીર પરનાં વસ્ત્રોને પોતે જ ઊતારીને યથાસ્થાન રાખી દેવા એ સર્વ કાર્યો તેઓ શ્રીમતી એકનિષ્ઠ પતિપ્રેમથી નિયમિત કર્યાં કરતાં હતા હિન્દુ ધ્યેયના અનુયાયી તથા પુરસ્કાર કોને શ્રીમતી રમાબાઇ તેમના આવા કર્તવ્યમૂલક વર્તનના યોગે સાક્ષાત્ રમા (લક્ષ્મી)ના સ્વરૂપમાં જ દૃષ્ટિગોચર થાય, એ વાર્તા તો જાણે સ્વાભાવિક છે, પરંતુ વ્યક્તિસ્વાતંત્ર્યવાદી તથા સમાનતાના અભિમાની (વસ્તુત મિથ્યાભિમાની) સુધારક બંધુઓના કોટિક્રમ અનુસાર તો વંદનીયા શ્રીમતી રમાબાઇ રાનડેની આ વર્તનપરંપરાને વસ્તુત 'ગુલામી' કિંવા ' દાસતા ' નામથી જ ઓળખાવી શકાય તેમ છે કિંતુ સ્વ શ્રીમાન્ ગોપાલ કૃષ્ણ ગોખલે મહાશયે એ ગ્રંથની

પ્રસ્તાવનામાં શ્રીમતી રમાબાઇ રાનડેની એ વર્તનપરંપરાને 'ઉચ્ચ પ્રકારની સેવાવૃત્તિ'ના નામથી ઓળખાવેલી છે અને એ નામ હિન્દુ ધ્યેયની દૃષ્ટિથી સર્વ પ્રકારે યોગ્ય જ છે, એ સર્વથા નિઃશંક વાર્તા છે. એક સુધારકાગ્રણીઓનાં ધર્મપત્નીની પતિદેવવિષયક એકનિષ્ઠ વર્તનપરંપરાને જ્યારે 'શ્રેષ્ઠ પતિસેવા' નામથી અભિષિક્ત કરી શકાય છે; તો પછી પુરાતન પદ્ધતિની સ્ત્રીઓના હસ્તથી એ જ ભાવનાથી થતી એ જ સ્વરૂપની વર્તનપરંપરાને 'ગુલામી' તથા 'દાસતા' જેવાં હીનતાદર્શક નામો વડે ઓળખાવવાની શી આવશ્યકતા છે, એ પ્રશ્નનું સુધારક બધુઓ તર્કથી સમર્પક ઉત્તર પુરાતનમતવાદી હિન્દુસમાજને અવશ્ય મળવું જ જોઈએ. પોતાની પત્ની પુરાતન પદ્ધતિની પૂજિકા હોવાથી તે પત્નીને ત્યજી દેનારા અથવા નિદાન તેને તિરસ્કારપૂર્ણ દૃષ્ટિથી જોનારા સુધારક પુરુષ જેટલી જોઈએ તેટલી વિપુલ સખ્યામાં આપણને મળી શકે તેમ છે; પરંતુ જો તેમની પત્નીઓ પ્રતિ દૃષ્ટિપાત કરવામાં આવે, તો તેમનાં હૃદયોમાં પતિને દેવ માનવાના ઉપર્યુક્ત ધ્યેયની આનુવંશિક દૃઢમૂલતા થઇ ગયેલી હોવા છતાં સગનો રંગ લાગતાં તેમની પત્નીઓ પણ યથાશક્ય સત્વર જ સુધારિકાઓના રૂપમાં ફેરવાઈ જાય છે અને જે સુધારક પત્નીઓ પોતે સુધારણાવાદિની ન થતા પોતાનાં પુરાતન ધ્યેય તથા રૂઢિને જ વળગી રહે છે તે પત્નીઓ પણ પોતાના સુધારણાવાદી સ્વામીઓનો ધિક્કાર ન કરતાં કિંવા તેમને ત્યજી ન દેતા તેમની સાથે જ રહીને પોતાના ગૃહસ્થાશ્રમને પરિસ્થિત્યનુસાર ચલાવતી રહે છે! હિન્દુ મહિલાઓના આ શ્રેષ્ઠતમ કર્મયોગના રહસ્ય તથા મહત્ત્વ જેમના મસ્તિષ્કો સ્વાતંત્ર્ય તથા સમતાની અસત્ય તથા ભ્રાંતિમૂલક કલ્પના વડે વિભ્રાંત થઇ ગયેલાં છે તે કહેવાતા સુધારણાવાદી કિંવા સુધારક બંધુઓનાં ભ્રમિષ્ટ મસ્તિષ્કોના જોવા તથા જાણવામા ન આવી શકે, તો એ તેમના પોતાના જ દુર્ભાગ્યનું પરિણામ છે; અન્ય કોઇના દુર્ભાગ્યનું પરિણામ નથી એટલે એ વિપરીત બુદ્ધિમાટે તેમણે તેમના પોતાના

દુર્દૈવનો જ અંતઃકરણપૂર્વક આભાર કિંવા ઉપકાર માનવાનો છે. હમણાં હમણાં પૂર્વજન્મના કોઈ યશોદાતા પુણ્યપ્રતાપ કિંવા મહ-યોગના બળથી ભારતવર્ષના લોકનાયકના પદપર અધિષ્ઠિત થયેલા મહાત્મા ગાંધીજીને ઓરીસા તથા બિહારમાંના ભૂકંપ જેવી અથવા અન્ય પ્રકારની જે કાંઈ પણ પ્રાકૃતિક તથા નૈસર્ગિક દુર્ઘટનાઓ ઘટતી રહે છે તે સર્વ દુર્ઘટનાઓ તેઓ શ્રીમાનના પોતાના હરિજન વિષયક બહુધા પૂર્વજન્મમૂલક કિંવા આનુવંશિક પક્ષપાતના યોગે જેવી રીતે 'અસ્પૃશ્યતાજન્ય મહાપાપ (?)ની પરિણામરૂપિણી ઘટનાઓ તરીકે જ દેખાયા કરે છે, તેવી જ રીતે આપણા સુધારક બંધુઓને તેમના 'સુધારણા' નામધારિણી 'કુધારણા' વિષયક અંધ પક્ષપાતના કારણથી હિન્દુ સ્ત્રીઓની શ્રેષ્ઠ પ્રકારની પતિસેવા પણ નિરંતર 'દાસતા' તથા 'ગુલામી'ના સ્વરૂપમાં જ દૃષ્ટિગોચર થતી રહે છે પક્ષપાત નામક પિશાચના પ્રચંડ પ્રભાવની પણ બલિહારી છે ! અસ્તુ

પાશ્ચાત્ય ગૌરાંગ માનવસમાજ તથા ભારતીય હિન્દુ માનવ-સમાજના દાંપત્યધર્મનું અત્યાર સુધી આ ગ્રંથમાં જે તુલનાત્મક વિવેચન કરવામાં આવ્યું છે તે અમારા વિવેચનનો કોઈ પણ પ્રકારનો અનિષ્ટ કિંવા વિપરીત અર્થ કોઈથી ન કરી શકાય અને અમારા શિર પર એકપક્ષીયતા કિંવા પક્ષપાત નામક પ્રચંડ પાપની સ્થાપના ન કરી શકાય એટલામાટે અમારા આ વિવેચનના સંબંધમાં અમુક અત્યંત આવશ્યક સ્પષ્ટીકરણ કરી દેવાની આવશ્યકતા અહીં અમોને અનિવાર્ય જણાય છે પાશ્ચાત્ય લગ્નસંસ્થા કિંવા પાશ્ચાત્ય દાંપત્ય ધર્મનો અમોએ આપણી હિન્દુ લગ્નસંસ્થા કિંવા હિન્દુ દાંપત્યધર્મ કરતાં ન્યૂનગુણધારિણી લગ્નસંસ્થા કિંવા સ્વાર્થ-પ્રધાન દાંપત્યધર્મ તરીકે પરિચય કરાવેલો છે, છતાં પણ એનો એવો અર્થ કદાપિ નથી થઈ શકતો કે આપણા હિન્દુસમાજમાંની સમસ્ત સ્ત્રીઓ વૈવાહિક નીતિની દૃષ્ટિથી પાશ્ચાત્ય સમાજમાંની પ્રમદાઓ કરતાં અવશ્ય શ્રેષ્ઠતર જ છે કિંવા હોય છે જ અને એ જ પ્રમાણે પાશ્ચાત્ય સમાજમાં-ની વિવાહિતા વનિતાઓ સો એ સો ટકા નઠારી જ હોય છે, અર્થાત્ આવા પ્રકારના અર્થને દર્શાવવાનો અમારા વિવેચનનો આશય છે જ

નહિ અને કદાપિ હોઇ શકે પણ નહિ. સામાજિક નિયમબંધનના પરિપાલનના સંબંધમાં એક પાશ્ચાત્ય ગૌરાંગ સમાજશાસ્ત્રવેત્તાએ એક એવા સર્વસામાન્ય નિયમને પ્રકાશિત કરેલો છે કે "કોઇ પણ માનવ સમાજમાંના બંધનો કિંવા અન્ય પરિસ્થિતિયો ગમે તેવા પ્રકારના હોય, તો પણ પ્રત્યેક માનવસમાજમાંની એક તૃતીયાંશ જેટલી સંખ્યાના મનુષ્યો પોતાના સદ્વર્તનનો કદાપિ પરિત્યાગ નથી જ કરતા અને પોતાના તે સદ્વર્તનને જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત કોઈ પણ પ્રકારની અનુકૂલ કિંવા પ્રતિકૂલ પરિસ્થિતિમાં અખંડ ભાવથી પાળતા રહે છે અને એ જ પ્રમાણે એક તૃતીયાંશ જેટલી સંખ્યાનાં મનુષ્યો એ મનુષ્યોથી સર્વથા એવા તો વિપરીત સ્વભાવને ધરાવનારા હોય છે કે તેઓ પોતાના એ સ્વભાવના કારણથી જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત સર્વથા અસદ્વર્તનશીલ તથા નીતિભ્રષ્ટ જ રહ્યા કરે છે, એટલે કે તેમના હસ્તથી ભૂલેચૂકે પણ સદાચરણ તથા નીતિયુક્ત વર્તન નથી થતાં, કારણ કે, તેઓ સદાચાર તથા નીતિ આદિકને જ પાપ તરીકે ઓળખતા હોય છે. આ ઉભય વર્ગોમાંના મધ્યમાં જે એક તૃતીયાંશ જેટલી સંખ્યા ધરાવનારો વર્ગ અસ્તિત્વ ધરાવે છે તે વર્ગના મનુષ્યોનો સ્વભાવ એવા પ્રકારનો હોય છે કે સામાજિક બંધનો કિંવા સામાજિક પરિસ્થિતિ જેવા સ્વરૂપમાં અનુકૂલ કિંવા પ્રતિકૂલ દેખાય તેવા સ્વરૂપમાં પોતાના સદાચરણ કિંવા દુરાચરણનું તેઓ પોતાના ચંચલધર્મી સ્વભાવ અનુસાર પરિવર્તન કરતા રહે છે, એટલે કે, અનુકૂલતા તથા પ્રતિકૂલતા અનુસાર નીતિમંડિત કિંવા નીતિભ્રષ્ટ થતાં રહે છે." અર્થાત્ સમાજની વસ્તુસ્થિતિ આવા પ્રકારની રહ્યા કરતી હોવાથી સામાજિક નિબંધન તથા નિયમનના ઉત્પાદકોએ એવા પ્રકારના સમાજબંધનોને નિર્માણ કરવા જોઇએ કે જે સમાજબંધનોના યોગે ઉપર્યુક્ત મધ્યવર્તી વર્ગ હીનતમ વર્ગનો અનુયાયી ન થતાં પોતાના વર્ગથી ઉચ્ચતર સદ્વર્તનશાળી વર્ગનો જ અનુયાયી થતો રહે. અર્થાત્ જો આ પરિણામ નિષ્પન્ન થઈ જાય તો

પછી એવા પ્રકારનાં બંધનોના યોગે શ્રેષ્ઠ વર્ગનાં એક તૃતીયાંશ જેટલી સંખ્યાનાં મનુષ્યોના વ્યક્તિસ્વાતંત્ર્ય ( વૈયક્તિક સ્વાતંત્ર્ય ) અલ્પસ્વલ્પ કિંવા ન્યૂનાધિક પરિમાણમા મર્યાદિત થતા હોય તો તેમને આનંદપૂર્વક મર્યાદિત થવા દેવાં જોઈએ ” મારાંશ કે, આ દૃષ્ટિથી વિચાર કરતાં ભારતીય હિન્દુ દાંપત્ય ધર્મ પાશ્ચાત્ય સમાજના દાંપત્ય ધર્મ કરતા નીતિમત્તાને અધિક અનુકૂલ થઇ પડનારો છે એટલું જ અમારા પૂર્વોક્ત વિવેચનનું વાસ્તવિક તાત્પર્ય છે પાશ્ચાત્ય સમાજનો દાંપત્ય ધર્મ તથા સ્ત્રીપુરુષોનો સામાજિક સંબંધ વ્યક્તિસ્વાતંત્ર્યપ્રધાન છે અને આપણા ભારતીય હિન્દુસમાજનો દાંપત્ય ધર્મ વ્યક્તિપાવિત્ર્યપ્રધાન છે એટલે એ પારસ્પરિક ભેદના અસ્તિત્વથી એ વાર્તા સ્વયમેવ પ્રકાશિત થઈ જાય છે કે પવિત્રતાને જ શ્રેષ્ઠ માનનાર વ્યક્તિઓની સ્વતંત્રતા ન્યૂન થઇ જાય અને વ્યક્તિ સ્વાતંત્ર્યને જ શ્રેષ્ઠ માનનાર વ્યક્તિયોની પવિત્રતાવિષયક કલ્પનાઓ કિંવા ભાવનાઓ કાંઇક શિથિલતર રહ્યા કરે એ પવિત્રતા તથા વ્યક્તિસ્વાતંત્ર્યની પ્રધાનતાનાં નૈસર્ગિક પરિણામો હોવાથી એ પરિણામોના દર્શનથી કોઇ પણ પ્રકારના આશ્ચર્યના ઉદ્ભવનો સંભવ રહેતો જ નથી આપણા ભારતીય હિન્દુસમાજમા એ પવિત્રતાના રક્ષણના ઉદ્દેશથી જ સ્ત્રી તથા પુરુષ અને તેમાય વળી તરુણી સ્ત્રી તથા તરુણ પુરુષના સામાજિક વ્યવહારો કિંવા સમાગમોને કાંઇક કઠોરતર સ્વરૂપમા નિયત તથા મર્યાદિત કરી દેવામા આવ્યા છે યથા

“ मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वांस मपि कर्षति ” ॥
मनु अ २ श्लो २१५

આ શ્લોકમા મનુ ભગવાને પોતાના એ આશયને દર્શાવેલો છે કે ‘ઇંદ્રિયોનો સમુદાય અત્યંત બલાઢ્ય હોવાથી તે વિદ્વાન્ પુરુષોને પણ મોહમુગ્ધ કરતો રહે છે એટલામાટે પોતાની તરુણી વિમાતા

(ઓરમાન માતા), સ્વસા (સાસૂ), દુહિતા તથા સહોદરા આદિક આત્મીય સ્ત્રીઓ સાથે પણ કદાપિ એકાંતવાસ ન કરવાની પુરુષોએ નિરંતર સાવધાનતા દર્શાવવાની છે" અર્થાત્ આવા પ્રકારના કઠોર નિયમોના પાળનાર સ્ત્રીપુરુષોની પવિત્રતા યદ્યપિ અધિક પરિમાણમા સુરક્ષિત રહ્યા કરે છે, તથાપિ તેટલા જ પરિમાણમા તેમના વ્યક્તિ સ્વાતન્ત્ર્ય ઉપર ગદા પડતી રહે છે એથી વિરુદ્ધ સામાજિક સ્વાતન્ત્ર્યના ભોક્તા પાશ્ચાત્ય લોકોની પવિત્રતા આટલી સીમાપર્યન્ત શ્રેષ્ઠ સ્વરૂપને ધારણ કરી શકતી જ નથી અને તેમની પવિત્રતા આટલી સીમા-પર્યન્તના શ્રેષ્ઠ સ્વરૂપમા પરિણમી શકે એ ઘટના જ બહુધા અશક્ય તથા અસંભવનીય છે, કારણ કે પાશ્ચાત્ય સમાજમાના અનેક સ્ત્રી-પુરુષોના પાતિવ્રત્ય તથા પત્નીવ્રત આદિક શ્રેષ્ઠ પ્રકારના ઉચ્ચ આદર્શ હોવા છતા પણ તેઓ યોગ્ય વયમા આવતાંની સાથે જ સમાજમા કોઈ પણ પ્રકારના પ્રતિબંધ વિના સર્વથા સ્વતન્ત્રતાપૂર્વક વિચરવા મંડી જાય છે, એટલે એવી રીતે સમાજમા વિચરીને પ્રેમાકર્ષણ, વરશોધન કિંવા વર્ગના પસંદગીના વ્યવસાયમા નિમગ્ન રહેનારી નવ-યૌવના કુમારિકાઓથી કેવળ પરપુરુષ સાથેના ક્રીડા કરવાના વિષયમા જ નહિ, કિન્તુ ચુંબન આદિક પ્રેમસૂચક શારીરિક ચેષ્ટાઓના સંબંધમા પણ આપણા ભારતીય હિન્દુસમાજની નિયમપાલનવિષયક કઠોર દૃષ્ટિ કદાપિ નથી જ રાખી શકાતી અને ત્યા આવા વ્યવહારોમા એટલી સીમાપર્યન્ત કઠોર નિયમને પાળી શકાય એ ઘટના સર્વથા અસંભવનીય હોવાથી ત્યાના સ્ત્રીપુરુષો આવા પ્રકારની કઠોરતાથી એ નિયમને પાળી બતાવવાની આવશ્યકતાને સ્વીકારતા જ નથી પાશ્ચાત્ય સમાજને 'બૉલ' જેવા સ્ત્રીપુરુષોના એકત્ર તાડનનૃત્યના સમારંભો સર્વથા ઉપદ્રવરહિત તથા નિર્દોષ દેખાતા હોવા છતા પણ એ 'બૉલ'ના પ્રસંગે જે ભયંકર અભિનયો થતા રહે છે તે એવા પ્રકારના હોય છે કે તે વિલક્ષણ અભિનયોને આપણા ભારતીય હિન્દુસમાજમાના અપૂર્ણ સ્ત્રીસ્વાતન્ત્ર્યવાદી સુધારક મનુઓથી પણ

ભારતીય હિન્દુસમાજનાં સ્ત્રીપુરુષોની શારીરિક તથા માનસિક પવિત્રતા કરતા ન્યૂનતર હોવા છતા પણ એ વિશિષ્ટતા અવશ્ય લક્ષમાં રાખી લેવા યોગ્ય છે કે એ દોષ પાશ્ચાત્ય સમાજની સ્ત્રીપુરુષ વ્યક્તિયોનો પોતાનો નથી, કિન્તુ તેમની સમાજવ્યવસ્થા તથા તેમના સામાજિક ધ્યેયનો જ એ દોષ છે અને એ જ તાત્વિક દૃષ્ટિથી અત્યાર સુધીનું આ તુલનાત્મક વિવેચન પ્રસ્તુત પ્રકરણમા કરાયલુ છે એ વાર્તાને અમારા વિવેકશીલ તથા વિચારશીલ સારગ્રાહક પાઠકો તથા પાઠિકાઓએ અવશ્ય લક્ષમા રાખી લેવાની છે એવો અમારો તેમને વારવાર આદરયુક્ત આગ્રહ છે અસ્તુ ત્યારે હવે આ ચર્ચાની આટલેથી જ પરિસમાપ્તિ કરીને આપણે ભારતીય હિન્દુજાતિની અન્યાન્ય હિરણ્યગર્ભતાઓ કિવા શ્રેષ્ઠતાઓની સમીક્ષાના સત્કાર્યમા સલગ્ન થઈ જઈએ



# પ્રકરણ ૭ મું

## ભારતીય હિન્દુઓના ઉપનિવેશ અને પરરાષ્ટ્રસબંધ

આપણી આ વિશાલતમ વસુધરાના પૂર્વભાગમા વિસ્તરેલા ભિન્નભિન્ન દેશોમા જે અનેક આર્યવંશિક લોકો વસેલા આપણા જોવામા આવ્યા કરે છે તે આર્યજાતિના મનુષ્યોની મૂળ જન્મભૂમિ કિવા આદિનિવાસભૂમિ કઇ હોવી જોઇએ અને જો સમસ્ત દેશોના નિવાસી વર્તમાન આર્યવંશિક લોકોની આદિનિવાસભૂમિ એક જ હોય તો તેઓ પોતાની આદિનિવાસભૂમિનો પરિત્યાગ કરીને ક્યા કારણથી તથા કેવી પરિસ્થિતિયોમા આ સંસારના ભિન્નભિન્ન દેશોમા કઇ કઇ વેળાએ આવીને વસ્યા હતા, આ પ્રશ્નોના સબધમા પુરાતત્ત્વજ્ઞ કિવા પ્રાચીન ઇતિહાસસશોધકોના મડળમાં ત્રણ પ્રકારની પૃથક્ પૃથક્ ઉપપત્તિયો અત્યારે અસ્તિત્વ ધરાવતી આપણને દૃષ્ટિગોચર થતી રહે છે અમુક પુરાતત્ત્વવાદીઓની આર્યોના આદિનિવાસના સબધમા એવા પ્રકારની માન્યતા દૃઢમૂલ થઇ ગયેલી છે કે આર્ય જાતિના લોકો સર્વથી પ્રથમ ઉત્તરધ્રુવના પ્રદેશમા જ વસતા હતા, એટલે કે ઉત્તરધ્રુવપ્રદેશની ભૂમિ જ આર્યજાતિની આદિનિવાસ ભૂમિ હતી અને ત્યાથી જ તેઓ ત્યાર પછી અન્ય દેશોમા જઇને વસવા લાગ્યા હતા * એથી ભિન્ન પુરાતત્ત્વવાદીઓના એક

* આ માન્યતાના કિવા આર્યોના આદિ ઉત્તરધ્રુવનિવાસવિષયક સિદ્ધાતના આદિ જન્મદાતા સ્વ લોકમાન્ય બાલ ગગાધર તિલક હોઇને તેમણે પોતાના કારગૃહવાસના સમયમા અગ્રેજી ભાષામા લખેલા The Arctic Home in the Vedas નામક વિદ્વતાપ્રચુર અલૌકિક ગ્રથમા પોતાના એ સિદ્ધાન્તને પ્રમાણપુરસ્સર સિદ્ધ કરી બતાવ્યો છે આ ગ્રથનો મે ઈ સ ૧૯૧૧મા 'વેદોમા આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ' નામથી ગુર્જર અનુવાદ કર્યો હતો એ અનુવાદ પ્રકાશિત થઇ ગયેલો હોવાથી આ સિદ્ધાન્તના વિસ્તૃત પરિચયમાટે જેમની ઇચ્છા હોય તેમણે એ ગ્રથનુ અવલોકન કરી લેવાનુ છે

અન્ય મંડળની એવી માન્યતા છે કે, આર્યજાતિના લોકોની આદિનિવાસભૂમિ કૉકેસસ પર્વત કિંવા મધ્ય એશિયામાં જ હોવી જોઇએ અને ત્યાંથી જ ત્યાર પછી તેઓ વિશ્વના વિવિધ દેશોમાં વિસ્તરેલા હોવા જોઇએ આ ઉભય ઉપપત્તિયોમાં સત્યનો અંશો વિદ્યમાન છે અને તે એવી રીતે કે હિમપ્રલયના યોગે ઉત્તરધ્રુવનો પ્રદેશ માનવવસતીમાટે સર્વથા અયોગ્ય થઈ જવાથી આર્ય લોકો પ્રથમ દક્ષિણ દિશામાં પ્રયાણ કરીને કૉકેસસ પર્વત તથા મધ્ય એશિયા પર્યન્ત જઇ પહોચેલા હોવા જોઈએ, ત્યાં તેમણે કેટલાક સમય પર્યન્ત નિવાસ કરેલો હોવો જોઇએ અને ત્યારપછી કેટલાક અનિવાર્ય કારણવશાત્ ત્યાંથી તે ઉત્તરધ્રુવનિવાસી આર્યલોકોનો એક સમુદાય યૂરોપની દિશામાં અગ્રેસર થયેલો હોવો જોઇએ; દ્વિતીય સમુદાય અસીરિયાથી ઈંગન પર્યન્તના પ્રદેશમાં વિસ્તરેલો હોવો જોઇએ અને તૃતીય સમુદાય અફગાનિસ્તાન તથા હુન્દુસ્થાનમાં આવીને વસેલો હોવો જોઇએ, એવું સામાન્યતઃ સંભવનીય અનુમાન કરી શકાય છે. પરંતુ આર્યોના આદિનિવાસ તથા વિશ્વવિસ્તાર વિષયક આ બે ઉપપત્તિઓ ઉપરાંત આ બે ઉપપત્તિયોથી સર્વથા ભિન્ન એક તૃતીય ઉપપત્તિ પણ અસ્તિત્વમાં આવેલી હોઈ ને એ તૃતીય ઉપપત્તિના પુરસ્કારક ઇતિહાસસંશોધકો પણ અત્યારે વિપુલ સંખ્યામાં અસ્તિત્વ ધરાવી રહ્યા છે એ તૃતીય કિંવા નવીન ઉપપત્તિ એ છે કે, આ વિશ્વમાના સમસ્ત માનવ પ્રાણિયોની,

---

અત્યારે જો કે મારો કરેલો એ ગુર્જર અનુવાદ દુષ્પ્રાપ્ય થઇ ગયો છે અને મારે એનું શોધિત વાર્ધિત નવીન સંસ્કરણ અલ્પ સમયમાં જ છપાવીને પ્રસિદ્ધ કરવાનું છે, છતાં જો એ દ્વિતીય સંસ્કરણના પ્રકાશનમાં કોઈ અનિવાર્ય કારણવશાત્ વિલંબ થાય, તો જિજ્ઞાસુ પાઠકો તથા પાઠિકાઓથી કોઈ સાર્વજનિક ગ્રંથાલય કિંવા વાચનાલયમાંથી એ ગુર્જર અનુવાદની પ્રથમ આવૃત્તિને પ્રાપ્ત કરી લઇને તેના પરિશીલનદ્વારા પોતાની જિજ્ઞાસાને પૂર્ણ કરી શકાય તેમ છે. અમારા નવીન વિજ્ઞાપનમાં એનું નવીન સંસ્કરણ કેવા સ્વરૂપમાં પ્રકટ થવાનું છે તેનો સવિસ્તર પરિચય કરાવવામાં આવ્યો છે. જુઓ તે વિજ્ઞાપન, પૃષ્ઠ ૫૪, ૫૫ અને ૫૬ નારાયણ ઠક્કુર

નિદાન આર્યવંશિક માનવજાતિની આદિનિવાસભૂમિ તે આપણી આ ભારતભૂમિ ( ભરતખંડ ) હોઇને ભરતભૂમિમાંથી જ આર્યોના ભિન્ન ભિન્ન સમુદાયો ભિન્ન ભિન્ન કારણોથી ભિન્ન ભિન્ન સમયમાં વિશ્વના ભિન્ન ભિન્ન દેશોમા જઇને વસ્યા હતા પુણ્યપત્તન ( પૂના )-વાસી રા. રા નારાયણરાવ ભવાનરાવ પાવગી તથા કલકત્તાના બાબૂ અવિનાશચંદ્ર દાસ આદિક ઇતિહાસસંશોધકો આ તૃતીય ઉપપત્તિના અગ્રગણ્ય પુરસ્કારકો છે આ ઉપપત્તિના પુરસ્કારકો પોતાની એ ઉપપત્તિનું એવી રીતે પ્રતિપાદન કરી રહ્યા છે કે : ' વિદેશોમાં આર્યોના આવા પ્રકારના નિવાસનો અતિપ્રાચીન કાળમાં જ આરંભ થયેલો હોઇને તેમના એ વિવિધદેશનિવાસનો ક્રમ ત્યારપછી સહસ્રાવધિ વર્ષો પર્યન્ત અખંડ તથા અવ્યાહત સ્વરૂપમાં ચાલતો રહ્યો હતો. એ ક્રમાનુસાર આર્યોનો જે અંતિમ સમુદાય ભારતવર્ષમાંથી પ્રયાણ કરી ગયો હતો તે આર્યસમુદાયના એ ભારતવર્ષના ત્યાગની ઘટના મહાભારતમા વર્ણવાયલા કૌરવ પાંડવના યુદ્ધની ઘટના પછીના નિકટવર્તી સમયમાં જ ઘટેલી હોવી જોઇએ; એવી એ ઉપપત્તિના પુરસ્કારકોની માન્યતા છે. તેમની માન્યતા અનુસાર ભારતીય યુદ્ધની ઘટનાએ કેવળ આપણા ભારતવર્ષમાં જ નહિ, કિન્તુ સમસ્ત વિશ્વના ઇતિહાસમા એક પ્રકારની વિશ્વવ્યાપિકા પ્રચંડ ક્રાંતિને પ્રસારી દીધી હતી. યદ્યપિ ભારતીય યુદ્ધના મૂળ ઉત્પાદક કારણનો હસ્તિનાપુરના સિંહાસનવિષયક અધિકારજન્ય વિવાદમાં જ સમાવેશ થયેલો હતો; છતા પણ એ વિવાદ કિંવા વિગ્રહના પરિણામે ભરતખંડમાંના બહુધા સમસ્ત આર્યક્ષત્રિયો ઉપરાંત મ્લેચ્છ, યવન, શબર તથા શક આદિક આર્યેતર જાતિયોના ક્ષત્રિયોનો પણ વિનાશ થઇ ગયો હતો અને તેના યોગે કલિયુગ તથા કલિયુગજનિત અધોગતિનો આરંભ થઇ જતાં ત્યારપછીના વિદેશીયોના ભાવિ આક્રમણો તથા રાજ્યસ્થાપન આદિક ઘટનાઓની સંભવનીયતા સર્વથા નિશ્ચિત તથા પરિપક્વ થઇ ગઇ હતી ભારતીય સંગ્રામની સમાપ્તિ પછીના નિકટવર્તી કાળમાં જ

જ અનેક ભારતીય આર્યવંશિક ક્ષત્રિયજાતિઓના લોકો અલ્પમપ્ય બ્રાહ્મણોને પોતાની સાથે લઇને ભારતવર્ષમાંથી વિદેશની વાટે, ત્યાં નિવાસ કરવાના આશયથી, પ્રયાણ કરી ગયા હતા અને તેમણે ઇજિપ્તથી આરંભીને ઇંગ્લૅંડ પર્યન્તના પશ્ચિમ ખંડ પર્યન્તના પ્રદેશોમાં આધુનિક સુધારણા તથા ઇતિહાસના ઉત્પાદક બીજોને વાવી દીધાં હતાં, એ ઉપર્યુક્ત તૃતીય ઉપપત્તિના સમર્થકોનું સ્પષ્ટ વિધાન છે ભારતીય આર્યોના એ વૈદેશિક ઉપનિવેશો ક્યારે તથા કેવી રીતે યથાનુક્રમ અસ્તિત્વમાં આવતા રહ્યા હતા, એ વાર્તાના સંભવનીય અનુમાન કિંવા નિશ્ચયાત્મક અનુમાનમાટે કલિયુગના આરંભકાળ તથા ભારતીય યુદ્ધના કાળને પ્રથમ સ્થૂલ સ્વરૂપમાં નિશ્ચિત કરી લેવાની આવશ્યકતા સર્વથા અનિવાર્ય હોવાથી એ કલિયુગના આરંભકાળ તથા ભારતીય યુદ્ધના કાળના સંબંધમાં પુરાતન ભારતીય પંડિતોના જે અભિપ્રાયો આપણા જોવા તથા જાણવામાં આવી શકે છે તે અભિપ્રાયો પ્રતિ આપણે અહીં કિંચિદ્ દૃષ્ટિપાત કરી લેવાના આવશ્યક કાર્યમાં પ્રવૃત્ત થઇશુ

આપણા વિસ્તીર્ણ ભારતવર્ષના વિસ્તીર્ણ ઇતિહાસમાંની ભિન્ન ભિન્ન ઘટનાઓને નિશ્ચિત કરવાનું કાર્ય આપણા માટે એ કારણથી દુર્ઘટ તથા પરિશ્રમયુક્ત થઇ પડે છે કે એ કાળનિર્ણયમાટે જે ઇતિહાસગ્રંથોની અત્યંત આવશ્યકતા હોય છે તે ઇતિહાસગ્રંથોનો જ આપણા ગ્રંથાલયોમાં મહાદુર્ભાગ્યવશાત્ ભયંકર દુષ્કાળ વ્યાપી ગયેલો આપણા જોવામાં આવ્યા કરે છે અર્થાત્ એવા પ્રકારના પ્રામાણિક તથા સવિસ્તર ઇતિહાસગ્રન્થોના અભાવે ત્રોટક વાક્યો, અસ્પષ્ટ તથા અસંબદ્ધ ઉત્કીર્ણ લેખો પ્રકીર્ણ શિલાલેખો, અમુક કાળમાં અમુક રાજા મહારાજાઓના હસ્તથી અપાયલા ધનદાન તથા ભૂમિદાનવિષયક તામ્રપત્રો કિંવા દાનપત્રો અને એવા જ અન્યાન્ય છિન્નવિચ્છિન્ન સાધનોના પાયા ઉપર કલ્પનાઓ તથા અનુમાનોના પ્રચંડ પ્રાસાદને ઊભો કરી તે અનુમાનપ્રાસાદના આધારે જ આપણા ભારતીય ઇતિહાસસંશોધક પુરુષોને આવા પ્રકારની ઘટનાઓના કાળનો યેન કેન પ્રકારેણ નિર્ણય કરી લેવો પડે છે પરંતુ

આપણા ભારતખંડમાં પ્રાચીન ઈતિહાસગ્રંથોનો અભાવ હોવાથી ભારતીય હિન્દુઓ ઇતિહાસલેખનની કલાને સર્વથા જાણતા જ ન હોતા અથવા તો ભારતીય હિન્દુઓએ ઇતિહાસો કદાપિ લખ્યા જ ન હોતા, એમ માની લેવાની ક્રિયા ઝટપટ બોલી નાખવાની અવિચારશીલતા કદાપિ કોઈએ દર્શાવવાની નથી, કારણ કે, જે મહાધર્માન્ધ તથા વિદ્યાવૈરી મુસલમાનોએ 'જો અન્ય ગ્રંથોમાં કુરાનના તત્ત્વોનું જ પ્રતિપાદન કરવામાં આવ્યું હોય તો પણ તે અન્ય ગ્રંથો અનાવશ્યક છે અને જો અન્ય ગ્રંથોમાં કુરાનની વિરુદ્ધ જનારાં તત્ત્વો વર્ણવાયેલાં હોય તો પણ તે ગ્રંથોનો નાશ આવશ્યક તથા અનિવાર્ય છે!' આવા પ્રકારના વિલક્ષણ બુદ્ધિવાદ ('?) થી એલેક્ઝાંડ્રિયાના મહાપ્રચંડ પુસ્તકાલયમાંના લક્ષાવધિ અમૂલ્ય હસ્તલિખિત ગ્રંથોના સમુદાય એટલે કે સાક્ષાત્ જ્ઞાનના ભંડારને અગ્નિના મુખમાં સમર્પીને ભસ્મીભૂત કરી નાખ્યો હતો, તે જ તલવારની ધારથી ધરાતલમાં કુરાનને કબૂલ કરાવવાના કાર્યને જ પોતાના જીવનના પ્રધાન કર્તવ્ય તરીકે માનનારા ધર્માન્ધ તથા પરધર્માસહિષ્ણુ મુસલમાનોએ, તેમના રાજત્વકાલમાં, આપણા ધર્મશાસ્ત્ર કાવ્ય, કોષ, તથા વ્યાકરણાદિ અનેકવિધ વિષયોના ગ્રંથસમુદાયોને અનેક સ્થાનોમાં બાળીને ભસ્મીભૂત કરી નાખ્યા હતા, એ વૃત્તાન્તો મુસ્લિમ મોરિખોના ગ્રંથોમાં પણ સ્પષ્ટ શબ્દોમાં વર્ણવાયેલા હોવાથી એ વિદ્યાવૈરી મુસ્લિમોના હસ્તથી આપણા પ્રાચીન ઐતિહાસિક ગ્રંથોનો પણ અવશ્ય નાશ થઈ ગયેલો હોવો જોઈએ, એવું બહુધા કોઈ પણ પ્રકારના સંશય વિના આપણાથી નિશ્ચયતુલ્ય અનુમાન કરી શકાય છે અર્થાત્ એ વિદ્યાવિરોધી વિધર્મીઓના હસ્તથી આપણા અમુક વિષયના ગ્રંથોનો સમૂળ નાશ થઈ ગયો છે અને કેટલાક વિષયોના અમુકસંખ્ય ગ્રંથો અત્યંત છિન્નવિચ્છિન્ન તથા ત્રોટક સ્વરૂપમાં જ તેમના સર્વનાશક પંજામાંથી સદ્ભાગ્યવશાત્ સુરક્ષિત રહીને પોતાના અસ્તિત્વને અવિચળ રાખી શક્યા છે સારાંશ એ જ કે, અત્યારે આપણો હિન્દુસ્થાન નામક દેશ તે એક અત્યંત દરિદ્ર તથા નિર્ધન દેશ હોવાથી આપણો એ દેશ

પૂર્વે કોઈ પણ કાળમા કદાપિ શ્રીમાન્ તથા ધનસપન હતો જ નહિ એવુ અનુમાન જેમ કોઇ પણ વિચારશીલ મનુષ્યથી કદાપિ કરી શકાય તેમ નથી તેજ પ્રમાણે અત્યારે આપણા ભારતવર્ષમા હિન્દુ જાતિના પ્રાચીન ઇતિહાસવિષયક વાઙ્મય કિંવા સાહિત્ય ની જે અનુપલબ્ધિ આપણા જોવામા આવ્યા કરે છે તે અનુપલબ્ધિના યોગે આપણા આર્યાવર્તમા પૂર્વ કાળમા પણ ઐતિહાસિક સાહિત્યનો દુષ્કાળ જ હતો અને આપણા પ્રાચીન હિન્દુઓ ઐતિહાસિક સાહિત્યના નિર્માણની આધુનિક કલાથી સર્વથા અજ્ઞ તથા વચિત જ હતા એવા પ્રકારનો આક્ષેપ પણ કોઈ પણ વિચારશીલ વ્યક્તિથી કદાપિ કરી શકાય તેમ નથી એ સર્વથા નિર્વિવાદ વાર્તા હોવાથી જો કોઈ પણ અવિચારશીલ મનુષ્ય એવા પ્રકારના પોતાના અવિચારમૂલક અભિપ્રાયને દર્શાવવાની ધૃષ્ટતા કરે તો તેની તે ધૃષ્ટતા સર્વથા નિર્મૂલ નિરાધાર અસત્ય મૂર્ખતાપરિચાયિકા તથા ભ્રાન્તિમૂલક જ હોવી જોઇએ એમ કોઇ પણ કહી શકે તેમ એટલે એ વિષયના વિશેષ વિવેચનની આવશ્યકતા રહેતી જ નથી

અરબ અફગાન તથા તાતાર આદિક અર્ધ સુધરેલા ઈસ્લામવાદી લોકોના ઇતિહાસના પરિશીલનથી એ જ વાર્તા આપણા જોવા તથા જાણવામા આવ્યા કરે છે કે એ દીન ઇસ્લામના અનુયાયીઓ જે જે દેશોમા ગયેલા છે તે તે સર્વ દેશોમા તેમણે સમાન સ્વરૂપમા તે તે દેશના જ્ઞાનભડારોને નષ્ટ કરી નાખવાના પોતાના વિઘાતક વ્યવસાયમા કદાપિ લેશમાત્ર પણ ત્રુટિ થવા નથી દીધી તે નથી જ દીધી અર્થાત્ ઇરાન મિશ્ર ( ઇજિપ્ટ ) યૂનાન ( ગ્રીસ ) તથા હિંદુસ્થાન આદિક સર્વ દેશોમાના અમૂલ્ય પ્રાચીન ગ્રથભડારો તેમજ શિલ્પકલાના અનન્ય આદર્શરૂપ દેવમદિરો આદિકનો સર્વનાશ એ મહાધર્માધ મુસ્લિમોના હસ્તથી જ થયેલા છે ઉપર જેનો તુલનાત્મક સામાન્ય ઉલ્લેખ કરવામા આવ્યો છે તે એલેક્ઝાંડ્રિયામાના પુરાતન તથા પ્રચડ ગ્રથસગ્રહાલયના વિધ્વસ દ્વારા એ મુસ્લિમોએ ત્યાની

સંસ્કૃતિને એક સહસ્ર વર્ષ કરતાં ય અધિક કાલ પર્યન્ત પાછળ હઠાવી દઇને તેની ઉન્નતિના માર્ગને સર્વથા અવરુદ્ધ કરી નાખ્યો હતો. પરંતુ જ્યારે એ જંગલ પશુતુલ્ય ધર્માન્ધ મુસ્લિમોના હસ્તથી આપણા ભારતીય પ્રાચીન સંસ્કૃત ગ્રંથસંગ્રહાલયોના સંહારની ઘટના ઇતિહાસની સ્મૃતિદ્વારા આપણાં નેત્રો સમક્ષ દંડાયમાન થઇ જાય છે ત્યારે તો એ જ ઉદ્દગારોને કાઢવાનો અવસર આવી લાગે છે કે એ આતતાયી મુસ્લિમો અથવા બુદ્ધિહીન બર્બરોએ ભરતખંડના પ્રાચીન ગ્રંથસંગ્રહાલયોના નાશદ્વારા કેવળ ભારતીય હિન્દુજાતિની જ નહિ, કિન્તુ સમસ્ત વિશ્વવાસિની અખિલ માનવજાતિની એક એવા પ્રકારની અપ્રતિમ હાનિ કરી બતાવી છે કે જે હાનિની ગર્તાને કદાપિ કોઇથી પૂરી શકાય તેમ છે જ નહિ. બુદ્ધગયામાંના પ્રાચીન ગ્રંથસંગ્રહાલયને મહાગંધોલા ( મહાગ્રંથાલય ) નામથી ઓળખવામાં આવતો હતો અને જે ભવનમાં એ ગ્રંથોના ભંડારને સુરક્ષિત રાખવામાં આવ્યો હતો તે ભવન નવ મજિલા ( ભૂમિકા ) વડે અલંકૃત હોઇને તેમાં પ્રાચીન બુદ્ધ ભગવાનની અનેક વિશાળ મૂર્તિઓને વિરાજમાન કરવામાં આવી હતી નાલંદની 'ધર્મગંજ' નામક સંસ્થાનો 'રત્નનિધિ' નામક ગ્રંથાગાર પણ નવ મજિલાનો હોઇને તેમાં બૌદ્ધ ધર્મના મહાયાન તથા હીનયાન પંથના સર્વ ગ્રંથોને સંગ્રહિત કરવામાં આવ્યા હતા ઉદન્તપુરી નામક સ્થાનમાંના બૌદ્ધ વિહારમાં તો વળી બૌદ્ધ ધર્મ તથા બ્રાહ્મણ ધર્મના ગ્રંથોનો મહાવિશાળતમ સંગ્રહ કરાવેલો હોઇને તે ગ્રંથસંગ્રહ જેમાં રાખવામાં આવ્યો હતો તે આગાર ઉપર્યુક્ત ઉભય ગ્રંથાલયો કરતાં ય અત્યંત પ્રચંડ હતો ! પરંતુ બખ્તયાર ખિલજીના અમીરજંગ ( સેનાપતિ ) મહમ્મદ બિન સામ નામક એક બન્દાએ ઇસ્લામની પૈશાચિકતાએ એ સર્વ અમૂલ્ય ગ્રંથભંડારોને કોઇ પણ પ્રકારના વિવેક વિના પાવકના મુખમાં સમર્પી દઇને ભસ્મીભૂત કરી નાખ્યા હતા, એ ઘટનાનો 'હિન્દુસ્થાન રિવ્યૂ' નામક મદ્રાસમાં પ્રકટ થતા અંગ્રેજી માસિકપત્રના ઇ. સ. ૧૯૦૬ના

માર્ચ મામના અકમા પ્રમાણપુર મ ગ સ્પષ્ટ ઉલ્લેખ કરવામા આવ્યો છે એ જ પ્રમાણે કોહાના નામક સ્થાનમાના એક પ્રગટ ભારતીય ગ્રંથસગ્રહાલયને ફીરોજશાહ તગનક નામક શયતાનોપમ સુલ્તાને બાળી ભસ્મીભૂત કરી નાખ્યો હતો એનો 'તારીખે ફીરોજશાહી' નામક એક મુસ્લિમ મોર્ગ્ખિના ઇતિહાસમા જ સ્પષ્ટ ઉલ્લેખ કરાયલો છે ઔરંગજેબ પોતાને 'મિકન્દરસાની' નામથી ઓળખાવતો હતો એ વાર્તા તો ભારતીય મુસ્લિમકાલિક ઇતિહાસના વાચકોના સ્મરણમા હોવી જ જોઇએ અર્થાત્ ઔરંગજેબના સમકાલિક સૈયદ ગુલામહુસૈન નામક એક મુસ્લિમ ઇતિહાસલેખકે પોતાના લખેલા 'સયરુલ્મુતાખરીન' નામક ઇતિહાસગ્રંથમા ઔરંગજેબની ગ્રંથનાશિકા પ્રવૃત્તિના સબંધમા એવા પ્રકારનો ઉલ્લેખ કરેલો છે કે "હિન્દુઓના જૂના ગ્રંથો જ્યા જ્યા ને જ્યારે જ્યારે મળી આવતા હતા ત્યારે ત્યારે તે તે વેળાયે બાદશાહ આલમગીર (ઔરંગજેબ) હિન્દુઓના તે ગ્રંથોની તત્કાળ હોળી કરાવી દેતો હતો !" સારાશ કે, ભૂતકાળમા એક વેળાયે ગૉથ તથા વહૅંડેલ લોકોએ જગતમા જેવા પ્રકારની ધૂમધકી મચાવી દીધી હતી તેવા જ પ્રકારની ધૂમધકી આરબ, અફઘાન તુર્ક તાતાર તથા મુગલ આદિક મુસ્લિમોએ જ્યા જ્યા તેમનો પ્રવેશ થતો હતો તે સર્વ દેશોમાં મચાવી દીધી હતી અને એમા તેમનો પોતાના રાજ્યની સ્થાપના ઉપરાન્ત સર્વ દેશોમા—સમસ્ત સંસારમા—પોતાના દીન ઇસ્લામની પણ 'વિશ્વધર્મ' તરીકે નિર્વિવાદ સ્થાપના કરી દેવાનો અત્યાચારયુક્ત મલિન આશય સમાયલો હતો એ વાર્તા હવે અસંખ્ય ઇતિહાસ ગ્રંથોમાના મુસ્લિમ મોર્ગ્ખિોના પોતાના જ ઉલ્લેખોદ્વારા સર્વવિશ્રુત થઈ ગયેલી હોવાથી એ વાર્તાની વાસ્તવિકતાની સિદ્ધિમાટે આ સ્થાનમા નવીન પ્રમાણોની આવશ્યકતા રહેતી જ નથી

ફરિશ્તા નામક એક મુસ્લિમ મોર્ગ્ખિ (ઇતિહાસલેખક) હિન્દુઓના સંબંધમા એવા પ્રકારના પોતાના એક અભિપ્રાયને વ્યક્ત

કરી ગયો છે કે: " હિન્દુ લોકો વાસ્તવિક ઇતિહાસને લિપિબદ્ધ કરી રાખવાની કલાને જાણતા જ ન હોતા એટલે હિન્દુઓના જે ગ્રંથોને ઇતિહાસગ્રંથો તરીકે ઓળખાવવામાં આવે છે તે ગ્રંથો બ્રાહ્મણોના રચેલા હોઇને તે ગ્રંથોમાં કેવળ કાલ્પનિક કથાઓનો જ ભંડાર ભરેલો છે અને વાસ્તવિક ઇતિહાસ જેવું તે ગ્રંથોમાં કાંઇ છે જ નહિ;" ઇત્યાદિ પરંતુ ડૌ ( Dow ) નામક એક પાશ્ચાત્ય ઇતિહાસલેખકે પોતાના લખેલા ' હિન્દુસ્થાનના ઇતિહાસ ' નામક ગ્રંથના ઉપોદ્‌ઘાતમાં ફેરિસ્તાના એ અભિપ્રાયને સર્વથા ભ્રાંતિમૂલક, પક્ષપાતજન્ય તથા અસત્ય અભિપ્રાય તરીકે પ્રમાણપુરઃસર સિદ્ધ કરી બતાવ્યો છે હિન્દુ ઇતિહાસવેત્તા વિદ્વાનોના લખેલા અનેક ઇતિહાસગ્રંથો દક્ષિણ ભારતમાં અત્યારે પણ વિદ્યમાન છે; સ્ટર્લિંગ નામક એક પાશ્ચાત્ય મહાશયને ઓરીસામાંથી અનેક ઇતિહાસગ્રંથો પ્રાપ્ત થયા હતા અને કર્નલ ટૉડ્ મહાશયને તો વળી રાજસ્થાનમાં ત્યાંના ઇતિહાસવિષયક એટલાં બધાં સાધનો મળી આવ્યાં હતાં કે ત્યાં એટલાં બધાં ઐતિહાસિક સાધનો મળી આવશે એવી પ્રથમ સામાન્ય આશા પણ રાખવામાં આવી ન હોતી. અર્થાત્ આ સર્વ ઘટનાઓનો ઉલ્લેખ કરીને મિસ્ટર વિલ્સન્ સાહબે પોતાના એવા સ્પષ્ટ અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો છે કે: " હિન્દુઓએ કદાપિ ઇતિહાસગ્રંથો લખ્યા જ નથી, એ વિધાન સર્વથા અસત્ય કિંવા ભ્રાંતિમૂલક છે. " * " જે ગ્રંથમાં કાશ્મીરના હિન્દુરાજત્વકાલિક ઇતિહાસનો અત્યંત સુન્દર સ્વરૂપમાં પરિચય કરાવવામાં આવ્યો છે તે ' રાજતરંગિણી ' નામક સંસ્કૃત ભાષામાં રચાયલા કિંવા લખાયલા ઇતિહાસગ્રંથના અવલોકનથી તો એ જ વાર્તા સિદ્ધ થયેલી જોવામાં આવી શકે છે કે આવા પ્રકારના ઐતિહાસિક ગ્રંથો પૂર્વે ભારતવર્ષમાં વિપુલ સંખ્યામાં

---

* " It is incorrect to say that the Hindus never compiled history."

Mill's India; Vol. II, page 67, ( footnote ).

રચાયલા હોવા જોઇએ અને તેથી હજી પણ જો સંપૂર્ણ શોધ કરવામાં આવે તો એવા બીજા અનેક ઇતિહાસગ્રંથો મળી આવવાનો મને સંપૂર્ણ સંભવ દેખાય છે" એ અધ્યાપક (પ્રોફેસર) હીરન મહાશયનો નિષ્પક્ષપાત અભિપ્રાય છે રાજસ્થાન કિંવા અત્યારે જેને 'રાજપૂતાના' નામથી ઓળખવામા આવે છે તે 'રાજસ્થાન' માના 'જાગે' નામક લોકોનો તો પ્રતિહાસ એક વ્યવસાય જ હોઈને રાજસ્થાન-વાસી રાજપૂતો પોતાની વીસ વીસ પેઢીના પુરુષોના નામો તથા તે પૂર્વપુરુષોના નિવાસસ્થાનોને સારી રીતે જાણતા હોય છે, અર્થાત્ એ સર્વ ઘટનાઓ સ્મરણદ્વારા તેમની જિહ્વાઓના અગ્રભાગમા જ રહ્યા કરે છે। એના સબંધમા કર્નલ ટૉડ મહાશયે પોતાના લખેના 'રાજસ્થાનના ઇતિહાસ'ની પ્રસ્તાવનામા એક સ્થળે એવા પ્રકારનો ઉલ્લેખ કરેલો છે કે "'સુલ્તાન મહમૂદ ગજનવીના હિન્દુસ્થાન ઉપરના આક્રમણોનો આરભ થઇ ગયા પછી હિન્દુસ્થાનમા થયેલી અનેક પ્રકારની અકલ્પનીય ક્રાતિયો તથા મુસ્લિમ આક્રમણકારક સુલ્તાનોની નિષ્ઠુર ધર્માન્ધતા આદિકનો જો વિચાર કરવામા આવે, તો હિન્દુસ્થાનમા અત્યારે ઇતિહાસગ્રંથો અવશિષ્ટ રહેલા આપણા જોવામા નથી આવી શકતા, એ ઘટના આપણને લેશમાત્ર પણ આશ્ચર્યકારિણી જણાય તેમ નથી અને હિન્દુઓ ઇતિહાસના લેખન કિંવા નિર્માણની વિદ્યા કિંવા કલાને જાણતા જ ન હોતા એવા ભ્રામક અનુમાનને દર્શાવી દેવાની ધૃષ્ટતા પણ આપણાથી કરી શકાય તેમ નથી, કારણ કે, અન્ય સર્વ સુસભ્ય કિંવા સુસસ્કૃત દેશોમા અતિપ્રાચીન કાળથી ઇતિહાસલેખનવિષયક પ્રવૃત્તિ વિદ્યમાન તથા પ્રચલિત હોવા છતા તે ઇતિહાસલેખનવિષયક પ્રવૃત્તિનો કેવળ અત્યત સુસસ્કૃત તથા સુધારણાના ઉત્તુગ શિખર પર વિરાજેલા ભારતવર્ષીય હિન્દુરાષ્ટ્રમા જ સર્વથા અભાવ હતો, એ વિધાનને કોઇથી પણ ક્દાપિ ઉચિત તથા સત્ય વિધાન તરીકે સ્વીકારી શકાય તેમ છે જ નહિ જે ભારતીય હિન્દુઓએ અત્યત સૂક્ષ્મ તથા

વ્યાપક દૃષ્ટિ ઉપર જ સર્વથા અવલંબેલાં જ્યોતિઃશાસ્ત્ર તથા ગણિત-શાસ્ત્ર આદિકને દક્ષતાપૂર્વક નિર્માણ કરી બતાવ્યાં હતાં; જે હિન્દુઓએ શિલ્પકલા, મૂર્તિનિર્માણકલા, કાવ્ય, સંગીત તથા એવી જ અન્યાન્ય અનેક કલાઓને સુંદર સ્વરૂપમાં અસ્તિત્વમાં લાવી બતાવી હતી; માત્ર એટલું જ નહિ, પણ એ સર્વ કલાઓના સંબંધમાં અત્યંત સૂક્ષ્મ તથા વ્યાપક નિયમો બાંધી દઈને તે નિયમોનાં ગંભીર શાસ્ત્રોને રચી બતાવ્યાં હતાં તે મહાબુદ્ધિશાળી હિન્દુઓ કેવળ રાજાઓના સ્વભાવ, તેમનાં ચરિત્રો તથા તેમની કાર્યકીર્તિમાં ઘટેલી ઘટનાઓના વૃત્તાન્તોને લિપિબદ્ધ કરી રાખવાની અત્યંત સાદી તથા સરળ કળાથી જ સર્વથા વંચિત હતા, એવી કલ્પના કોઈ પણ સંયોગોમાં કદાપિ કોઈથી કરી શકાય તેમ છે ખરૂં કે ?'* 'રાજતરંગિણી'ના સમયમાં એવા જ પ્રકારના ઇતર ઇતિહાસગ્રંથો સર્વથા અસ્તિત્વ ધરાવતા ન હોતા, એમ જો કહેવામાં આવે, તો અકબરકાલિક મુસ્લિમ ઇતિહાસલેખક અબુલ્‌ફજલે પોતાના ફારસી ભાષામાં લખેલા ઇતિહાસગ્રંથમાં હિન્દુસ્થાનના પ્રાચીન ઇતિહાસની જે માહિતી આપેલી છે તે માહિતી તેણે કયા પૂર્વવર્તી ગ્રંથોમાંથી મેળવેલી હોવી જોઈએ. એ પ્રશ્ન સમર્પક ઉત્તરની પ્રતીક્ષા કરી રહ્યો છે. ચન્દ બરદાઈના 'પૃથ્વીરાજ રાસો' નામક ગ્રંથમાંના ઉલ્લેખોના દર્શનથી એવું નિઃશંક અનુમાન કરી શકાય છે કે તેના અસ્તિત્વના સમયમાં એવા જ પ્રકારના અન્ય અનેક ઐતિ-

* "Is it to be imagined that a nation so highly civilized as Hindus, amongst whom the exact sciences flourished in perfection, by whom the fine arts, architecture, sculpture, poetry, music were not only cultivated but tought and defined by the nicest and most elaborate rules, were totally unaquainted with the simple art of recording the events of their history, the characters of princes and the acts of their reigns ?"

*Introduction to Tod's Rajasthan.*

હાસિક ગ્રંથો હિન્દુસ્થાનમાં વિદ્યમાન તથા પ્રચલિત હોવા જ જોઇએ ચન્દ આદિક ભાટ તથા ચારણ કવિવર્યો સર્વથા બુદ્ધિહીન કિંવા ટાઢા પ્રહરના ગપાટા હાકનાર અસત્યવાદી હતા, એમ માનવાની અવિચારશીલતા જો કોઇ પણ વ્યક્તિ દર્શાવે તો એ માન્યતા તે વ્યક્તિને પોતાને જ નિર્બુદ્ધિ કિંવા મૂર્ખશિરોમણિ તરીકે સિદ્ધ કરી બતાવનારી થઈ પડે તેમ છે રાજ્યતંત્ર પરરાષ્ટ્રસંબંધ તથા રાજનીતિ આદિક વિષયોની ગંભીર ચર્ચાને સમર્પાયેલા જે અધ્યાયો ચન્દના 'પૃથ્વીરાજ રાસો' નામક કાવ્યેતિહાસગ્રંથમાં વિદ્યમાન છે તે અધ્યાયો તો ભાટ તથા ચારણજાતિના કવીશ્વરોને મહાબુદ્ધિમાન્ ઇતિહાસનિર્માતા તરીકે જ સિદ્ધ કરી બતાવે છે રાજસ્થાનમાં અત્યારે ચન્દકૃત 'પૃથ્વીરાજ રાસો'ની કોટિના રાજસ્થાનના ઇતિહાસ સાથે ઘનિષ્ટ સંબંધ ધરાવનારા વિજયવિલાસ, સૂર્યપ્રકાશ, ખ્યાત, જગદ્વિલાસ, રાજપ્રકાશ, જયવિલાસ, ખે માણરાસા તથા માનચરિત્ર આદિક અનેક ઐતિહાસિક કાવ્યગ્રંથો ઉપલબ્ધ હોઇને જેમના આધારે ફૉર્બ્સ મહાશયે પોતાના 'રાસમાલા' નામક ગુર્જરરાષ્ટ્રના ઇતિહાસની ઇમારતને ઊભી કરેલી છે તે 'રાસમાલા' નામક ગુર્જરરાષ્ટ્રના ઇતિહાસની ઇમારતના નિર્માણમાં સાધનભૂત થયેલા અનેક પુરાતન સંસ્કૃત પ્રાકૃત તથા જીર્ણ ગુર્જર ભાષામાં રચાયેલા તેમ જ ભાટ ચારણો દ્વારા અસ્તિત્વમાં આવેલા અનેક ઐતિહાસિક ગ્રંથો અત્યારની ઘટિકા પર્યન્ત વિદ્યમાન હોઇને તેમનામાંના કેટલાક ગ્રંથોના તો વાગ્ક્ષેત્ર (વડોદરા) નરેશ શ્રીમંત સયાજીરાવ મહારાજની આદર્શ વિદ્યાપ્રિયતા તથા ઇતિહાસપ્રિયતાના પરિણામે ગુર્જર અનુવાદ પણ પ્રકાશિત થઇ ગયા છે ભારતવર્ષના પુરાતન હિન્દુ ઇતિહાસના એવા પુરાતન સાધનોના સંબંધમાં પરમપૂજ્ય શ્રીયુત ગૌરીશંકર હીરાચન્દ ઓઝા, આપણા એક અગ્રગણ્ય ઇતિહાસસંશોધક મહાશયે જે એક લઘુ પુસ્તક લખીને પ્રકટ કરેલું છે અને જે લઘુ પુસ્તકનો ગુર્જર અનુવાદ પ્રસ્તુત ગ્રંથના અંતમાં અમોએ પરિશિષ્ટ તરીકે પ્રકાશિત કરેલો છે

તે પરિશિષ્ટના પરિશીલનથી હિન્દુ વિદ્વાનો ઇતિહાસનિર્માણની વિદ્યા કિંવા કલાના સંપૂર્ણ જ્ઞાતા હતા એ વાર્તા ઉત્તમ સ્વરૂપમાં અમારા પાઠકસમુદાયના જોવા તથા જાણવામાં આવી શકે તેમ હોવાથી અહીં અમોએ આ વિષયની આટલી ચર્ચાને જ સર્વથા પર્યાપ્ત માની લીધી છે અસ્તુ

કલિયુગનો આરંભ, મહારાજ યુધિષ્ઠિરની કાર્યકીર્તિ અને મહાભારત સંગ્રામ કિંવા ભારતીય કૌરવપાંડવવિગ્રહ એ સર્વ ઘટનાઓને સામાન્ય જનસમાજ સમકાલિક ઘટનાઓ તરીકે જ માનતો આવ્યો છે, પરંતુ એ ઘટનાઓના કાળના સંબંધમાં આપણા સિદ્ધાંત જ્યોતિ શાસ્ત્રીઓની માન્યતા એનાથી કાંઇક ભિન્નભિન્ન હોવાથી આપણે તેમની એ વિભિન્ન માન્યતાને જાણી લેવાનો આવશ્યક પ્રયત્ન પણ અવશ્ય કરવો જ જોઇએ

"याता षण्मनवो युगानि भमितान्यन्यद्युगाङ्घ्रित्रयम् ।
नन्दाद्रीन्दुगुणा स्तथा शक नृपस्यान्ते कले र्वत्सरा" ॥

આવા પ્રકારનો એક ઉલ્લેખ 'સિદ્ધાન્તશિરોમણિ' નામક જ્યોતિર્ગ્રન્થમાં આપણા જોવામાં આવે છે આ શ્લોકના દ્વિતીય ચરણમાં એમ કહેવામાં આવ્યું છે કે "શકકાલના આરંભ ( નન્દ–અદ્રિ–ઇન્દુ–ગુણ )માં કલિયુગનો ૩૧૭૯ વર્ષ જેટલો સમય વીતી ગયો હતો" અર્થાત્ અત્યારે એ વિધાન અનુસાર, ૩૧૭૯+શક ૧૮૩૬=૫૦૧૫ વર્ષ જેટલો કલિયુગનો સમય વીતી ગયેલો છે

'જ્યોતિર્વિદાભરણ' નામક જ્યોતિર્ગ્રંથ વિક્રમ સંવત્ ૨૪ માં ( આજથી લગભગ બે હજાર વર્ષ પૂર્વે ) લખાયલો હોઇને તેમાં મહારાજાધિરાજ અવંતિકાનાથ વિક્રમાદિત્ય મહારાજની કાર્યકીર્તિનો ઇતિહાસ પણ આપવામાં આવ્યો છે એ ગ્રંથના નિર્માણના સમયમાં કલિયુગનાં ૩૦૬૮ વર્ષ વીતી ગયાં હતાં, એવો એ જ ગ્રંથમાં ઉલ્લેખ કરાયલો હોવાથી એ વિધાન અનુસાર અત્યારે કલિયુગના આરંભને

૩૦૬૮+૨૪ સવત્ ૧૯૭૧=૫૦૧૫ વર્ષ જેટલો સમય થઈ ગયો છે એટલે એથી એમ જ કહી શકાય કે અત્યારે કલિયુગની અવસ્થા ૫૦૧૫ વર્ષની થઇ ચૂકી છે.

"आसान् मघासु मुनय शासति पृथ्वीं युधिष्ठिरे नृपतौ।
षट्द्विकपचद्वि (२५२६)-युत शककाल स्तस्य राज्ञश्च"॥

આ વિધાન વરાહમિહિરકૃત 'વારાહીસંહિતા'માનું હોઇને એમા એવા આશયને દર્શાવવામા આવ્યો છે કેઃ "શકકાલમા વર્ષોની ૨૫૫૬ જેટલી સખ્યાને મેળવી દેવાથી યુધિષ્ઠિરશક સિદ્ધ થઇ જાય છે" અર્થાત્ આ કથન અનુસાર ૨૫૨૬+૧૮૩૬=૪૩૬૨ વર્ષ પૂર્વે, એટલે કે, કલિયુગનો ૬૫૩ વર્ષ જેટલો સમય વીતી ગયા પછી મહારાજા યુધિષ્ઠિરનો જન્મ થયો હતો

"शतेषु षट्सु सार्धेषु त्र्यधिकेषु (६५३) चभूतले।
कले र्गतेषु वर्षाणाम भवन् कुरुपाडवा"

આવા પ્રકારનો આ ઉલ્લેખ કલ્હણે પોતાના 'રાજતરંગિણી' નામક ઇતિહાસગ્રથમા કરેલો છે અને એ ઉલ્લેખની ઉપર્યુક્ત 'વારાહીસંહિતા'માના ઉલ્લેખ સાથે એકવાક્યતા હોવાથી એ ઉલ્લેખના વિસ્તૃત ભાવાર્થને જાણવાની આવશ્યકતા નથી રહેતી આપણા પારાશર તથા આર્યભટ્ટ નામક પ્રખ્યાત જ્યોતિ શાસ્ત્રવેત્તાઓ ભારતીય યુદ્ધના કાળના સબધમા પોતાના એ અભિપ્રાયને વ્યક્ત કરી ગયા છે કે "કલિયુગનો આરંભ થઈ ગયા પછી જે વેળાયે ૬૬૬$\frac{5}{6}$ અને ૬૬૨$\frac{5}{6}$ વર્ષ જેટલો સમય વીતી ગયો હતા તે વેળાયે જ ભારતીય યુદ્ધની ઘટના ઘટી હતી" પરતુ વૃદ્ધ ગર્ગ ની માન્યતા અનુસાર "જે વેળાયે દ્વાપરના અતકાળ તથા કલિના આરભકાળનો સધિ થયો હતો તે સધિના સમયમા સપ્તર્ષિ મઘા નક્ષત્રમા હતા, એટલે તે વેળાયે જ યુધિષ્ઠિરનો અવતાર થયો હતો." 'આઇને અકબરી' નામક ગ્રથમા એવો ઉલ્લેખ કરવામા આવ્યો છે કે "યુધિષ્ઠિરશકનો

૩૦૪૪ વર્ષ જેટલો કાળ વીતી ગયા પછી ઉજ્જયિનીપતિ વિક્રમાદિત્ય મહારાજના રાજ્યાભિષેકની ઘટના બની હતી." એટલે આ ગણના અનુસાર પણ કલિયુગના આરંભકાળથી અત્યારસુધીમા વીતેલા વર્ષોની સખ્યા તો ૫૦૧૫ ની જ આવીને ઊભી રહે છે

કલાદગી જિલ્લામાના યહોલા નામક ગ્રામની પાસેની એક ટેકરી ઉપર એક જૈન મંદિર (ઉપાશ્રય) હોઇને તે જૈનમદિરમાં જે એક શિલાલેખ અદ્યાપિ વિદ્યમાન છે તે શિલાલેખમા નિમ્નલિખિત બે શ્લોકોને અંકિત કરવામા આવ્યા છે —

"त्रिंशत्सु त्रिसहस्रेषु भारतादाहवादित ।
सप्ताब्दशतयुक्तेषु गतेष्वब्देषु पंचसु (३७३५) ॥
पञ्चाशत्सु कलौ काले षट्सु पंचशतासु च (५५६) ।
समासु समतीतासु शकानामपि भूभुजाम् " ॥

"એ જૈનમંદિરનું જ્યારે ચાલુક્યવંશીય દ્વિતીય પુલકેશીએ નિર્માણ કરાવ્યુ હતું તે વેળાયે ભારતીય યુદ્ધની ઘટના ઘટ્યાને ૩૭૩૫ વર્ષ થઈ ગયેલા હોઇને શકકાલના ૫૫૬ વર્ષ વહી ગયા હતાં," એમ આ શ્લોકોમાં દર્શાવવામાં આવ્યુ છે એટલે એથી જે ફલિતાર્થ નિષ્પન્ન થઇ શકે છે તે એ જ કે શકકાલથી પૂર્વે ૩૭૩૫–૫૫૬=૩૧૭૯ મા વર્ષમા એટલે કે આજથી ૩૧૭૯+૧૮૪૬=૫૦૧૫ વર્ષ પૂર્વે ભારતીય યુદ્ધની ઘટના બની હતી

આ સમસ્ત વિવેચનનો સારાંશ એ જ આવીને ઊભો રહે છે કે કલિયુગના આરંભની ઘટનાને અત્યારે ૫૦૧૫ વર્ષ થઇ ગયા છે અને એ વિષયના સબંધમા બહુધા સર્વ હિન્દુ ગ્રંથકારોની એકવાક્યતા છે પરંતુ ભારતીય યુદ્ધકાળના સંબંધમાં માત્ર જ્યોતિ શાસ્ત્રવેત્તાઓનો પારસ્પરિક પ્રચંડ મતભેદ હોઇને તેમની માન્યતા અનુસાર દ્વાપર યુગના અંત તથા કલિયુગના આરંભકાળના સંધિના કાળમા ભારતીય યુદ્ધની ઘટના ઘટેલી ન હોઇને તે ઘટના કલિયુગનો આરંભ થઇ

ગયા પછીના સપ્તમ શતકના મધ્ય સમયની લગભગ ('રાજતરંગિણી'માંના ઉલ્લેખ અનુસાર કલિયુગનાં ૬૫૩ વર્ષ વીતી ગયા પછી; પારાશરના વિધાન અનુસાર ૬૬૬$\frac{5}{6}$ જેટલો કલિયુગનો આરંભકાળ જીર્ણ થઇ ગયા પછી અને આર્યભટ્ટના અભિપ્રાય અનુસાર કલિયુગની અવસ્થા ૬૬૨$\frac{3}{4}$ વર્ષ જેટલી થઈ ગયા પછીના સમય)માં જ ઘટેલી હોવી જોઇએ, એમ તેમના ગ્રંથોમાંના ઉલ્લેખોદ્વારા સ્પષ્ટ જણાઇ આવે છે

આવી રીતે ભારતીય યુદ્ધકાલવિષયક સામાન્ય જનમાન્યના અને હિન્દુ જ્યોતિઃસિદ્ધાન્તકાર પંડિતોની માન્યતામાં ગમે તેવો ને ગમે તેટલો વિશાળ કિંવા પ્રચંડ ભેદ વિદ્યમાન હોવા છતાં; એટલે કે ભારતીય યુદ્ધકાળના સંબંધમાં સામાન્ય હિન્દુ જનસમાજ તથા જ્યોતિઃસિદ્ધાન્તકારોનો પ્રબળ પારસ્પરિક મતભેદ દીર્ઘકાળથી ચાલતો આવેલો હોવા છતાં ભારતીય યુદ્ધની ઘટના ઘટી ગયા પછી આજથી લગભગ સાડાચાર હજાર વર્ષ જેટલા કાળ પૂર્વે ભારતવર્ષમાંથી સહસ્રાવધિ આર્યવંશિક હિન્દુઓએ પૂર્વ, પશ્ચિમ તથા ઉત્તર આદિક ભિન્નભિન્ન દિશાઓમાં પ્રયાણ કરીને દૂરદૂરના દેશોમાં પોતાના ભિન્નભિન્ન વિશાળ તથા પ્રચંડ ઉપનિવેશોને સ્થાપી દીધા હતા, એ ઘટનાના સંબંધમાં તો કોઇનો કશો પણ મતભેદ છે જ નહિ અને હોવાનો સંભવ પણ નથી. એવી રીતે પ્રવાસી ભારતવાસી હિન્દુઓએ પૂર્વ દિશામાં જે ઉપનિવેશોની સ્થાપના કરી હતી તેમાં બ્રહ્મદેશ, સિયામ, ચીન, જાપાન, જાવા તથા સુમાત્રા આદિ દ્વીપભૂમિયો (બેટો) તેમ જ અમેરિકા આદિક દેશોનો પણ સમાવેશ થઇ જતો હતો; ઉત્તર દિશામાંના હિન્દુ ઉપનિવેશોમા તુર્કસ્તાન, સાઇબીરિયા, સ્કાન્દિનેવિયા, જર્મની, બ્રિટન, ઇરાન, યૂનાન (ગ્રીસ) તથા રોમ આદિક ભૂભાગોનો સમાવેશ થયેલો હતો અને પશ્ચિમ દિશામાંના ભારતીય આર્યોપનિવેશોમાં પૂર્વ આફ્રિકા તથા મિશ્ર (ઇજિપ્ત) આદિક પ્રદેશો સમાવિષ્ટ થયેલા હતા. ઈજિપ્શિયન,

આસીરિયન, ગ્રીક, જર્મન સ્કાંડિનીવિયન તથા ડ્રુઇદ લોકોના ધર્મ, તત્ત્વજ્ઞાન, પ્રાચીન પૌરાણિક કથાઓ તથા સંસ્કૃતિ આદિકનો આદિ આગમ ભરતખંડમાંથી જ થયો છે, એ વાર્તા તો હવે અનેક ઐતિહાસિક તથા અન્યાન્ય પ્રમાણોથી નિર્વિવાદ સિદ્ધ થઇ ચૂકી છે એટલામાટે એ વાર્તાની વાસ્તવિકતાને સિદ્ધ કરી બતાવનારાં અન્ય નવીન પ્રમાણોની યદ્યપિ અલ્પ આવશ્યક્તા જ જોવામા આવે છે, છતા પણ અમો એના અમુક પ્રમાણોને અહીં પ્રકાશિત કરી દેવાના કાર્યને એટલામાટે અધિક ઉચિત માનીએ છીએ કે એ પ્રમાણોના યોગે અત્યંત શંકાશીલ મનુષ્યોની શંકાઓનું પણ તત્કાળ સમાધાન થઇ જાય અને પોતાના મંથરૂપ 'કક્કા'ને જ ખરો કરી બતાવવાની લેશમાત્ર પણ ધૃષ્ટતા તેમનાથી ન કરી શકાય

સર વૉલ્ટર રાલે મહાશયે પોતાના 'વિશ્વનો ઇતિહાસ' (History of the World) નામક ગ્રંથના ૯૯ મા પૃષ્ઠમા પોતાના એવા સ્પષ્ટ અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો છે કે "મનુષ્ય પ્રાણીનો જન્મ સર્વથી પ્રથમ ભરતખંડમાં જ થયો હતો અને ત્યાર પછી ભરતખંડમાથી જ માનવજાતિનો સમસ્ત પૃથ્વીમાં વિસ્તાર થયો હતો" એશિયા માઇનરમાના એક પર્વતનું નામ આરારાત્ત છે અને એ 'આરારાત્ત' શબ્દ 'આર્યાવર્ત' શબ્દનો જ અપભ્રંશ છે, એવો તાત્વિક ભાષાશાસ્ત્રના પાશ્ચાત્ય પંડિતોનો અભિપ્રાય છે કાઉન્ટ જૉર્નસ્ટર્જનાએ પોતાના 'Theogony of Hindus' નામક ગ્રંથના ૧૬૮ મા પૃષ્ઠમા અને કર્નલ આલ્કૉટે 'Theosophist' નામક માસિક પત્રના ઇ સ ૧૮૮૧ ના માર્ચ માસના અંકમા પોતાની એવી જ માન્યતાઓને વ્યક્ત કરી બતાવી છે કે "માનવજાતિ તથા માનવસંસ્કૃતિનું જો કોઈ મૂલ કિંવા જન્મસ્થાન હોય તો તે કેવળ ભરતભૂમિ કિંવા હિન્દુસ્થાન જ છે" પાઇથેગોરસ, સૉક્રેટિસ, પ્લેટો, ઍરિસ્ટોટલ, હોમર, જેનો, ગિસરો તથા વ્હર્જિલ આદિક પ્રચંડ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞ પંડિતોનાં વચનો કિંવા વિધાનોને

વેદવ્યાસ, કપિલ, ગૌતમ, પતંજલિ, કણાદ, જૈમિની, નારદ, મરીચિ તથા પાણિનિ આદિક ભારતીય ધર્મશાસ્ત્ર તથા વ્યાકરણ આદિકના નિર્માતા ઋષિજનોના ગ્રંથોમાંનાં તત્ત્વો સાથે સરખાવીને વાંચતાં ઉપર્યુક્ત પાશ્ચાત્ય તત્ત્વજ્ઞોનાં વિધાનો આ ભારતીય ગ્રંથકાર ઋષિયોનાં વિધાનોના જાણે પ્રત્યક્ષ પ્રતિબિંબો જ હોયની ! એમ તત્કાળ આપણને જણાઇ આવે છે. અર્થાત્ પારસ્પરિક અત્યંત દૃઢ કિંવા ઘનિષ્ટ સંબંધના અસ્તિત્વ વિના આટલી સીમા પર્યન્તનું એ ભિન્નભિન્ન દેશવાસી તત્ત્વજ્ઞોનાં વિધાનોમાં સાદૃશ્ય ઉત્પન્ન થઇ જાય, એ ઘટના કેવળ અશક્ય જ નહિ, કિંતુ અશક્ય હોવા ઉપરાંત અસમ્ભવનીય પણ અવશ્ય છે. વળી પ્રાચીન ઇજિપ્શિયન લોકો હિન્દુસ્થાનમાંથી જ ઇજિપ્તમાં ગયેલા હોઇને ત્યાંના સ્થાયી નિવાસી થઇ ગયા હતા, એ વાર્તાને કર્નલ આલ્કૉટ મહાશયે આગ્રહપૂર્વક પ્રકાશિત કરેલી છે. ભારતવર્ષના 'બહાર' પ્રાંતનું એક અન્ય નામ 'પલાશ' છે; અર્થાત્ એ 'પલાશ' નામક ભારતીય પ્રદેશમાંથી અનેક લોકો યૂરોપમાં નિવાસ કરવામાટે ગયેલા હોવાથી ગ્રોસવાસી પ્રાચીન લોકોને 'પેલાસજિક' નામ આપવામાં આવ્યું હતું કે જે નામથી અત્યારે પણ ગ્રીસની પ્રાચીન પ્રજાને ઓળખવામાં આવે છે, એવો મિસ્ટર પોકૉક નામક ગ્રંથકારે પોતાના 'India in Greece' ('યનાનમાં હિન્દુસ્થાન') નામક ગ્રંથના પૃષ્ઠ ૨૯ થી ૩૨ મા સુધીનાં ચાર પૃષ્ઠોમાં પોતાનો વિસ્તૃત તથા સપ્રમાણ અભિપ્રાય વ્યક્ત કરી બતાવ્યો છે.

ભરતખંડને જ માનવજાતિ તથા માનવસંસ્કૃતિના જન્મસ્થાન તરીકે સ્વીકારનારા પંથના પંડિતો તથા સંશોધકો પોતાના મતને પુષ્ટિ સમર્પનાર જે એક અન્ય પ્રમાણને રજૂ કરી બતાવે છે તે પ્રમાણનો જ્યોતિઃશાસ્ત્ર સાથે સંબંધ રહેલો છે. હિન્દુ, પારસી, ઇજિપ્શિયન તથા ચીના લોકોના પ્રાચીન પૂર્વજો વર્ષના જેવી રીતે ૩૬૫ૃ દિવસ તથા ૧૨ માસ જ માનતા હતા તેવી જ રીતે દિવસના

કલાક પણ ૨૪, ક્રાંતિવૃત્તના વિભાગ ૧૨ અને સપ્તાહના દિવસ પણ ૭ જ માનતા હતા. આ કાલવિભાગીકરણ નિયમબદ્ધ ન હોવા છતાં પણ એ ચારે દેશની પ્રાચીન પ્રજાએ એ કાલવિભાગીકરણને એક જ સ્વરૂપમા માનતી હતી, એ ઘટના કેવી રીતે ને કેમ ઘટી હશે, એ જ અહીં મહત્ત્વનો પ્રશ્ન છે અર્થાત્ એ ચાર રાષ્ટ્રોથી ભિન્ન કોઇ એક પ્રાચીનતર તથા વિશેષ સુસંસ્કૃત પચમ રાષ્ટ્ર તે સમયમા અસ્તિત્વ ધરાવતું હોવુ જોઇએ અને તે રાષ્ટ્રની પાસેથી જ એ ચારે રાષ્ટ્રોએ કાલવિભાગીકરણની આ પદ્ધતિને એકવાક્યતાથી સ્વીકારી લીધેલી હોવી જોઈએ, અથવા તો એ ચાર રાષ્ટ્રોમાંનું એક રાષ્ટ્ર વિશેષ પ્રાચીન તથા સસ્કૃત હોઇને તેની પાસેથી અવશિષ્ટ ત્રણ રાષ્ટ્રોએ એ કાલવિભાગીકરણની પદ્ધતિને અંગીકારી લીધેલી હોવી જોઇએ, એ બેમાંથી કોઈ પણ એક ઉત્તર વિના ઉપર્યુક્ત પ્રશ્નનું અન્ય કોઈ પણ ઉત્તર મળી શકવાનો સંભવ છે જ નહિ ત્યારે એ બેમાથી સત્ય ઉત્તર કયું, એવો એક અન્ય પ્રશ્ન અહીં સ્વાભાવિક જ ઉત્પન્ન થઈ જાય છે અર્થાત્ એ ચાર રાષ્ટ્રોથી ભિન્ન કોઈ અધિક પ્રાચીન તથા અધિક સુસસ્કૃત રાષ્ટ્રના અસ્તિત્વના કોઈ પણ પ્રકારના પ્રમાણો વિદ્યમાન ન હોવાથી ઉપર્યુક્ત બે ઉત્તરોમાના દ્વિતીય ઉત્તરને જ સત્ય તરીકે સ્વીકારવુ પડે છે અને ઉપર્યુક્ત કાલવિભાગીકરણની આદિ જન્મભૂમિ તરીકે ભરતભૂમિને જ નિર્વિવાદ માન્ય રાખવી પડે છે એ કાલવિભાગીકરણની આદ્યજનની તરીકે ભરતભૂમિને જ માનવાનું એક અન્ય પ્રબળ કારણ એ છે કે ઉપર્યુક્ત ચારે પ્રાચીન રાષ્ટ્રોનું જ્યોતિશાસ્ત્રવિષયક સાહિત્ય બાલ્યાવસ્થામાં વિહરતા સાહિત્ય તરીકે આપણા જોવામા નથી આવી શકતું કિન્તુ તે કોઇ અતિ સુસમ્કૃત પ્રાચીન શાસ્ત્રના અલ્પ પરિમાણમાં અવશિષ્ટ રહેલા ભાગના સ્વરૂપમા જ દષ્ટિગોચર થયા કરે છે એન્વે એથી એમાંના પ્રત્યેક રાષ્ટ્રની પ્રાચીન પ્રજાએ પોતપોતાના બુદ્ધિસ્વાતંત્ર્ય કિંવા પોતપોતાની સ્વતંત્ર બુદ્ધિથી જ એ કાલવિભાગોને શોધી કાઢયા

હશે એમ તો આપણાથી કદાપિ મ્હી અથવા માની શકાય તેમ છે જ નહિ એટલે એથી એ વાર્તા સ્વાભાવિક જ સિદ્ધ થઈ જાય છે કે એ કાલવિભાગીકરણની આદિજનની ભરતભૂમિ જ હતી અથવા તો ભારતવર્ષની બુદ્ધિશાલિની પ્રજા પાસેથી જ અન્ય રાષ્ટ્રોએ એ કાલવિભાગીકરણની પદ્ધતિને સ્વીકારી લીધી હતી

સારાશ કે આપણી આ ભરતભૂમિ જ આ વિશાળ વિશ્વમાના સમસ્ત સુસભ્ય મનુષ્યો તથા તે સભ્ય મનુષ્યોની સસ્કૃતિની આદ્ય જનની હોઇને ભરતભૂમિના સતાનોએ જ પૃથ્વીતલના પૃથક્ પૃથક્ પ્રદેશોમા પ્રયાણ કરીને પૃથક્ પૃથક્ સમયમા ત્યા પોતાના ઉપનિવેશોને સુદર સ્વરૂપમા સ્થાપી દીધા હતા એવા પ્રકારની દૃઢતમ માન્યતાને ધરાવનારા બુદ્ધિશાળી પડિતો તથા ઇતિહાસસશોધકોએ પોતાની માન્યતાના જે પુષ્ટિકારક પ્રમાણો આપેલા છે તે પ્રમાણોમાના કેટલાક પ્રધાન પ્રમાણોનો અમો અહીં અમારા પ્રગલ્ભબુદ્ધિ પાઠકો તથા પાઠિકાઓને પરિચય કરાવી દેવાના કાર્યમા જ હવે પ્રવૃત્ત થઇએ છીએ કારણ કે એ વિષયની ચર્ચા અમોને અત્યત આવશ્યક જણાય છે

૧ ઇજિપ્ત ઇથિયોપિયા પ્રાચીન ઇજિપ્તવાસી લોકો પોતાની આદિનિવાસભૂમિના સબધમા એમ કહ્યા કરતા હતા કે અમો પ્રથમ 'પુત' નામક દેશના નિવાસી હતા અને ત્યાથી ત્યાર પછી ઇજિપ્તમા આવીને વસ્યા હતા તેમના એ મૂળ દેશના વર્ણનને દારુલબાહરી નામક સ્થાનમાના હુામસેટોપ નામક રાણીના દેવાલયની દીવાલ ઉપર ત્યાની પ્રાચીન લિપિમા લખી રાખવામા આવ્યુ છે એ ચિત્ર લિપિબદ્ધ વર્ણનમા તે મૂળ દેશમાના પશુ તથા વનસ્પતિ અને તેમા પણ વળી વિશેષત મોઘા મૂલ્યના કાષ્ઠ આદિકના જે નામો તથા પરિચય આદિક અપાયલા છે તે પશુ તથા વનસ્પતિ આદિક સર્વથા હિન્દુસ્થાનમાના જ હોઇને અન્ય દેશોમા કદાપિ ઉત્પન્ન

થતા જ નથી એમ એ વર્ણનના વાચન તથા શ્રવણથી તત્કાળ આપણને જણાઈ આવે છે અર્થાત્ ઇજિપ્શિયન્ લોકોના પ્રાચીન પૂર્વજો હિન્દુસ્થાનમાંથી અને તેમાં ય વળી વિશેષત હિન્દુસ્થાનમાંના સિંધુ નદીના મુખસ્થાનની આસપાસના પ્રદેશમાંથી જ ઇજિપ્તમાં ગયા હતા એવી પરિસ્થિતિ દૃષ્ટિગોચર થતી રહે છે એ ભારતીય સિંધુપ્રાંતવાસી લોકો આજથી દશ હજાર વર્ષ પૂર્વે નૌકાઓમાં બેસીને ભૂમિના કિંવા સમુદ્રતીરપ્રાંતના નિકટવર્તી જળમાં પ્રવાસ કરતા કરતા અને ઇરાનના અખાત, અરબ સાગર તથા રક્ત સમુદ્ર આદિક જલરાશિયોને પાર કરતા કરતા અને ઇજિપ્તના ન્યૂબિયા તથા ઇથિયોપિયા નામક પ્રદેશોના પૂર્વદિશાગત તીરપ્રાંતોમાં ઊતરેલા હતા એવી કર્નલ ઑલ્કૉટ્ તથા પોકૉક્ એ બે ધુરંધર પાશ્ચાત્ય પંડિતોની માન્યતા હોઇને તેમણે પોતાની એ માન્યતાને અનુક્રમે 'Theasophist' માસિક પત્રના ઇ સ ૧૮૮૧ ના માર્ચ માસના અંકમાં તેમ જ ' India in Greece ' નામક ગ્રંથના પૃષ્ઠ ૪૨માં વિસ્તારપૂર્વક વ્યક્ત કરી બતાવી છે અટકની દક્ષિણે લગભગ દશ માઇલ્સ્ જેટના વિસ્તારમાં સિંધુનદનું જલ ગહન (ઊંડુ) તથા અતિશય સ્વચ્છ હોઇને તેનો પ્રવાહ પણ અત્યંત બલાઢ્ય કિંવા વેગવાન્ છે અને તે પછીના કાલાબાગ પર્યન્તની નિમ્નગા ભૂમિના ૧૦૦ માઇલ્સ્ જેટલા વિસ્તારમાં તો તે પ્રવાહનો વેગ કલ્પનાતીત સ્વરૂપમાં બલાઢ્ય હોઇને તેના જળનો રંગ કૃષ્ણનીલવર્ણ ( બ્લ્યૂ બ્લૅક્ ) થઈ ગયેલો દેખાયા કરે છે અર્થાત્ સિંધુ સાગરના સલિલમાંની એ સ્થાનમાંની એ નીલતા (નીલવર્ણ) ના કારણથી એ સ્થળના સિંધુ પ્રવાહને નીલાબ '( નીલજલ ) નામથી ઓળખવામાં આવે છે, માત્ર એટલું જ નહિ પણ અટકની દક્ષિણે લગભગ ૧૨ માઇલ્સના અંતરે સિંધુના એ પ્રવાહના તીરપ્રાંતમાં જ ' નીલાબ ' નામક એક ગ્રામ પણ અદ્યાપિ વિદ્યમાન છે અર્થાત્ ભારતીય સિંધુપ્રદેશવાસી હિન્દુઓએ ઇજિપ્તમાં જઇને નિવાસ કર્યો પછી ત્યાંની મહાનદીને પણ

**નીલા** નામથી અભિષિક્ત કરી દીધી હતી અને ત્યાર પછી 'નીલા' શબ્દનો અપભ્રંશ 'નાઇલ' થઇ ગયો હતો કે જે અપભ્રંશ અત્યાર સુધી પણ વિદ્યમાન છે; કારણ કે, અત્યારે પણ મિશ્રદેશની એ મહાનદી નાઇલ નામથી જ ઓળખાય છે. એ ઉપરાંત ઇજિપ્તમાંની અન્યાન્ય નદીઓ, ત્યાંના પ્રાંતો તથા ત્યાંનાં નગરો આદિકનાં નામો પણ હિન્દુસ્થાનમાંની નદીઓ, હિન્દુસ્થાનમાંના પ્રાંતો તથા હિન્દુસ્થાનમાંનાં નગરોનાં નામો પ્રમાણે જ રખાયલાં છે; ત્યાંની કેટલીક રાજ્યાધિકારિણી વ્યક્તિયોનાં નામો ભારતીય રામવંશી વ્યક્તિયોનાં નામો પ્રમાણે રાખવામાં આવ્યાં છે; ઉદાહરણ તરીકે **રામેસીસ** અથવા **રામીસીસ:** માત્ર એટલું જ નહિ, પણ હિન્દુસ્થાન તથા ઇજિપ્ત એ ઉભય દેશોમાંની શિલ્પ-પદ્ધતિનાં વિષયો તથા સ્વરૂપ આદિક પણ અત્યંત વિપુલ પરિમાણમાં પારસ્પરિક સામ્યને ધરાવનારાં છે અને ઇજિપ્શિયન ભાષાના અનેક શબ્દોનાં સંસ્કૃત ભાષામાં સહજ તથા સ્વાભાવિક રીતે રૂપાન્તર તથા ભાષાંતર કરી શકાય છે. એ સમસ્ત સામ્યોનો પણ પોકૉક મહાશયે પોતાના લખેલા 'India in Greece' નામક ગ્રંથમાં (પૃષ્ઠ ૨૦૧ માં) સવિસ્તર પરિચય કરાવી દીધો છે. ઇ. સ. થી બહુધા ૧૭૦૦ વર્ષ જેટલા પૂર્વકાળમાં એટલે કે, આજથી લગભગ ૩૭૦૦ વર્ષ પૂર્વે ગ્રીસમાંની ચિત્રલિપિમાં વાનર કિંવા વાંદરાનો સંસ્કૃત 'કપિ' શબ્દથી પરિચય કરાવવામાં આવ્યો હતો, એવાં પ્રમાણો મળી આવ્યાં છે. ડૉ. બ્લૂમેનબાગ નામક એક પાશ્ચાત્ય પંડિતે વિશ્વમાંના સર્વ ભિન્ન ભિન્ન વર્ણના લોકોના શિર:કવચો (ખોપરીઓ) નો પ્રચંડ સંગ્રહ કરેલો હોઇને તેમના તુલનાત્મક પરીક્ષણ પછી અધ્યાપક હીરન મહાશયે પોતાના એવા અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો છે કે: "ભારતીય તથા ઇજિપ્શિયન્ લોકોના કવચોના રંગ તથા આકાર આદિકમાં પારસ્પરિક અતિશય વિશેષ સામ્ય દેખાઇ આવે છે." આ અભિપ્રાયને અધ્યા-

પક હીરને પોતાના જે ગ્રંથમાં વ્યક્ત કરી બતાવ્યો છે તે ગ્રથનું નામ 'Asiatic Nations' ('એશિયાની પ્રજાઓ' કિંવા 'એશિયાના રાષ્ટ્રો') છે, અને એ ગ્રંથના દ્વિતીય ખંડના ૩૭૩મા પૃષ્ઠમા આ ઉલ્લેખ કરાયલો છે (Vol II, page 373) પ્રાચીન ઇજિપ્શિયન લોકોના આચારવિચાર, સમાજરચના, ધાર્મિક માન્યતા તથા રાજસંસ્થા આદિકમા પણ ભારતીય પ્રાચીન હિન્દુઓનાં આચારવિચાર, સમાજરચના, ધાર્મિક માન્યતા તથા રાજસંસ્થા આદિકના જે પારસ્પરિક ઘનિષ્ટ સામ્યદર્શક પ્રતિબિંબો જોવામાં આવ્યા કરે છે તે પ્રતિબિંબોના અવલોકનથી ઈજિપ્તમાંના પ્રાચીન ભારતીય અધિકાર કિંવા પ્રભાવ વિષયક માન્યતા વિશેષ અને વિશેષ દૃઢ થતી રહે છે, એવા આશયને પણ એ જ અધ્યાપક મહાશયે વારંવાર દર્શાવેલો છે.

પ્રાચીન ઈથિયોપિયામાં અર્વાચીન ન્યૂબિયા, ઍબીસીનિયા તથા ડોંગાલા આદિક પ્રાંતોનો સમાવેશ થતો હતો. અર્થાત્ એ વિદેશમાં પણ ભારતીય સિંધુપ્રદેશના લોકો જ પ્રથમ ભારતવર્ષમાંથી આવ્યા હતા અને તેમણે ત્યા પોતાના ઉપનિવેશને સ્થાપી દીધો હતો. ગ્રીક ભાષામા 'સિંધુ'ના અર્થનો દર્શક 'અણુસિન' શબ્દ વિદ્યમાન હોવાને જે પ્રાનમાં સિંધુ દેશના લોકો આવી વસ્યા હતા તે પ્રાતને ગ્રીક લોકો સ્વાભાવિકજ 'અણુસિનિયા' નામથી ઓળખવા લાગ્યા હતા ફિલોસ્ટ્રેટસ, યુસિબિયસ, જ્યુલિયસ તથા આફ્રિકેનસ આદિક પ્રાચીન ગ્રીક ગ્રંથકારોએ પણ આ વિષયના સંબંધમાં પોતાના એવા પ્રકારના જ અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો છે. અમુક ભારતીય લોકોએ અમુક એક રાજાનો વિશ્વાસઘાતપૂર્વક વધ કરી નાખેલો હોવાથી તે રાજઘાતક ભારતીય લોકોને ભરતખંડમાંથી હાંકી કાઢવામા આવ્યા હતા અને તે દેશનિર્વાસિત ભારતીય જનો જ ઈથિયોપિયામાં આવીને ત્યાંના સ્થાયી નિવાસી થઇ ગયા હતા, એ કથા ફિલોસ્ટ્રેટસે લખી રાખી છે અણુસિનિયા તથા ભરતખંડનો વ્યાપારવિષયક પારસ્પરિક સબંધ ત્યાર પછી પણ દીર્ઘકાળ પર્યન્ત ચાલતો રહ્યો હતો,

અને એ વ્યાપારવિષયક સંબંધના યોગે પણ અનેક હિન્દુ વ્યાપારીઓ તે પ્રદેશમાં જઇને સ્થાયી ભાવથી વસી ગયા હતા. ગૅમ્બિયા તથા સેનિગાલ નામક નદીઓની ખાડીઓમાં પ્રધાન વ્યાપારી બંદરોનાં જે નામો પાડવામાં આવ્યાં છે તે સર્વ નામોના અંતમાં 'કુંડ' શબ્દ જોવામાં આવ્યા કરે છે; યથા તંબાકુંડ ઇત્યાદિ. એ અંતિમ 'કુંડ' શબ્દ શુદ્ધ સંસ્કૃત શબ્દ હોઇને જળાશયના અર્થનો દર્શક છે એ વાર્તા પ્રત્યેક હિન્દુના જાણવામાં હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા રહેતી નથી. ઇ. સ. ૧૯૧૪ માં આરંભાઇને ઇ. સ. ૧૯૧૯ માં સમાપ્ત થયેલા વિશ્વવ્યાપક યરોપી સંગ્રામથી પૂર્વે ઇસ્ટ આફ્રિકા કિંવા પૂર્વ આફ્રિકાનો જે પ્રદેશ જર્મનોના અધિકારમાં હોઇને 'જર્મન ઇસ્ટ આફ્રિકા' નામથી ઓળખાતો હતો તે પ્રદેશમાંના મોટા મોટા પર્વતાને માઉંટ શંભુ તથા માઉંટ મેરુ (શંભુ પર્વત તથા મેરુ પર્વત) આદિક નામોથી ઓળખવામાં આવતાં હતાં અને અત્યારે પણ તે પર્વતાને એ જ નામોથી ઓળખવામાં છે; અર્થાત્ એ નામોમાંનાં 'શંભુ' તથા મેરુ' આદિક શબ્દો તે ભારતવર્ષની અત્યંત પ્રાચીન સંસ્કૃત ભાષાના જ શુદ્ધ શબ્દો છે, એ વાર્તા સ્પષ્ટ હોવાથી એનું વિશેષ વિવેચન અનાવશ્યક છે. મંગો-પાર્ક નામક એક પાશ્ચાત્ય પ્રવાસીએ આફ્રિકામાંના પોતાના પ્રવાસનો વૃત્તાંત લખેલો હોઇને ત્યાંનાં જે જે નગરો તથા ગ્રામો આદિકનાં નામો શુદ્ધ સંસ્કૃત કિંવા સંસ્કૃતોત્પન્ન તેના જોવા કિંવા જાણવામાં આવી શક્યાં છે તે સર્વ સંસ્કૃત તથા સંસ્કૃતોત્પન્ન નામોની એક વિસ્તૃત સૂચીને તે પાશ્ચાત્ય પ્રવાસીએ 'Asiatic Journal' ના ચતુર્થ વિભાગના ૩૨૪ મા પૃષ્ઠમાં પ્રકટ કરી દીધી છે ( Vol. IV. page 324 ).

૨ ઇરાનઃ ઋષિ પરશુરામના અનુયાયીઓ પોતાને 'પરસુ' ('પરશુ') નામથી ઓળખાવતા હોઇને તેમનું પ્રધાન શસ્ત્ર 'પરશુ' હતું; અર્થાત્ એ પરશુરામના અનુયાયીઓ ભારતવર્ષમાંથી અત્યારે

જે દેશને 'ઈરાન' નામથી ઓળખવામા આવે છે તે દેશની ભૂમિમાં આવીને વસી ગયા હતા અને તે દેશને તેમણે 'પરશુ' નામથી અલંકૃત કરી દીધો હતો એ ઉપરાંત ત્યાંની મુખ્ય નદીના 'યુફ્રેટિસ' નામનો પણ સસ્કૃત 'સુભારત-ઇશ' ( ભાગ્તેશ ' ) એ સમાસાન્ત શબ્દમાથી ઉદ્‌ભવ થયેલો છે, એવા પોતાના અભિપ્રાયને પોકોક મહાશયે પોતાના લખેલા 'India in Greece' નામક ગ્રંથના ૪૫ મા પૃષ્ઠમા વ્યક્ત કરી બતાવ્યો છે હિન્દુસ્થાનના વાયવ્ય તથા ઉત્તર વિભાગસ્થ પ્રદેશમાંથી આવીને અમુક હિન્દુ લોકોના સમુદાયો ઇરાનમા વસી ગયા હતા અને ત્યાં તેમણે કેવળ 'આર્ય' શબ્દને જ નહિ, કિન્તુ બહુ અંશે પોતાના વૈદિક ધર્મવિધિયોને પણ જોગરિઝયન્ ધર્મમા અતિશય શુદ્ધ સ્વરૂપમાં સુરક્ષિત રાખવાની સાવધાનતા દર્શાવી હતી, એમ અધ્યાપક મૅક્સમૂલર મહાશયે પણ પોતાના લખેલા 'Science of Language' ( 'ભાષાવિજ્ઞાન' ) નામક ગ્રથના ૨૪૩ થી ૨૫૩ સુધીનાં પૃષ્ઠોમાં વિસ્તારપૂર્વક દર્શાવેલું છે. પ્રાચીન ઇરાની કિંવા 'પહ્‌લવી' ( 'પહ્‌લવી' ) જાતિના લોકો મૂળ ભારતવાસી ક્ષત્રિયો જ હોવા છતાં કર્મલોપના કારણથી 'વૃષલ' થઇ ગયા હતા, એવા આશયનો ઉલ્લેખ 'મનુસ્મૃતિ' ના દશમ અધ્યાયના ૪૩ થી ૪૫ સુધીના ત્રણ શ્લોકોમા કરાયલો છે. સસ્કૃત તથા જન્દ ભાષાના અત્યત નિકટ સામ્યનો વિષય તો હવે એવો તે એટલો સામાન્ય થઇ ગયો છે કે જન્દ ભાષાના શબ્દકોષમાના દશ શબ્દોને કોઇ પણ સ્થળેથી લેવામાં આવે તો તેમાના છથી સાત શબ્દો તો શુદ્ધ સસ્કૃત શબ્દો જ હોય છે, એટલે જન્દ ભાષાને સસ્કૃત ભાષાની પુત્રી તરીકે જ હવે સમોધવામાં આવે છે પરતુ જન્દ તથા સંસ્કૃત ભાષાના આવા ઘનિષ્ટ તથા અકલ્પનીય સામ્યનો જ્યારે સર વિલિયમ્ જોન્સને સર્વથી પ્રથમ સાક્ષાત્કાર થયો હતો ત્યારે તે મહાશયના આશ્ચર્યનો અવધિ થઈ ગયો હતો ચન્દ્રવંશી મહારાજા બુધના પુત્રનું નામ પુરૂરવા હતું અને એ પુરૂરવાની

માતાનું નામ ઈલા હોવાથી પુરૂરવાને ઐલ અથવા ઐર નામથી પણ ઓળખવા કિંવા સંબોધવામાં આવે છે. અર્થાત્ એ પુરૂરવાના વંશજો પોતાને પોતાના પૂર્વજના 'ઐર' નામને ધારણ કરીને 'ઐરા' કિંવા 'ઐરાન' નામથી ઓળખાવવા લાગ્યા હતા અને તેમણે જ ઇરાનમાં સ્થાયી નિવાસ કરીને પોતાની એ નવીન નિવાસભૂમિને પણ 'ઐરાન' નામ સમર્પી દીધું હતું કે જે નામ 'ઇરાન' ના સ્વરૂપમાં અત્યારની ઘટિકા પર્યન્ત વિદ્યમાન તથા પ્રચલિત છે. ઇરાનના પુરાતન ઇતિહાસલેખકોના જે ઉલ્લેખો એ વિષયપરત્વે મળી આવે છે તેમનો સારાંશ એ છે કે ઇરાન તથા તૂરાનમાં કેટલાક પ્રચંડ સંગ્રામોની ઘટના ઘટી ગયા પછી પ્રાચીન ઈરાની લોકો ઇરાનમાં વસવામાટે આવ્યા હતા. આ ઉલ્લેખનો મથિતાર્થ એ જ હોઇ શકે તેમ છે કે ઈરાની (ઐરાન્) અને તૂરાની (સૂર્યાન્) અર્થાત્ ચંદ્રવંશી તથા સૂર્યવંશી રાજાઓના પારસ્પરિક સંગ્રામો થઇ ગયા પછી અંતિમ સંગ્રામમાં પરાજિત કિંવા પરાભૂત થયેલા ઐરાન્ લોકો ભારતવર્ષમાંથી પલાયન કરીને ઈરાનમાં વસવામાટે આવી લાગ્યા હતા. ત્યાંની 'તૈગ્રીસ' નામક નદીના તીરપ્રાંતમાં 'કૌસી' (Cossoei) નામક લોકો પ્રાચીન કાળમાં વસતા હતા અને તેઓ મૂળ ભારતવર્ષના કાશી નામક નગરમાંથી બહિર્ગત થઇને ત્યાં આવેલા હતા, એવી કેટલાક અન્ય ઇતિહાસસંશોધકોની દૃઢ માન્યતા છે. અર્થાત્ બ્રાહ્મણધર્મના સંબંધમાં અમુક વિષયપરત્વે કાંઇક તીવ્રતમ મતભેદ ઉત્પન્ન થઇ જતાં ભારતવર્ષમાં ધાર્મિક વિગ્રહો પણ ઉત્પન્ન થઇ ગયા હતા અને અંતે તે ધાર્મિક વિગ્રહોના અંતે ભારતવાસી હિન્દુઓનો એક પ્રચંડ તથા બૃહદ્ સમુદાય ભારત-વર્ષને ત્યજી દઇને ઈરાનમાં આવી વસ્યો હતો, એવા પ્રકારના પોતાના અભિપ્રાયને એ ઉભય દેશવાસી માનવસમાજનાં દેવ, દેવતા, વિભૂતિ, યજ્ઞવિધિ તથા ગૃહ્ય સંસ્કાર આદિકની સંપૂર્ણ તુલના કરી લીધા પછી જ મિસ્ટર હૉગ્ નામક એક પાશ્ચાત્ય પંડિતે પોતાના

લખેના Essays on the Parsees' નામક ગ્રથના ૨૮૭ તથા ૨૮૮ મા પૃષ્ઠમા અત્યત વિચારપૂર્વક વ્યક્ત કરી બતાવ્યો છે અજમેઢ તથા નીલા કિંવા નીલિની એ દપતીના એકન્દર પાચ પુત્રો હોવા છતાં તે પાચમાંના કેવળ બે પુત્રોના વર્ણનો જ પુરાણોમા વિદ્યમાન હોઇને અન્ય ત્રણ પુત્રોનું કોઇ પણ પ્રકારનુ વર્ણન ક્યાં પ આપણા જોવામા આવી શકતું નથી અર્થાત્ ભારતીય ગ્રથોમાના એ ત્રિપુત્ર વિષયક વર્ણનના અભાવથી એવુ અનુમાન કરી શકાય છે કે એ ત્રણ પુત્રો તથા તેમના વશજો કોઇ પણ કારણવશાત્ ભારતવર્ષમાથી પ્રયાણ કરીને કોઈ અન્ય દૂર દેશમા ચાલ્યા ગયેલા હોવા જોઇએ, અને અસીરિયાના 'મીડી' નામથી ઓળખાતા લોકો તે ઉપર્યુક્ત અજમીઢના ત્રણ પુત્રોના વંશજો હોવા જોઇએ એ 'મીડી' લોકોનું સાકેતિક ચિહ્ન 'મેઢા'નું છે, એ વિશિષ્ટ વાતને પણ અવશ્ય સ્મરણમા રાખી લેવાની છે, કારણ કે, 'મેઢા' શબ્દનો અર્થ 'અજ' (બકરો) થાય છે, એવા પ્રકારની પોતાની માન્યતાને કર્નલ્ ટૉડ મહાશયે પોતાના 'રાજસ્થાનના ઇતિહાસ' ના પ્રથમ પુસ્તકના ૪૧ મા પૃષ્ઠમા વ્યક્ત કરેલી છે ઇરાનમા આવી રીતે માનવ વસતીની વ્યવસ્થા થઇ ગયા પછી કેટલાક વર્ષો વીતી ગયા અને તે પછી ઇરાનમા જરદુષ્ટ્ર–ઝૅરોઆસ્ટરનો અવતાર (જન્મ) થયો હતો. ગ્રીક લેખકોએ એ જરદુષ્ટ્રના અવતાર તથા કાર્યકીર્તિના ભિન્નભિન્ન કાળો દર્શાવેલા હોવાથી તેમના દર્શાવેલા સમયની એક વાક્યતા જોવામા નથી આવી શકતી ઇ સ પૂ ૪૭૦ વર્ષ પૂર્વે થઈ ગયેલા ઝેથુસ નામક ગ્રથકારે જરદુષ્ટ્રના કાળના સબધમાં એવો ઉલ્લેખ કરેલો છે કે "ટ્રોજન યુદ્ધની ઘટનાથી ૬૦૦ વર્ષ પૂર્વનો કાલ તે જરદુષ્ટ્રનો કાલ હતો." એ ટ્રોજન યુદ્ધની ઘટના ઇ સ પૂ લગભગ ૧૮૦૦ વર્ષ પૂર્વે ઘટેલી હોવાથી એ ઝેથુસના કથન અનુસાર જરદુષ્ટ્રનો અવતાર આજથી લગભગ ૩૮૦૦ વર્ષ પૂર્વે થયો હતો, એવો જ અર્થ નિષ્પન્ન થઈ શકે છે પરતુ

એરિસ્ટોટલ્ નામક ગ્રંથકારના કથન અનુસાર પ્લેટોના અસ્તિત્વથી ૬૦૦ વર્ષ પૂર્વે જરદુષ્ટ્રનો અવતાર થયો હતો અને અન્ય ગ્રંથકારોના કથન અનુસાર ટ્રોજન યુદ્ધથી ૫૦૦ વર્ષ પૂર્વે જરદુષ્ટ્રના જન્મની ઘટના ઘટી હતી બૅબીલોનિયાના ગ્રીક ઇતિહાસકાર બૂરોસોસે જરદુષ્ટ્રના અવતારના સમયને ઇ. સ. થી ૨૨૦૦ વર્ષ પૂર્વનો જ દર્શાવેલો છે. અર્થાત્ જરદુષ્ટ્રના અવતારકાલના સબંધમાં આવો વિશાલ મતભેદ વિદ્યમાન હોવા છતા પણ ભારતીય યુદ્ધની ઘટનાથી કેટલાક સમય પૂર્વે જ ઇરાન ભૂમિમા માનવજાતિનો નિવાસ થઈ ગયો હતો, એમ આનુમાનિક રૂપે કોઇ પણ પ્રકારના પ્રત્યવાય વિના આપણાથી કહી શકાય તેમ છે. પારસીઓના 'વંદિદાદ' નામક પ્રાચીન ધર્મગ્રંથમા અહુરમજ્દે–ઇશ્વરે–પયગંબર જરદુષ્ટ્રને સબોધીને ઉચ્ચારેલા જે વાકયો એક સ્થળે આપવામા આવ્યાં છે તે વાકયોનો આશય એ છે કે: "મનુષ્ય પ્રાણીઓને મેં અત્યંત ફળદ્રૂપ ભૂમિ સમર્પેલી છે અને તે ભૂમિ (ઇરાનની) પૂર્વ દિશાયે ઉચ્ચ ભાગમાં આવેલી છે ત્યાંથી જમશીદ પોતાના અનુયાયીઓ સહિત ઇરાનમાં આવ્યો હતો અને જે વેળાયે જમશીદનુ પોતાના અનુયાયીઓ સહિત એ ભૂમિમા આગમન થયુ હતુ તે વેળાયે એ ભૂમિમા ગ્રામ્ય પશુ, વનપશુ તથા માનવ પ્રાણી આદિક સજીવ પ્રાણીઓનો સર્વથા કિંવા અત્યંત અભાવ હતો, એટલે કે ત્યા એવા કોઈ પણ પ્રકારના સજીવ પ્રાણીનું અસ્તિત્વ હતુ જ નહિ" આ વિધાનના સંબધમા પોતાના 'Theogony of Hindus' નામક ગ્રંથમા કાઉન્ટ જૉર્નસ્ટર્જનીએ એક સ્થળે એવા અભિપ્રાયને દર્શાવ્યો છે કે "એ પૂર્વ દિશામાની અને ઉચ્ચભાગમાં આવેલી ભૂમિ તે કાશ્મીર તથા અફઘાનિસ્થાનની જ ભૂમિ હતી, એમ જ આપણે નિશ્ચયપૂર્વક માની લેવાનુ છે"

૩ એશિયા માઇનર આ એશિયા માઇનર નામક પ્રાતમાના પ્રાચીન નિવાસી 'ખાલ્દિયન્' નામક લોકો હિન્દુસ્થાનવાસી પ્રાચીન આર્યો જ હતા કુવદેવ નામક બ્રાહ્મણોએ જે દેશને પ્રથમ

માનવવસતીવડે અલંકૃત કર્યો હતો તે દેશના મૂલ ' કુલદેવ ' નામના અનેક અપભ્રંશો થતા થતા અંતે તે ' કુલદેવ ' નામનો અપભ્રંશ ' ખાલ્દિયા ' થયો હતો ' પ્રાચીન ખાલ્દિયન્ તથા બૅબીલોનિયન્ લોકોની સંસ્કૃતિ હિન્દુસ્થાનમાંથી જ ખાલ્દિયા તથા બૅબીલોન્‌માં આવી હતી ' એ વાર્તાને કૌન્ટ્ જૉર્ન્ સ્ટર્જનાએ પોતાના ઉપર્યુક્ત ' Theogony of Hindus ' નામક ગ્રંથના ૧૫૮ મા પૃષ્ઠમાં સ્પષ્ટ સ્વરૂપમાં વ્યક્ત કરી દીધી છે ગત યુરોપીય મહાસંગ્રામ જેવા જ ટ્રોજન મહાયુદ્ધમાં ' અબન્તી ' ( Abanti ) નામધારિણી એક માનવજાતિના યોદ્ધાઓ પણ વિદ્યમાન હતા, એવો ઉલ્લેખ મળી આવતો હોવાથી એના સંબંધમાં પોકૉક્ મહાશયે પોતાના ' India in Greece ' નામક ગ્રંથના ૩૩ મા પૃષ્ઠમાં પોતાના જે અભિપ્રાયને પ્રદર્શિત કરી બતાવ્યો છે તે અભિપ્રાય એ છે કે " તે ' અબન્તી ' નામક માનવજાતિના યોદ્ધાઓ તે ભારતવર્ષના માલવદેશની રાજધાની અવન્તી અથવા અવન્તિકા (ઉજ્જયિની) ના નામથી ઓળખાતા માલવીય યોદ્ધાઓ જ હોવા જોઇએ, એ વાર્તા સર્વથા નિશ્ચયાત્મક હોઇને નિર્વિવાદ છે " અસીરિયન્ લોકોના પ્રાચીનતમ રાજાનું નામ ' બેલ ' અથવા ' બેલ ' ( Boal or Bel ) હતું એટલે એ રાજા તે તે જ રાજા હતો કે ભરતખંડ ઉપગત કાંબોડિયાથી આરંભીને ગ્રીસ પર્યન્તના દેશોમાં પ્રાચીનકાળમાં જેના સામ્રાજ્યની સીમા વિસ્તરેલી હતી અને જે મહાદાનશીલ સમ્રાટ્‌નું નામ બલિ હતું, એવા અભિપ્રાયને અનેક વિદ્વાન્ ગ્રંથકારોએ વારંવાર વ્યક્ત કરી બતાવ્યો છે પૅલેસ્ટાઇનમાંના ઈસાયવી અથવા યહૂદી લોકોથી પૂર્વવર્તી નિવાસીઓનો સમુદાય તાર્તાર દેશમાંથી પૅલેસ્ટાઇનમાં આવેલો હોવાથી તાર્તાર તથા હિન્દુસ્થાન એ ઉભય દેશોમાંના ગ્રામો તથા નગરો આદિકના નામો એકસરખા જ જોવામાં આવ્યા કરે છે યહૂદીઓના આગમનથી પૂર્વના પૅલેસ્ટાઇનવાસી મનુષ્યો તથા હિન્દુસ્થાનવાસી પ્રાચીન હિન્દુઓની મૂર્તિપૂજા

પણ સમસ્વરૂપિણી છે; માત્ર એટલું જ નહિ, પણ પૅલૅસ્ટાઇનમાંના પ્રાચીન ક્ષત્રિયો અને ભારતવર્ષવાસી રાજપૂત જાતિના લોકોના આચારવિચાર આદિકમાં પણ એક પ્રકારના મહાવિલક્ષણ સામ્યનો આપણને સાક્ષાત્કાર થયા કરે છે આ સમસ્ત પરિસ્થિતિ કિંવા વસ્તુસ્થિતિના યોગે " પૅલૅસ્ટાઇનના યહૂદપૂર્વવર્તી પ્રાચીન નિવાસીઓ તાર્તાર દેશમાંથી જ પ્રયાણ કરી જઇને પૅલૅસ્ટાઇનના સ્થાયી નિવાસી થયેલા હોવા જોઇએ; " એવા પ્રકારના પોતાના અનુમાનને મિ. પોકૉક્ મહાશયે પોતાના લખેલા 'India in Greece' નામક ગ્રંથના ૨૨૯ મા પૃષ્ઠમાં પ્રમાણપુરઃસર વ્યક્ત કરી બતાવ્યું છે.

૪ ગ્રીસઃ ગ્રીક તથા સંસ્કૃત એ ઉભય ભાષાઓ પરસ્પર સહોદરા ભગિનીઓ હોઇને એ ઉભય ભાષાઓની જનનીરૂપિણી ભાષા એમનાથી ભિન્ન હોવી જોઇએ, એવા પ્રકારની માન્યતાને ધરાવનાર ઇતિહાસશોધકોનો એક વિશિષ્ટ પક્ષ કિંવા સમુદાય જો કે અસ્તિત્વ ધરાવે છે, છતાં પણ સામાન્યતઃ અનેક ભાષાશાસ્ત્રજ્ઞ પંડિતોનો તો એ જ દૃઢ અભિપ્રાય છે કે ગ્રીક ભાષા સંસ્કૃત ભાષામાંથી જ ઉદ્ભવેલી હોવાથી સંસ્કૃત ભાષા માતા છે અને ગ્રીક ગિરા તેની દુહિતા છે. હવે જો ગ્રીક ભાષાને સંસ્કૃત ભાષાની સુતા તરીકે જ માનવામાં આવે, તો ગ્રીક ભાષા બોલનારા ગ્રીક લોકો પણ મૂળ ભરતખંડના નિવાસી જ હોવા જોઇએ,એ અનુમાન, કિંબહુના સિદ્ધાન્ત સ્વયમેવ પ્રકટ થઈ જાય છે ગ્રીક લોકો મૂળ ભરતખંડના જ નિવાસી હતા, એ અભિપ્રાયને સર્વથી પ્રથમ ' રાજસ્થાનના ઇતિહાસ 'ના નિર્માતા કર્નલ્ ટૉડ્ મહાશયે તથા કર્નલ વિલ્ફૉર્ડ મહાશયે વ્યક્ત કરી બતાવ્યો હતો અને ત્યાર પછી એ વિધાનને પુષ્ટ કરનારા અનેક પ્રકારનાં પ્રમાણોને એકત્ર કરીને પોકૉક્ મહાશયે એ વિષયનો પરિચાયક " ગ્રીસમાં ભારતવર્ષ " ( ' India in Greece ' ) નામક એક સ્વતંત્ર ગ્રંથ જ લખીને પ્રકાશિત કરી દીધો હતો ગ્રીસવાસી " હોમર નામક અંધ મહાકવિનાં રચેલા ' ઇલિયડ્ ' તથા ' ઑડેસી '

નામક ગેય મહાકાવ્યોમાં વર્ણનાયલી સમાજવ્યવસ્થાનું સૂક્ષ્મ તથા વિસ્તૃત પરીક્ષણ કરીને, મહાશય પોકૉકે એ વાતનિ સપ્રમાણ સિદ્ધ કરી બતાવી છે કે- હોમરનાં કાવ્યોમાં વર્ણવાયલી સમાજવ્યવસ્થા સામાન્યતઃ એશિયાટિક અને વિશેષતઃ ભારતીય સ્વરૂપની જ દેખાય છે; માત્ર એટલું જ નહિ, પણ એ ઉભય દેશોનાં ભાષા, ધર્મ, તત્ત્વજ્ઞાન, રાજસંસ્થા, કિલ્લાના પર્વતો તથા પયસ્વિનીઓ (નદીઓ)નાં નામો આદિકમાં પણ મહાવિલક્ષણ સામ્યનો આપણને સાક્ષાત્કાર થતો રહે છે. મુખ્યતઃ ભારતવર્ષમાંના મગધદેશવાસી માગધ લોકો જ પ્રથમ ગ્રીસમાં આવ્યા હતા અને ત્યાં તેમણે પોતાના ઉપનિવેશની સ્થાપના કરી દીધી હતી. મગધની પ્રાચીન રાજધાની 'રાજગૃહ' હોવાથી તે પ્રવાસી ભારતવાસીઓને ત્યાં 'રાજગ્રૈહાદિ,' કિંવા કેવળ 'ગ્રૈહિક' નામની પ્રાપ્તિ થઇ ગઇ હતી. એ 'ગ્રૈહિક' નામમાંથી જ ત્યારપછી અનુક્રમે 'ગ્રૈકોસ' 'ગ્રીક્સ્' તથા 'ગ્રીક્' આદિક નામો ઉત્પન્ન થઇ ગયાં છે. ગ્રીકોના આગમનથી પૂર્વે જે માનવસમુદાય ગ્રીક દેશમાં આવ્યો હતો તે માનવસમુદાય 'પેલાસજી' નામથી ઓળખાતો હતો અને ભારતવર્ષના 'વિહાર' (બહાર) પ્રાંતનું પ્રાચીન નામ 'પલાશ' છે, એટલે એ 'પેલાસજી' નામક માનવસમુદાયની આદિ નિવાસભૂમિ 'પલાશ' દેશમાં જ હોવી જોઇએ અને ત્યાંથી જ તેઓ ગ્રીસ દેશમાં આવેલા હોવા જોઇએ, એવું સહજ અનુમાન આપણાથી કરી શકાય છે. એશિયસ નામક એક પ્રાચીન ગ્રીક કવિયે એક સ્થળે એવો ઉલ્લેખ કરેલો છે કે 'એ પેલાસજી નામક લોકોનો પ્રથમ રાજા પિલાસગસ 'ગૈયા' ('Gaia') માંથી ઉદ્ભવ્યો હતો;' અને એમાંના 'ગૈયા' શબ્દ બહારની રાજધાનીના નામસૂચક 'ગયા' શબ્દ સાથે અત્યંત સામ્ય ધરાવનારો શબ્દ છે, એ તો એક બાળક પણ કહી શકે તેમ છે.' એ જ પ્રમાણે (મૅસિડોનિયા–માકિડોન–મગધ; યૂબિયા, યૂ–બાજૂ–બાજ,–યુ–બાહુજ:) માસિડોનિયામાં માગધ અને યૂબિયામાં

બાહુજ ક્ષત્રિયોએ પોતાના ઉપનિવેશોની સ્થાપનાઓ કરી હતી. દેવોના નિવાસસ્થાનના દર્શક ગ્રીક ભાષામા જે 'સિલાસ' તથા 'કૈલૉન' અને રોમન્ ભાષામાં 'કોઈલીમ' આદિક શબ્દો અત્યારે અસ્તિત્વ ધરાવે છે તે સંસ્કૃત ભાષામાંના દેવાધિદેવ મહાદેવના નિવાસસ્થાનના નિદર્શક 'કૈલાસ' શબ્દના જ રૂપાન્તરો છે. ભારતવર્ષની બેહૃત (ઝેલમ) નદીના તીરપ્રાંતના નિવાસી ભારતીય જનો ગ્રીસમાં જઇને ત્યાના નિવાસી થયા પછી 'બિયોશિયન' નામથી ઓળખાવા લાગ્યા હતા એવી જ રીતે કાશ્મીરના આદિ સંસ્થાપક કશ્યપ ઋષિના નામને અવિચલ રાખવામાટે કાશ્મીરમાથી ગ્રીસમા ગયેલા લોકો પોતાને 'કાશ્યપ' નામથી ઓળખાવતા હતા કે જે શબ્દનો પછીથી 'કોસોપી' અપભ્રંશ થઇ ગયો હતો. ક્ષત્રિય ઈન–ક્ષત્રિયૈન–ગ્રીસમા સ્થાયી થઇને 'કૈસ્ટ્રાઈન્' થઈ ગયા હતા 'હેલપ' તથા 'હેલ દેશ' શબ્દોનાં અનુક્રમે 'હેલિપોસ' તથા 'હેલેડાસ' એ રૂપાન્તરો થયા હતા હેલ નામક પર્વતની બૃહત્ શ્રેણી બલૂચીસ્તાનમા હોઇને તેની આસપાસના પ્રદેશને 'હેલ' અને તે પ્રદેશના નિવાસી મનુષ્યો તથા તેમના રાજાને (હેલ ઈન) હેલેન નામથી ઓળખવામા આવતા હતા કે જેનુ ગ્રીક રૂપાન્તર 'હેલેનીસ' છે 'ઉત્તર કુરુ' શબ્દનુ પણ ગ્રીક ભાષામા 'ઓરોરોકુરી' એ પ્રમાણે રૂપાન્તર થયેલુ છે." અર્થાત્ આવા પ્રકારના અનેક સામ્યોનો સાક્ષાત્કાર કરાવીને એ સામ્યોના પાયા ઉપર જ પોર્કોક્ મહાશયે પોતાના 'ગ્રીસમા ભારતવર્ષ' નામક ગ્રંથરૂપ પ્રચંડ પ્રાસાદને દડાયમાન કરી દીધો છે

૫ રોમ : પ્રાચીન ગ્રીકો પ્રમાણે જ પ્રાચીન રોમન લોકોના દેવો તથા દેવતાઓ પણ હિન્દુસ્થાનમાના પ્રાચીન વીર પુરુષો તથા વીર નારીઓના જ દૈવિક રૂપાન્તરો છે, એમ કિંચિદ્ વિચાર કરતાની સાથે જ તત્કાળ આપણા જાણવામા આવી શકે છે રોમન લોકો જે

ટ્રોજન લોકોના વંશજ તરીકે પોતાને અભિમાનપૂર્વક ઓળખાવે છે તે ટ્રોજન લોકો જ મૂળ હિન્દુસ્થાનમાંથી આવેલા પ્રવાસી ભારતવાસીઓ, ભારતીય હિન્દુઓના વંશજ હતા એટલે એ ઘટના રોમનોને પણ હિન્દુજાતિના વંશજો તરીકે પોતાની મેળે જ સિદ્ધ કરી બતાવે છે અને વાસ્તવિક દૃષ્ટિથી જોવામાં આવે, તો 'રોમ' શબ્દ કિંવા નામ લૅટિન નથી, કારણ કે, એ શબ્દનું મૂળ સ્વરૂપ 'રામ' હોઈને લૅટિનમાં 'આ' સ્વર ઘણીક વાર 'ઓ'ના રૂપમાં પરિવર્તિત થઈ જતો હોવાથી 'રામ' શબ્દનું લૅટિન સ્વરૂપ 'રોમ' થઈ ગયું છે, એ વાર્તાને પૉકૉક મહાશયે પોતાના 'India in Greece' નામક ગ્રંથમાં સપ્રમાણ વિશદ કરી દેખાડી છે જે વેળાયે ગ્રીસ દેશમાં ભારતવાસી હિન્દુઓના નિવાસની ઘટના ઘટી હતી તે સમયની લગભગના સમયમાં જ તેમનામાંના કેટલાક પ્રવાસી ભારતવાસી હિન્દુઓ ઇટલીમાં આવીને વસી ગયા હતા અને જેમને 'ઇસ્ટ્રુસ્કન' નામથી ઓળખવા કિંવા સંબોધવામાં આવે છે તે એ લોકો જ હતા એ લોકોના ધર્મ તથા અનેક ધર્મવિધિયોનું ઇજિપ્શિયન તથા હિન્દુધર્મ તેમ જ ધર્મવિધિયો સાથે જે સામ્ય દૃષ્ટિગોચર થાય છે તે મહાવિલક્ષણ તથા આશ્ચર્યજનક છે, એવા પ્રકારના પોતાના અભિપ્રાયને કાઉંટ્ ફૅર્નસ્ટર્જનો આદિક અનેક વિદ્વાન્ ઇતિહાસ સંશોધકોએ સ્પષ્ટ સ્વરૂપમાં વ્યક્ત કરી બતાવ્યો છે એટલે એથી રોમ દેશના નિવાસીઓ પણ શ્રી રામના હિન્દુ વંશજો હોવાની વાર્તા નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે

૬ તુર્કસ્તાન અને સાઇબીરિયા: શાપગ્રસ્ત ભારતીય તુર્વસુ તથા તે તુર્વસુના વંશજો તૂરાની લોકોના પ્રાચીન પૂર્વજો હતા એ વાર્તાને સ્વ. મૅક્સમૂલર મહાશયે પોતાના 'ભાષાવિજ્ઞાન' ('Science of Langnage') નામક ગ્રંથના ૨૨૪ મા પૃષ્ઠમાં વ્યક્ત કરેલી છે કેટલાક અન્ય વિદ્વજ્જનોની માન્યતા અનુસાર તુર્ક લોકો તુરુષ્કના જ વંશજો છે. ચંદ્રવંશની યાદવ તથા બાલ્હિક

નામક શાખાઓએ ભારતીય યુદ્ધની સમાપ્તિ પછી ખુરાસાન નામક પ્રદેશમાં પહોંચીને ત્યાં પોતાનાં રાજ્યોને સ્થાપી દીધાં હતાં, એવો જેસલમેરના રાજપૂતવંશના ઇતિહાસમાં ઉલ્લેખ કરાયલો છે. શ્રી કૃષ્ણના પુત્ર ગદ તથા સાંબે, વજ્રપુરના રાજાનો રણભૂમિમાં લડતાં લડતાં, દેહપાત થઇ ગયા પછી, અનેક ક્ષત્રિયો તથા બ્રાહ્મણો સહિત ત્યાં પહોંચી જઇને પોતાના રાજ્યની સ્થાપના કરી દીધી હતી અને શ્રી કૃષ્ણ નિજધામવાસી થતાં તેઓ યાદવોના સાંત્વન-માટે પુનરપિ એક વાર ભારતવર્ષમા પાછા આવ્યા હતા, એવો ઉલ્લેખ 'હરિવંશા'ન્તર્ગત 'વિષ્ણુપર્વ'ના ૯૭ મા અધ્યાયમાં આપણુ જોવામાં આવી શકે છે. એ વજ્રપુર નામક નગર આલતાઈ નામક પર્વતની ઉત્તરે આવેલુ હતુ. સાઇબીરિયામાંના સામોયેદીજ તથા જોદીસ જાતિના લોકો એ શ્યામ યાદવોના જ વશ જ હોઇને તેમની ભાષા પણુ બહુધા સંસ્કૃત ભાષાને મળતી આવનારી જ હતી; એ ભાષા અત્યારે પણુ એવા જ સ્વરૂપમા વિદ્યમાન છે. અસ્તુ. સાઇબીરિયા પ્રતિ જતી વેળાયે એમનામાંના જે લોકો વચ્ચે માર્ગમા મધ્ય એશિયામા જ જે સ્થાનમાં રોકાઈ અથવા અટકી ગયા હતા તે સ્થાનને અદ્યાપિ ત્યાના લોકો 'યદૂકી ડાંગ' (યાદવની ટેકરી) નામથી ઓળખતા તથા ઓળખાવતા જોવામા આવ્યા કરે છે.

કેટલીક શાખાઓ જાબુલીસ્થાન તથા સમરકન્દ નામક પ્રદેશોમાં પણુ ગયેલી હોઇને ત્યા ગજની નામક નગરને પણુ તેમણે જ વસાવ્યુ હતું, એ વાર્તા કર્નલ ટૉડ કૃત 'રાજસ્થાનના ઇતિહાસ'ના પ્રથમ પુસ્તકના ૮૫ મા પૃષ્ઠમાં કરાયલા ઉલ્લેખદ્વારા આપણુા જાણવામાં આવી શકે છે હિરાતનું પ્રાચીન નામ 'હેરી' હોઇને 'સીસ્તાન'નું મૂળ શુદ્ધ સ્વરૂપ 'શીતસ્થાન' છે, એ સામ્યનો પણુ કર્નલ્ ટૉડ્ મહાશયે જ આપણુને પ્રથમ પરિચય કરાવ્યો છે. ઇરાન, સાઇબીરિયા તથા તુર્કસ્થાન એ ત્રણે દેશોના કેટલાક નગરોમા અત્યારના સમયમાં પણુ હિન્દુઓની કેટલીક છિન્નવિચ્છિન્ન વસતી દૃષ્ટિગોચર થયા કરે

છે દેવમિતા તથા અજાશ્વનો અશ્વ નામક પુત્ર સ્વય ચંદ્રવશી હોઇને તેના નામ ઉપરથી જ 'અસ્સી' નામક ગ્રીક જાતિનો ઉદ્દભવ થયેલો છે અને 'એશિયા' નામનો પણ એ જ લોકોના નામમાંથી ઉદ્દભવ થયેલો છે એ પણ કર્નલ ટૉડ્ મહાશયનો જ અભિપ્રાય છે 'યુરોપ' શબ્દનુ મૂળ પ્રાચીન સ્વરૂપ 'યુરૂપ ( સંસ્કૃત 'સુરૂપ' ) છે, કારણ કે, સસ્કૃત સુ' ઉપસર્ગ અને ગ્રીક ભાષાનો 'યુ' ઉપસર્ગ એક જ અર્થના દર્શક છે

૭ **જર્મની** જર્મન લોકો ટ્યુટોન' વશના હોઇને એ વશનો આદિપુરુષ કિંવા મૂલ પુરુષ મેનસ' (Manus) હતો એવો જર્મન પુરાણકથામાં ઉલ્લેખ કરાયલો છે ભારતીય આર્યો કિંવા હિન્દુઓના શાસ્ત્રોમાં પણ મનુ' (मनु)ને જ વર્તમાન મન્વતરના આદિપુરુષ તરીકે સ્વીકારવામા આવ્યો છે એ વાતને હિન્દુઓ સારી રીતે જાણતા હોવાથી એના વિશેષ વિવેચનની સ્વાભાવિક જ આવશ્યકતા નથી રહેતી અગ્રેજી ભાષામાના મૅન' ( Man ) તથા જર્મન ભાષામાંના મૅન્ન્' ( Mann ) શબ્દનો સસ્કૃત ભાષાના मनु' શબ્દમાથી જ ઉદ્દભવ થયેલો હોઇને જર્મન ભાષામાંનો Mensch' (મેન્શ) તથા સસ્કૃત ભાષામાંનો मानुष એ ઉભય શબ્દો એક જ છે અને એક જ અર્થના પરિચાયક છે એ સામ્યનો મિસિસ્ મૅનિંગ્ નામક પાશ્ચાત્ય પ્રતિહાસવેત્ત્રીદ્વારા 'પ્રાચીન તથા મધ્યકાલિક ભારત વર્ષ' ( Ancient and mediaeval India ' ) નામક ગ્રથના ૧૧૮ મા પૃષ્ઠમા સવિસ્તર તથા સતોષદાયક પ્રકાશ કરાયલો આપણા જોવામા આવી શકે છે પ્રાચીન જર્મન લોકોના ઢીલાં તથા ઘણા પહોળાઈવાળાં શરીર પર પહેરવાના ઝભ્ભા જેવા પ્રાવરણ (કપડા) અને મસ્તકના શિખરભાગમાં એકત્ર કરીને ગ્રથિપૂર્વક બાધી લીધેના કેશકલાપ એ ઉભય વસ્તુઓ સર્વથા ભારતવાસી પ્રાચીન બ્રાહ્મણોનાં પ્રાવરણ તથા કેશકલાપ (જટાઓ) પ્રમાણે જ કિંવા તેમની પ્રતિકૃતિ રૂપિણી જ હતી એમ કોઈ પણ પ્રકારના સંશય કિંવા પ્રત્યવાય વિના

કહી શકાય તેમ છે એ ઉપરાત પ્રાચીન જર્મન લોકો પ્રાત કાળમા શય્યામાંથી ઊઠીને શૌચ તથા મુખમાર્જન પછી જે સર્વથી પ્રથન વિધિ કરતા હતા તે તેમનો પ્રાત સ્નાનવિષયક વિધિ હતો; એટલે કે, પ્રાત સ્નાન કર્યા વિના તેઓ અન્ય કોઈ પણ કાર્યને આરભતા કિંવા હસ્તસ્પર્શ કરતા ન હોતા, અર્થાત્ આ આચારનો પ્રચાર જર્મની જેવા શીતલ પ્રદેશમાં ઉત્પન્ન થયો હોય એ ઘટના સર્વથા અશક્ય તથા અસભવનીય હોવાથી એ આચારનું ત્યા એશિયાખડમાના ઉષ્ણ દેશમાથી જ આગમન થયેલુ હોવુ જોઇએ, એવી કર્નલ્ ટૉડ્ મહાશયની દઢ માન્યતા હોઇને પોતાની એ માન્યતાને તેમણે પોતાના 'રાજસ્થાનના ઇતિહાસ'ના પ્રથમ પુસ્તકના ૬૩ તથા ૮૦ મા પૃષ્ઠમાં લિપિબદ્ધ કરી દીધી છે પ્રાચીન જર્મન લોકો સૂર્ય, ચન્દ્ર તથા અગ્નિ આદિકના પૂજક તથા ઉપાસક હતા, મૃત મનુષ્યોના દેહોનો ભૂગર્ભસંસ્કાર ન કરતા હિન્દુઓ પ્રમાણે અગ્નિસંસ્કાર જ કરતા હતા; પોતાના મૃત પતિની ચિતામા આરોહણ કરીને પ્રાચીન જર્મન્ જાતિની સ્ત્રીઓ સહગમન કરતી હોવાથી સતી થવાની પ્રથા પણ જર્મન સમાજમાં પ્રચલિત હતી અને જ્યા સતીપ્રથા પ્રચલિત હોય ત્યા વિધવાના પુનર્લગ્નની પ્રથાનો બહુધા પ્રચાર હોઇ શકે જ નહિ એ વાર્તા સ્વયસિદ્ધ હોવાથી જર્મન સમાજમા પ્રાચીનકાલમા વિધવા સ્ત્રીઓના પુનર્વિવાહની પ્રથા નામમાત્રને માટે પણ અસ્તિત્વ ન હોતી ધરાવતી, આ સર્વ વાર્તાઓને ટેસિટસ્ નામક એક ગ્રીક ઇતિહાસ લેખકે પોતાના લખેલા પ્રતિહાસગ્રથમા વિસ્તૃત સ્વરૂપમા વ્યક્ત કરેલી છે ભારતવાસી પ્રાચીન બ્રાહ્મણસમાજમા પોતાના નામની પાછળ બ્રાહ્મણત્વદર્શક 'શર્મા' ( શર્મન્ ) શબ્દને જોડી દેવાનો, લખવાનો કિંવા બોલવાનો જે વિધિ અસ્તિત્વ ધરાવતો હતો અને અત્યાર સુધી પણ અસ્તિત્વ ધરાવતો આપણા જોવામા આવ્યા કરે છે તે બ્રાહ્મણત્વપરિચાયક 'શર્મન્' શબ્દમાથી જ 'જર્મન્' શબ્દ ઉત્પન્ન થયેલો છે, એવો અનેક પાશ્ચાત્ય પડિતોનો દઢ અભિપ્રાય છે.

એ 'જર્મન્' શબ્દની વ્યુત્પત્તિયુક્ત સિદ્ધિ એવી રીતે કરવામા આવે છે કે: 'બ્રાહ્મણ' શબ્દમાથી જેવી રીતે ભાવવાચક કિંવા સમુદાયવાચક 'બ્રાહ્મણ્ય' નામનો ઉદ્‌ભવ થયેલો છે તેવી જ રીતે 'શર્મન્' શબ્દમાંથી ભાવવાચક કિંવા સમુદાયવાચક 'શાર્મણ્ય' શબ્દનો ઉદ્‌ભવ થયેલો છે અને શ, જ તથા ય એ ત્રણ અક્ષરોને અનેક શબ્દોમાં સમાન માનવામા આવતા હોવાથી 'શાર્મણ્ય'નુ સ્વરૂપ 'જ'કારાત્મક 'જર્મન્' થઈ ગયુ છે,* એવી અનેક ભાષાપંડિતોની માન્યતા જોવામા આવ્યા કરે છે. અર્વાચીન હુંગેરિયન લોકો પણ ત્યાના પ્રાચીન હિન્દુ ઉપનિવેશકોના જ વશજ હોઇને તેમની ભાષા, તેમના આચારવિચાર તથા તેમના મૂલ આદિકની સંસ્કૃત ભાષામાથી જ પ્રાપ્તિ થઈ શકે તેમ છે, એવા પ્રકારના પોતાના અભિપ્રાયને તિબેટી ભાષાના

---

* અમારી પોતાની માન્યતા પ્રમાણે 'જર્મન્' શબ્દને 'શર્મન્' શબ્દના કેવળ આદિ 'શ' અક્ષરના 'જ' અક્ષરમા થયેલા પરિવર્તનયુક્ત રૂપાન્તર તરીકે સ્વીકારવો એ જ અધિક સયુક્તિક છે, કારણ કે, એ ઉભય શબ્દોના સ્વરૂપમા કેવળ આદિમ અક્ષરની ભિન્નતા વિના અન્ય કોઇ પણ પ્રકારની કિંચિન્માત્ર પણ વિભિન્નતા જોવામા નથી આવતી. 'બ્રાહ્મણ'માથી થયેલા 'બ્રાહ્મણ્ય' શબ્દ પ્રમાણે 'શર્મન્'માથી થયેલા 'શાર્મણ્ય' શબ્દના રૂપાતર તરીકે જો એ શબ્દને સ્વીકારવામા આવે, તો એનુ સ્વરૂપ 'જાર્મણ્ય' કિંવા નિદાન 'જાર્મન્' તો અવશ્ય હોવુ જોઇએ, પરંતુ તે સ્વરૂપ કેવળ 'જર્મન્' હોવાથી તેમ જ 'શાર્મણ્ય' શબ્દ સસ્કૃત ભાષામા બહુધા અપ્રયુક્ત તથા અરૂઢ હોઇને સસ્કૃત શબ્દકોષોમા પણ તેનો અભાવ હોવાથી 'જર્મન્' શબ્દના 'શાર્મણ્ય' શબ્દ સાથેના સબધને એક પ્રકારના બાદરાયણ સબધ તરીકે જ ઓળખી શકાય તેમ છે. આ બાદરાયણ સબધ કેવળ 'શાર્મણ્ય' શબ્દની બહુવચનાત્મકતા કિંવા સમુદાયાર્થદર્શકતાના કારણથી જ જોડવામા આવ્યો છે પરતુ ઘણીક વાર કોઇ એકવચનાત્મક શબ્દનો પણ સમુદાયદર્શક અર્થ થઇ શકે છે, એટલે આ શબ્દના સબધમા સરળ માર્ગને ત્યજી દઇને બાદરાયણ સબધના અવલંબનની આવશ્યકતા અમોને તો નથી જ જણાતી

નારાયણ ઠક્કુર

છે જ નહિ વળી સ્કાન્દિનીવિયન લોકોનો પ્રાચીન ધર્મગ્રંથ 'એદ્દા' ('Edda') નામક હોવાથી એ નામના 'વેદ' શબ્દ સાથેના સામ્યનો તો આપણને પોતાની મેળે જ તત્કાળ બોધ થઇ જાય છે અને એ સર્વ ઘટનાઓ સ્કાન્દિનીવિયન લોકોને ભારતીય ક્ષત્રિયોના વંશજ તરીકે જ સિદ્ધ કરી બતાવે છે, " એ સિદ્ધાન્તને કાઉન્ટ્ કૌર્ન-સ્ટજર્નોએ પોતાના 'Theogony of Hindus' નામક ગ્રંથના ૧૦૮ મા પૃષ્ઠમા સ્પષ્ટતાપૂર્વક વ્યક્ત કરી બતાવ્યો છે એ જ ગ્રંથમા વળી એવા આશયનો ઉલ્લેખ પણ કરાયલો છે કેઃ સ્કાન્દિનીવિયામા સ્થાયી નિવાસના આશયથી જે લોકો સર્વથી પ્રથમ આવ્યા હતા તે 'જીટી' કિંવા 'જીત્' (Getes or Gets) લોકો હોઈને તેમનું અન્ય નામ 'અસિ' ('Asi') પણ હતું, અને તેમનું મૂલ નિવાસ સ્થાન 'અસિગર્ડ્' કિંવા 'અસિગર્દ' ('Asigard') હતુ 'અસિગર્ડ અથવા 'અસિગર્દ' શબ્દ 'અસિગઢ' શબ્દનું જ રૂપાતર છે ઇ સ ના આરંભકાળથી બહુધા ૫૦૦ વર્ષ જેટલા પૂર્વવર્તી સમયમાં ભારતવર્ષમાથી 'આદિન' નામક પુરુષ સ્કાન્દિનીવિયામાં આવ્યો હતો અને તેના ઉત્તરાધિકારીનું નામ 'ગૌતમ' હતુ હવે ભારતવર્ષમાંના પુરાતન ગ્રંથોના પરિશીલનથી એ વાર્તા આપણા જાણવામાં આવી શકે છે કે ભારતીય જૈનધર્મના અંતિમ તીર્થંકર મહાવીર સ્વામી હતા, ઇ સ. થી ૫૩૩ વર્ષ પૂર્વનો કાળ તે તેમના અસ્તિત્વનો કાળ હતો અને તેમના પટ્ટશિષ્યનું નામ ગૌતમ જ હતુ સ્કાન્દિનીવિયનોના પ્રાચીન વીરરસપ્રધાન પુરાણો તથા કાવ્યોમા આર્યાવર્તમાંના એવા જ પ્રકારનાં પુરાણો તથા કાવ્યો આદિકમાંનાં વર્ણનોના સામ્યોનો એટલા તો વિપુલ પરિમાણમાં સાક્ષાત્કાર થયા કરે છે કે જે સામ્યોના સાક્ષાત્કારથી આપણે આશ્ચર્યચકિત જ થઈ જઇએ છીએ, એ વાર્તાને કર્નલ્ ટૉડ્ મહાશયે પોતાના રચેના 'રાજસ્થાનના ઇતિહાસ' ના પ્રથમ પુસ્તકના ૬૪ મા તથા ૬૮મા પૃષ્ઠોમાં સવિસ્તર પ્રકાશિત કરી દીધી છે એ જ પ્રમાણે સસાહના

સાત વારોને ભિન્ન ભિન્ન નામોવડે અલંકૃત કરવાની ભારતવાસી હિન્દુઓ તથા સ્કાન્દિનીવિયનોની પ્રથા એક સરખી જ જોવામાં આવ્યા કરે છે એ વાર્તા નિમ્ન કોષ્ટકના દર્શનથી તત્કાળ પાઠકો તથા પાઠિકાઓના જાણવામા આવી શકે તેમ છે.

| ભારતીય નામ | સ્કાન્દિનીવિયન નામ |
|---|---|
| ૧ આદિત્યવાર | Sonday ( Son–સૂર્ય ) |
| ૨ સોમવાર | Monday ( Mon–ચન્દ્ર ) |
| ૩ મગળવાર | Tisday ( This–એક વીરપુરુષ) |
| ૪ બુધવાર | Onsday ( Oden–Woden–Boeham–Budh=બોધમ્, બુધ ) |
| ૫ બૃહસ્પતિવાર | Thorsday ( Thor–મુખ્ય દેવતા) |
| ૬ શુક્રવાર | Frejday ( Freja–સૌન્દર્ય દેવતા) |
| ૭ શનિવાર | Lorday ( Loger–સ્નાન ) |

આ અદ્ભુત સામ્ય કિંવા એકતાના અવલોકનથી સ્કાન્દિનીવિયન્ પુરાણકથાઓની આદિજનની ભરતભૂમિ જ છે, એ વાર્તા નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે, એ સિદ્ધાન્તને કાઉન્ટ જાર્ન સ્ટજર્ના મહાશયે પોતાના 'Theogony of the Hindus' નામક ગ્રથના ૧૬૯મા પૃષ્ઠમા ઘોષણાપૂર્વક દર્શાવી દીધો છે.

એશિયા તથા યુરોપખડના ઉત્તરદિશાગત પ્રદેશોના નિવાસી હાયપરબોરિયન્ નામક લોકો પણ પ્રથમ ખેમરપુર નામક સ્થાનમાથી આવીને એ સ્થાનમા વસી ગયા હતા ખેમરપુરનિવાસી લોકોની બીજી વસતી થેસલી નામક પ્રાતમાના ક્રિનિકસ નદીના તીરપ્રાતમા થઈ હતી, અને તે લોકો પણ પોતાને 'ખિફ્રાગ' કિંવા 'ખિફ્રેરા' નામથી ઓળખાવતા હતા હાયપરબોરિયન્ લોકોના પાડોશીઓ પેશવારન્ ('Pash–waron') નામક લોકો હોઇને તેમણે 'સોમારોસ'

(To–maros) નામક પર્વતની દક્ષિણ બાજૂયે પોતાની વસતી કરેલી હતી 'ટોમારોસ' એટલે 'સુમેરુ' પર્વત એ તો સિદ્ધ વાર્તા છે અને પેશાવરન્ લોકો મૂળ પેશાવર (પુરુષપુર) ના નિવાસી હોઇને એ શબ્દનું ગ્રીક ભાષામા 'પાસારોન' ('Passaron') ના સ્વરૂપમા પરિવર્તન થઈ ગયુ છે, " એ સામ્યદર્શક સિદ્ધાન્તોનો પોકૉક્ મહાશયે પોતાના લખેલા 'India in Greece' નામક ગ્રંથના ૧૨૭, ૧૨૮ તથા ૧૨૯ મા પૃષ્ઠોમા સવિસ્તર પરિચય કરાવેલો છે

૯ ગ્રેટબ્રિટન્ - આ ગ્રેટ્બ્રિટન્ નામક દેશમાના પ્રાચીન લોકોનો કાંઈક ઉલ્લેખ ત્યાના 'ડ્રુઇડ્' નામક મઠવાસીઓના વૃત્તાંતમા આપણા જોવામા આવી શકે છે પોકૉક્ આદિક પાશ્ચાત્ય ઇતિહાસસશોધકોની માન્યતા અનુસાર ગ્રેટબ્રિટન્ નામક દેશના પ્રાચીન નિવાસીઓ મૂળ બૌદ્ધધર્મીય બ્રાહ્મણ હોઇને ભરતખડના કાશ્મીર આદિક પ્રાતિમાંની ક્ષત્રિયજાતિના કેટલાક માનવસમુદાયોને પોતાની સાથે લઇને તેઓ ગ્રેટબ્રિટન્મા સ્થાયી નિવાસમાટે ગયા હતા એ ડ્રુઇડ્ લોકો પૂર્વ જન્મના સિદ્ધાન્તને માનતા હતા, માત્ર એટલુ જ નહિ, પણ વિશ્વના ઉત્પાદન પાલન તથા લય કિવા ક્ષય આદિક કાર્યોને સુસપન્ન કરનાર ત્રણ ભિન્ન ભિન્ન દેવો પણ ( બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ પ્રમાણે ) તેમના ધર્મમા અસ્તિત્વ ધરાવતા હતા એ ડ્રુઇડ્ જાતિના લોકોએ ધર્મજ્ઞાનના રક્ષણ તથા અધ્યાપન આદિક કાર્યોને (ભારતીય બ્રાહ્મણો પ્રમાણે જ) સર્વથા પોતાના અધિકારમા રાખ્યા હતા એ ધર્માધ્યક્ષો જો રાજા સ્વય પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થયો હોય તો તે રાજાને પણ, તેનો કોઇ પણ પ્રકારનો પક્ષપાત ન કરતા, શાપ આપી દેતા હતા અને દાતરડાના પ્રહારથી જેવી રીતે ઘાસ કપાઇને પૃથ્વીપર પડી જાય છે તેવી રીતે ડ્રુઇડોના શાપથી રાજા મહારાજાઓ પોતાના સિંહાસનથી ભ્રષ્ટ થઇને ધરાશાયી થઇ જતા હતા, એવા પ્રકારનો એ ડ્રુઇડ લોકોનો ઉપર જે ગ્રથનો અનેક વાર ઉલ્લેખ કરવામાં

આવ્યો છે તે ' Theogony of the Hindus ' નામક ગ્રંથના ૧૦૪ પૃષ્ઠમાં પરિચય કરાવવામાં આવ્યો છે મહાશય પીકૉક પોતાના ' India in Greece ' નામક ગ્રંથના ૧૧૪ મા પૃષ્ઠમાં એવા પ્રકારનો ઉલ્લેખ કરેલો છે કે " બ્રિટનવાસી લોકોનો ' હુર્રી હુર્રી ' ધ્વન્યાત્મક જયઘોષ તે પ્રાચીન ક્ષત્રિયોના ' હરો હરો ' ( 'હર હર !' ) શબ્દાત્મક સિંહનાદનો જ અપભ્રંશ છે. બ્રિટનમાંના 'સ્ટોન્ હેંજ' નામક આગારના જે અવશેષ અત્યારે વિદ્યમાન છે તે ભારતીય બૌદ્ધધર્મીય લોકોના આગાર (વિહાર)ના જ અવશેષો છે. એવું તત્કાળ અનુમાન કરી શકાય છે કેટલાક વિદ્વાનોની એવી માન્યતા પણ જોવામાં આવ્યા કરે છે કે: "ડ્રુઇડ્=દ્રુધ–દેશ=દ્રુહ્યુ–દેશીય એવા પ્રકારની ડ્રુઇડ્ નામક લોકોની પૂર્વપીઠિકા હોવી જોઇએ, એટલે કે તેઓ દ્રુહ્યુ નામક દેશના આદિ નિવાસી હોઇને ત્યાંથી જ ગ્રેટ્બ્રિટનમાં આવીને વસેલા હોવા જોઇએ. " ડ્રુઇડ્ લોકો 'અર્ધચન્દ્ર' ચિહ્ન ધરાવતા હતા તેથી તેઓ ચન્દ્રવંશી હોવા જોઇએ, એવી પીકૉક્ આદિક અમુક પાશ્ચાત્ય પંડિતોની માન્યતા આપણા જોવામાં આવ્યા કરે છે. રોમન્ લોકોએ ગ્રેટ્બ્રિટનને જીતી લીધા પછી ડ્રુઇડ્ લોકો 'આઇલ્ ઑફ્ મૅન્' નામક સ્થાનમાં જઇને વસવા લાગ્યા હતા. એ "આઇલ્ ઑફ્ મૅન્' નામનું પ્રાચીન સ્વરૂપ 'આઇલ્ ઑફ્ મૅાન્' હતું કે જેનો અર્થ મૅાનની કર્મભૂમિ ( બેટ ) થાય છે 'મૅાન્' (Mon) શબ્દનો અર્થ 'Saint'–સેન્ટ્–હોઇને એ શબ્દ સંસ્કૃત ભાષાના 'મુનિ' શબ્દ સાથે અત્યન્ત ઘનિષ્ટ–સામ્ય ધરાવે છે, એટલે એથી 'આઇલ્ ઑફ્ મૅન્' નામનો અંતિમ અર્થ ડ્રુઇડોની 'મુનિદ્વીપભૂમિ' " જ થઈ શકે છે. કેટલાક પાશ્ચાત્ય પંડિતોએ કેલ્ટિક (કિંવા 'સેલ્ટિક્') તથા સંસ્કૃત ભાષા અને એ ઉભય ભાષાઓમાંના શબ્દપ્રયોગોના સામ્યનો પર્યાપ્ત પરિચય કરાવીને એ ઉભય ભાષાભાષી લોકસમુદાયોના પારસ્પરિક પ્રાચીનકાલિક અત્યંત નિકટવર્તી સંબંધને નિર્વિવાદ સિદ્ધ કરી બતાવ્યો છે ડ્રુઇડ્ લોકો કે જેમણે ભારતવર્ષમાંથી પ્રયાણ કરીને

ગ્રેટ્બ્રિટનમાં પોતાના ઉપનિવેશની સ્થાપના કરી હતી તે પ્રાચીન પ્રવાસી ભારતવાસી હિન્દુઓના જ ઉપાધ્યાયો હતા, એવા પ્રકારના પોતાના અભિપ્રાયને ગૉડ્ફ્રે હિગિન્સ નામક પાશ્ચાત્ય ગ્રોગ્રાગ્રંથકારે લખેલા 'Celtic Druids' નામક ગ્રંથમાં અસંદિગ્ધ તથા સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી બતાવ્યો છે અર્થાત્ ભિન્ન ભિન્ન પાશ્ચાત્ય માનવેતિહાસસંશોધકોના આ સમસ્ત અભિપ્રાયો 'ગ્રેટ બ્રિટનના ડ્રુઇડ નામક આદિ નિવાસીઓ ભારતવાસી હિન્દુઓ હોવાથી ગ્રેટ્ બ્રિટનવાસી માનવસમુદાયને ભારતીય હિન્દુઓના વંશજ આર્યસમુદાય તરીકે નિ:સંશય ઓળખાવી શકાય તેમ છે,' એ જ વાર્તાને વિભિન્ન શબ્દાત્મિકા એકવાક્યતાપૂર્વક તથા સર્વથા નિરપવાદ સત્ય સ્વરૂપમાં પ્રકાશિત કરી રહ્યા છે.

૧૦ પૂર્વ એશિયા ભારતવર્ષમાંથી પૂર્વ દિશામાંની ભૂમિયો પ્રતિ પ્રયાણ કરી ગયેલા પ્રવાસી ભારતવાસી હિન્દુઓએ બ્રહ્મદેશ, કાંબોડિયા, જાવા તથા સુમાત્રા આદિક દ્વીપો અને ચીન, આસ્ટ્રેલિયા તથા દક્ષિણ અમેરિકામાંના પેરૂ કિંવા પીરૂ પ્રભૃતિ પ્રદેશોમાં પોતાના ઉપનિવેશોને સ્થાપી દીધા હતા એ વાર્તા અનેક ઐતિહાસિક તથા અન્યાન્ય પ્રમાણોના યોગે નિર્વિવાદ સત્ય સિદ્ધ થઇ ચૂકી છે અને એની સત્યતા કિંવા વાસ્તવિકતાના નવીન નવીન પ્રમાણો નિત્ય અસ્તિત્વમાં આવતા જાય છે, એટલામાટે યદ્યપિ એ વિષયને વિસ્તારપૂર્વક ચર્ચવાની આવશ્યકતા નથી જણાતી તથાપિ આ સ્થાનમાં યથાશક્ય સામાન્ય સ્વરૂપમાં એ વિષયને ચર્ચવાની આવશ્યકતા અમોને એટલામાટે અનિવાર્ય જણાય છે કે એ વિષયને જાણવામાટે અમારા પાઠકો તથા પાઠિકાઓને એ વિષયના પ્રતિપાદક અનેક ગ્રંથોને વાચવાનો પરિશ્રમ ન કરવો પડે અને અવશ્ય જાણવાયોગ્ય વિષય આ ગ્રંથદ્વારા જ તેમના જાણવામાં આવી જાય અસ્તુ

બ્રહ્મદેશવાસી લોકોના આચારવિચાર, ધર્મનીતિ તથા સમાજવ્યવસ્થા આદિકનો જેવી રીતે ચીન દેશની સંસ્કૃતિ સાથે તેવી જ

રીતે ભારતીય સંસ્કૃતિ સાથે પણ ઘનિષ્ટ સબંધ કિંવા સામ્યાત્મક સબંધ સધાયેલો છે બ્રહ્મદેશવાસી લોકો મૂળ ભારતવર્ષના વાસી હોવાથી અને પ્રથમ ચીનદેશવાસી લોકો દ્વારા બ્રહ્મદેશમા બૌદ્ધ ધર્મનો પ્રચાર થયેલો હોવાથી બ્રહ્મદેશવાસી માનવસમાજમા એ ઉભય દેશોમાની સંસ્કૃતિયોનું વિલક્ષણ મિશ્રણ થઇ ગયેલું અત્યારે આપણા જોવામા આવી શકે છે ભારતવર્ષમા મુસ્લિમોની રાજસત્તાની ઘટના થયા પછી હિન્દુસમાજમાં અત્યાચારી તથા વ્યભિચારી મુસ્લિમોની પાપમયી દૃષ્ટિના સ્પર્શથી પોતાના સ્ત્રીસમુદાયને અલિપ્ત રાખવામાટે જે પર્દાપ્રણાલીનો વેગપૂર્વક પ્રચાર થઈ ગયો હતો તે સ્ત્રીઓની પર્દાપ્રણાલીનો બ્રહ્મદેશવાસી હિન્દુસમાજમા પ્રવેશ થઇ શકેલો ન હોવાથી તે દેશનો માનવસમાજ અત્યાર સુધી પણ એ પર્દાપ્રણાલીના બધનથી મુક્ત રહેલો જોવામા આવ્યા કરે છે, એના કારણનો પણ તેમના એ ભારતીયત્વમા જ સમાવેશ થયેલો હોવો જોઇએ જે ગ્રંથને બ્રહ્મદેશવાસી હિન્દુઓ પોતાના ધર્મગ્રથ તરીકે ઓળખાવે છે અને જે ધર્મગ્રથનુ નામ 'ધર્મસાથ' છે તે આપણા 'મનુસ્મૃતિ' નામક ધર્મગ્રથની એક વિસ્તૃત ટીકાજ છે, એ વાર્તાને સર્વથી પ્રથમ આવા નામક સ્થાનમા બ્રહ્મદેશના રાજા સમક્ષ ગયેલા આગ્રેજ સરકારના પ્રતિનિધિ (વકીલ) સિમ નામક ગૌરાગ પડિતે પ્રકાશિત કરી બતાવી હતી તિબેટ તથા બ્રહ્મદેશ એ ઉભય દેશોની સંસ્કૃતિઓની આદિજનની ભારતભૂમિ જ છે એવો અભિપ્રાય વિલ્સન મહાશયે પણ દર્શાવેલો છે જેવી રીતે 'બ્રહ્મદેશ' શબ્દ સસ્કૃત ભાષાનો છે તેવી જ રીતે 'કામોડિયા' શબ્દનો ઉદ્ભવ પણ 'કાબોજ' એ સસ્કૃત શબ્દમાથી જ થયેલો છે ઓલ્ગ્નિન નામક એક ગ્રીક ઇતિહાસ લેખકે એક સ્થળે 'ચિરથોલી' એના સ્વરૂપના એક નામનો ઉલ્લેખ કરેલો છે, એટલે એ શબ્દના દર્શનથી એનું મૂળ રૂપ 'ચમસ્થન' હોવાનું સ્પષ્ટ અનુમાન આપણાથી કરી શકાય છે આરશ એ જ કે એ 'ચમસ્થન' નામક પ્રદેશમાના

લોકોએ, એટલે કે, કાંબોજોએ જ કાંબોડિયામા ઉપનિવેશની પ્રથમ સ્થાપના કરેલી હોવી જોઇએ, એ વાસ્તવિક અનુમાનનો વિલ્સન મહાશયે પોતાના ' વિષ્ણુપુરાણુ 'ના કરેલા અંગ્રેજી અનુવાદના દ્વિતીય ભાગના ૧૮૨મા પૃષ્ઠમા આપણને પરિચય કરાવેલો છે. ( Wilson's Vishnu Purana, Vol II, page 182 ) એ કાંબોડિયા નામક પ્રદેશમા ઇ સ ૧૮૮૨મા એક સુવિશાળ કિંવા બૃહદ્ હિન્દુ દેવાલયના અવશેષોને એક ફ્રેંચ સશોધક મહાશયે ત્યાંની ભૂમિમાથી બહિર્ગત કર્યા હતા એટલે એ ઘટનાએ વળી કાંબોડિયાના પ્રાચીન માનવસમાજના ભારતીય હિન્દુત્વવિષયક સિદ્ધાન્તને અધિક દૃઢ-મૂલ કરી બતાવ્યો હતો " ચીનમા પણ સર્વથી પ્રથમ ભારતીય હિન્દુઓએ જ ઉપનિવેશોની સ્થાપના કરી હતી અને ચીન તથા તાર્તાર દેશના માનવવશોની વશાવળીમા જે ' અવર ' નામક પુરુષને તેમના મૂળપુરુષ કિંવા આદિ પૂર્વજ તરીકે ઓળખાવવામા આવે છે તે ' અવર ' નામક પુરુષ ભારતીય ચંદ્રવશી પુરૂરવાનો પુત્ર હતો, એ વાર્તાને કર્નલ ટૉડ્ મહાશયે પોતાના લખેલા ' રાજસ્થાનના ઇતિહાસ ' નામક અમર ગ્રથના પ્રથમ પુસ્તકના ૩૫મા પૃષ્ઠમાં લિપિબદ્ધ કરી દીધી છે " કોઈ એક ફોહી નામક પુરુષ સાથે ચીની લોકોના પ્રાચીન પૂર્વજો ઇ સ થી લગભગ ૨૯૦૦ વર્ષ પૂર્વે પશ્ચિમ દિશામાના પાર્વત્ય તથા ઉચ્ચતર પ્રદેશમાથી આવીને ચીનમાં વસી ગયા હતા," એવો ' શુકિંગ ' નામક ચીની ભાષાના ગ્રથમાં સ્પષ્ટ ઉલ્લેખ કરાયલો છે અર્થાત્ એ વિધાનોથી ચીનમાં કાશ્મીર, લદક અથવા લાદક પજાબ તથા તિબેટ આદિક પ્રદેશોમા ભારતવાસી હિન્દુઓએ સર્વથી પ્રથમ પ્રાચીન કાળમા ઉપનિવેશો કિંવા માનવવસતીઓની ' ગ્રથી ' કિંવા સ્થાપના કરી હતી, એ વાર્તા કોઈ પણ પ્રકારના સંશય વિના આપણા જોવા તથા જાણવામા આવી જાય છે ચીની લોકોના ધર્મ તથા સસ્કૃતિના ઉદ્ભવનો પ્રાચીન ભરતભૂમિ સાથે જે ઘનિષ્ટ સબધ સધાયલો છે તે સંબધ

અમેરિકામાં પેરૂ કિવા પીરૂ નામક પ્રદેશની દિશામા ગમન કરનારા લોકોએ પોતાના પ્રવાસના પ્રારભના પ્રાથમિક સમયમા જાવા તથા સુમાત્રા નામક દ્વીપસમૂહોમાં પોતાના ઉપનિવેશોની સ્થાપના કરી હતી ' એ લોકો તે ' સૂર્ય ' નામક ( એટલે કે, ' સૂર્યવશી ) ક્ષત્રિય લોકો જ હતા અને અત્યાર સુધી પણ તેમની પુરાણ કથાઓ તથા ઐતિહાસિક વીરકથાઓ ત્યાંના દેવાલયોમા અંકિત કિવા ચિત્રિત કરાયલી તેમ જ ત્યાના ગ્રથોમા વર્ણવાયલી આપણા જોવામાં આવ્યા કરે છે ભારતીય કલિંગ દેશમાના બ્રાહ્મણ આદિ જાતિના લોકોએ જ ' જાવા ' નામક દ્વીપમા નિવાસ કરીને ત્યાંના આદિમ નિવાસી અસભ્ય મનુષ્યોને સભ્યતાના પાઠ પઢાવી પોતાના રાજ્યોને સ્થાપી દીધાં હતા અને ત્યા તેમનો પુરાતન શક અદ્યાપિ પ્રચલિત હોઇને તેનો આરભ ઇસ્વી સનથી ૭૫ વર્ષ પૂર્વે થયેલો છે ' એવા આશયનો ઉલ્લેખ એલ્ફિન્સ્ટન કૃત ' હિન્દુસ્થાનના ઇતિહાસ 'ના ૧૬૮ મા પૃષ્ઠમા કરાયલો છે ' રૈયલ એશિયાટિક સોસાઇટીના જર્નલના ઇ સ ૧૯૦૬ ના ગ્રથમા ૪૦૨ પૃષ્ઠમા જાવા દ્વીપની ભારતીય હિન્દુવસતીના સબધમા જે વિશિષ્ટ ઉલ્લેખ કરવામા આવ્યો છે તે એ છે કે ' એ જાવા નામક દ્વીપમાં દ્વિતીય આર્યવસતીની ગુર્જરરાષ્ટ્રના એક રાજ્યકર્તા ક્ષત્રિયે ઇસ્વી સનના સપ્તમ શતક (સદી) ના આરંભકાળમા સ્થાપના કરી હતી તે રાજાની સાથે આરભમા ૫૦૦૦ અને ત્યાર પછી ૨૦૦૦ હિન્દુઓ ભારતવર્ષના ગુર્જરરાષ્ટ્ર પ્રદેશમાંથી તે દેશમા સ્થાયી નિવાસ કરવાને ગયા હતા તેઓ સર્વ જનો બૌદ્ધ ધર્મના અનુયાયી હતા અને તેમણે જાવા દ્વીપમા પોતાના ભારતીય બૌદ્ધ ધર્મનો પ્રચાર કરી દીધો હતો ઇસ્વી સનની ચતુર્થ શતાબ્દિ ( ચોથી સદી ) ના સમયમા જે કેટલાક ચીની પ્રવાસીઓ જાવા દ્વીપમાં ગયા હતા તેમણે ત્યાની એ હિન્દુવસતીને પોતાના નેત્રોથી જોઇ હતી, એ વાર્તા તેમના ગ્રથોમાના ઉલ્લેખોથી જ પ્રકાશિત થયેલી છે એ જાવા ' નામક દ્વીપખડ કિવા દ્વીપપુંજ

માંનો ' બોર્નિયો ' નામક દ્વીપ અન્ય સર્વ દ્વીપો કરતાં વિશાળ તથા પ્રશસ્ત હોઇને એ ' બોર્નિયો ' નામક દ્વીપના અત્યંત અંતર્ભાગમાં પણ એવાં અનેક દેવાલયો વિસ્તરેલાં જોવામાં આવ્યાં કરે છે કે જે દેવાલયોમાં હિન્દુપુરાણોમાંના કથાપ્રસંગોનાં અનેક ચિત્રો અંકિત કરાયલાં છે. સમુદ્રતીરપ્રાંતથી ૪૦૦ માઇલ્સ્ જેટલા દૂરવર્તી અંતર્ભાગમાં ત્યાંનાં દેવાલયો તો વળી અત્યંત શ્રેષ્ઠ તથા શિલ્પકળાના અદ્ભુત આદર્શરૂપ છે, એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ. જાવાની પૂર્વ દિશામાંના 'બલિ' કિંવા 'બાલિ' નામક દ્વીપમાં તો અત્યારસુધી પણ પ્રાચીન હિન્દુ ઉપનિવેશસંસ્થાપકોના વંશજો જ વસતા હોઇને તેમના સમાજમાં રામાયણ તથા મહાભારત આદિક ભારતીય હિન્દુ અતિહાસિક વીરકથાત્મક ગ્રંથોની કવિ ભાષાની પ્રતિયો પણ પ્રચલિત દેખાયા કરે છે. ત્યાંના ' સેલિબીજ ' નામક દ્વીપના નિવાસીઓ પોતાના પૂર્વજોનો જે પરિચય યથાપ્રસંગ કરાવતા રહે છે તે પરિચય એ છે કે: " અમારા આદિપુરુષ કિંવા અમારા વંશના મૂળ પુરુષનું નામ ' સવરિ ગેદિંગ ' હતું અને તે અમારા આદિધર્મના સંસ્થાપક ' બતારા ' 'ગુરુ'નો પુત્ર હતો. " અર્થાત્ એ ધર્મગુરુ કિંવા ધર્મસંસ્થાપકના નામમાં વ્યાપેલી ભારતીયતા અત્યંત સ્પષ્ટ હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા રહેતી જ નથી. ' સુમાત્રા ' નામક દ્વીપમાં પણ ઍન્ડર્સન્ નામક એક ક્રિશ્ચિયન્ મિશનરી ( ધર્મપ્રચારક ) એ પણ પોતાના જોવામાં આવેલાં ત્યાંના અનેક પુરાતન હિન્દુ દેવાલયો તથા પુરાતન ભગ્નમૂર્તિયો આદિકનો પોતાના ગ્રંથમાં ઉલ્લેખ કરેલો છે. 'ઓસ્ટ્રેલિયા' નામક દ્વીપમાં જે કેટલાક આગારોના અવશેષો પ્રકાશમાં આવતા જાય છે તે સર્વ અવશેષોમાં તેમના ભારતવર્ષ સાથેના ઘનિષ્ટ સંબંધનાં ચિહ્નો પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થતા રહે છે. ત્યાંના અસભ્ય નિવાસીઓ જે એક 'બૂમરેંગ' નામક કાષ્ઠનિર્મિત શસ્ત્રનો ઉપયોગ કરતા રહે છે તેનો આકાર કાઇક વક્ર તથા એક છેડા આગળ ચપટો હોઇને તે શસ્ત્રને જ્યારે શત્રુના શરીરપર ફેંકવામાં

અમેરિકામાં પેરૂ કિંવા પીરૂ નામક પ્રદેશની દિશામાં ગમન કરનારા લોકોએ પોતાના પ્રવાસના પ્રારંભના પ્રાથમિક સમયમાં જાવા તથા સુમાત્રા નામક દ્વીપસમૂહોમાં પોતાના ઉપનિવેશોની સ્થાપના કરી હતી ' એ લોકો તે ' સૂર્ય ' નામક (એટલે કે, ' સૂર્યવંશી ) ક્ષત્રિય લોકો જ હતા અને અત્યાર સુધી પણ તેમની પુરાણ કથાઓ તથા ઐતિહાસિક વીરકથાઓ ત્યાંના દેવાલયોમાં અંકિત કિંવા ચિત્રિત કરાયલી તેમ જ ત્યાંના ગ્રંથોમાં વર્ણવાયલી આપણા જોવામાં આવ્યા કરે છે ભારતીય કલિંગ દેશમાંના બ્રાહ્મણ આદિક જાતિના લોકોએ જ ' જાવા ' નામક દ્વીપમાં નિવાસ કરીને ત્યાંના આદિમ નિવાસી અસભ્ય મનુષ્યોને સભ્યતાના પાઠ પઢાવી પોતાના રાજ્યોને સ્થાપી દીધાં હતાં અને ત્યાં તેમનો પુરાતન શક અદ્યાપિ પ્રચલિત હોઇને તેનો આરંભ ઇસ્વી સનથી ૭૫ વર્ષ પૂર્વે થયેલો છે' એવા આશયનો ઉલ્લેખ એલ્ફિન્સ્ટન કૃત હિન્દુસ્થાનના ઇતિહાસ 'ના ૧૬૮ મા પૃષ્ઠમાં કરાયલો છે 'રૉયલ એશિયાટિક સોસાઇટીના જર્નલના ઇ સ ૧૮૦૬ ના ગ્રંથમાં ૪૦૨ પૃષ્ઠમાં જાવા દ્વીપની ભારતીય હિન્દુવસતીના સંબંધમાં જે વિશિષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે એ છે કે ' એ જાવા નામક દ્વીપમાં દ્વિતીય આર્યવસતીની ગુર્જરરાષ્ટ્રના એક રાજ્યકર્તા ક્ષત્રિયે ઇસ્વી સનના સપ્તમ શતક (સદી) ના આરંભકાળમાં સ્થાપના કરી હતી તે રાજાની સાથે આરંભમાં ૫૦૦૦ અને ત્યાર પછી ૨૦૦૦ હિન્દુઓ ભારતવર્ષના ગુર્જરરાષ્ટ્ર પ્રદેશમાંથી તે દેશમાં સ્થાયી નિવાસ કરવાને ગયા હતા, તેઓ સર્વ જનો બૌદ્ધ ધર્મના અનુયાયી હતા અને તેમણે જાવા દ્વીપમાં પોતાના ભારતીય બૌદ્ધ ધર્મનો પ્રચાર કરી દીધો હતો ઇસ્વી સનની ચતુર્થ શતાબ્દિ ( ચોથી સદી ) ના સમયમાં જે કેટલાક ચીની પ્રવાસીઓ જાવા દ્વીપમાં ગયા હતા તેમણે ત્યાંની એ હિન્દુવસતીને પોતાના નેત્રોથી જોઇ હતી, એ વાર્તા તેમના ગ્રંથોમાંના ઉલ્લેખોથી જ પ્રકાશિત થયેલી છે એ જાવા ' નામક દ્વીપક કિંવા દ્વીપપુંજ

માનો ' બોર્નિયો ' નામક દ્વીપ અન્ય સર્વ દ્વીપો કરતા વિશાળ તથા પ્રશસ્ત હોઇને એ ' બોર્નિયો ' નામક દ્વીપના અત્યત અંતર્ભાગમા પણ એવા અનેક દેવાલયો વિસ્તરેલા જોવામા આ વા કરે છે કે જે દેવાલયોમા હિન્દુપુરાણોમાના કથાપ્રસંગોના અનેક ચિત્રો અંકિત કરાયલા છે સમુદ્રતીર પ્રાતથી ૪૦૦ માઈલ્સ જેટલા દૂરવર્તી અન્તર્ભાગમા ત્યાના દેવાલયો તો વળી અત્યત શ્રેષ્ઠ તથા શિલ્પકળાના અદ્ભુત આદર્શરૂપ છે, એમા કોઈ પણ પ્રકારનો સશય છે જ નહિ જાવાની પૂર્વ દિશામાના 'બાલિ' કિંવા 'બાલિ' નામક દ્વીપમા તો અત્યારસુધી પણ પ્રાચીન હિન્દુ ઉપનિવેશસસ્થાપકોના વશજો જ વસતા હોઇને તેમના સમાજમા રામાયણ તથા મહાભારત આદિક ભારતીય હિન્દુ અતિ હાસિક વીરકથાત્મક ગ્રથોની કવિ ભાષાની પ્રતિયો પણ પ્રચલિત દેખાયા કરે છે ત્યાના ' સેલિબીઝ ' નામક દ્વીપના નિવાસીઓ પોતાના પૂર્વજોનો જે પરિચય યથાપ્રસગ કરાવતા રહે છે તે પરિચય એ છે કે " અમારા આદિપુરુષ કિંવા અમારા વશના મૂળ પુરુષનું નામ ' સ્વર ગેદિગ ' હતું અને તે અમારા આદિધર્મના સંસ્થાપક ' બેનારા ' ગુરુનો પુત્ર હતો " અર્થાત્ એ ધર્મગુરુ કિંવા ધર્મ-સંસ્થાપકના નામમા વ્યાપેલી ભારતીયતા અત્યત સ્પષ્ટ હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા રહેતી જ નથી ' સુમાત્રા ' નામક દ્વીપમા પણ ઍન્ડર્સન્ નામક એક ક્રિશ્ચિયન્ મિશનરી ( ધર્મપ્રચારક ) એ પણ પોતાના જોવામા આવેલા ત્યાના અનેક પુરાતન હિન્દુ દેવાલયો તથા પુરાતન ભગ્નમૂર્તિયો આદિકનો પોતાના ગ્રથમા ઉલ્લેખ કરેલો છે 'આસ્ટ્રેલિયા' નામક દ્વીપમા જે કેટલાક આગારોના અવશેષો પ્રકાશમા આવતા જાય છે તે સર્વ અવશેષોમા તેમના ભારતવર્ષ સાથેના ઘનિષ્ટ સબધના ચિહ્નો પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થતા રહે છે ત્યાના અસખ્ય નિવાસીઓ જે એક 'બૂમરગ' નામક કાષ્ઠનિર્મિત શસ્ત્રનો ઉપયોગ કરતા રહે છે તેનો આકાર કાઇક વક્ર તથા એક છેડા આગળ ચપટો હોઇને તે શસ્ત્રને જ્યારે શત્રુના શરીરપર ફેકવામા

आवे છે ત્યારે તે શસ્ત્ર શત્રુને આહત કરીને પાછુ ફેંકનાર ધણીની પાસે જ આવી જાય છે ! અર્થાત્ શત્રુનો સહાર કરીને વર્તુલગતિથી પુન પોતાના નિક્ષેપકપાસે આવનારા અને મહાભારતમા વારંવાર વર્ણવાયલા 'બાણુ' નામક અસ્ત્રનું એ કાષ્ઠશસ્ત્ર કિવા કાષ્ઠાસ્ત્ર એક ઓમડધોમડ અનુકરણુ હોવુ જોઇએ, એવી એક સકારણુ કલ્પના એ કાષ્ઠશસ્ત્રના વર્ણનદ્વારા આપણાથી કરી શકાય છે પરતુ એ ભારતીય હિન્દુઓ દીર્ઘકાલપર્યન્ત આસ્ટ્રેલિયામા નિવાસ ન કરતાં ત્યાંથી અગ્રગામી થઇને અમેરિકાના પેરૂ કિવા પીરૂ નામક પ્રદેશમા પહોચી ગયેલા હોવા જોઇએ, એવી અનેક ઇતિહાસસશોધકોની માન્યતા છે અને એ માન્યતા બહુ અંશે વાસ્તવિક પણ છે એ વાર્તા હવે પછીના અમેરિકામાના હિન્દુ ઉપનિવેશવિષયક વૃત્તાન્તના વાચનથી નિર્વિવાદ આપણા જાણુવામા આવી જાય તેમ છે

૧૧ અમેરિકા. પ્રાચીન કાળમા ઉત્તર દિશામાનો અમેરિકા ખડ ધન વન કિવા નિબિડ અરણ્યવડે જ વ્યાપ્ત હતો, એટલે કે, ત્યાં માનવવસતી જેવી કોઈ વસ્તુ નામમાત્રને માટે પણ અસ્તિત્વ ધરાવતી જ ન હોતી પરતુ મધ્યઅમેરિકા તથા દક્ષિણુઅમેરિકાની સ્થિતિ એ સ્થિતિથી સર્વથા ભિન્ન પ્રકારની હતી, એટલે કે મધ્યઅમેરિકા તથા દક્ષિણુઅમેરિકામા પ્રાચીન નગરો દુર્ગો સેતુઓ સરોવરો જલપ્રવાહો કિવા પાટો તથા માર્ગો આદિકના અનેક અવશેષો બૅરન હુબોલ્ટ આદિક પ્રવાસીઓ તથા અન્યાન્ય ઇતિહાસસશોધકોના પ્રત્યક્ષ જોવામાં આવેલા હોવાથી અને એ અવશેષોની સખ્યા અતિશય વિશાળ હોવાથી એ સર્વ વિશાળસખ્ય અવશેષોના યોગે એ ખડમા પ્રાચીન કાળમાં અત્યત સુસભ્ય તથા સુસસ્કૃત લોકો વસતા હતા એ વાર્તા સર્વથા નિ સશય તથા નિરપવાદ સ્વરૂપમા સિદ્ધ તથા નિશ્ચિત થઇ ગયેલી છે વિશેષ આશ્ચર્યનો વિષય તો વળી એ છે કે એ અવશેષોમાની શિલ્પકળાનો ભારતીય હિન્દુશિલ્પપદ્ધતિ સાથે એટલી અકલ્પનીય સીમા પર્યન્ત ઘનિષ્ટ સામ્યસંબધ દૃષ્ટિગોચર થયા કરે છે તેમ જ

પ્રાચીન અમેરિકાવાસી માનવસમાજના આચારવિચાર તથા ધાર્મિક માન્યતાઓમા પણ ભારતીય હિન્દુ આચારવિચાર તથા હિન્દુ ધાર્મિક માન્યતાઓની સમતા એટલા તો વિપુલ પરિમાણમા દેખાયા કરે છે કે જે સામ્યને કલ્પનાતીત સામ્ય તરીકે જ ઓળખી તથા ઓળખાવી શકાય તેમ છે અર્થાત્ એ સામ્યની અલ્પસ્વલ્પ કલ્પના અમારા પાઠકો તથા પાઠિકાઓથી કરી શકાય એટલામાટે અમો એ સામ્યના કેટલાક ઉદાહરણોના પ્રકટીકરણને અહીં આવશ્યક માનીએ છીએ

(૧) ભારતવાસી હિન્દુઓ જેવી રીતે ધરિત્રીમાતા કિવા ભૂમાતાને એક દેવી કિવા દેવતા તરીકે માન્યા કરે છે તેવી જ રીતે પ્રાચીન અમેરિકાવાસી મનુષ્યો પણ પૃથ્વીમાતાને એક પૂજ્ય દેવતા તરીકે જ માનતા તથા પૂજતા હતા, (૨) વેદાનુયાયી હિન્દુઓ, બૌદ્ધ હિન્દુઓ તથા રાજસ્થાનવાસી મારુ લોકો અનુક્રમે શ્રીકૃષ્ણ બુદ્ધ ભગવાન્ તથા અજયપાલ આદિકના પાષાણાંકિત ચરણચિહ્નોની પૂજા કરતા રહે છે તેવી જ રીતે મૅક્સિકન્ લોકો પણ પોતાની પૂજ્ય વિભૂતિયોના પાષાણપરના પદચિહ્નોને નિરંતર પૂજતા હતા, (૩) ગ્રહણકાલમા રાહુ તથા કેતુ અનુક્રમે ચન્દ્ર તથા સૂર્યને ગ્રસતા રહે છે અને તેના યોગે જ ગ્રહણની ઘટના ઘટતી હોય છે એ આપણી ગ્રહણવિષયક હિન્દુ ભારતીય માન્યતા જેવી જ પ્રાચીન અમેરિકાવાસીઓની ગ્રહણવિષયક માન્યતા હોઇને તેમના રાહુકેતુને તેમણે 'માનિ-ઓયો' નામથી અલંકૃત કરેલા હતા કે જે નામ અત્યારે પણ આપણા જોવામા આવી શકે છે. (૪) અહીં ભારતવર્ષમાના હિન્દુ દેવ મહાદેવ તથા હિન્દુ દેવી કાલી માતાના કંઠપ્રદેશમા જેવી રીતે સર્પોને અલંકારરૂપે વીંટાળીને દેવાધિદેવ મહાદેવ તથા કાલી માતાના ચિત્રોને અંકિત કરવામા આવે છે તેવી જ રીતે પ્રાચીન અમેરિકનોના ધર્મસંસ્થાપકોના ચિત્રોમા પણ તેમના કંઠની આસપાસ સર્પોને વીંટાળવાનો પરિપાઠ દૃષ્ટિગોચર થતો રહે છે

(૫) હિન્દુસમાજ પ્રમાણે 'ગજવદન' ગણેશમૂર્તિની પૂજાની પ્રથા મૅક્સિન્ માનવમડળમા પણ વિદ્યમાન હોવાથી-ત્યાની એ ગણેશ-પૂજાવિષયક પ્રથાનું નિરીક્ષણ કરીને બૅરન હુમ્બોલ્ટ નામક પાશ્ચાત્ય પ્રવાસીએ એના સંબન્ધમા પોતાનો જે અભિપ્રાય દર્શાવ્યો હતો તે એ હતો કે "આ મૅક્સિન્ ગજવદનદેવ સપૂર્ણ પરિમાણ કિવા સપૂર્ણ સ્વરૂપમા હિન્દુઓના ગણેશ જેવો જ દેખાતો હોવાથી એ અત્યંત આશ્ચર્યકારક સામ્યનો મૅક્સિન્ માનવસમાજમા સર્વથા 'કાકતાલીય ન્યાય' થી અચાનક આવિર્ભાવ થઇ ગયો હોય, એમ તો કદાપિ માની શકાય તેમ નથી." * (૬) જલપ્રલયવિષયક જેવી માન્યતા ભારતીય હિન્દુસમાજમા વિદ્યમાન છે તેવી જ માન્યતા અમેરિકામા પણ અસ્તિત્વ ધરાવે છે (૭) પૃથ્વી માતા એક પ્રચડ કૂર્મ (કાચબા) ના પૃષ્ઠદેશમા વિરાજેલી હોઇને તે કૂર્મ નામક પૃથ્વીધર પ્રાણી સમુદ્રની સપાટી ઉપર તર્યા કરે છે અને જ્યારે તે કાચબો ડૂબી જાય છે ત્યારે જલપ્રલયની ઘટના ઘટતી રહે છે, એ આપણા ભારતીય હિન્દુઓની જલપ્રલયવિષયક માન્યતા અમેરિકાના રેડ ઈન્ડિયન્ નામક આદિમ નિવાસી માનવસમાજમા પણ એ જ સ્વરૂપમા અત્યારની ઘડિકા પર્યન્ત વિદ્યમાન તથા વર્તમાન છે (૮) સર્પ કિવા નાગદેવતાની પૂજાવિષયક પ્રથા કેવળ હિન્દુ તથા પ્રાચીન અમેરિકાનિવાસી માનવસમાજમા જ નહિ, કિન્તુ ઈજિપ્શિયન્, સીરિયન્, ગ્રીક, ચીની તથા સ્કાન્દિનીવિયન્ આદિક સમસ્ત પૌરસ્ત્ય તથા પાશ્ચાત્ય લોકોના પુરાણગ્રન્થોમા પણ વર્ણનાવલી મળી આવે છે, એટલે એ નાગપૂજાની પ્રથાને જો વિશ્વમાન્ય પ્રથા તરીકે ઓળખવામા આવે, તો તેથી લેશમાત્ર પણ અસત્યોક્તિ કિંવા અતિશયોક્તિ થવાનો સભવ છે જ નહિ હિન્દુઓ પ્રમાણે અમેરિકાના પ્રાચીન નિવાસીઓ

* "It presents some romakarble and apparently not accidental rasemblance with the Hindus' Ganesh"
**Baron Humboldt.**

પણ પૂર્વજન્મ તથા પુનર્જન્મને માનતા હતા. પ્રાચીન અમેરિકાવાસીઓની વસ્ત્રપરિધાનપદ્ધતિ પણ પ્રાચીન હિન્દુઓ જેવી જ હોઈને તેઓ ચરણોના રક્ષણમાટે હિન્દુઓ પ્રમાણે ચર્મપાદુકાઓનો જ ઉપયોગ કરતા હતા, માત્ર એટલુ જ નહિ, પણ ઇતિહાસસંશોધકોના કથન અનુસાર તેમની સ્ત્રીઓની વસ્ત્રપરિધાનપદ્ધતિ તો તતોતત ભારતીય હિન્દુ સ્ત્રીઓની વસ્ત્રપરિધાનપદ્ધતિની તાદૃશ્ય પ્રતિમા જ હતી. દક્ષિણઅમેરિકામા એ માનવનિવાસનો આરંભ ક્યારે ને કઈ વેળાએ થયો હતો, એનો અત્યાર સુધી યદ્યપિ નિશ્ચયાત્મક નિર્ણય તો નથી જ કરી શકાયો: તથાપિ ત્યાની એ માનવવસતીનો કાળ તે ભગવાન્ શ્રી રામચદ્રની કાર્યકીર્તિના સમય પછીનો જ કોઈ નિકટવર્તી કાળ હોવો જોઈએ, એમ સામાન્યત: માની શકાય છે; કારણ કે, ઉત્તરભારત પ્રમાણે જ અમેરિકાના આદિમ નિવાસી લોકોનો જો કોઈ મોટામા મોટો ઉત્સવ હોય તો તે કેવળ રામલીલાનો જ ઉત્સવ છે અને એ ઉત્સવ તેમના અમેરિકાનિવાસના આરંભને નિર્વિવાદ રામોત્તરકાલિક તરીકે જ ઓળખાવી રહ્યો છે વળી એ ત્યાના એ પ્રાચીન કિંવા આદિમ નિવાસીઓ પોતાના એ ઉત્સવને 'રામ–સિત્વા' નામથી ઓળખાવે છે અને રામ પોતે સૂર્યવશી ક્ષત્રિય હોઈને તેની માતાનુ નામ કૌશલ્યા હતું અને તેની પત્નીનુ નામ સીતા હતુ, એવી રીતે જ પેરૂવિયન્ લોકો પોતાના એ ઉપાસ્ય દેવ તથા તેની માતા તેમ જ પત્નીનો પરિચય કરાવતા રહે છે આમાના 'રામસિત્વા' એ સમામાન્ત નામમાનો 'સિત્વા' શબ્દ 'સીતા' શબ્દનો અપભ્રશ છે, એ તો કોઈ પણ સામાન્યબુદ્ધિ મનુષ્ય જાણી તથા સમજી શકે તેમ છે અર્થાત્ પ્રાચીન અમેરિકન્ લોકોના આવા પ્રકારના સમસ્ત ધાર્મિક તથા સામાજિક આદિ વિષયોમાં ભારતીય હિન્દુઓના ધાર્મિક તથા સામાજિક વિષયોના અતિશય અદ્ભુત તથા અકલ્પનીય સીમા પર્યન્તના સામ્યના અધિકારને વ્યાપેલો જોઈને સર વિલિયમ્ જોન્સ જેવા પ્રાચીન

ઇતિહાસસંશોધકોના આશ્ચર્યનો અવધિ જ થઈ ગયો હતો અને પ્રાચીન પૈરૂવિયન્ લોકોનું આદિનિવાસસ્થાન ભારતભૂમિ કિંવા ભારત વર્ષમાં જ હોવું જોઈએ એવો તેમનો નિ:સંશય તથા નિરપવાદ દઢ નિશ્ચય થઈ ગયો હતો (જુઓ Asitatic Researches Vol I, page 426)

સમસ્ત માનવજાતિની અને તેમ નહિ તો વિદ્વાન આર્ય-જાતિના મનુષ્યો કિંવા હિન્દુઓની આદિનિવાસભૂમિ ભારતવર્ષમાં જ હોઈને ભારતવર્ષમાંથી જ હિન્દુઓએ વિશ્વના ભિન્ન ભિન્ન દેશોમાં જઈ ને પોતાના અસખ્ય ઉપનિવેશોની સ્થાપનાઓ કરી હતી એવા પ્રકારની ઉપપત્તિના પુરસ્કર્તાઓએ પોતાની એ ઉપપત્તિના સમર્થનાર્થ જે જે પ્રમાણોને અત્યાર સુધીમા આપણા સમક્ષ ઉપસ્થિત કરી બતાવ્યા છે તે પ્રમાણોના નિષ્કર્ષનો જ અમોએ પ્રસ્તુત પ્રકરણના અત્યાર સુધીના ભાગમાં પ્રકાશ કરી બતાવ્યો છે, અને જો આપણા ભારતવર્ષની પ્રાચીન પૌરાણિક પરંપરા પ્રતિ આપણે દૃષ્ટિપાત કરીએ તો તે આપણી પૌરાણિક પરપરા એ જ ઉપપત્તિને અધિક પરિમાણમા અનુસરનારી તથા પુષ્ટ કરનારી તરીકે જ આપણને દેખાતી રહે છે 'મનુસ્મૃતિ ના દ્વિતીય અધ્યાયના ૨૦ મા શ્લોકમાં મનુ ભગવાને જે ' પૃથ્વીમાના સર્વ મનુષ્યોએ પોતપોતાના સદાચારના પાઠો ભરતખડમાના બ્રાહ્મણો પાસેથી ભણી લેવાના છે ' એવા પ્રકારની પોતાની આજ્ઞા સભળાવી દીધી છે તે આજ્ઞા જે વેળાયે જગત્માના સર્વ દેશોમા ચાતુર્વર્ણ્યવિશિષ્ટ વિદ્વાન ચાતુવર્ણ્ય વ્યવસ્થાને માનનારો—સમાજ અસ્તિત્વ ધરાવતો હતો તે સમયને અનુલક્ષીને જ સંભળાવેલી છે પૃથ્વીના દૂર દૂરના દેશોમાં પ્રસરેલી શતાવધિ ક્ષત્રિય માનવજાતિઓનો બ્રાહ્મણો સાથેનો સબધ તૂટી ગયો હતો તે દૂરદેશવાસિની ક્ષત્રિયજાતિયોના સદાચાર તથા ધર્માચાર આદિકનો પણ લોપ થઈ ગયો હતો અને તે સર્વ ક્ષત્રિયજાતિયો પોતાના પ્રાચીનતમ ભારતીય આર્યધર્મ કિંવા વૈદિક ધર્મથી બહુધા

વચિતા થઈ ગઈ હતી. અર્થાત્ સમસ્ત પરિસ્થિતિ આવા પ્રકારની થઈ ગયેલી હોવા છતાં તે દૂરદેશવાસિની વૈદિકધર્મવિહીના ક્ષત્રિય-જાતિયોમાં પણ આર્ય ભાષા બોલનારા કેટલાક મનુષ્યો અવશિષ્ટ રહી ગયા હતા; અન્ય ભારતીયો ભાષા પણ મ્લેચ્છોની જ બોલવા લાગ્યા હતા અને તેમનું બહુધા ' દસ્યુ ' ના સ્વરૂપમાં જ પરિવર્તન થઈ ગયું હતું, એવો આપણા ધર્મશાસ્ત્રકારોનો અભિપ્રાય છે. "એક પ્રાચીન સંસ્કૃત ગ્રંથકારે પારસીક, યવન, રોમન તથા બર્બર એ ચાર ભાષાઓને મુખ્ય આર્યેતર કિંવા અનાર્ય ભાષાઓ તરીકે ઓળખાવેલી છે એ ચારમાંની પ્રથમ ત્રણ ભાષાઓનાં નામ ફારસી, ગ્રીક તથા લૅટિન કિંવા લાતિન છે; પરંતુ જેને એ ગ્રંથકારે 'બર્બર' નામથી ઓળખાવેલી છે તે ભાષા કઈ છે અને અત્યારે કયા નામથી ઓળખાય છે, એ વાર્તા અદ્યાપિ કોઈ ઇતિહાસસંશોધકના જાણવામાં આવી શકી નથી;" એ વિધાન ભારતીય પુરાતત્ત્વવિશારદ કોલ્બ્રુક નામક પાશ્ચાત્ય પંડિતનું છે, અને તેમના એ વિધાનમાં વાસ્તવિકતાના વિશેષ અંશો રહેલા છે. ' મનુસ્મૃતિ ' ના દશમ અધ્યાયમાં; ' મહાભારતા 'ન્તર્ગત અનુશાસનપર્વના ચોત્રીસમા અધ્યાયમાં અને ' હરિવંશ 'માં આવા પ્રકારની દેશાન્તરભ્રષ્ટા ક્ષત્રિયજાતિયોનો નામનિર્દેશ કરવામાં આવ્યો છે. અર્થાત્ પૌંડ્રક, ચૌડ્ર, દ્રવિડ, કાંબોજ, યવન, શક, પારદ, પલ્હવ, ચીન, કિરાત, દરદ, ખશ, કપિન્દ, પુલિન્દ, ઉશીનર, કૌલિસર્પ, માહિષક, મેકલ, લાટ, કોન્વશિર, શૌંડિક, દર્વ, ચૌર, શર્વર, બર્બર, ગાંધાર, તુષાર, કંક, આન્ધ્ર, મદ્રક, રમક તથા કેરલ આદિક લગભગ ૩૨ થી ૩૩ પરદેશીયતાના પરિણામે આચારભ્રષ્ટ થયેલી આર્ય ક્ષત્રિયજાતિયોના ઉલ્લેખો આપણા ઉપર્યુક્ત ગ્રંથોમાં કરાયલા છે. ' વિષ્ણુપુરાણ 'માં તો વળી હૂણ આદિક ઇતર જાતિયોનો પણ એ જાતિયોમાં જ સમાવેશ કરીને એવી એકંદર ૨૦૦ જાતિયોની વિશાળ સૂચી આપી દેવાયલી છે. સૂર્યવંશી સગર રાજાએ પોતાના જન્મદાતા પિતા બાહુકના વૈરના

પ્રતિરોધાર્થે હૈહયવંશના મનુષ્યોનો સામુદાયિક સ્વરૂપમાં સંહાર કરી નાખ્યો હતો અને શક, યવન, કાંબોજ, પારદ તથા પલ્હવ નામક લોકોના શિર ઉપર પણ એવા જ પ્રકારનો પ્રચંડ પ્રસંગ આવી લાગ્યો હતો, પરંતુ તેમણે યથાસમય વશિષ્ઠ ઋષિના શરણને સ્વીકારી લેવાની દક્ષતા દર્શાવતા વશિષ્ઠ ઋષિની આજ્ઞાથી સગર રાજાએ તેમને વેદાધ્યયન તથા વષટ્કાર ન કરવાની આજ્ઞાસહિત જીવતા જવા દીધા હતા, એ કથા વિસ્તારપૂર્વક 'વિષ્ણુપુરાણ'માં વર્ણવાયલી છે એ જ પ્રમાણે સગર રાજાએ યવનોને શિરોમુંડન કરાવી નાખવાની, શકોને અર્ધ શિરોમુંડન કરાવવાની, પારદોને શિરપરના સમસ્ત કેશકલાપને કદાપિ ન કઢાવતા જટા પ્રમાણે સદા સર્વદા અખંડ રાખવાની અને પલ્હવોને નિરંતર દાઢી રાખવાની આજ્ઞા સંભળાવી દીધી હતી, એટલું જ નહિ પણ એ આજ્ઞાઓ સંભળાવીને આર્યોના સમુદાયમાંથી એ સમસ્ત જાતિયોના લોકોનો શાશ્વત બહિષ્કાર કરી દીધો હતો, એ કથાભાગ 'વિષ્ણુપુરાણ'માં સવિસ્તર વર્ણવાયલો છે ઉપર્યુક્ત અંતિમ પાંચ જાતિયોમાં કૌલિસર્પ, માહિષ, દર્વ, ચોલ તથા કેરલ એ અન્ય પાંચ જાતિયોનો સમાવેશ કરીને એ જ કથાને 'હરિવંશ'માં પણ વિસ્તારપૂર્વક વર્ણવવામાં આવી છે આ ઉપર્યુક્ત ઇતર જાતિયો તે અત્યારની કઈ જાતિયો હોવી જોઈએ, એ જાતિયોના અર્વાચીન વંશજો કોણ છે અને એ જાતિયોના લોકો ભારતવર્ષમાંથી પ્રયાણ કરીને પૃથ્વીના કયા કયા દેશોમાં જઈને વસ્યા હતા ઇત્યાદિ વિષયો કિંવા પ્રશ્નોના સંબંધમાં અનેક વિદ્વાનોએ અનેક પ્રકારના તર્ક કરેલા છે, પરંતુ તેમનામાંના કોઈ પણ પુરુષથી એ સર્વ જાતિયોનો સર્વમાન્ય સ્વરૂપમાં નિશ્ચયાત્મક નિર્ણય કરી શકાયો નથી યવન (ગ્રીક), પલ્હવી (પહલવી ભાષા બોલનારા મીડી લોકો), કાંબોજ (કાબોડિયાનિવાસી લોકો), અને ચીન (ચીન દેશવાસી લોકો) આદિક અમુક જાતિયોના વસતીસ્થાનોનો જ નિશ્ચયાત્મક નિર્ણય કરી શકાયો છે ભારતીય હિન્દુઓના પ્રાચીન પૂર્વજો સમસ્ત

પૃથ્વીના સ્થૂલ ભૌગોલિક જ્ઞાનને તો અવશ્ય ધરાવતા હતા એ વાર્તા તેમના ગ્રંથોમાના ભૌગોલિક વિધાનો દ્વારા તત્કાળ આપણા જાણવામા આવી શકે છે આપણા ગ્રંથોમાનુ '**सप्तद्वीपा वसुन्धरा**' એ વચન વિશ્વવિખ્યાત છે અને એ દ્વીપસપ્તકમા જંબુ, પ્લક્ષ, પુષ્કર, ક્રૌંચ, શાક, શાલ્મલિ તથા કુશ નામક સપ્ત દ્વીપોનો સમાવેશ થયેલો છે આ સ્થાનમા 'દ્વીપ' નો અર્થ કચ્છભૂમિ, જલવેષ્ટિત ભૂમિ કિવા બેટ નથી થતો, કિન્તુ અગ્રેજી ભાષામા જે અર્થને દર્શાવવામાટે તેમ જ આપણી ગુજરાતી ભાષા, મરાઠી ભાષા તેમ જ ભારતવર્ષની બહુધા સંસ્કૃતભાષાજન્ય આધુનિક પ્રચલિત અન્ય સર્વ ભાષાઓમા 'ખંડ' શબ્દને યોજવામા આવે છે તે 'ખંડ'ના અર્થમા જ અહીં 'દ્વીપ' શબ્દ યોજાયલો છે. ઉદાહરણ તરીકે ભરતખંડ, યુરોપખંડ ઈત્યાદિ આપણો ભારતવર્ષ નામક દેશ જબુદ્વીપનો એક લઘુ ભાગ છે, એમ જે ભારતવર્ષના સબધમા કહેવામા આવ્યુ છે તેથી એ જ વાર્તા સિદ્ધ થાય છે કે ભારતવર્ષ જેવો મહાવિશાળ દેશ જેના એક લઘુવિભાગરૂપ હોય તે 'ખંડ'ની બૃહત્તા કિંવા વિશાળતા અવશ્ય કલ્પનાતીત જ હોવી જોઈએ આપણા હિન્દુ પુરાણોમા એ સાતે દ્વીપોના અત્યન્ત વિસ્તૃત વર્ણનો કરાયલા છે, છતા પણ તે વર્ણનોના યોગે એ દ્વીપો અથવા ખંડો કયા છે અને તેમની સીમાઓ ક્યાથી ક્યા સુધી વિસ્તરેલી છે એ પ્રશ્નનો નિર્વિવાદ સત્ય તથા સર્વમાન્ય નિર્ણય અદ્યાપિ કોઈથી નથી જ કરી શકાતો યદ્યપિ આ પ્રશ્નના સબધમા અનેક તર્ક તથા વિતર્ક ઉપર જણાવ્યા પ્રમાણે કરવામા આવ્યા છે, પરન્તુ તે તર્કો અદ્યાપિ તર્કોના સ્વરૂપમા જ અટવાયા કરે છે, તેમનાથી નિશ્ચયનું સ્વરૂપ ધારણ નથી કરી શકાયુ પૃથ્વીની આધુનિક પરિસ્થિતિ કિવા અત્યારની અવસ્થાનો જો ભૌગોલિક દૃષ્ટિથી વિચાર કરવામા આવે, તો ઉત્તર અમેરિકા દક્ષિણ અમેરિકા, આફ્રિકા એશિયા—યુરોપ આસ્ટ્રેલેશિયા અને દક્ષિણ તથા ઉત્તર ધ્રુવપ્રદેશ એ સાત ખંડો થઈ શકે તેમ છે એશિયા તથા યુરોપની

ભિન્નતા ભૌગોલિક નથી, કિન્તુ ભાવાત્મક તથા વર્ણાત્મક-દષ્ટિયુક્ત છે એટલામાટે અહીં એ ઉભયની એકતાને જ સ્વીકારવામાં આવી છે. હવે અત્યારના આ સાત ખંડોને જ ઉપર્યુક્ત પ્રાચીનનામધારી સપ્ત દ્વીપો તરીકે ઓળખાવવામાં આવ્યા છે કિંવા એ દ્વીપો અત્યંત પ્રાચીન હોઇને જલપ્રલયના પ્રસંગે તેમનામાંના અમુક દ્વીપો જલનિમજ્જિત થઇ ગયેલા તેમ જ અમુક દ્વીપોનાં રૂપાન્તરો થઇ ગયેલાં હોઇને અત્યારના આ ખંડોનું સર્વથા નવીન નિર્માણ થયેલું છે; એ પ્રશ્નના નિશ્ચયાત્મક નિર્ણય માટેનાં અત્યારે તો આપણા સમક્ષ જેવાં જોઇએ તેવાં કશાં ય સાધનો વિદ્યમાન નથી, અને તેથી હાલ તરત તો એ સપ્તદ્વીપવિષયક નિર્ણયની ચર્ચામાં આપણાથી અધિક અગ્રગામી થઇ શકાય તેવી પરિસ્થિતિ ન હોવાથી આ ચર્ચાના આટલા વિસ્તારને જ અમારે અનિચ્છાપૂર્વક પર્યાપ્ત માની લઇને અન્ય વિષયની ચર્ચા પ્રતિ લક્ષ આપવું પડે છે. અસ્તુ.

હવે માનવજાતિ, કિંવા નિદાન આર્ય માનવવંશનો આદિ-નિવાસ ભરતખંડમાં ન હોતો, કિન્તુ ઉત્તરધ્રુવપ્રદેશમાં જ હતો, એ ઉપપત્તિના પુરસ્કારકોના વિધાનને જ આપણે સર્વથા સત્ય વિધાન તરીકે સ્વીકારી લઇએ અથવા તો આર્યજાતિનો આદિ ઉત્તરધ્રુવનિવાસવિષયક સિદ્ધાન્ત જ સર્વથા સિદ્ધ થઇ જાય, તો પણ ભારતવાસી હિન્દુઓના ઇતર સુસભ્ય રાષ્ટ્રો સાથેના પ્રાચીનકાળથી ચાલ્યા આવતા નિકટ સંબધની ઘટનાને તો અનેક નિઃસંશય, નિર્વિવાદ તથા સર્વમાન્ય પ્રમાણોદ્વારા તત્કાળ સિદ્ધ કરી શકાય તેમ છે. સુદાસ નામક ભારતીય આર્ય કિંવા હિન્દુ સમ્રાટે સમસ્ત વિશ્વ એટલે કે આ વિશ્વમાંના સમસ્ત દેશોને જીતી લીધા હતા, એવા આશયનો ઉલ્લેખ 'એતરેય બ્રાહ્મણ' માં આપણા જોવામાં આવી શકે છે. 'त्रयोदश: समुद्रे या द्वीपा आसन् पुरूरवा' એવું એક વચન 'મહાભારત' ના આદિપર્વમાં વિદ્યમાન છે, એટલે એ વચનના આધારે કેટલાક વિદ્વાનોએ એવુ અનુમાન કરેલું છે કે: રાજા પુરૂરવાનો

અધિકાર સમુદ્રમાના ત્રયોદશ દ્વીપોમા વિસ્તરેલો હતો " એ જ પ્રમાણે સગર તથા તેના સાઠ હજાર પુત્રોની કથાનો કર્નલ્ ટૉડ્ મહાશયે પોતાના લખેલા 'રાજસ્થાનના ઇતિહાસ' નામક ગ્રથના પ્રથમ પુસ્તકના ૬૦૨ પૃષ્ઠમા એવા પ્રકારનો અર્થ કરી બતાવ્યો છે કે "સગર નામક રાજાનો સમુદ્ર ઉપર પણ અધિકાર હોઈને તેના નાવિકોની સંખ્યા સાઠ હજારની હતી " હવે અહીં કોઈ પણ મનુષ્ય એવી શકાને દર્શાવી શકે તેમ છે કેઃ 'આના અત્યત પુરાતન કાળમા જેમના બળથી સમસ્ત પૃથ્વીને જીતી શકાય તેટલી વિશાળ સખ્યામા સૈનિકોને એ રાજા ક્યાથીને કેવી રીતે મેળવી શક્યો હતો ?' ભારતીય યુદ્ધમા થયેલા માનવસહાર અને ત્યાર પછી અલ્પ સમયમા જ ભરતખડમાથી ભારતબાહ્ય દૂર દૂરના પ્રદેશોમા સ્થાયી નિવાસ કરવામાટે ચાલ્યા ગયેલા લોકોની લક્ષાવધિ પર્યન્ત પહોચી ગયેલી સખ્યા આદિકનો જો વિચાર કરવામા આવે તો ભારતીય યુદ્ધકાળથી પૂર્વે ભરતખડની માનવવસતી અતિશય વિશાળ હતી, એવુ અનુમાન બહુધા નિશ્ચયના રૂપમા જ આપણાથી કરી શકાય તેમ છે બ્રિટિશ જનરલ સર હૅમિલ્ટને રૂસો જાપાનીસ યુદ્ધનુ પ્રત્યક્ષ નિરીક્ષણ કરીને તે યુદ્ધવિષયક જે કેટલાક ટિપ્પણોને એક પુસ્તકના રૂપમાં પ્રકટ કરેલાં છે, તે ટિપ્પણગ્રથમા તે મહાશયે એક સ્થળે એ ટિપ્પણ આપેલું છે કે "ઉત્તર હિન્દુસ્થાન તથા નેપાળ આદિક પ્રદેશોમા લડાયક જાતિના વિપુલસખ્ય તથા યોગ્યતાધારક રણયોધ મનુષ્યો વિદ્યમાન હોઇને જો તેમને સુદક્ષ સેનાપતિના નેતૃત્વ તળે રણભૂમિમાં મોકલવામા આવે, તો તેઓ યૂરોપમાની કૃત્રિમ સમાજવ્યવસ્થાના આગારને તેના મૂલ ( પાયા ) પર્યન્ત હચમચાવી નાખવાના સપૂર્ણ બળને ધરાવનારા થઇ પડે એ વાર્તા સર્વથા નિર્વિવાદ છે ! "* 'કૉન્ટેમ્પરરી રિવ્યુ' ( "Cont-

* "There is material in North of India and in Nepal sufficient and fit, under good leadership to shake the

mporary Review") નામક માસિક પત્રના ઇ. સ. ૧૮૮૮ના જૂન માસના અંકમાં મિસ્ટર ટાઉનશૅંડ નામક એક પાશ્ચાત્ય વિદ્વાને એ જ વિષયપરત્વે પોતાનો જે અભિપ્રાય દર્શાવ્યો છે તે અભિપ્રાય તો વળી એના કરતાં ય અધિક તીવ્ર તથા સ્પષ્ટતર છે. "પ્રશિયામાંની ફરજિયાત સૈનિક શિક્ષણપદ્ધતિને જો હિન્દુસ્થાનમાં પણ પ્રચલિત કરી દેવામાં આવે, તો દ્વીપો તથા સ્થાનિક સૈન્યોને વર્જ્ય કરતાં ત્યાં પચીસ લાખ સૈનિકોની નિરંતર દકાયમાન રહેનારી સેના તૈયાર થઇ જાય તેમ છે અને તે શિક્ષણશાળામાં પ્રતિવર્ષ આઠ લાખ નવીન વિદ્યાર્થીઓ સૈનિક શિક્ષણની પ્રાપ્તિમાટે આવ્યા કરશે;" એમ દર્શાવીને જે ટાઉનશૅંડે ચિરસ્મરણીય ઉદ્‌ગાર કાઢ્યા છે તે એ છે કે: "અર્થાત્ એ સૈન્યના બળથી કેવળ એશિયાખંડને જ નહિ, કિન્તુ સમસ્ત વિશ્વને પણ પરાજિત કરી શકાય એવું એ ભારતીય સૈન્ય એ શિક્ષણના યોગે નિર્માણ થઇ શકે તેમ છે!" અત્યારના અશક્ત, દીન, હીન તથા ભયકર પરાધીનતાના બંધનમાં જકડાયલા ભારતીય હિન્દુઓની રણસંગ્રામવિષયક યોગ્યતા જ્યારે આટલી સીમા પર્યન્ત અન્ય જનોના જોવામાં આવી શકે છે ત્યારે પ્રાચીનકાલિક અત્યંત વિશાલ લોકવસતીના ક્ષાત્રધર્મ-પ્રધાન સમયમાં ભારતવાસી હિન્દુ ક્ષત્રિયો જો સમસ્ત વિશ્વને પરાજિત કરવાની પર્યાપ્ત યોગ્યતા ધરાવતા હોય, તો તેમાં આશ્ચર્ય જેવું છે જ શું અને હોઇ પણ શું શકે તેમ છે વારુ? અસ્તુ

હવે એ અતિપ્રાચીન કાળને ત્યજીને કિંવા એ અતિપ્રાચીન કાળની સીમામાંથી કિંચિત્ બહિર્ગત થઇને આપણે કાંઇક આ તર્કના કાળમાં આવી લાગીએ એટલે ૧૮ીની નામક એક ઇતિહાસકારના કથનદ્વારા એ વાર્તા આપણા જાણવામાં આવી શકે છે કે એક સમય એવો પણ હતો કે જે સમયમાં ઇરાન દેશની ત્રણચતુર્થાંશ

artificial society of Europe to its foundation" Sir Ian Hamilola, *Scrap Book on the Russo-Japanese War*; page 107

જેટલી ભૂમિ ભારતવાસી ક્ષત્રિય રાજ્યકર્તાઓના અધિકારમાં હતી. ખુરાનદેશનો સામાન્યતઃ જેને બૃહદ કહી શકાય તેટલો ભૂમિભાગ માસિડોનિયન્ લોકોએ ભારતીય હિન્દુઓને આપી દીધો હતો, એ વાતોને સ્ટ્રેબો જેવા ઇતિહાસલેખક પણ પ્રાંજલતાપૂર્વક વ્યક્ત કરી દીધી છે. અફગાનિસ્થાનમાંના ગજની નામક નગરને ગજસિંહ નામક એક ભારતવાસી યાદવવંશી રાજાએ જ વસાવ્યું હતું એ વાતોની વાસ્તવિકતા એ નગરના નામમાં પણ સ્પષ્ટ દેખાઇ આવે છે. જેસલમીરના યાદવવંશી ક્ષત્રિય કિંવા રાજપૂત રાજ્યકર્તાઓની ખ્યાતો કિંવા કથાઓમાં એ વાતોનો સ્પષ્ટ સ્વરૂપમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે: " ભારતીય યુદ્ધની ઘોરતમ ઘટના ઘટી ગયા પછી ભારતવાસી યાદવવંશના ક્ષત્રિયો પશ્ચિમ દિશામાં પ્રયાણ કરી ગયા હતા અને તેમણે ગજનીથી આરંભીને સુમરકન્દ પર્યંત પોતાના રાજ્યની સ્થાપના કરી દીધી હતી: પરંતુ ત્યાર પછી ઇસ્લામનો જન્મ થતાં ઇસ્લામના ધર્માન્ધ અનુયાયી એટલે કે પોતાને મુસ્લિમ, મુસલમાન કિંવા ઇસ્લામી આદિક નામોથી ઓળખાવનારા આતતાયી લોકોની ધર્માન્ધતામયી ધૂમશ્રકીનો ત્યાં આરંભ થઇ જવાથી તેઓ ત્યાંથી પાછા સિંધુ નદીની આ બાજૂના પ્રદેશમાં ચાલ્યા આવ્યા હતા અને એ સ્થાનમાં તેમણે પોતાના સ્થાયી નિવાસની વ્યવસ્થા કરી લીધી હતી. મેવાડના વર્તમાન રાજવંશ અથવા મેવાડના મહારાણાઓના મૂલપુરુષ બાપ્પા રાવળે ચિતોડમાં પોતાના રાજવંશની સત્તાને સ્થાપી દીધા પછી ખુરાસાનમાં જઇને ત્યાં પણ પોતાના રાજ્યને સ્થાપી દીધું હતું. અર્થાત્ ઇસ્લામ નામક મજહબની સ્થાપનાના સમયની લગભગમાં અફગાનીસ્થાન, ઈરાન તથા મધ્ય એશિયામાં ભારતવાસી ક્ષત્રિયજાતિનાં હિન્દુરાજ્યો અવશ્ય અસ્તિત્વ ધરાવતાં હતાં, એ પ્રમાણેની પોતાની માન્યતાને કર્નલ ટાડ મહાશયે પોતાના ' રાજસ્થાનના ઇતિહાસ 'ના દ્વિતીય પુસ્તકના ૨૨૨ થી ૨૩૧ સુધીનાં પૃષ્ઠોમાં વિસ્તૃત સ્વરૂપમાં વ્યક્ત કરી બતાવી છે.

સેલ્યુકસનો પ્રતિનિધિ મેગાસ્થનીસ ઍન્ટિઓકસ તથા ટાલેમિ નિશિયસનો પ્રતિનિધિ ડિમેકસ અને દ્વિતીય ટાલમીનો પ્રતિનિધિ ઓસિલિસ એ સર્વ વિદેશવાસી રાજપ્રતિનિધિઓ (વકીલો કિંવા એલચીઓ) મગધરાજ ચન્દ્રગુપ્ત તથા તેના પુત્ર કિંવા ઉત્તરાધિકારી અમૃતઘટની રાજસભામાં આવ્યા હતા. ઇ. સ. થી પૂર્વે ૨૧૦ ની લગભગના સમયમાં ઍન્ટિઓકસ (ધિ ગ્રેટ) નામક વિદેશી રાજ્યકર્તાએ ભારતીય સુભગસેન નામક હિન્દુ રાજા સાથે સંયોગસંધિ કર્યો હતો; પરંતુ ત્યાર પછી એ ઉભય રાજ્યકર્તાઓનો પારસ્પરિક અસંતોષ થઇ જવાની ઘટના ઘટી હતી અને તેના પરિણામે અંતે સુભગસેને ઍન્ટિઓકસનો યુદ્ધમાં પરાજય કરીને સંહાર પણ કરી નાખ્યો હતો, એ ઘટનાનો કર્નલ ટૉડ મહાશયના 'રાજસ્થાનના ઇતિહાસ' નામક ગ્રંથના દ્વિતીય પુસ્તકના ૨૩૦ મા પૃષ્ઠમાં ઉલ્લેખ કરાયલો છે. સેલ્યુકસ નામક ગ્રીક રાજાએ તો પોતાની કન્યાને હિન્દુ સમ્રાટ્ ચન્દ્રગુપ્તનાં ચરણોમાં સમર્પી દીધી હતી; ગ્રીસમાંથી એ રાજકન્યા સાથે અનેક રૂપસુંદરી તથા નવયુવતી દાસીઓ પણ ભારતવર્ષમાં આવી હતી અને તે સમયથી યવનજાતિની દાસીઓને અંતઃપુરમાં રાખવાની પ્રથાનો ભારતીય હિન્દુ રાજ્યકર્તાઓએ આરંભ કરી દીધો હતો. એ યવનજાતિની દાસીઓને તેમનાં મૂલ્ય આપીને પણ લાવવામાં આવતી હતી તેમ જ ખંડણી તરીકે પણ સ્વીકારવામાં આવતી હતી. એ યવનજાતિની યુનાનદેશવાસિની યુવતી દાસીઓ હિન્દુ રાજાઓનાં અંતઃપુરોમાં રહીને તેમની સર્વ પ્રકારની સેવાઓ કરતી હતી. ઇરાનના 'આદિલ' ઉપનામથી ઓળખાતા મહાકીર્તિશાળી નૌશીરવાન્ નામક સમ્રાટે પણ પોતાની રાજકુમારીનો ચિત્તોડના મહારાણા સાથે લગ્નસંબંધ કરાવી દીધો હતો. ભારતવર્ષના માલવદેશની ઉજ્જયિની નામક રાજધાનીના અધીશ્વર હિન્દુ રાજાનો ઑગસ્ટસ નામક વિદેશી સમ્રાટ્ સાથે પત્રવ્યવહારવિષયક ઘનિષ્ટ સંબંધ હતો, એ વાર્તાનો જસ્ટિન્ નામક ગ્રંથકારે પોતાના ગ્રંથમાં

ઉલ્લેખ કરેલો છે. ભરતખંડમાંથી આવેલા રાજપ્રતિનિધિયો એ ઑગસ્ટસ નામક સમ્રાટને સામોસ નામક સ્થાનમાં મળ્યા હતા અને તેમણે પોતાના ભારતીય હિન્દુ રાજ્યકર્તાઓ તરફથી મોતી, મુક્તાફળ તથા હીરા માણિક્ય આદિ વસ્તુઓ તેને નજરાણા તરીકે આપી હતી. એ ઉપરાંત ભારતવર્ષમાંથી ચાર પ્રતિનિધિયો ક્લૉડિયસ્ નામક વિદેશી રાજ્યકર્તાની રાજસભામાં એક વાર આવ્યા હતા, એ વાર્તાનો પ્લીની નામક ગ્રંથકારે પોતાના ગ્રંથમાં ઉલ્લેખ કરેલો છે. એ ભારતીય રાજપ્રતિનિધિયોદ્વારા જ પ્લીનીને લંકા નામક દેશની માહિતી મળી હતી અને તે વૃત્તાંતને તેણે પોતાના ગ્રંથમાં લિપિબદ્ધ કરી દીધો હતો. ટ્રાજન તથા ઍંટોનિયસ પાયસ નામક રોમન સમ્રાટોની રાજસભાઓમા પણ એવી જ રીતે એ વાર હિન્દુસ્થાનમાંથી હિન્દુ રાજ્યકર્તાઓના રાજપ્રતિનિધિયો પધાર્યા હતા અને રોમ તથા ભરતખંડનો આવા પ્રકારનો પારસ્પરિક રાજનૈતિક સંબંધ ઇ. સ. ૫૩૦ પર્યન્ત અખંડ ચાલતો રહ્યો હતો. દક્ષિણ ભારતમાં ઈ. સ. થી પૂર્વે પંચમ શતાબ્દિમાં ( એટલે કે આજથી લગભગ ૨૫૦૦ વર્ષ પૂર્વે ) પાંડ્ય નામક રાજવંશના રાજ્યની સ્થાપના થઇ હતી અને ત્યાર પછી કેટલાંક વર્ષ વીતી ગયા કેડે એ પાંડ્ય રાજ્યનો એક રાજપ્રતિનિધિ ઑગસ્ટસ નામક રોમન સમ્રાટની રાજસભામાં આવેલો હોવાથી સીરિયા નામક સ્થાનમાં એ ઉભયના સંમેલનની ઘટના ઘટી હતી, એવો ઉલ્લેખ સ્ટ્રેબો નામક ગ્રંથકારના ગ્રંથમાં કરાયલો છે. એ દક્ષિણ ભારતીય રાજપ્રતિનિધિ સાથે એક બ્રાહ્મણ પણ એથેન્સમાં ગયો હતો અને ત્યાં કોઇ વિશિષ્ટ કારણવશાત્ તે બ્રાહ્મણે પ્રજ્વલિત અગ્નિની ગગનગામિની જ્વાલામાં પ્રવેશીને પોતાના દેહને ભસ્મીભૂત કરી નાખ્યો હતો, એટલે એ ઘટનાના સાક્ષાત્કારથી ગ્રીક લોકોના આશ્ચર્યનો સ્વાભાવિક જ અવધિ થઇ ગયો હતો. સીરિયાના રાજા ઍંટિઓકસ, ઈજિપ્તના રાજા ટૉલમી ફિલેડેલ્ફસ, મૅસિડોનના રાજા ઍંટિગોનસ ગોનેટસ, કેરિનીના

રાજા મગમ અને એપિરમના રાજા દ્વિતીય એન્ટીગોનસ એ ના મી રાજાઓના નામો હિન્દુ સમ્રાટ અશોકના શિલાલેખોમા આવેલા છે

ભારતીય યુદ્ધની ઘોરતમ ઘટના ઘટી ગયા પછી ભરતખડમ કલિયુગનો આરભ થતાં ભરતખડની સાર્વત્રિક કિવા સાર્વપક્ષીય અખડ અધોગતિ કિવા અવનતિનો જ ક્રમ ચાલી રહ્યો હતો છતાં પણ ભરતખડના સબધમા ભરતખડથી બાહ્ય જગતમાના પ્રદેશમા એક પ્રકારની પૂજ્યભાવના, આદરબુદ્ધિ તથા મમાદર બીતિનો ક્રમ દીર્ઘકાલપર્યન્ત ચાલતો રહ્યો હતો હિંદુભાગ્યના અધ પાતના અવસરમા ય અમન્દ્રેન્દ્ર ( એનેક્ઝાંડર ધિ ગ્રેટ )ના ભારતવર્ષ પરના આક્રમણના સમયપર્યન્ત ભારતીય હિન્દુ ક્ષત્રિયોએ અનેક વિદેશી લોકોનાં આક્રમણોને પ્રચડ શૌર્યપૂર્વક નિષ્ફળ કરી નાખ્યા હતા અને ક્યાંઈ પણ વિદેશી રાજ્યની પોતાના દેશમાં સ્થાપના થવા દીધી ન હતી સેમિરામિસ નામક રાણીના રાજત્વકાળમા અસીરિયા નામક સામ્રાજ્યની વૈભવશાલિતા તથા વિજયશાલિતા ઉત્કર્ષની અતિમ સીમાપર્યન્ત જઈ પહોચેલી હોઈને એ મહત્ત્વાકાંક્ષિણી મહારાણીએ ત્રણ ત્રણ વર્ષ જેટલા દીર્ઘકાલાવધિનો યુદ્ધની પ્રચડ તૈયારીઓમા ભયકર ભોગ આપ્યા પછી ભારતવર્ષ ઉપર આક્રમણ કર્યું હતુ એ આક્રમણની વેળાયે તેના સૈન્યમા ત્રણ લાખ પદાતિ સનિકો તથા પાચ લાખ અશ્વારોહી સૈનિકો હતા બે હજાર નૌકાઓ હતી અને તે ઉપરાત અનેક કૃત્રિમ હસ્તીઓને પણ ઊંટોના પૃષ્ઠભાગમા ચલાવીને તેણે પોતાની સાથે લઇ લીધા હતા એવા ઉલ્લેખો પણ આપણને મળી આવે છે પરતુ તે મહા ધા મહારાણીના એ મહાપ્રચડ સૈન્યનો ભારતીય ક્ષત્રિય મહારણશૂર મહારથી યોદ્ધાઓના રણકૌશલ્યયુક્ત નિર્ભય શૌર્યના પ્રતાપે એટલી સીમાપર્યન્ત ભારતવર્ષની રણભૂમિમાં સહાર થઇ ગયો હતો કે તેના એ પ્રચડ સૈન્યનો એકતૃતીયાશ જેટલો ભાગ પણ ભાગ્યે જ સજીવન અવસ્થામ પોતાના દેશના દર્શન કરવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકયો હતો ! કેટલાક ઇતિહાસલેખકોના

ઉલ્લેખોને જો સત્ય માનવામાં આવે તો એ સંગ્રામમાં જ વિજિગીષુ સેમિરામિસ રાણીનો પોતાનો ભારતીય વીરનરોના શસ્ત્રથી દેહાંત થઇ ગયો હતો અને ભારતવિજયવિષયક તેની મહત્ત્વાકાંક્ષાનો પણ તેના પોતાના પ્રાણાન્ત સાથે શાશ્વત અન્ત થઇ ગયો હતો ! મહાન્ અલક્ષેન્દ્ર સાથેના સંગ્રામમાં ભારતીય હિન્દુ ક્ષત્રિયોએ પોતાની પરાક્રમશીલતાનો કેટલી સીમા પર્યન્ત પ્રચંડ પરિચય કરાવ્યો હતો અને અંતે પારસ્પરિક કુસંપ તથા બંધુદ્વેષ આદિક આભ્યંતર શત્રુઓના પંજામાં સપડાઇ જવાથી જ ભારતવર્ષમાં વિદેશી તથા વિધર્મી આક્રમણકારકોની સત્તાનો ઉત્કર્ષ કેવા સંયોગોમાં થઇ શક્યો હતો, એ વિષય અતઃપૂર્વ એક સ્વતંત્ર પ્રકરણમાં પર્યાપ્ત પરિમાણમાં ચર્ચાઇ ગયેલો હોવાથી એ વિષયની પુનરુક્તિની અહીં અમોને કોઇ પણ પ્રકારની આવશ્યકતા નથી દેખાતી અસ્તુ; ત્યારે હવે આપણે ભારતવાસી હિન્દુજાતિની પ્રાચીનતમ સંસ્કૃત ભાષા તથા પ્રાચીન ' દેવનાગરી ' લિપિ તેમ જ હિન્દુઓના અત્યુત્કર્ષ ગૌરવપરિચાયક વિશાળતમ સંસ્કૃત સારસ્વત (વાઙ્મય કિંવા સાહિત્ય)ની હિરણ્યગર્ભતા કિંવા સર્વશ્રેષ્ઠતાની સમીક્ષાના સત્કાર્યમાં અગ્રગામી થઇ જઇએ એ જ વિશેષ ઉત્તમ છે; કારણ કે, આ વિશ્વમાંના કોઇ પણ સુસભ્ય તથા ઉન્નતિશીલ રાષ્ટ્રની સભ્યતાવિષયક ઉન્નતિ તથા સર્વશ્રેષ્ઠતાનો નિશ્ચય સર્વથી પ્રથમ તે રાષ્ટ્રની ભાષા, તે રાષ્ટ્રની લિપિ કિંવા વર્ણમાલા તથા તે રાષ્ટ્રના નાનાવિધ સાહિત્યના થયેલા વિકાસદ્વારા જ કરી શકાય છે એટલે ભારતવાસી હિન્દુઓની હિરણ્યગર્ભતાનાં આદિપરિચાયકસ્વરૂપ એ સાધનોની સમીક્ષાની અહીં સર્વથી પ્રથમ આવશ્યકતા હોય, એ વાર્તા સર્વથા સ્વાભાવિક છે.

---

# પ્રકરણ ૮ મું

## સંસ્કૃત ભાષા, લિપિ તથા સાહિત્ય

આ સુવિશાળ સૃષ્ટિમાંના કોઈ પણ જાગૃત કિંવા અસભ્ય લોકોની જીવનઘટનાની ઉપર દૃષ્ટિપાત કરતાં જે પરિસ્થિતિ સર્વથી પ્રથમ આપણા જોવામાં આવી શકે છે તે પરિસ્થિતિ એ હોય છે કે ભાષાનો આરંભ અથવા ઉદ્ભવ એ જાગૃત કિંવા અસભ્ય માનવ સમાજમાં જ થતો રહે છે. ભાષામાંના ભિન્નભિન્ન ધ્વનિઓના ભિન્નભિન્ન ચિહ્નોને યોજીને તેની લિપિનું નિર્માણ થતાં સુધી વચ્ચે એ ચિહ્નોના 'લિપિ' નામ વિકાસની નિસર્ગક્રિયામાં ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં દીર્ઘ સમય વીતી જવાની આવશ્યકતા સર્વથા અનિવાર્ય હોય છે અને એ સમય વીતી જતાં જ્યારે ધ્વનિદર્શક અક્ષરાત્મિકા લિપિ કિંવા વર્ણમાલાનું અંતિમ તથા નિશ્ચયાત્મક અપરિવર્તનીય નિર્માણ થઈ જાય છે ત્યારે એવા પ્રકારની લિપિને ધરાવનાર માનવ સમાજને સંસ્કૃતિની ઉચ્ચતમ પદવી ઉપર આસીન કિંવા વિરાજમાન થયેલા સુસભ્ય માનવસમાજ તરીકે સ્વીકારવામાં આવે છે અને એ કોઈ પણ માનવસમાજની સાંસ્કૃતિક પરીક્ષાની પદ્ધતિ સત્ય ઉત્તમ તથા સકારણ છે એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ. અસ્તુ. એ ભાષા તથા લિપિના દીર્ઘ કાલ પર્યંત પ્રચારના યોગે ધીમે ધીમે તે ભાષાધારક તેમ જ લિપિધારક માનવસમાજમાં સારસ્વત, વાઙ્મય કિંવા સાહિત્યના નિર્માણનું કાર્ય પણ થવા માંડે છે અથવા થતું રહે છે. સારાંશ કે કોઈ પણ રાષ્ટ્રની સંસ્કૃતિ બૌદ્ધિક વૈભવશીલતા તથા મહત્તા આદિકના અંતિમ પરિણામ કિંવા અંતિમ સ્વરૂપ વિષયક નિર્ણયનાં જો કોઈ પણ ઉત્કૃષ્ટ સાધનો આ સંસારમાં અસ્તિત્વ ધરાવતાં હોય તો તે કોઈ પણ રાષ્ટ્રનાં પોતાનાં ભાષા લિપિ તથા વિશેષત સાહિત્યરત્ન કિંવા સારસ્વત-નિર્માણ આદિક સાધનો જ હોય છે કારણ કે કોઈ પણ રાષ્ટ્રની

વિદ્વત્તા, બુદ્ધિમત્તા કિંવા દક્ષતા, સંસ્કૃતિ, વિદ્યા, કલા તથા નાનાવિધ ( ધાર્મિક, નૈતિક, સામાજિક તથા રાજનૈતિક આદિક ) સુધારણાઓના ઉલ્લેખો ન્યૂનાધિક પરિમાણમાં તે રાષ્ટ્રના વાઙ્મય કિંવા ગ્રંથભંડારમાં અવશ્ય ન્યૂન કિંવા અધિક પરિમાણમાં કરાયલા હોય છે; કોઇ પણ રાષ્ટ્રનું વાઙ્મય તે રાષ્ટ્રનાં પોતાનાં બુદ્ધિવૈભવ તથા મનોરચના આદિકનું એક સ્પષ્ટ તથા નિર્ભ્રાન્ત ચિત્ર જ હોય છે અને તે રાષ્ટ્રના ઉચ્ચાર, આચાર તથા વિચાર આદિકનો પણ તે રાષ્ટ્રના સાહિત્યમાં દર્પણમાં દેખાતા આપણા પોતાના મુખ પ્રમાણે અત્યંત સ્પષ્ટ તથા નિર્મલ સ્વરૂપમાં આપણને સાક્ષાત્કાર થતો રહે છે. આ સમસ્ત કારણોથી જ સમાજશાસ્ત્રવેત્તાઓ તથા ઇતિહાસકારો કોઇ પણ એક વિશિષ્ટ રાષ્ટ્રની ઉત્તમ કિંવા અધમ સ્થિતિ તથા તે રાષ્ટ્રની સંસ્કૃતિની પદવી તથા તેના સ્વરૂપનો નિર્ણય કરતી વેળાયે તે રાષ્ટ્રનાં ભાષા, લિપિ તથા સાહિત્ય આદિક સાધનોનો જ સર્વથી પ્રથમ વિચાર કરતા રહે છે. **ભાર**તીય હિન્દુઓની સંસ્કૃત ભાષા, **ભાર**તીય હિન્દુઓની દેવનાગરી લિપિ અને **ભાર**તીય હિન્દુઓનો સાહિત્યભંડાર; માત્ર એટલું જ નહિ, પણ **ભાર**તીય હિન્દુઓની એ પ્રાચીન સંસ્કૃત ભાષા, પ્રાચીન દેવનાગરી લિપિ તથા પ્રાચીન સંસ્કૃત સાહિત્યસરિતામાંથી અપત્યરૂપે નિર્માણ થયેલી હિન્દુસ્થાનમાંની અનેક પ્રાંતીય ભાષાઓ, લિપિયો તથા સાહિત્યસ્રોતોની આ વિશાળ વિશ્વમાંની કોઇ પણ પ્રાચીન તથા અર્વાચીન **ભાર**તબાહ્ય ભાષા, લિપિ તથા વૈદેશિક વાઙ્મય સાથે નિષ્પક્ષપાતિની તુલના કરી જોતાં **ભાર**તીય હિન્દુઓની ભાષા, લિપિ તથા સાહિત્યવિષયક નિર્વિવાદ શ્રેષ્ઠતા કિંવા હિરણ્યગર્ભતાનો સંતોષદાયક સાક્ષાત્કાર અત:પૂર્વ અનેક દેશી તથા વિદેશી વિચારશીલ વિદ્વાન્ પુરુષોને થઇ ચૂકયો છે, અત્યારે પણ થતો રહે છે અને સંભવતઃ ભવિષ્યમા પણ અપરિમિત કાલપર્યન્ત થતો રહેવાનો છે.

સંસ્કૃતભાષાભિજ્ઞ પાશ્ચાત્ય પંડિતોના સમાજમાં સર વિલિયમ જોન્સ નામક પાશ્ચાત્ય પંડિત મહાશય બૌદ્ધિક કુશાગ્રતા તથા મર્મજ્ઞતા આદિક ગુણોની વિશેષતાના કારણથી અગ્રગણ્ય પાશ્ચાત્ય પંડિત તરીકેની પોતાની ખ્યાતિને સર્વત્ર વિસ્તારી ગયા છે અને તેથી સંસ્કૃત ભાષા તથા સંસ્કૃત સાહિત્યવિષયક તેઓ શ્રીમાનના અભિપ્રાયો અત્યાર સુધી પણ આદરણીય તથા અખંડનીય સર્વમાન્ય અભિપ્રાયો તરીકે સ્વીકારાય છે એ સર વિલિયમ જોન્સ મહાશયે પોતાના 'એશિયાટિક રિસર્ચિસ' નામક ગ્રંથના પ્રથમ ભાગના ૪૨૨ મા પૃષ્ઠમાં આપણી પ્રાચીનતમ સંસ્કૃત ભાષાની અલૌકિક શ્રેષ્ઠતા તથા વિશિષ્ટતાના સંબંધમાં જે નૈનિક ઉલ્લેખ કરેલો છે તે એ છે કે સંસ્કૃત ભાષાનું સ્વરૂપ અદ્ભુત તથા સંસ્કૃત ભાષાની ઘટના આશ્ચર્યકારિણી હોઈને તેની રચના ગ્રીક ભાષા કરતા અધિકતર પરિપૂર્ણ છે અને તેની શબ્દસંપત્તિ લૅટિન ભાષાની શબ્દસંપત્તિ કરતા ય વિશાલતર છે માત્ર એટલું જ નહિ પણ સંસ્કૃત ભાષામાં જે અદ્વિતીય સુસંસ્કૃતતા સર્વત્ર વિદ્યમાન દેખાયા કરે છે તે સુસંસ્કૃતતાનો ગ્રીક તથા લૅટિન એ ઉભય પ્રાચીન ભાષાઓમાં ક્યાંય અંશમાત્ર પણ આપણા જોવામાં નથી આવી શકતો × એ જ પાશ્ચાત્ય પંડિતે પોતાના એ જ ગ્રંથના પ્રથમ ભાગના ૩૬૦ મા પૃષ્ઠમાં વળી એ ઉલ્લેખ પણ કર્યો છે કે 'સંસ્કૃત ભાષામાંના દીર્ઘ સમાસો જેટલા દીર્ઘ સમાસો આ જગત્‌માંની અન્ય કોઈ પણ ભાષામાં અસ્તિત્વ નથી ધરાવતા કારણ કે, સંસ્કૃત ભાષામાં કેટલેક સ્થળે ૨૫ અક્ષરોની દીર્ઘતમ સંખ્યાને ધરાવનારા સમાસો પણ મારા જોવામાં આવેલ છે।" 'એડિન્બરો

× More perfect than the Greek, more copious than the Latin and more exquisitely refined than either '

Asiatic Researches Vol I page 360

રિવ્યુ ' નામક માસિક પત્રના ૩૩ મા વર્ષના ૪૩ મા પૃષ્ઠમાં અનેક ભાષાકોવિદ પ્રોફેસર બૉપ નામક પાશ્ચાત્ય પંડિતે સંસ્કૃત ભાષાની અલૌકિક શબ્દસંપત્તિ તથા સુંદરતાના સંબંધમાં પોતાના એવા અભિપ્રાયને લિપિબદ્ધ કરી બતાવ્યો છે કેઃ " ગ્રીક તથા લૅટિન ભાષા કરતાં સંસ્કૃત ભાષા અધિક પરિપૂર્ણ તથા શબ્દસંપન્ન હોઇને એ ઉભય ભાષાઓ કરતાં સંસ્કૃત ભાષામાં સૌન્દર્ય તથા વક્તૃત્વનો ભંડાર પણ અતિશય અધિક પરિમાણમાં ભરેલો છે ! " પોતાના ' ભાષાવિજ્ઞાન ' ( ' Science of Language ' ) નામક ગ્રંથના ૨૦૩ પૃષ્ઠમાં અધ્યાપક મૅક્સમૂલર મહાશયે પોતાના એવા સ્પષ્ટ અભિપ્રાયને પ્રકાશિત કરી દીધો છે કેઃ " સંસ્કૃત સર્વ ભાષાઓની ભાષા ( Language of Languages ) છે ! જ્યોતિર્વેત્તાઓનો જે સંબંધ ગણિત સાથે હોય છે તે અથવા તેવા જ પ્રકારનો સંસ્કૃત ભાષાનો ભાષાશાસ્ત્ર સાથેનો ઘનિષ્ટ સંબંધ જડાયલો છે, એ વિધાન અક્ષરશઃ સત્ય તથા નિર્વિવાદ છે ! " ઉપર જે અનેક ભાષાકોવિદ બૉપ નામક પાશ્ચાત્ય પંડિતના અભિ-પ્રાયને ઉદ્ધૃત કરવામાં આવ્યો છે તે બૉપ મહાશયે ઇ. સ. ૧૮૪૮ માં સંસ્કૃત તથા ઇતર આર્યભાષાઓના તુલનાત્મક વ્યાકરણના વિષયને ચર્ચતો એક ગ્રંથ લખ્યો હતો તે સમયથી જ પાશ્ચાત્યોના તૌલનિક ભાષાશાસ્ત્રનું નિર્માણ થયેલું હોવાથી યૂરોપીયનોને સંસ્કૃત ભાષા તથા સંસ્કૃત સાહિત્યનો પરિચય થવાથી જ એ તૌલનિક ભાષાશાસ્ત્રનો જન્મ થયો હતો, એ વાર્તાને સર વિલિયમ હન્ટર મહાશયે પોતાના લખેલા ' ગૅઝેટીઅર ઑફ ઇન્ડિયા ' નામક ગ્રંથના ૨૬૪ મા પૃષ્ઠમાં પ્રાંજલતાથી સ્વીકારેલી છે અને એ વાર્તા અક્ષરશઃ સત્ય તથા યથાર્થ છે ' ઐતિહાસિક શોધ ' ( 'Historical Researches ' ) નામક ગ્રંથના દ્વિતીય પુસ્તકનાં ૧૦૯ તથા ૧૧૦ મા પૃષ્ઠમાં પ્રોફેસર હીરન્ નામક પાશ્ચાત્ય પંડિતે સંસ્કૃત ભાષાની શ્રેષ્ઠતાને જે શબ્દોદ્વારા સ્વીકારેલી છે તે શબ્દોએ કે

ભાષામાના એક વસ્તુવાચક અનેક શબ્દોના અસ્તિત્વના યોગે જ સૌન્દર્ય, વિવિધતા, સૌષ્ઠવ તથા ઓજસ્વિતાનો આવિર્ભાવ થતો રહે છે એ વાત મધ્યાહ્ન સૂર્ય સમાન સ્પષ્ટ હોવાથી જો કોઇ પણ ભાષામાં એક વસ્તુવાચક અનેક શબ્દોને બદલે એકેક શબ્દ જ અસ્તિત્વ ધરાવતો હોત તો તે ભાષામા કાવ્ય, વક્તૃત્વ, વાઙ્મય તથા બુદ્ધિવિલાસ એમાની કઇ વસ્તુ અવશિષ્ટ રહી શકી હોત વારુ ? " ( જુઓ મિ૰ નકૃત હિન્દુસ્થાનનો ઇતિહાસ " ( અંગ્રેજી ). દ્વિતીય પુસ્તક, પૃષ્ઠ ૯૧ ) સુવિખ્યાત જર્મન પંડિત શ્લેગેલ મહાશયે સંસ્કૃત ભાષાની સર્વશ્રેષ્ઠતાને સ્વીકારતા જે પ્રાઞ્જલતાપૂર્ણ ઉદ્‌ગારો પોતાના લખેલા " Histoty of Literature " નામક ગ્રંથના પૃષ્ઠ ૧૦૫, ૧૦૬ તથા ૧૦૭ મા–મા કાઢી બતાવ્યા છે તે ઉદ્‌ગારોનો સારાંશ એ છે કે " સંસ્કૃત ભાષા વસ્તુત ' સુસંસ્કૃતા ' તથા પરિપૂર્ણ હોઇને વર્ટના, વ્યાકરણ-વિષયક નિયમ તથા શબ્દસંપત્તિ આદિક વિષયોમા ગ્રીક ભાષા જેવી જ છે, માત્ર એટલુ જ નહિ, પણ સંસ્કૃત ભાષાની રચના ગ્રીક ભાષાની રચના કરતા અધિક પ્રમાણબદ્ધ હોવાથી અધિક સરળ કિંવા સાહજિક છે ગ્રીક ભાષાના ઘટનાસૌન્દર્ય તથા કોઇ પણ પ્રકારના અર્થને નિષ્પ્રમાદ સ્વરૂપમાં વ્યક્ત કરી બતાવવાના લૅટિન ભાષાના સામર્થ્યનો સંસ્કૃત ભાષામા સંપૂર્ણ સાક્ષાત્કાર કરી શકાય છે એ ઉપરાંત સંસ્કૃત ભાષાના મૂળ ધાતુ ફારસી તથા જર્મન ભાષામાના ધાતુઓના સાદૃશ્યને ધરાવનારા હોઇને એ ઉભય ભાષાઓમાના ઉત્સાહ તથા ઓજનો સંસ્કૃત ભાષામા સંપૂર્ણ સમાવેશ જોવામા આવ્યા કરે છે ગ્રીક ભાષાની શબ્દસંપન્નતા, રોમન ભાષાની ગંભીરતા તથા ઓજસ્વિતા અને હિબ્રુ ભાષામાની દૈવિક સ્ફૂર્તિ આદિકનો સંસ્કૃત ભાષામા એકત્ર નિવાસ થયેલો છે વ્યાકરણદૃષ્ટિની પ્રમાણબદ્ધ ઘટના તથા તેના પરિપૂર્ણ વિકાસની દૃષ્ટિથી વિચાર કરતાં સંસ્કૃત ભાષાની શ્રેષ્ઠતા ગ્રીક તથા લૅટિન

કે " આ વિશ્વમાં જે જે અત્યંત સંપન્ન તથા સુસંસ્કૃત ભાષાઓ અસ્તિત્વ ધરાવે છે તે ભાષાઓના સમુદાયમાં સંસ્કૃત ભાષાને પણ યોગ્ય સ્થાન આપવાની બુદ્ધિમત્તા આપણે દર્શાવવી જ જોઈએ કારણ કે, સંસ્કૃત ભાષાની સાહિત્યસંપત્તિ પણ અત્યંત વિશાળ છે. હોમરને સંસ્કૃત ભાષામાં રચાયેલા કાવ્યો જેટલાં મનોહર તથા સુંદર છે તેટલો જ સંસ્કૃત ભાષામાંનો તત્ત્વજ્ઞાનવિષયક સાહિત્યભંડાર પણ સુસંપન્ન છે અને તત્ત્વજ્ઞાનવિષયક ભારતીય હિન્દુ સાહિત્યમાં અત્યન્ત સૂક્ષ્મ તથા અમૂર્ત કલ્પનાઓના નિદર્શક સહસ્રાવધિ પારિભાષિક શબ્દો પ્રસરેલા છે ' સંસ્કૃત ભાષાની લૅટિન ભાષા કરતાં પણ શ્રેષ્ઠતર શબ્દસંપન્નતાનો પરિચય કરાવતાં લીપેરી પાઓનિનો નામક એક પાશ્ચાત્ય પંડિતે પોતાના રચેલા ગ્રંથમાં એવા પ્રકારના ગૌરવદર્શક શબ્દો ઉચ્ચારેલા છે કે " સંસ્કૃત ભાષામાં એક જ વસ્તુના નિદર્શક અનેક શબ્દો અસ્તિત્વ ધરાવે છે ઉદાહરણાર્થ સૂર્યના અર્થને દર્શાવનાર શબ્દો ૩૦ છે, ચંદ્રવાચક શબ્દ ૨૦ છે, ગૃહવાચક શબ્દ ૨૦ છે પાષાણવાચક શબ્દ ૬ છે, પર્ણના અર્થદર્શક શબ્દ ૫ છે, કવિવાચક શબ્દ ૧૦ છે અને ગૌવાચક શબ્દ ૯ છે " એ પાઓનિનો મહાશયના આ વિધાનની નોંધ લઈને પાશ્ચાત્ય ભારતીય ઇતિહાસલેખક જૉન સ્ટુઅર્ટ મિલ્લ મહાશયે પોતાના હિન્દુજાતિવિષયક દુરાગ્રહ તથા પોતાની હિન્દુજાતિવિષયક દુષ્ટ અભિરુચિનો પોતાના ગ્રંથમાં પ્રકાશ કરી બતાવ્યો છે, અને તે એ કે ' વસ્તુતઃ એક વસ્તુનો દર્શક કોઈ પણ ભાષામાં એક જ શબ્દ હોવો જોઈએ એક જ વસ્તુના અર્થવાચક અનેક શબ્દો કદાપિ હોવા જ ન જોઈએ અને એક વસ્તુવાચક અનેક શબ્દોની અવિદ્યમાનતાને જ ભાષાના ગુરુતમ ગુણ તરીકે સ્વીકારવો જોઈએ " પરંતુ મિલ્લ મહાશયના આ મલિન વિધાનના સંબંધમાં પ્રોફેસર વિલ્સન મહાશયે જે એક ખંડનાત્મક ગંભીર પ્રશ્નને ઉપસ્થિત કરી દીધો છે તે પ્રશ્ન એ છે કે " કોઈ પણ ભાષામાં તે

ભાષામાંના એક વસ્તુવાચક અનેક શબ્દોના અસ્તિત્વના યોગે જ સૌન્દર્ય, વિવિધતા, સૌષ્ઠવ તથા ઓજસ્વિતાનો આવિર્ભાવ થતો રહે છે એ વાર્તા માધ્યાહ્ન સૂર્ય સમાન સ્પષ્ટ હોવાથી જો કોઇ પણ ભાષામાં એક વસ્તુવાચક અનેક શબ્દોને બદલે એકેક શબ્દ જ અસ્તિત્વ ધરાવતો હોત, તો તે ભાષામાં કાવ્ય, વક્તૃત્વ, વાઙ્મય તથા બુદ્ધિવિલાસ એમાની કઇ વસ્તુ અવશિષ્ટ રહી શકી હોત વારુ ? " ( જુઓ મિલ્સકૃત હિન્દુસ્થાનનો ઇતિહાસ " ( અંગ્રેજી ); દ્વિતીય પુસ્તક, પૃષ્ઠ ૯૧. ) સુવિખ્યાત જર્મન પંડિત શ્લેગેલ મહાશયે સંસ્કૃત ભાષાની સર્વશ્રેષ્ઠતાને સ્વીકારતાં જે પ્રાંજલતાપૂર્ણ ઉદ્‌ગારો પોતાના લખેલા " Histoty of Literature " નામક ગ્રંથનાં પૃષ્ઠ ૧૦૫, ૧૦૬ તથા ૧૦૭ મા-માં કાઢી બતાવ્યા છે તે ઉદ્‌ગારોનો સારાંશ એ છે કે " સંસ્કૃત ભાષા વસ્તુતઃ ' સુસંસ્કૃત ' તથા પરિપૂર્ણ હોઇને ઘટના, વ્યાકરણ-વિષયક નિયમ તથા શબ્દસંપત્તિ આદિક વિષયોમાં ગ્રીક ભાષા જેવી જ છે; માત્ર એટલું જ નહિ, પણ સંસ્કૃત ભાષાની રચના ગ્રીક ભાષાની રચના કરતા અધિક પ્રમાણબદ્ધ હોવાથી અધિક સરલ કિંવા સાહજિક છે. ગ્રીક ભાષાના ઘટનાસૌન્દર્ય તથા કોઇ પણ પ્રકારના અર્થને નિષ્પ્રમાદ સ્વરૂપમાં વ્યક્ત કરી બતાવવાના લૅટિન ભાષાના સામર્થ્યનો સંસ્કૃત ભાષામાં સંપૂર્ણ સાક્ષાત્કાર કરી શકાય છે એ ઉપરાંત સંસ્કૃત ભાષાના મૂળ ધાતુ ફારસી તથા જર્મન ભાષામાંના ધાતુઓના સાદશ્યને ધરાવનારા હોઇને એ ઉભય ભાષાઓમાંના ઉત્સાહ તથા ઓજનો સંસ્કૃત ભાષામા સંપૂર્ણ સમાવેશ જોવામાં આવ્યા કરે છે. ગ્રીક ભાષાની શબ્દસંપન્નતા, રોમન ભાષાની ગંભીરતા તથા ઓજસ્વિતા અને હિબ્રુ ભાષામાંની દૈવિક સ્ફૂર્તિ આદિકનો સંસ્કૃત ભાષામાં એકત્ર નિવાસ થયેલો છે. વ્યાકરણદૃષ્ટિની પ્રમાણબદ્ધ ઘટના તથા તેના પરિપૂર્ણ વિકાસની દૃષ્ટિથી વિચાર કરતાં સંસ્કૃત ભાષાની શ્રેષ્ઠતા ગ્રીક તથા લૅટિન

ભાષાની ગ્રેસના કરતા અત્યંત અધિક છે એ વાર્તા સ્વયમેવ સિદ્ધ થઇ જાય છે. "રૉયલ એશિયાટિક સોસાયટીના જર્નલ"ના દ્વિતીય પુસ્તકના ૮૩૪મા પૃષ્ઠમા સંસ્કૃત ભાષાની અલૌકિકતાના સંબંધમાં ટેલર નામક એક પાશ્ચાત્ય પંડિતે પોતાના એવા વિચારોને પ્રકટ કરી બતાવ્યા છે કે ભારતવર્ષમા અનેક રાજક્રાંતિયો તથા કાનપરિવર્તનો થઇ ગયેલા હોવા છતા પણ સંસ્કૃત ભાષા જેવી એક અદ્વિતીય સુસંપન્ન તથા વિવિધરૂપિણી પ્રાચીન ભાષા અદ્યાપિ પોતાના અસ્તિત્વને અવિચ્ચિન્ન તથા સુરક્ષિત રાખી રહી છે. યૂરોપની જે લૅટિન તથા ગ્રીક આદિક ભાષાઓને આપણે ક્લાસિકલ ( Classical ) કિંવા "અભિજાતા" ભાષાઓ તરીકે માનીએ કિંવા સ્વીકારીએ છીએ તે સર્વ અભિજાતા ભાષાઓની જો કોઇ પણ જનની હોય તે તે ભારતવર્ષના હિન્દુઓની અત્યંત પ્રાચીન સંસ્કૃત ભાષા જ છે અને તેથી ગ્રીક ભાષામાની કોમળતા કિંવા મૃદુતા તથા રોમન ભાષામાની ઓજસ્વિતાના સંસ્કૃત ભાષામાના ઉદ્ગમનો ભેદ પ્રથમ વાર જ્યારે યુરોપીયન માનવ સમાજના જાણવામા આવ્યો ત્યારે યુરોપીયન લોકો સ્વાભાવિક જ આશ્ચર્યચકિત કિંવા વિસ્મયસ્તંભિત થઇ ગયા હતા ! અસ્તુ હવે આપણે આપણી સંસ્કૃત લિપિ કિંવા દેવનાગરી વર્ણમાલાની પ્રાચીનતાના દર્શક વિધાનો પ્રતિ દૃષ્ટિપાત કરીશું.

અત્યારે આ વિશાળ વિશ્વમાંની જે ભાષાઓને ' ઇન્ડો યૂરોપીયન્ ' સંજ્ઞાવડે ઓળખવામાં આવે છે તે સર્વ ' ઇન્ડો યૂરોપીયન્ ' ભાષાઓની આદિ જનની તે **ભારતીય હિન્દુઓની પ્રાચીનતમા** દેવગિરા **સંસ્કૃત** ભાષા જ છે. એ **સંસ્કૃત** ભાષામાંના મૂળ ધાતુઓ તથા તથા અન્યાન્ય શબ્દોમાંથી ' ઇંડો યૂરોપીયન્ ' ભાષાઓમાંના મૂળ ધાતુઓ તથા અન્યાન્ય શબ્દોનો ઉદ્દ્ભવ થયેલો છે; અર્થાત્ 'ઇન્ડો યૂરોપીયન ' ભાષાઓમાંનો જે વિભાગ સર્વ ભાષાઓમાં સમાન સ્વરૂપમાં જોવામાં આવ્યા કરે છે તે વિભાગ તે ભાષાઓને મૂલતઃ **સંસ્કૃત** ભાષા પાસેથી જ પ્રાપ્ત થયેલો છે. " મિસ્ટર **પોકૉક્**, ડૉક્ટર પ્રિચર્ડ્ તથા અધ્યાપક હીરન્ આદિક પાશ્ચાત્ય પંડિતોની એવી દૃઢ માન્યતા છે કે " ગ્રીક ભાષા તથા ઈરાનની ' ઝેન્દ ' નામક પ્રાચીન ભાષા એ ઉભય ભાષાઓ મૂળ **ભારતીય** સંસ્કૃત ભાષામાંથી જ ઉત્પન્ન થયેલી છે, " કારણ કે ' ઝેન્દ ' ભાષાના કોષમાના પ્રત્યેક દશ શબ્દોમાંના છથી **સાત** શબ્દો **સંસ્કૃત** ભાષામાથી જ ઉત્પન્ન થયેલા કિંવા આવેલા છે અને એકથી દશ પર્યન્તના અંકોના પુરાતન ભાષાઓમાંના નામો પણ સંસ્કૃતોત્પન્ન જ છે, એના સંબંધમા હવે કોઇ પણ પ્રકારનો સંશય કિંવા મતભેદ રહ્યો જ નથી એટલે આ વાર્તા સર્વથા નિર્વિવાદ સિદ્ધ થઈ ગયેલી છે. નિમ્ન તાલનિક કોષ્ટકદ્વારા એ વાર્તા આ ગ્રંથનાં પાઠકો તથા પાઠિકાઓ સ્પષ્ટતર સ્વરૂપમા જાણી શકે તેમ છેઃ–

| **સંસ્કૃત** | **લેટિન્** | **ગ્રીક** |
|---|---|---|
| **एक** | યુન્ | હેન |
| **द्वि** | ડ્ | ડ્ |
| **त्रि** | ટ્રિ | ટ્રિ |
| **चतुर्** | ક્વાટુર્ | તસ્ર |

| | | |
|---|---|---|
| पंच | ક્વિંક | પેંટે |
| षष्ट | સેક્સ્ | હેક્સ્ |
| सप्त | સેપ્ટેમ | હેપ્ત |
| अष्ट | આક્ટો | ઑક્ટો |
| नव | નોવેમ | એનિયા |
| दश | ડિસેમ | ડેકા |

| સંસ્કૃત | ઝેન્દ | ગ્રીક ( ડારિક ) | લૅટિન |
|---|---|---|---|
| प्रथम | ફ્રથેમા | પ્રોટા | પ્રાયમા |
| द्वितीय | બિત્ય | ડુટેરા | આલ્ટેરા |
| तृतीय | થ્રિત્ય | ટ્રિટા | ટર્શિયા |
| चतुर्थ | તુરીય | ટરટાર્ટા | ક્વાર્ટા |
| पंचम | પુખ્ધા | પેમ્પટા | ક્વિંટા |
| षष्ठ | ક્ષ્વ | હેક્ટા | સેક્સ્ટા |
| सप्तम | હપ્તથ | હેબ્ડોમા | સેપ્ટિમા |
| अष्टम | અષ્ટેમા | ઓગ્ડોઆ | આક્ટેવા |
| नवम | નૌમા | એનોટા | નોના |
| दशम | દશેમા | ડેકાટા | ડેસિમા |

એ જ પ્રમાણે એ ભાષાઓમાંના કેટલાક અન્ય શબ્દો તથા તેમનાં રૂપોના સામ્યનો નીચેના કોષ્ટક દ્વારા પાઠકો તથા પાઠિકાઓને વિના પરિશ્રમે સાક્ષાત્કાર થઇ શકે તેમ છે:—

| સંસ્કૃત | ઝેન્દ | ગ્રીક | લૅટિન |
|---|---|---|---|
| तिष्ठामि | હિસ્ટામિ | હિસ્ટેમિ | સ્ટો |
| तिष्ठति | હિસ્ટૈતિ | હિસ્ટેટિ | સ્ટાટ |
| ददामि | દધામિ | ડિડોમિ | ડો |
| ददाति | દધૈતિ | ડિડોટિ | ડાટ |
| अग्निम | અદમી | એગ્નિમ | ઇગ્નેમ્ |

| | | | |
|---|---|---|---|
| अस्ति | અષ્ટિ | એસ્ટિમ્ | એસ્ટ |
| भरामि | બરામિ | ફેરો | ફેરો |
| भरति | બરતિ | ફેરેઇ | ફર્ટ |
| वहामि | વઆમિ | એખો | વેહો |

| संस्कृत | लॅटिन् | संस्कृत | लॅटिन् |
|---|---|---|---|
| स्थातुम् | સ્ટેટમ્ | अंक्तुम | અંક્ટમ |
| दानम् | ડેટમ્ | स्वनितुम | મોનિટમ્ |
| ज्ञातुम् | નોટમ્ | वमितुम | વોમિટમ્ |
| पातुम् | પોટમ્ | पिष्टुम् | પિષ્ટમ્ |
| पतुम् | પટમ્ | जनितुम | જેનિટમ્ |

સારાંશ કે, અત્યંત પ્રાચીન કાળમા સંસારમાંની સર્વ આર્ય જાતિયો સંસ્કૃત ભાષા જ બોલતી હોવાથી અત્યારની સર્વ આર્ય ભાષાઓની આદિ જનની સંસ્કૃત ભાષા જ હોવી જોઇએ એ વાત સર્વ પ્રકારના અસંખ્ય પ્રમાણો વડે સિદ્ધ થઇ ગયેલી હોઇને એ વાતને ડૉ. બાલન્ટાઇન્, પ્રો. બોપ, હુબોલ્ડ્મ્, મિસ કાર્પેન્ટર્ તથા અધ્યાપક મૅક્સ્મૂલર્ આદિક પાશ્ચાત્ય પંડિતો તથા સંશોધક પુરુષે તેમ જ પાશ્ચાત્ય પંડિતા પ્રમદાઓએ એકવાક્યતાપૂર્વક માન્ય કરી લીધી છે.

ભારતવાસી હિન્દુઓની અસાધારણ વાક્‌શક્તિ તથા આશ્ચર્યકારિણી કલ્પનાશક્તિ એ ઉભયની સહાયતાથી પ્રાચીન ભારતીય હિન્દુઓએ પોતાની એ પ્રાચીન સંસ્કૃત ભાષાનું નિર્માણ કર્યું હતુ અને ત્યાર પછી એ સંસ્કૃત ભાષાનો એટલી સીમા પર્યન્ત વિકાસ કિંવા ઉત્કર્ષ થયો હતો કે ભારતીય હિન્દુઓના બુદ્ધિવૈભવ તથા બુદ્ધિવિલાસને તેણે એક પ્રકારની કલ્પનાતીત સુંદરતા તથા પ્રતિષ્ઠાવડે વિભૂષિત કરી દીધા હતા; માત્ર એટલું જ નહિ, પણ સંસ્કૃત સાહિત્યમા અદ્વિતીય સુસંપન્નતા, વ્યાપકતા તથા ઉદાત્તતાનો વિશાળ

આવિર્ભાવ પણ મુખ્યતઃ એ સંસ્કૃત ભાષાની અતિશય સહાયતાના યોગે જ થઈ શકયો હતો. સંસ્કૃત ભાષાનાં વિકાસ તથા પરિણતિની ઘટના શાસ્ત્રશુદ્ધ પાયા ઉપર પ્રમાણબદ્ધ થયેલી હોવાથી આ વિશાળ વિશ્વમાંની કોઇ પણ નવીન કિંવા પુરાતન ભાષાઓ કરતાં સંસ્કૃત ભાષા અધિક પરિપૂર્ણ હોઇને તેને પ્રાપ્ત થયેલી 'દેવવાણી,' સંજ્ઞાની સાર્થકતાનો તેણે સમસ્ત વિશ્વને પર્યાપ્ત પરિચય કરાવી દીધો છે. સંસ્કૃત ભાષાના આવા અદ્વિતીય તથા કલ્પનાતીત ગંભીર સુંદર સ્વરૂપનો સાક્ષાત્કાર કરીને કેટલાક સંશયવાદી પાશ્ચાત્ય પંડિતોએ એક સમયમાં પોતાના એવા પ્રકારના વિલક્ષણ વિચારોને પણ દર્શાવ્યા હતા કે: " સંસ્કૃત ભાષા કોઇ પણ કાળમાં સામાન્ય લોકો દ્વારા બોલાતી ભાષા હતી જ નહિ; કિન્તુ અત્યારની " એસ્પરંટો " ભાષા પ્રમાણે ભારતવર્ષના બ્રાહ્મણ પંડિતોએ ઉત્પન્ન કરેલી એક કૃત્રિમ ભાષા હતી એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી; " પરંતુ એ પાશ્ચાત્ય પંડિતોનો આ સર્વથા એક ભયંકર ભ્રમ કિંવા દુરાગ્રહ હોવાની વાર્તા એ કારણથી સિદ્ધ થઇ જાય છે કે સ્વર્ગીય કચ્છ-દેશવાસી પ્રચંડ પંડિત શ્રી શ્યામજી કૃષ્ણ વર્માએ ઈ. સ. ૧૮૮૧ માં બર્લિનમાં જે 'પૌરસ્ત્ય પરિષદ્' ('Oriental Congress') ભરવામાં આવી હતી તે પરિષદ્ સમક્ષ જે એક નિબંધ વાંચી સંભળાવ્યો હતો તે નિબંધદ્વારા પાણિનિકાળમાં તથા તેથી પૂર્વે ભારતવર્ષમાં સંસ્કૃત ભાષા હિન્દુઓની નિત્યના વ્યવહારની સામાન્ય ભાષા હતી એ વાર્તાને અનેક અખંડનીય પ્રમાણોવડે સિદ્ધ કરી બતાવી હતી. કેટલાક પાશ્ચાત્ય પંડિતો પક્ષપાતના કારણથી સંસ્કૃત ભાષાને 'મૃત ભાષા' (Dead Language) તરીકે ઓળખાવતા રહે છે; માત્ર એટલું જ નહિ, પણ કેટલાક ભારતીય હિન્દુ પંડિતો પણ પોતાની ચિરંજીવિની ભાષાને 'મૃત ભાષા' તરીકે ઓળખા-વીને પોતાની 'પરપ્રત્યયનેય બુદ્ધિ' કિંવા પોતાની અંધાનુકરણ-શીલતાનો પરિચય કરાવતા રહે છે; પરંતુ જો વાસ્તવિકતાથી જોવામાં

આવે તો પાશ્ચાત્ય કિંવા ભારતીય પંડિતમ્મન્યોના એ વિધાનમાં તથ્ય જેવી કોઇ વસ્તુ અસ્તિત્વ ધરાવતી જ નથી. હિંદુસ્થાનમાની વર્તમાનકાલિક હિન્દી, બંગાળી, સિંધી, કચ્છી, ગુજરાતી તથા મરાઠી આદિક ભાષાઓ સંસ્કૃત ભાષાના જ રૂપાન્તરો છે એ વાર્તાને અત્યારે આપણે કદાચિત્ વિશેષ મહત્ત્વ ન આપીએ; તો પણ પુરાતન પરંપરાના પાલક ભારતીય પંડિતો કાશ્મીરથી કન્યાકુમારી પર્યન્તના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં પારસ્પરિક સંભાષણ તથા પત્રવ્યવહાર આદિકમાં અત્યારના સમયમાં પણ કેવળ સંસ્કૃત ભાષાનો જ ઉપયોગ કરતા રહે છે, એ વાર્તા સુવિખ્યાત હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા રહેતી જ નથી. સંસ્કૃત ભાષાના ભારતવર્ષમાંના એ તેના ચિરંજીવિત્વદર્શક પ્રચારના સંબંધમાં અધ્યાપક મૅક્સમૂલર મહાશયે પોતાના લખેલા ' India, What Can It Teach Us ? ' નામક ગ્રંથના ૭૮ તથા ૭૯ મા પૃષ્ઠમાં પોતાના જે અભિપ્રાયને સ્પષ્ટ સ્વરૂપમાં વ્યક્ત કરી બતાવ્યો છે તે અભિપ્રાય એ છે કે " ભારતવર્ષના ભૂત તથા વર્તમાન એ ઉભય કાળોમાં પારસ્પરિક પૂર્ણ સંગતિ તથા સાતત્યનો એટલા તો વિપુલ પરિમાણમાં સાક્ષાત્કાર થયા કરે છે કે તે સાક્ષાત્કાર આપણને આશ્ચર્યના વારિધિમાં નિમજ્જિત કરી નાખે છે. ભારતવર્ષમાં અનેક ધાર્મિક, સામાજિક તથા રાજનૈતિક ક્રાન્તિયોની ઘટનાઓ ઘટેલી હોવા છતાં અદ્યાપિ ભારતવર્ષમાં ત્યાંના સર્વ ભિન્ન ભિન્ન પ્રાંતોમાં સર્વત્ર બોલાતી જો કોઈ પણ ભાષા હોય તો તે હિન્દુઓની પ્રાચીનતમ સંસ્કૃત ભાષા જ છે, એમ કહેતાં મારા હૃદયમાં કોઇ પણ પ્રકારનો સંકોચ નથી થતો. અત્યારે ભારતવર્ષમાં સ્થપાયલા બ્રિટિશ રાજ્ય તથા ભારતવર્ષમાં થયેલા ઇંગ્લિશ વિદ્યાના પ્રચારની ઘટનાને એક સો વર્ષ કરતાં ય વિશેષ સમય થઇ ગયો છે, છતાં પણ ક્વીશ્વર ડેંટે ( દાંતે ) ના સમયમાં યૂરોપમાં લૅટિન્ ભાષાનો જેટલો પ્રચાર હતો તેના કરતાં પણ અત્યારના સમયમાં ભારતવર્ષમાં

સંસ્કૃત ભાષાનો અધિક પ્રચાર વિદ્યમાન છે "*

ભાષા તથા લિપિનો પારસ્પરિક સંબંધ કેટલો તથા કેવા પ્રકારનો હોય છે, એ વિષયનો સંક્ષેપ ઉલ્લેખ પ્રસ્તુત ગ્રન્થના પ્રારંભમાં જ કરાયલો હોવાથી એ વિષય ઉપર જે કાંઈક વિશેષ પ્રકાશ પાડવાની આવશ્યકતા અમોને અનિવાર્ય જણાય છે તે વિશેષ પ્રકાશ પાડવાના કાર્યમાં જ અમો હવે ઉદ્યુક્ત થઈએ છીએ આકાશ અથવા નભોમંડળમાં 'સૂર્ય' નામક વસ્તુનો જો કોઈ પણ નિદર્શક કિંવા પ્રતિનિધિ હોય તો તે 'સૂ' તથા 'ર્ય' એ બે અક્ષરોના સંયુક્ત ધ્વનિઓનો રંચમાત્ર પણ અંતરાય વિના સાનુક્રમ મનુષ્યના મુખથી થતો ઉચ્ચાર જ છે, અને એ જ પ્રમાણે પુનરપિ એ ઉભય ધ્વનિયોના ઉચ્ચારની જો કોઈ પણ નિદર્શક કિંવા પ્રતિનિધિ હોય, તો તે એ 'સૂ' તથા 'ર્ય' એ ઉભય અક્ષરોની સંયુક્ત સ્વરૂપમાં નિર્માણ થયેલી આકૃતિ જ છે આનો મથિતાર્થ એ જ થાય છે કે દેવ, તે દેવની મૂર્તિ અને તે મૂર્તિના ચિત્રનો જે પારસ્પરિક સંબંધ હોય છે તે જ પારસ્પરિક સંબંધ મૂળ વસ્તુ, તેના ધ્વન્યાત્મક શબ્દ તથા વર્ણાત્મક શબ્દમાં રહેલો છે ધ્વનિ તથા વર્ણ કિંવા ભાષા તથા લિપિનો વિચાર કરતાં શાસ્ત્રીય દૃષ્ટિથી કઈ લિપિ કિંવા વર્ણમાળા શ્રેષ્ઠ તથા નિર્દોષ છે

* "Yet such is the marvellous continuity between the past and the present in India, that in spite of repeated social convulsions religious reforms and foreign invasions Sanskrit may be said to be still the only Language that is spoken over the whole extent of that vast country Even at the present moment, after a century of English rule and English teaching, I believe that Sanskrit is more widely understood in India than Latin was in Europe at the time of Dante "

India, What Can It Teach Us ?, pp 78, 79

અને જે લિપિ અથવા વર્ણમાળા કનિષ્ટ તથા સદોષ છે, એની કોઇ પણ સામાન્ય બુદ્ધિમાન્ મનુષ્યથી તત્કાળ આવશ્યક કલ્પના કરી શકાય તેમ છે કોઇ પણ લિપિમા જે ગુણની સર્વથી પ્રથમ તથા અનિવાર્ય આવશ્યકતા હોય છે તે એ ગુણ એ છે કે ભાષામા જેટલા મૂળ ધ્વનિયો વિદ્યમાન હોય તેટલા જ અક્ષરો કિંવા વર્ણોની તે ભાષાની લિપિ કિંવા વર્ણમાળામા અવશ્ય વિદ્યમાનતા હોવી જ જોઇએ અર્થાત્ આ લિપિનો સર્વથી પ્રથમ તથા અનિવાર્ય આવશ્યક ગુણ આપણી ' દેવનાગરી ' નામક પ્રાચીન સંસ્કૃત લિપિ કિંવા વર્ણમાળામા સંપૂર્ણ પરિમાણ તથા સંપૂર્ણ સ્વરૂપમા એ લિપિના જન્મકાળથી જ વિદ્યમાન છે, એટલે કે, સંસ્કૃત ભાષામા સ્વરાત્મક તથા વ્યંજનાત્મક મૂળ ધ્વનિ અનુક્રમે ૧૬ તથા ૩૬ ની સંખ્યામા અસ્તિત્વ ધરાવતા હોઇને તેની ' દેવનાગરી ' લિપિમા તે ધ્વનિયોના નિદર્શક કિંવા પ્રતિનિધિ તરીકે તેટલી જ સંખ્યામા અક્ષરો કિંવા વર્ણો ( સ્વરો તથા વ્યંજનો ) પણ વિદ્યમાન છે એ દૃષ્ટિથી જોતા અંગ્રેજી લિપિ કિંવા વર્ણમાળા અત્યંત દોષયુક્ત છે, કારણ કે, આંગ્લ કિંવા અંગ્રેજી ભાષામા મૂળ ધ્વનિયોની સંખ્યા ૪૩ ની હોઇને તેમના કેવળ ૨૬ વર્ણોદ્વારા જ તે ધ્વનિયોના કાર્યને જેમ તેમ કરીને ચલાવી કિંવા આરોપી લેવું પડે છે ! આ એક જ દોષના કારણથી યૂરોપની ભાષાઓની અંગ્રેજી તેમ જ અન્ય સર્વ લિપિયોમા અન્યાન્ય દોષો પણ સ્વભાવિક જ ઉત્પન્ન થઇ ગયા છે એ જ પ્રમાણે કોઇ પણ લિપિમા જે દ્વિતીય ગુણની અનિવાર્ય આવશ્યકતા મનાય છે તે ગુણ એ છે કે એક ધ્વનિનો દર્શક કેવળ એક જ વર્ણ હોવો જોઇએ અને તે એક વર્ણ ( અક્ષર કિંવા ચિહ્ન ) નો ઉચ્ચાર પણ એક જ હોવો જોઇએ દેવનાગરી લિપિમા ' क ' ધ્વનિનો દર્શક કેવળ એક ' क ' અક્ષર કિંવા વર્ણ જ અસ્તિત્વ ધરાવે છે અને ' क ' વર્ણ કિંવા અક્ષરનો ' क ' વિના અન્ય કોઇ પણ પ્રકારનો ધ્વનિ કિંવા ઉચ્ચાર

થવો જ નથી અર્થાત્ આ દ્વિતીય ગુણની દૃષ્ટિથી જોતા અંગ્રેજી વર્ણમાળા કેટલી સીમા પર્યન્ત દોષયુક્ત છે એનું આપણે નિરીક્ષણ કરીશું. આંગ્લ લિપિમા જે સર્વથી પ્રથમ દોષ આપણા જોવામાં આવી શકે છે તે દોષ એ છે કે ધ્વનિના પરિમાણને જોતાં એક પક્ષે અંગ્રેજી અક્ષર કિંવા વર્ણ અપૂર્ણ છે ને અન્ય પક્ષે આવશ્યકતા કરતાં અધિક છે ઉદાહરણાર્થ, અંગ્રેજી લિપિમાના 'C' (સી) અક્ષરમાના 'સ' ધ્વનિને વ્યક્ત કરવાનું કાર્ય 'S' (એસ્) અક્ષરના ઉચ્ચારથી કરી શકાય છે, એ જ પ્રમાણે 'C' અક્ષરના 'ક' ધ્વનિના કાર્યને 'K' અક્ષર પૂર્ણ કરતો રહે છે તેમ જ 'X' (એક્સ્) અક્ષરનો 'ક્સ' ધ્વનિ 'KS' એ બે વર્ણોના ઉચ્ચાર દ્વારા પ્રકાશિત થઇ જાય છે, એને આ પરિસ્થિતિના યોગે એ જ નિર્ણય ઉપર આવવું પડે છે કે અંગ્રેજી લિપિમાના 'C' તથા 'X' એ ઉભય અક્ષરો સર્વથા અનાવશ્યક કિંવા ફાલતૂ હોવાથી એ ઉભય અક્ષરોની વર્ણમાળામા વસ્તુત કોઇ પણ પ્રકારની આવશ્યકતા છે જ નહિ અને કદાપિ હોઈ શકે તેમ પણ નથી। આવા અનાવશ્યક કિંવા ફાલતૂ અક્ષરો 'દેવનાગરી' લિપિમા હતા પણ નહિ અને છે પણ નહિ, એટલે એ પરિસ્થિતિના યોગે 'દેવનાગરી' વર્ણમાળાની શ્રેષ્ઠતા સ્વયમેવ સિદ્ધ થઇ જાય છે વળી અંગ્રેજી લિપિમાના 'G' અક્ષરનો ઉચ્ચાર કોઇ વાર 'ગ' થાય છે તો કોઈ વાર 'જ' થાય છે, એને એ અક્ષર બે ધ્વનિયોનો પ્રકાશક છે, એક જ ધ્વનિનો પ્રકાશક નથી એવી જ રીતે અંગ્રેજી વર્ણમાળામાના A, E, I, O તથા U એ પાંચ સ્વરોના ઉચ્ચારના સંબંધમા જે અનિયમિતતા તથા અનેકરૂપતા અસ્તિત્વ ધરાવે છે તેની તો કશી સીમા જ નથી દેખાતી, કારણ કે, અંગ્રેજી ભાષાના આદિ સ્વર 'A' (એ) ના 'અ' 'આ' 'ઍ' તથા 'એ' આદિક અનેક પ્રકારના હ્રસ્વ તથા દીર્ઘ ઉચ્ચારો કરવામા આવે છે અને અંગ્રેજી ભાષાના અન્ય

પોતાના એવા સ્પષ્ટ સૂત્રરૂપ અભિપ્રાયને દર્શાવી દીધો છે કે: " અંગ્રેજી વર્ણમાલા અનાવસ્યક કિંવા નિષ્પ્રયોજન અક્ષરોને ધરાવનારી, સદોષ તથા અસંબદ્ધ છે." ( " English Alfabet is redundant, defective and inconsistant " ) અને ઉપર્યુક્ત પરિસ્થિતિને જોતાં તેમનો એ અભિપ્રાય અક્ષરશઃ સત્ય છે, એમ કોઇ પણ પ્રકારના પ્રત્યવાય વિના કહી શકાય તેમ છે. .

દેવનાગરી લિપિની સર્વશ્રેષ્ઠતાનો વિચાર કરતી વેળાયે ભારતીય આર્યજાતિ કિંવા હિન્દુજાતિને પોતાની એ લેખનકલા વિષયક જ્ઞાનની ક્યારે અથવા ક્યા કાળમાં પ્રાપ્તિ થયેલી હોવી જોઇએ, એ પ્રશ્નનો પાશ્ચાત્ય પંડિતો વારંવાર અવશ્ય ઊહાપોહ કરતા રહે છે. એ પાશ્ચાત્ય પંડિતોનો એક પક્ષ યૂરોપીયન મુદ્રારણ્યને ગ્રીક વાઙ્મયમાંથી જ ઉદ્ભવેલી તરીકે માનનારો હોવાથી એ પ્રશ્નના પ્રતિપાદક પંડિતોનાં મન સંસ્કૃત લિપિ કિંવા વર્ણમાલાને ગ્રીક લિપિથી પણ પૂર્વવર્તિની કિંવા પ્રાચીનતર ( કિંબહુના પ્રાચીનતમ ) વર્ણમાલા તરીકે સ્વીકારતાં અતિશય સંકોચાયાં કરે છે; માત્ર એટલું જ નહિ, પણ અધ્યાપક મૅક્સમૂલર જેવા વિદ્વાન, સંશોધક તથા સમદૃષ્ટિ પુરુષની બુદ્ધિ પણ આ વિષયના સંબંધમાં ભ્રાંતિવશ થઇ ગયેલી દેખાય છે એ વળી વિશેષ આશ્ચર્યનો વિષય છે. અર્થાત્ પોતાની એ ભ્રાન્ત બુદ્ધિના યોગે, અધ્યાપક મૅક્સમૂલરે પોતાના એવા ભ્રાંતિયુક્ત અભિપ્રાયને વ્યક્ત કરી દીધો છે કે: " ઇ. સ. થી ૩૫૦ વર્ષ પૂર્વે ( એટલે કે આજથી ૨૩૫૦ વર્ષ જેટલા કાળથી પૂર્વવર્તી કાળમાં ) ભારતીય હિન્દુઓ લેખનકલા વિષયક જ્ઞાન ધરાવતા જ ન હોતા ! " જો અધ્યાપક મૅક્સમૂલરને બદલે અન્ય કોઇ પાશ્ચાત્ય પંડિતે આવાં પ્રકારની પોતાની માન્યતાને દર્શાવી હોત, તો તેને ગ્રાન્ય પુરુષની-વિક્ષિપ્ત મનુષ્ય તરીકે જ ગણના કરી શકાત; કારણ કે, પ્રોફેસર વેબરે પોતાના ' Indian Literature ' નામક ગ્રંથના ૧૫ મા પૃષ્ઠમાં પોતાના એવા સ્પષ્ટ અભિપ્રાયને દર્શાવી દીધો

છે કે " ભારતીય હિન્દુઓ અત્યંત પ્રાચીન કાળથી લેખનકલા વિષયક જ્ઞાનને ધરાવતા આવ્યા છે " મિલકૃત ' હિન્દુસ્થાનના ઇતિહાસ ' નામક ગ્રંથના ૪૫ મા પૃષ્ઠમાં પ્રોફેસર વિલ્સને પણ એમ જ કહેલું છે કે "ભારતીય હિન્દુઓનું સંસ્કૃત સાહિત્ય જેટલું પ્રાચીનતમ છે તેટલી જ તેમની લેખનકલા પણ પ્રાચીનતમ છે " પોતાના ' Historical Researches ' નામક ગ્રંથના દ્વિતીય પુસ્તકના ૨૦૨ પૃષ્ઠમા પ્રોફેસર હીરન મહાશયે પણ પોતાની એ જ માન્યતાનો પરિચય કરાવેલો છે કે. " ભરતખંડમા પ્રાચીન કાલમાં કેવળ શિલાલેખો તથા તામ્રપટોમા જ લેખનકલાનો ઉપયોગ કરવામા ન હોતો આવતો; કિંતુ લોકોના નિત્યના સામાન્ય વ્યવહારમાં પણ લેખનકલાનો પર્યાપ્ત ઉપયોગ કરવામા આવતો હતો " કાઉંટ જાર્નસ્ટિઅર્નાએ પોતાના ' Theogony of the Hindus ' નામક ગ્રંથના ૨૬ મા પૃષ્ઠમાં એ વિધાન કરેલું છે કે " ભારતીય હિન્દુઓ ઇ. સ થી ૨૮૦૦ વર્ષ જેટલા પૂર્વકાળ ( આજથી ૪૮૦૦ વર્ષ જેટલા પૂર્વકાળ ) થી લેખનકલાના જ્ઞાનને ધરાવતા આવેલા હોઇને તે સમયમાં પણ તેમની પાસે હસ્તલિખિત ધર્મગ્રંથો વિદ્યમાન હતા " એ જ પ્રમાણે પ્રોફેસર ગોલ્ડસ્ટકર, પ્રો. બોથલિંગ, પ્રો. વ્હિટને તથા પ્રો. રૉથ આદિક પાશ્ચાત્ય પંડિતોની પણ એ જ માન્યતા દૃષ્ટિગોચર થતી રહે છે કે. " વૈદિક વાઙ્મયના જે વિભાગને ' પ્રાતિશાખ્ય ' નામથી ઓળખવામાં આવે છે તે પ્રાતિશાખ્યના નિર્માતા પાસે અનેક હસ્તલિખિત ગ્રંથો વિદ્યમાન હતા અને તે હોવા જ જોઇએ. "

અધ્યાપક મૅક્સમૂલર તથા તત્પક્ષીય અન્ય પાશ્ચાત્ય પંડિતોના ઉપર્યુક્ત વિપરીત વિધાન કિંવા નિજ પક્ષના સમર્થનનું જો કોઇ પણ મોટામાં મોટું તથા તેમની માન્યતા અનુસાર અખંડનીય પ્રમાણ હોય, તો તે એ જ છે કે વેદોને ' શ્રુતિ ' નામથી ઓળખવામાં આવે છે. અર્થાત 'શ્રુ' ધાતુનો અર્થ ' સાભળવું ' થતો

હોવાથી સંહિતાનું અધ્યયન કેવળ મુખથી શ્રુતિદ્વારા જ ચાલ્યા કરતું હોઇને વૈદિકકાલિક આર્યો કિંવા હિન્દુઓ લેખનકલાથી સર્વથા અજ્ઞ કિંવા વંચિત જ હતા, એમ જ તેઓ જ્યારે ને ત્યારે જણાવતા રહ્યા છે પરંતુ વેદોના કેવળ 'શ્રુતિ' નામના યોગે વેદકાળમાં લેખનકલાના અભાવને માની લેવાના કોટિક્રમને જો આપણે સ્વીકારી લઇએ, તો હિન્દુઓનાં ત્યાર પછીનાં ધર્મશાસ્ત્રો સામાન્ય 'સ્મૃતિ' નામથી ઓળખાતાં હોઇને 'સ્મૃ' ધાતુનો અર્થ 'સ્મરણ કરવું' એવો જ થતો હોવાથી સ્મૃતિકાલમાં પણ ભારતીય હિન્દુઓની લેખનકલા અસ્તિત્વ ધરાવતી જ ન હોતી, એ માન્યતાને સ્વીકારવાનો સમય કિંવા પ્રસંગ પણ સ્વાભાવિક જ ઉપસ્થિત થઇ જાય તેમ છે, પરંતુ સ્મૃતિકાળે લેખનકલા વિષયક જ્ઞાનના સંપૂર્ણ અધિકારી તથા તથા યોજક હતા એવા પ્રકારના અનેક સ્પષ્ટ તથા નિર્વિવાદ ઉલ્લેખો સ્વયં સ્મૃતિગ્રંથોમાં જ વિદ્યમાન હોવાથી એ માન્યતાને કોઇથી પણ સત્ય તથા વાસ્તવિક માન્યતા તરીકે કદાપિ સ્વીકારી શકાય તેમ નથી. એ માન્યતાને ન સ્વીકારી શકવાનું અન્ય કારણ એ છે કે જો લેખનકલાનો સર્વથા અભાવ જ હોય, તો જે વાઙ્મય કિંવા સાહિત્યને મુખોદ્ગત કરવાનું હોય તે વાઙ્મય પદ્યબદ્ધ હોવાની આવશ્યકતા એટલામાટે સર્વથા અનિવાર્ય હોય છે કે ગદ્યબદ્ધ ગ્રંથ કરતા પદ્યબદ્ધ ગ્રંથને અલ્પ પરિશ્રમથી અને અલ્પ કાલમાં જ મુખોદ્ગત કરી શકાય છે પરંતુ અધ્યાપક મૅક્સમુલરે જે કાળને ભારતીય સંસ્કૃત વર્ણમાલાના અભાવના કાલ તરીકે ઓળખાવ્યો છે ને ઇસ્વી સન્ થી ૩૫૦ વર્ષ જેટલા પૂર્વકાળમાં તો સંસ્કૃત સાહિત્યમાં અનેક ગદ્યગ્રંથો લખાઇને અસ્તિત્વમાં આવી ચૂકયા હતા! તો, શું તે સર્વ ગદ્ય ગ્રંથોને પણ અથથી ઇતિ પર્યન્ત મુખોદ્ગત કરી લેવામાં આવતા હતા? બૅલી નામક જ્યોતિઃશાસ્ત્રવેત્તાના ગણિતના યોગે એ વાત હવે નિર્વિવાદ સિદ્ધ થઇ ગયેલી છે કે ઇ૦ સ૦ થી ૩૦૦૦ વર્ષ પૂર્વે એટલે કે આજથી લગભગ ૫૦૦૦ વર્ષ પૂર્વે

ભારતીય જ્યોતિઃશાસ્ત્ર તથા ભૂમિતિશાસ્ત્ર ( યુક્લિડ્ ) એ ઉભય શાસ્ત્રો અત્યંત પ્રગતિશીલ થઇને શ્રેષ્ઠતમ પદવીને પ્રાપ્ત કરી શક્યા હતાં. પ્રો મૅક્સ ડંકર નામક પાશ્ચાત્ય પંડિતે પણ અધ્યાપક મૅક્સમૂલરની આ માન્યતાનો આવાં જ અનેક કારણોથી સર્વથા અસ્વીકાર કરી બતાવ્યો છે પાશ્ચાત્ય પંડિતો આપણા પ્રાચીન ' બ્રાહ્મણ ' ગ્રંથોના કાળને ઈ. સ થી પૂર્વ ૮૦૦ થી ૩૦૦ વર્ષની વચ્ચેનો માને છે અને એ ગ્રંથોમાં હસ્તલિખિત ગ્રંથોના ઉલ્લેખો વિદ્યમાન હોવાથી ઉપર્યુક્ત પ્રો. મૅક્સ ડંકર મહાશયે પોતાના ' History of Antiquity ' નામક ગ્રંથના દ્વિતીય ખંડના પૃષ્ઠ ૧૫૬ તથા ૧૫૭ માં અધ્યાપક મૅક્સમૂલરની ઉપર્યુક્ત માન્યતાનું એ વિધાનદ્વારા ખંડન કરી બતાવ્યું છે કે ' એ ' બ્રાહ્મણ ' ગ્રંથોમાં કેવળ ' શબ્દો ' નો જ નહિ, કિન્તુ ' અક્ષરો ' નો ઉલ્લેખ પણ આવેલો હોવાથી ' વેદસંહિતા ' ના હસ્તલિખિત ગ્રંથો ઈ. સ. થી ૮૦૦ વર્ષ પૂર્વે જ નિર્માણ થઇ ગયા હતા અને તે ગ્રંથો ' બ્રાહ્મણ ' નામક ગ્રંથોના નિર્માતાઓ સમક્ષ વિદ્યમાન હતા, એમ અવશ્ય સ્વીકારવું જ પડે છે "

ઑક્સફર્ડની બેલિયલ કૉલેજના ઓરિયન્ટલ્ લેક્ચરર ( પૌર્વાત્ય વ્યાખ્યાતા ) સ્વ પંડિત શ્યામજી કૃષ્ણ વર્મા હિન્દુસ્થાન સરકારના પ્રતિનિધિ તરીકે લંડનમાં ઇ. સ. ૧૮૮૩ માં ભરાયેલા ઓરિયન્ટલ્ કૉંગ્રેસના અધિવેશનમાં વિદ્યમાન હોઇને તેઓ શ્રીમાને તે પ્રસંગે એ વર્ણમાલા સાથે સંબંધ ધરાવનારો જે વિદ્વત્તાપૂર્ણ નિબંધ વાંચી સંભળાવ્યો હતો તે નિબંધમાં અધ્યાપક મૅક્સમૂલર આદિક પાશ્ચાત્ય પંડિતોના આભ્રાન્તિમૂલક તર્કોનું અત્યંત માર્મિક તથા પ્રમાણપુરઃસર ખંડન કરીને તેઓ શ્રીમાને ભારતીય હિન્દુઓ વૈદિકકાલ, કિંબહુના તત્પૂર્વવર્તી કાલથી જ લેખનકલાના પર્યાપ્ત જ્ઞાનને ધરાવતા આવ્યા છે, એ વાતાને નિર્વિવાદ સિદ્ધ કરી બતાવી હતી, એ સ્વ. પંડિત શ્યામજી કૃષ્ણ વર્માના નિબંધમાં ચર્ચાયલા વિષયો-

માનો અવની પ્રથમ તથા અગ્રગણ્ય પ્રતિપાદ્ય વિષય એ છે કે વિશ્વવંદ્ય તથા વિશ્વવિખ્યાત વૈયાકરણ શ્રી પાણિનિના સમયમાં તેમ જ પાણિનિના સમયથી પણ પૂર્વવર્તી સમયમા ભારતવર્ષમા સંસ્કૃત ભાષાના ગદ્ય સાહિત્યનુ પર્યાપ્ત પરિમાણમા નિર્માણ થઇ ચૂક્યુ હતુ કિંબહુના વૈદિક વાઙ્મયમાથી જો ' ઋગ્વેદ સંહિતા ને વર્જ્ય કરવામા આવે તો વૈદિક સાહિત્યના અન્ય સર્વ ગ્રંથો ગદ્યા ત્મક જ લખાયના છે, અર્થાત્ આટના વિરાટ વાઙ્મયને કોઇ પણ પ્રકારના કૃત્રિમ કિંવા ચિહ્નાત્મક લેખનસાધન વિના કેવી રીતે નિર્માણ કરી શકાયુ હતુ તેમ જ ઉત્તમ સ્વરૂપમા સુરક્ષિત રાખી શકાયુ હતુ, એ પ્રશ્નો સમર્પક તથા સમર્થ ઉત્તરોની પ્રતીક્ષા કરી રહ્યા છે એ ઉપરાત યજ્ઞ તથા યાગ આદિના અવસરે આવશ્યક મનતા વેદી તથા કુંડો આદિકની રચનાના જે સૂક્ષ્મ નિયમો આપ વામા આવ્યા છે તે સૂક્ષ્મ નિયમોના વિધાન તથા વેદાંગજ્યોતિષના પરિજ્ઞાનના યોગે તે કાળમા ભૂમિતિ ગણિત તથા જ્યોતિ શાસ્ત્ર આદિક વિદ્યાઓ પણ શ્રેષ્ઠ પદવી પર્યન્ત પહોચી ગઇ હતી એ પરિસ્થિતિ અત્યત સ્પષ્ટ સ્વરૂપમા આપણા જોવામાં આવી શકે છે અર્થાત્ ભૂમિતિશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર તથા જ્યોતિ:શાસ્ત્ર આદિક શાસ્ત્રો પણ લેખનકલાની સહાયતા વિના જ ભારતવર્ષમા આટલી સીમા પર્યન્તની અકલ્પનીય ઉર્જિત દશામા કેવી રીતે આવી શકા હતા એ વિલક્ષણ સમસ્યાનુ અધ્યાપક મૅક્સમ્યૂલર તથા તેમના મતના પ્રતિપાદક અન્યાન્ય પાશ્ચાત્ય પંડિતોથી કોઇ પણ પ્રકારનુ સમાધાનકારક ઉત્તર આપી શકાયુ નથી કારણ કે એ સમસ્યાનુ ઉત્તર આપી શકાય તેવી વસ્તુસ્થિતિ જ નથી કાત્યાયનનુ એક એવુ વચન જોવામા આવે છે કે ' યત્ર પચત્યમાપન્નૌ લગ્નક-મહત્નાક્ષિણિ ' એટલે કે અમુક દસ્તાવેજના લેખક તથા સાક્ષી બંને જે વેળાએ પંચત્વને પામી ગયા હોય ( અર્થાત્ મરી ગયા હોય ) તે વેળાએ ." આમા જે ' લેખક ' શબ્દ આવેલો

છે તે લેખનકલાના અસ્તિત્વનો સ્પષ્ટ પરિચાયક હોવાથી એનું ખંડન કોનાથી કરી શકાય તેમ છે વારુ ? એ ઉપરાંત નારદસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ તથા અન્યાન્ય અનેક સ્મૃતિગ્રંથોમાં એ જ પ્રમાણે દસ્તાવેજના ઉલ્લેખો કરાયલા છે. સૂત્રકાર લેખનકલાના જ્ઞાતા હતા, એ વાર્તાનો તો સ્વયં અધ્યાપક મૅક્સમૂલર મહાશયને પણ સ્વીકાર કરવો પડ્યો છે. પરંતુ જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો ભારતીય હિન્દુઓની લેખનકલાની એના કરતાં પણ અધિકતર પ્રાચીનતાના જેટલાં જોઇએ તેટલાં પ્રમાણો અહીં આપી શકાય તેમ છે. ઉદાહરણ તરીકે આપણે ઋગ્વેદના જ એક વચનને અહીં ઉદ્ધૃત કરીશું:—

"उत त्वः पश्यन्न ददर्श वाचमुत त्वः शृण्वन्न शृणोत्येनाम्"॥

ऋग्वेदः मंडळ १०, सूक्त ७१ । ४

ઋગ્વેદના દશમ મંડળમાંના આ સૂક્તનો જે ભાવાર્થ થાય છે તે એ કે: "એક મનુષ્ય વાણીને જોતો હોવા છતાં પણ તે વાણી તેને નથી દેખાતી, અને વાણીને સાંભળતો હોવા છતાં તે વાણી તેના સાંભળવામાં નથી આવી શકતી" (ઉદાહરણાર્થ, અમુક એક લેખને કોઇ નિરક્ષર મનુષ્ય જોતો હોવા છતાં તેના માટે તે લેખ તેની નિરક્ષરતાના યોગે અદૃષ્ટ સમાન જ થઇ પડે છે તેમ જ જો કોઇ અજ્ઞ મનુષ્ય વેદવચનનું શ્રવણ કરે, તો પણ તે શ્રવણ તેના માટે તો અશ્રવણતુલ્ય જ રહ્યા કરે છે તે એટલામાટે કે તે વેદવચનના અર્થને તેની બુદ્ધિ સમજી કિંવા સ્વીકારી શકતી નથી.) આમાંના 'વાણીના દર્શન' ના અર્થના દર્શક શબ્દો એ જ વાર્તાને સિદ્ધ કરી રહ્યા છે કે ભારતીય સૂક્તરચનાના કાળમાં લેખનકલા તથા ગ્રંથો એ ઉભય વસ્તુઓ અસ્તિત્વમા હોવી જ જોઇએ; કારણ કે, એ ઉભય વસ્તુઓનો તાત્કાલિક અસ્તિત્વ વિના "આ ઋચાની સાર્થકતાને કોઇથી કોઇ પણ પ્રકારે સિદ્ધ કરી શકાય તેમ છે જ નહિ. લેખનકલાવિષયક જ્ઞાનસૂર્યના ઉદયની ઘટનાપૂર્વે ગ્રીક લોકો કેવળ દશ હજાર (10,000) ના અંકો પર્યન્તના સંખ્યાવાચક

શબ્દોનું જ્ઞાન ધરાવતા હતા; પરંતુ ' શુક્લ- યજુર્વેદ'માં દશ લક્ષ પર્યન્તની સંખ્યાની ગણના તો પ્રત્યક્ષ આવેલી હોઈને દશ લક્ષ, દશ કોટિ, કિંબહુના, દશ સહસ્ર કોટિ સંખ્યા પર્યન્તનાં પારિભાષિક નામો આપવામાં આવેલાં છે. સંખ્યાઓને આવા પ્રકારનાં નામોવડે અલંકૃત કરવાનું તેમ જ સંખ્યાઓને આવી રીતે ગણવાનું કાર્ય સંખ્યાદર્શક કિંવા સંખ્યાવાચક ચિહ્નોના અસ્તિત્વ વિના કદાપિ કરી શકાય, એ ઘટના સર્વથા અશક્ય તથા અસંભવનીય છે; એટલે એથી પણ ભારતીય લેખનકલાની અત્યંત પ્રાચીનતા સ્વયમેવ સિદ્ધ થઈ જાય છે. વૈદિક વાઙ્મયમાં ભાગ, પ્રકરણ તથા અધ્યાય આદિકના અર્થને દર્શાવનારા ' કાંડ ' તથા ' પટલ ' જેવા શબ્દો અસ્તિત્વ ધરાવતા હોવાથી એ શબ્દોને જોતાં પણ વૈદિક વાઙ્મયને એથી પૂર્વે જ ગ્રંથના સ્વરૂપની એટલે કે લેખનકલાની પ્રાપ્તિ થઈ ચૂકેલી હતી, એ વાર્તા પર્યાપ્ત પરિમાણમાં પ્રમાણિત થઈ શકે છે. વળી પાણિનિના સમયમાં પણ અનેક હસ્તલિખિત ગ્રંથો ઉપલબ્ધ કિંવા વિદ્યમાન હોવા જ જોઈએ એમ આપણે એ કારણથી માનવું પડે છે કે જો તે સમયમાં એવી રીતે અનેક હસ્તલિખિત ગ્રંથો વિદ્યમાન ન હોત, તો પાણિનિથી પોતાના ' અષ્ટાધ્યાયી ' જેવા અદ્વિતીય તથા અલૌકિક વ્યાકરણગ્રંથની આવા પ્રકારની રચના કદાપિ કરી શકાત નહિ, એ વાર્તા મધ્યાહ્ન સૂર્યના પ્રકાશ સમાન સ્પષ્ટ હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા છે જ નહિ અને કદાપિ હોઈ શકે તેમ પણ નથી. પાણિનિકૃત ' અષ્ટાધ્યાયી ' નામક વ્યાકરણ ગ્રંથમાં જ અમારા આ વિધાનની વાસ્તવિકતાનાં પ્રમાણો વિદ્યમાન છે; કારણ કે, ' અષ્ટાધ્યાયી ' માં 'અધિકારો' ( પ્રકરણનાં શીર્ષકો )ને તથા ' સ્વરિતો ' ને સ્પષ્ટ સ્વરૂપમાં દર્શાવેલા છે અને એ પ્રમાણો દ્વારા પાણિનિયે પોતાની ' અષ્ટાધ્યાયી ' ને કેવળ મુખદ્વારા જ ન હોતી લખાવી, કિન્તુ સ્વયં લિપિબદ્ધ કરેલી હતી, એ ઘટના પોતાની મેળે જ સિદ્ધ થઈ જાય છે. એ ઉપરાંત ' અષ્ટાધ્યાયી ' માં ' અષ્ટ-

ટસ્યા' તથા 'પંચકર્ણી' આદિક ધેનુઓ (ગોમાતાઓ) ના ઉ લ્લેખો પણ કરાયગ હોવાથી પાણિનિના સમયના લોકો પોતાની ગાયોના કર્ણો (કાનો) ઉપર વિશિષ્ટ ચિહ્ન તરીકે 'આઠ' તથા 'પાંચ' ના અ ક (આંકડા) ને દાહદ્વારા (ડામ દઇને) અંકિત કરતા હતા, એ વાર્તા અત્યંત સ્પષ્ટ સ્વરૂપમા આપણા જોવામા આવી શકે છે 'નિષ્ક' તથા 'રૂપ્ય' નામક ધનમુદ્રાઓ (નાણા અથવા સિક્કાઓ) ના ઉલ્લેખો તેમ જ 'લિપિ' તથા 'લિબિ' એ બે શબ્દો પણ 'અષ્ટાધ્યાયી' મા આવેલા હોવાથી પાણિનિના કાળથી દીર્ઘ પૂર્વવર્તી કાળમા પણ ભારત-વર્ષમા લેખનકલાનો સ પૂર્ણ પ્રચાર થઇ ચૂકયો હતો, એ ઘટનના સ બધમા કોઇ પ્ર કારનો સ શય અવશિષ્ટ રહેતો જ નથી અને રહી શકે તેમ છે પણ નહિ

'ભારતીય હિન્દુઓની લિપિની ગ્રીક લોકો મા સર્વદા પ્રશ સા કર્યા કરતા હતા " એ વાર્તા સ્ટ્રૅબો નામક પ્રાચીન ગ્રીક ગ્ર થકારના ગ્રંથમાના ઉલ્લેખદ્વારા આપણા જાણવામા આવી શકે છે (Strabo, Lib XV. page 493) મૅગાસ્થનિસ નામક ગ્રીક ઇતિહાસલેખક પણ એ વાર્તાને દર્શાવેલી છે કે "ભારતીય હિન્દુઓ માર્ગ (માઇલ કિંવા કોસ આદિક)ના અંતરને દર્શાવવા-માટે તેમ જ ધર્મશાળાઓ આદિકના અ તરને પ્રદર્શિત કરવા માટે અક્ષરોનો ઉપયોગ કરતા હતા ' કર્ટિયસ નામક ગ્રંથકારે વળી એવો ઉલ્લેખ કર્યો છે કે "ભારતીય (હિન્દુ) લોકો વૃક્ષોની મૃદુ છાલો ઉપર લખતા હોય છે " નીરકસ નામક એક પ્રાચીન ગ્રંથ-કારે એવું પ્રમાણ આપેલું છે કે "કાર્પાસ (રૂ) ને દાબી ઘટ્ટ કિંવા કઠિન કરીને ભારતીય લોકો તેની ઉપર પોતાના લેખો લખતા રહે છે અને 'Historical Reserches' ના દ્વિતીય પુસ્તકના ૧૦૭ માં પૃષ્ઠમા ફ્રાઘર પૌટિનોએ જે એવા આશયનો ઉલ્લેખ કરેલો છે કે "ખ્રીસ્તી શકના આરંભથી પૂર્વવર્તી કાળથી

જ ભારતવર્ષમાં ક્રમથી બનાવવામાં આવેલા કાગળોને લખવાના સાધન તરીકે ભારતીય હિન્દુઓ ઉપયોગ કરતા આવ્યા છે" તે ઉલ્લેખદ્વારા ઉપર્યુક્ત નીઆર્કસ નામક ગ્રંથકારના ઉલ્લેખને નૈસર્ગિક પુષ્ટિ મળી જાય છે, એટલે ભારતીય હિન્દુઓની સંસ્કૃત લિપિ કિંવા 'દેવનાગરી' નામક વર્ણમાલાની અત્યંત પ્રાચીનતા સર્વથા નિઃસંશય તથા નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે, એ કોઈ પણ મનુષ્ય જોઈ શકે તેમ છે. અસ્તુ.

સંસ્કૃત ભાષા તથા 'દેવનાગરી' લિપિ પ્રમાણે જ સંસ્કૃત સારસ્વત કિંવા સાહિત્યના સંબંધમાં પણ યૂરોપીયન્ કિંવા પાશ્ચાત્ય પંડિતોએ આશ્ચર્યપૂર્વક આ સ્પષ્ટિયાયક તથા જ્ઞાનપ્રદર્શક ઉદ્‌ગારો કાઢેલા છે અને હવે અહીં આપણે તેમના એ ઉદ્‌ગારોનું જ યથાશક્ય સંક્ષિપ્ત સમીક્ષણ કરવાનું છે. મહાશય ટૈગ નામક પાશ્ચાત્ય પંડિતે એક સ્થળે આ વિષયપરત્વે પોતાના એવા પ્રકારના વિચારોને વ્યક્ત કરી બતાવ્યા છે કે "સંસ્કૃત ભાષાના તત્ત્વજ્ઞાનની તુલનાના યોગે પાયથેગોરસના તત્ત્વજ્ઞાનને ગઈ કાલ કે પરમદિવસના તત્ત્વજ્ઞાન તરીકે જ ઓળખી શકાય તેમ છે, તેમ જ જો કેવળ કલ્પના તથા બુદ્ધિના ઉચ્ચતમ ઉડ્ડાણની દૃષ્ટિથી જ તુલના કરી જોવામાં આવે, તો ભારતીય હિન્દુઓની તત્ત્વજ્ઞાન વિષયક સામાન્ય કલ્પનાઓ સમક્ષ પ્લેટોની ઉચ્ચતમ કલ્પનાઓ પણ સર્વથા નીરસ તથા સામાન્ય ભાસવા માંડે છે અને એ પરિણામ સર્વથા સ્વાભાવિક છે. પ્રથમથી જ આપણા જાણવા તથા જોવામાં આવેલા અન્ય ભાષાઓના કાવ્યો કરતાં સંસ્કૃત ભાષામાં રચાયેલાં કાવ્યોમાં શુદ્ધ બુદ્ધિના વિલાસો અત્યંત અધિક પરિમાણમાં દૃષ્ટિગોચર થતા રહે છે. સંસ્કૃતભાષામાં લખાયેલાં શાસ્ત્રો તો વળી એટલી સીમા પર્યન્ત પ્રાચીન છે કે તેમના કાળનો નિર્ણય કરતી વેળાએ જ્યોતિઃશાસ્ત્રની શક્તિ પણ સર્વથા કુંઠિત થઈ જાય છે! આવા પ્રકારના આ પ્રચંડ સંસ્કૃત સાહિત્યભંડારના સત્ય સ્વરૂપનું

ગમે તેટલું વાસ્તવિક વર્ણન કરવામાં આવે, તો પણ તે વાસ્તવિક વર્ણનમાં પણ કેટલાક લોકોને અતિશયોક્તિ તથા વધારે પડતા ધર્મંડનો ભાસ થઇ જવાનો અમોને સંપૂર્ણ સંભવ દેખાયા કરે છે. પરંતુ એ સુવિશાળ સંસ્કૃત સારસ્વતભંડાર અન્ય કોઇ પણ દેશના સાહિત્યના આધાર વિના પોતાના સ્વતંત્ર તથા શ્રેષ્ઠતમ પદ ઉપર આરૂઢ થઇને અત્યારની ઘટિકા પર્યન્ત પોતાના અસ્તિત્વને અવિચલ રાખી રહ્યો છે! એ પણ વસ્તુતઃ એક અસાધારણ આશ્ચર્યનો વિષય છે, એ સર્વથા નિર્વિવાદ વાર્તા છે સંસ્કૃત ભાષા તથા સંસ્કૃત સાહિત્યવિષયક પ્રવીણતાની પ્રાપ્તિમાટે બહુધા જીવનાન્તવ્યાપી પરિશ્રમો કરવા પડે છે; ત્યાં પણ સંસ્કૃત ભાષા તથા સંસ્કૃત સાહિત્યમાં સંપૂર્ણ પારંગતતા તો નથી જ મેળવી શકાતી! કારણ કે, સંસ્કૃત વાઙ્મયવારિધિ આપણને સર્વથા અમર્યાદ તથા પારરહિત વિશાળતમ દેખાયા કરે છે!! મનુષ્ય પોતાના કલ્પનાશક્તિરૂપ અશ્વને ગમે તેટલા વેગથી દોડાવતો રહે, તો પણ તેનાથી સંસ્કૃત ભાષામાં લખાયલી પુરાણ કથાઓના અમર્યાદ વિસ્તારની કેવળ સામાન્ય કલ્પના પણ જ્યાં કરી શકાય તેમ નથી; ત્યાં તેની યથાર્થ કિંવા સંપૂર્ણ કલ્પના તો તેનાથી ક્યાંથી જ કરી શકાય વારુ? સંસ્કૃત તત્ત્વજ્ઞાનમાં માનસશાસ્ત્રમાંના બહુધા પ્રત્યેક ગૂઢતમ તથા વિકટ પ્રશ્નનો ગંભીર વિચાર કરવામાં આવ્યો છે અને સંસ્કૃત ભાષામાં રચાયલાં ધર્મશાસ્ત્રો પણ તે જેમના કલ્યાણમાટે રચાયેલાં હતાં તે હિન્દુજાતિયો જેટલાં જ વિવિધસ્વરૂપી છે, એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ, અને હોવાનો સંભવ પણ નથી."

* "A philosbphy, compared with which, in point of age, the lessons of Pythagoras are but of yesterday and in point of daring speculating Plato's boldest efforts are tame and common-place. A poetry more purely intellectual that any of those of which we had before

કાઉન્ટ જૉન્સ્ટર્ન્નીએ પોતાના "Theogony of the Hindus" નામક ગ્રંથના ૮૫ મા પૃષ્ઠમા ભારતીય સંસ્કૃત સારસ્વત ( સાહિત્ય ) ના સબંધમા પોતાના એવા અભિપ્રાયને વ્યક્ત કરેલો છે કે "ભારતવર્ષનો સસ્કૃત સારસ્વતભંડાર આપણને એક અત્યંત પ્રાચીનકાલિક મહદ્‌રાષ્ટ્રનો પરિચય કરાવતો રહે છે માત્ર એટલુ જ નહિ, પણ તે જે મહદ્‌રાષ્ટ્રનો આપણને પરિચય કરાવે છે તે રાષ્ટ્રે વિદ્યાની પ્રત્યેક શાખાને હસ્તગત કિંવા સ્વાધીન કરી લીધેલી હોઇને માનવ સસ્કૃતિ કિંવા સુધારણાના ઇતિહાસમા તે રાષ્ટ્રને સદૈવ એક પદવીની જ પ્રાપ્તિ થતી રહેવાની છે એવા પ્રકારનો આપણા હૃદયમા નિર્વિવાદ નિશ્ચય કરાવી દે છે" અમેરિકાના સૉલ્ટલેક સિટી નામક નગરના 'ધિ ડેઇલી ટ્રિબ્યૂન' ('The Daily Tribune') નામક દૈનિક પત્રના તા ૨૦-૨-૧૮૮૪ ના અંકમા મિસ્ટર બ્રાઉન્ નામક ગૌરાગ લેખકે તો વળી કોઇ પણ પ્રકારના સંકોચ વિના પોતાના જે નગ્નસત્યરૂપ હૃદ્‌ગતનો પ્રકાશ કરી દીધો છે તે હૃદ્‌ગત એ છે કે "વિશ્વમાના

---

any conception and systems of science whose antiquity baffled all power of Astronomical calculation. This literature with all its colossal proportions, which can scarcely be described without the semblance of bombast and exaggeration claimed of course a place for itself it stood and it was able to stand alone To aquire the mistery of this language is almost the labour of a life, its literature seems exhaustless The utmost stretch of imagination can scarcely comprehend its boundless mythology Its philosophy has touched upon every metaphysical difficulty its legislation is as varied as the castes for which it was designed."

Royal Asiatic Society's Journal Vol. II. page 1834.

સર્વ દેશોનાં ભિન્નભિન્ન વાઙ્મયો તથા ધર્મવિષયક કલ્પનાઓનો મૂળ ભારતીય હિન્દુ ગણ્ડના ગર્ભમાંથી જ ઉદ્ભવ થયેલો હોવાથી આ વિશાળ સંસારની સમસ્ત સંસ્કૃતિયોની આદિજનની પ્રાચીન ભરતભૂમિ જ છે ! " અધ્યાપક મૅક્સમૂલર મહાશયે હિન્દુઓના ભારતીય પ્રાચીન સંસ્કૃત સાહિત્યના સબંધમા એવો ઉલ્લેખ કરેલો છે કે " વિદ્યા તથા જ્ઞાનની કોઇ પણ શાખા પ્રતિ તમો દષ્ટિપાત કરશો; તો હિન્દુસ્થાનમાંના પ્રાચીન વાઙ્મયનો તે વિદ્યા તથા જ્ઞાનની કોઇ પણ શાખા ઉપર નવીન પ્રકાશ નહિ પડયો હોય અને તે વાઙ્મયદ્વારા તેમનામાં નવીન ચૈતન્યનો ઉદ્ભવ નહિ થયો હોય, એવી સ્થિતિ ભાગ્યે જ તમારા જોવામા આવી શકશે, તેમાં પણ વળી વિશાળ વિશ્વમાના ભિન્નભિન્ન ધર્મો તથા પુરાણકથાઓ ઉપર સંસ્કૃત વાઙ્મયનો જે પ્રકાશ પડેલો છે તે પ્રકાશ તો વળી અત્યંત મહત્ત્વનો હોઇને અત્યંત ઉજ્જવલ છે, એમા કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ " જુઓ ( " India, What Can It Teach Us ? " પૃષ્ઠ ૧૪૦ ) પ્રાચીન કાલમા પણ ભારતવાસી હિન્દુઓના ગણિતશાસ્ત્રે એટલી સીમાપર્યન્ત પૂર્ણાવસ્થાને પ્રાપ્ત કરી લીધી હતી અને તેમાં પણ વળી જ્યોતિર્વિષયક ગણિત તો હિન્દુઓ એટલી અકલ્પનીય સીમા પર્યન્ત નિષ્પ્રમાદ કરતા હતા કે સૂર્ય તથા ચંદ્રના ગમનમાર્ગો તથા ગતિ આદિકના માપનું કાર્ય તો તેમના માટે એક સામાન્યથી પણ સામાન્ય કાર્ય થઇ પડયું હતુ. સામાન્ય જનસમુદાયની ધાર્મિક કલ્પના અને અલ્પસંખ્ય વિદ્વજ્જનોના તત્ત્વજ્ઞાનનો અન્યાન્ય દેશોમા બહુધા કોઇ પણ પ્રકારનો ઘનિષ્ટ પારસ્પરિક સંબંધ કિંવા સખ્યભાવ હોતો જ નથી; પરંતુ ભારતવર્ષમાંના હિન્દુ વિદ્વાનોના તત્ત્વજ્ઞાનનું સામાન્ય જનસમુદાયની ધાર્મિક કલ્પનાઓ સાથે સંપૂર્ણ સમેલન થઇ ગયું છે, એ ભારતીય હિન્દુ તત્ત્વજ્ઞાનની એક અલૌકિક તથા અશ્રુતપૂર્વ વિશિષ્ટતા છે. ઈશ્વરનું એકમેવાદ્વિતીયત્વ, સૃષ્ટ્યુત્પાદકત્વ, આત્માની અમરતા અને

જીવની કર્મબદ્ધતા એ ભારતીય હિન્દુ તત્ત્વજ્ઞાનનાં જે ચાર મુખ્ય તત્ત્વો છે ને જે સામાન્ય સામુદાયિક ધર્મનાં ચાર મૂલતત્ત્વો બની ગયાં છે. જે પુનર્જન્મતત્ત્વનો મોઝેસે કોઇ પણ સ્થળે ઉલ્લેખ કરેલો જ નથી અને કદાચિત્ કર્યો હોય તો તે ઉલ્લેખ અત્યંત અસ્પષ્ટ તથા સંદિગ્ધ સ્વરૂપમાં કરેલો હોવાથી સ્પષ્ટતઃ કોઇના જોવા કિંવા જાણવામાં આવી શક્યો નથી તેમ જ ઇશ્વરની જે એકતા તથા સર્વશક્તિમત્તા અનેકદેવતાવાદી સામાન્ય ગ્રીક લોકો તથા રોમન લોકો; માત્ર એટલું જ નહિ, પણ મિશ્રેઇક ધર્મશાસ્ત્રકારોથી પણ સર્વથા અજ્ઞાત રહી હતી તે ઇશ્વરની એકતા તથા સર્વશક્તિમત્તાનો ગંગાતીરવાસી પવિત્રાત્મા હિન્દુ ઋષિઓએ ભારતવર્ષની સામાન્ય તથા અસામાન્ય કિંવા અજ્ઞ તથા સુજ્ઞ સમસ્ત જનતાને અત્યન્ત પ્રાચીન કાળમાં જ પર્યાપ્ત પરિચય કરાવી દીધો હતો. એ ઉપરાંત આ લોકમાં કરેલાં પાપોની પરલોકમાં ભયાનક શિક્ષા ભોગવવી પડે છે, એ પાપપરાઙ્મુખતાવિષયક સિદ્ધાન્તને સામાન્ય માનવમંડળના મનમાં દૃઢમૂલ કરી દઇને સામાન્ય જનસમુદાયની પાપભીરુતાને પ્રજ્વલિત તથા જાજ્વલ્ય રાખવાના કાર્યમાં વેદવ્યાસજીએ રસૂલો કરતાં અત્યંત અધિક પરિમાણમાં વિજય મેળવી બતાવ્યો છે. પ્રોફેસર હીરને સંસ્કૃત વાઙ્મયની શ્રેષ્ઠતાના સંબંધમાં એવા શબ્દો ઉચ્ચારેલા છે કે: "સંસ્કૃત સારસ્વતભંડાર શાસ્ત્રીય વિષયના ગ્રંથો, ગદ્ય ગ્રંથો તથા પદ્ય પુસ્તકો આદિક સાહિત્યની સર્વ શાખાઓવડે સુસંપન્ન છે." એજ વિષયના સંબંધમાં સર વિલિયમ્ જોન્સે પોતાના એવા અભિપ્રાયને વ્યક્ત કરેલો છે કે: "હિન્દુઓના ભારતીય સંસ્કૃત સાહિત્યની એક અથવા બે શાખાઓનું જ સંપૂર્ણ અધ્યયન કરવું હોય, તો તે એક અથવા બે શાખાઓના અધ્યયનકાર્યને પણ મનુષ્યથી એક જન્મના સમસ્ત આયુષ્યમાં ય પૂર્ણ કરી શકાય તેમ નથી; તો પછી કોઇથી સમસ્ત સંસ્કૃત સાહિત્યવિષયક પ્રવીણતાને મેળવવાના અભિલાષને તો પોતાના એક જન્મના

આમાન્યતઃ વધારેમાં વધારે એક સો વર્ષવ્યાપક અત્યંત સ્વલ્પ આયુષ્યમાં ક્યાંથી જ પૂર્ણ કરી શકાય વારુ ?" અધ્યાપક મૅક્સમુલર મહાશયે અત્યારના ઉપલબ્ધ સંસ્કૃત ગ્રંથોની ગણના કરીને એવા શબ્દો ઉચ્ચારેલા છે કે " જે હસ્તલિખિત સંસ્કૃત ગ્રંથો અત્યાર સુધીમાં ઉપલબ્ધ થયેલા છે તે સંસ્કૃત ગ્રંથોની સંખ્યા દશ સહસ્રની છે અને તેમાં ભિન્ન ભિન્ન વિષયના ગ્રંથોનો સમાવેશ થયેલો છે ! અર્થાત્ જો ગ્રીસ તથા રોમ એ ઉભય સુસંસ્કૃત પ્રાચીન દેશોના સમસ્ત પ્રાચીન ગ્રંથોને એકત્ર કરવામાં આવે, તો પણ તે સર્વ ગ્રંથો આટલી વિશાળ સંખ્યા પર્યન્ત પહોંચી શકે તેમ નથી." જુઓ 'India, What Can It Teach Us ?' page 84. રે. વૉર્ડ નામક એક પાશ્ચાત્ય પંડિતે પોતાના લખેલા 'Antiquity of Hinduism' નામક ગ્રંથના ૪ થા ખંડના 'Conclusion' શીર્ષક પ્રકરણમાં જે ઉલ્લેખ એ વિષયપરત્વે કરેલો છે તે એ છે કે " ભારતીય હિન્દુઓ નિરંતર પ્રત્યેક શાસ્ત્રના અધ્યયનકાર્યમાં નિમગ્ન રહ્યા કરતા હતા, એ વાર્તા તેમના વિશાળ વાઙ્મયને જોતાં તત્કાળ આપણા જાણવામાં આવી જાય છે; માત્ર એટલું જ નહિ, પણ તેમની પ્રત્યેક વિષયની પ્રતિપાદનશૈલીને જોતાં વિદ્વત્તાના વિષયમાં તેમને અન્ય કોઈ પણ દેશના વિદ્વાનો પરાજિત કરી શકે, એ ઘટના સર્વથા અસંભવનીય જ દેખાયા કરે છે. તેમનાં ( હિન્દુઓનાં ) તત્ત્વજ્ઞાનવિષયક વાઙ્મય તથા ધર્મશાસ્ત્રો આદિકનું જેમ જેમ આપણે અધિકાધિક પરિશીલન કરતા રહીએ છીએ તેમ તેમ તેમની વિદ્વત્તા, બુદ્ધિમત્તા તથા દક્ષતાનો આપણને નિશ્ચયાત્મક અનુભવ મળતો રહે છે." મિસિસ મૅનિંગ નામક પાશ્ચાત્ય વિદુષી વનિતાએ પોતાના લખેલા 'Ancient and Medivael India' નામક ગ્રંથના દ્વિતીય પુસ્તકના ૧૪૮ મા પૃષ્ઠમાં પોતાની એવા પ્રકારની માન્યતાને લિપિબદ્ધ કરેલી છે કે " સંભવતઃ મનુષ્યની

ગનોદેવતા તથા બુદ્ધિથી જ્ઞાનપ્રાપ્તિની જે અંતિમ સીમા પર્યન્ત પહોચી શકાય તેમ છે તે જ્ઞાનપ્રાપ્તિની અંતિમ સીમા પર્યન્ત પહોચવાના કાર્યમા ભારતીય હિન્દુઓની મનોદેવતા તથા બુદ્ધિ દેવતાએ અપૂર્વ વિજય મેળવી લીધો છે '

આ સમસ્ત પ્રકરણનો અંતિમ સારાશ એ જ છે કે ભારત વાસી હિન્દુઓની બુદ્ધિમત્તા તથા મનોવૃત્તિવિષયક શ્રેષ્ઠતાને જોતા ગમે તેવી પરિસ્થિતિમા પણ તેમના હસ્તથી અત્યંત વ્યાપક તથા ઉદાત્ત વાઙ્મયનુ નિર્માણ નિત્ય નવીન નવીન સ્વરૂપમા થતુ રહે એ ઘટના સર્વથા સ્વાભાવિ તથા નૈસર્ગિક જ હતી અને તેમાં વળી ' अधिकम्य अधिक फलम् ' એ ન્યાય અનુસાર તેમને પોતાની એ અપૂર્વ બુદ્ધિમત્તા તથા મનસ્વિતાને પોતાના પ્રભાવને પ્રકાશિત કરી બતાવવામાટે સર્વાગપરિપૂર્ણ શ્રવણમનોહર તથા રાસ્દ્સપન્ન સસ્કૃત ભાષા જેવી લોકોત્તરા ભાષા પણ સ્વાભાવિક જ પ્રાપ્ત થઇ ગઇ હતી એટલે પછી તેમના હસ્તથી આવા સુસપન્ન સુદર તથા વિશ્વશ્રેષ્ઠ વાઙ્મયનુ નિર્માણ થાય એમા પૂછવાનુ શુ હોય વારુ ? અર્થાત્ પ્રાચીનકાલિક ભારતીય હિંદુઓના હસ્તથી જે નાનાવિધ વિશાલતમ વાઙમયનો વિસ્તાર થયેલો છે તે વાઙમયની વિવિત્રતા વ્યાપકતા તથા સૂક્ષ્મતાના સાક્ષાત્કારથી આજે સંશયવાદી પાશ્ચાત્ય પંડિતો પણ પ્રાજ્ઞતાપૂર્વક પોતાના આશ્ચર્યને નાનાવિધ સ્વરૂપમા વ્યક્ત કરી રહ્યા છે અને સસ્કૃત સારસ્વત ।। એ વિદેશી તથા વિધર્મી વિદ્વાનોદ્વારા થતા ગૌરવયુક્ત આદરમા જ હિન્દુઓના પ્રાચીનતમ સસ્કૃત સારસ્વત કિંવા સસ્કૃત સાહિત્યની શાશ્વત તથા ચિરંજીવિની વિજયશાલિતાનો મહાગૂઢ મર્મ સમાયેલો છે અસ્તુ અદ્યાપિ આપણે ભારતીય પ્રાચીન સસ્કૃત સારસ્વતની ભિન્ન ભિન્ન શાખાઓની હિરણ્યગર્ભતાનુ હવે પછીના પ્રકરણમાં કાંઇક વિસ્તાર-પૂર્વક નિરીક્ષણ કરવાનુ હોવાથી આ ઉપોદ્ઘાતરૂપ પ્રકરણની અહીં જ પરિસમાપ્તિ કરી દેવાનુ અમો ઉચિત માનીએ છીએ

# પ્રકરણ ૯ મું

## હિન્દુવાઙ્મયવૃક્ષ અને તેની ભિન્નભિન્ન શાખાઓ

### ૧ વૈદિક વાઙ્મય

**Veil after veil will lift—but there must be**
**Veil upon veil behind. "***

*Buddha's Sermon*, Light of Asia, p. 21.

આપણી ભારતીય હિન્દુજાતિના પ્રાચીન સંસ્કૃત સારસ્વતની સર્વશ્રેષ્ઠતાનો સામુદાયિક સ્વરૂપમાં તો ગત પ્રકરણમાં અમોએ અમારા પાઠકો તથા પાઠિકાઓને સામાન્ય પરિચય કરાવી દીધો છે, પરંતુ જ્યાં સુધી આપણા એ પ્રાચીન હિન્દુવાઙ્મયરૂપ વૃક્ષની ભિન્ન ભિન્ન કિંવા મુખ્ય મુખ્ય શાખાઓની વાસ્તવિક પ્રગલ્ભતા તથા શ્રેષ્ઠતાનો પણ આ ગ્રંથના પાઠકો તથા પાઠિકાઓને સર્વસાધારણ કિંવા આવશ્યક પરિચય કરાવી દેવામાં ન આવે, ત્યાં સુધી આપણા પ્રાચીન સંસ્કૃત સાહિત્યની સર્વોત્કૃષ્ટતા કિંવા હિરણ્યગર્ભતાની તેમ-નાથી વાસ્તવિક કલ્પના ન કરી શકાય એ ઘટના સર્વથા સ્વાભાવિક હોઇને હવે પછીના કેટલાક પ્રકરણોમાં આપણા પ્રાચીન ભારતીય હિન્દુવાઙ્મયવૃક્ષની ભિન્નભિન્ન શાખાઓનો—આવશ્યકતા અનુસાર કોઇ સ્થળે સંક્ષિપ્ત તો કોઇ સ્થળે સવિસ્તર સ્વરૂપમાં—પર્યાપ્ત પરિચય કરાવી દેવાની આવશ્યકતા અમોને બહુધા અનિવાર્ય જણાતી હોવાથી આ પ્રકરણથી અમો હવે એ કાર્યને આપણા સારસ્વતહિરણ્યગર્ભ—

---

* " (અગ્રભાગમાનાં) આવરણો એક પછી એક દૂર થતાં રહેશે, પરન્તુ તેટલાં જ આવરણો પશ્ચાદ્ભાગમાં અવશિષ્ટ રહ્યા કરશે કિંવા નિરન્તર રહેશે ! "

બુદ્ધ ભગવાનનો ધર્મોપદેશઃ 'એશિયાનો પ્રકાશ' પૃષ્ઠ ૨૧.

અધ્યાપક મૅક્સમૂલર મહાશયે પોતાના 'India: What Can It Teach Us?' નામક ગ્રંથના ૮૯ મા પૃષ્ઠમાં વેદોની ઉત્કૃષ્ટતાના સંબંધમાં પોતાના એવા સ્પષ્ટતમ હાર્દિક અભિપ્રાયને પ્રદર્શિત કરી બતાવ્યો છે કે: "સમસ્ત માનવવંશના શિક્ષણરૂપ ગ્રંથોમાં વૈદિક વાઙ્મય જે એક પ્રકારની સર્વથા અલૌકિક વિશિષ્ટતા તથા ઉત્કૃષ્ટતા ધરાવે છે તે વિશિષ્ટતા અન્ય કોઇ પણ સ્થળે આપણા જોવામાં આવી શકે, એ ઘટના સર્વથા અશક્ય તથા અસંભવનીય છે।"

આપણા પ્રાચીન ભારતવર્ષમાં વિદ્યારૂપ કિંવા જ્ઞાનતરુની સર્વ શાખાઓનો સંપૂર્ણ વિકાસ થયેલો હતો અને જ્ઞાનની તે પ્રત્યેક શાખાના ગ્રંથો પણ વિશાળ સંખ્યામાં રચાયા કિંવા લખાયા હતા; પરંતુ કેવળ આપણી હિન્દુજાતિના જ નહિ; કિંતુ વિશ્વની સર્વ જ્ઞાનપિપાસુ કિંવા જિજ્ઞાસુ માનવજાતિયોના દારુણ દુર્ભાગ્યની પ્રબળતાથી જેમને મહત્ત્વના કહી શકાય તેવા સંસ્કૃત ગ્રંથોની અમુક સંખ્યા સર્વભક્ષક કાળના વિશાળ ઉદરમાં પ્રવેશીને લુપ્તપ્રાય થઇ ગયેલી હોવાથી અને અત્યંત મહત્ત્વપૂર્ણ ગ્રંથોની અત્યંત વિશાળ સંખ્યાનો, ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે, મહાધર્માન્ધ, આતતાયી તથા પરધર્માસહિષ્ણુ ભારતાક્રમણકારી મુસ્લિમોના હસ્તથી અગ્નિનારાયણના મુખમાં બલિ અપાઇ ગયેલો હોવાથી તે વિશાલસંખ્ય ગ્રંથોમાંના જ્ઞાનનિધાન સાથે આપણો શાશ્વત વિચ્છેદ થઇ ગયો છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ વિશ્વના સમસ્ત ગ્રંથસમુદાયમાં રત્નરૂપ મનાતા સર્વથા અમૂલ્ય તથા હિરણ્યગર્ભસ્વરૂપ વેદ નામક આપણા પ્રાચીનતમ ગ્રંથો સર્વ પ્રકારે સુરક્ષિત તથા સજીવન રહીને અત્યારના જડવાદપ્રધાન યુગમાં પણ જડવાદી પાશ્ચાત્ય પ્રજાને આશ્ચર્યચકિત કરી રહ્યા છે, એ કેવળ ઇશ્વરની કૃપાનો જ ચમત્કાર છે અને એ ઘટના વેદોની અપૌરુષેયતા તથા અનાદ્યન્તતાને જ નિર્વિવાદ સ્વરૂપમાં તથા સપ્રમાણ સિદ્ધ કરી

રહી છે, એ વાતનો કદાપિ કોઇથી અસ્વીકાર કરી શકાય તેમ છે જ નહિ. ધર્મગ્રંથોમાંના અત્યંત પુરાતન 'મનુસ્મૃતિ' નામક અગ્રગણ્ય ધર્મગ્રંથ, રામાયણ તથા મહાભારત આદિ અન્યાન્ય સર્વમાન્ય તથા સર્વશ્રેષ્ઠ ઇતિહાસગ્રંથ તેમ જ અન્ય વિષયના અન્ય ગ્રંથોમાં અનેક સ્થળે પાઠભેદ, પાઠલોપ તથા નવીન વિષયપ્રવેશ આદિક ન્યૂનાધિકતાઓ અન્ય વિદ્વાનોના હસ્તથી થયેલી પ્રત્યક્ષ જોવામાં આવી શકે છે અને એ વિષયને તે તે ગ્રંથોના પરિચયના પ્રસંગે અમો આવશ્યક પરિમાણમાં ચર્ચવાના જ છીએ; પરંતુ વેદોના અદ્ભુત ભાષાસૌન્દર્ય તથા અપ્રતિમ વિષયગાંભીર્યના યોગે કોઇ પણ પશ્ચાત્કાલસ્થ પંડિત કિંવા પંડિતંમન્ય પુરુષથી વેદોમાં એક અક્ષરમાત્રનું પરિવર્તન કિંવા ન્યૂનાધિકત્વ પણ જ્યાં નથી કરી શકાયું ત્યાં તેમાં અધિક ન્યૂનાધિકતા તો ક્યાંથી જ કરી શકાય વારુ? અર્થાત્ વેદો આપણને તેમના પ્રાચીનતમ વિશુદ્ધ તથા વાસ્તવિક સ્વરૂપમાં જ પ્રાપ્ત થઇ શક્યા છે અને એ આપણી હિન્દુજાતિના સૌભાગ્યની સીમા છે એમ જ આપણે માનવાનું છે, કારણ કે, વેદોના એ વિશુદ્ધતમ સ્વરૂપના યોગે જ આજે ગુણગ્રાહક વેદાભ્યાસી પાશ્ચાત્ય પંડિતોદ્વારા આપણા આના અધોગતિના અવસરમા પણ આપણી આટલી સીમા પર્યન્ત પ્રતિષ્ઠા થઇ રહી છે અને સમસ્ત સંસાર એ અપૌરુષેય વેદોના પ્રતાપે જ હિન્દુઓને સમસ્ત સંસારના હિરણ્યગર્ભતુલ્ય અલૌકિક તથા એકમેવાદ્વિતીય જ્ઞાનદાતા તરીકે મુક્તકંઠથી ઓળખી તથા ઓળખાવી રહ્યો છે

વેદોના સર્વથી પ્રથમ અસ્તિત્વમાં આવવાના કાળનો અદ્યાપિ કોઇ પણ પુરાતત્ત્વવેત્તા કિંવા ઇતિહાસસંશોધકોથી નિશ્ચયાત્મક નિર્ણય નથી જ કરી શકાયો: અર્થાત્ વેદોના જન્મકાળના સંબંધમાં આનુમાનિક પ્રમાણોના આધારે જે કાંઇ પણ અનુમાનો કરવામાં આવ્યાં છે તે અદ્યાપિ અનુમાનો જ રહેલાં હોઇને નિશ્ચયના સ્વરૂપને ધારણ નથી કરી શક્યા. -અર્થાત્ આવી રીતે વેદોના જન્મકાળવિષયક

નિર્ણયની ઘટના એક મહાવિકટ સમસ્યા હોવાના કારણથી જ વેદો કાળની મર્યાદાથી સર્વથા મુક્ત હોઇને અનાદિ, અનન્ત તથા અપૌરુષેય છે, એવી જ આપણા શ્રદ્ધાળુ હિન્દુઓની દૃઢ માન્યતા થઇ ગયેલી છે અને જ્યા સુધી વેદોના જન્મકાળનો નિશ્ચિત નિર્ણય કરી બતાવવામા ન આવે ત્યા સુધી હિન્દુઓની વેદોની અનાદિતા, અનન્તતા તથા અપૌરુષેયતા વિષયક માન્યતા પણ બહુધા અનન્ત જ રહેવાની છે સમસ્ત વિશ્વની જ્ઞાનગંગાનો ઉદ્ગમ વેદોમા જ હોઇને વેદો વિશ્વના સમસ્ત સારસ્વતના આદિજન્મદાતા કિંવા જનક છે, માત્ર એટલું જ નહિ, પણ વેદોમા જે તત્ત્વોનુ બીજના રૂપમા કિંવા આલંકારિક ભાષામા વર્ણન કરાયલું છે તે તત્ત્વો આધુનિક સૂક્ષ્મ કિંવા વાસ્તવિક વિજ્ઞાન (True Science) નાં પ્રમેયોનુ જ પ્રતિપાદન કરનારા છે, એનુ એક અત્યંત મનોરંજક તથા બુદ્ધિ-વિકાસક ઉદાહરણ નીચે આપવામા આવ્યુ છે

'આર્યસમાજ' નામક ધાર્મિક સંસ્થાના આદિ જન્મદાતા અને વર્તમાનકાળના એક આદર્શ આર્ય સંન્યાસી પરમપૂજ્ય સ્વામી દયાનન્દ સરસ્વતીએ ઋગ્વેદનું જ ભાષ્ય કરેલું છે અને તે ભાષ્યમા ઋગ્વેદમાંનાં શબ્દો તથા વાક્યોના અર્થના વિશદીકરણની જે પ્રણાલિકાને સ્વીકારી છે તે પ્રણાલિકાને અનુસરીને લાહોરનિવાસી સ્વર્ગીય પંડિત ગુરુદત્ત વિદ્યાર્થીએ ઋગ્વેદમાના અમુક મંત્રોના અર્થને પ્રકાશિત કરી બતાવવાનો પ્રયત્ન કર્યો હતો અર્થાત્ એવી રીતે ઋગ્વેદના દ્વિતીય સૂક્તના સપ્તમ મંત્રના અર્થને સમજી લેવાનો આયાસ કરતાં તેમા નિમ્ન લિખિત ચમત્કારનો તેમને અચાનક સાક્ષાત્કાર થયો હતો અને એ ચમત્કારના સાક્ષાત્કારથી તેમના આશ્ચર્યનો સ્વાભાવિક જ અવધિ થઇ ગયો હતો તે મંત્ર આ છે—

" मित्र हुवे पूर्त दक्ष वरुण च रिशादसम । धिय घृताचि साधन्ता " ॥ ऋ० अ० १, सू० २, मंत्र ७.

આ મંત્રની અર્થવ્યવસ્થાના સંબંધમા સ્વ પંડિત ગુરુદત્ત

વિદ્યાર્થીએ પોતાના જે મંતવ્યને વ્યક્ત કરી બતાવ્યું છે તે મંતવ્ય એ છે કે: ". આ મંત્રમાંના 'મિત્ર' શબ્દનો મૂળ અર્થ 'ગણક' અથવા 'કોઇ પણ વસ્તુની ગણના કરનાર, કોઇ પણ વસ્તુને મોજી બનાવનાર' હોઇને ત્યાર પછી જે કોઇ પણ વસ્તુને એ ગણનાનું કાર્ય કરવું પડતું હોય અથવા તો જે વસ્તુમાં એ ગણકતા જોવામાં આવી શકતી હોય તે વસ્તુને 'મિત્ર' નામથી ઓળખવા તથા ઓળખાવવાનો પરિપાક પડી ગયો હતો; માત્ર એટલું જ નહિ, પણ અન્તે એ 'મિત્ર' શબ્દનું, 'ગણક'માંથી સ્વયં વસ્તુના 'પરિમાણ'ના અર્થમાં પરિવર્તન થઇ ગયું હતું. અસ્તુ. 'મિત્ર' શબ્દનો દ્વિતીય અર્થ 'સહચર' કિંવા 'સહવાસી' પણ થાય છે અને ઉપર્યુક્ત મંત્રમાં 'મિત્ર' શબ્દનો એ દ્વિતીય અર્થ જ અભિપ્રેત છે, એમ તત્કાળ આપણને દેખાઇ આવે છે; કારણ કે, આ મંત્રમાં 'મિત્ર'નો વરુણના 'સહચર' કિંવા 'સહવાસી' તરીકે જ પરિચય કરાવવામાં આવ્યો છે. આ મંત્રમાં 'વરુણ' શબ્દ જેને પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોએ 'ઑક્સિજન' નામ આપેલું છે તે પ્રાણવાયુના અર્થમાં જ યોજાયલો છે અને તે એવી રીતે કે, જેને આધુનિક પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો 'હાઇડ્રોજન' નામથી ઓળખે છે તે 'હાઇડ્રોજન' નામક વાયુ વજનમાં પોતે બહુ જ હલકો હોઇને અન્ય વાયુઓની ઘનતાને માપવા કિંવા મોજવાના પરિમાણરૂપ છે અને એ 'હાઇડ્રોજન' નામક વાયુનો ઉપર્યુક્ત 'ઑક્સિજન' નામકે વાયુ સાથે અત્યંત શીઘ્ર સંયોગ થઇ જતો હોવાથી 'મિત્ર'ને 'વરુણ' એટલે કે 'ઑક્સિજન'ના 'સહચર' કિંવા 'સહવાસી' તરીકે ઓળખાવવામાં આવ્યો છે. સારાંશકે, વેદોમાં જેમનો 'મિત્ર' તથા 'વરુણ' નામથી વારંવાર પરિચય કરાવવામાં આવ્યો છે તે આધુનિક વિજ્ઞાનશાસ્ત્રમાંના 'હાઇડ્રોજન' તથા 'ઑક્સિજન' નામક વાયુઓ જ હોવા જોઇએ, એ વાર્તા તેમનાં ગુણધર્મવિષયક અનુમાન તથા તુલનાના યોગે આપણો જાણવામાં આવી શકે છે. વેદોમાં કેટલેક સ્થળે 'મિત્ર'

શબ્દને 'ઉદાન' વાયુના સમાનાર્થક શબ્દ કિંવા પર્યાય શબ્દ તરીકે યોજવામાં આવ્યો છે અને એ 'ઉદાન'વાયુની 'અગુરુતા' કિંવા 'લઘુતા' તથા 'ઉડ્ડાણક્ષમતા' (બાષ્પના રૂપમાં ઊડી જવાની શક્તિ) સર્વવિશ્રુત હોવાથી એ શબ્દને એ અર્થોમાં કોઇ પણ પ્રકારના પ્રત્યવાય વિના સ્વીકારી શકાય તેમ છે. આવી રીતે 'મિત્ર' શબ્દના અર્થની વ્યવસ્થા કરી લીધા પછી સ્વાભાવિક જ 'વરુણ' શબ્દના તાત્ત્વિક વિચારનો વિષય આપણા સમક્ષ દંડાયમાન થઇ જાય છે. આ સંસારમાં જેટલાં સજીવ પ્રાણીઓ અસ્તિત્વ ધરાવે છે તે સર્વ જીવધારિ પ્રાણીઓને જો કોઇ પણ પદાર્થની અત્યંત તથા અનિવાર્ય આવશ્યકતા હોય તો તે કેવળ 'વરુણ'ની જ છે અને તે એટલામાટે કે 'વરુણ' વિના પ્રાણોને શરીરમાં ધારણ કરવાનું કાર્ય કદાપિ સિદ્ધ થઇ શકતું જ નથી. લોહ તથા તામ્ર જેવા કનિષ્ટ પ્રકારના ધાતુઓનો કાટના રૂપે ભક્ષ કરી લેવો; સર્વ પ્રકારનાં અસ્થિયોને બાળીને ભસ્મીભૂત કરી દેવાં; સજીવન શરીરોમાં પ્રાણવાયુના ઉત્પાદનદ્વારા રક્તની શુદ્ધિ કર્યા કરવી અને જીવનકલાને જાગરુક રાખ્યા કરવી, એ 'વરુણ' નામક તત્ત્વનાં નૈસર્ગિક કાર્યો છે, એ વાર્તા વૈજ્ઞાનિક દષ્ટિથી જોતાં આપણા જેવા તથા જાણવામાં આવી જાય છે. પરંતુ અહીં જે શબ્દના અર્થ ઉપર વિશેષ કટાક્ષ છે તે શબ્દ 'રિશાદસ' છે. અર્થાત્ મુખ્યતઃ આ અર્થ અને ઉપર આપેલા અન્ય અર્થોનો એકત્ર વિચાર કરતાં 'વરુણ' એટલે આધુનિક 'ઑક્સિજન' વિના અન્ય કોઇ પણ પદાર્થ નથી, એવો બહુધા આપણો નિશ્ચય થઇ જાય છે. આ મંત્રમાં વળી 'પૂત–દક્ષ' એવા એક વિશિષ્ટ શબ્દને યોજવામા આવ્યો છે અને એ સામાસિક શબ્દમાંના બે શબ્દોના 'પૂત' એટલે શુદ્ધ કિંવા નિર્મલ, મલરહિત અને 'દક્ષ' એટલે સામર્થ્ય કિંવા શક્તિ, એ અર્થો થઇ શકે છે. સારાંશ કે, આ સર્વ શબ્દોના પારસ્પરિક સંબંધને જોતાં આ મંત્રનો જે સંપૂર્ણ અર્થ થાય છે

તે એ છે કે ' જે કોઇ પણ મનુષ્યની બે મૂળ પદાર્થોના સંયોગથી જળ ( પાણી )નું નિર્માણ કરવાની ઇચ્છા હોય તેણે અત્યંત નીચ અને ( તાપના મારણથી ) શુદ્ધ ' મિત્ર ' ( Hydrogen ) નામક વાયુ તથા ' સ્નિગ્ધ ' ધર્મી ' વરુણ ' ( Oxygen ) નામક વાયુનો પરસ્પર સંયોગ કરી દેવો ( એ ઉભય વાયુઓને એક પાત્રમાં એકત્ર ભરી દેવા ) એટલે એ સંયોગીકરણના યોગે તત્કાળ નિર્મળ જળ તૈયાર થઇ જાય છે અસ્તુ

વેદોની અત્યંત તથા અકલ્પનીય પ્રાચીનતા તો હવે સર્વથા એકવાક્યતાપૂર્વક સર્વત્ર સર્વમાન્ય થઇ ચૂકી છે, એટલે વેદોની એ પ્રાચીનતાવિષયક મહત્તા ઉપરાંત વેદોની સત્યજ્ઞાનજનકત્વ વિમલ સાધ્ય સત્ય સિદ્ધાંત ધારણ સામર્થ્ય, ભાષાસૌષ્ઠવ પરમાત્મજ્ઞાનસંપાદનગુણના વિશાળ પ્રમાણના અને માનવજાતના પ્રાચીન ઇતિહાસની પરિચાયકતા ઇત્યાદિક અન્યાન્ય ગુણપરંપરાની દૃષ્ટિથી પણ જે અનન્ય મહત્તા આપણા જોવામાં આવ્યા કરે છે તે મહત્તા પણ સર્વથા અસામાન્ય કોટિની છે એ વાર્તા સર્વથા નિઃસંશય તથા નિર્વિવાદ છે પરંતુ અત્યારના આપણા વર્તમાન સમયમાં આપણા દારુણ દુર્ભાગ્યવશાત્ આપણી સ્વર્ગાદપિ ગરીયસી જનની જન્મભૂમિ ભરતભૂમિવાસિની હિન્દુજાતિના બ્રાહ્મણો ક્ષત્રિયો તથા વૈશ્યોએ વેદાભ્યાસક્રમને સર્વથા ત્યજી દીધેલો હોવાથી માત્ર એટલું જ નહિ, પણ વેદાર્થના મુખ્ય સાધનરૂપ સૂત્રો તથા વેદાંગોના ઉત્તમ જ્ઞાતા હિન્દુ પંડિતો પણ અત્યંત અલ્પ સંખ્યા તથા અપવાદના રૂપમાં જ અસ્તિત્વ ધરાવતા હોવાથી વેદોના વાસ્તવિક અર્થોને સમજી શકનાર મહાભાગ્યશાળી હિન્દુ પુરુષોની સંખ્યા આંગળીના વેઢા ઉપર ગણી શકાય તેવી શોચનીય પરિમિતતા પર્યન્ત આવી લાગી હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ છે જ નહિ અને કદાપિ હોઇ શકે તેમ પણ નથી' અર્થાત્ આપણી આ શોચનીય સ્થિતિના સમર્પક અપરાધી જ છીએ એ વાર્તા પણ એટલામાટે સર્વથા

निर्विवाद छे के आपणे आपणी पोतानी सर्व उत्कृष्ट वस्तुओनी महत्ताने सर्वथा भूली गया छीओ, मात्र एटलुं ज नहि, पण 'अतिपरिचयादवज्ञा' ए न्याय अनुसार आपणी पोतानी विश्वश्रेष्ठ वस्तुओनी प्रचंड प्रतिष्ठा करवाने बदले अतिशय अप्रतिष्ठा, अवहेलना किंवा उद्दाम उपेक्षा ज करी रह्या छीओ परंतु हवे आपणने आ अज्ञानान्धकारमांथी हस्त झालीने बहिर्गत करवानी परमदयावन परमात्माओ काइक व्यवस्था करी दीधी छे, ए आपणा माटे काइक आनंदनो विषय छे अर्थात् परमात्माओ आपणा ए परमपुरातन तथा परमसनातन 'वेद' नामक ग्रंथोनी अलौकिक योग्यतानो पाश्चात्य वेदाभ्यासक पंडितोद्वारा आपणने परिचय करावानी आपणा प्रचंड प्रमादनी शासनरूपिणी किंवा दारुण दंडरूपिणी योजना करेली छे जे परमात्मानी आ योजनाना योगे ज आपणो प्रमाद आपणा जाणवामां आवी जाय, आपणा अज्ञानान्धकारनो अंत थइ जाय, आपणी स्वकीय वस्तुविषयक उद्दाम उपेक्षावृत्तिनुं उन्मूलन थइ जाय अने उन्मीलित नयनो उघडी जतां आपणे वेदवेदांग आदिकना अभ्यासमां पुनरपि प्रवृत्त थइ जइओ, तो आपणी उन्नति, आपणा उत्कर्ष तथा आपणा भाग्योदयना दिवसो विशेष दूर नथी एम आपणे निःसंशय मानी लेवानुं छे जेमना आचार विचारो आपणाथी सर्वथा भिन्न प्रकारना छे, जेमना संस्कारो आपणा संस्कारोथी सर्वथा विसदृश तथा विपरीत छे, जेमनी नैसर्गिक परिस्थिति आपणी नैसर्गिक परिस्थितिथी सर्वथा पृथक किंवा विपरीत छे अने जेमनी विचारधारा पण आपणी विचारधाराथी सर्वथा विरुद्ध दिशामां ज वहन करनारी छे ते पाश्चात्य देशवासी गौरांग पंडितो आजन्म प्रचंड परिश्रम करीने वेदोना गूढतम अर्थोने समजी लेवाना प्रयत्नोमां निमग्न रह्या करे, वेदोमांना प्रगल्भ विचारोना साक्षात्कारथी अकल्पनीय परिमाणमां मुग्धताने अनुभवता रहे, वेदोमां विस्तरेला गंभीर तत्त्वज्ञानना दर्शनथी तेमना नयनो अंजाता रहे

અને વેદોની મહામનોમોહની, સંપૂર્ણ શુદ્ધ તથા મહામધુરી ભાષા તેમ જ વેદોમાંના કમનીય કાવ્યના માધુર્યના યોગે તેઓ પોતાના આયુષ્યમાંના સમગ્ર અવસાદોને ભૂલી જઇને એક પ્રકારના અનિર્વચનીય તથા સર્વથા સ્વસંવેદ્ય આનંદનો આત્મસાક્ષાત્કાર કરતા રહે; માત્ર એટલું જ નહિ, પણ તે આનંદનો અતિરેક થઇ જતાં તેમના મુખમાંથી વેદનારાયણની સ્તુતિના સ્તોત્રો નીકળતાં રહે તેમ જ તેમની લેખિનીઓ વેદ ભગવાનની પ્રશંસાની લલિત વાક્યમાલાને લિપિબદ્ધ કરતી રહે, એ સર્વ ઘટનાઓ પરમાત્માની ઇચ્છા વિના કદાપિ ઘટી શકે તેવી નથી અને આજે એ ઘટનાઓ વિશાલ પરિમાણમાં ઘટી રહેલી હોવાથી અમોએ એ ઘટનાને પરમાત્માની યોજના તરીકે જ ઉપર ઓળખાવેલી છે ! સારાંશકે, પાશ્ચાત્ય પંડિતો આજકાલ વેદાર્થજ્ઞાનપ્રાપ્તિમાટે વેદોના અભ્યાસમાં લીન થઇ ગયા છે એ તેમના માટે જેટલા પરિમાણમાં અભિમાન તથા પ્રતિષ્ઠાનો વિષય છે તેટલા જ પરિમાણમાં તેમની મધ્યસ્થતાથી વેદોની સર્વશ્રેષ્ઠતાનો આપણને બોધ થાય અને તેમના સાક્ષિત્વથી જ આપણે આપણા વેદોની હિરણ્યગર્ભતાને અલ્પસ્વલ્પ પરિમાણમાં જાણી શકીએ એ આપણા માટે લજ્જા, અપ્રતિષ્ઠા તથા મહાકષ્ટ-સાધ્ય, કિંબહુના અપરિમાર્જનીય કલંકનો વિષય છે, એમ સત્યના સમર્થનમાટે અમારે અહીં નિરુપાય થઇને બોલવું તથા લખવું પડે છે અને એ આવશ્યક અવિનયમાટે અમો અમારાં પાઠકો તથા પાઠિકાઓની અંતઃકરણપૂર્વક ક્ષમા માગી લઇએ છીએ. અસ્તુ જે પ્રમાદ ભૂતકાલમા આપણા હસ્તથી થયો છે તેના પરિમાર્જનનો કોઇ પણ ઉપાય છે જ નહિ; પરંતુ હવે પછી પણ યથાસમય સાવધાન થઇને આપણી હિન્દુજાતિ વેદોના અભ્યાસને પાશ્ચાત્ય પંડિતોના વેદવિચારવિષયક ગ્રંથોની સહાયતાસહિત આરંભી દેશે, તો પણ તે અભ્યાસના યોગે આપણા ભૂતકાલિક વિઘાતક પ્રમાદનું બહુ અંશે પરિમાર્જન થઇ જશે; વેદોના અભ્યાસને

આરંભતાંની સાથે જ વેદોમાંના ગંભીરતમ તત્ત્વોના બોધ તથા આનંદ આદિકની પોતાની મેળે જ આપણને પ્રાપ્તિ થવા માંડશે અને વેદોની હિરણ્યગર્ભતાની અપરોક્ષ અનુભૂતિ થતાં આપણી હિન્દુત્વાભિમાનવિષયક ભાવનાઓ પણ સ્વયમેવ અધિકાધિક દૃઢ થતી રહેશે. અસ્તુઃ ત્યારે હવે વેદાભ્યાસી પાશ્ચાત્ય પંડિતોએ આપણા વેદ ભગવાનની પ્રશંસાના દર્શક જે ઉલ્લેખો પોતાના અનેક ગ્રંથોમાં કરેલા છે તે ઉલ્લેખોમાંના અમુક ઉલ્લેખોને સાક્ષિત્વના સ્વરૂપમાં અહીં ઉદ્ધૃત કરી બતાવવાના કાર્યમાં જ અમો પ્રવૃત્ત થઇશું.

સર વિલિયમ હન્ટર્ મહાશયનો વેદકાળના સંબંધમાં એવો અભિપ્રાય છે કે "પરમપૂજ્ય ઋગ્વેદનો કાળ સર્વથા અગમ્ય છે." અધ્યાપક મૅક્સમૂલર મહાશયે વેદોની પુરાતનતાના સંબંધમાં એવા આશયનો ઉલ્લેખ કરેલો છે કે " માનવજાતિના વિશ્વમાંના ગ્રંથ-સંગ્રહોમાંના જો કોઇ સર્વથી પુરાતન તથા આદિ ગ્રંથ હોય તો તે ગ્રંથ કેવળ ભારતીય હિન્દુજાતિના વેદ નામક ગ્રંથો જ છે; " અને અધ્યાપક મૅક્સમૂલર મહાશયના એ અભિપ્રાયને પ્રોફેસર હીગ્ન મહાશયે પણ અક્ષરશઃ માન્ય રાખેલો છે જે વેળાયે વૉલ્ટેઅર નામક એક વિખ્યાત પાશ્ચાત્ય પંડિતને ' યજુર્વેદ 'ની એક પ્રત સમર્પવામાં આવી હતી ત્યારે તેના મુખમાંથી નૈસર્ગિક એવા ઉદ્ગારો નીકળી ગયા હતા કે " આ ઉપહાર સર્વથા અલૌકિક તથા અમૂલ્ય હોઇને આ વેદ જેવો અશ્રુતપૂર્વ જ્ઞાનભંડાર પાશ્ચાત્ય દેશવાસીઓને પૌરસ્ત્ય દેશમાંથી પ્રાપ્ત થયેલો હોવાથી પાશ્ચાત્ય દેશ-દેશવાસીઓ પૌરસ્ત્ય દેશવાસી ( હિન્દુઓ )ના આ ઋણથી કદાપિ મુક્ત નથી જ થવાના. " વેદોની ગંભીરતા તથા સર્વશ્રેષ્ઠતાથી મુગ્ધ થતાં લેઑન્ ડેલ્બોસ નામક એક પાશ્ચાત્ય પંડિતના ઉત્સાહ તથા આનંદનો અતિરેક થઇ જતાં તેણે એવા પ્રકારના આશયને વ્યક્ત કરી બતાવ્યો હતો કે " ગ્રીસ તથા રોમ એ ઉભય દેશોનાં -સાહિત્યરૂપ સ્મારકો ગમે તેવાં ને ગમે તેટલાં વિશાળ તથા પુરાતન

હોવા છતાં પણ તેમનાથી ભારતીય હિન્દુઓના ઋગ્વેદ નામક અત્યંત પ્રાચીન તથા જ્ઞાનનિધાનરૂપ ગંભીરતમ ગ્રંથની યોગ્યતાની અંશમાત્ર સ્પર્ધા પણ કદાપિ કરી શકાય તેમ નથી !' અધ્યાપક મૅક્સમૂલર મહાશયે વેદોની અનન્ય તથા અપ્રતિમ હિરણ્યગર્ભતાને અનુભવીને સમસ્ત વિશ્વને પોતાની એ માન્યતાનો ઉપદેશના સ્વરૂપમાં ધારણાપૂર્વક પરિચય કરાવી દીધો છે કે "વિશ્વના ઇતિહાસમાં જે કાર્ય અન્ય કોઇ પણ ભાષાના કોઇ પણ ગ્રંથદ્વારા સિદ્ધ થતો સંભવ ન હોતો તે કાર્યને ભારતીય હિન્દુઓના વેદ નામક પ્રાચીનતમ ગ્રંથોએ સંપૂર્ણ સ્વરૂપમાં સિદ્ધ કરી બતાવ્યું છે અને તેથી જે મનુષ્યના હૃદયમાં પોતાના પૂર્વજો તથા પોતાના ઇતિહાસનું લેશમાત્ર પણ અભિમાન વિદ્યમાન હોય અને જે મનુષ્ય પોતાના માનસિક વિકાસની અલ્પસ્વલ્પ ઇચ્છા પણ ધરાવતો હોય તેવા પ્રત્યેક મનુષ્યમાટે પોતાના એ અભિમાનની સાર્થકતા તથા પોતાની એ ઇચ્છાની સફળતામાટે વેદોના અભ્યાસની અનિવાર્ય આવશ્યકતા છે" અર્થાત્ આવા કારણોથી જ આપણા ભારતીય હિન્દુઓ નીરતમ પ્રાચીન કાળથી વેદોને ઇશ્વરના એક અનાદિમૌલિક વ્યક્તસ્વરૂપ તરીકે સ્વીકારતા આવ્યા છે અને વેદવિષયક જ્ઞાનની અનિવાર્ય આવશ્યકતાને અખંડ સ્વરૂપમાં નિરન્તર વ્યક્ત કરતા રહ્યા છે વેદોની અપૌરુષેયતાનો મર્મ પણ વેદોની આવા પ્રકારની અનિર્વચનીય તથા સર્વથા નિરુપમ યોગ્યતામાં જ સમાયનો છે

આ સમસ્ત કથનનો સારાંશ એ જ છે કે ભારતવર્ષ નામક દેશ ભારતદેશના હિન્દુ સંતાનો તથા હિન્દુઓની સંસ્કૃત ભાષા એ મહાપવિત્ર ત્રિમૂર્તિ વિના આવા વેદો જેવા અમર્યાદ પ્રાચીનમાનિક તથા મહામૂલ્યવાન્ જ્ઞાનભંડારને ધરાવવાનું ઉચિત અભિમાન આ વિશ્વના અન્ય કોઇ પણ દેશ તે દેશના સંતાનો તથા તે દેશની ભાષા આદિકથી કદાપિ દર્શાવી શકાય તેમ નથી, એ વાર્તાની વાસ્તવિકતાને અન્ય દેશોના પ્રચંડબુદ્ધિશાળી પંડિતોએ જ મુક્તકંઠે

સ્વીકારેલી હોવાથી એની વાસ્તવિકતાની સિદ્ધિમાટે અન્ય પ્રમાણોની આવશ્યકતા રહેતી જ નથી અર્થાત્ જેમની સૌન્દર્યસમન્વિતા ભવ્યતા કિંવા દિવ્યતાની આ વિશ્વમાની ઇતર કોઇ પણ વસ્તુથી કોઇ પણ પ્રકારની પ્રતિસ્પર્ધા કિંવા અલ્પસ્વલ્પ સમતા પણ કરી શકાય તેમ નથી તેમ જ જેમની ઓજસ્વિતાનો આંશિક ભાગ વિશ્વના કોઇ પણ ગ્રંથને પ્રાપ્ત થઇ શકવાની સંભાવના નથી તે મહાપવિત્ર તથા મહાગંભીર વેદરૂપ અપ્રતિમ સંપત્તિની એકમાત્ર ઉત્તરાધિકારિણી ભારતવાસિની હિન્દુજાતિ જ છે અને કેવળ હિન્દુ-રાષ્ટ્ર વિના એ દિવ્યતમ આનુવંશિક સંપત્તિ ઉપર અન્ય કોઇ પણ રાષ્ટ્રથી પોતાની આનુવંશિક સંપત્તિ તરીકેના અભિમાન અધિકારને દર્શાવી શકાય તેમ નથી, એ હિન્દુરાષ્ટ્ર માટે કાંઇ સામાન્ય અભિમાનનો વિષય તો ન જ કહી શકાય અર્થાત્ પોતાના અતુલ દિવ્ય તેજદ્વારા સમસ્ત માનવજાતિની પ્રગતિને દિવ્યપ્રકાશ સમર્પતા કેવળ એ વેદો જ આ વિશ્વમા નિરંતર ચિરંતન રહેવાના છે, એ સર્વથા નિઃસંશય તથા નિર્વિવાદ વાર્તા છે

વેદો પછી જો કોઇ અતિશય મહત્ત્વ ધરાવનાર ગ્રંથો હોય તો તે આપણા હિન્દુઓના પ્રાચીન 'બ્રાહ્મણ' ગ્રંથ છે એ 'બ્રાહ્મણ' ગ્રંથોને કેટનાક લોકો યદ્યપિ વેદોના વિભાગ તરીકે જ સ્વીકારે છે, પરંતુ અમારી પોતાની માન્યતા અનુસાર તેમની એ માન્યતા પ્રમાદમૂલક છે, કારણ કે, વસ્તુત એ 'બ્રાહ્મણ' ગ્રંથો તે વેદોના ટીકારૂપ કિંવા ભાષ્યરૂપ ગ્રંથો છે એ મર્મ તેમના પરિશીલનથી તત્કાળ આપણા જાણવામા આવી જાય છે. અર્થાત્ યજ્ઞયાગાદિકના પ્રસંગે વેદોના કયા મંત્રોને કયારે તથા કેવી રીતે ઉચ્ચારવા, અથવા કઇ દેવતાના આવાહનપૂર્વક યજ્ઞક્રિયાનો આરંભ કરવો, યજ્ઞની અધિષ્ઠાત્રી દેવતા તરીકે કઇ દેવતાને સ્વીકારવી અને તેને જ અધિષ્ઠાત્રી દેવતા તરીકે શા કારણથી માનવી, ઇત્યાદિક વિષયોની એ 'બ્રાહ્મણ' ગ્રંથોમા વિસ્તારપૂર્વક માહિતી આપેલી

છે; એટલે કર્મકાંડના આચરણવિષયક જ્ઞાનની પ્રાપ્તિમાટે એ ગ્રંથો અતિશય ઉપયોગી થઇ પડે છે અને તેથી વૈદિક વાઙ્મયના અભ્યાસકોમાટે 'બ્રાહ્મણ' ગ્રંથોના જ્ઞાનની અનિવાર્ય આવશ્યકતા હોય એ સર્વથા સ્વાભાવિક છે પ્રત્યેક વેદના આવા ટીકારૂપ કિંવા ભાષ્યરૂપ ભિન્નભિન્ન 'બ્રાહ્મણ' ગ્રંથો અસ્તિત્વ ધરાવે છે. ઉદાહરણાર્થ 'ઐતરેય' કિંવા 'આશ્વલાયન બ્રાહ્મણ' તથા 'કૌષિતકી' અથવા 'સાંખ્યાયન બ્રાહ્મણ' એ ઋગ્વેદના ભાષ્યરૂપ 'બ્રાહ્મણ' ગ્રંથો છે; અને 'શતપથ બ્રાહ્મણ' યજુર્વેદનો ભાષ્યરૂપ 'બ્રાહ્મણ' ગ્રંથ છે. એ જ પ્રમાણે અન્ય 'બ્રાહ્મણ' ગ્રંથોની વ્યવસ્થાને પણ સમજી લેવાની છે એ 'બ્રાહ્મણ' ગ્રંથોની રચના જે કાળમાં કરવામાં આવી હતી તે કાળના સંબંધમા પ્રોફેસર વેબર મહાશયે પોતાના એવા અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો છે કે " જે કાળમાં માનવ મનને અતિશય કઠિન ભાસતા વિષયોના વિવેચન તથા ઉદ્દ્ઘાટનના કાર્યમા ભારતીય બ્રાહ્મણો અદમ્ય ઉત્સાહ તથા અખંડ આનન્દપૂર્વક નિમગ્ન રહ્યા કરતા હતા અને વેદાન્ત જેવા પવિત્રતમ વિષયના સિદ્ધાન્તોનો સ્ત્રીઓને પણ પરિચય કરાવવામાં આવતો હોવાથી તે હિન્દુ મહિલાઓ પોતાની ઉત્સાહયુક્ત પ્રીતિ તથા જિજ્ઞાસાવડે તે સિદ્ધાન્તોના ગૂઢ પ્રદેશમાં પ્રવેશીને અને તે સિદ્ધાન્તોના મર્મને જાણી લઇને પોતાની વિચારવિષયક ગંભીરતા, ગહનતા તથા પ્રતિભા આદિકના યોગે મોટા મોટા વિદ્વાન્ પુરુષોને પણ આશ્ચર્યચકિત કર્યા કરતી હતી તે કાળની એ 'બ્રાહ્મણ' ગ્રંથોમાં સજીવન પ્રતિમા અંકાયલી આપણા જોવામાં આવ્યા કરે છે."

વૈદિક વાઙ્મયના તૃતીય કિંવા અંતિમ વિભાગ તરીકે 'સૂત્ર' ગ્રંથોને ઓળખવામાં આવે છે અને એ 'સૂત્ર' ગ્રંથોના એકંદર ૭ વિભાગોનાં નામ આ પ્રમાણે છે- ૧ શિક્ષા (સ્વરવિધિસંહિતા), ૨ છન્દસ્; ૩ વ્યાકરણ, ૪ નિરુક્ત ( વેદશબ્દપ્રકાશ ), ૫ જ્યો-

તિષ અને ૬ કલ્પ ( વૈદિકકર્મવિધિસંહિતા ) એ સૂત્રો કિંવા સૂત્રગ્રંથો પણ વેદોનાં એક અંગરૂપ હોઇને વેદોના અર્થોની બોધ-પ્રાપ્તિમા એ ગ્રંથો અનિવાર્ય ઉપયુક્ત થઇ પડે છે કિંવા થના રહે છે. એના જે ૭ વિભાગો કરી દેખાડેલા છે તે ૭ વિભાગોના નામો તો ઉપર આપેલા જ છે એ ૭ વિભાગોમાના કેવળ 'વ્યાકરણ' નામક વિભાગને જ તેની મહત્તાનો પરિચય કરાવવામાટે અનો અહીં ચર્ચવા ધારીએ છીએ કારણકે, વૈદિક કાળ જેવા અત્યત પ્રાચીન કાળમા પણ એ ગભીર વિષયનો આપણા પૂર્વજોએ કેટલી સીમાપર્યન્ત ઊહાપોહ કર્યો હતો, આપણા તે જ્ઞાનપિપાસુ પૂર્વજોની જ્ઞાનાભિરુચિ કેવી અકલ્પનીય પરિમાણમાં કૌતુકાસ્પદ હતી, તેમની જ્ઞાનાનન્દમા તથા નાત્ત્વાભ્યાસવિષયક તલ્લીનતા કેવી ને કેવી અલૌકિક હતી અને એ પરિસ્થિતિ અનુસાર તે કાળની હિન્દુ સ્મૃતિ કેટલી સીમાપર્યન્ત મહત્પદને ધરાવનારી હતી એ સર્વ વસ્તુસ્થિતિનો આપણને એ ચર્ચાના યોગે પ્રથમ પરિચય થઇ શકે તેમ છે સૂત્રોના અભ્યાસ કિંવા અધ્યયનના તે કાળમા ચાર કિંવા પાચ પ્રમેરો અસ્તિત્વ ધરાવતા હતા વ્યાકરણનો એક સર્વથા સ્વતન્ત્ર શાસ્ત્ર તરીકે સ્વીકાર કરાયેલો હોઇને અભ્યાસશીલ હિન્દુ ઋષિયોએ વ્યાકરણના ઉત્કર્ષમાટે પ્રચંડ પ્રયાસો કર્યા હતા અને વ્યાકરણના વ્યાસંગને દીર્ઘ કાળપર્યન્ત ચાલુ રાખ્યો હતો એમ સંસ્કૃત ભાષાના અલૌકિક વ્યાકરણના અત્યારના સ્વરૂપને જોતા તત્કાળ આપણને દેખાઈ આવે છે અર્થાત્ ૧ સ્વરશાસ્ત્ર, ૨ સ્વર તથા વ્યંજનોના યોગ્યતમ વર્ગીકરણ ૩ વ્યાકરણવિષયક યથાયોગ્ય તથા સુબોધ પરિભાષા, ૪ શબ્દ-વ્યુત્પત્તિશાસ્ત્ર અને ૬ શબ્દજાતિભેદ આદિક સ્વરૂપમાં વ્યાકરણશાસ્ત્રનું તે કાળમા યથાશક્ય અત્યત સૂક્ષ્મ વિવેચન કરવામા આવ્યું હતુ 'શિક્ષા'નો 'પ્રાતિશાખ્ય' નામક વળી એક ઉપવિભાગ હોઇને તેમા વેદોમાના સ્વરોના સંબંધમા અતિશય સૂક્ષ્મ વિચારપૂર્વક તે સ્વરનાં સ્થાનોના સંબંધમા તેમના

અર્થોની દૃષ્ટિથી કેટલી સીમાપર્યન્ત સાવધાનતા રાખવાની અનિવાર્ય આવશ્યકતા છે એ વાર્તાને સ્પષ્ટ સ્વરૂપમાં દર્શાવી દેવામાં આવ્યું છે; માત્ર એટલું જ નહિ, પણ સ્વરોના સ્થાનના સંબંધમાં જો લેશમાત્ર પણ પ્રમાદ થઇ જાય, તો તેના યોગે કેટલી બધી અર્થહાનિ થઇ જાય છે એ વિષયને પણ 'પ્રાતિશાખ્ય'માં અત્યંત વિસ્તારપૂર્વક ચર્ચવામાં આવ્યો છે. પ્રત્યેક વેદના એવા સ્વરાવબોધક ભિન્નભિન્ન 'પ્રાતિશાખ્ય'ની રચના દર્શાવેલી છે. એ 'પ્રાતિશાખ્ય'ની અલૌકિકતાને સ્વીકારતાં અધ્યાપક વિલ્સન મહાશયે એક સ્થળે એવા ઉદ્ગારો કાઢેલા છે કે " આ વિશાળ વિશ્વમાંના અન્ય કોઈ પણ રાષ્ટ્રના વાઙ્મયમાં માનવ ભાષાશાસ્ત્રના સ્વરૂપ કિંવા લક્ષણનું આટલી અપરિમિત સીમાપર્યન્ત સૂક્ષ્મ, વ્યાપક, ગહન તથા વિસ્તૃત વિવેચન કરવામાં આવ્યું હોય, એમ મારા જોવામાં તો નથી જ આવી શક્યું "

" 'પ્રાતિશાખ્ય'માં નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ તથા અવ્યય ઇત્યાદિ વ્યાકરણનાં સર્વ અંગોનો અત્યંત વિસ્તાર તથા સાવધાનતાપૂર્વક વિચાર કરવામાં આવ્યો છે. પરંતુ એ 'પ્રાતિશાખ્ય'ના ઉદ્ભવ તથા વિસ્તારની ઘટના દીર્ઘભૂતકાલિક ઘટના થઇ ગયા પછી ગ્રીક લોકોને આવા પ્રકારના વર્ગીકરણની આવશ્યકતા ભાસવા કિંવા દેખાવા માંડી હતી. પ્લેટોએ કેવળ નામ તથા ક્રિયાપદના યોગે જ પોતાના સમસ્ત કાર્યને સાધી લીધું હતું, તેમ જ તેના શિષ્ય એરિસ્ટોટલને દીર્ઘ કાળ પર્યન્ત એ નામ તથા ક્રિયાપદની સીમાથી આગળ વધવાની આવશ્યકતા જણાઇ ન હોતી. છતાં પણ ભાષાશાસ્ત્રનું વિવેચન તથા ભાષાશાસ્ત્રની નિયમસંઘટના કરતી વેળાએ એમાં ઉપપદો તથા ઉભયાન્વયી અવ્યયોની વૃદ્ધિ કર્યા વિના તે એરિસ્ટોટલનો છૂટકો થઇ શક્યો ન હોતો એ જ પ્રમાણે ઝેનોડોટને ગ્રીક ભાષામાં સર્વનામ, તથા એરિસ્ટાર્કોસે ગ્રીક ભાષામાં શબ્દયોગી અવ્યય આદિકનો સમાવેશ કર્યો હતો. " એવા પ્રકારનો અધ્યાપક વિલ્સન

મહાશયે પોતાના 'સંસ્કૃત સાહિત્યવિષયક નિબંધો'ની તૃતીય આવૃત્તિના તૃતીય પુસ્તકના ૩૨૧ મા પૃષ્ઠમા સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે

આગ્રા કૉલેજના મુખ્ય અધ્યાપક અને પ્રખ્યાત શબ્દવ્યુત્પત્તિશાસ્ત્રજ્ઞ પાશ્ચાત્ય પંડિત થૉમ્સન મહાશયની માન્યતા અનુસાર "સંસ્કૃત લિપિ કિંવા ભાષામાની વ્યંજનવ્યવસ્થા સર્વથા અપૂર્વ હોઈને માનવ બુદ્ધિમત્તાના વિલાસના એક ઉત્કૃષ્ટ ઉદાહરણરૂપ છે, એ સર્વથ નિર્વિવાદ વાર્તા છે. યુરોપખડ આવા વિષયોમાં ભરતખડથી સહુ જ પાછળ કિંવા પછાત રહી ગયેલો છે, કારણ કે, ભારતીય હિન્દુઓના વિજ્ઞાનશાસ્ત્રોત્કર્ષનો કાળ યુરોપના વિજ્ઞાનશાસ્ત્રોત્કર્ષના કાળ ( Scientific age ) કરતા ૨૫૦૦ વર્ષ જેટલો પૂર્વગામી કિંવા પુરાતન છે અને અત્યારે પણ ઇંગ્લિશ ભાષામા સર્વ ધ્વનિયોના દર્શક કિંવા વાચક અક્ષરોનો જે અભાવ પૂર્વે હતો તે જ અભાવ જોવામા આવ્યા કરે છે, એ ખેદનો વિષય નથી એમ કોનાથી કહી શકાય તેમ છે વારુ ?" રેવરંડ વૉર્ડ મહાશયના ઉદ્ગારોનો પણ એ જ આશય છે કે "હિન્દુઓના શબ્દવ્યુત્પત્તિશાસ્ત્રે તો અન્યાન્ય સર્વ પ્રાચીન તથા અર્વાચીન રાષ્ટ્રોને સંપૂર્ણ પરાજિત તથા હતપ્રભ કરી બતાવ્યાં છે."

અર્થાત્ પ્રાચીનકાલિક ભારતવર્ષમા ભાષાશાસ્ત્રના વ્યાકરણ નામક અંગનો એટલી અપરિમિત તથા અકલ્પનીય સીમા પર્યન્ત વિકાસ તથા ઉત્કર્ષ થયો હતો કે અન્ય ખંડો કિંવા અન્ય દેશોની ભાષાના વ્યાકરણશાસ્ત્રોથી તેની તુલનામા ટકાયમાન થઈ શકાય કિંવા તેની લેશમાત્ર પણ સ્પર્ધા કરી શકાય એ ઘટના સર્વથા અશક્ય હતી અને અત્યારે પણ એ ઘટના અશક્ય જ રહેલી છે. પરિસ્થિતિ આવા પ્રકારની હોવાથી એ ઘટનાને જો વિશ્વસાહિત્યના ઇતિહાસમાના એક સર્વથા અશ્રુતપૂર્વ ચમત્કાર તરીકે જ આપણે ઓળખીએ, તો આપણા એ કાર્યને કોઈથી પણ અતિશયોક્તિ કિંવા અસત્યોક્તિ તરીકે કદાપિ ઓળખી કિંવા ઓળખાવી શકાય

તેમ નથી, એવો અમારો પોતાનો તો સર્વથા દૃઢ વિશ્વાસ છે અને અમારો એ વિશ્વાસ અન્ત પર્યન્ત દૃઢ જ રહેવાનો છે. આપણા સંસ્કૃત વ્યાકરણશાસ્ત્રના પ્રધાન પ્રવર્તક ઋષિ પાણિનિ હોઇને તેમનો ' અષ્ટાધ્યાયી ' નામક વ્યાકરણગ્રંથ માનવ મનની પ્રગલ્ભતાની એક ઉત્કૃષ્ટથી પણ ઉત્કૃષ્ટ કસોટી સમાન છે સાહિત્યપ્રાસાદમાંના અત્યન્ત માન્ય તથા પૂજ્ય સિંહાસન ઉપર એ ' અષ્ટાધ્યાયી ' નામધારિણી વ્યાકરણગ્રન્થ રાણીને વિશ્વમાંના સર્વ પ્રચંડ પંડિતોએ અત્યંત કૃતજ્ઞતા, પ્રશંસા તથા ઉદારતાપૂર્વક અભિષિક્તા તથા અધિષ્ઠિતા કરેલી હોવાથી એની પદભ્રષ્ટતાનો સંભવ કોઇને કદાપિ ન દેખાતો હોય, તો એ ઘટના સર્વથા સ્વાભાવિક તથા નૈસર્ગિક છે અને હોવી જ જોઇએ. ઋષિ પાણિનિની અલૌકિક તથા અસાધારણ બુદ્ધિમત્તાના સાક્ષાત્કારથી પાશ્ચાત્ય પંડિતો કેટલી સીમા પર્યન્ત આશ્ચર્યસંભિન્ન થઇ ગયા છે, તેમના હૃદયો કેટલી સીમા પર્યન્ત આદરનમ્ર તથા વિસ્મયાપન્ન થઇ ગયા છે, ઋષિ પાણિનિની પ્રચંડ બુદ્ધિતેજોજ્યોતિવડે તેમના બુદ્ધિનેત્રો કેટલી સીમા પર્યન્ત અંજાઇ ગયા છે અને તેથી ઋષિ પાણિનિના અગાધ ઋણથી તેમની પ્રશંસા તથા ગુણગાથાદ્વારા અંશતઃ મુક્ત થવામાટે તેઓ કેટલી સીમા પર્યન્ત ઉત્સુક તથા ઉત્કંઠિત થઇ રહ્યા છે, એ વસ્તુસ્થિતિ જે બે ચાર અવતરણો અત્રે આપવામાં આવ્યાં છે તે અવતરણોના યોગે અમારા વાચકો તથા વાચિકાઓના તત્કાળ જાણવામાં આવી શકે તેમ છે. અધ્યાપક વેબર મહાશયે આ વિષયના સંબંધમાં પોતાના 'ભારતીય સાહિત્ય' નામક ગ્રંથના ૨૧૬ મા પૃષ્ઠમાં અત્યન્ત પૂજ્યભાવપૂર્વક એવા ઉદ્ગારો કાઢેલા છે કે- " પાણિનિના ગ્રંથને ઉઘાડતાં જ જાણે આપણે કોઇ એક અત્યંત ભવ્ય પ્રાસાદમાં જ પ્રવેશતા હોઇયે તો ! એવો જ આપણને ભાસ થયા કરે છે ! તે ભવ્ય ભુવનના કાંગરાઓ ઉપરના કર્તાના નામલેખના નિરીક્ષણથી આપણું હૃદય દ્વિગુણિત આશ્ચર્ય તથા કૌતુકવડે

ભરાઇ જાય છે; તેમાં ભાષાદૃષ્ટિમાંના સમસ્ત પ્રસંગોનું યથાયોગ્ય તથા સમર્પક સ્પષ્ટીકરણ કરાયલું જોઇને તે પુરુષની આશ્ચર્યકારિણી કલ્પકબુદ્ધિ તથા સામગ્રીવિષયક ગહન તથા પરિપૂર્ણ આકલનશક્તિનો આપણને સંપૂર્ણ પરિચય થઇ જાય છે અને તેના બુદ્ધિવૈભવના સંબંધમાં આપણા હૃદયમા એક પ્રકારના કૌતુકયુક્ત આદર તથા પૂજ્યભાવનો સર્વથા સ્વાભાવિક ઉદ્ભવ થતો રહે છે !!!"

સર હંટર નામક પાશ્ચાત્ય પંડિતે 'ઇમ્પીરિયલ્ ગેઝેટીયર ઑફ ઇન્ડિયા' નામક પોતાના લખેલા ગ્રંથમાંના 'ઇન્ડિયા' શીર્ષક વિષયના ગર્ભમાં ૨૬૪ મા પૃષ્ઠમા પોતાના જે અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો છે તે એ છે કે 'નિષ્પ્રમાદ વિધાન, ધાતુપૃથક્કરણ વિષયક પરિપૂર્ણતા તથા શબ્દઘટનાતત્ત્વની શુદ્ધતા એ ત્રણ વિષયોમાં પાણિનિનો વ્યાકરણગ્રંથ વિશ્વમાના સર્વ વ્યાકરણગ્રંથો કરતાં અત્યંત શ્રેષ્ઠ છે પાણિનિના વ્યાકરણમા જો કે કેટલેક સ્થળે કાઇક દુર્બોધતાનો આવિર્ભાવ થયેલો છે, એટલે જો એટલી દુર્બોધતાને વર્જ્ય કરવામાં આવે, તો બીજગણિત જેવી પરિભાષાનું નિર્માણ કરીને એ ભારતીય વ્યાકરણશાસ્ત્રનિર્માતાએ પોતાના ગ્રંથમાં જે અકલ્પનીય સુંદર સંક્ષિપ્તતાને લાવી બતાવી છે તે સંક્ષિપ્તતા તો સર્વથા નિરુપમા જ છે માનવ પ્રયત્ન તથા માનવી કલ્પકતાના યોગે કેટલી સીમા પર્યન્ત ઉજ્જ્વલતમ કાર્ય કરી શકાય છે, એ વિષયનો, ઋષિ પાણિનિયે સંસ્કૃત ભાષામાના સર્વ વિષયોનો તાર્કિક પદ્ધતિથી જે મેળ મેળવી દીધો છે તે મેળના યોગે આપણને સંપૂર્ણ અનુભવ થઇ જાય છે સંસ્કૃતભાષામંદિરમાની શબ્દ-નિર્મિતિના અસંખ્ય નિયમ તથા સ્વરભેદ, અનેકાવયવી સાધિત શબ્દ, દશગણ, બહુવિધ ભનકાળ અને ભિન્ન ભિન્ન કાળોની એક અતિશય દીર્ઘ શ્રેણી કિંવા પંક્તિ આદિક અનેક વિષયોના વિસ્તારને જ્યારે આપણે જોઇએ છીએ ત્યારે 'કોઇ પણ સમયમા આ સંસ્કૃત ભાષા હિન્દુઓના નિત્યના વ્યવહારની ભાષા હતી કિંવા

ના હોતી ?' એવા પ્રકારની બનાવની શંકાનો આપણા હૃદયમાં સ્વાભાવિક જ ઉદ્ભવ થઇ જાય છે"

વ્યાકરણનાં જે મહત્ તથા ઉદાત્ત તત્ત્વોના યોગે ભાષાના પ્રાણધારણ તથા સંગોપન આદિક કાર્યો થતા રહે છે તે મહત્ તથા ઉદાત્ત વ્યાકરણતત્ત્વોનો યૂરોપીય ભાષાના વ્યાકરણોમા અત્યારે પણ પૂર્વવત્ અભાવ જ જોવામાં આવ્યા કરે છે એટલે જ્યાં આની પરિસ્થિતિ વિદ્યમાન હોય ત્યાં પાણિનિના વ્યાકરણની અર્વાચીન પાશ્ચાત્ય વ્યાકરણ સાથે તુલના કરવી, એ એક શુદ્ધ અન્યાય પરિચાયિકા કૃતિ છે, એમ કોઇ પણ સામાન્યબુદ્ધિ મનુષ્ય કહી શકે તેમ છે એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા રહેતી જ નથી

શ્રીમતી મૅનિંગ નામક પાશ્ચાત્ય પંડિતાએ આ વિષયના સંબંધમા પોતાના એવા અભિપ્રાયને દર્શાવેલો છે કે "જેવા પ્રકારના વ્યાકરણગ્રંથોવડે યૂરોપના વ્યાકરણકારોનું સમાધાન થતુ રહે છે તેવા પ્રકારના વ્યાકરણગ્રંથો કરતા સંસ્કૃતભાષાનો વ્યાકરણગ્રંથ અત્યંત અધિક પરિમાણમા શ્રેષ્ઠ છે, એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ" ('પ્રાચીન તથા મધ્યકાલિક ભારત', પ્રથમ પુસ્તક પૃષ્ઠ ૩૮૪)

અધ્યાપક હંટર તથા અધ્યાપક મૅક્સમૂલર મહાશયની માન્યતા એ છે કે "વ્યાકરણમાંના પૃથક્કરણ તથા માનવ ભાષાશાસ્ત્રમાંનાં તત્ત્વોની યોજના એ બે વિષયોમા જેમનાથી પ્રાચીન હિન્દુઓની લેશમાત્ર પણ સ્પર્ધા કરી શકાય તેવી સાહસિકતા તથા યોગ્યતાને ધરાવનાર કોઇ પણ અર્વાચીન રાષ્ટ્ર અત્યારે વિદ્યમાન હોય, એવી પરિસ્થિતિ અમારા જોવામા તો નથી જ આવી શકતી."

ભરતભૂમિમા પાણિનિ સમાન સર્વથા અદ્વિતીય તથા અલૌકિક વૈયાકરણ કિંવા વ્યાકરણનિર્માતાના ઉદ્ભવની ગૌરવમયી ઘટના ઘટ્યા પૂર્વે આપિશલી, કાશ્યપ, ગાર્ગ્ય, ગાલવ, શાકવર્મા, ભારદ્વાજ, શાકટાયન, શાકલ્ય, સેનક તથા સ્ફોટાયન આદિક વ્યાકરણકારોએ

વ્યાકરણના ક્ષેત્રને ખેડીને તૈયાર તો કરી જ રાખ્યું હતું અને ત્યાર પછી પાણિનિ જેવા વ્યાકરણમાળીના હસ્તથી જો વ્યાકરણશાસ્ત્રરૂપ એ ભવ્ય તથા વિશ્વવ્યાપક વૃક્ષનું નિર્માણ થઇ ગયું હોય, તો એમાં ભારતીય હિન્દુઓની દૃષ્ટિથી અધિક આશ્ચર્ય જેવું કાંઇ હતું જ નહિ

પાણિનિના વ્યાકરણ ઉપર વૃત્તિકાકાર કાત્યાયને એક વિસ્તૃત ભાષ્ય લખેલું છે અને વ્યાકરણ મહાભાષ્યકાર પતંજલિયે પાણિનિકૃત ' અષ્ટાધ્યાયી 'ની એક સાધકબાધક ટીકા કરેલી છે અર્થાત્ પાણિનિ, પતંજલિ તથા કાત્યાયન એ ત્રિમૂર્તિ વ્યાકરણશાસ્ત્રના વિષયમા સર્વથા અનન્ય અધિકારસંપન્ન તથા વિશ્વમાન્ય છે આ ત્રિમૂર્તિયે વ્યાકરણશાસ્ત્રને એક પ્રકારની અસામાન્ય ઊર્જિતાવસ્થાની પ્રાપ્તિ કરાવી દઇને શાસ્ત્રીય દૃષ્ટિથી વ્યાકરણશાસ્ત્રની જે મહત્તાને અકલ્પનીય પરિમાણમા વધારી દીધી છે તેના સંબંધમા તેમના હિન્દુ વંશજો તથા અખિલ અવનીતલના સર્વ ભાષાભાષી મનુષ્યો તેમના ઋણી છે તથા સદોદિત ઋણી રહેવાના છે, એ વાર્તા ન્યાયયુક્ત હોવાથી એ વાર્તાનો કોઇથી કદાપિ અસ્વીકાર કરી શકાય તેમ છે જ નહિ

ભારતવર્ષમા વ્યાકરણ પ્રમાણે જ કોશગ્રંથોની પણ પ્રાચીન કાળમા પર્યાપ્ત રચના તથા વૃદ્ધિ થયેલી હતી, કારણ કે, સંસ્કૃત ભાષાના, એક સમયમાં, લઘુ તથા બૃહદ્ શબ્દકોષો એકંદર બચન જેટલી સંખ્યામા અસ્તિત્વ ધરાવતા હતા, એવાં પ્રમાણો મળી આવ્યા છે સંસ્કૃત ભાષાના અનેક ગ્રંથો, પૂર્વે જણાવ્યા પ્રમાણે, અનેક કારણવશાત્ તેમ જ મુસ્લિમોના હસ્તથી કાળના મુખમા પડી ગયેલા હોવાથી કદાચિત્ શબ્દકોષોની સંખ્યા પ્રાચીન કાળમા એથી પણ વિશેષ હોય, તો તે પણ સંભવનીય છે પરંતુ અત્યારે એમનામાના જે શબ્દકોષો પ્રચલિત છે તેમની સંખ્યા અતિશય અલ્પ કિંવા પરિમિત છે અત્યારે તો નિઘંટુ, મેદિની, વાચસ્પત્ય, હેમચંદ્ર તથા

અમરકોશ આદિક કોશો પ્રમુખ હોઇને બહુધા વ્યવહારમાં એ કોશોનો જ અધિક ઉપયોગ કરવામાં આવે છે. સંસ્કૃત શબ્દકોશવિષયક સાહિત્યના સંબંધમાં રેવરંડ વૉર્ડ મહાશયે પોતાના એવા પ્રકારના અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો છે કે "પ્રાચીનકાળમાં સંસ્કૃત કોશોએ કેવી સીમા પર્યન્ત પરિણતાવસ્થાને પ્રાપ્ત કરી લીધી હતી એની સંસ્કૃત ભાષાના શબ્દકોશોના યોગે આપણાથી યથાર્થ કલ્પના કરી શકાય છે અને એમાટે પ્રાચીન હિન્દુ વિદ્વાનો અત્યંત આદરને પાત્ર છે એ સર્વથા નિર્વિવાદ વાર્તા છે."

હવે આપણે યથાનુક્રમ હિન્દુઓની સંસ્કૃત કાવ્યસંપત્તિની વિચારાત્મક નિરીક્ષા કરીશું.



# પ્રકરણ ૧૦ મું

## હિન્દુવાઙ્મયવૃક્ષ અને તેની ભિન્નભિન્ન શાખાઓ

### ૨ સંસ્કૃત કાવ્યસંપત્તિ અને મહાકાવ્ય

સંસ્કૃત ભાષાની કાવ્યસંપત્તિ એટલી સીમાપર્યન્ત અપરિમિત છે કે તેની એ અપરિમિતતાના દર્શન તથા અનુભવના યોગે સામાન્યતઃ સર્વ વિદેશી અને વિશેષતઃ પાશ્ચાત્યદેશવાસી પંડિતોના હૃદયમાં વારંવાર આશ્ચર્ય તથા વિસ્મયનો આવિર્ભાવ થયા કરે છે. અધ્યાપક મૅક્સમુલરે પોતાના આવા પ્રકારના આશ્ચર્યને વ્યક્ત કરતાં એક સ્થળે એવા ઉદ્ગારો કાઢી નાખ્યા છે કે "સંસ્કૃત ભાષામાંના કાવ્યભંડારના પરિમાણની કોઇથી કશી યથાર્થ કલ્પના કરી જ નથી શકાતી. પરંતુ જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો ભારતીય હિન્દુઓની નૈસર્ગિક પ્રવૃત્તિ કાવ્યમયી જ હોવાથી જો તેમના હસ્તથી અસંખ્ય કાવ્યગ્રંથો રચાયા હોય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ છે જ નહિ; એથી વિરુદ્ધ જો તેમના હસ્તથી આવી રીતે અપરિમિત સંખ્યામાં કાવ્યગ્રંથો ન રચાયા હોત, તો તે ઘટનાને જ કદાચિત્ આશ્ચર્યકારિણી ઘટના તરીકે આપણાથી ઓળખાવી શકાત. અર્થાત્ અત્યારે સંસ્કૃત ભાષાના ગ્રંથોની જે વિશાળ સંખ્યા ઉપલબ્ધ છે તેટલી વિશાળ સંખ્યા જ આપણા હૃદયમાં આટલી બધી મોહમુગ્ધતાને ઉત્પન્ન કરી રહી છે; તો પછી પુચ્છવિષાણહીન નરપશુઓના ધાર્મિક અત્યાચારોનો ભોગ થતાં જે ગ્રંથસમુદાય ભસ્મીભૂત થઇ ગયો છે અને જે નષ્ટ થયેલા ગ્રંથોની વાસ્તવિક વિશાળતમ સંખ્યા આપણા જાણવામાં જ નથી આવી શકી તે નષ્ટ ગ્રંથોની સંખ્યા જો આપણા જાણવામાં આવી શકી હોત, તો તેના યોગે આપણા આશ્ચર્યનો અકલ્પનીય અવધિ જ કદાચિત્ થઇ ગયો હોત ! હિન્દુઓની નૈસર્ગિક કાવ્યપ્રકૃતિ તે જ તેમની એ અપરિમિત કાવ્યસંપત્તિના

નિર્માણનું પ્રધાન કારણ છે. વ્યવહારશાસ્ત્ર પણ કાવ્યમય, જ્યોતિઃ-શાસ્ત્રની રચના પણ કાવ્યમયી, ઇતર વિજ્ઞાનશાસ્ત્રોની ભાષા પણ કાવ્યયુક્તા અને ધર્મશાસ્ત્રો પણ કાવ્યવાણીમાં જ કથાયલાં; અર્થાત એવી રીતે પ્રાચીનકાલિક ભારતીય હિન્દુઓ કોઇ પણ વિષયના ગ્રંથમાં તેની રચનાના સમયમાં કાવ્યનો સહજ લીલાથી, કોઇ પણ પ્રકારના કૃત્રિમ પ્રયત્ન વિના, ઉપયોગ કરી શકતા હતા અને એવી રીતે કાવ્યના ઉપયોગમાં તેમને કોઇ પણ પ્રકારની બાધાનો આભાસમાત્ર પણ ન હોતો થતો. જે ભારતીય હિન્દુ ઋષિયોએ ત્રિકાલસત્ય વેદોને પોતાની અત્યંત રસાલ, સરળ, મોહક તથા કાવ્યરસપરિપ્લુતા વાણીવડે બોલી કિંવા વ્યક્ત કરી બતાવ્યા હતા તેમના હિન્દુ વંશજોને જો આનુવંશિકતાના નિયમ અનુસાર કવિત્વ-શક્તિની પરંપરાગત પ્રાપ્તિ થયેલી હોય, તો એમાં આશ્ચર્યનો વિષય શો છે વારૂ ?" કાઉન્ટ જાનસ્ટજનીએ આના સંબંધમાં પોતાના એવા અભિપ્રાયને દર્શાવેલો છે કેઃ "ભારતભૂમિના સાહિત્યમાં જો કોઇનું સામ્રાજ્ય હોય, તો તે કેવળ કાવ્યનું જ સામ્રાજ્ય છે; કારણ કે, ભારતીય હિન્દુઓનાં કેવળ અમર્ત ભાવનામય શાસ્ત્રોની ભાષા જ નહિ; કિન્તુ ધર્મગ્રંથોની ભાષા પણ કાવ્યચ્છટાવડે જ રંગાયલી હોય છે અને તે ઉપરાંત તેમાં કાવ્યના મોહકત્વ તથા આકારસાદશ્ય એ બે ગુણોનો પણ પર્યાપ્ત પરિમાણમાં સમાવેશ થયેલો આપણા જોવામાં આવ્યા કરે છે."

અધ્યાપક હીરનની માન્યતા અનુસાર "ભારતવાસી હિન્દુઓ નૈસર્ગિક રીત્યા જ કાવ્યપ્રવૃત્ત હોવાથી તેમના હસ્તથી કાવ્યનો આટલો વૃદ્ધિયુક્ત વિકાસ થયેલો છે; અર્થાત્ આવા નૈસર્ગિક કાવ્યપ્રવૃત્તિમય હિન્દુઓના હસ્તથી કાવ્યની ભિન્નભિન્ન શાખાઓ, તેમનું યોગ્ય સંવર્ધન તથા સંગોપન થતાં, જો વિલક્ષણ સ્વરૂપમાં પૂર્ણતાને પ્રાપ્ત કરી શકી હોય, તો તેમાં આશ્ચર્ય જેવું છે જ શું શું વારૂ ! અર્થાત્ એ જ કારણથી સંસ્કૃત ભાષાના કાવ્યની

વૃત્તાન્તાત્મક, નાટ્યવિષયક, ભાવપ્રધાન, બોધાત્મક તથા આખ્યાયિકાત્મક અનેકવિધ શાખાઓની પરિપૂર્ણ વૃદ્ધિ થયેલી આપણા જોવામાં આવી શકે છે અને એ પ્રત્યેક શાખામાં અત્યંત શ્રેષ્ઠ પ્રકારનાં ગ્રંથરૂપ ફળોને વિશાળ સંખ્યામાં ઉદ્ભવેલાં આપણે જોઈ શકીએ છીએ."

'હિન્દુસ્થાનના ઇતિહાસ'ના લેખક એલ્ફિન્સ્ટન્ મહાશયે સંસ્કૃત વીરકાવ્યોના સંબંધમાં પોતાની જે માન્યતાને પોતાના ઇતિહાસગ્રંથમાં વ્યક્ત કરી બતાવી છે તે એ છે કેઃ "જે જે વ્યક્તિઓએ સંસ્કૃત ભાષામાં રચાયલાં વીરરસપ્રધાન કાવ્યો વાંચેલાં છે તે સર્વ વ્યક્તિઓએ અત્યંત હર્ષભરિત હૃદય તથા મહાપ્રેમપૂર્વક તે કાવ્યોમાંના ગુણોની મુક્તકંઠે પ્રશંસા કરેલી છે. જેઓ સ્વયં એવાં કાવ્યોને રચવાની શક્તિ કિંવા યોગ્યતા ધરાવે છે તેવા તજ્જ્ઞ તથા કાવ્યરસિક પુરુષોએ એ સંસ્કૃત વીરરસપ્રધાન કાવ્યોમાંની રસિકતા તથા સુંદરતાના સંબંધમાં પોતાના જે અભિપ્રાયને દર્શાવ્યો છે તે અભિપ્રાય અતિશય હૃદયસ્પર્શી તથા સ્પષ્ટ છે. કેવળ ચિકિત્સક દૃષ્ટિથી જ પૌરસ્ત્ય ભાષાનાં અભ્યાસ તથા પરિશીલન કરનારા વિદ્વાનોનાં હૃદયોને જ એ સંસ્કૃત સાહિત્યે મોહમુગ્ધ કરી દીધાં છે એમ નથી; કિન્તુ ઇતર પાશ્ચાત્ય પંડિતો પણ સંસ્કૃત ગ્રંથોના પોતપોતાની ભાષામાં થયેલા સામાન્ય કોટિના અનુવાદોના વાચનમાત્રથી જ ભારતીય સંસ્કૃત સાહિત્યના અશ્રુતપૂર્વ પ્રશંસક તથા ઉપાસક થઇ ગયા છે. અર્થાત્ વિલ્સન્ તથા જોન્સ એ બે સંસ્કૃતજ્ઞ પાશ્ચાત્ય પંડિતો પ્રમાણે જ મિલ્મન તથા શ્લેગેલ આદિક પાશ્ચાત્ય વિદ્વાનો પણ સંસ્કૃત સાહિત્યના સ્તુતિસંગીતને ગાવામાં તલ્લીન થઇ ગયા છે. અમુક પ્રકારના સંસ્કૃત ગ્રંથોના પરિશીલનદ્વારા આપણાથી સરલ ભાષાસરણી, ઋજુતા તથા સ્વતંત્ર વિચારશક્તિના પાઠ પઢી શકાય છે અને અન્ય પ્રકારના સંસ્કૃત ગ્રંથોના અભ્યાસદ્વારા ગાંભીર્ય, સૌન્દર્ય તથા હૃદયભેદક કારુણ્યભાવ આદિકનું શિક્ષણ આપણાથી

મેળવી શકાય છે. સંસ્કૃત નાટકોમાંનાં પાત્રોનાં નૈસર્ગિક ધીરોદાત્ત વર્તન, તેમની આચારવિષયક ધાર્મિક પવિત્રતા અને ગ્રંથકારના પોતાના ગાઢ કલ્પનાચાતુર્ય આદિક ગુણોને અન્યાન્ય અનેક પાશ્ચાત્ય પંડિતોએ પોતપોતાના જર્મન, ફ્રેંચ, ઇંગ્લિશ તથા ઇટાલિયન આદિક ભાષામાં લખાયલા ગ્રંથો તેમ જ સામયિક પત્રોમાં વિશાળ સંખ્યામાં વ્યક્ત કરી બતાવ્યા છે; પરંતુ પાશ્ચાત્ય પંડિતોના સંસ્કૃત સાહિત્યગૌરવવિષયક તે સર્વ અભિપ્રાયોને અહીં અનુવાદિત સ્વરૂપમાં સમાવિષ્ટ કરી શકાય તેવી પરિસ્થિતિ ન હોવાથી, 'અર્થાત્ સમય તથા સ્થાનનો આપણી પાસે અભાવ હોવાથી આટલાં અભિપ્રાયોના યોગે 'સ્થાલીપુલાકન્યાય'થી અન્યાન્ય અભિપ્રાયોની કલ્પના કરી લઇને જ આપણે સંતુષ્ટ થવાનું છે. અસ્તુઃ ત્યારે હવે આપણે સંસ્કૃત મહાકાવ્યો પ્રતિ કિંચિદ્ દૃષ્ટિપાત કરી લઇએ.

**સંસ્કૃત મહાકાવ્યઃ** ભારતીય સંસ્કૃત સાહિત્યમાં મહાકાવ્યો પણ સારી સંખ્યામાં અસ્તિત્વ ધરાવતાં હોવાથી લઘુ તથા બૃહદ્ મહાકાવ્યોને સંસ્કૃત સાહિત્યરૂપ આકાશમાં સૂર્ય, ચન્દ્ર તથા નક્ષત્રો પ્રમાણે ચમકતાં જોઇને જો અખિલ માનવજાતિના હૃદયમાં કૌતુક તથા આનન્દનો આવિર્ભાવ થાય, તો તેમાં આશ્ચર્ય જેવું છે જ શું વારુ ? એ મહાકાવ્યોમાંનાં સર્વશ્રેષ્ઠ તથા સર્વશિરોમણિ જો કોઇ પણ મહાકાવ્યો હોય, તો તે આપણાં **રામાયણ** તથા **મહાભારત** એ બે મહાકાવ્યો કિંવા વીરકાવ્યો જ છે; કારણ કે, એ ઉભય વીરકાવ્યોની કક્ષામાં વિરાજવાની યોગ્યતા ધરાવનાર એમના જેવાં વીરકાવ્યો વિશ્વમાંના અન્ય કોઇ પણ દેશના પ્રાચીન કિંવા અર્વાચીન સાહિત્યમાં અત્યાર સુધી તો જોવામાં આવી શક્યાં નથી અને ભવિષ્યમાં જોવામાં આવી શકે એ વાર્તા પણ સર્વથા અશક્ય તથા અસંભવનીય છે.

'ઇલિયડ' તથા 'ઓડિસી' એ ગ્રીક ભાષાનાં બે વિખ્યાત મહાકાવ્યો હોઇને એ ઉભય મહાકાવ્યોના યુરોપની વર્તમાનકાલિક અનેક ભાષાઓમાં ગદ્ય તથા પદ્યના રૂપમાં અસંખ્ય

અનુવાદો થઇ ગયા છે. કેવળ આંગ્લ ભાષામાં જ એ ઉભય કાવ્યોના ગદ્ય તથા પદ્યના રૂપમાં; આધુનિક નવલકથાના સ્વરૂપમાં, સંક્ષિપ્ત સ્વરૂપમાં તથા વિસ્તૃત સ્વરૂપમાં એટલા બધા અનુવાદો થયેલા છે કે તે અનુવાદોની સંખ્યા પચાસથી ઓછી તો નથી જ થવાની. ગુજરાતી ભાષામાં પણ સ્વર્ગીય કવિ નર્મદાશંકર લાલશંકરે તેમના લખેલા અને આપણી સરકારના મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાદ્વારા પ્રકાશિત થયેલા 'નર્મગદ્ય'માં એ ઉભય કાવ્યોની કથા સરળ ભાષા તથા સુંદર સ્વરૂપમાં સંક્ષેપતઃ આપેલી છે. પરંતુ અધ્યાપક મોનિયર વિલિયમ્સ્ જેવા આંગ્લ પંડિતે એ ઉભય ગ્રીક મહાકાવ્યો કિંવા વીરકાવ્યોની આપણાં ભારતીય 'રામાયણ' તથા 'મહાભારત' નામક બે હિન્દુ વીરકાવ્યો સાથે તુલના કરીને પોતાના એવા અભિપ્રાયને સ્પષ્ટ સ્વરૂપમાં દર્શાવી દીધો છે કેઃ " આ ઉભય ગ્રીક કાવ્યોને ભારતીય 'રામાયણ' તથા 'મહાભારત' નામક મહાકાવ્યોની પંક્તિમાં કદાપિ સ્થાપી શકાય તેમ નથી; કિંબહુના આ ભારતીય કાવ્યોની એ ગ્રીક કાવ્યો સાથે તુલના કરવી એ નગાધિરાજ હિમાલયમાંના હિમાચ્છાદિત પ્રદેશમાંથી ઉત્પન્ન થઇને અનેક સ્થાનોનાં લઘુ તથા બૃહદ્ સરિતાઓ તેમ જ વારિપ્રવાહોના સંયોગથી વિસ્તૃત થનારી; કેટલાંક સ્થાનોમાં મહાવિશાળ તથા ગહન પાત્ર કિંવા પટમાંથી વહન કરનારી તેમ જ અમુક સ્થળોમાં ભિન્નદિગ્ગામી, ગહનતમ તથા અનેક પ્રવાહોના સ્વરૂપમાં રૂપાંતરિત થનારી ગંગા તથા યમુના જેવી મહાનદીઓ કિંવા પ્રચંડ સરિતાઓને અને 'એટિકા' તથા 'થેસાલી' પ્રાંતમાંના પાર્વત્ય પ્રવાહોને એક જ માલિકામાં પરોવી દેવા સમાન હાસ્યાસ્પદ કાર્ય છે. સંસ્કૃત વાઙ્મયવૃક્ષની ઇતર શાખાઓમાં જેવી રીતે અસંખ્ય ગ્રંથરૂપ ફળો વિદ્યમાન છે તેવીજ રીતે સંસ્કૃત વાઙ્મયવૃક્ષની 'કાવ્ય' નામક શાખા પણ અનેક મહાકાવ્યરૂપ ફળોને ધરાવનારી છે. પરંતુ યૂરોપવાસી વિદ્યાવિલાસી મનુષ્યોના નેત્રોને કોઇ પણ ભાષાનો આટલી સીમાપર્યન્તનો વિશાળતમ ગ્રંથ-

મનુષ્ય ક્વાપિ દૃષ્ટિગોચર થયેલો ન હોવાથી સંસ્કૃત ભાષાના આવા પ્રચંડ મહાગ્રંથના સાક્ષાત્કારથી જો તેમના હૃદયો આશ્ચર્યસ્તંભિત થઇ જતા હોય, તો એ ઘટના સર્વથા સ્વાભાવિક હોવાથી એ ઘટનાથી આપણે લેશમાત્ર પણ વિસ્મયાપન્ન થવાનું નથી " અસ્તુ

આપણા એ ઉભય મહાકાવ્યો કિંવા વિશાળતમ વીરકાવ્યોનો 'રામાયણ' નામક કાવ્યગ્રંથ 'મહાભારત' કરતા વિશાળતામા ન્યૂન હોવા છતાં અધિકતર પ્રાચીન હોઇને એના કાવ્યવિષયક અત્યુચ્ચ ગુણોનું જેટલું પણ ગૌરવ કરવામા આવે તેટલું ગૌરવ ન્યૂન થવાનો જ સંપૂર્ણ સંભવ છે, કારણ કે, 'રામાયણ'ની સ્પર્ધા કિંવા સમાનતા અન્ય દેશોમાના કોઇ પણ સાહિત્યગ્રંથથી કદાપિ અંશ સ્વલ્પ પરિમાણમાં પણ કરી શકાય, એ ઘટના સર્વથા અશક્ય તથા અસંભવનીય છે પરંતુ પાશ્ચાત્ય દેશવાસી આર્મિક ગૌરાંગ પંડિતો એ ઉભય ગ્રંથોના વિસ્તારવિષયક પ્રમેયનો નિર્ણય પણ અદ્યાપિ નથી કરી શકતા, કારણ કે 'મહાભારત'માં એકંદર ૨૨૦૦૦૦ પંક્તિયો હોઇને 'રામાયણ'મા એકંદર ૪૮૦૦૦ પંક્તિયો વિદ્યમાન છે પરંતુ ગ્રીક મહાકવિ હોમરકૃત 'ઇલિયડ' નામક મહાકાવ્યની કેવળ ૧૫૬૯૩ પંક્તિયોમાં તેમ જ વ્હર્જિલકૃત 'ઇનિયડ'ની કેવળ ૮૮૬૮ પંક્તિયોમાં જ પરિસમાપ્તિ થયેલી છે હોમરના 'ઇલિયડ' તથા 'ઓડિસી' એ ઉભય મહાકાવ્યોની પંક્તિયોની એકંદર સંખ્યા કેવળ ૩૦૦૦૦ની હોવાથી અને વાલ્મીકિકૃત 'રામાયણ'ની પંક્તિયોની સંખ્યા ઉપર જણાવ્યા પ્રમાણે ૪૮૦૦૦ ની હોવાથી કેવળ 'રામાયણ'ની પંક્તિસંખ્યા જ ત્યાં તે ઉભય ગ્રીક કાવ્યોની પંક્તિસંખ્યા કરતાં ડોઢી થઇ જાય છે ત્યાં પછી 'મહાભારત'ની વિશાળતા સમક્ષ તો એ ગ્રીક કાવ્યો સામાન્ય પુસ્તિકાતુલ્ય દેખાય એ સર્વથા સામાન્ય વાર્તા હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા અમોને તો નથી જ જણાતી અસ્તુ ત્યારે હવે આપણે આદિ કવીશ્વર ઋષિ વાલ્મીકિકૃત 'રામાયણ' નામક મહાકાવ્ય કિંવા વીરકાવ્યના અંતરંગના અવલોકનમા અગ્રગામી થઇશુ

'રામાયણ' નામક ગ્રંથ કોના સંબંધમાં લખવા કિંવા રચવામાં આવેલો છે, 'રામાયણ'માંનો કથાભાગ શો છે, તેમાં તેના રચયિતા કવિશ્રીએ કયા કયા તત્ત્વોનો પરિચય કરાવેલો છે અને એ 'રામાયણ' નામક ગ્રંથનો વિશાળતમ ભારતીય હિન્દુસમાજ ઉપર શો કિંવા કેવા પ્રકારનો પ્રભાવ પડેલો છે, એ સર્વ વિષયોને અહીં વિસ્તારપૂર્વક ચર્ચવાની અમોને એટલામાટે વિશેષ આવશ્યકતા નથી જણાતી કે આપણા ભારતીય હિન્દુઓ 'રામાયણ'ને વેદો પ્રમાણે જ પૂજ્ય માને છે અને અત્યંત પ્રાચીનકાળથી અત્યારસુધી હિન્દુઓ 'રામાયણ'ની કથાને નાનાવિધ સ્વરૂપમાં સાંભળતા આવેલા હોવાથી 'રામાયણ'ની કથા હિન્દુઓના રક્ત તથા માંસ સાથે મળીને હિન્દુસમાજની આત્મરૂપિણી કિંવા જીવનરૂપિણી કથા જ થઈ ગઈ છે અર્થાત્ વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી જો કોઈ સામાન્યથી સામાન્ય, અશિક્ષિત તથા અશુદ્ધ હિન્દુ કૃષિકારને પણ રામકથાના સંબંધમાં પ્રશ્ન પૂછવામાં આવે તો તે અશિક્ષિત તથા અશુદ્ધ કૃષિકાર પણ રામચરિત્રને પોતાની ભાષામાં તત્કાળ વર્ણવી સંભળાવે છે, એટલી સીમા પર્યન્ત ભારતીય હિન્દુસમાજમાં 'રામાયણ'નો પ્રચાર થઈ ગયો છે એ ઉપરાંત 'રામાયણ'ના નાયક ભગવાન્ શ્રી રામચન્દ્રદેવ, તેમના અનન્ય આદર્શ ગૃહલક્ષ્મી સતીશિરોમણી શ્રી સીતાદેવી, રામબંધુ શ્રી લક્ષ્મણજી, રામભ્રાતા શ્રી ભરતજી, રામસેવક શ્રી હનુમાનજી તથા અંગદ આદિક પ્રધાન તથા અપ્રધાન પાત્રોને દેવદેવીતુલ્ય માનવા તથા પૂજવાની પ્રથા હિન્દુસમાજમાં અત્યારની ઘટિકા પર્યન્ત વિદ્યમાન હોવાથી એ સર્વ આદર્શ વ્યક્તિઓ જાણે અત્યારે પણ પોતાનાં નેત્રો સમક્ષ સજીવન વિહાર કરી રહી હોયની! એવો જ હિન્દુઓને સદાસર્વદા ભાસ થયા કરે છે! ઉત્તર ભારતમાં તુલસીદાસકૃત હિન્દી 'રામચરિતમાનસ' નામક કાવ્યનાં હિન્દુસમાજદ્વારા વર્ષના ૩૬૫ દિવસ અખંડ પારાયણો થતા રહે છે, ગુજરાતમાં ગિરિધરકૃત 'રામાયણ'ના સતત વાચકોનો એક વિશાળ સમુદાય

વિદ્યમાન છે; મહારાષ્ટ્રમાં શિવાજીના ગુરુ સમર્થ રામદાસ સ્વામીદ્વારા રામચરિત્રનો પ્રચંડ પ્રચાર થયેલો હોઇને મહારાષ્ટ્રના સર્વ ગ્રામો તથા નગરોમાં ગીતારામનાં મંદિરો રામચંદ્ર તથા ગીતામાતાની અનન્ય આદર્શતા તથા પૂજ્યતાની અહર્નિશ અખંડ ઘોષણા કરી રહ્યાં છે. દક્ષિણ ભારતમાં પણ સીતારામનો પ્રચંડ પ્રભાવ નાનાવિધ સ્વરૂપમાં વિદ્યમાન છે, અનેક સાધુસંતો, હરિદાસો તથા પ્રવચનકારો પોતાની ભક્તિપ્રચુર, રસાળુ તથા મનોમોહની પ્રાસાદિક વાણીવડે નિરંતર રામમહિમાને ગાતા રહી હિન્દુસમાજને અનેક ધર્મક્રાંતિયોમાંથી નિર્વિઘ્ન બહિર્ગત કરી હિન્દુસમાજના હિન્દુત્વને અવિચલ રાખવાના કાર્યમાં 'રામાયણ'ની કથાનો સદુપયોગ કરતા રહે છે, હિન્દુઓની ધાર્મિક બુદ્ધિને દઢાવતા રહીને હિન્દુઓનાં હૃદયોમાં પરચક્ર, વિધર્મીઓના અમાનુષ કિંવા પૈશાચિક અત્યાચાર તેમ જ આધિભૌતિક તથા આધિદૈવિક આપત્તિયોને સહન કરી લેવાના અને શત્રુઓના પરાજયના ઉપયુક્ત ઉપાયોને દર્શાવવાના પ્રયત્નોદ્વારા એક પ્રકારના અદ્ભુત સામર્થ્યને સમર્પતા રહે છે એટલે 'રામાયણ' હિન્દુજાતિનો એક અત્યંત ઘનિષ્ટ પરિચિત ગ્રંથ હોવાથી અને રામકથા હિન્દુસમાજની નિત્યચર્યાવિષયરૂપિણી કથા હોવાથી પ્રસ્તુત પ્રકરણમાં એ 'રામાયણ' નામક કાવ્યગ્રંથના સાર અથવા એ ગ્રંથમાંના પ્રધાનપાત્રોના સવિસ્તર ગુણવર્ણનના કાર્યમાં અગ્રેસર ન થતાં એ ગ્રંથના સંબંધમાં પાશ્ચાત્ય પંડિતોનાં હૃદયોમાં કેટલી સીમા પર્યન્ત પ્રચંડ આદર તથા પૂજ્યભાવ વસી રહ્યો છે અને ભગવાન્ શ્રીરામચન્દ્ર તથા શ્રીસીતાદેવીના સંબંધમાં તેઓ કેવા પ્રકારના અભિપ્રાયોને ધરાવે છે, એ વિષયને જ પ્રસ્તુત પ્રકરણમાં યથાશક્ય સંક્ષેપપુરઃસર ચર્ચવાની અમોએ યોજના કરેલી છે, કારણ કે, આપણા અત્યારના હિન્દુસમાજમાં સામાન્યતઃ માનસિક દૌર્બલ્ય તથા પરવશતાની અતિશય વૃદ્ધિ થઇ ગયેલી હોવાથી આજકાલના અનેક હિન્દુઓને કોઇ પણ ઉત્તમ કિંવા અધમ વસ્તુ અથવા વિષયને

પાશ્ચાત્યોની દૃષ્ટિથી જ જોવાની એક પ્રકારની ટેવ ( વસ્તુત કુટેવ ) પડી ગઇ છે અમારા આ કથનનો આશય એ છે કે આપણી હિન્દુ સંસ્થાઓ, આપણી હિન્દુ સંસ્કૃતિ, આપણા આચારવિચારો, આપણી ધાર્મિક રૂઢિઓ, આપણા ધર્મગ્રંથો, આપણા સાહિત્ય આપણા ઇતિહાસ, આપણા વીર પુરુષો, રાષ્ટ્રપુરુષો, સાધુપુરુષો તથા ધર્મસંસ્થાપકો ( ધર્મપ્રવર્તકો કિંવા ધર્મપ્રચારકો ) આદિ રાષ્ટ્ર-સંવર્ધન કિંવા રાષ્ટ્રોન્નતિકારિણી જે જે ઘટનાઓ અત્યારસુધીમા ભારતવર્ષમા ઘટી ગઇ છે તેમ જ ત્યારપછી જે ઘટનાઓના યોગે આપણા ભારતીય હિન્દુ રાષ્ટ્રને અધોગતિની ગર્તામા પટકાઇ પડવાના અનિષ્ટ અવસરો આવી મળેલા છે તે સર્વ વિષયોના સંબંધમા સ્વયં સ્વતંત્રતાપૂર્વક વિચાર કરીને તે સર્વ વિષયોની સ્વતંત્ર બુદ્ધિથી ચર્ચા કરીને અને તે સર્વ વિષયોના સાધક તથા બાધક કારણોનો નિર્ણય કરીને ઉન્નતિવિષયક આવશ્યક ચિન્તન તથા યોજનાના માર્ગમા અગ્રેસર થવાની વિચારશીલતાને આપણા હિન્દુ-સમાજના બહુ જ અલ્પસંખ્ય ( અપવાદરૂપ ) અગ્રેસરો દર્શાવી શક્યા છે જો છેલ્લા દશ વર્ષના કાળનુ આપણે અવલોકન કરીએ, તો એ દશ કિંવા બાર વર્ષના કાલાવધિમા હિન્દુસમાજમા સુધારણાના કાંઇક પ્રયત્નો થયેલા આપણ જોવામા આવી શકે છે અને હિન્દુઓના હૃદયોમા આત્માભિમાન કિંવા સ્વાભિમાનની અંકુર જ્યોતિ પ્રકટેલી દેખાયા કરે છે, છતા અમારે અતિશય અનિચ્છાપૂર્વક તથા વિદીર્ણ હૃદયથી એ અપ્રિય સત્ય વાર્તાને અહીં વ્યક્ત કરવી જ પડે છે કે અમારી પોતાની નૈયમિક માન્યતા અનુસાર તેમ જ અમારા જેવા હિન્દુઓના એક સુવિશાળ સમુદાયની માન્યતા અનુસાર જેમને અત્યારે 'મહાત્મા' પદવી સમર્પાયલી છે તે મહાત્મા ગાંધીજીના હૃદયમા, તેઓ પોતે પોતાને સનાતન હિન્દુધર્મના અનુ-યાયી તરીકે ઓળખાવતા હોવા છતા પરમપુરાતન તથા પરમ સનાતન વૈદિક હિન્દુધર્મ, હિન્દુ આચારવિચાર તથા હિન્દુ ધાર્મિક

માન્યતાઓના મધ્યમા લેશમાત્ર પણ આત્મીય ભાવ વિદ્યમાન ન હોવાથી, પ્રાચીન હિન્દુસંસ્કૃતિ વિષયક તેઓ શ્રીમાનનું જ્ઞાન અત્યંત પરિમિત, કિંબહુના નહિવત્ હોઇને મનુ ભગવાન્ જેવા અલૌકિક ધર્મશાસ્ત્રનિર્માતા પૂજ્યતમ પુરુષની આજ્ઞાઓને 'શયતાની આજ્ઞાઓ' તરીકે ઓળખાવવા સુધીની ધર્મશૂન્ય બુદ્ધિ કિંવા ઉન્માદ-બુદ્ધિ તેઓ શ્રીમાનના મસ્તિષ્કમા પ્રસરેલી હોવાથી અને જો સંક્ષેપમા કહેવામા આવે તો તેઓ શ્રીમાનના હૃદયમા એક કિંવા અન્ય સ્વરૂપમા ભારતીય હિન્દુઓમાટે સર્વથા વિઘાતક થઇ પડનારી પાશ્ચાત્ય સામાજિક સુધારણાનો જ પૂર્ણ પ્રભાવ પડી ગયેલો હોવાથી તેઓ શ્રીમાનના નેતૃત્વ તળે જે કાઇક પણ થોડી ઘણી જાગરુકતાનો હિન્દુઓના હૃદયમા આવિર્ભાવ થયેલો છે તે જાગરુકતાના યોગે આપણી પ્રાચીન હિન્દુસંસ્કૃતિનો લેશમાત્ર પણ પુનરુદ્ધાર થવાની આશા અત્યારના સંયોગોમા તો કોઇ પણ વિચારશીલ સનાતન વૈદિક હિન્દુધર્મના અનુયાયી હિન્દુથી રાખી શકાય તેમ છે જ નહિ, પણ એ ગાંધીઆઇટ પંથના અનુયાયી આજકાલના હિન્દુ યુવકો તથા હિન્દુ યુવતીઓની ઉચ્છૃંખલતા અવિનયશીલતા સ્વૈરતા, અમર્યાદા, વિવેકહીનતા, આચારભ્રષ્ટતા તથા વિચારભ્રષ્ટતા અને અનીશ્વરવાદિતાની માત્રા એટલી અપરિમિત સીમા પર્યન્ત વૃદ્ધિંગત થતી જાય છે કે એના યોગે હિન્દુસમાજની અત્યારથી પણ અધિક અધોગતિ થવાની ભીતિયુક્ત શંકા જ અમારા તથા અમારા જેવા અનેક હિન્દુઓના હૃદયોમા અષ્ટૌપ્રહર વિદ્યમાન ને વિદ્યમાન જ રહ્યા કરે છે અર્થાત્ આ સુધારણાના દ્વાદશવર્ષકાલિક ઉદ્ભવના યોગે હિન્દુઓની ઉપર્યુક્ત પરપ્રત્યયનેય બુદ્ધિનો લેશમાત્ર પણ લોપ થયેલો અમારા જોવામાં તો નથી જ આવી શકતો, એટલે કે, પાશ્ચાત્ય ગ્રંથકારોના કથનને જ વેદવાક્યતુલ્ય માનવાની કંગાલ મનોદશાને હિન્દુઓ અદ્યાપિ સર્વાંશે તિલાંજલિ સમર્પી શક્યા નથી એટલામાટે આપણા હિન્દુસમાજમા જે કેટલાક વિવેકશૂન્ય તથા

વિચારશૂન્ય મનુષ્યો આપણા હિન્દુઓના દુર્ભાગ્યવશાત્ અસ્તિત્વ ધરાવતા હોય તેમની કારણહીન કુશંકાઓ કપાઇ જાય અને તેમનાં અંતઃકરણોમાં આપણા અવતારી રાષ્ટ્રવિભૂતિરૂપ મહાપુરુષોના સંબંધમાં યોગ્ય તથા આવશ્યક અભિમાનનો પર્યાપ્ત પરિમાણમાં ઉદ્ભવ થઇ જાય એ હેતુથી જ 'રામાયણ' જેવા સર્વપૂજ્ય તથા સર્વમાન્ય ગ્રંથની ઉત્તમતાના સંબંધમાં પાશ્ચાત્ય પંડિતોએ જે અભિપ્રાયો દર્શાવેલા છે તે અભિપ્રાયોને અહીં પ્રમાણ તરીકે પ્રકાશિત કરવાં પડે છે.

'રામાયણ' નામક ગ્રંથમાં કોઇ પણ સ્થળે પારસ્પરિક ભેદભાવ આપણા જોવામાં આવી શકતો નથી. 'રામાયણ'ની ભાષા અત્યંત સુંદર હોઇને તેમાંની કલ્પનાઓ તો વળી એટલી સીમાપર્યન્ત ઉચ્ચતમ કોટિની છે કે વિશ્વમાના અન્ય કોઇ પણ ઉત્કૃષ્ટ ગ્રંથમાંની કવિકલ્પનાઓથી 'રામાયણ'માંની એ અલૌકિક ઉત્કૃષ્ટ કલ્પનાઓની સ્પર્ધા તથા સમાનતા કદાપિ કરી શકાય એ ઘટના સર્વથા અશક્ય તથા અસંભવનીય છે. સર મોનિયર વિલિયમ્સે આ કારણથી 'રામાયણ'ના સંબંધમાં પોતાના એવા સ્પષ્ટ અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો છે કેઃ "સંસ્કૃત ભાષાના સાહિત્યમાં 'રામાયણ' સમાન અન્ય કોઇ પણ મોહક કાવ્ય અસ્તિત્વ ધરાવતું નથી. ભાષાના સરલતા, સ્પષ્ટતા તથા નિર્દોષતા એ અભિજાત કાવ્યના ગુણોઃ વિશુદ્ધ કાવ્યભાવનાઓની સુંદર છટાઓની વિપુલતા; વીરરસાત્મક પ્રસંગોનાં અક્ષરશઃ તથા અતીશુદ્ધ વર્ણનો; સૃષ્ટિમાંનાં અત્યંત ભવ્ય દૃશ્યોનાં શાબ્દિક ચિત્રો; માનવહૃદયમાં ભિન્ન ભિન્ન વિચારોના જે વિગ્રહો નિરંતર ચાલતા રહે છે તે વિચારવિગ્રહવિષયક સંપૂર્ણ જ્ઞાન અને તેમની અત્યંત વિશુદ્ધ ભાવનાઓનો પરિચય ઇત્યાદિ અસંખ્ય ગુણો વડે, વિશ્વમાંના કોઇ પણ વિભાગમા અને કોઇ પણ કાળમાં નિર્માણ થયેલાં અત્યંત સુંદર તથા મનોરમ કાવ્યોમાં આ 'રામાયણ' નામક મહાકાવ્ય કિંવા વીરકાવ્યની યોગ્યતા સર્વથા

અપવાદરૂપિણી છે, અર્થાત્ જો ‘રામાયણ’ને નિસર્ગદત્ત શક્તિવડે વૃદ્ધિગત તથા વિસ્તૃત થયેલા ઉપવનની ઉપમા આપવામાં આવે, તો તે કાર્યને કોઇથી અયોગ્ય કિંવા અતિશયોક્તિરૂપ કાર્ય તરીકે કદાપિ ઓળખી કિંવા ઓળખાવી શકાય તેમ નથી. મધુર તથા સુંદર ઉપદેશમય શ્લોકો જ જેના ફલો તથા પુષ્પો છે, ત્રિકાલાબાધ્ય સત્ય તત્ત્વો જ જેના ચિરંજીવ તથા સ્વચ્છોદકપૂર્ણ નિર્ઝરો છે, અને પરમ્પરાગતથી વિસ્તૃત તથા ઉદાત્ત કથાભાગ જ જેની ઘન વૃક્ષરાજી છે, એવા પ્રકારનું જે ઉપવન તે ઋષિ વાલ્મીકિકૃત ‘રામાયણ’ મહાકાવ્ય છે, એ ઉપમા ‘રામાયણ’ સાથેના સંબંધથી કેવી સીમા પર્યન્ત સાર્થક થઇ જાય તેમ છે, એનો રસિકહૃદય પાઠકો તથા પાઠિકાઓએ જ સ્વયં નિર્ણય કરી લેવાનો છે. ‘રામાયણ’માં શ્રીરામચંદ્રજીના ચરિત્રને તો વળી એટલી બધી અકલ્પનીય સીમા પર્યન્ત ઉત્કૃષ્ટ સ્વરૂપમાં અંકિત કરી બનાવવામાં આવ્યું છે કે શ્રીરામચન્દ્રજીના ચરિત્રની પ્રતિકૃતિ વિશ્વમાં અન્યત્ર ક્વાચ મળી શકે તેમ છે જ નહિ. શ્રીરામચન્દ્રજીના ચરિત્રમાં આદિથી અંત પર્યન્ત જે સર્વથા સ્વાર્થરહિત વર્તન આપણા જોવામાં આવ્યા કરે છે તેના યોગે શ્રીરામચન્દ્રજીના માનુષ જીવનક્રમના સંબંધમાં સ્વાભાવિક જ એક પ્રકારની પ્રબળ શંકાનો આપણા સામાન્ય મનમાં ઉદ્ભવ થઇ જાય છે. શ્રીરામચન્દ્રજીના અતિમાનુષ કાર્યો કિંવા વર્તનોના સાક્ષાત્કારથી કોઇ કોઇ વાર આપણા હૃદય કિંવા મનની કાઇક ચમત્કારિક સ્થિતિ થઇ જતા આપણા હૃદય દિઙ્મૂઢતાને જ અનુભવ્યા કરે છે, પરન્તુ આપણી એ દિઙ્મૂઢતા આપણા સદ્ભાગ્યના યોગે, દીર્ઘ કાલ પર્યન્ત અવિચળ રહી શકતી નથી, અર્થાત્ એ દિઙ્મૂઢતાનો અલ્પ સમયમાં જ લોપ થઇ જાય છે. ‘રામાયણ’માં, નિદાન ‘રામાયણ’ના પૂર્વભાગમાં તો શ્રીરામચંદ્રજીનો વાલ્મીકિજીએ એક શૂરવીર, ઉદાર-મનસ્ક પવિત્ર તથા સદ્ગુણપરાયણ આદર્શ મનુષ્ય કરતા વિશેષ, દેવસ્વરૂપમાં, બુદ્ધિપૂર્વક પરિચય નથી કરાવ્યો, પરંતુ આજે એ શ્રી

રામચંદ્રજીના શૌર્ય, નિર્લોભતા, ઔદાર્ય, પિત્રાજ્ઞાપ્રામાણ્ય, વિમલ પત્નીપ્રેમ તથા એકપત્નીવ્રત, સહોદરસ્નેહ તથા અક્રોધ-ક્રોધમય વિચારોના અત્યંત અભાવ-આદિક અનન્ય ગુણોની આપણે જેટલી પણ પ્રશંસા કરીએ તેટલી સમસ્ત પ્રશંસા સ્વલ્પ થવાનો જ સંપૂર્ણ સંભવ છે. જ્યારે શ્રીરામ પોતે પોતાની સાપત્ન-ઓરમાન-માતાના કોપનો ભોગ થઇ પડે છે તે વેળાયે તેમના પોતાના મુખમાંથી કોપ-દર્શક એક પણ શબ્દ બહાર નથી નીકળતો; જ્યારે તેમના પિતાશ્રી તેમને વનવાસી થવામાટે વનમાં મોકલવાના નિશ્ચયને વ્યક્ત કરી બતાવે છે, ત્યારે તેઓએ અયોગ્ય આજ્ઞા પ્રતિ પોતાનો વિરોધ નામમાત્રને માટે પણ નથી દર્શાવતા; પોતાના જન્મદાતા પિતાને પ્રતિજ્ઞાભંગના પાપથી મુક્ત રાખવામાટે તેઓ પોતાનાં સર્વ સુખોનું બલિદાન આપવાને કટિબદ્ધ થઇ જાય છે અને દેવી સીતાની સહિષ્ણુતાના સંબંધમાં તો કાંઇ પણ બોલવાનું બાકી રહેતું જ નથી; કારણ કે, તેઓ શ્રીમતી તો ગૃહલક્ષ્મી જ છે એટલે તેમનામાં તો વિશ્વના સર્વ સદ્‌ગુણો મૂર્તિમંત થઇને જ અવતરેલા હતા એમ ક્ષણે ક્ષણે ને પદે પદે આપણને સ્પષ્ટ દેખાઇ આવે છે !"

શ્રી સીતાદેવી સમાન સ્ત્રીજાતિનો સર્વોત્કૃષ્ટ આદર્શ આ સુવિશાળ સંસારમાં અન્યત્ર ક્યાંય કદાપિ મળી શકે તેમ છે જ નહિ. શ્રી સીતાદેવીની પ્રચંડ પતિનિષ્ઠા, અમર્યાદ પતિપ્રીતિ અને દૈવી દાંપત્યસંબંધવિષયક પવિત્ર માન્યતા આદિકનાં જે ધ્યેયોને આદિકવિશ્રીએ 'રામાયણ'માં વર્ણવી બતાવ્યાં છે તે અત્યંત શ્રેષ્ઠ તથા ઉદાત્તતમ ધ્યેયો અન્ય કોઇ પણ ભાષાના વાઙ્મયના કોઇ પણ ગ્રંથમાં કદાપિ દૃષ્ટિગોચર થઇ શકે, એ ઘટના સો યે સો ટકા અશક્ય તથા અસંભવનીય છે અને તેથી જ પ્રોફેસર ડાઉડન્, પ્રિન્સિપાલ ગ્રિફિથ તથા મિસ મેરી સ્કૉટ ઇત્યાદિ પાશ્ચાત્ય વિદ્વાનો તથા વિદુષીઓએ શ્રીરામચન્દ્ર તથા શ્રીસીતાદેવી અથવા 'સીતારામ' એ દિવ્યદંપતીના દિવ્યદાંપત્યનાં ગુણવર્ણનવિભૂષિત કાવ્યોની રચના દ્વારા પોતાના

પ્રેમમય તથા સ્તુતિપૂર્ણ હૃદયનિર્ઝરના વેગવાન્ વહનના માર્ગને મુક્ત કરી મતા યે છે અને એ કૃતિદ્વારા પોતાની સહૃદયતા, ગુણગ્રાહકતા તથા સત્યપરાયણતાને વ્યક્ત કરીને 'રામાયણ' નામક સંસ્કૃત મહાકાવ્ય કિંવા વીરકાવ્યની મહત્તા, સંસ્કૃત ભાષાની ભવ્યતાયુક્ત પ્રભુતા, કવિશ્રી વાલ્મીકિના અલૌકિક રચનાચાતુર્ય, અપ્રતિમ સ્વભાવચિત્રનૈપુણ્ય તથા માનવસ્વભાવવિષયક ગાઢ જ્ઞાન આદિક વિષયોની પોતપોતાના ગ્રંથમાં મુક્ત કંઠે તથા નિષ્કપટ હૃદયથી સ્થળે સ્થળે તથા વારંવાર સત્ય પ્રશંસા કરી બતાવી છે અર્થાત્ ઉપર 'રામાયણ' સ્તુતિદર્શક પાશ્ચાત્ય વિદ્વાનોના ઉલ્લેખોનાં જે અવતરણો આ સ્થળમાં આપ્યાં છે તે અવતરણો તથા તદ્વિષયક વિવેચનના યોગે 'રામાયણ'ના સંબંધમાં પાશ્ચાત્ય વિદ્વાનો તથા વિદુષીઓના હૃદયોમાં કેટલી સીમા પર્યન્ત પૂજ્યબુદ્ધિ કિંવા પૂજ્યભાવના વસી રહી છે 'રામાયણ'ના રચયિતામાટે તેમના હૃદયમાં કેવો ને કેટલો આદરભાવ રહ્યા કરે છે, તેઓ એ આસ્થા તથા પૂજ્યભાવનાના યોગે કેવા ને કેટલા પ્રેમથી 'રામાયણ'નું અધ્યયન કરી રહ્યાં છે અને 'રામાયણ'માં વર્ણવાયલા પ્રત્યેક પાત્ર તથા ઉપપાત્રના સ્વભાવ ચરિપોષ સૂક્ષ્મનિરીક્ષણ નૈતિક શિક્ષણ રસપરિપોષ તથા વાગ્યોજનાના ચાતુર્ય આદિકની દૃષ્ટિથી કેવી ને કેટલી અકલ્પનીય એકાગ્રતાથી 'રામાયણ'ના અભ્યાસના માર્ગમાં વેગપૂર્વક ધાવમાન થઇ રહ્યા છે એની આપણાથી આવશ્યકતા કરતાં યત્કિંચિત્ અધિક તથા પર્યાપ્ત કલ્પના કરી શકાય તેમ હોવાથી એ વિષયના વિશેષ વિવેચનની આવશ્યકતા રહેતી જ નથી. અસ્તુ ત્યારે હવે આપણે આપણા 'મહાભારત' નામક પ્રાચીન સંસ્કૃત વીરકાવ્યના સંબંધમાં પણ યૂરોપીયન્ તથા અમેરિકન્ ગોરાંગ પંડિતો, વર્તમાનપત્રોના સંપાદકો તથા ઇતર વિદ્યાવ્યાસંગી મનુષ્યોએ એના વ્યાસંગ તથા અધ્યયનદ્વારા પોતાનો જે અભિપ્રાયોને વ્યક્ત તથા નિબદ્ધ કરી બતાવ્યા છે તે અભિપ્રાયોને પણ અહીં સંક્ષેપમાં જોઇ લઇએ

આપણા ' મહાભારત ' મહાકાવ્યની નિર્વ્યાજ સ્તુતિ કરનાર ડૉક્ટર હેસ્વર નામક એક અમેરિકન્ વિદ્વાને પોતાના એવા પ્રકારના વિચારોને વ્યક્ત કરી બતાવ્યા છે કે " દૈવી સ્ફૂર્તિ વડે અનુકૃત થયેલા પ્રાચીન ભારતવાસી અત્યંત પૂજ્ય મહાત્માઓએ જે ' મહાભારત ' નામક ગ્રંથની રચના કરેલી છે તે ' મહાભારત ' નામક ગ્રંથ સમાન મહાન્ તથા ઉત્કૃષ્ટ ગ્રંથ અન્યત્ર ક્યાં પણ મારા જોવા કિંવા જાણવામાં આવી શક્યો નથી, માત્ર એટલું જ નહિ પણ મારા પોતાના પૂર્વાયુષ્યના અનુભવોના આધારે હું એ વાતને કોઇ પણ પ્રકારની અતિશયોક્તિ કિંવા શંકાશીલતાના ભય વિના જ વ્યક્ત કરી શકું છું કે એ ગ્રંથના અભ્યાસે મારા હૃદયને જેટલા પરિમાણમાં મુગ્ધ તથા ઉન્મત્ત કરી દીધું છે તેટલા પરિમાણમાં અન્ય કોઇ પણ ગ્રંથનો અભ્યાસ મારા હૃદયને મુગ્ધ તથા ઉન્મત્ત કરી શક્યો નથી અને ભવિષ્યમાં કદાપિ કરી શકવાનો પણ નથી. ' મહાભારત 'નો અહર્નિશ અભ્યાસ કરીને તેમાંના એક સહસ્ર અવતરણોને મારા ટિપ્પણસંગ્રહમાં લખી લઇ તે અવતરણોને મેં મારા હવે પછીના અવશિષ્ટ આયુષ્યમાંના અભ્યાસમાં યોજી રાખ્યા છે અને પોતાને તો ' મહાભારત ' એક અભિનવ સૃષ્ટિ સમાન જ દેખાયા કરે છે અને મહાભારત 'માંના ઋતુપક્ષપ્રેમ જ્ઞાન, ચાતુર્ય તથા વાસ્તવિકતા આદિક ગુણસમુદાયનાં વર્ણનો વાંચીને તો મારાં હૃદય તથા આત્મા તેમાં મગ્ન થઇ તલ્લીન જ થઇ જાય છે પરંતુ ' મહાભારત ની મહત્તાની આટલાથી જ સમાપ્તિ થઇ જાય છે, એમ કોઇએ કદાપિ માની લેવાનું નથી, કારણ કે મેં મારા પોતાના મનમાં પરમાત્મા તથા વિશ્વોત્પત્તિના સંબંધમાં જે કેટલાક વિશિષ્ટ સિદ્ધાંતો બાંધી લીધા હતા તે જ સિદ્ધાન્તોને એ ગ્રંથમાં અતિશય સુંદર તથા સ્પષ્ટ ભાષામાં વર્ણવયેલા જોઇને મારા હૃદયમાં એ ગ્રંથના સંબંધમાં સ્વભાવિક જ પ્રચંડ પૂજ્યભાવનો ઉદ્ભવ થઇ ગયો હતો અને એ પૂજ્યભાવના યોગે જ હું

એ ગ્રંથની અત્યારે આટલી સ્તુતિ મુક્ત કંઠે કરી રહ્યો છું ! "

'હેમિલ્ટન્ ડેલી સ્પેક્ટેટર' નામક વર્તમાનપત્રના ઇ સ ૧૮૮૮ ના મે માસની ૩૧ મી તારીખના અંકમાં ' મહાભારત 'ની ઉત્કૃષ્ટતાના પરિચાયક તરીકે જે એક લેખ છપાયો હતો તે લેખનો ભાવાર્થ એ છે કે " એ ' મહાભારત ' નામક કાવ્ય તે ધર્મ, નીતિ, માનસશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન તથા રાજકારણ આદિક વિષયોનાં તત્ત્વરત્નોની કથારૂપ સૂત્રમાં પરોવાયલી એક સુમનમાલા જ છે, એમ કોઇ પણ પ્રકારના પ્રત્યવાય વિના કહી શકાય તેમ છે એ હજાર વર્ષ કરતા ય અધિકતર કાળ પૂર્વે આર્યાવર્તવાસી લોકો ( હિન્દુઓ )ના જીવનક્રમ, આચારવિચાર, રાજકારણ, ધર્મ તથા તત્ત્વજ્ઞાન આદિક કેવા પ્રકારના હતા એ વિષયોના યથાસ્થિત શાબ્દિક ચિત્રને જોવાનો અવસર આપણને એ ગ્રથમા જ મળી શકે છે. માત્ર એટલું જ નહિ, પણ આ વિશ્વમાના અત્યંત શ્રેષ્ઠ તરીકે પકાતા કાવ્યોમાની શ્રેષ્ઠતા તેમ જ આ જગતમા ઉદ્ભવેલા દિવ્ય તથા ગહન વિચારોની દિવ્યતા તથા ગહનતા આદિકનો વિશેષાશે આપણને એ ' મહાભારત ' ગ્રંથમા પર્યાપ્ત સાક્ષાત્કાર થતો હોવાથી એ ગ્રથની મહત્તા તથા અપૂર્વતા પોતાની મેળે જ નિર્વિવાદ સિદ્ધ થઇ જાય છે "

સ્વર્ગવાસી વગવાસી વિદ્વદ્વર બાબૂ પી સી રૉય ( બાબૂ પ્રતાપચદ્ર રૉય ) જે વેળાયે ' મહાભારત 'ના અગ્રેજી ભાષામા ગદ્યાનુવાદ કરવાના કાર્યમા નિમગ્ન હતા તે વેળાયે અમેરિકાના જેરેમિયા કર્ટિન નામક એક માનવવશશાસ્ત્રજ્ઞ તરફથી તેમને જે એક પત્ર મળ્યું હતું તેનો આશય એ હતો કે " આપના કરેલા ' મહાભારત 'ના અંગ્રેજી અનુવાદના ચૉવીસ ભાગોના આદિથી અત પર્યન્તના લક્ષપૂર્વક વાચનકાર્યને મે સમાપ્ત કરી દીધું છે અને ' મહાભારત 'ના અનુવાદના એ ચૉવીસ ભાગોના પરિશીલન-ફલ મારી એવી દૃઢ માન્યતા થઇ ગઇ છે કે એના જેવો શ્રેષ્ઠતમ

અન્ય કોઇ પણ ગ્રંથ આ સંસારમાં ભાગ્યે જ અસ્તિત્વ ધરાવતો હશે અને એ ગ્રંથના અખંડ વાચનથી મને જેટલા આનન્દની પ્રાપ્તિ થયેલી છે તેના કરતાં શતાંશ પરિમાણમાં પણ કોઇ ગ્રંથના વાચનથી મને આનંદપ્રાપ્તિ થઇ હોય, એવું મને સ્મરણ છે જ નહિ. આ ગ્રંથના પરિશીલનથી પ્રાચીન આર્ય લોકોની બુદ્ધિમત્તા તથા શીલવિષયક શ્રેષ્ઠતાનો અન્યદેશવાસીઓને યોગ્ય પરિચય થઇ જશે, એવો મારો દૃઢ વિશ્વાસ છે આપે એ ગ્રંથના અંગ્રેજી અનુવાદના જે કાર્યને આરંભી દીધું છે તે કાર્યના યોગે હિન્દુસ્થાનનું હિત તો થવાનું જ છે; પરંતુ તે ઉપરાંત સમસ્ત આર્યવંશોનું કલ્યાણ થવાનો સંપૂર્ણ સંભવ છે. 'મહાભારત' રત્નોની એક ગહનતમ ખાણ હોઇને એ ખાણમાંના વિશાળતમ રત્નરાશિનો અદ્યાપિ કોઇને સંપૂર્ણ પત્તો મળી શક્યો જ નથી. અર્થાત્ એ રત્નખનિમાંના અમૂલ્ય રત્નો જેમ જેમ બહાર આવતાં જશે તેમ તેમ તે રત્નોની અમૂલ્યતાનો વિશ્વને અધિકાધિક પરિચય થતો જશે એ ગ્રંથના યોગે આર્યવંશના ઇતિહાસને જાણવાની જેમની ઇચ્છા હોય તેમની તે ઇચ્છા એ ગ્રંથના પરિશીલન દ્વારા અવશ્ય પૂર્ણ કિંવા તૃપ્ત થઇ શકે તેમ છે. માત્ર એટલું જ નહિ, પણ એ ગ્રંથના અભ્યાસદ્વારા દીન તથા દુર્બળ મનુષ્ય અને અત્યંત શક્તિમાન્ સર્વવ્યાપક પરમાત્માના પારસ્પરિક ઘનિષ્ટ સંબંધનો પણ સ્પષ્ટ બોધ થઇ શકે તેમ છે; એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ અને હોઇ શકે તેમ પણ નથી."

ઇ. સ. ૧૮૮૬ ના 'Journal Des Savantes' નામક ફ્રેંચ ભાષાના માસિકપત્રનાં સપ્ટેંબર માસના અંકમાં સેન્ટ હિલેર બાર્થેલેમી નામક એક ફ્રેંચ વિદ્વાને 'મહાભારત'ના સંબંધમાં પોતાના જે વિચારોને પ્રકાશિત કર્યા હતા તે એ હતા કે: "આજથી લગભગ ૧૦૦ વર્ષ પૂર્વે (ઇ. સ ૧૭૮૫ માં) વિલ્કિન્સ નામક કોઇ એક ગૃહસ્થે કલકત્તામાં 'મહાભારત'માંનાં કેટલાંક વચનોને

અંગ્રેજી ભાષામાં જ્યારે સર્વથી પ્રથમ પ્રકાશિત કર્યો હતો અને 'ભગવદ્ગીતા'ના અનુવાદદ્વારા વિશ્વને મહાભારતનો પ્રથમ પરિચય કરાવ્યો હતો ત્યારે એ 'મહાભારત' ગ્રંથની ભવ્યતાના સાક્ષાત્કારથી સમસ્ત પાશ્ચાત્ય સંસાર આશ્ચર્યસ્તંભિત થઇ ગયો હતો; પાશ્ચાત્ય લોકોને 'મહાભારત'ના કર્તા વ્યાસની તુલનામાં ગ્રીક મહાકવિ હોમર કસ્પતર્થ ભાસવા માંડ્યો હતો અને ગ્રીસ કરતાં ભારતવર્ષ અત્યંત શ્રેષ્ઠ છે, એવો પાશ્ચાત્ય લોકોનો દૃઢ નિશ્ચય થઇ ગયો હતો; અર્થાત્ એ 'મહાભારત' નામક મહાકાવ્ય પ્રાક્તકાલિક માનવી બુદ્ધિમત્તા તથા પરિશ્રમશીલતાનું એક અત્યંત ભવ્ય તથા શ્રેષ્ઠતમ સ્મારક છે, એ વસ્તુસ્થિતિને પાશ્ચાત્ય લોકો કોઇ પણ પ્રકારની મતભિન્નતા વિના સર્વથા એકવાક્યતાથી માનવા લાગ્યા હતા." સર એડ્વિન આર્નોલ્ડ ટાઇટસ મનગ્રેન, તથા એ. બાર્થ ઇત્યાદિ પાશ્ચાત્ય પંડિતો તેમ જ 'વૉશિંગ્ટન પોસ્ટ' તથા 'રેમિંગ્ટન ડેલી સ્પેક્ટેટર' આદિક પાશ્ચાત્ય વર્તમાનપત્રોના સંપાદકો આદિકના 'મહાભારત' વિષયક અભિપ્રાયોનો જો નિષ્કર્ષ કાઢવામાં આવે, તો તે નિષ્કર્ષ અનુસાર 'મહાભારત'માં નિમ્ન પ્રદર્શિત વિશિષ્ટતાઓનો તેના અભ્યાસકોને સાક્ષાત્કાર થઇ શકે છે.

"'મહાભારત'ના કેટલાક વિભાગો લેખનકલાના આવિષ્કારથી પૂર્વે જ તૈયાર થયેલા કિંવા રચાયલા છે; કેટલાક વિભાગો પૌરાણિક કાલની પૂર્વે રચાયલા છે અને કેટલાક વિભાગો તો વળી ગ્રીક કવીશ્વર હોમર તથા ઇજિપ્શિયન લોકોના આદ્ય મનુ મોસેસના અવતારથી પણ પૂર્વે અવતારમાં આવી ચૂકેલા છે, એ વાર્તા સર્વથા નિર્વિવાદ છે. 'મહાભારત' નામક એ સંસ્કૃત મહાકાવ્ય, એકંદર રીતે જોતાં, અત્યંત શ્રેષ્ઠ, અત્યંત પુરાતન, અત્યંત વિશાળ, અત્યંત સમ્પૂર્ણ તથા અત્યંત ચમત્કૃતિજનક છે, એમ કોઇ પણ સહૃદય મનુષ્ય તત્કાળ કહી શકે તેમ છે. 'મહાભારત'માં નૈતિક, માનવ-ધર્મપ્રચુર તથા અદ્ભુતરસાત્મક વિભાગો ન્યૂનાધિક સ્થળે અત્યંત વિશાળ

સંખ્યામાં વ્યાપેલા હોઇને એની વસ્તુસંકલના કિંવા એના કથાભાગનું અંકન અતિશય વિશાળ પરિમાણમાં કરાયલું છે અને એ ઉપરાંત એ સંસ્કૃત વીરકાવ્યમાંની વીરા તથા પતિવ્રતા પ્રમદાઓ અન્ય કોઇ પણ ભાષાની પૌરાણિક કથાઓમાંની વીરા તથા સાધ્વી સ્ત્રીઓ કરતાં અત્યંત શ્રેષ્ઠ પ્રકારની અબળાઓ છે, એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ ' મહાભારત 'નાં કેટલાંક સ્થળોમાં ઉત્સાહના અતિરેકના જે અનુપમ પ્રસંગો અને અતુલ કોમલ તથા હૃદયસ્પર્શી કથાભાગો આપણા જોવામાં આવી શકે છે તેવા પ્રસંગો તથા કથાભાગો અન્ય કોઇ પણ અન્યદેશીય કાવ્યમાં જોવામાં નથી જ આવી શકતા. ' મહાભારત 'મા રાષ્ટ્રીય નીતિ, વાઙ્મય તથા પ્રાચીન કથાઓનો કુબેરના અખૂટ ભંડારતુલ્ય ભંડાર ભરેલો છે. જેને કાવ્યના મનોહર વેશમાં સુસજ્જિત કરવામાં આવ્યું હોય તેવા મૂર્તિમાન્ નીતિશાસ્ત્રને જોવાનો જો કોઇના મનમાં અભિલાષ રહ્યા કરતો હોય, તો ' મહાભારત 'ના અભ્યાસદ્વારા તેનો એ અભિલાષ અવશ્ય પૂર્ણ થઇ શકે તેમ છે. ' મહાભારત 'માં પાત્રોના ભિન્ન ભિન્ન સ્વભાવોનાં આલેખન એટલી બધી કુશળતાથી કરાયલાં છે કે એ વિશાળ કાવ્યમાં અસંખ્ય પાત્રો હોવા છતાં પણ પ્રત્યેક પાત્રના સ્વભાવની વિશિષ્ટતામાં ક્યાં ય લેશમાત્ર પણ પરિવર્તન થયેલું આપણા જોવામા નથી જ આવી શકતું; માત્ર એટલું જ નહિ, પણ ભિન્ન ભિન્ન સ્વભાવચ્છટાનું યોગ્ય અંકન થયેલું હોવાથી પ્રત્યેક પાત્રનો મનોધર્મ અન્ય પાત્રોના સ્વભાવની વિશિષ્ટતાનો પોષક જ થઇ પડ્યો છે. અશ્રુતપૂર્વ કાવ્યસૌન્દર્ય, મનોરંજક આચારવિચાર, વિચિત્ર જીવનપ્રણાલિકા તથા નૈસર્ગિક આનન્દમયી મનોભાવના આદિકના ચિત્રપટને પણ ' મહાભારત 'મા અત્યંત સુંદર સ્વરૂપમાં રંગવામાં આવ્યો છે સમસ્ત ' મહાભારત ' ગ્રંથની ભાષા પ્રૌઢ, નિયમબદ્ધ તથા દીર્ઘપરિશીલનવડે સુસંસ્કૃત થયેલી હોઇને ભાષાની અભિવૃદ્ધિનાં સોપાન તરીકે જેમને માનવા કિંવા

સ્વીકારવામા આવ્યાં છે તે સોપાનશ્રેણીના ઉચ્ચતમ સોપાન ઉપર વિરાજવાની યોગ્યતાને જો કોઇ પણ કાવ્યગ્રંથ ધરાવતો હોય તો તે ગ્રન્થ 'મહાભારત' નામક સંસ્કૃત કાવ્યગ્રંથ જ છે 'મહાભારત'મા વર્ણવાયલા નગરો તથા રાજગૃહો પૂર્ણ વૈભવશાલી તથા અલંકૃત છે, માત્ર એટલું જ નહિ, પણ 'મહાભારત'માં વર્ણવાયલા રણક્ષેત્રો સુદ્ધાં ય એક પ્રકારનાં પવિત્રતમ સ્થાનો છે, એ વળી આશ્ચર્યનો વિષય છે, કારણ કે, 'મહાભારત'મા વર્ણવાયલા રણક્ષેત્રોમા કોઇ પણ પ્રકારની અત્યંત ઘૃણાસ્પદ ક્રૂરતાની ઘટનાઓ વગેરે દેખાડવા નથી આવી એમાની પ્રત્યેક કથાના મૂળમા ધાર્મિક તત્ત્વોને સ્પષ્ટ કિંવા અસ્પષ્ટ સ્વરૂપમા અવશ્ય આરોપિત કરવામાં આવ્યા છે જેટલા પરિમાણમા કોઇ એક કલ્પિત કથા અધિક અસંભાવ્ય દેખાય છે તેટલા પરિમાણમા તે કથામાં સત્ય તથા અસત્યના પારસ્પરિક યુદ્ધનાં ગહન તત્ત્વો અધિક માર્મિકતાપૂર્વક પ્રતિપાદિત થયેલા આપણા જોવામા આવી શકે છે, એ 'મહાભારત'ની એક અનન્ય વિશિષ્ટતા છે અર્થાત્ આત્મસંયમન, ઇંદ્રિયવિજય તથા આત્મશુદ્ધિ કિંવા આત્મપવિત્રતા ઇત્યાદિ સાધનોવડે પરિકરબદ્ધ ચિરંજીવ સત્યના ભયંકર સંગ્રામમા સંલગ્ન થઇને તથા વિજયની આશાને તિલાંજલિ સમર્પી દઇને પોતાના યુદ્ધને ચાલૂ રાખવાની કેટલી સીમા પર્યન્ત અનિવાર્ય આવશ્યકતા છે, એ વિષયનું અત્યંત સુન્દર શિક્ષણ જો વિશ્વના કોઇ પણ ગ્રંથમા અપાયલું હોય તો તે કેવળ 'મહાભારત'મા જ અપાયલું છે મનુષ્યનું જીવન સર્વાવસ્થામા સાત્ત્વિક ભાવનામય જ હોવું જોઇએ, એ કટાક્ષ 'મહાભારત' મા સર્વત્ર વિસ્તરેલો દેખાયા કરે છે અને તેથી જ મનુષ્ય જાતિમાંની જાગૃત તથા ક્રૂર મનોભાવના કોઇ પણ પ્રકારે કદાપિ ઉત્તેજિત ન થઇ જાય એની 'મહાભારત'માં અત્યંત સાવધાનતા રાખવામા આવી છે " સર મોનિયર વિલિયમ્સ નામક સંસ્કૃતજ્ઞ પાશ્ચાત્ય પંડિતે મહાભારત'ના સંબંધમા પોતાના જે અભિપ્રાયને

પ્રકાશિત કરેલો છે તે અભિપ્રાય એ છે કે: " ગાર્હસ્પત્યધર્મ તથા પતિવ્રતાધર્મ એ ઉભય ધર્મોનું 'મહાભારત'માં અત્યંત સુંદર ઉદ્ઘાટન કરવામાં આવ્યું છે અને અનેક પ્રકારનાં ઉદાહરણો દ્વારા એ ઉભય ધર્મોને મનુષ્યોનાં હૃદયોમાં દૃઢમૂલ કરી દેવાનો એમાં જે અત્યંત શ્લાઘ્ય પ્રયત્ન કરવામાં આવ્યો છે તે પ્રયત્ન સર્વાંશે સફળ થયો છે, એ સર્વથા નિઃસંશય વાર્તા છે કૌટુંબિક તથા સામાજિક સુખોનું જે મહામનોહર તથા મર્મસ્પર્શી ચિત્ર 'મહાભારત'મા આલેખાયલું છે, તે તો વળી સર્વથા અલૌકિક તથા અકલ્પનીય જ છે. સર્વત્ર સિદ્ધ તથા સર્વકાલિક સત્ય માનવસ્વભાવમાંની સર્વજન-સામાન્ય ભાવનાઓ તથા સ્ફૂર્તિયોના યથાયોગ્ય નિદર્શન અને કૌટુંબિક પ્રેમપ્રસંગોનાં ચિત્રકર્મ આદિક વિષયોમાં તો એ સંસ્કૃત મહાકાવ્યની અન્ય કોઇ પણ દેશના મહાકાવ્યથી લેશમાત્ર પણ સ્પર્ધા કિંવા સમાનતા કદાપિ કરી શકાય તેમ નથી." અસ્તુ. અત્યાર સુધી અનેક પાશ્ચાત્ય પંડિતોના 'મહાભારત' વિષયક અભિપ્રાયરૂપ પુષ્પોનો જે ગુચ્છ નિર્માણ કરવામાં આવ્યો છે તેને સુવર્ણસૂત્રવડે શૃંગારવામાટે આપણે અહીં એ જ શબ્દોને ઉચ્ચારવાના છે કે 'મહાભારત' માનવી બુદ્ધિ સુન્દરીના અત્યંત વિશુદ્ધ તથા સુંદરતમ વિલાસની કેવળ ક્રીડાભૂમિ કિંવા નન્દનવાટિકા જ છે, એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ અને હોવાનો સંભવ પણ નથી જ દેખાતો.

મહામધુર તથા દિવ્ય ગીર્વાણ ભાષાનાં 'રામાયણ' તથા 'મહાભારત' નામક અત્યંત શ્રેષ્ઠ બે મહાકાવ્યોની નિર્વિવાદ શ્રેષ્ઠતાનું આપણે અહીં સધી અવલોકન કરી લીધેલું હોવાથી અને આ સ્થાનમાં એ ઉભય મહાકાવ્યોનું આટલું અવલોકન પર્યાપ્ત કરતાં પણ અધિક હોવાથી હવે એ જ મહાકાવ્યોની જાતિનાં, અર્થાત્ ન્યૂનાધિક પરિમાણમાં એ જ મહાકાવ્યોના ગુણધર્મ આદિકને ધરાવનારાં જે અનેક કાવ્યો સંસ્કૃત સાહિત્યમાં વિદ્યમાન છે તેમનો નામનિર્દેશ-

યુક્ત સામાન્ય પરિચય પણ આપણે કરી લઇએ. એ અન્ય કાવ્યોમાં જેમની ગણના અગ્રભાગગણ્ય કાવ્યો તરીકે કરવામાં આવે છે તે સંસ્કૃત કાવ્યો તે રઘુવંશ, શિશુપાલવધ ( માઘકાવ્ય ), કિરાતાર્જુનીય, ભટ્ટીકાવ્ય, કુમારસંભવ, નલોદય, રાઘવપાંડવવિજય તથા નલદમયંતી તેમ જ નૈષધચરિત નામક મહાકાવ્યો હોઇને એ મહાકાવ્યોમાં ઉપરિનિર્દિષ્ટ ગુણોનો ન્યૂનાધિક પરિમાણમાં પર્યાપ્ત સમાવેશ થયેલો છે. આ સર્વ કાવ્યોમાં જે જે રસો અથવા ગુણે કાવ્યરચયિતા કવિવર્યનાં અપાર બુદ્ધિસામર્થ્ય, અનન્ય કલ્પનાશક્તિ, સંસ્કૃત ભાષાની અનુપમ પ્રગલ્ભતા તથા મધુરતાના યોગે અત્યંત પરિપક્વ દશામાં વિહરતા દેખાયા કરે છે તે પરિપક્વરસો કિંવા ગુણોના સાક્ષાત્કારથી યૂરોપીયન પંડિતોની બુદ્ધિ સ્વાભાવિક જ કુંઠિત થઇ જાય છે અને તે થવી જ જોઇએ. તેમની બુદ્ધિની એ કુંઠિતતાનું કારણ એ નથી કે તેમનામ બુદ્ધિપ્રકર્ષનો અભાવ છે; કિન્તુ આ ભેદ ઉભય રાષ્ટ્રોની સ્થિતિભિન્નતાના કારણથી જ ઉત્પન્ન થયેલો છે. વળી વિભિન્ન વિચારસરણી તથા વિભિન્ન સંસ્કૃતિનું પણ ન્યૂનાધિક પરિણામ એમાં થયેલું હોવું જ જોઇએ, એ વાર્તા પણ નિર્વિવાદ છે. રોમ, ગ્રીસ તથા આર્યાવર્ત એ ભિન્નભિન્ન દેશોની નૈસર્ગિક રચના તથા પ્રાકૃતિક પરિસ્થિતિનું લક્ષપૂર્વક અવલોકન કરવામાં આવે, તો આ કાર્યમાં ભારતવાસી હિન્દુઓને નિસર્ગદેવીની વિપુલ સહાયતા મળેલી હોવાની વાર્તા તત્કાળ આપણા જોવા તથા જાણવામાં આવી શકે તેમ છે. જે પ્રદેશમાં મનુષ્ય જન્મે છે, પળાય છે, પોષાય છે, અને વૃદ્ધિંગત થાય છે તે પ્રદેશના સાદૃશ્યનો મનુષ્યમાં આવિર્ભાવ થાય, એ સર્વથા સ્વભાવસિદ્ધ ધર્મ છે અર્થાત્ એ દૃષ્ટિથી જોતાં સંસ્કૃત મહાકાવ્યોમાના પાત્રો અદ્ભુત શક્તિમાન્, મહાતેજસ્વી, પાવકપ્રતિમ પવિત્ર, ગિરિરાજતુલ્ય ધૈર્યશાલી, પૃથ્વીસમાન સહનશીલ તથા પોતાના સત્ત્વને સુરક્ષિત રાખવામાટે પોતાના જીવ પર

ઉદાર થઇ જનાર તરીકે આપણા જોવામાં આવ્યાં કરતા હોય તો એ પરિસ્થિતિ સર્વથા સ્વાભાવિક હોવાથી એમાં વિશેષ આશ્ચર્ય જેવું કાંઇ છે જ નહિ અર્થાત્ આમાંના પ્રત્યેક ગુણને તેના વર્ણન-દ્વારા પરાકોટિ પર્યન્ત પહોચાડી દેવામાં આવેલ છે, એ વાર્તા સંસ્કૃત મહાકાવ્યોમાંના પાત્રોના વર્ણનદ્વારા સ્પષ્ટ સ્વરૂપમાં આપણા જાણવામાં આવી શકે છે આ કાર્યમાં આર્યગ્રન્થકારોને તેમના અપ્રતિહત કલ્પનાપ્રાચુર્ય તેમ જ મનશ્ચક્ષુના પારગામિત્વ આદિકની સ્વાભાવિક સહાયતા મળેલી હોવા છતાં આસપાસની અન્યાન્ય વિશિષ્ટ પરિસ્થિતિની સહાયતા પણ વિપુલ પરિમાણમાં મળેલી છે અને તે મળેલી હોવી જ જોઇએ

ગગનભેદક ગિરિરાજ પ્રશાન્ત ગંભીર તથા વિસ્તૃત વનપ્રદેશ, કલકલનાદિની નિર્મલ નીરવતી તથા વેગવતી સરિતાઓ અને તે સરિતાઓની આસપાસ વિસ્તરેલા વિશાળ રમ્ય તથા અમર્યાદ ભૂભાગો આદિ નૈસર્ગિક વસ્તુઓ સાથે આર્ય આચાર્ય, કવિ તથા ઋષિ-જનો આદિના અખંડ સહવાસના યોગે જો એ નૈસર્ગિક વસ્તુઓના સ્વરૂપોની પ્રતિક્રિયા તેમના ભાવનિર્ભર હૃદયમાં થતી રહી હોય તો એ પરિણામ સર્વથા નૈસર્ગિક હોવાથી એમાં આશ્ચર્ય જેવું કાંઈ છે જ નહિ તેમના હૃદયમાં નૈસર્ગિક વસ્તુઓની એ પ્રતિક્રિયા કેવા પ્રકારની થઇ હતી, એનો સાક્ષાત્કાર તો સંસ્કૃત વાઙ્મયદ્વારા જ આપણને થઇ જાય છે યૂરોપ તથા આર્યાવર્તની નિસર્ગભિન્નતા સર્વવિશ્રુત હોવાથી એના વિશેષ વિવેચનમાં વેળાનો અપવ્યય કર-વાની આવશ્યકતા અમોને નથી જણાતી અર્થાત્ યૂરોપની ભૂમિમાં જન્મીને વૃદ્ધિગત થયેલા પાશ્ચાત્યોની બુદ્ધિમાં સંકુચિતતા તથા તનુત્વની માત્રા વિશેષ હોય છે અને એ ત્યાંની નૈસર્ગિક પરિસ્થિ-તિનું જ પરિણામ છે છતાં ધારી લ્યો કે એ ભિન્નતાના કાંઇક અન્ય કારણો અસ્તિત્વ ધરાવતા હોય તો પણ તે કારણોની ચિકિત્સા કરવાનું આ સ્થાન નથી અને એવી ચિકિત્સામાં વીતાડવા જેટલી

વેળા પણ આપણી પાસે નથી પરંતુ પાશ્ચાત્ય પંડિતોનાં પુસ્તકોના પરિશીલનદ્વારા એટલી વાત તો સ્પષ્ટ સ્વરૂપમાં આપણા જાણવામાં આવી શકે છે કે તેમનાં નેત્રોને પ્રત્યેક ભારતીય વસ્તુ વૈભવસંપન્ન, શ્રેષ્ઠતમ, વિશાલ તથા કૌતુકપૂર્ણ જ દેખાયા કરે છે. અધ્યાપક હરીન જેવા પાશ્ચાત્ય વિદ્વાને પણ એના સંબંધમાં પોતાના એવા અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો છે કે "હિન્દુઓની પૌરાણિક કથાઓ ઇતર રાષ્ટ્રોની પૌરાણિક કથાઓ પ્રમાણે ભરપૂર તો છે જ; પરંતુ તે ઉપરાંત સૃષ્ટિસૌન્દર્યની દૃષ્ટિથી તે કથાઓ અત્યંત સરસ હોઇને તેમનામાં કાવ્યગુણ, ભાષાસૌન્દર્ય તથા નીત્યુપદેશોના તો અપૂર્વ ભંડારો જ ભરેલા છે!" સર મોનિયર વિલિયમ્સ મહાશયે સંસ્કૃત મહાકાવ્યો તથા અન્યાન્ય ગ્રંથોમાંના નીત્યુપદેશોના હિન્દુ સંતાનોનાં હૃદયોમાં થયેલા તથા થતા શુભ પરિણામને દર્શાવનાં પોતાના 'ભારતીય વીરકાવ્ય' ('Indian Epic Poetry') શીર્ષક લેખના ૫૭ તથા ૫૮ મા પૃષ્ઠમાં જે ઉદ્ગારો કાઢેલા છે તે સદાસર્વકાલ અવશ્ય સ્મરણમાં રાખી લેવા યોગ્ય છે. તે ઉદ્ગારો આ છે—

"હિન્દુ સંતાનો પોતાનાં માતાપિતા સાથેના સંભાષણની વેળાયે પોતાનાં જન્મદાતા માતાપિતા પ્રતિ જે ગંભીર માન તથા પૂજ્યભાવ દર્શાવતાં રહે છે તેની સાથે ટેલિમેકસના પોતાની માતાને સંબોધીને થતા સામાન્યતઃ નિરંતર કઠોર ભાષણની ઘટનાને સરખાવી જુઓ એટલે હિન્દુ સંતાનોના નૈતિક વર્ચસ્વનો તત્કાળ તમોને સાક્ષાત્કાર થઇ જશે હિન્દુઓના ચારિત્ર્યમાં પિતૃભક્તિ તથા પિતૃવિષયક પૂજ્યભાવ કિંવા પિતૃપ્રેમ એક વિશિષ્ટ પ્રકારના અગ્રસ્થાને વિરાજનારી વસ્તુ હોઇને હિન્દુઓની એ અનન્ય પિતૃભક્તિ જેવી પ્રાચીનકાલમાં હતી તેવી જ અત્યારે પણ અસ્તિત્વ ધરાવે છે. હિન્દુસ્થાનમાંના આપણા અંગ્રેજ સૈન્યાધિકારીઓના મુખથી એ વાત અત્યંત નિશ્ચયાત્મક સ્વરૂપમાં વારંવાર મારા સાંભળવામાં

આવેલી છે કે આપણા હિન્દુસ્થાનમાંના હિન્દુ સૈનિકો પોતા માટે કદાચિત્ ખુબસરાને વેઠવાનો સમય આવી લાગે તો પણ–તે ખુબ-સરાને વેઠી લઇને પણ–પોતાના પગારમાંની વધારે રકમ પોતાનાં વયોવૃદ્ધ માતાપિતાના નિર્વાહમાટે નિયમપુરઃસર મોકલતા રહે છે અર્થાત્ આ વિષયમાં આપણા અંગ્રેજોના એ હિન્દુઓ ઉત્તમ પાઠ પઢાવનાર શિક્ષકો થઇ શકે તેમ છે "*

વર્તમાનકાલિક યુરોપીયન વિચારકો કિંવા તત્ત્વચિંતકોના સમુદાયમાં અગ્રગણ્ય તત્ત્વચિંતક તરીકે સર્વત્ર સ્વીકારાયલા સ્વર્ગીય હર્બર્ટ સ્પેન્સર મહાશયે કેટલાક તિરસ્કરણીય અન્યાન્ય ગ્રંથો સાથે હોમર કવિના રચેલા 'ઇલિયડ' નામક ગ્રીક ગ્રંથનો પણ એ કારણ દર્શાવીને તિરસ્કાર કરી દીધો છે કે "ઇલિયડ કાવ્યમાં જે મૂળ કથા વર્ણવાયલી છે તે કથામાંના પ્રસંગો ધારાવાહિક સ્વરૂપમાં મનુષ્યનાં પાશવિક વિકારો તથા જાગ્રત પ્રવૃત્તિઓને જ ઉત્તેજિત

* આનો મથિતાર્થ એ જ થાય છે કે પાશ્ચાત્ય દેશોના ગ્રંથોમાં નૈતિક ઉપદેશોનો બહુધા અભાવ કિંવા દુષ્કાળ હોવાથી ત્યાંના સંતાનોમાં હિન્દુજાતિના સંતાનો સમાન પિતૃભક્તિ ( માતાપિતાવિષયક પૂજ્યભાવ )નો પણ સ્વાભાવિક જ અભાવ કિંવા દુષ્કાળ દેખાયા કરે છે એટલો વિષય તો એ છે કે પાશ્ચાત્ય ગ્રંથોના અભ્યાસ તથા પરિશીલનદ્વારા હિન્દુ વિદ્યાર્થીઓના હૃદયોમાંથી પણ હવે એ પિતૃભક્તિનો લોપ થવા માંડયો છે અને આજકાલના પાશ્ચાત્ય સંસ્કૃતિ તથા પાશ્ચાત્ય વિદ્યાના વિલક્ષણ રંગથી રંગાયલા હિન્દુ સંતાનો પોતાના જન્મદાતા માતાપિતાને મૂર્ખ, અસભ્ય તથા જંગલી પશુતુલ્ય માનીને તેમના પ્રતિ પૂજ્યભાવ દર્શાવવાને બદલે તિરસ્કાર દર્શાવવા જ મંડી ગયા છે આ કારણથી જ અલ્લાહબાદનિવાસી જન્નતનશીન મુસ્લિમ મહાકવિ અકબર મહાશયના શ્રીમુખમાંથી એવા નગ્ન સત્ય ઉદ્ગારો નીકળી ગયા છે કે —

" હમ અયસી કુલ કિતાબેં કાબિલે જબ્તી સમઝતે હૈં,
કિ જિનકો પઢકે બેટે બાપકો ખબ્તી સમઝતે હૈં ! "

અનુવાદક

કિંવા જાગરુક કરનારી છે અને તેનામાટે જ હું એ વીરકાવ્યને સર્વથા ત્યાજ્ય તથા તિરસ્કરણીય માનું છું " ( જુઓ હર્બર્ટ સ્પેન્સરની આત્મકથા—Herbort Spencer's Autobiogrpphy—પ્રથમખંડ, પૃષ્ઠ ૨૬૨ ) પરંતુ એ તત્ત્વચિંતકે હિન્દુઓના 'રામાયણ' તથા 'મહાભારત' આદિક પ્રાચીન સંસ્કૃત વીરકાવ્યોના સંબંધમાં આવા પ્રકારના વિરોધી કિંવા તિરસ્કારદર્શક ઉદ્ગારો ક્યાં ય નથી કાઢ્યા અને અન્યાન્ય અસંખ્ય પાશ્ચાત્ય તત્ત્વચિંતકો તથા પ્રચંડ પંડિતોએ સંસ્કૃત સાહિત્યમાં સર્વત્ર ન્યૂનાધિક પરિમાણમાં વ્યાપેલી નીતિમત્તા તથા સાત્ત્વિકતાની વારંવાર મુક્તકંઠે પ્રશંસા કરેલી છે એટલે એથી સંસ્કૃત સાહિત્યની નીતિતત્ત્વવિષયક મહત્તા પણ સ્વયમેવ સિદ્ધ થઇ જતી હોવાથી એના વિશેષ તથા વિસ્તૃત વિવેચનની આવશ્યક્તા રહેતી જ નથી હવે આપણે એક જ આવશ્યક વિષયનો કાંઇક ઊહાપોહ કરી લઇને આપણા આ વિષયને કિંવા આ પ્રકરણને સમાપ્ત કરી દઇશું એ વિષય તે 'રામાયણ' તથા 'ઇલિયડ'ની મૌલિકતા તથા પ્રાચીનતાનો વાદાસ્પદ વિષય છે અને એ વાદાસ્પદ વિષયનો જ આપણે અહીં તટસ્થ તથા નિષ્પક્ષપાત બુદ્ધિથી વિચાર કરવાનો છે

આજે દીર્ઘ કાળથી એવો એક વાદ ઉપસ્થિત થયેલો છે કે 'રામાયણ' તથા 'ઇલિયડ'ના કથાભાગમાં અત્યંત ઘનિષ્ટ સામ્યનો અધિકાર વ્યાપેલો હોવાથી એ ઉભય કાવ્યોમાંથી વિશેષ પ્રાચીન કાવ્ય કયું છે અને 'રામાયણ'માંનો કથાભાગ 'ઇલિયડ'માં લેવાયો છે કિંવા 'ઇલિયડ'માંના કથાભાગના આધારે 'રામાયણ'ની રચના કરવામાં આવી છે આના સંબંધમાં પંડિતોના એક પક્ષની માન્યતા એવી છે કે, વાલ્મીકિકૃત 'રામાયણ' નામક વીરકાવ્ય 'ઇલિયડ' કાવ્ય કરતાં પૂર્વવર્તી તથા પ્રાચીનતર ગ્રંથ હોવાથી 'ઇલિયડ'ની રચના 'રામાયણ'માંના કથાભાગના આધારે જ કરવામાં આવી છે આ પક્ષના ભિન્ન ભિન્ન પંડિતોએ પોતાની એ માન્યતાની પુષ્ટિમાટે

એ ઉભય વીરકાવ્યોમાંનાં પાત્રોની અનેક દષ્ટિયો વડે પારસ્પરિક તુલના કરીને તે તુલનાદ્વારા પોતાના કથનને નિર્વિવાદ સત્ય કથન તરીકે સિદ્ધ કરી બતાવવાના ભગીરથ પ્રયત્નો કરેલા છે. પ્રસ્તુત ગ્રંથના 'હિન્દુઓના ઉપનિવેશ' શીર્ષક પ્રકરણમાં એ વાર્તાને તો અનેક પ્રમાણોથી સ્પષ્ટ સ્વરૂપમાં સિદ્ધ કરી બતાવવામાં આવી છે કે તે ભારતબાહ્ય ઉપનિવેશોના આદિમ સંસ્થાપકો તથા નિવાસીઓ ભારતવાસી હિન્દુઓ જ હતા અને એ વાર્તાને એક વાર માન્ય કરી લેવામાં આવે, તો પછી હિન્દુ લોકોની પૌરાણિક કથાઓના આધારે તેમ જ તેમનાથી દ્વિતીય પંક્તિનાં મહાકાવ્યોના આધારે પોતાની પરિસ્થિતિ, પોતાના આચાર વિચાર, પોતાની સંસ્કૃતિ તથા પોતાના સમાજના લોકોની રુચિ આદિકને અનુકૂલ થઇ પડે તેવા સ્વરૂપમાં ત્યાંનાં કાવ્યો કિંવા અન્યાન્ય ગ્રંથોની નવીન રચના કરવામાં આવી હોય, તો એમાં વિશેષ આશ્ચર્ય જેવું કાંઇ છે જ નહિ. અર્થાત્ ભારતીય કાવ્યકથાઓનાં આવી રીતે અન્ય ભાષાઓમાં રૂપાન્તર થવાની ઘટના સર્વથા સ્વાભાવિક તથા નૈસર્ગિક જ છે, એ સર્વથા નિર્વિવાદ વાર્તા છે. દ્વિતીય વાર્તા એ છે કે ગ્રીક લોકોના વાઙ્મયમાં જે એક પ્રકારની અનન્ય વિશિષ્ટતા જોવામાં આવ્યા કરે છે તે વિશિષ્ટતા અન્ય દેશોના વાઙ્મયમાં ક્યાં ય જોવામાં નથી આવી શકતી. વાઙ્મયની વસુંધરા કિંવા ભૂમિને દીર્ઘકાલ પર્યન્ત કેળવવી પડે છે, એટલે કે અપ્રસિદ્ધ લેખરૂપ અસંખ્ય કૃષિકારો કિંવા કૃષિબલોને અવિશ્રાંત પરિશ્રમ તથા પરિપોષદ્વારા મહાકાવ્યરૂપ પાકમાટે તે ભૂમિને તૈયાર કરવી પડે છે અને એવી રીતે જ્યારે તે ભૂમિ તૈયાર થઇ જાય છે ત્યારે જ પછી તેમાં મહાકાવ્યરૂપ પાક આવવા માંડે છે. વાલ્મીકિ તથા વ્યાસ એ ઉભય ભારતીય હિન્દુ કવિવર્યોના અવતારથી બહુ કાલ પૂર્વે સંસ્કૃત સાહિત્યની ભૂમિકાને મહાકાવ્યના પાકમાટે તૈયાર કરવાના કાર્યનો આરંભ થઇ ગયો હતો. રોમન કવીશ્વર વર્જિલ તથા આંગ્લ કવીશ્વર મિલ્ટન એ જ

રોમન તથા આંગ્લ સાહિત્યના આદ્યજનક ન હોતા; કારણ કે, એ ઉભય ભાષાઓના તેમનાથી પૂર્વવર્તી અનેક ગ્રંથકારોના સાહિત્ય-વૃદ્ધિવિષયક પ્રયત્નો ચાલ્યા જ કરતા હતા અને તેથી જે વેળાયે વર્જિલ તથા મિલ્ટન નામક કવિયોનો આ સંસારમાં અવતાર કિંવા આવિર્ભાવ થયો હતો તે વેળાયે રોમન તથા આંગ્લ સાહિત્યભૂમિ અન્યાન્ય ગ્રંથો દ્વારા ખેડાઇને મહાકાવ્યોના પાકમાટે પર્યાપ્ત પરિમાણમાં તૈયાર થઇ ગયેલી હતી. અર્થાત્ આવી રીતે રોમન તથા આંગ્લ સાહિત્યની ભૂમિ ખેડાઇને તૈયાર થઇ ગયેલી હોવાથી જ વર્જિલ તથા મિલ્ટનમાટે પોતપોતાનાં મહાકાવ્યોને રચવાનું કાર્ય અતિશય સહજ તથા સુલભ થઇ પડ્યું હતું. પરંતુ જ્યારે આપણે ગ્રીક લોકોના વાઙ્મયના પ્રદેશમાં દૃષ્ટિપાત કરીએ છીએ ત્યારે ત્યાંની પરિસ્થિતિ એથી સર્વથા વિપરીત પ્રકારની જ આપણા જોવામાં આવ્યા કરે છે; કારણ કે, ગ્રીસ અથવા યૂનાન દેશમાં હોમરથી પૂર્વે અન્ય કોઇ પણ કવિનો આવિર્ભાવ કિંવા અવતાર થયો ન હોતો. એટલે ગ્રીક વાઙ્મયરૂપ ભવનની સ્થાપના સર્વથી પ્રથમ તેના જ હસ્તથી થઇ હતી; છતાં પણ તેના હસ્તથી જે કાવ્યો નિર્માણ થયાં હતાં તે કાવ્યો અપરિપક્વ, અપ્રગલ્ભ તથા અસંસ્કૃત ભાષામાં લખાયલાં હોવાને બદલે મહાકાવ્યના સર્વ ગુણોને સુશ્લિષ્ટતા તથા આલંકારિકતાપૂર્વક ધારણ કરનારી ઉત્કૃષ્ટ ભાષામાં જ લખાયલાં હતાં. એ હોમર તથા ગ્રીક સાહિત્યમાટે અભિમાનનો વિષય હોવા છતાં પણ એ ત્રટના સૃષ્ટિક્રમ તથા અન્ય દેશોના વાઙ્મયની વૃદ્ધિના ઇતિહાસથી સર્વથા વિરુદ્ધ તથા વિપરીત હોવાથી ઉપર્યુક્ત સિદ્ધાન્તને પુષ્ટિ આપનારી જ થઇ પડે છે. ગ્રીક કાવ્યોમાંનાં તથા ઇતર ગ્રીક ગદ્યપ્રબંધોમાંનાં પાત્રો, કથાસૂત્રો તથા પ્રસંગો આદિકની આપણા સંસ્કૃત ગ્રંથોમાંનાં પાત્રો, કથાસૂત્રો તથા પ્રસંગો સાથે એટલી બધી એકરૂપતા દેખાયા કરે છે કે તે અત્યંત એકરૂપતાના કારણથી ગ્રીક કાવ્યો તથા પ્રબંધોમાં સંસ્કૃત ગ્રંથોમાંનાં પાત્રોને જ જાણે ગ્રીક

વેશ ધારણ કરાવવામાં આવ્યો હોયની ! નિદાન સંસ્કૃત ગ્રંથોમાંના પુષ્કળ વિચારોને તો ગ્રીક ગ્રંથોમાં અવશ્ય સ્વીકારી લેવામાં આવેલા હોવા જોઇએ, એવો સ્વાભાવિક જ આપણો નિશ્ચય થઇ જાય છે. કર્નલ વિલ્ફોર્ડ, જૉન્સ્ટર્જના તથા અધ્યાપક મૅકરડંકર આદિ પાશ્ચાત્ય પંડિતોની માન્યતા અનુસાર આ વાર્તા હવે બહુધા સર્વમાન્ય જ થઇ ચૂકી છે. અર્થાત્ એ પાશ્ચાત્ય પંડિતોએ પોતાના એ અભિપ્રાયને સ્પષ્ટ શબ્દોમાં અનેક સ્થળે વ્યક્ત કરી બતાવ્યો છે કે: "રામાયણ તથા મહાભારતમાંના અનેક કથાપ્રસંગોને ઊપાડી લઇને પ્રાચીન ગ્રીક લોકોએ પોતાની ભાષામાં, પોતાની રુચિ અનુસાર, પોતાના દેશના આચાર વિચાર તથા પોતાના દેશની સંસ્કૃતિને અનુકૂલ થઇ પડે તેવા સ્વપમાં પુષ્કળ કાવ્યો રચી નાખ્યાં છે. અર્થાત્ અત્યાર સુધીના આપણા અવલોકન તથા વિવેચન અનુસાર આપણી સંસ્કૃત ભાષામાં રચાયલાં મહાકાવ્યો જેટલા પરિમાણમાં મહત્ત્વયુક્ત, સુન્દર તથા મનનીય છે તેટલા જ પરિમાણમાં આપણી સંસ્કૃત ભાષામાં રચાયલાં કિંવા લખાયલાં નાટકો પણ સંસ્કૃત સાહિત્યમાં મહત્ત્વનું સ્થાન ધરાવતાં હોઇને મહામનોરંજક, નવરસ-પરિપ્લુત તથા સુંદર છે અને તેથી હવે આપણે સંસ્કૃત નાટ્ય-સાહિત્યનું જ યથાશક્ય સંક્ષિપ્ત સમીક્ષણ કરવાનું છે.

—*—

# પ્રકરણ ૧૧ મું

## હિન્દુ વાઙ્‌મયવૃક્ષ અને તેની ભિન્નભિન્ન શાખાઓ

### ૩ સંસ્કૃત નાટ્યસાહિત્ય

" To wake the soul by tender strokes of art,
To raise the genius and to mend the heart,
To Make mankind in conscious virtue bold,
Live o'er each scene, and be what they behold "

—*Pope Pro. to Addison's Cato*

આપણા હિન્દુસ્થાન દેશને સમસ્ત વિશાળ વિશ્વની એક લઘુ પ્રતિમા તરીકે ઓળખવાનો પ્રઘાત કિંવા પરિપાઠ એ કારણથી પડી ગયો છે કે આ વિશાળ વિશ્વમાની લઘુ તથા બૃહદ્ ( નાની તથા મોટી ) પ્રત્યેક વસ્તુ, પ્રત્યેક વનસ્પતિ, સર્વ પ્રકારના ભિન્નભિન્ન વાયુ ( હવા ), ભિન્નભિન્નગુણધારક જળ ( પાણી ), બહુધા સર્વ પ્રકારના ધાન્યો, નાનાવિધ રમણીય દૃશ્યો અને બહુધા સર્વજાતિના ધાતુ તથા ઉપધાતુઓ આદિક સર્વ પદાર્થોની હિન્દુસ્થાનના ભિન્નભિન્ન પ્રતિમાંં સતત ઉત્પત્તિ થતી રહે છે અર્થાત્ એવા અપવાદરૂપ અલ્પસખ્ય પદાર્થો જ વિશ્વમા અસ્તિત્વ ધરાવતા હશે કે ભગતભૂમિના ગર્ભમાંથી જેમનો ઉદ્ભવ સર્વથા નહિ જ થતો હોય ભારતવર્ષની સામાન્ય વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતા સસ્કૃત ભાષાનાં કાવ્યો તથા નાટકોના સંબધમાં કાઇ પણ બોલતી વેળાએ તો કેવળ હિન્દુસ્થાનના ભૂભાગ તથા હિન્દુસ્થાનની નૈસર્ગિક પરિસ્થિતિને અભિપ્રેત રાખીને જ જે કાઇ પણ બોલવાનું હોય તે બોલી શકાય છે, એ વિશિષ્ટતા જ્યારે આપણે સંસ્કૃત ભાષાના નાટકોનું પરિશીલન કરીએ છીએ ત્યારે જ આપણા જાણવામા

આવી શકે છે સૂક્ષ્મ પદાર્થોનું તત્ત્વસ્પર્શી વર્ણન એ સંસ્કૃત કવિજનોનો એક અત્યંત પ્રધાન તથા વિશિષ્ટ ગુણ હોવાથી એ ગુણનો સંસ્કૃત સાહિત્યમાં જેટલો ને જેવો વિકાસ થયેલો આપણા જોવામા આવી શકે છે તેટલો ને તેવો એ ગુણનો વિકાસ અન્ય કોઇ પણ દેશના પ્રાચીન કિંવા અર્વાચીન સાહિત્યમાં આપણા જોવામા નથી જ આવી શકતો ભારતીય હિન્દુઓના હૃદયોમા એક પ્રકારની તીવ્રતમ તથા સર્વથા સ્વતંત્ર તેમ જ વિશિષ્ટ સૌન્દર્યાભિરુચિ તથા કૌતુકાસ્પદ સૂક્ષ્મ નિરીક્ષણશક્તિનો સ્વાભાવિક નિવાસ હોવાથી એ વિશિષ્ટ ગુણોના યોગે સૃષ્ટિમાંનાં અત્યંત વિસ્મયકારક દશ્યો તથા મનોવેધક રમણીય સ્થળો પ્રતિ જે ભારતવાસી હિન્દુઓના હૃદયો નિરંતર આકર્ષાયલાં ને આકર્ષાયલાં જ રહ્યા કરતા હોય, તો એ ઘટના સર્વથા સ્વાભાવિક હોવાથી એમા આશ્ચર્ય જેવું કાઇ છે જ નહિ અને હોવાનો સંભવ પણ નથી પરંતુ ભારતીય હિન્દુઓમા આ ગુણોનો નિવાસ હોવા છતા એ ગુણો ઉપરાંત એમના કરતા ય શ્રેષ્ઠતર અન્ય ગુણો પણ તેમનામાં વિદ્યમાન છે અને તે સર્વ ગુણોમાંનો હિન્દુઓનો જે લલામભૂત ગુણ છે તે એ કે માનસિક પરિસ્થિતિના સંશોધન તથા વિચાર અને તેમના સૂક્ષ્મ પૃથક્કરણની તીવ્ર લાલસા હિન્દુઓના હૃદયમાં અષ્ટૌપ્રહર અવિશ્રાંત સ્વરૂપમા વિદ્યમાન, જાગરૂક તથા કર્તવ્યપરાયણ રહ્યા કરે છે અર્થાત્ પોતાના એ નૈસર્ગિક ગુણોના બળથી જ ભારતવાસી હિન્દુ કવિજનોએ માનવ મનોરૂપ અંધકારમય કક્ષમાંના વાંચ્છા, ભાવના, વિચાર, પ્રિયાપ્રિયતા, પ્રેમવિષય, પ્રવૃત્તિ તથા ગુણાવગુણના માર્મિક પરિપોષયુક્ત યથાર્થ ચિત્રોને પોતાની નૈસર્ગિક કાવ્યપ્રચુર પ્રતિભા વડે આલેખી બતાવેલા છે અને તેથી એવા પ્રકારનાં ચિત્રો ( શબ્દચિત્રો ) સંસ્કૃત ભાષાના ગ્રંથોમાં સ્થળે સ્થળે આપણને દષ્ટિગોચર થતાં રહે છે આ કારણથી અન્ય કોઇ પણ ભાષાના સાહિત્યથી આ વિષયમાં સંસ્કૃત સાહિત્યની સ્પર્ધા કિંવા સમાનતા ન કરી શકાય એ સ્વાભાવિક હોવાથી સંસ્કૃત

સાહિત્ય આજે સમસ્ત જગતને અત્યંત વંદનીય તથા પ્રશંસનીય જણાયા કરે છે અને સંસ્કૃત સાહિત્યની એ અત્યંત વંદનીયતા તથા પ્રશંસનીયતા સર્વથા નૈસર્ગિક છે એટલે એમાં વિસ્મયનો પ્રશ્ન અવશિષ્ટ રહેતો જ નથી. નિસર્ગધર્મનું યથાસ્થિત આકલન કરીને તેવા જ પ્રકારના નિસર્ગશુદ્ધ શબ્દચિત્રને આલેખી બતાવવું, એ સંસ્કૃત નાટકોનો એક સર્વથા વિશિષ્ટ તથા અદ્વિતીય ગુણ છે. એ જ પ્રમાણે પાત્રોના સ્વભાવપરિપોષને યથાસાંગ પરિપૂર્ણ કરીને પ્રત્યક્ષ સૃષ્ટિમાં દૃષ્ટિગોચર થતી પરિસ્થિતિ સાથે તેનો લેશમાત્ર પણ વિરોધ થયેલો ન દેખાય, એ વળી સંસ્કૃત નાટકની એક અન્ય વિશિષ્ટતા છે. અપ્રસ્તુત વર્ણન, વિષમતા તથા અતિક્રમ એ અવગુણો સંસ્કૃત નાટકોમાંનાં પાત્રોના સ્વભાવમાં કિંવા નાટકના કથાનકમાં કોઇ પણ સ્થળે કદાપિ કોઇના જોવામાં નથી જ આવી શકતા. આવા પ્રકારની મહાકઠિન નિયમબદ્ધતાસહિત વાઙ્મયપ્રદેશમાં રમમાણ થવાથી કેવળ આંગ્લ નાટ્યનિર્માતા શેક્સપીયર વિના અન્ય કોઇ પણ પાશ્ચાત્ય નાટ્યકાર કવિશ્રીથી સંસ્કૃત નાટ્યનિર્માતા હિન્દુ કવિવર્યોની કદાપિ સ્પર્ધા કિંવા સમતા કરી શકાય તેમ નથી; એ સર્વથા નિર્વિવાદ તથા નિઃસંશય વાર્તા છે.

સંસ્કૃત ભાષાની વિશિષ્ટતાયુક્ત અલૌકિક મહત્તાના વિષયનો તો વિસ્તારપૂર્વક ચર્ચવાની હવે આવશ્યકતા રહેતી જ નથી; કારણ કે, સૌન્દર્ય તથા ગાંભીર્યના વિષયમાં વિશાળ વિશ્વના અન્ય સર્વ ભાષાઓએ એકવાક્યતાથી આપણી ગીર્વાણ વાણીના પ્રચંડ પ્રભુત્વને સર્વથા માન્ય કરવું જ જોઇએ એવા પ્રકારની આપણી ગીર્વાણ વાણીની નૈસર્ગિક યોગ્યતા છે અને તેની એ યોગ્યતાને પાશ્ચાત્ય પંડિતોએ નિર્મલ હૃદય તથા નિષ્પક્ષપાત બુદ્ધિપૂર્વક સ્વીકારેલી હોવાથી એ વિષયની વિશેષ ચર્ચા પુનરુક્તિરૂપ કિંવા ચર્વિતચર્વણરૂપ થવાનો જ સંભવ છે. અસ્તુ. અહીં સુધી સામાન્યતઃ જ્યારે આપણે આપણા સંસ્કૃત નાટ્ય કવિજનોની પ્રતિભાવિષયક વિશિષ્ટતાનું અવલોકન

કર્યું છે ત્યારે હવે સંસ્કૃત નાટ્યસંપત્તિની આવશ્યક સમીક્ષા પણ આપણે કરવી જ જોઇએ એટલે આપણે હવે સંસ્કૃત નાટ્યસંપત્તિની સમીક્ષાના કાર્યમાં જ અગ્રેસર થઇશું

ખ્રીસ્તી શકના આરંભથી એક શતાબ્દી જેટલા સમયપૂર્વે ભારતવર્ષમાં જે વિક્રમાદિત્ય નામક પ્રચંડ વિદ્યાવિલાસી તથા વિદ્વજ્જનપુરસ્કારક હિન્દુ સમ્રાટ થઇ ગયો છે તે વિક્રમાદિત્યનું નામ તેની અનેકવિધ જનકલ્યાણકારિણી શુભપરંપરા તથા પ્રવૃત્તિયોના યોગે વિશ્વવિખ્યાત થઇ ગયેલું હોવાથી અને અનેક લોકકથાઓના નાયક તરીકે એ હિન્દુ સમ્રાટ્ વિક્રમાદિત્ય સામાન્યથી સામાન્ય કોટિના હિન્દુ માનવસમાજનો પણ પૂર્ણ પરિચિત મહાપુરુષ હોવાથી એ વિદ્યાવિલાસી વસુંધરાનાથ વિક્રમાદિત્યનો હિન્દુ જનતાને નવીનતાથી પરિચય કરાવવાની આવશ્યકતા હોય એવી અમારી પોતાની માન્યતા તો નથી જ અર્થાત્ એ ગોબ્રાહ્મણપ્રતિપાલ મહારાજાધિરાજ વિક્રમાદિત્ય મહારાજની સમુજ્જ્વલ કાર્યકીર્તિના સમયમાં કવિજનો, તત્ત્વજ્ઞો તથા ગણિતશાસ્ત્રવેત્તા આદિક ગુણિજનોના બુદ્ધિસામર્થ્યનો અત્યંત આદરસત્કાર થતો હોવાથી એક દર સંસ્કૃત તથા અન્યાન્ય વાઙ્મયની યોગ્ય પરિમાણમાં સર્વાંગપરિપૂર્ણ વૃદ્ધિ થયેલી હોવી જોઇએ, એ સર્વથા નિર્વિવાદ વાર્તા છે અધ્યાપક હીરન મહાશયની માન્યતા અનુસાર કવિકુલગુરુ કાલિદાસના આ સંસારમાં થયેલા અવતારની ઘટનાથી દીર્ઘકાલપૂર્વે જ સર્વ રાષ્ટ્રોની પ્રચંડ પરિમાણમાં બૌદ્ધિક પ્રગતિ થતી આવેલી હોવી જોઇએ, કારણ કે, આવા વિશ્વવિખ્યાત કવીશ્વરની સાહિત્યકૃતિના રસાસ્વાદના ભોક્તા થવામાટે તે રાષ્ટ્રના લોકોની જો તૈયારી થઇ ગયેલી હોય તો જ તેમનાથી આવા અલૌકિક કવિવર્યની કાવ્યકૃતિયો કિંવા નાટ્યકૃતિયોનો યથાર્થ આસ્વાદ લઇ શકાય છે, જો તે રાષ્ટ્રના લોકોની આવા પ્રકારની યોગ્યતા નથી હોતી, તો આવા કવિયો પ્રથમ તો તે રાષ્ટ્રમાં અવતરતા જ નથી અને કદાચિત્ અવતરે છે

તો તેમને કોઇ પણ પ્રકારનું ઉત્તેજન મળવાની ઘટના સર્વથા અશક્ય તથા અસંભવનીય જ દેખાયા કરે છે. અર્થાત્ કવિકુલગુરુ કાલિદાસના અવતારથી પૂર્વે ભારતવર્ષમાં અન્યાન્ય અનેક ઉત્તમ કવિવર્યો ઉત્પન્ન થયેલા હોવા જ જોઇએ અને તેના પૂર્વવર્તી કવિવર્યોમાંનો એક ક્વીશ્વર દંડી હતો, એ વાર્તા આ માન્યતાને પર્યાપ્ત પુષ્ટિ આપનારી થઇ પડે તેમ છે. પરંતુ અહીં જે મહાખેદનો વિષય છે તે એ જ કે કવિશ્રી કાલિદાસના પૂર્વવર્તી અનેક કવિજનોના લખેલા સંસ્કૃત ગ્રંથોમાંનો આજે આપણા સમક્ષ એક પણ ગ્રંથ ઉપલબ્ધ નથી અને તેથી સુસંસ્કૃત તથા ગુણજ્ઞ સમાજના સર્વ પુરુષોના હૃદયમાં શોક થતાં તેઓ પોતાને દુર્ભાગી તરીકે માનવાને પણ જો તૈયાર થઇ જાય, તો એમાં આશ્ચર્ય જેવું શું છે વારુ ? સાહિત્યની ઇતર શાખાઓ તથા વિજ્ઞાન આદિકની સર્વથા રસશૂન્ય તથા શાશ્વત વિનાશપ્રિય સર્વભક્ષક' કાળ મહારાજે જેવા પ્રકારની સંભાવના કરી નાખી છે તેવા જ પ્રકારની સંભાવના નિર્દય કાળના હસ્તે ક્વીશ્વર દંડીના ગ્રંથોની પણ થયેલી હોવી જોઇએ. કાળના પ્રમાદ કિંવા દયાભાવથી જે કાંઇ પુરાતન ગ્રંથો સુરક્ષિત રહી શક્યા હતા તે સુરક્ષિત ભારતીય સંસ્કૃત ગ્રંથોને કાળ મહારાજના સહોદર બંધુ આતતાયી મુસ્લિમોએ નાશના મુખમાં સમર્પી દીધા હતા એટલે આ સર્વ ઘટનાઓના યોગે આપણાથી એમ કહી શકાય તેમ છે કે ભારતવર્ષમાં મુસલ્માનોનું સર્વથા અમંગલ, અશુભ તથા વિઘાતક આગમન થવા પૂર્વે કાળ મહારાજના પંજામાંથી બચીને જે કાંઇ પણ ગ્રંથો પોતાના અસ્તિત્વને સુરક્ષિત રાખી શક્યા હતા તે સર્વ ગ્રંથોનો વિધ્વંસ કરી નાખવાના કલંકિત કાર્યને મુસલ્માનોએ પોતાના મહાકાલ નામક ગુરુ કરતાં પણ અધિક નિષ્ઠુરતાપૂર્વક પૂર્ણ કરી બતાવ્યું હતું અને ' ગુરુ કરતાં ચેલા સવાયા ' વાળી લોકોક્તિને ગુરુ કરતાં દોઢા કે બમણા જંગલપણાને ધારણ કરીને અક્ષરશઃ સત્ય સિદ્ધ કરી બતાવી હતી.

સારાંશ કે, અત્યારે હવે જે સંસ્કૃત ગ્રંથો અવશિષ્ટ રહેલા આપણા જોવામાં આવી શકે છે તે એ ઉપર્યુક્ત ઉભય માનુષ તથા અમાનુષ નિર્દય સંહારકોના હસ્તમાંથી મહાભલાદ્યમ ભાગ્યવશાત્ બચી ગયેલા અલ્પસંખ્ય ગ્રંથો જ છે, એ વાર્તાને આપણે નિરંતર સ્મરણમાં રાખી લેવાની છે. પરંતુ સર વિલિયમ જોન્સ મહાશયની માન્યતા અનુસાર "અત્યારના એ અવશિષ્ટ ગ્રંથોમાંના કેવળ નાટ્યગ્રંથોની સંખ્યા-પણ એટલી બધી વિપુલ તથા વિશાળ છે કે યુરોપના એક આધુનિક સમસ્ત વાઙ્મયમાં એટલા ગ્રંથો અસ્તિત્વ ધરાવતા હશે કે કેમ એ એક શંકાસ્પદ વિષય છે." આ વિધાનથી ભારતવર્ષમાં મુસ્લિમોના આગમનથી પૂર્વે તેમ જ તેનાથી પણ પૂર્વવર્તી કાળમાં સંસ્કૃત ગ્રંથસંપત્તિની વિપુલતા કેટલી હતી કિંવા હોવી જોઇએ, એની કોઇથી પણ યથાર્થ કલ્પના કરી શકાય તેમ છે. પરંતુ બુદ્ધિ સામર્થ્યના પરિમાણના નિશ્ચયમાટે નષ્ટ સંપત્તિની ગણના કદાચિત્ ઉપયુક્ત થઇ પડે તેમ હોય, તો પણ તે સંપત્તિના નાશની ઘટનાના જ્ઞાનથી મનુષ્યસ્વભાવાનુરૂપ આપણા હૃદયમાં એક પ્રકારનો સ્વાભાવિક આઘાત તો થયા જ કરે છે. કિન્તુ આપણા મનની આવી વિહ્વલ સ્થિતિને વિસારી દઇને જે સંસ્કૃત ગ્રંથસંપત્તિ અત્યારે આપણા સમક્ષ વિદ્યમાન તથા ઉપલબ્ધ છે તેનો ઉપભોગ કરવો, તેના ગુણાવગુણોની ચર્ચા કરવી અને તેમાં તલ્લીન થઇ જવું એ જ આપણા માટે હવે સમાધાનનું એકમાત્ર સાધન છે; એટલે આપણે હવે એ જ સમાધાનસંપ્રાપ્તિના સન્માર્ગમાં સંચરવા માંડીએ, એમાં જ આપણું કલ્યાણ છે. અસ્તુ.

અધ્યાપક વિલ્સન મહાશયે અવશિષ્ટ સંસ્કૃત નાટ્યગ્રંથોના સંબંધમાં પોતાના એવા પ્રકારના અભિપ્રાયને દર્શાવ્યો છે કે: "સંસ્કૃત ભાષાના જે થોડા ઘણા નાટ્યગ્રંથો અત્યારે ઉપલબ્ધ થયેલા છે તે કેવળ પોતાના જ તેજોબળવડે તથા પોતાના જ સામર્થ્યવડે કાળના કરાલ જાલમાંથી છટકીને બચી ગયેલા હોવા

જોઇએ. એવા જ બચી ગયેલા નાટ્યવિષયક ગ્રંથોમાંનો 'દશરૂપક' નામક ગ્રંથ અત્યાર સુધી વિદ્યમાન રહેલો છે. સંસ્કૃત ભાષામાં નાટકને 'રૂપક' નામથી ઓળખવામાં આવે છે. 'દશરૂપક' નામક ગ્રંથમાં નાટકના દશ પ્રકારો વર્ણવવામાં આવ્યા છે એટલે એથી હિન્દુ-સમાજમાં નાટ્યશાસ્ત્રનો કેટલી સીમા પર્યન્ત વિકાસાત્મક ઉત્કર્ષ થયેલો હોવો જોઇએ, એનું આપણાથી સ્પષ્ટ અનુમાન કરી શકાય છે. "

પ્રાચીન ગ્રીક સાહિત્યમાં નાટ્યવિષયનો વિપુલ પરિમાણમાં વૃદ્ધિયુક્ત વિકાસ કિંવા ઉત્કર્ષ થયો હતો એ વાત સર્વથા સત્ય હોવા છતાં પણ સંસ્કૃત નાટ્યશાસ્ત્ર તથા સંસ્કૃત નાટ્યગ્રંથસંપત્તિની વિપુલતા તથા ઉત્તમતા સાથે તેની તુલના કદાપિ કરી શકાય તેમ નથી. સંસ્કૃત નાટ્યશાસ્ત્રમાં નિમ્નપ્રદર્શિત પ્રધાન તથા વિશિષ્ટ ગુણોનો અધિકાર વ્યાપેલો આપણા જોવામાં આવી શકે છે —

( ૧ ) સંસ્કૃત નાટ્યશાસ્ત્રમાં જે નવ રસ વર્ણવવામાં આવ્યા છે તે શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્‌ભુત તથા શાંત નામક નવ રસ છે. *

---

* જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો કાવ્ય કિંવા નાટકમાંના રસોની સંખ્યા તો મૂળ આઠની જ છે અને તે આ પ્રમાણે —

" શૃંગાર હાસ્ય કરુણ રૌદ્ર વીર ભયાનકાઃ ।
બીભત્સાદ્ભુતસંજ્ઞૌ ચેત્યષ્ટૌ નાટ્યે રસાઃ સ્મૃતાઃ " ॥

પરંતુ કેટલીક વાર એમાં 'શાંત' નામક એક વિશેષ રસની વૃદ્ધિ કરવામાં આવે છે અને તેથી એ રસોની સંખ્યા નવની થઇ જાય છે. 'કાવ્યપ્રકાશ'માં એ 'શાંત' રસની એવી વ્યાખ્યા આપવામાં આવી છે કે " निर्वेद स्थायीभावोऽस्ति शान्तोऽपि नवमो रसः " । કેટલીક વાર વળી એ નવ ઉપરાંત કવિજનો દ્વારા 'વાત્સલ્ય' નામક રસની પણ યોજના કરાય છે અને જ્યારે એ 'વાત્સલ્ય' રસની યોજના કરવામાં આવે છે ત્યારે એ રસોની એકંદર સંખ્યા દશની થઇ જાય છે. કોઇ પણ કાવ્ય, નાટ્ય કિંવા અન્યાન્ય સાહિત્યગ્રંથની રચનામાં આ રસોમાંના અમુક રસની ન્યૂનાધિક

(૨) સંસ્કૃત નાટકમા વર્ણવાયલો શૃંગાર બહુધા ઇન્દ્રિય–વિશિષ્ટ હોવાને બદલે ભાવનાજન્ય જ હોય છે, અર્થાત્ ઇંદ્રિય આદિક સૌખ્યના યોગે તે શૃંગારરસની ઉત્પત્તિ થયેલી નથી હોતી, કિંતુ કેવળ શુદ્ધ પ્રેમરૂપ ભાવનામાથી જ તેનો ઉદ્ભવ થયેલો હોય છે આ પરિસ્થિતિ ગ્રીક તથા લૅટિન ભાષામાના આનન્દપર્યવસાયી નાટકોમા આપણા જોવામા નથી આવી શકતી

(૩) સંસ્કૃત નાટકોમાનો વીરરસ વિવેકહીન નથી હોતો કિન્તુ સર્વથા પ્રશાત તથા સ્વાધીન જ હોય છે

(૪) સસ્કૃત નાટકોમા સ્ત્રીપાત્રોના વિષયમા ભૂમિકાન્તરનો પ્રકાર કેવળ અપવાદરૂપ અને તે પણ ભાગ્યે જ ક્વચિત્ જોવામા આવી શકે છે

(૫) કથાના સૂત્ર અનુમાર યોગ્ય પ્રસગે નાટકના 'અક' નામક વિભાગ પાડવાની સસ્કૃત નાટકોમા જે એક સામાન્ય પદ્ધતિ જોવામાં આવ્યા કરે છે તે પદ્ધતિને ગ્રીક લોકો કદાપિ જાણતા જ ન હોતા, એ વાર્તા તેમના પ્રાચીન નાટકોના અવલોકનથી તત્કાળ આપણા જાણવામા આવી જાય છે

(૬) આધુનિક નાટકોમા જે 'આત્મગત' 'સ્વગત' તથા 'મનોગત' સંભાષણની પદ્ધતિનુ રંગભૂમિના પ્રબંધ અનુસાર અવલબન કરવામા આવે છે તે પદ્ધતિ સસ્કૃત ભાષાના પ્રાચીન નાટકોમા પણ વિદ્યમાન હોવાથી એ પદ્ધતિ આધુનિક નાટકોમા સસ્કૃત

---

પરિમાણમા આવશ્યકતા તો રહેલી હોય છે, કારણ કે, રસના પરિપોષ વિના વિશેષત લલિત વાઙ્મયનુ નિર્માણ કદાપિ કરી જ નથી શકાતુ, પરતુ પડિત વિશ્વનાથે તો એ રસને જ કાવ્યરચનામા અનન્ય અગપદ સમર્પીને રસાત્મક વાક્યને જ કાવ્ય તરીકે ઓળખાવ્યુ છે 'વાક્ય રસાત્મક કાવ્યમ્' એ 'સાહિત્યદર્પણ' નામક ગ્રથમા અધ્યાયથી કવિ વિશ્વનાથની જ વ્યાખ્યા છે

અનુવાદક

ભાષાનાં પ્રાચીન નાટકોમાંથી જ સ્વીકારાયલી હોવી જોઇએ એ સર્વથા નિર્વિવાદ વાતો છે.

( ૭ ) શોક તથા ગંભીરતાની હાસ્યવિનોદ તથા લઘુતા સાથેની સહચારિતા—સર્વથા અવ્યાહત તથા આવશ્યક સહચારિતા—નો સંસ્કૃત નાટકોમા અત્યંત ઉત્તમ પ્રકારનો વિકાસ સર્વત્ર આપણને દૃષ્ટિગોચર થઇ શકે છે

( ૮ ) નાટયકલાના યોગે મહાન્ ઉદ્દેશો તથા મહત્પરિણામોની સિદ્ધિનો સંપૂર્ણ સંભવ રહ્યા કરે છે, એ વાર્તાનું સંસ્કૃત નાટયકારો કદાપિ વિસ્મરણ થવા દેતા ન હોતા અને એ વિષયના અવિસ્મરણમા જ સંસ્કૃત નાટકોની મહત્તાનો મર્મ સમાયલો છે અધ્યાપક વિલ્સન મહાશયે એમાના એક ઉદાહરણને સ્વીકારી લઇને એ વિષયના સબધમાં એવા ઉદ્ગારો કાઢેલા છે કે " જેમા પરનારીને નાટકમાના કૃષ્ણકારસ્થાન, કપટકૃત્ય અથવા નાટયવિન્યાસના અગ્રગણ્ય વિષય તરીકે સ્થાન આપવામા આવ્યુ હોય એવું એક પણ નાટક સસ્કૃત ભાષામા આપણને મળી શકે તેમ નથી દેહધર્મમા ક્ષુધા પછી તેના જેટલી જ મહત્તાને ધરાવનાર જો કોઇ વિષય હોય તો તે શૃંગાર જ છે અને તેથી જ શૃગારને વિશ્વમાના પ્રત્યેક દેશના નાટયવાઙ્મયના પ્રાણ તરીકે જ એકવાક્યતાથી સ્વીકારવામાં આવ્યો છે પરંતુ ભારતીય સંસ્કૃત નાટકોમાના શૃંગારના સંબંધમાં મિસિસ મૅનિગ નામક પાશ્ચાત્ય વિદુષી મહિલાએ પોતાના એવા પ્રકારના અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો છે કે 'ભારતીય કાવ્ય તથા નાટકોમા શૃગારરસનો જેવો માર્દવમંડિત બનાઢ્ય પરિપોષ કરાયલો આપણા જોવામા આવી શકે છે તેવા પ્રકારના માર્દવપૂર્ણ બનાઢ્ય શૃંગાર-પરિપોષની અન્યત્ર ક્યાય આપણને ઝાખી થઇ શકતી નથી "

આવી રીતે સંસ્કૃત નાટકોના અનન્ય વિશિષ્ટ ગુણોની સખ્યા એકદર આટલી છે અને અધ્યાપક વિલ્સન આદિક પાશ્ચાત્ય પડિતોદ્વારા પણ સસ્કૃત નાટયશાસ્ત્ર તથા નાટયસાહિત્યનો એ

સર્વાંગપરિપૂર્ણ વિકાસાત્મક ઉત્કર્ષ કેટલી સીમાપર્યન્ત માન્ય રખાયો છે, એ વાર્તાને તેમના પોતાના અભિપ્રાયો જ વ્યક્ત કરી બતાવતા હોવાથી એમાટે અન્ય પ્રમાણોને રજૂ કરવાની આવશ્યકતા રહેતી જ નથી હવે વિશ્વમાન્ય સંસ્કૃત નાટ્યકાર તથા કવિકુલગુરુપદારૂઢ મહાકવિ કાલિદાસ તેમ જ કવીશ્વર ભવભૂતિના સંબંધમાં પાશ્ચાત્ય પંડિતો પ્રચંડ પ્રેમ, અનન્ય આદરભાવ, કૌતુક તથા અંતઃકરણપૂર્વક પોતાના કેવા પ્રકારના ભાવોને વ્યક્ત કરી ગયા છે એ વિષયનું પણ આપણે અહીં અવલોકન કરવું જ જોઇએ અને તે એટલામાટે કે એ અવલોકનદ્વારા આપણી પોતાની ભારતવર્ષ નામક સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિમાં અને આપણી પોતાની પ્રાચીનતમ તથા સુસંસ્કૃત હિન્દુજાતિમાં અવતરેલા એ જગન્માન્ય પુરુષપુંગવો કિંવા નરરત્નોની વાસ્તવિક યોગ્યતા આપણા જાણવામાં આવી શકે અને આપણા હિન્દુસમાજમાંના એ વિદ્વદ્રત્નોના સંબંધમાં આપણા અંતઃકરણોમાં આપણે ઉચિત તથા આવશ્યક આત્મીયતાયુક્ત અભિમાનને ધારણ કરી શકીએ

ઇસ્વી સનના આરંભથી એક શતાબ્દિ જેટલા સમયપૂર્વે મહાવિદ્યાવિલાસી તથા વિદ્વજ્જનાશ્રયદાતા મહારાજાધિરાજ વીર વિક્રમાદિત્યની કાર્યકીર્તિમાં કવિકુલગુરુ કાલિદાસનો અવતાર કિંવા આવિર્ભાવ થયો હતો અને મહાકવિ ભવભૂતિ એ ઘટનાથી અમુક શતાબ્દિયો વીતી ગયા પછી ભારતવર્ષમાં અવતર્યો હતો સૃષ્ટિના આરંભથી અત્યારસુધીના કાળમાં આ સંસારમાં જેટલા પણ અત્યંત ઉત્કૃષ્ટ નાટ્યકારો કિંવા નાટ્યસાહિત્યનિર્માતા સ્નીશ્વરો થઇ ગયા છે તે સર્વ શ્રેષ્ઠ નાટ્યકારોનો પણ કવિકુલગુરુ કાલિદાસ અગ્રણી કિંવા શિરોમણિ હતો અને તેથી જ અત્યારની ઘટિકા પર્યન્ત તેને 'કવિકુલગુરુ' નામથી ઓળખવાનો પરિપાઠ સતત અવિચ્છિન્ન રહેલો આપણા જોવામાં આવી શકે છે આપણા હસ્તની અંગુલીઓમાંના ટચલી આંગળી 'કનિષ્ઠિકા' તથા તે પછીની આંગળી 'અનામિકા' નામથી

ઓળખાય છે, એ વાર્તા હિન્દુ પાઠકો તથા પાઠિકાઓને નવીનતાથી જણાવવાની આવશ્યકતા હોય એવી અમારી પોતાની માન્યતા તો નથી જ એ નામોના સંબંધમાં એક એવી આખ્યાયિકા ભારતીય હિન્દુસમાજમાં અદ્યાપિ પ્રચલિત છે કે પૂર્વે એક સમયમાં કવિયોની ગણનાનો પ્રસંગ ઉપસ્થિત થતાં સર્વથી પ્રથમ નામ કાલિદાસનું આવ્યું એટલે સ્વાભાવિક જ કનિષ્ઠિકા અંગુલી ઉપર તે નામ વિરાજમાન થાય એ સ્વાભાવિક હતું, પરંતુ તે પછી કાલિદાસ જેવો અન્ય કોઇ પણ કવિ જોવામાં ન આવતાં દ્વિતીય અંગુલી ઉપર અન્ય કોઇ પણ કવિ અધિષ્ઠિત થઇ શકયો નહિ અને તેથી દ્વિતીય અંગુલીનું 'અનામિકા' નામ અક્ષરશઃ સાર્થક થઇ ગયું." આ આખ્યાયિકાના સંબંધમાં જે એક સુંદર શ્લોક સંસ્કૃત સાહિત્યમાં અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે તે આ છે—

" पुरा कवीनां गणनाप्रसंगे कनिष्ठिकाधिष्ठित कालिदासः ।
अद्यापि तत्तुल्य कवेरभावा दनामिका सार्थवती बभूव " ॥

મહાકવીશ્વર કાલિદાસની અનન્ય યોગ્યતાના સંબંધમાં ભારતીય હિન્દુઓની આવી આદરબુદ્ધિ હોય એ તો કદાચિત્ સ્વાભાવિક પણ કહી શકાય, પરંતુ પાશ્ચાત્ય પંડિતો પણ એથી અધિક આદરબુદ્ધિ કવિ કાલિદાસ પ્રતિ મુક્તકંઠે દર્શાવતા રહે છે, એ જ કાંઇક આશ્ચર્યનો વિષય છે અસ્તુ કવિકુલગુરુ કાલિદાસના રચેલા ત્રણ નાટકોમાંની 'અભિજ્ઞાન શાકુન્તલ' અથવા તો જેને 'શાકુન્તલ' નામથી ઓળખવામાં આવે છે તે 'શાકુન્તલ' નામક નાટ્યકૃતિ અત્યંત શ્રેષ્ઠ તથા અદ્વિતીય છે અને એ નાટકનો મૂલ કથાભાગ 'મહાભારત'માંથી લેવામાં આવ્યો છે, એ વાર્તા હિન્દુ પાઠકો તથા પાઠિકાઓને તો નવીનતાથી જણાવવાની આવશ્યકતા છે જ નહિ આ 'શાકુન્તલ' નામક અનન્ય સંસ્કૃત નાટકની કીર્તિ આ વિશાળતમ વિશ્વમાંના અત્યન્ત દૂર દૂરના દેશોમાં પણ વિસ્તરેલી હોઇને પાશ્ચાત્ય પંડિતો એ નાટ્યકૃતિની પ્રશંસા કરતાં ધરાતા જ નથી

એ નાટકમાંના સૌન્દર્ય, મોહકતા, કોમલતા તથા સૃષ્ટિની યથાર્થ તેમ જ સર્વથા વાસ્તવિક પ્રતિકૃતિ આદિક અનન્ય ગુણોએ એ નાટકને વિશ્વમાંના સમસ્ત નાટ્યસાહિત્યના પ્રમુખસ્થાનમાં અધિષ્ઠિત કરી દીધું છે. આનન્દના અતિરેકના યોગે એ નાટકના સંબંધમાં અધ્યાપક હીરનના મુખમાંથી એવા પ્રકારના ઉદ્ગારો નીકળી ગયા છે કે: " કાલિદાસ કવિયે આ વિશ્વમાં જન્મ ધારણ કરીને કેવળ પોતાના દેશના નામને જ અમર કરી દીધું છે, એમ નથી; કિન્તુ તેણે આ સંસારના સમસ્ત સુધરેલા તથા સુસંસ્કૃત દેશોની કીર્તિને અત્યંત વધારી દીધી છે ! " ( જુઓ ' Historical Researches ' Vol. II. P. 194 ).

આગસ્ટસ, શ્લેગેલ, એલેકઝાન્ડર હુંબોલ્ટ તથા ગટે આદિક પાશ્ચાત્ય ગીર્વાણભક્તોએ મહાકવીશ્વર કાલિદાસની 'શાકુન્તલ' નામક નાટ્યકૃતિના સંબંધમાં અંતઃકરણપૂર્વક જે પ્રચંડ પ્રશંસાયુક્ત ઉદ્ગારો કાઢેલા છે તે સર્વ ઉદ્ગારોના આશયનો બહુધા ઉપર્યુક્ત અધ્યાપક હીરન મહાશયના ઉદ્ગારોમાં જ સમાવેશ થઇ જતો હોવાથી અને એ સર્વ અભિપ્રાયોને વિસ્તૃત સ્વરૂપમાં અહીં પ્રકાશિત કરી શકાય તેટલા સમય તથા સ્થાનનો સર્વથા અભાવ હોવાથી અહીં એ 'શાકુન્તલ'ના પ્રચંડ પ્રશંસક પાશ્ચાત્ય પંડિતોનાં નામોના પ્રકાશનથી જ સંતોષ માની લેવામાં આવ્યો છે. અસ્તુ.

" શકુન્તલાના શોક તથા સ્નેહ ( પ્રણય )ના સંબંધમાં ગટે નામક મહાવિખ્યાત જર્મન કવીશ્વરે જર્મન ભાષામાં એક સ્વતન્ત્ર કાવ્યની રચના કરેલી છે; " એમ ડૉક્ટર સર ડબલ્યુ. હંટરે એક સ્થળે જણાવેલું છે. *

---

* જે પાઠકો તથા પાઠિકાઓ અંગ્રેજી ભાષા જાણતા હશે, તેઓ ગટે કવિના 'શકુંતલા' વિષયક નિમ્ન ઉદ્ગારોના અનુવાદના વાચનથી અવશ્ય એક પ્રકારના અનન્ય આનંદને અનુભવશે એવો અમારો દૃઢ વિશ્વાસ છે

સંસ્કૃત નાટકોમાની ભાષાના સંબંધમાં સર્વસામાન્ય દૃષ્ટિથી અધ્યાપક વિલ્સન મહાશયે પોતાના જે નિષ્પક્ષપાત અભિપ્રાયને પોતાના 'હિન્દુ નાટ્યશાલા' ('Theatre of the Hindus') નામક ગ્રંથના પ્રથમ પુસ્તકના ૬૩ મા પૃષ્ઠમા વ્યક્ત કરી બતાવ્યો છે તે અભિપ્રાય એ છે કે "કાલિદાસ તથા ભવભૂતિ એ ઉભય સંસ્કૃત સુકવિયોના નાટકોમાંના શ્લોકોની ભાષા એટલી સીમાપર્યન્ત મંજુલ, સુસ્વર, પ્રભાવશાલિની તથા ઉદાત્ત છે કે એવી ભાષા અન્યત્ર કયા ય આપણા જોવામા આવી શકશે, એવી આશામાત્રને પણ હૃદયમાં ધારણ કરી શકાય તેમ નથી, તો પછી એવી ભાષાના અન્યત્ર દર્શનની આશાની સફળના તો કયાથી જ થઇ શકે વારુ?"

ઇસ્વી સનના આરંભકાળથી એક શતાબ્દિ પૂર્વના કિંવા તેથી પણ પૂર્વની કાળમાના ભારતીય નાટ્યગ્રંથો આપણને દુર્ભાગ્યવશાત્ અદ્યાપિ પ્રાપ્ત થયેલા ન હોવાથી તેમના ગુણાવગુણના સંબંધમાં આપણાથી કાંઇ પણ ઓછી કિંવા લખી શકાય તેમ નથી, અને એ ખરેખર અત્યંત શોકનો વિષય છે, પરંતુ જે કાળના અત્યંત પુરાતન નાટ્યગ્રંથો આપણને પ્રાપ્ત થઇ શક્યા છે તે ઉપલબ્ધ પુરાતન નાટ્યસાહિત્યના નિરીક્ષણદ્વારા એ વાર્તા અત્યંત સ્પષ્ટ

---

અને તેટલામાટે જ તેના કાવ્યની ચાર પંક્તિયોને અહીં ઉદ્ધૃત કરી બતાવવાની અમોએ ધૃષ્ટતા કરેલી છે —

"Wouldst thou the young years blossom
and the fruit of its decline;
And all by which the soul is
charmed, enraptured, feasted, fed
Wouldst thou the Earth and Heaven
itself in one sole name combine
I name the, O Shakuntalá!
and all at once is said"

Goethe

સ્વરૂપમાં આપણા જોવા તથા જાણવામાં આવી શકે છે કે ભારતવર્ષમાં સંસ્કૃત ભાષા તથા કાવ્યરચના તેમજ નાટ્યરચના વિષયક અભ્યાસને એક સમયમાં સર્વથા પરમાવધિ જ થઈ ગયો હતો અને જો અધ્યાપક હીગન મહાશયના શબ્દોમાં કહેવામાં આવે, તો "મહારાજાધિરાજ વીર વિક્રમાદિત્ય અવંતિકાનાથની કાયકીર્તિનો જે કાળ તે વિશ્વવિખ્યાત કવીશ્વરોની અત્યંત ગંભીર તથા મહત્તમ વાઙ્મયકૃતિયો ( ગ્રંથો )ના પ્રસવનો જ કાળ હતો "

અત્યંત ઉચ્ચ પ્રકારની કલ્પનાઓનું પ્રભુત્વ આપણને દૃષ્ટિગોચર થયા કરે છે. ઉર્વશીની કથા કવિ કાલિદાસે નગ કથા ગ્રંથમાંથી લીધેલી છે અને તે પુરાણકથાના તેરો નાટકની દૃષ્ટિથી શા શા પરિવર્તનો થાય છે એ વિષયનું દિગ્દર્શન કરાવતા કાલિદાસના બુદ્ધિચાતુર્ય, કવિકલ્પના તથા નૂતન રચના કૌશલ્ય આદિ અનેકવિધ ગુણો આપણને વારંવાર આશ્ચર્યચકિત કરતા રહે છે!' અસ્તુ. ત્યારે હવે આપણે કવીશ્વર ભવભૂતિની પાશ્ચાત્ય પંડિતો દ્વારા સ્વીકારાયેલી મહત્તાનો પણ કિંચિત્ પરિચય કરી લઈએ.

કવીશ્વર ભવભૂતિનાં પણ કવિવર્ય કાલિદાસ પ્રમાણે ત્રણ નાટક રચાયેલાં છે અને તેમનાં નામો અનુક્રમે 'માલતીમાધવ', 'મહાવીરચરિત' તથા 'ઉત્તરરામચરિત' છે. જેવી રીતે કાલિદાસકૃત 'માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય' તથા 'અભિજ્ઞાન શાકુન્તલ' એ ત્રણ નાટ્યકૃતિઓમાંના 'શાકુન્તલ' નાટકને ઉચ્ચતમ સ્થાન સમર્પવામાં આવે છે તેવી જ રીતે મહાકવિ ભવભૂતિના ઉપર્યુક્ત ત્રણ નાટ્યકૃતિઓમાંની 'ઉત્તરરામચરિત' નામક નાટ્યકૃતિને તેમાંના એક અનન્ય વિશિષ્ટ રમ્ય કિંવા વિશિષ્ટ ગુણના કારણથી સર્વોત્કૃષ્ટ નાટ્યકૃતિ તરીકે સ્વીકારવામાં આવે છે. કારણ કે એ નાટક કરુણરસપ્રધાન હોઈને એ નાટકમાં પેયલા વિશુદ્ધ તથા નૈસર્ગિક કરુણરસ સમાન કરુણરસ અન્ય કોઈ પણ સંસ્કૃત નાટકમાં ક્યાંય કોઈ વ્યક્તિને જોવામાં આવી શકે તેમ છે જ નહિ. એ નાટકમાં અદ્ભુત કૌશલ્યપૂર્વક કુસુમસમ (કુસુમાદપિ મૃદુ) ભાવનાઓના પ્રદર્શન ઉપરાંત રઘુકુળના પુત્રો (રામસીતાસંતાન લવ તથા કુશ)ના આદર્શભૂત સ્વભાવના ચિત્રને પણ અત્યંત માર્મિકતાપૂર્વક તથા સુંદરતમ રીતમાં આલેખી બતાવવામાં આવ્યું છે. શ્રીરામ તથા શ્રી સીતાદેવી એ હિન્દુજાતિના અનન્ય આદર્શ દંપતીના આદર્શ જીવનક્રમને એ નાટકમાં અત્યંત ચૈતન્યપૂર્વક તેજોમય તથા દેદીપ્યમાન સ્વરૂપમાં પ્રસ્તુત કરી બતાવવામાં આવ્યો છે અને તે એવી

અપરિમિત સીમા પર્યન્ત કે કોઇ પણ આદર્શ માનવ પ્રાણીઓના જીવનક્રમને એના કરતાં અધિક તેજોમય તથા દેદીપ્યમાન સ્વરૂપમાં પ્રસ્તુત કરી શકાય, એ કાર્ય માનવકાવ્યનિર્માણવિષયક શક્તિ માટે તો સર્વથા અશક્ય તથા અસંભવનીય છે, એ સર્વથા નિર્વિવાદ વાર્તા છે. એ નાટકને સગળતા તથા સૌન્દર્યની દૃષ્ટિથી જોતાં એ નાટકમાં ઉપર્યુક્ત ગુણો ઉપરાંત નિરતિશય તથા ગંભીરતમ પ્રેમ વિષયક જે અન્યાન્ય વિચારરત્નો પણ ઇતસ્તતઃ વિખરાયલાં આપણા જોવામાં આવ્યા કરે છે તે વિચારરત્નો સર્વથા અમૂલ્ય તથા અદ્વિતીય હોઇને એની આગિક યોગ્યના ધરાવનારાં વિચારરત્નો પણ અન્યત્ર ક્યાંય આપણને પ્રાપ્ત થઇ શકે તેમ નથી, એ વાતોને સર્વ સંસ્કૃતજ્ઞ પાશ્ચાત્ય પંડિતો એકવાક્યતાથી સ્વીકારી રહ્યા છે એટલે એના વિશેષ વિવેચનની સ્વાભાવિક જ આવશ્યકતા નથી રહેતી.

જો કોઇ મનુષ્યનું મન અત્યંત દુરારાધ્ય તથા વજ્રકઠોર હોય, તો આ 'ઉત્તરરામચરિત' નાટકના નિરીક્ષણના યોગે તે અત્યંત દુરારાધ્ય તથા વજ્રકઠોર હૃદયમાં પણ સમાધાન તથા સૂક્તતાનો આવિર્ભાવ ન થાય, એ ઘટનાને કદાપિ શક્ય તથા સંભવનીય ઘટના તરીકે સ્વીકારી શકાય તેમ નથી. આ નાટક તથા યૂરોપની અન્યાન્ય ભિન્નભિન્ન ભાષાઓમાંના ઘણાક નાટકોમાં એક પ્રકારના વિલક્ષણ સાધર્મ્યનો અધિકાર વિસ્તરેલો તુલનાદૃષ્ટિ નિરીક્ષકના જોવામાં તત્કાળ આવી શકે છે અર્થાત્ આ નાટક તથા અન્યાન્ય પાશ્ચાત્ય નાટકોનો પારસ્પરિક સમાન ધર્મ તેમનામાં વર્ણવાયલા મનોવિકારોમાં જ સમાયલો છે.' જ્યારે પણ એશિયાવાસી લોકોના સંબંધમાં કાંઇ પણ અભિપ્રાયને દર્શાવવાનો અવસર આવીને ઊભો રહે ત્યારે યૂરોપીયન લેખકો બહુધા પોતાના એવા પ્રકારના ભ્રાંતિમૂલક કિંવા ગર્વમૂલક અભિપ્રાયને દર્શાવતા રહે છે કે: "એશિયાટિક (પૌરસ્ત્ય દેશવાસી) મનુષ્યો અત્યંત વિકારવશ હોવાથી તેમનાં હૃદયો કિંવા મનો સર્વથા સભ્યતાવિહીન તથા વિવેકશૂન્ય જ

રહ્યા કરે છે ” ઇત્યાદિ અર્થાત્ પૌરસ્ત્ય દેશવાસીઓને વિવેક શૂન્ય તથા અસભ્ય માનવાનો તેમ જ પોતાના યૂરોપવાસી ગૌરાંગ મનુષ્યોને જ સભ્યતાના અવતાર તથા વિવેકના ભંડાર તરીકે વ્યક્ત કરવાનો અમુક વર્ગના યૂરોપીયન ગૌરાંગ લેખકોને એક પ્રકારનો રોગ અને તે પણ મહાભયંકર તથા અસાધ્ય ચેપી રોગ જ લાગૂ પડી ગયો છે, પરંતુ એવી આશા રાખવામા આવે છે કે આ ‘ ઉત્તરરામ-ચરિત ’ નામક સંસ્કૃત નાટકના અભ્યાસ તથા એ નાટકમા દર્શાવેલા સમતોલ મનોવિકારના સાક્ષાત્કારદ્વારા એ પૌરસ્ત્યનિન્દક પાશ્ચાત્ય લેખકોને લાગૂ પડેલો એ અસાધ્ય રોગ પણ કદાચિત્ સાધ્ય થઇ જશે અને તેઓ એ નાટકના અભ્યાસથી ભારતીય હિન્દુસાહિત્યના નિન્દક મટીને અભિનન્દક થઇ જશે અસ્તુ ભવભૂતિકૃત ‘માલતી-માધવ’ નાટકમા દાંપત્ય પ્રણય કિંવા અનુરાગનુ જે રમણીય, પ્રભાવશાલી, આકર્ષક તથા સ્પષ્ટતમ વિશુદ્ધ ચિત્ર આલેખવામા આવ્યુ છે તે પણ સર્વથા અલૌકિક તથા અદ્વિતીય હોઇને ભવભૂતિની કવીશ્વર તરીકેની કીર્તિને અદ્યાપિ અવિચલ તથા અજરામર રાખવાના કાર્યને સપૂર્ણ સિદ્ધ કરી રહ્યુ છે

અહીં સૂધી આપણે સસ્કૃત ભાષાના અત્યંત શ્રેષ્ઠ બે કવીશ્વરોની બે શૃંગારપ્રધાન નાટ્યકૃતિઓમાના ઉત્તમોત્તમ ગુણોની કાંઇક ઝાંખી કરી શક્યા છીએ એટલે હવે સસ્કૃત ભાષાનાં જે જે વિશિષ્ટ નાટકો અન્ય દૃષ્ટિથી જોતા અત્યંત મહત્ત્વ ધરાવનારાં છે તે બે નાટકોનુ પણ સાથે સાથે આપણે અલ્પ સ્વલ્પ સમીક્ષણ કરી જ લેવુ જોઇએ જેમા પુરાતન હિન્દુ સમાજના સામાજિક આચાર-વિચાર તથા રાજનૈતિક જીવનક્રમ આદિક અત્યંત ઉત્તમ સ્વરૂપમા પ્રતિબિંબિત થયેલા આપણા જોવામા આવી શકે છે તે નાટક ‘ મુદ્રા-રાક્ષસ ’ અને એ નાટકના નિર્માતા કવિનુ નામ વિશાખદત્ત છે ભારતીય રાજધાનીઓ કિંવા વિશાળ નગરોમાનાં કોલાહલ તથા કાર્યક્ષમતા, રાજનૈતિક કૌટિલ્ય તથા પ્રપંચ વિધ્વંસક મહાવિશાળ

કલ્પકતા અને સેવક જનોની મર્યાદા નિરીમ તથા દઢતમ સ્વામિનિષ્ઠા ઇત્યાદિ આ ' મુદ્રારાક્ષસ ' નામક નાટકમાં સર્વાંગપરિપૂર્ણ સ્વરૂપમાં આદિથી અંત પર્યન્ત ચર્ચાયેલાં આપણા જોવામાં આવી શકે છે. કપટનીતિના પ્રખ્યાત આધુનિક પાશ્ચાત્ય પુરસ્કર્તા મૅકિયાવ્હેલીને પ્રાચીનકાલિક આર્ય ચાણક્યના નામથી ઓળખવામાં આવે છે એટલે એ ઉપમેય તથા ઉપમાનની પદવીથી પણ ' મુદ્રારાક્ષસ ' નાટકના નાયક આર્ય ચાણક્ય કિંવા કૌટિલ્યની અનન્ય મહત્તા પોતાની મેળે જ પ્રકાશિત થઇ જાય છે અર્થાત્ એ આર્ય ચાણક્યની રાજકીય કણિક નીતિનો એ નાટકમાં અત્યંત વિસ્તૃત તથા ઉત્કૃષ્ટ સ્વરૂપમા પરિચય કરાવવામા આવ્યો છે. અર્થાત્ સામાન્ય પંક્તિના અનેક કથાનકોનો ઉપયોગ કરીને મુખ્ય કથાનકને અત્યંત આકર્ષક સ્વરૂપમા રંગી બતાવવાની કલા વિષયક કુશળતા એ નાટકના લેખકમા એટલા વિશાળ પરિમાણમાં દેખાઇ આવે છે કે એ એક જ ગુણના કારણથી એ નાટક અત્યારે પાશ્ચાત્ય પંડિતોના અત્યંત આદરને પાત્ર થઇ પડયું છે, અને અનેક પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞ પંડિતોએ એ નાટકની પોતાના ગ્રંથો તથા લેખોમાં વારંવાર ભૂરિ ભૂરિ પ્રશંસા કરેલી છે એ પછી મહારાજા શૂદ્રકકૃત ' મૃચ્છકટિક ' નાટક પણ સંસ્કૃત ભાષાના એક અમૂલ્ય તથા અનન્ય રત્ન સમાન ચમકતું આપણા જોવામાં આવી શકે છે આ નાટકની અદ્વિતીય વિશિષ્ટતા એ છે કે એમા રાજાઓ તથા રાજકુમારીઓને પ્રધાન પાત્રો તરીકે રજૂ કરવામા નથી આવ્યા, કિન્તુ એ નાટકમા જે પાત્રોનો પરિચય કરાવવામા આવ્યો છે તે આપણા માનવ સમાજમાંના સામાન્ય કોટિનાં જ સ્ત્રી તથા પુરુષો હોવા છતા એ નાટકનાં નાયક તથા નાયિકા ચારુદત્ત તથા વસન્તસેનાની એક પ્રકારની વિશિષ્ટ અસમાન્યતા વિશ્વસાહિત્યના કોઇ પણ અન્ય ગ્રંથમા કદાપિ દૃષ્ટિગોચર ન જ થઇ શકે તેવા પ્રકારની કલ્પનાતીત છે. એ ઉપરાંત એ નાટકમાં પ્રાચીનકાલિક ભારતીય વિશાળ નગ-

સમાના મનુષ્યોની જીવનપ્રણાલી, ન્યાયપદ્ધતિ, દ્યૂત આદિક દુર્ગુણ-પરંપરાની માત્રા, અપરાધશોધક સંસ્થા (પોલિસ વ્યવસ્થા) તેમ જ ધાર્મિક ભાવો આદિકનું એવું તો યથાસ્થિત તથા વિશ્વાસપાત્ર ચિત્ર અત્યંત રમણીય રૂપમાં આલેખવામાં આવ્યું છે કે પુરાતન ઇતિહાસ-સંશોધકોમાટે એ નાટક એક અત્યંત ઉપયુક્ત ઐતિહાસિક સામગ્રીની આવશ્યકતાને પૂર્ણ કરનારું થઇ પડે છે પ્રાચીન ભારતની હિન્દુ ગણિકાઓના સમુદાયમાં પણ કેવા કેવાં આદર્શ રમણીરત્નો ઉત્પન્ન થતા હતા એ અકલ્પનીય વાસ્તવિકતાનો એ નાટકની અનન્ય-ગુણગ્રાહિકા ગણિકાજાતિની વસંતસેના નામક નાયિકા આદિથી અંત પર્યન્ત પ્રતિક્ષણ ને પ્રતિપદ પર્યાપ્ત પરિચય કરાવતી રહે છે વસ્તુ-સંકલના વિષયક કૌશલ્યમાં તો કેવળ સંસ્કૃત ભાષાના જ અન્ય નાટકોથી નહિ, કિન્તુ અન્ય કોઇ પણ દેશમાંના સારામાં સારા નાટકોથી પણ એ નાટકની અસમાન સ્પર્ધા પણ જ્યાં કરી શકાય તેમ નથી ત્યાં સંપૂર્ણ સ્પર્ધા તો ક્યાંથી જ કરી શકાય વારુ ? ' મૃચ્છ-કટિક ' નાટકમાં ઐતિહાસિક, ધાર્મિક, સામાજિક તથા નૈતિક આદિક સર્વ વિષયો યથાપ્રસંગ ઉત્તમ સ્વરૂપમાં ચર્ચાયલા હોઇને સાહિત્યના પૂર્વકથિત નવ રસોનો જો કોઇ પણ નાટકમાં પર્યાપ્ત સમાવેશ થયેલો હોય તો તે કેવળ આ ' મૃચ્છકટિક ' નાટકમાં જ થયેલો છે. શેક્સપીયરના નાટકોને માનવજાતિના ભિન્ન ભિન્ન સ્વભાવો તથા વસ્તુસંકલનાના ઉત્તમ આદર્શ તરીકે માનવામાં આવે છે, પરન્તુ એ ઉભય વિષયોમાં ' મૃચ્છકટિક ' નાટક શેક્સપીયરનાં નાટકોના એ ગર્વનું ખંડન કરી બતાવનાર હોવાથી યૂરોપની રંગ-ભૂમિ ઉપર આંગ્લભાષાના અનુવાદના રૂપમાં અભિનીત થઇને એ નાટક આજે પણ યૂરોપીયન પ્રેક્ષકો તથા પ્રેક્ષિકાઓના હૃદયોને અપરિમિત પરિમાણમાં મુગ્ધ કરી રહ્યું છે એ નાટકના મૂક તથા વાચાલ ઉભય પ્રકારના ચિત્રપટોએ પણ ભારતવર્ષ તથા યૂરોપ ઉભય દેશમાં ઉભય પ્રકારના પ્રેક્ષકસમુદાયના સમાન આદરને પ્રાપ્ત

ક્રી લીધો છે અને ભારતવર્ષની અને પ્રચલિત ભાષાઓમાં એ નાટક પ્રેક્ષકોના ધન્યવાદ સહિત રંગભૂમિ ઉપર ભજવાઇ ચૂક્યું છે અને અત્યારે પણ ભજવાય છે 'મૃચ્છકટિક' નાટકને શેક્સ્પીયરના 'ધિ મર્ચન્ટ ઑફ વેનિસ (The Merchant of Venice) તથા ધિ ટૂ નોબલ કિન્સ્મેન (The Noble Kinsmen) એ બે ઉત્કૃષ્ટ નાટકો સાથે સરખાવીને મૃચ્છકટિક નાટકની ઉત્કૃષ્ટતાના સંબંધમાં અધ્યાપક વિલ્સન મહાશયે પોતાના 'હિન્દુ નાટ્યશાસ્ત્ર (Theatre of the Hindus) નામક ગ્રંથમાં જે અભિપ્રાય દર્શાવ્યો છે તેનો મથિતાર્થ એ થાય છે કે આ નાટકને જો એના સમન્વયગુણની દૃષ્ટિથી 'ધિ મર્ચન્ટ ઑફ વેનિસ' તથા 'ધિ ટૂ નોબલ કિન્સ્મેન' નામક બે અત્યંત ઉત્તમ કોટિના આંગ્લ ભાષાના નાટકો સાથે સરખાવી જોવામાં આવે તો એ તુલના અતિશય સંપૂર્ણ થઇ પડે તેમ છે કારણ કે જેવી રીતે એ આંગ્લ નાટકોમાં અનેક ઉપવસ્તુનું પ્રધાન વસ્તુ સાથે સામાન્ય ગુંથન કરી દેવામાં આવ્યું છે તેની જ રીતે મૃચ્છકટિક નાટકમાં પણ એક ઉપકથાને મુખ્ય કથા સાથે મેળાપ્યુક્ત- ગુમ્ફ સ્વરૂપમાં મેળવી દેવામાં આવેલી છે છતાં એ મેળવણી એટલી બધી ઉત્તમતાથી કરાયલી છે કે જો એ મેળવણીને એમાંથી કાઢી નાખવામાં આવે, તો સમસ્ત વસ્તુસંકલનામાં ભંગ પડયા વિના રહે જ નહિ ઉદાહરણ તરીકે એમાં પાલક નામક પાત્રની રાજ્ય-પદભ્રષ્ટતાની ઘટનાનું મુખ્ય કથા સાથે એવું તો સજ્જડ જોડાણ કરી દેવામાં આવ્યું છે કે જો એ ઘટનાનો એ નાટકમાંથી બહિષ્કાર કરી દેવામાં આવે તો તેના પરિણામે નાટકની સમસ્ત વસ્તુસંકલનાની છિન્નવિચ્છિન્નતા થઇ જાય એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ એ ઘટનાની અગ્રગણ્યતા કિંવા મહત્તા એટલી સીમા પર્યન્ત વધી પણ નથી જતી કે જેના યોગે જે ઘટનાઓના અનુબંધ તરીકે એ ઘટનાનું

નિર્માણ કરવામાં આવ્યું છે તે, મુખ્ય ઘટનાઓમાંથી પ્રેક્ષકોની દૃષ્ટિ અન્ય દિશામાં વળી જાય અથવા તો મુખ્ય ઘટનાઓમાંની પ્રેક્ષકની એકાગ્રતામાં કોઈ પણ પ્રકારનો આકસ્મિક તથા અનિષ્ટ ભંગ પડી જાય "* અર્થાત્ આટલા વિવેચનથી જ 'મૃચ્છકટિક' નાટકની અનન્ય ઉત્કૃષ્ટતાની પ્રસ્તુત પુસ્તકના પાઠકો તથા પાઠિકાઓથી અવશ્ય આવશ્યક યથાર્થ કલ્પના કરી શકાય તેમ છે.

અસ્તુ, ત્યારપછી સંસ્કૃત ભાષામાં પ્રબોધચંદ્રોદય, વેણીસંહાર તથા રત્નાવલી આદિક ઉત્તમોત્તમ નાટકો વિપુલ સંખ્યામાં બહુ નિકટવર્તી કાલપર્યન્ત લખાતાં ગયાં હતાં વળી અત્યારે કવિ કાલિદાસથી પણ જેને પૂર્વવર્તી કવિ તરીકે સ્વીકારવામાં આવે છે, જેની નાટ્યકૃતિઓને કાલિદાસ તથા ભવભૂતિની નાટ્યકૃતિઓની કોટિની જ માનવામાં આવે છે અને જેના નાટ્યસાહિત્યના સંબંધમાં અત્યારે ભારતીય હિન્દુ પંડિતો તથા પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞ પંડિતો પ્રચંડ તથા અવિશ્રાન્ત ઊહાપોહ કરી રહ્યા છે તે ભાસ નામક કવિવર્યના પણ કેટલાંક ઉત્કૃષ્ટ સંસ્કૃત નાટકો આ સ્થાનમાં અવશ્ય ઉલ્લેખનીય છે. જ્યારે પ્રસ્તુત ગ્રંથ મૂળ આર્યભાષામાં પ્રથમ વાર પ્રકટ કરવામાં આવ્યો હતો તે વેળાએ ભાસ કવિનાં એ નાટકો

* "It would be very interesting to compare this drama for its merit of unity with **The Merchant of Venice** or **The Two Noble kinsmen** two of the best English dramas, in both of which the underplot is *so loosely connected* with the main plot "...............
" The deposition of Palaka, is interwoven with the main story so intimately, that it could not be detached from it without injury, and yet it never becomes so prominent as to divert attention from that to which it is only an appendage."

**Prof H. H. Wilson.**

ઉપલબ્ધ થયેલા ન હોવાથી ભાસના નાટકોની ઉત્કૃષ્ટતાના સંબંધમા કશો પણ ઊહાપોહ ન થયો હોય એ વાર્તા સ્વાભાવિક હતી અને તેથી જ આ ગ્રંથના આદ્ય સંસ્કરણમાં મહાકવિ ભાસ તથા તેની ઉત્કૃષ્ટ નાટ્યકૃતિયોના સંબંધમા કશો પણ ઉલ્લેખ કરવામાં ન હોતો આવ્યો પરંતુ આ ગ્રંથની જ્યારે ઇ સ. ૧૯૨૨ મા તૃતીય આવૃત્તિ પ્રકટ કરવામાં આવી તે પૂર્વે તો ભાસના એ સંસ્કૃત નાટકો પ્રકાશમા આવી ગયા હતા અને તેમના સંબંધમા પર્યાપ્ત ઊહાપોહ પણ થઇ ચૂકયો હતો છતા ભાસ તથા તેના સસ્કૃત નાટકોનો આ ગ્રંથની તૃતીય આદ્ય આવૃત્તિમા પણ ઉલ્લેખ નથી મળી શકતો એનું કારણ એ જ છે કે મારા ગ્રંથકારને પોતાના એ ગ્રંથની નવીન આવૃત્તિયોમા આવા નવીન વિષયોના અભ્યાસનો અનેકવિધ અન્ય પ્રવૃત્તિયોના યોગે આવશ્યક અવકાશ જ નથી મળી શકયો અને તેથી જ એ ત્રુટિને અહીં ભાસ તથા તેનાં નાટકોના સામાન્ય ઉલ્લેખમાત્રથી જ અહીં અંશત પૂરી દેવાનો નામમાત્રનો જ પ્રયત્ન કરવામા આવ્યો છે અસ્તુ

ઉપર જણાવ્યા પ્રમાણે સસ્કૃત ભાષાની એ સુંદર નાટક-નિર્માણપરપરા મુસલ્માનોના આપણા ભારતવર્ષ નામક દેશ ઉપરના આક્રમણો થવા માડયા, ભારતવર્ષમા મુસલ્માનોની વસતી થવા માડી અને ભારત વર્ષમા મુસ માનોની રાજ્યસત્તાનો પણ આરંભ થઇ ગયો ત્યા લગીના નિરન્તર્ગી કાળ પર્યન્ત અવ્યાહત ચાલતી રહી હતી, પરંતુ ત્યારપછી ભારતનામક હિન્દુરાષ્ટ્રનો દેહ પરત ત્રતાની શ ખલામા જકડાઇ જતા એ પરિસ્થિતિનું અચાનક શોચનીય પરિવર્તન થઇ ગયુ, કારણ કે કોઇ પણ સર્વથા સ્વત ત્ર રાષ્ટ્ર કિંવા દેશનો દેહ જ્યારે દુર્ભાગ્યવશાત્ પરત ત્રતાની શૃંખલામા જકડાઇ જાય છે ત્યારે તે પરત ત્ર રાષ્ટ્રના પરતંત્રતાની શૃ ખલામા જકડાયેલા પરાધીન મનુષ્યોના મન પણ દુર્બળ તથા નિષ્ક્રિય થઇ જતા જેવી રીતે એક જ સ્થાનમા બદ્ધ થઇ ગયેલો વહનરહિત જલરાશિ સડી ગયા વિના નથી રહે

તે તેવી જ રીતે પરાધીન પ્રજાના મનો પણ જીવનક્રિયાના અબાધ્ય પ્રવાહના અભાવના યોગે રોગિષ્ટતાના માર્ગમાં જ અગ્રગામી થતા થતા રહે છે, એવો એક સામાન્ય નિયમ છે અને એ નિયમનું પ્રત્યક્ષ ઉદાહરણ આપણને પરાધીન ભારતમાં સ્પષ્ટ દૃષ્ટિગોચર થઇ શકે છે અર્થાત્ મુસ્લિમોના ભારતવર્ષમાં થયેલા આગમન તથા સ્થાયી નિવાસની ઘટના ઘટયા પછી ભારતવર્ષમાં સ્વાભાવિક પ્રેરણાથી ઉત્પન્ન થનારા ગ્રંથોના પ્રવાહનો અચાનક અવરોધ કેમ તથા શા કારણથી થઇ ગયો, એનાં અનેક કારણોનો અન્ન પૂર્વ ઉલ્લેખ આ ગ્રંથમાં આવી ગયેલો હોવાથી અહીં એ વિષયની અધિક ચર્ચાની આવશ્યકતા અમોને નથી જણાતી એના સંબંધમાં અહીં એટલો જ ઉલ્લેખ પર્યાપ્ત થવાનો સંભવ છે કે આવી રીતે ભારતવાસી હિન્દુઓની સ્વાધીનતાનો લોપ તથા પરાધીનતાનો આરંભ થઇ ગયા પછી ધીમે ધીમે તેમના હસ્તથી સ્વતંત્ર સંસ્કૃત ગ્રંથોના નિર્માણમાં પણ ખંડ પડવા માડયો હતો અને ત્યાર પછી તેમને એ ઉચ્ચ કોટિનો વ્યવસાય સર્વથા બંધ જ થઇ ગયો હતો આ વસ્તુસ્થિતિનો પુરાતન સંસ્કૃત નાટય સાહિત્યના અભ્યાસદ્વારા જ આપણને પર્યાપ્ત પરિચય તથા સ્પષ્ટ સાક્ષાત્કાર થઇ શકે તેમ હોવાથી એનું અધિક નિરૂપણ અનાવશ્યક છે અસ્તુ ત્યારે હવે આપણે સંસ્કૃત સારસ્વતના ગેયકાવ્યો કિંવા વીણાકાવ્યો પ્રતિ યથાનુક્રમ કિંચિત્ દૃષ્ટિપાત કરીશું.

---

## પ્રકરણ ૧૨ મું

# હિન્દુ વાઙ્મયવૃક્ષ અને તેની ભિન્નભિન્ન શાખાઓ

### ૪ સંસ્કૃત ગેયકાવ્ય કિંવા વીણાકાવ્ય

" And fill this song of Jai Deva with thee,
And make it wise to teach, strong to redeem,
And sweet to living souls Thou mystery,
Thou, Light of Life ! Thou, Dawn beyond
the dream !

*–Hymn to Vishnu*

જેને મનુષ્યથી તાલસ્વરૈક્યપૂર્વક પોતાના કંઠદ્વારા ગાઈ શકાય છે તે કાવ્યને સંસ્કૃત ભાષામાં 'ગેયકાવ્ય' કિંવા 'સંગીતકાવ્ય' નામથી એટલામાટે ઓળખવામાં આવે છે કે એ 'ગેયકાવ્ય'ને સંગીતકલા સાથે ઘનિષ્ટ સંબંધ રહેલો છે. 'ગેયકાવ્ય'ના અર્થના દર્શક 'વીણાકાવ્ય' જેવા કોઈ પણ સમાસાન્ત નામની વિદ્યમાનતા સંસ્કૃત ભાષામાં આપણા જોવામાં નથી આવી શકતી છતાં અત્યા-'ગેયકાવ્ય'ને 'વીણાકાવ્ય' નામથી ઓળખવા તથા ઓળખાવવાનો જે એક પ્રઘાત અથવા પરિપાઠ પ્રચારમાં આવવા માંડ્યો છે તેનું કારણ એ છે કે પ્રાચીનકાલમાં ગ્રીક ભાષાનાં ગેયકાવ્યો ને ગ્રીક લોકો 'લાયર' (Lyre) નામક એક વિશિષ્ટ પ્રકારના તંતુવાદ્યના વાદનસહિત ગાતા હોવાથી ત્યાં ગેયકાવ્યને 'લિરિક કાવ્ય' અથવા 'લાયરિક કાવ્ય'ના નામથી ઓળખવાનો પ્રઘાત પડી ગયો હતો અને તેથી પાશ્ચાત્ય દેશની બહુધા સર્વ ભાષાઓમાં કોઈ પણ પ્રકારના 'ગેયકાવ્ય'ને 'લાયરિક' નામથી સંબોધવાનો પરિપાઠ થઈ ગયો હતો કે જે પરિપાઠ યૂરોપની ભાષાઓમાં અત્યાર સુધી પણ વિદ્યમાન

છે અર્થાત્ પાશ્ચાત્ય પંડિતો કોઇ પણ ભાષાના ' ગેયકાવ્ય 'ને એ પરિપાટી અનુસાર ' લાયરિક ' (Lyric) નામથી જ ઓળખાવતા રહે છે પોતાની એ પદ્ધતિ પ્રમાણે પાશ્ચાત્યદેશવાસી સંસ્કૃતજ્ઞ પંડિતોએ સંસ્કૃત ભાષાનાં ' ગેયકાવ્યો 'ને પણ ' લાયરિક કાવ્ય ' નામથી જ ઓળખાવેલાં હોય તો એ ઘટના સર્વથા સ્વાભાવિક છે સંગનો રંગ લાગ્યા વિના રહેતો નથી એ'ને હવે એ 'લાયરિક' શબ્દનો આપણી ભારતીય ભાષાઓમાં પણ અનુવાદ થવા લાગ્યો છે અને ' લાયર ' નામક પ્રાચીનકાલિક ગ્રીક તતુવાદ્ય કેટલેક અંશે આપણા ' વીણા ' નામક પ્રાચીન ભારતીય તતુવાદ્ય સદૃશ હોવાથી એ ' લાયર ' શબ્દના સ્થાનમાં ' વીણા ' શબ્દને યોજીને ' ગેયકાવ્ય ' ના અર્થમાં ' વીણાકાવ્ય ' નામની યોજના અનેક ભારતીય હિન્દુ વિદ્વાનોએ પોતાના ગ્રંથો તથા લેખોમાં કરી દીધી છે કેમ કે આગ્લ-સંસ્કૃત શબ્દકોશમાં ' Lyre ' શબ્દનો અર્થ વીણા જ આપવામાં આવ્યો છે આવી રીતે ' ગેયકાવ્ય ' ને વીણાકાવ્ય ' પ્રમાણે ' વૈણિક કાવ્ય ' પણ કહી શકાય એમ છે સારાંશ કે ' ગેયકાવ્ય ' ના એ ' વીણાકાવ્ય ' નામનો અનેક ગ્રંથો તથા લેખોમાં પ્રચાર થઇ ગયેલો હોવાથી પ્રસ્તુત પ્રકરણના શીર્ષકમાં ગેયકાવ્ય 'ના પર્યાય તરીકે એ ' વીણાકાવ્ય ' નામના પ્રકાશનને પણ અમોએ આવશ્યક માની લીધું છે

હવે અહીં એ લાયરિક કિંવા ' લિરિક ' શબ્દના અર્થના સંબંધમાં જે એક અન્ય વાર્તાને લક્ષમાં રાખી લેવાની અનિવાર્ય આવશ્યકતા છે તે વાર્તા એ છે કે જો વાસ્તવિકતાથી જોવામાં આવે તો ' Lyric Poetry 'નો અર્થ ગેયકાવ્ય કિંવા ' વીણાકાવ્ય ' જ થઇ શકે છે એ વિના એનો અન્ય અર્થ વસ્તુતઃ સંભવી જ નથી શકતો છતાં પણ પ્રત્યેક ભાષાના અનેક શબ્દોના અર્થમાં જેમ કાલપ્રભાવ કિંવા પરિસ્થિતિપ્રભાવના યોગે જેવી રીતે અનેક વાર વિલક્ષણ પરિવર્તનો થતાં રહે છે તેવી જ રીતે એ Lyric

Poetry 'ના અર્થમાં પણ કેટલાક સમયથી એક વિલક્ષણ પરિવર્તન થઇ ગયેલું આપણા જોવામાં આવ્યા કરે છે, કારણ કે, હવે વિશેષતઃ ઇંગ્લિશ ભાષામાં એ ' Lyric Poetry ' નો 'ભાવનાપ્રધાન કાવ્ય' કિંવા ' મનોવિકારદર્શક કાવ્ય 'ના અર્થમાં પણ સર્વત્ર સ્વીકાર કરવામાં આવે છે એટલે હવે એ શબ્દ ' ગેય કાવ્ય ' કિંવા ' વાણાકાવ્ય ' ના અર્થમાં જ સીમાબદ્ધ નથી રહ્યો, માત્ર એટલું જ નહિ, પણ ભાવનાપ્રધાન કિંવા મનોવિકારપ્રધાન લઘુથી પણ લઘુતર તથા લઘુતમ કાવ્યોને, ઘણીવાર તો કેવળ એક અથવા બે પંક્તિ, કિંવા ચાર કે છ પંક્તિયોને પણ આજ કાલ 'Lyric' નામથી ઓળખાવીને, જો સત્ય જ પૂછવામાં આવે તો, એ 'Lyric' શબ્દના મૂળ અર્થની ભયંકર અવહેલના કરી બતાવવાના વ્યવસાયને કેટલાક કવીશ્વરમ્મન્ય લોકોએ બુદ્ધિપૂર્વક આરંભી દીધો છે અને તે એટલામાટે કે ' Lyric ' શબ્દના એ વિલક્ષણ તથા વિપરીત અર્થના સ્વીકારથી આવા કવિકીર્તિબુભુક્ષિત કવિગુણવિહીન મનુષ્યો-માટે ' વીણાકાવ્ય ' ના નિયમોના પાલનવિષયક ઉત્તરદાતૃત્વનો અંત આવી જતાં ગમે તેવા નિયમરહિત છિન્નવિચ્છિન્ન કાવ્યોની રચનાનો માર્ગ અતિશય સરળ થઇ પડે છે અને એવા છિન્નવિચ્છિન્ન છન્દોની છિછોરી રચનાને ' ભાવનાપ્રધાન કાવ્ય તરીકે ઓળખાવીને તે કવિકીર્તિબુભુક્ષિત જનોથી કવિ તરીકેની કીર્તિને મેળવવા અનાયાસ જ પ્રાપ્ત કરી શકાય છે અત્યારના આપણા આ વર્તમાન નવીન યુગમાં ગુજરાતી, મરાઠી, હિન્દી તથા બંગાળી આદિક ભારતીય પ્રચલિત ભાષાઓમાં આવા પ્રકારના કહેવાતા ' ભાવનાપ્રધાન ' વીણાકાવ્યો જ વિપુલ સંખ્યામાં રચાવા માંડ્યાં છે અને વસ્તુત-કવિતાદેવીની મહાભયંકર વિડંબના થવા માંડી છે, પરંતુ આપણે તો અહીં સંસ્કૃત ભાષાના પુરાતન ' ગેયકાવ્યો ' કિંવા ' વીણાકાવ્યો ' ની જ સમીક્ષા કિંવા પરીક્ષા કરવાની હોવાથી અત્યારના એ ભારતીય પ્રચલિત ભાષાઓમાંનાં કહેવાતાં ' વીણાકાવ્યો ' કિંવા

'ભાવનાપ્રધાન' કાવ્યોના વિસ્તૃત વિવેચનાત્મક પરીક્ષણના પ્રદેશમાં સ્વાભાવિક જ આપણાથી અગ્રગામી થઇ શકાય તેમ નથી. પ્રસ્તુત પ્રકરણના પ્રારંભમાં 'Lyric Poetry 'ના આ ઉભય અર્થોનો સામાન્ય પરિચય પણ એટલામાટે જ કરાવવામાં આવ્યો છે કે પ્રસ્તુત પ્રકરણમાં 'વીણાકાવ્ય' નરીકે પરીક્ષણાર્થ જે 'ગીતગોવિન્દ' 'ઋતુસંહાર' તથા 'મેઘદૂત' નામક ત્રણ સંસ્કૃત કાવ્યોને મહત્ત્વ સમર્પવામાં આવ્યું છે તેમાંનું કેવળ 'ગીતગોવિન્દ' નામક સંસ્કૃત કાવ્ય જ શુદ્ધ 'ગેયકાવ્ય' કિંવા 'વીણાકાવ્ય' હોઇને 'ઋતુસંહાર' નામક કાવ્ય વર્ણનાત્મક તથા 'મેઘદૂત' નામક ખંડ કાવ્ય તે 'ભાવનાપ્રધાન' કાવ્યોમાં પણ જેને એક અત્યંત ઉત્કૃષ્ટ આદર્શરૂપ કાવ્ય તરીકે ઓળખાવી શકાય તેવા પ્રકારનું એક અલૌકિક કાવ્ય હોઇને મૂળ 'વીણાકાવ્ય' મનો ઉત્તમ કથાનકવિષયક નિયમ પણ એ કાવ્યમાં સંપૂર્ણ સ્વરૂપમાં પળાયલો છે. મારાંશ કે, 'ગીતગોવિન્દ' કાવ્ય ગેયતાની દૃષ્ટિથી ઉત્કૃષ્ટતમ છે; 'ઋતુસંહાર' કાવ્ય વર્ણનની દૃષ્ટિથી લોકોત્તર છે અને 'મેઘદૂત' કાવ્ય ભાવનાપ્રધાનતાની દૃષ્ટિથી એકમેવાદ્વિતીય છે, એ ભેદોને અવશ્ય અહીં લક્ષમાં રાખી લેવાના છે. સંસ્કૃત છન્દોમાં ગેયતા તો પરિમિત પરિમાણમાં સ્વાભાવિક જ સમાયલી હોય છે અને સંસ્કૃત કાવ્યો નાનાવિધ છન્દોમાં જ રચાયલાં હોય છે એટલે જો એ દૃષ્ટિથી જ જોવામાં આવે, તો કેવલ સંસ્કૃત કાવ્યોને જ નહિ, કિન્તુ સંસ્કૃત ભાષાના શ્લોકબદ્ધ કિંવા છન્દોબદ્ધ સ્વરૂપમાં રચાયલા શબ્દકોષો, જ્યોતિ શાસ્ત્રવિષયક ગ્રંથો તથા આયુર્વેદવિષયક ગ્રંથોને પણ ગેયકાવ્યો તરીકે ઓળખવા કિંવા ઓળખાવવાનો અવસર આપણા સમક્ષ ઉપસ્થિત થઇ જાય તેમ છે અને જો એવા પ્રકારના અર્થને સ્વીકારવામાં આવે, તો પછી :'ગીતગોવિન્દ' 'ઋતુસંહાર' તથા 'મેઘદૂત' આદિક અમુક કાવ્યોને 'વીણાકાવ્ય' કિંવા 'ભાવનાપ્રધાન' કાવ્ય તરીકે વિશિષ્ટતાપૂર્વક ઓળખાવવાની આવશ્યકતા રહેતી જ

નથી. પરંતુ આવા પ્રકારના અર્થને સ્વીકારી શકાય તેમ છે જ નહિ અને તેથી જ અમુક પ્રકારના રચનાવૈશિષ્ટ્ય અનુસાર અમુક વિશિષ્ટ કાવ્યોને જ 'વીણાકાવ્ય' કિંવા 'ભાવનાપ્રધાન' કાવ્ય તરીકે માન્ય રાખી શકાય છે સંસ્કૃત ભાષામાં આવાં 'વીણાકાવ્યો' કિંવા 'ભાવનાપ્રધાન' કાવ્યો વિપુલ સંખ્યામાં રચાયલાં હોઇને વિદ્યમાન છે, પરંતુ પ્રસ્તુત પ્રકરણમાં 'સ્થાલીપુલાક ન્યાય'થી ઉપર્યુક્ત ત્રણ સંસ્કૃત કાવ્યોનું જ પરીક્ષણ તથા પરિચયાર્થ વિવેચન કરવામાં આવ્યું છે

વિશ્વમાં અત્યારે અસ્તિત્વ ધરાવનારા 'ગેયકાવ્યો' 'વીણાકાવ્યો' કિંવા 'ભાવનાપ્રધાન કાવ્યો'માં ભારતવાસી હિન્દુ કવીશ્વરોના રચેલા 'વીણાકાવ્યો'ની અદ્વિતીય શ્રેષ્ઠતાને સર્વત્ર એકવાક્યતાથી સ્વીકારવામાં આવે છે તેનું મૂળ કારણ એ છે કે ભારતીય હિન્દુ કવિયોનાં એ વીણાકાવ્યો અત્યંત સુશ્રાવ્ય કિંવા સંસ્કૃતમય તેમ જ સંગીતમયી કિંવા ગેય ભાષામાં લખાયલાં કિંવા રચાયલાં છે જો અધ્યાપક વિલ્સન મહાશયના શબ્દોમાં જ કહેવામાં આવે, તો 'જે મનુષ્યો સંસ્કૃત ભાષાનું જ્ઞાન નથી ધરાવતા તે મનુષ્યોથી હિન્દુઓની કાવ્યરચનાનું વાસ્તવિક મૂલ્ય કદાપિ આંકી શકાય તેમ નથી વિશેષતઃ હિન્દુઓના જીવન તથા ચારિત્ર્યના વૈશિષ્ટ્યવિષયક જ્ઞાનના અભાવના કારણથી યૂરોપીયનોથી તો હિન્દુઓના કાવ્યોની શ્રેષ્ઠતાનું યોગ્ય મૂલ્ય જેમ ભાગ્યે જ આંકી શકાય તેમ છે તેમ જ હિન્દુઓના કાવ્યોના રસનો સંપૂર્ણ ઉપભોગ પણ ભાગ્યે જ કરી શકાય તેમ છે, કારણ કે, યૂરોપીયનો જેમ હિન્દુઓની જીવનપ્રણાલીને સંપૂર્ણ પરિમાણમાં સમજી નથી શકતા તેમ જ હિન્દુઓના હૃદયની લાગણીઓમાં પ્રવેશીને હિન્દુઓ પ્રતિ આવશ્યક અનુકંપા પણ નથી ધરાવતા એટલે યૂરોપીયનો દ્વારા હિન્દુઓના સંસ્કૃત કાવ્યોના યથાર્થ મૂલ્યોને આંકાયલા જોવાની આશા રાખવી તે બહુધા આકાશમાંથી પુષ્પોને મેળવવાની આશા સમાન

વ્યર્થ મનાય છે, એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ. આનું એક મનોરંજક ઉદાહરણ એ છે કે જ્યારે શ્રી રામચંદ્રજીને પોતાના પિતાની આજ્ઞાથી વનગમનનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો તે વેળાયે તેના બંધુ ભરતજીએ તેમની પાદુકા પ્રમાણ કરીને અયોધ્યા પ્રતિ પાછા વળવાની પ્રાર્થના કરી હતી અને પોતે રાજપદને સ્વીકારવાની સ્પષ્ટ અનિચ્છા દર્શાવી હતી, એ 'રામાયણ' માંનો પ્રસંગ હિન્દુઓની દૃષ્ટિમાં આ સંસારમાં નિત્ય બનતી અન્યાન્ય સામાન્ય ઘટનાઓ પ્રમાણેની જ એક સામાન્ય ઘટના સમાન હોવા છતાં 'હિન્દુસ્થાનનો ઇતિહાસ' લખનાર મિસ્ટર વ્હીલર મહાશયને એ ઘટના 'માનવસ્વભાવથી સર્વથા વિરુદ્ધ (Contrary to human nature) દૃષ્ટિગોચર થયેલી હોવાથી જ્યારે પરમપૂજ્ય દશરથ મહારાજના નેત્રોમાંથી રામને વનમાં મોકલતી વેળાયે સ્વાભાવિક અશ્રુપ્રવાહ વહી નીકળ્યો હતો તે વેળાની દશરથ મહારાજની એ દશાને એ 'ભારતવર્ષના ઇતિહાસ'ના પાશ્ચાત્ય લેખક વ્હીલર મહાશયે દંભ તરીકે ઓળખાવી દેતાં સાધકબાધકતાનો લેશ માત્ર પણ વિચાર નથી કર્યો જે વ્હીલર મહાશયે મહારાજા દશરથના એ રામવિયોગમૂલક નૈસર્ગિક અશ્રુપાતને કોઈ પણ પ્રકારના વિવેક વિના દશરથ મહારાજના 'દંભ' તરીકે સ્વીકારી લેવાની ધૃષ્ટતા કરી બતાવી છે તે વ્હીલર મહાશયને જો કોઈ એ સત્ય વાત ગંભીરતાપૂર્વક જણાવી દે કે ભારતવર્ષવાસિની હિન્દુ મહિલાઓની લજ્જાશીલતા કિંવા મર્યાદા એવા પ્રકારની હોય છે કે અમુક પ્રકારની વિશિષ્ટ પરિસ્થિતિ કિંવા અમુક પ્રકારના વિશિષ્ટ પ્રસંગમાં જ્યાં તેમની એ લજ્જાશીલતા કિંવા વડિલજનવિષયક મર્યાદા તેમના સંભાષણનો નિષેધ કરતી હોય ત્યાં યદિ તેમના સમક્ષ પોતાના પ્રાણનાશનો અવસર આવીને ઉપસ્થિત ડાયમાન થઈ ગયો હોય તોય પોતાના પ્રિયથી પણ પ્રિય આત્મીય જનને સંબોધીને પણ તેમનાથી એક શબ્દમાત્ર પણ નથી ઉચ્ચારી શકાતો ! તો ભાર-

તીય હિન્દુ મહિલાઓની એ લજ્જાશીલતાની કથા સાંભળીને એ મ્હીતર મહાશય દ્વારા ભારતીય હિન્દુ મહિલાઓની એ અનન્ય-અલંકારરૂપિણી લજ્જાશીલતાને ની પદવી મળવાનો સંભવ છે, એની તત્કાળ કલ્પના કરી શકાય તેમ હોવાથી એનું વિશેષ વિવેચન નિરર્થક છે અર્થાત્ હિન્દુઓની કર્તવ્ય, આશાધારકતા તથા લજ્જા મર્યાદા વિષયક ભાવનાઓ કિંવા માન્યતાઓ અન્યાન્ય રાષ્ટ્રોની કર્તવ્ય, આશાધારકતા તથા લજ્જા મર્યાદા વિષયક માન્યતાઓ કરતાં અત્યંત વિશાલાર્થક તથા અત્યંત અગ્રગામિની કિંવા ઉન્નત હોવાથી જો અન્ય દેશના લોકોથી હિન્દુઓની એ વસ્તુઓ વિષયક ભાવનાઓનો મર્મ તેના યથાર્થ સ્વરૂપમાં ન સમજી શકાય તો તે ઘણું સર્વથા સ્વાભાવિક જ છે વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ હિન્દુઓના 'વીણાકાવ્યો'ની ગુરુતા તથા યોગ્યતાના યથાર્થ મૂલ્ય આંકી બતાવવાના કાર્યમાં પાશ્ચાત્ય લોકોએ સંપૂર્ણ નિષ્પક્ષપાતયુક્ત ઉદારતા દર્શાવેલી છે અને તેમણે એ ભારતીય સંસ્કૃત 'વીણાકાવ્યો'ના ગૌરવગાન અંતઃકરણની ઊંડી લાગણીથી ગાઈ દેખાડ્યાં છે

અધ્યાપક મૅકડાનલ મહાશયનું એ કથન છે કે "જેમણે સંસ્કૃત ભાષાનો પર્યાપ્ત અભ્યાસ કરેલો હોવા છતાં અમુક કાલ પર્યન્ત ભારતવર્ષમાં નિવાસ નથી કર્યો તેવા પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞ પંડિતો પણ આ સંસ્કૃત કાવ્યોના ગુણગૌરવને સંપૂર્ણ પરિમાણમાં જાણી શકે એ ઘણું સર્વથા અશક્ય તથા અસંભવનીય છે એટલે જેમને એ સંસ્કૃત કાવ્યોનો કેવળ તેમની આંગ્લ ભાષામાંના અનુવાદો દ્વારા જ પરિચય થયેલો હોય, તેમનામાટે તો એ સંસ્કૃત કાવ્યોના યથાર્થ મૂલ્યને આંકવાનું કાર્ય વળી અતિશય અસંભવનીય થઈ પડે, એ ઘણું સ્વાભાવિક હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા રહેતી જ નથી આના કેટલાક અનાદ્ય વિશિષ્ટ કારણો છે એનું પ્રથમ કારણ તો એ છે કે એ સંસ્કૃત કાવ્યોની જે છન્દો કિંવા વૃત્તોમાં રચના કરવામાં આવે છે તે છન્દો કિંવા વૃત્તો કોઈક

કૃત્રિમતામય તથા મહત્ત્વસમૃદ્ધ હોવા છતાં પણ એક પ્રકારના એવા વિશિષ્ટ સૌન્દર્યને ધરાવનાર હોય છે કે તેના તે વિશિષ્ટ સૌન્દર્યનો કેવળ સંસ્કૃત ભાષા વિના વિશ્વની અન્ય કોઇ પણ ભાષા-દ્વારા કદાપિ કોઇથી સાક્ષાત્કાર કરાવી શકાય તેમ છે જ નહિ બીજું કારણ એ છે કે, એ સંસ્કૃત કાવ્યોના રહસ્યમય સૌન્દર્ય કિંવા સૌન્દર્યમય રહસ્યને યથાર્થ સ્વરૂપ તથા પૂર્ણ પરિમાણમાં સમજી લેવામાટે એ સંસ્કૃત ગ્રન્થોના વાચકોને એક પ્રકારની વિશિષ્ટ તપસ્યા કરવી પડે છે એટલે કે, જે વાચકોએ ભારતવર્ષની ઉષ્ણતમ સૂર્યરશ્મિના યોગે અગ્નિતુલ્ય ધગધગતી હિમવિહીન સમતલભૂમિ તેમ જ શીતલતમ ચન્દ્રકિરણસ્નાત તરુરાજી વડે સુશોભિત નિબિડ અરણ્યભૂમિનું પોતાના ચર્મચક્ષુ વડે પ્રત્યક્ષ નિરીક્ષણ કરેલું હોય છે, પવિત્રતમ તથા વિશાળતમ વટવૃક્ષની છાયામાં વિરાજેલા પરમાત્મ-ધ્યાનમગ્ન તથા મૌનવ્રતધારક તપસ્વીઓના દર્શનવડે પોતાના નેત્રોને નિષ્પાપ કરેલા હોય છે વર્ષાઋતુના આગમનની વેળાયે હૃદયમાં ઉદ્-ભવતી એક પ્રકારની વિશિષ્ટ ભારતીય ભાવનાઓને પોતાના હૃદયમાં અનુભવેલી હોય છે ભારતીય પશુઓ તથા પક્ષીઓના સરોવર તથા સરિતાઓનાના આહ્લાદક સલિલવિહારના અવલોકનજન્ય આનન્દને મેળવેલો હોય છે અને ભિન્નભિન્ન ઋતુઓમાંના ભારતીય પ્રકૃતિ દેવીના વિવિધ સ્વરૂપોને નિહાળેલા કિંવા જાણી લીધેલા હોય છે કિંબહુના જેના સામાન્ય ઉલ્લેખમાત્રથી જ કોઇ એક પરિચિત દૃશ્યનું ચિત્ર નેત્રો સમક્ષ આવીને કાયમાન થઇ જવાનો સંભવ હોય અથવા તો મનોવિકારમયી ભાવનાના ઉદ્ભવની સંભાવના હોય તેવા પ્રકારના ભારતવર્ષમાંના સમસ્ત દૃશ્યો તથા ધ્વનિયો સાથેના ગાઢ પરિચયને પ્રાપ્ત કરી લીધો હોય છે તે મનુષ્યથી જ એ સંસ્કૃત કાવ્યોની યથાર્થ કિંવા અવર્ણનીય–સ્વસંવેદ્ય–સૌન્દર્યસુધાનું યથેષ્ટ પાન કરી શકાય છે અને એક પ્રકારના અનિર્વચનીય આનન્દમાં આત્મવિસ્મૃત થઇ શકાય છે સારાંશ કે જેમને એવી રીતે ભારતીય

વસ્તુઓ તથા ભારતીય પરિસ્થિતિ કિંવા વસ્તુસ્થિતિનો પ્રત્યક્ષ કિંવા અપરોક્ષ અનુભવ નથી હોતો, તેવા અપરોક્ષાનુભૂતિવિહીન ઇતરદેશીય મનુષ્યોને જેમના નામોને ઉચ્ચારતાની સાથે જ નેત્રો સમક્ષ એક પ્રકારના સુસ્પષ્ટ ચિત્રો આવીને દંડાયમાન થઇ જાય છે તેવા આમ્રવૃક્ષ, રક્ત અશોક, પીત કદમ્બ વિવિત્ર લતાઓ તથા નાનાવિધ કમલોના નામોના જ્ઞાનથી વિશેષ અન્ય કોઈ પણ પ્રકારના જ્ઞાનની પ્રાપ્તિ થઇ શકતી નથી એ ઉપરાંત ભારતીય હિન્દુઓના આચારવિચાર, જીવનપ્રણાલિકા, ભાવનાસરણી તથા પ્રાચીન પરંપરા આદિકના યથાર્થ જ્ઞાનની જેમને પ્રાપ્તિ થયેલી નથા હોતી તેવા વિદેશીય મનુષ્યોને અસંખ્ય ભારતીય ઉત્કૃષ્ટ વસ્તુઓ પણ સર્વથા રસહીન તથા નિરર્થક જ જણાયા કરે, એ સર્વથા સ્વાભાવિક છે. પરંતુ જેઓ આવા પ્રકારની યોગ્ય સામગ્રીને ધરાવનાર હોય છે તેમના નેત્રોને એવી સામગ્રીથી વિહીન મનુષ્યો કરતા સંસ્કૃત કાવ્યોમાં પર્યાપ્ત સૌન્દર્યનો સાક્ષાત્કાર થતો રહે છે પ્રસ્તુત ગ્રંથકારના એક સુપરિચિત વિદ્વાન્ પુરુષ સંસ્કૃત કાવ્યના મર્મને એટલા પરિપૂર્ણ પરિમાણમાં જાણી શક્યા છે કે હવે તેમને અન્ય કોઇ પણ ભાષાના કાવ્યના પરિશીલનથી સંસ્કૃત કાવ્યદ્વારા પ્રાપ્ત થનારા આનંદ સમાન આનન્દનો અનુભવ નથી જ થઇ શકતો " ( જુઓ અધ્યાપક મૅક્ડોનલકૃત 'સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ, History of Sanskrit Literature,—પૃષ્ઠ ૨૭૯ )

અત્યારે આપણા સમક્ષ જે સંસ્કૃત વીણાકાવ્યો વિદ્યમાન છે તે વીણાકાવ્યોના સૌન્દર્યશિરોમણિરૂપ જો કોઇ પણ કાવ્ય હોય તો તે કવીશ્વર જયદેવકૃત ' ગીતગોવિન્દ ' નામક વીણાકાવ્ય જ છે અને તે એટલામાટે કે એના જેવા સૌન્દર્ય તથા માધુર્યનો આપણને અન્ય કોઈ પણ કાવ્યમાં આસ્વાદ મળી શકતો નથી. અર્થાત્ વિશ્વની સમસ્ત ભાષાઓમાંનાં વીણાકાવ્યોમા જયદેવકૃત ગીતગોવિન્દ 'નું આસન એકવાક્યતાપૂર્વક ઉચ્ચતમ છે, એ

વાર્તા સર્વથા નિ:સંશય છે ભારતીય વાઙ્મયના અનન્યવિનાશી ગ્રિફિથ નામક પાશ્ચાત્ય પંડિતનો 'પ્રાચીન તથા મધ્યકાલિક ભારત' નામક ગ્રંથના દ્વિતીય પુસ્તકના ૨૬૯ મા પૃષ્ઠમા એ 'ગીતગોવિન્દ' નામક સંસ્કૃત ગીતકાવ્યના સંબંધમા એવો અભિપ્રાય આપણા જોવામા આવી શકે છે કે "જે કોઇ પણ વ્યક્તિ સંસ્કૃત ભાષાનો આસ્વાદ લઇ શકતી હોય તે વ્યક્તિથી જ એ 'ગીતગોવિન્દ' કાવ્યમાની અનન્ય સુન્દરતાનો ઉપભોગ કરી શકાય છે, સંસ્કૃત ભાષાના જ્ઞાનથી વંચિત વ્યક્તિથી એના રસનો અંશમાત્ર પણ આસ્વાદ નથી લઇ શકાતો "

એ 'ગીતગોવિન્દ' સંસ્કૃત ગીતકાવ્યના સંબંધમા અધ્યાપક મૅકડોનલ મહાશયે પોતાના 'સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ' નામક ગ્રંથમા જે પ્રશંસાત્મક ઉદ્ગારો કરેલા છે તે એ છે કે "અત્યંત સુન્દર પદલાલિત્ય અને કઠિન છન્દોમા સુગમ તથા સરલ રચના એ ઉભયના સંપૂર્ણ ઉત્કૃષ્ટ સ્વરૂપમા મંડિત કરાયલી જયદેવ કવિની એ 'ગીતગોવિન્દ' નામક કાવ્યકૃતિ જેમનાથી મૂળ સંસ્કૃત ભાષામાં વાચી તથા સમજી શકાય તેમ છે તે સર્વ સંસ્કૃતજ્ઞ પાઠકોના અત્યન્ત આદર તથા સ્તુતિને પાત્ર થયા વિના રહી નથી અને રહેવાની પણ નથી અનુપ્રાસ તથા યમક આદિકની, કેવળ છન્દના ચરણોના અંતમા જ નહિ, કિન્તુ મધ્યમા પણ વારંવાર યોજના કરીને અત્યંત શૃંગારરસપૂર્ણ મનોવિકારોના વ્યક્તીકરણ કિંવા પ્રકાશન-માટે એ કવિએ વિવિધ પ્રકારના મધુર વૃત્તોની નિરુપમેય કૌશલ્ય-પૂર્વક યોજના કરેલી છે અંગ્રેજી ભાષામાં, આ સર્વ કારણોથી, એ કાવ્યનો યોગ્ય અનુવાદ કરી શકાય એ ઘણ્ણા સર્વથા અશક્ય તથા અસંભવનીય છે ચરણના ચરણોના આદિ મધ્ય ઉપાન્ત્ય તથા અન્ત્ય પ્રાસાનુપ્રાસ તથા યમક આદિ વિવિધ ગુણમા 'ગીતગોવિન્દ' નામક એ ગીતકાવ્યને જેને કવિકુલગુરુ કાલિદાસની કૃતિ તરીકે ગણવામા આવે છે તે સંસ્કૃત ભાષાના 'નલોદય' નામક

સુંદરતમ કાવ્યકૃતિની સમકક્ષા કિંવા સમપંક્તિમા કોઇ પણ પ્રકારન પ્રત્યવાય વિના સ્થાપી શકાય તેમ છે." ( જુઓ મૅકડોનલકૃત ' સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ ' પૃષ્ઠ ૩૪૫ )

શ્લેજેલ નામક સંસ્કૃતજ્ઞ પાશ્ચાત્ય પંડિતે પોતાના લખેલા History of Literature ( 'સાહિત્યનો ઇતિહાસ' ) નામક ગ્રંથના ૧૧૭ મા પૃષ્ઠમા એ ' ગીતગોવિન્દ ' નામક વીણાકાવ્યની ઉત્કૃષ્ટતાના સંબંધમા પોતાના એવા પ્રકારના વિચારોને વ્યક્ત કરી બતાવ્યા છે કે " અત્યંત સુકોમલ તથા મૃદુતમ ભાવનાઓ અને કરુણામય પ્રેમ ( Elegaic Love ) એ ઉભયનું પ્રખરપ્રભા ૫ આવરણ હિન્દુઓના કાવ્ય ઉપર વિસ્તરી ગયું છે."

લાસેન નામક પાશ્ચાત્ય પંડિતે ' ગીતગોવિન્દ 'ના લૅટિન ભાષામા કરેલા અનુવાદમા ' ગીતગોવિન્દ ' કાવ્યના નાનાવિધ ગુણોનુ સવિસ્તર પ્રશંસાત્મક પૃથક્કરણ કરી બતાવ્યુ છે, રુકર્ટ નામક જર્મન પંડિતે એ ' ગીતગોવિન્દ ' કાવ્યનો પોતાની જર્મન ભાષામા અત્યંત સુંદર અનુવાદ કરેલો છે અને ' The Mystical Poetry of the Hindus ' ('હિન્દુઓના ગંભીર કાવ્યો') શીર્ષક પોતાના નિબંધમા એ 'ગીતગોવિન્દ' નામક સંસ્કૃત વીણાકાવ્યની ભૂરિ ભૂરિ પ્રશંસા કરી બતાવી છે

પોતાના ' Historical Researches ' નામક ગ્રંથના દ્વિતીય પુસ્તક ( ખંડ )ના ૧૮૭મા પૃષ્ઠમા અધ્યાપક હીરન મહાશયે ' ગીતગોવિન્દ ' વીણાકાવ્યના સંબંધમા જે અભિપ્રાય દર્શાવ્યો છે તે એ છે કે " પ્રાસાનુપ્રાસ તથા યમક આદિક વિષયોમા ગ્રીક ભાષાના વીણાકાવ્યોથી હિન્દુઓના વીણાકાવ્યોની આંશિક સ્પર્ધા પણ કદાપિ કરી શકાય તેમ નથી, તો પછી સંપૂર્ણ સ્પર્ધા તો ક્યાંથી જ કરી શકાય વારુ ? આવા પ્રકારના વીણાકાવ્યોના અનન્ય સૌન્દર્યનો એમના ગદ્ય અનુવાદોના યોગે કેટલી સીમા પર્યન્ત સંહાર થઇ જાય છે એનું કોઇથી પણ યથાર્થ વર્ણન કરી શકાય તેમ નથી. વસ્તુ-

સ્થિતિ આવા પ્રકારની હોવા છતાં એ કાવ્યના આવા સૌન્દર્યહીન અનુવાદના વાચનથી પણ પાઠકના હૃદયમાં એ કાવ્યનો અમુક પરિમિત પરિમાણયુક્ત પ્રભાવ તો પડયા વિના નથી જ રહેતો, અર્થાત્ આવા પ્રકારના અનુવાદમાં પણ કવિની કલ્પનાની અત્યંત વિપુલતા અને સુંદર તથા મોહક વસ્તુવિષયક તીવ્રતમ, નિર્દોષ તથા સુકોમળ લાલસા આદિકના બલાઢય તથા રસપૂર્ણ વર્ણનનો ક્ષણે ક્ષણે ને પળે પળે આપણને સાક્ષાત્કાર થયા કરે છે "

એલ્ફિન્સ્ટન્ મહાશયે પણ ' ગીતગોવિન્દ 'ના એવા જ આચનના ગુણગીતને ગાઇ બતાવ્યું છે.

' ઋતુસંહાર ' એ હિન્દુઓનું એક અન્યતમ વીણાકાવ્ય છે અને એ વીણાકાવ્ય અંગ્રેજી ભાષામાના થૉમ્સન્ કૃત ' ઋતુઓ ' ( 'Thompson's Seasons' ) નામક કાવ્યની કોટિનો કાવ્યગ્રંથ છે મિસિસ્ મૅનિંગ નામક પાશ્ચાત્ય પંડિતાએ એ ' ઋતુસંહાર ' નામક વીણાકાવ્યના સંબંધમાં પોતાનો જે ગુણગ્રાહક અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો છે તે એ છે કે " એ કવિ કાલિદાસકૃત ' ઋતુસંહાર ' નામક સંસ્કૃત વીણાકાવ્ય કેવળ ભારતવાસી હિન્દુઓના જ નહિ કિન્તુ સંસ્કૃત ભાષાના કોઇ પણ દેશના નિવાસી તથા કોઇ પણ ધર્મના અનુયાયી સમસ્ત અભ્યાસકોના અત્યંત આદરને પાત્ર થઇ ચૂક્યું છે "

એ ' ઋતુસંહાર ' નામક સંસ્કૃત વીણાકાવ્યનો જેમણે આંગ્લ ભાષામાં પદ્યાનુવાદ કર્યો છે તે ગ્રિફિથ નામક ભારતવાસી પાશ્ચાત્ય પંડિતે એ વીણાકાવ્યના સંબંધમાં પોતાના એવા ગુણાનુરાગને સુયોગ્ય શબ્દોમાં વ્યક્ત કરી બતાવ્યો છે કે " આ ' ઋતુસંહાર ' નામક કાવ્યમાં જે અત્યંત સુન્દર, મનોહર તથા નૈસર્ગિક વર્ણનો વિશાળ પરિમાણમાં આદિથી અંતપર્યન્ત વિસ્તરેલાં છે તેમના સંબંધમાં સર્ વિલ્યમ્ જોન્સ્ મહાશયે ઉન્માદતુલ્ય આનન્દને પ્રશંસાયુક્ત ભાષામાં વ્યક્ત કરી બતાવ્યો છે. " એ પછી એ કાવ્યના

મબંધમા પોતાના આદર્શને વિસ્તારપૂર્વક વ્યક્ત કરી બતાવીને ગ્રિફિથ મહાશયે એની અનનુવાદ્યતાના સંબંધમાં જે શોક દર્શાવ્યો છે તે એ છે કે "આ સમસ્ત કાવ્યનો આગ્લ ભાષામાં અખંડ અનુવાદ કરી શમય એ ઘટના સર્વથા અશક્ય તથા અસંભવનીય હોવાથી એ-માટે જો મારા અથવા કોઇ પણ સહૃદય વ્યક્તિના હૃદયમા શોક થાય, તો એ વાર્તા સર્વથા સ્વાભાવિક છે "

અધ્યાપક મૅકડોનલ મહાશયે પોતાના 'સંસ્કૃત સાહિત્યના ઇતિહાસ'ના ૩૩૭ મા પૃષ્ઠમા એ 'ઋતુસંહાર'ની ઉત્કૃષ્ટતાના સબધમા પોતાની એવા પ્રકારની માન્યતાને વ્યક્ત કરી બતાવી છે કે "જેમા કાલિદાસ કવિવર્યના સૃષ્ટિવિષયક સપૂર્ણ મહાનુભૂતિ સૂક્ષ્મ તથા માર્મિક અવલોકનશક્તિ, સૃષ્ટિસૌન્દર્ય તથા વિવિધ દશ્યવિષયોના યથાર્થતાપૂર્ણ રમણીય શબ્દચિત્રોના અકનવિષયક કૌશલ્ય આદિક ગુણોનો આપણને વિપુલ પરિમાણમા સાક્ષાત્કાર થઇ શકે છે તે કાવ્ય કેવળ 'ઋતુસંહાર' જ છે, કારણ કે, કાલિદાસના 'મેઘદૂત' આદિક અન્યાન્ય કાવ્યોમા પણ જો કે મનોવિકારોના સપૂર્ણ શાબ્દિક ચિત્રો ઉપરાત સુદર નિસર્ગવર્ણનો પણ વિપુલ સખ્યામા વિસ્તરના છે, છતા 'ઋતુસંહાર' કાવ્યમા તો એ સુદરતમ નૈસર્ગિક વર્ણનો તેમની ચરમ સીમાપર્યન્ત પહોચી ગયા છે"*

ભારતવર્ષમા વીણાકાવ્યના થયેલા વિકાસાત્મક ઉત્કર્ષનો પરિચય કરાવતાં સર ડબ્લ્યુ હન્ટર મહાશયે એક સ્થળે એવા આશયના ઉદ્ગારો કાઢેલા છે કે "ભારતવાસી મધ્યકાલિક બ્રાહ્મણોએ આખ્યા-

---

* કવિકુલગુરુ કાલિદાસકૃત આ 'ઋતુસંહાર' નામક વીણાકાવ્યનો મ પદબદ્ધ ગુર્જર અનુવાદ કરેલો છે અને તે મારા 'કાવ્યકુસુમાકર' નામક કાવ્યસગ્રહમા પ્રકાશિત થયેલા છે એ ગ્રથ સચિત્ર હોઇને એનુ મૂલ્ય રૂ ૨-૮-૦ છે, છતા 'હિન્દુગૌરવ ગ્રથમાલા'ના સ્થાયી ગ્રાહકોને એ ગ્રથ કેવલ રૂ ૧-૧૪-૦ ના મૂલ્યથી જ આપવામા આવે છે

નારાયણ ઠાકુર

ત્મિકશૌર્ય તથા વીણાકાવ્યના નિર્માણમાં એક પ્રકારની અદ્ભુત ઉદ્યોગશીલતાનો પરિચય કરાવી દીધો હતો. "

અધ્યાપક મૅકડોનલ મહાશયે પોતાના ' સંસ્કૃત સાહિત્યના ઇતિહાસ 'ના ૩૩૯ મા પૃષ્ઠમાં સંસ્કૃત વીણાકાવ્યો તથા તેમના નિર્માતા ભારતીય હિન્દુ કવિયોની શ્રેષ્ઠતાના સંબંધમાં પોતાના એવા પ્રકારના વિચારોને વ્યક્ત કરી બતાવ્યા છે કે: " હિન્દુઓનાં વીણાકાવ્યોમાં વિસ્તરેલા અવલોકનશક્તિ તથા ભાવનાગાંભીર્યવિષયક વિશાળ સંપત્તિરાશિને જોતાં એ વીણાકાવ્યો ' અસાધારણ બુદ્ધિવૈભવશાલી કવિવર્યોના હસ્તથી નિર્માણ થયેલાં હોવાં જોઇએ,' એવો આપણો દૃઢ નિશ્ચય થઇ જાય છે. તેમનામાંનાં કેટલાંક કાવ્યો તો અંતરંગ તથા બાહ્યાંગ એ ઉભય દૃષ્ટિથી એટલી સીમા પર્યન્ત અનન્ય સુંદર છે કે તેમની એ અલૌકિક સુંદરતાના યોગે તેમને કોઇ પણ પ્રકારના સંકોચ વિના વિશ્વનાં અમૂલ્ય કાવ્યરત્નો 'તરીકે ઓળખાવી શકાય તેમ છે. શોકનો વિષય માત્ર એટલો જ છે કે તેમના એ અનન્ય મૂલ સૌન્દર્યનો તેમના અનુવાદમાં કોઇથી અલ્પસ્વલ્પ આવિર્ભાવ પણ કરી શકાય તેમ નથી; અર્થાત્ તેમના એ સ્વર્ગીય સૌન્દર્યના ઉપભોગમાટે તેમના મૂલ સંસ્કૃત સ્વરૂપનો જ અભ્યાસ કરવો પડે તેમ છે. "

રાજયોગી કવિરત્ન શ્રી ભર્તૃહરિકૃત ' શૃંગારશતક 'નામક કાવ્ય પણ સંપૂર્ણ સૌન્દર્યના એક સર્વથા અમૂલ્ય તથા જેની તુલના અન્ય કોઈ પણ કાવ્ય સાથે ભાગ્યે જ કરી શકાય તેમ છે તેવા પ્રકારના અનન્ય રત્ન સમાન છે. ' અમરુશતક ' નામક એક અન્ય ઉત્કૃષ્ટ સંસ્કૃત વીણાકાવ્યના સંબંધમાં અધ્યાપક મૅકડોનલ મહાશયે પોતાના ' સંસ્કૃત સાહિત્યના ઇતિહાસ ' નામક ગ્રંથના ૩૪૨ મા પૃષ્ઠમાં પોતાના એવા પ્રકારના આદરદર્શક અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો છે કે: "'અમરુશતક' એક ઉત્કૃષ્ટ સંસ્કૃત વીણાકાવ્ય છે. પ્રણયી જનોની સૌખ્ય, વિષાદ, ક્રોધ તથા અનુરાગપરાયણતા આદિક

ભિન્ન ભિન્ન અવસ્થાઓ, અને તેમાં ય વળી વિશેષત વિરહ તથા પુનર્મીલનના અત્યંત યથાર્થ સ્વભાવચિત્રને આલેખી બતાવવાની કળામાં એ કાવ્યનો નિર્માતા કવિ અત્યંત પ્રવીણ હોવો જોઇએ, એ વાર્તા એ કાવ્યના અવલોકનથી તત્કાળ આપણા જાણવામાં આવી જાય છે પોતાનો પ્રતિપાદ્ય વિષય મર્યાદિત હોવા છતાં પણ પરસ્પર સદૃશ વિવિધ પ્રસંગો તથા મનોવિકારોમાં આશ્ચર્યકારક રૂપનાપર્યાય તથા નિરંતર નવીન ચમત્કૃતિયુક્ત શબ્દોની યોજના વડે કવિ આપણા ચિત્તને અનવરોધ આકર્ષતો રહે છે અને એ આકર્ષણશક્તિ જો વાસ્તવિકતાથી જોવામાં આવે તો ખરેખર અલૌકિક છે, એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ અને હોવાનો સંભવ પણ નથી પોતાના ઇતર સ્વજાતીય કવિજનો પ્રમાણે અમરુ કવિ જે પ્રણયને પોતાના કાવ્યમાં વર્ણવે છે તે પ્રણય અમાનુષ તથા કલ્પનાની કોટિમાંનો ન હોઇને બહુધા આડંબરવિહીન શૃંગારના સ્વરૂપનો જ હોવા છતાં તેની કૃતિમાં સુંદરતમ મનોવિકાર તથા પ્રૌઢતાપ્રચુર ઉચ્ચપ્રકારના વિચાર સર્વત્ર દૃષ્ટિગોચર થતા રહે છે "

મિસિસ મૅનિંગ નામક પાશ્ચાત્ય પંડિતાએ સંસ્કૃત વીણાકાવ્યોના સંબંધમાં જે સર્વસામાન્ય અભિપ્રાય દર્શાવ્યો છે તે એ છે કે પ્રેમપ્રવૃત્તિયોના ભિન્નભિન્ન પ્રસંગ હિન્દુઓના કાવ્યોમાં જેટલા સરસ તથા જેટલી સુકોમળતાપૂર્વક યથાપ્રસંગ વર્ણવાયલા છે તેટલા સરસ તથા તેટલી સુકોમળતાપૂર્વક એ પ્રેમપ્રવૃત્તિયોના ભિન્નભિન્ન પ્રસંગ અન્ય કોઇ પણ ભાષાના ગ્રન્થોમાં વર્ણવાયલા આપણા જોવામાં આવી શકે તેમ છે જ નહિ " ( જુઓ મિસિસ મૅનિંગકૃત 'પ્રાચીન તથા મધ્યકાલિક ભારતવર્ષ' Ancient and Mediaeval India–પુસ્તક ૨જું ( ૧૪૮ )

કવિકુલગુરુ કાલિદાસકૃત વિશ્વવિખ્યાત 'મેઘદૂત' નામક વીણાકાવ્યના સંબંધમાં પ્રધાન અધ્યાપક ( Principal ) ટાઉની ( Tawney ) મહાશયે એક સ્થળે કહેલ છે કે 'કાવ્યકલાનો જે

કેઈ પણ સંપૂર્ણ આદર્શ (નમૂનો) આ અપાર સંસારમાં અસ્તિત્વ ધરાવતો હોય તો તે કેવળ 'મેઘદૂત' નામક સંસ્કૃત ગીતકાવ્ય જ છે." ફૅશે (Fauobo) નામક એક ફ્રેંચ પંડિતે 'મેઘદૂત'ની સર્વાંગિકતાને એટલી સીમા પર્યન્ત વર્ણવી દીધી છે કે "યૂરોપખંડના સમસ્ત સાહિત્યમાં એવું કોઈ પણ વિધવિષયવાળું સારસમય કાવ્ય અસ્તિત્વ ધરાવતું જ નથી કે જેનાથી એ વિષયમાં 'મેઘદૂત'ની લેશમાત્ર પણ સ્પર્ધા કિંવા સમાનતા કરી શકાય!'

અધ્યાપક મોનિયર વિલિયમ્ નામક સંસ્કૃતજ્ઞ પ્રખ્યાત પાશ્ચાત્ય પંડિત મહાશયે મેઘદૂતની મહત્તાનો પરિચય કરાવતા એવા પ્રમાણના તુલનાદર્શક ઉદ્‌ગારો કાઢી બતાવ્યા છે કે "કાલિદાસકૃત મેઘદૂત' નામક કાવ્યે પોતાના ગર્ભમાં વર્જિલની મૃદુતા સાથે હોમરની પ્રખરતા, ઓવિડની ઉત્કટતા તથા શેકસપીયરની ગહનતા કિંવા ગંભીરતાનું અદ્‌ભુત સંમેલન કરી બતાવ્યું છે છતાં પણ એ સંપૂર્ણ કાવ્ય અતિશય સરલ કિંવા આડંબરરહિત હોઈને પુરાતન ઍથેનીયનોના સૌન્દર્યવિષયક અભિમાનને ચૂર્ણવિચૂર્ણ કરી નાખનાર સૌન્દર્યને એ સંસ્કૃત કાવ્યમાં મર્યાદાના કોઈ પણ પ્રકારના અનતિક્રમ વિના આદિથી અંતપર્યન્ત આપણને સાક્ષાત્કાર થયા કરે છે (જુઓ અધ્યાપક મોનિયર વિલિયમ્ કૃત 'ભારતીય પ્રજ્ઞા'–Indian Wisdom–નામક ગ્રંથ)

સ્વર્ગીય ડૉક્ટર ભાઉ દાજીએ મેઘદૂત' નામક કવિ કાલિદાસકૃત સંસારવિખ્યાત અમૂલ્ય સંસ્કૃત કાવ્યકૃતિને "માનવહૃદયની એક અત્યંત ઉત્કૃષ્ટ તથા ગૌરવમય નિર્મિતિ તરીકે ઓળખાવેલી છે

સ્વર્ગીય શ્રી રમેશચન્દ્ર દત્ત મહાશય પોતાના અંગ્રેજી ભાષામાં લખેલા 'પ્રાચીન ભારતવર્ષની સંસ્કૃતિનો ઇતિહાસ' (History of the Civilization in Ancient India' નામક ગ્રંથમાં કાલીદાસકૃત એ 'મેઘદૂત કાવ્યના સંબંધમાં પોતાના એવા પ્રકારના વિચારો દર્શાવતા છે કે કવિ કાલિદાસકૃત 'મેઘદૂત

નામક કાવ્ય એક ગેય કિંવા વીણાકાવ્ય હોઇને એટલી સીમાપર્યન્ત સુસ્વર તથા સંગીતમય, કરુણાત્મક કિંવા હૃદયંગમ, અને એ ગુણોમાં અગ્રણ્ય હોવા છતાં એટલી અપરિમિત સીમા પર્યન્ત અદ્વિતીય સુંદર છે કે એની કોટિનું અન્ય કોઇ પણ અલૌકિક સુંદર કાવ્ય સંસ્કૃત ભાષાના તેમ જ અન્ય કોઇ પણ ભાષાના સાહિત્યમાં આપણને મળી શકે, એ ઘટના સર્વથા વંધ્યાપુત્ર સમાન અસંભવનીય છે." તેઓ શ્રીમાન્ વળી પણ 'મેઘદૂત'ના ગુણગાનના માર્ગમાં અગ્રગામી થઇને કહે છે કેઃ "એ ગ્રંથમાં પ્રતિપાદ્ય વિષયનું એવા તો મહાપ્રભાવશાલી તથા અનન્ય લલિત કાવ્યના સ્વરૂપમાં ગુંફન કરી લેવામાં આવ્યું છે તેમ જ એ કાવ્યમાં જે વસ્તુનું નિરૂપણ કરવામાં આવ્યું છે તે વસ્તુની સંકલના પણ એટલી બધી સુંદર તથા ઉત્કૃષ્ટ છે કે એના કરતાં સુંદરતર તથા વિશાલતર વસ્તુસંકલના તથા વિષયનિરૂપણવિષયક અધિકતર કૌશલ્યની કોઇથી કલ્પનામાત્ર પણ કદાપિ કરી શકાય, એ વાર્તા કેવળ અશક્ય નહિ, કિન્તુ સર્વથા અસંભવનીય છે, એ સર્વથા નિર્વિવાદ છે."

મિસ્ટર એલ્ફિન્સ્ટન્ મહાશયે 'મેઘદૂત'ના સંબંધમાં પોતાના એવા પ્રકારના પક્ષપાતને પ્રકટ કરી બતાવ્યો છે કેઃ "કાલિદાસકૃત 'મેઘદૂત' નામક કાવ્યના અનેક શ્લોકો કિંવા છન્દોમાં જેવા પ્રકારની અત્યંત સુશ્રાવ્યતાયુક્ત સુંદર તથા અલૌકિક પ્રભાવશાલિની ભાષાનો સાક્ષાત્કાર થઇ શકે છે તેવી સર્વથા અનિર્વચનીય સુંદરતાશાલિની તથા પ્રભાવશાલિની ભાષાની કોઇથી કેવળ કલ્પનામાત્ર પણ ભાગ્યે જ કરી શકાય તેમ છે, તો તેવી ભાષાનું કોઇથી નિર્માણ તો ક્યાંથી જ કરી શકાય વારુ?"

અધ્યાપક મૅક્સમૂલર મહાશય કહે છે કેઃ "કાલિદાસકૃત 'મેઘદૂત' કાવ્ય અવશ્ય એક દિવ્ય તથા ભવ્ય કાવ્યકૃતિ છે."

અધ્યાપક મૅકડોનલ્ મહાશયે પોતાના લખેલા 'સંસ્કૃત સાહિત્યના ઇતિહાસ'ના ૩૩૫ માં પૃષ્ઠમાં 'મેઘદૂત' કાવ્યના સંબંધમાં

જે વિચારો દર્શાવ્યા છે તે એ છે કે "પોતાના દેશમાથી નિર્વાસિત કરાયેલો એક યક્ષ પોતાના નિવાસસ્થાનથી બહુ દૂરના પ્રદેશમા રમતી પોતાની પ્રાણપ્રિયા પત્નીને તત્કાલિક મેઘદ્વારા પોતાનો પ્રેમ-સદેશ પાઠવે છે, એ આ કાવ્યનો પ્રતિપાદ્ય વિષય કિવા આ કાવ્યનુ વસ્તુ છે આ ભાવના કિવા વસ્તુને જર્મન્ કવિ શીલરે કાલિદાસના 'મેઘદૂત'માથી ઉપાડીને પોતાના લખેલા 'મારિયા સ્ટુઅર્ટ' ( Maria Stuart ) નામક નાટકમા જેમની તેમ ગોઠવી દીધી છે, કારણ કે સ્કૉટ્લૅંડની કારાગૃહમા પુરાયલી મહારાણી મેરી જ્યારે દક્ષિણ દિશાપ્રતિ વિચરતા મેઘોને સબોધીને તેની માતાની યૌવનકાલિક વિહારભૂમિને સભળાવવામાટે જે કુશળસદેશ પાઠવે છે તે પ્રસંગ આપણને સ્પષ્ટ સ્વરૂપમા એ રહસ્યનો પરિચય કરાવી દે છે કે એ સમસ્ત વસ્તુ કાલિદાસના 'મેઘદૂત' કાવ્ય માથી જ ઉપાડી લેવામા આવ્યુ છે "

સસ્કૃત વીણાકાવ્યોની ઉત્કૃષ્ટતા વિષયક આટલી ચર્ચા પ્રસ્તુત પુસ્તકમા પર્યાપ્ત કરતા પણ અધિકતર હોવાથી આપણે હવે એ વીણાકાવ્યની ઉત્કૃષ્ટતા વિષયક ચર્ચાને આ સ્થાનમાં જ પૂર્ણ કરીને સસ્કૃત સાહિત્યના જે કાવ્યોને 'નૈતિક કાવ્ય' કિવા 'નીતિબોધાત્મક કાવ્ય' આદિક નામોથી ઓળખવા તથા ઓળખાવવામા આવે છે તે નૈતિક કાવ્યો તેમ જ નીતિશિક્ષક સપ્રતિક કથાસાહિત્યની ઉત્કૃષ્ટતા પ્રતિ જિજ્ઞાસાવૃત્તિથી દૃષ્ટિપાત કરીશુ

---

# પ્રકરણ ૧૩ મુ

## હિન્દુ વાઙ્મયવૃક્ષ અને તેની ભિન્ન ભિન્ન શાખાઓ

### ૫ નીતિબોધાત્મક કથાસાહિત્ય

કથાસરિત્સાગર વેતાલપંચવિંશતિ[1] દ્વાત્રિંશત્પુત્તલિકા,[2] શુકસપ્તતિ[3] હિતોપદેશ[4] અને પંચતંત્ર[5] આદિ જે અનેક નીતિબોધાત્મક ગદ્યપદ્યાત્મક ગ્રંથોની આપણા હિન્દુ પૂર્વ પુરુષોએ સંસ્કૃત ભાષામા રચના કરી છે તે ગ્રંથો આજે પણ આપણા તે હિન્દુ પૂર્વ પુરુષોની લોકોત્તર બૌદ્ધિક શ્રેષ્ઠતાનો સમસ્ત વિશ્વને પર્યાપ્ત પરિચય કરાવી રહ્યા છે હિન્દુવાઙ્મયવૃક્ષની અન્યાન્ય શાખાઓની સાથે હિન્દુ વિદ્વાનોએ આ નીતિબોધાત્મક કથાસાહિત્યરૂપિણી શાખાનો પણ જે વિપુલ વિસ્તાર કરી નાખ્યો છે તેને જોઇને સમસ્ત સંસાર આજે પણ અત્યંત આશ્ચર્યચકિત થતો આપણા જોવામા આવ્યા કરે છે હિન્દુઓના વાઙ્મયવૃક્ષની આ શાખાનો યૂરપ અમેરિકા, ઈરાન તથા અરબસ્તાન આદિ પૃથ્વીતલ ઉપરના દૂરદૂરના દેશોમા પણ પ્રવેશ તથા વિસ્તાર થઇ ગયા છે અને હિન્દુવાઙ્મયવૃક્ષની એ શાખાએ વિદેશી જનતાઓના હૃદયોમા પણ પોતાના જે પ્રભાવયુક્ત અધિકારને સ્થાપી દીધો છે તે સર્વથા અભૂતપૂર્વ તથા અકલ્પનીય છે આ પરિસ્થિતિ અવશ્ય પ્રકારે હિન્દુ સાહિત્યના આદિ નિર્માતા-

---

૧ ગુજરાતી ભાષામા આ કથા વેતાલપચીસી અથવા વૈતાલપચીસી નામથી વિખ્યાત છે ૨ ગુજરાતી ભાષામા આ કથાસંગ્રહને સિંહાસન બત્રીસી' અથવા ' બત્રીસ પૂતળીની વાર્તા' એવી રીતે ભિન્ન ભિન્ન એ નામોથી ઓળખવામા આવે છે ૩ શુકસપ્તતિને ગુજરાતી ભાષામા ' સૂડાબોતેરી ' નામ આપવામા આવ્યુ છે ૪ ' હિતોપદેશ' અનુવાદના રૂપે ગુજરાતીમા પણ એ જ નામથી વિખ્યાત છે અને ૫ ' પંચતંત્રના ' નામનુ પણ ગુજરાતી ભાષામા પરિવર્તન કરવામા નથી આવ્યુ

ઓની બુદ્ધિની અનિર્વચનીય સર્વગ્રાહકતાનો જ આપણને સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવી રહી છે અને આપણને એ સાહિત્યના આદિ નિર્માતાઓને અંતઃકરણપૂર્વક કોટિકોટિ ધન્યવાદ સમર્પવાના માર્ગમાં વેગપૂર્વક ધાવમાન કરી રહી છે!

આવા પ્રકારના નીતિબોધાત્મક કથાસાહિત્યના સંબંધમાં અધ્યાપક વિલ્સન મહાશયે પોતાના એવા પ્રકારના વિચારોને વ્યક્ત કરી બતાવ્યા છે કે: "સુસ્થિતિસંપન્ન તથા ઉત્કર્ષાભિમુખ સમાજમાંના મનુષ્યોના વૈયક્તિક તથા સાર્વજનિક વ્યવહારો સર્વ વિષયોમાં સુયંત્રિત ચાલતા રહે અને તેના યોગે સમાજનો સાર્વત્રિક ઉત્તમ વિકાસ તથા ઉત્કર્ષ થતો રહે એટલામાટે કોઇ પણ વિશિષ્ટ પ્રકારના નીતિનિયમોની નિરંતર અનિવાર્ય આવશ્યકતા રહ્યા કરે છે અને એ આવશ્યકતાની પૂર્તિમાટે શાસ્ત્રોની અનેક શાખાઓ પ્રમાણે જ જેમાં એ નીતિનિયમોનો સમાવેશ થયેલો હોય તેવા પ્રકારની એક નવીન તથા સ્વતંત્ર શાખાને જ ઉત્પન્ન કરવી પડે છે. સંસ્કૃતભાષામાં અત્યંત સુરસ કલ્પિત કથાઓદ્વારા એવા પ્રકારના નીતિશાસ્ત્રની ઉત્તમ રચના કરાયલી હોઇને નિત્યના વ્યવહારમાં જેવા પ્રકારના વર્તનની મનુષ્યના વૈયક્તિક તથા સામાજિક કલ્યાણમાટે આવશ્યકતા હોય છે તે વર્તનના સંબંધમાં એ કથાઓમાં અત્યંત સુંદર તથા આદર્શ ઉપદેશો આપવામાં આવ્યા છે. આવા પ્રકારની કલ્પિત કથાઓમાં રાજકુમાર, રાજકન્યા, મંત્રી, સાધુ, યતિ તેમ જ કેટલાક સ્થાનોમાં નિમ્નશ્રેણીના લોકો તથા પશુપક્ષીઓ આદિકના સંભાષણના પ્રસંગોને ઉપસ્થિત કરીને તેમના યોગે રાજકુમારો, રાજકન્યાઓ, રાજ્યના અધિકારીઓ તેમ જ સામાન્ય કોટિના નાગરિકો કિંવા પ્રજાજનોમાટે કલ્યાણકારક થઇ પડનારાં વર્તનોનાં અત્યંત માર્મિક વિવેચનો કરવામાં આવ્યાં છે, એ સત્ય વસ્તુનો કોઇથી પણ કદાપિ અસ્વીકાર કરી શકાય તેમ નથી. અહીં એ વિશિષ્ટતાને પણ અવશ્ય લક્ષમાં રાખી લેવાની છે કે એ કથાઓમાં ઉપર જેમનો

સામાન્ય ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેટલા જ વિષયો ચર્ચાયેલા હોય છે, એમ માની લેવાનું નથી; કારણ કે, એ કથાઓમાં એ વિષયો ઉપરાંત આન્તરરાષ્ટ્રીય સંબંધ; સામ, દામ, દંડ તથા ભેદાત્મક વેશ્યાંગનાતુલ્ય નાનાવિધરૂપધારિણી રાજનીતિ; જીવનયાત્રામાં વારંવાર ઉપસ્થિત થનારાં વિઘ્નો તેમ જ વિશ્વની પરિવર્તનશીલતાના દર્શક નાનાવિધ પ્રસંગોનો પરિચય કરાવીને કાલચક્રના પરિભ્રમણ કિંવા પરિક્રમણમાં કેવા સ્વરૂપમાં વર્તવાની આવશ્યકતા છે; ધર્મ શી વસ્તુ છે; અધર્મ શો પદાર્થ છે અને કર્તવ્યનો શો અર્થ થાય છે ઇત્યાદિ અન્યાન્ય આવશ્યક વિષયોને પણ તેમના યોગ્ય સ્વરૂપમાં ચર્ચાને હિન્દુઓએ આવા ગંભીર વિષયોને પણ કથાના રૂપમાં આકર્ષક તથા બોધપ્રદ કરી બતાવવાની પોતાની ચમત્કારિણી કલાનો તેમ જ પોતાની બુદ્ધિમત્તાનો વિશ્વને વિપુલ પરિમાણમાં પરિચયાત્મક વિશ્વાસ બંધાવી દીધો છે. ''

અત્યારના એક દેશમાંથી અન્ય દેશમાં જવા આવવાનાં તેમ જ પારસ્પરિક સમાગમનાં સાધનોની થયેલી વિપુલતાના યોગે તથા આંગ્લ ( ઇંગ્લિશ ) ભાષા જેવી વિશ્વવ્યાપિકા ભાષાનાં યોગે અન્ય રાષ્ટ્રો કિંવા અન્ય દેશોમાં આવા પ્રકારના વાઙ્મયના થયેલા વિકાસ તથા ઉત્કર્ષના ઇતિહાસને જાણવાનું કાર્ય આપણામાટે અતિશય સહજ તથા સરલ થઇ પડયું છે. અન્ય દેશોમાંના આવા પ્રકારના સાહિત્યના તેમનાં આંગ્લ અનુવાદો દ્વારા કરાયલાં વાચન, અવલોકન તથા પરિશીલનદ્વારા જે એક ચમત્કારિક વાર્તા સ્વાભાવિક જ આપણા જાણવામાં આવી જાય છે તે એ છે કે અન્ય દેશોમાંના આવા નીતિબોધાત્મક કથાસાહિત્યમાં વિપુલ કલ્પનાઓ, અસંખ્ય પ્રસંગો તથા અનેકવિધ પાત્રો આપણા એ ભારતીય હિન્દુકથા સાહિત્યમાંથી જ એક અથવા અન્ય સ્વરૂપમાં ઉપાડી લેવામાં આવ્યાં છે; માત્ર એટલું જ નહિ, પણ કેટલીક વિદેશસ્થ કથાઓ આપણી ભારતીય કથાઓના અક્ષરશઃ કરી લીધેલા અનુવાદ છે, એ વાર્તા પણ

માધ્યાહ્ન માન ડ મમાન આપણા મમક્ષ પ્રકાશિત થઇ જાય છે આ વસ્તુસ્થિતિ કિવા પરિસ્થિતિના દર્શનથી જે નૈસર્ગિક પ્રશ્ન ઉપસ્થિત થઇ જાય છે તે એ કે આ ઘટના કેવી રીતે ઘટવા પામી હશે? આપણી આ ભરતભૂમિની હિન્દુકથાઓ પરપ્રાંત કિવા પરદેશના લોકોના આચારવિચાર કલ્પનાઓ તથા વર્તન વ્યવહાર આદિકના યોગથી કેવી રીતે યોગાઇ ગઇ હશે? આપણા હિન્દુસમાજના તરુણ તથા તરુણીઓમાટે જ જે ઉપદેશાત્મક મનોમોહક તથા આકર્ષક કથાઓની રચના કરવામા આવી હતી તે કથાઓનુ યૂરોપ તથા અમેરિકા જેવા દૂરદૂરના દેશોમા કેવી રીતે પ્રયાણ તથા ગૌરવ થઇ શક્યુ હશે? આ ઘટના મભવનીય છે ખરી કે? અર્થાત્ પરકીય દેશોમાના આવા જ પ્રમગના વાઙ્મયના અભ્યાસને આરભ તાની માથે જ આવા આ ાયના પ્રશ્નો આપણા મસ્તિકમા સ્વય મેવ સ્વાભાવિક સ્વરૂપમા જ મમુદ્દ્ભૂત થતા રહે છે અને પૂર્ણ વિચારાતે એ ઘટના મવથા શક્ય તથા મભવનીય છે એમ માની લેવામા આપણને કોઇ પણ પ્રકારની બાધા એટલામાટે નથી જણાતી કે એ ઘટનાની મભવનીયતાને આપણાથી પ્રત્યક્ષ પ્રમાણોદ્વારા સિદ્ધ કરી શકાય તેમ છે પરતુ જો એના સબધમા પરકીય દેશના નિવાસી તથા ત્યાની ભાષાના જ્ઞાતા પડિતોની પોતાની જ સ્વીકૃતિ આપણને મળી શકતી હોય તો પછી અમારણ એ પરિશ્રમને વ્હોરી લેવાની આપણામાટે લેશમાત્ર પણ આવશ્યકતા નથી રહતી કારણ કે તે વિદેશી પડિતોની સ્વીકૃતિથી જ આપણા મશયોનુ નિવારણ થઇ જાય તમ છે માત્ર એટલુ જ નહિ પણ તે વિદેશી પડિતોના મુખમાથી આપણા પૂર્વજોના મબધમા નીકળેલા આદરપૂર્ણ તથા પૂજ્યભાવદર્શક ઉદ્ગારોના વાચનથી આપણા અતઃકરણોમા ધન્યતા યુક્ત અપેસ્વ૫ સ્વાભિમાનની સ્ફૂર્તિ પણ આવી જાય તમ છે એટલે અમોને આપણા આ નીતિબોધાત્મક કથામાહિત્યના મબધમા વિદેશી પડિતોના જે અભિપ્રાયો અમારા જોવા તથા જાણ

છે. કારણ કે, યૂરોપીયન ભાષાના અર્જરિત વસ્ત્રાગ તેના સ્વાભાવિક ભારતીય સ્વરૂપનો જ આપણને સ્પષ્ટતર સાક્ષાત્કાર થતો રહે છે '

કોલબ્રુક બેગન ફિ સૌગી તથા અધ્યાપક વિલ્સન આદિક પાશ્ચાત્ય પંડિતોએ પણ અત્યંત પરિશ્રમ તથા પરિશીલનદ્વારા એ જ વાતને સિદ્ધ કરી બતાવી છે કે " યૂરોપમાન સર્વ દેશોની કલ્પિત નીતિબોધાત્મક કથાઓના સાહિત્યમાં જે જે કથાઓ સ્થાયી છે તે ન્યૂન કિંવા અધિક પરિમાણમાં બિડપાઇની કથાઓનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો જ છે અને બિડપાઇની કથાઓ પંચતંત્રના આધારે રચાયેલી છે એટલે આવી રીતે યૂરોપના સર્વ દેશોની આવી કથાઓનો અગત્યનો સંબંધ ભારતીય કથાસાહિત્ય સાથે જ સંધાયેલો છે, એમ કોઇ પણ કહી શકે તેમ છે

ડૉ. સર ડબ્લ્યુ હંટર મહાશયનું આના સંબંધમાં એ કથન છે કે ઇસપના સમયથી આરંભીને અત્યાર સુધીના વર્તમાનકાળ પર્યન્તના સમયમાં પાશ્ચાત્ય દેશોમાં પશુ પક્ષી આદિક માનવેતર પ્રાણીઓ સાથે સંબંધ ધરાવનારી જે જે કલ્પિત કથાઓ પ્રચલિત છે તે સર્વ કલ્પિત કથાઓની આદિ જન્મભૂમિ સર્વથા ભારતભૂમિ જ છે ગ્રીક ભાષામાં જે એક સિંહ તથા જંબૂક (શિયાળ)ની કથા પ્રચલિત છે તે વસ્તુસ્થિતિથી સર્વથા વિપરીત હોઇને સંસ્કૃત કથામાંની સિંહ તથા જંબૂક વિષયક કથામાંના સંબંધનો આધાર લઇને રચાયલી છે પંચતંત્રનો સર્વથી પ્રથમ પ્રાચીન ઇરાની ભાષામાં અનુવાદ કરવામાં આવ્યો હતો અને તે ઇરાની ભાષાના અનુવાદના આધારે એશિયા માઇનર તથા યૂરોપીય દેશોની ભિન્ન ભિન્ન અનેક ભાષાઓમાં તેના ભિન્ન ભિન્ન અનેકવિધ રૂપાન્તરો થયા હતા ભારતવર્ષમાં અત્યંત પ્રાચીન કાળમાં ભિન્ન ભિન્ન માનવેતર પ્રાણીઓ સાથે સંબંધ ધરાવનારી જે કલ્પિત કથાઓ રચવામાં આવી હતી તે જ, કલ્પિત કથાઓ અત્યારના સમયમાં પણ ઇંગ્લેંડ તથા અમેરિકા આદિક દેશોમાંના પ્રત્યેક ગૃહમાં સુકન્ય વયનાં બાળકો તથા

બાલિકાઓને તેમના મનોરંજન તથા જ્ઞાનવર્ધનમાટે તેમના માતા-પિતાઓ અત્યંત પ્રેમપૂર્વક સંભળાવતા રહે છે વનદેવતા, અપ્સરા, યક્ષ, કિન્નર તથા ગાંધર્વ આદિ દેવયોનિની ઉપદેવતાઓ સાથે સંબંધ ધરાવનારી જે કથાઓ હિન્દુઓના હસ્તે રચાયેલી છે તે કથાઓમાં હિન્દુઓના બુદ્ધિપ્રભાવની સજીવન મૂર્તિ આપણને દૃષ્ટિગોચર થયા કરે છે અને ત્યારપછી ઈરાન અરબસ્તાન તથા યૂરોપના ખ્રીસ્તધર્માનુયાયી દેશોના સાહિત્યમાં જે આવા જ પ્રકારની કથાઓને ગ્રંથી લેવામાં આવી છે તે સર્વ કથાઓ પણ ભારતીય હિન્દુઓની એવી કથાઓના આધારે જ રચાયેલી હોવાથી સર્વ દેશોની આવા પ્રકારની કથાઓની જન્મદાત્રી માતા તો ભારતીય સંસ્કૃત કથાઓ જ છે એ સર્વથા નિર્વિવાદ તથા નિસંશય વાતો છે

અધ્યાપક મૅક્સમૂલર મહાશયે આના સંબંધમાં પોતાના એવા પ્રકારના અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો છે કે ' ઈ સ ૫૩૧ થી ૫૭૮ પર્યન્તના સમયમાં થઇ ગયેલા ઈરાનના ખુસરો નૌશીરવાન નામક મુસ્લિમ રાજ્યકર્તા પુરુષે પોતાના દર્બારમાંના બારઝોઇક (બુજુર્ગ મેહર) નામક શાહી હકીમને હિંદુસ્થાનમાં મોકલીને પંચતંત્ર 'નો પહલવી ભાષામાં અનુવાદ કરાવ્યો હતો એના સંબંધમાં મુસ્લિમ મોરિખ ફ્રિશ્તાએ ફારસી ભાષામાં લખેલા પોતાના તારીખે ફ્રિશ્તા નામક ઇતિહાસગ્રંથમાં એવા પ્રકારનો ઉલ્લેખ કરેલો છે કે હિન્દુસ્થાનના એક રાજાએ શતરંજના એક પાટસહિત ' પંચતંત્ર નામક કથાગ્રંથ ઈરાનના શાહ નૌશીરવાન ઉપર ભેટ તરીકે મોકલ્યો હતો અને શાહ નૌશીરવાનના વજીર બુજુર્ગ મેહરે તેનો ત્યાંની પહલવી ભાષામાં અનુવાદ કર્યો હતો એલ્ફિન્સ્ટનકૃત ' હિંદુસ્થાનના ઇતિહાસ ના ૧૫૬ તથા ૧૫૭મા પૃષ્ઠોમાં એ વિષય ઉપર જે વિશેષ પ્રકાશ પાડવામાં આવ્યો છે તે એ છે કે ' પંચતંત્રનો સંસ્કૃત ભાષામાંથી પહલવી ભાષામાં જે અનુવાદ કરવામાં આવ્યો હતો તે પહલવી ભાષાના કલીલાદમના નામક

અનુવાદનો ખલીફ હારૂનઅલ્ રશીદના રાજત્વના સમયમાં ઈબ્નઉલ મુકફાએ અરબી ભાષામાં અનુવાદ કર્યો હતો અને સુલ્તાન બહરામ ગજનવીના રાજત્વકાળમાં એ અરબી અનુવાદનો ફારસી ભાષામાં અનુવાદ કરવામાં આવ્યો હતો. પરંતુ તેના એ ફારસી (ભાષામાં કરાયેલા (અનુવાદના પણ) અનુવાદમાં અરબની અરબી ભાષાના શબ્દો તથા અરબી ભાષાની કવિતાઓની સંખ્યા અત્યંત વિશાળ હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ તેમાં કઠોરતા તથા કર્ણકટુતા પણ વિશેષ પરિમાણમાં વ્યાપેલી હોવાથી સુલ્તાન હુસેન મીરજા ખ્વારજમીના રાજત્વના સમયમાં મુલ્લા હુસેન વાયજ કશફી નામક શાયરે તેના એ ફારસી અનુવાદનું અત્યંત સુંદર તથા સરલ ફારસી કાવ્યના સ્વરૂપમાં પરિવર્તન કરી નાખ્યું હતું અને પોતાના એ નવીન અનુવાદને એ શાયરે 'અનવારે સુહયહેલી' નામથી વિભૂષિત કર્યો હતો." અધ્યાપક મૅકડોનલ મહાશયના કથન અનુસાર "પંચતંત્રના : અરબી ભાષામાં કરાયેલા અનુવાદને એટલામાટે અધિક મહત્તા અર્પવાની આવશ્યકતા છે કે તેના એ અરબી અનુવાદના આધારે જ માધ્યકાલિક યૂરોપના સાહિત્યને અમુક પ્રકારના નિયત સ્વરૂપની પ્રાપ્તિ થઇ શકી હતી. ઇ. સ. ૧૦૦૦ માં એનો સીરિયક ભાષામાં અનુવાદ થયો હતો; ઇ. સ. ૧૧૮૦માં એનો ગ્રીક ભાષામાં અનુવાદ કરવામાં આવ્યો હતો; ઇ. સ. ૧૧૩૦ માં એનો પ્રથમ ફારસી અનુવાદ થયો હતો અને ત્યાર પછી ઇ. સ. ૧૧૯૪ માં 'અનવારે સુહયલી' નામથી એનો ફારસી ભાષામાં નવીન અનુવાદ કરવામાં આવ્યો હતો; ઇ. સ. ૧૨૫૧ માં પુરાતન સ્પેનિશ ભાષામાં એનો અનુવાદ અવતર્યો હતો અને ઇ. સ. ૧૨૫૦ ની લગભગમાં હિબ્રુ ભાષામાં પણ એનો અનુવાદ કરવામાં આવ્યો હતો. એના આ હિબ્રુ અનુવાદનો ઇ. સ. ૧૨૭૦ માં કૅપુઆનિવાસી કોઇ જૉન નામક વ્યક્તિયે લૅટિન ભાષામાં '"Directorum Humanae Vitae" નામથી અનુવાદ કર્યો હતો અને વર્ષ્મગના ડ્યૂક એબ-

રહાર્ટની આજ્ઞાથી ઉપર્યુક્ત લૅટિન અનુવાદનો જર્મન ભાષામાં જે અનુવાદ કરવામાં આવ્યો હતો તે અનુવાદનું નામ ' Das Buch Der Byspel der Alten Wysen ' રાખવામાં આવ્યું હતું અને પ્રથમ વાર એ જર્મન અનુવાદ ઇ. સ. ૧૪૮૧ માં મુદ્રાંકિત થયો હતો. એ જર્મન અનુવાદનાં ઇ. સ. ૧૪૮૩ થી ૧૪૮૫ સુધીના ફક્ત ત્રણ વર્ષ જેટલા અલ્પ કાલાવધિમાં ચાર સંસ્કરણો પ્રસિદ્ધ થયાં હતાં અને ત્યાર પછી ઇ. સ. ૧૪૮૫ થી ૧૪૯૨ સુધીના આઠ વર્ષના કાલાવધિમાં એ જર્મન અનુવાદનાં બીજાં તેર સંસ્કરણો છપાયાં તથા વેચાયા હતાં એટલે આ સમસ્ત ઘટનાઓથી ઇસવી સનની પંદરમી તથા સોળમી શતાબ્દીમાં યૂરોપમાં એ પંચતંત્ર નામક ગ્રંથની કથાઓએ ઉપદેશ તથા મનોરંજનના સાધન તરીકે કેટલી સીમા પર્યન્તની મહત્તાને પ્રાપ્ત કરી લીધી હતી એની આપણાથી સ્પષ્ટ તથા યથાર્થ કલ્પના કરી શકાય તેમ છે. એ જર્મન અનુવાદનો ઈ. સ. ૧૫૫૨ માં ઇટાલિયન ભાષામાં પણ અનુવાદ કરવામાં આવ્યો હતો અને તે ગ્રંથ ઇ. સ. ૧૫૫૨ માં જ ઇટાલીની રાજધાની વેનિસ નગરમાં મુદ્રાંકિત થયો હતો. ઇંગ્લિશ ભાષામાં ઈ. સ ૧૫૭૦ માં સર ઘૉમસ નૉર્થે જે અનુવાદ કર્યો હતો તે પંચતંત્રના એ જર્મનમાંથી થયેલા ઇટાલિયન અનુવાદનો જ અનુવાદ હતો. અર્થાત્ અનુવાદોના અનુવાદો દ્વારા લગભગ એક હજાર વર્ષ જેટલા સમયમાં એ પંચતંત્ર ગ્રંથનો પૃથ્વીના બહુધા સર્વ દેશોમાં આવી રીતે સંચાર તથા પ્રચાર થઈ ગયો હતો." અસ્તુ

શ્રીમતી મૅન્નિંગબાઇની માન્યતા અનુસાર " સમસ્ત સંસારની સાધારણ વિખ્યાત ભાષાઓના સાહિત્યમાં જે જે નીતિબોધાત્મક કથાઓ અત્યારે અસ્તિત્વ ધરાવતી આપણા જોવામાં આવ્યા કરે છે તે સર્વ કથાઓ એક અથવા અન્ય સ્વરૂપમાં હિન્દુઓના ' હિતોપદેશ' નામક કથાગ્રંથમાંથી જ લેવાયલી છે. હિન્દુસ્થાન તથા ગ્રીસ એ ઉભય દેશોમાંની કલ્પિત કથાઓનો જન્મ એક જ સ્થાનમાંથી

ચયનો હોવાથી એ કલ્પિત કથાઓ કેટલા દૂરના પ્રાચીનકાળમાં રચાયલી હોવી જોઈએ એની કોઈથી પણ સહજ કલ્પના કરી શકાય તેમ છે " આ વિષયના સંબંધમાં અધ્યાપક વેબર મહાશયે પોતાની એવી માન્યતાને વ્યક્ત કરી બતાવી છે કે " ઉપર જે પ્રકારની કથાઓના સંબંધમાં ઊહાપોહ કરવામાં આવ્યો છે તે જ પ્રકારની હોવા છતાં કંઈક વિષયપરિવર્તનપૂર્વક રચાયલી વનદેવતા, યક્ષિણી, ડાકિની તથા રાક્ષસ રાક્ષસી આદિક ભયાનક અતિમાનુષ કિંવા અમાનુષ સૃષ્ટિ સાથે જ સ્વતંત્ર સંબંધ ધરાવનારી અને અદ્ભુત રસના અર્ણવમાં જ પાઠકો તથા પાઠિકાઓને પ્રધાનતઃ આપાદમસ્તક નિમજ્જિત કરી દેનારી અદ્ભુત કથાઓ પણ ભારતીય હિન્દુઓની સંસ્કૃત ભાષાના સાહિત્યમાં વિપુલ સંખ્યામાં અસ્તિત્વ ધરાવે છે અને તે કથાઓમાં હિન્દુઓની સુવિકસિત બુદ્ધિના વિશિષ્ટ ચાતુર્ય તથા ચિત્તાકર્ષકતા આદિક ગુણો અગ્રભાગે વિરાજેલા આપણા જોવામાં આવી શકે છે " હવે આપણે પંચતંત્રના સંબંધમાં કેવળ એક જ વિશિષ્ટ અભિપ્રાયને જોઈ લઈને અન્ય ગ્રંથો પ્રતિ દૃષ્ટિપાત કરીશું પંચતંત્રના સંબંધમાં શ્રીમતી મૅનિંગબાઈ જણાવે છે કે " પંચતંત્રમાંની પ્રત્યેક કથામાં ઐહિક જીવનક્રમમાંના વિવિધ પ્રસંગોનું ઉદાહરણો સહિત ઉત્તમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે અથવા તો આચારધર્મના ભિન્નભિન્ન તત્ત્વોનું કથાના રૂપમાં યોગ્ય શિક્ષણ આપવાનો અત્યંત પ્રશંસનીય પ્રયત્ન કરવામાં આવ્યો છે વળી એમાંની કથાઓ અસંબદ્ધ તથા અવ્યવસ્થિત સ્વરૂપમાં લખાયલી નથી, કિન્તુ તે કથાઓની એક પ્રકારના વિશિષ્ટ ક્રમ તથા હેતુપૂર્વક જ માંડણી કરવામાં આવી છે અને એક કથાના સૂત્રને અન્ય કથા સાથે સંબદ્ધ કરી દેવાયલું છે અથવા તો અનેક તત્ત્વોને અનેક કથાઓની શૃંખલાદ્વારા એકત્ર કરવામાં આવ્યાં છે અને તેમનું પ્રતિપાદન પણ યથાનુક્રમ તથા પદ્ધતિપુરઃસર કરાયલું છે, એ વાર્તા કોઈના પણ જોવા તથા જાણવામાં આવી શકે

તેમ છે એટલે એના વિશેષ વિવેચનની આવશ્યકતા રહેતી જ નથી

જે ગ્રંથ તેના અનેક આંગ્લ અનુવાદોદ્વારા સર્વથા વિશ્વવિખ્યાત થઇ ગયો છે અને આપણી ગુજરાતી ભાષામાં પણ જેના આજ સુધીમાં નવું તથા જુદા આશરે દશ અનુવાદો ભિન્નભિન્ન અનુવાદકોની લેખિનીથી લખાઇને ભિન્નભિન્ન પ્રકાશકોદ્વારા અચિત્ર તથા સચિત્ર પ્રકાશિત થઇ ગયા છે તે 'અરેબિયન્ નાઇટ્સ' ('Arabian Nights') નામક કથાગ્રંથ મૂળ અરબી ભાષામાં લખાયલો છે અને તેનું અરબી નામ 'અનફ લયલા વ લયના' ('એકોત્તરસહસ્ર રજની કિંવા 'એક હજારને એક રાત્રિ') છે, એ વાત તો એ ગ્રંથના કોઇ પણ અનુવાદના પાઠકો તથા પાઠિકાઓના સ્મરણમાં હોવી જ જોઇએ એ અદ્ભુતરસાત્મક કથાગ્રંથમાની કથાઓને પ્રાચીનકાલિક અરબ રાષ્ટ્રના આચાર વિચાર તથા જીવનક્રમ આદિકની પરિચાયિકા તરીકે માનવામાં આવે છે પરંતુ એ જ કથાગ્રંથનો જો સંશોધિકા બુદ્ધિ તથા એકાગ્ર દૃષ્ટિથી અભ્યાસ કરવામાં આવે તો એ કથાઓ અરબવેશપરિધાના તથા ઇરાનવેશપરિધાના હોવા છતાં તેમ જ અરબ તથા ઇરાનદેશના ધર્મ આચાર તથા વિચાર આદિકના રંગોવડે રંગાયલી હોવા છતાં પણ તેમનામાં જે પ્રચ્છન્ન ભારતીયતા કિંવા હિન્દુત્વની છાયા છવાયલી છે તે તત્કાળ આપણા જોવામાં આવી જાય તેમ છે, કારણ કે એ ગ્રંથમાની કથાઓમાં જે વિચારો વારંવાર દર્શાવવામાં આવ્યા છે તે વિચારો તેમ જ તેમાની કલ્પનાઓ સર્વથા ભારતીય મનોધર્મની પ્રતિમાઓ હોઇને તેમનું મૂળસ્વરૂપ પણ ભારતીય જ છે આ અમારો જ અભિપ્રાય છે એમ નથી કિન્તુ પાશ્ચાત્ય પંડિત કાઉંટ જૉન્સ્ટર્જનો તથા લાસેનનો પણ એ જ અભિપ્રાય હોઇને એમનામાના કાઉન્ટ જૉન્સ્ટર્જનાએ પોતાના એ અભિપ્રાયને નિમ્ન કોચભાવથી વ્યક્ત પણ કરી બતાવ્યો છે તે અભિપ્રાય એ છે કે "જેને અરબી ભાષામાં 'અલફ લયલા વ લયલા' તથા

અન્ય ભાષાઓમાં ' અરેબિયન્ નાઇટ્સ્ ' નામથી ઓળખવામાં આવે છે તે કથાગ્રંથનું સંસ્કૃત નામ ' બૃહત્કથા ' છે. પ્રાચ્યવિદ્યા-વિશારદોએ એ ' અરેબિયન્ નાઇટ્સ ' નામક ગ્રંથના સંબંધમાં એ વાર્તાને સપ્રમાણ સિદ્ધ કરી બતાવી છે કે એ ગ્રંથનો જન્મ સંસ્કૃત કથાસાહિત્યમાંથી જ થયેલો છે, અને એ સંસ્કૃત કથાસાહિત્યને ઈરાન તથા અરબસ્તાન આદિક દેશોમાં કેવી રીતે લઇ જવામાં આવ્યું હતું તેમ જ એ સાહિત્યને તે દેશોમાં લઇ જનાર કોણ હતા, એના જેટલાં જોઇએ તેટલાં ઐતિહાસિક પ્રમાણો આપણી પાસે વિદ્યમાન છે. પરંતુ એ બાહ્ય પ્રમાણો ઉપરાન્ત વળી આભ્યંતર પ્રમાણોદ્વારા પણ એ વસ્તુસ્થિતિને સિદ્ધ કરી શકાય તેમ છે કે આવા પ્રકારના વાઙ્મયના નિર્માણની દિશા સમસ્ત સંસારને કેવળ ભારતીય હિન્દુઓએ જ દર્શાવેલી છે એટલે જો એ વિષયના ગુરુ તરીકેનું માન ભારતીય હિન્દુઓને જ મળતું રહે, તો તે સર્વથા સ્વાભાવિક ઘટના છે. પોતાની વિકારવશતા, પોતાની ઉત્તમ સ્થિતિ, પોતાની વર્તમાનકાલિક વૈભવશાલિતા તેમ જ પોતાની વિદ્યા તથા લક્ષ્મી આદિના ગર્વ કિંવા મદ અને ભારતીય હિન્દુઓની દુર્દશા તથા અધોગતિના પ્રાબલ્યથી જો કોઇ પણ વ્યક્તિ એ સત્ય વાર્તાને છુપાવવાનો તેમ જ પોતાના જ્ઞાનની પતાકા તથા પોતાની સંસ્કૃતિની દીપિકાને જ સમસ્ત વિશ્વમાં નચાવવાનો પ્રયત્ન કરતી હોય, તો પ્રત્યક્ષ પ્રમાણ સમક્ષ તેનો એ દંભ કદાપિ ટકી શકે તેમ છે જ નહિ અને તેથી તે વ્યક્તિનો એ સત્યને છુપાવવાનો પ્રયત્ન કદાપિ સફળ થાય, એ ઘટના જ સર્વથા અસંભવનીય છે ' અરેબિયન્ નાઇટ્સ્ ' માં તિતવી નામક પક્ષીઓના જોડાની કથા કથાયેલી છે તે કથાના અસ્તિત્વથી આ વિધાનને કલ્પનાતીત પુષ્ટિ મળી જાય છે, કારણ કે, એ પક્ષીનું જે નામ ' અરેબિયન્ નાઇટ્સ્ 'માંની એ કથામાં આપવામાં આવ્યું છે તે નામ ' તિતવી ' છે; પરંતુ એ શબ્દ અરબી ભાષાના કયા ધાતુમાંથી આવેલો છે, વ્યાકરણના કયા નિય-

મથી સિદ્ધ થયેલો છે અને એની વાસ્તવિક વ્યુત્પત્તિ શી છે એનો કશો પ સંતોષકારક નિર્ણય અદ્યાપિ કોઇથી પણ કરી શકાયો નથી અને ભવિષ્યમાં કરી શકાય એવી સંભાવના પણ નથી. પરંતુ સદ્દષ્ટિથી અવલોકન કરવામાં આવે, તો સંસ્કૃત ભાષાના 'ટિટ્ટિભી' શબ્દ સાથે એ શબ્દનું સંપૂર્ણ સામ્ય દેખાઇ આવે તેમ છે; કારણ કે, અરબી ભાષામાં ટ, ઠ, ડ, ઢ અને ણ તેમ જ 'ભ' એ સર્વ અક્ષરોનો અભાવ હોવાથી અને ફારસી ભાષામાં પણ એ અક્ષરો અવિદ્યમાન હોવાથી એ શબ્દનું અરબી સ્વરૂપ સ્વાભાવિક જ 'તિતવી' થઇ ગયું છે. 'ટિટ્ટિભી' શબ્દ 'ટિટ્ટિભ' શબ્દના સ્ત્રીલિંગનું પ્રભિન્ન સ્વરૂપ છે, એ સંસ્કૃતના જ્ઞાતાઓને નવીનતાથી જણાવવાની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી, અને હોઇ શકે તેમ પણ નથી. બંગાલી ભાષામાં એ વિશિષ્ટ જાતિના પક્ષીને 'ટિટિવ' અને હિન્દુસ્થાની કિંવા હિન્દી ભાષામાં 'ટિટિહી' નામથી ઓળખવામાં આવે છે; અર્થાત્ એ પણ સંસ્કૃત 'ટિટ્ટિભ'ના જ અપભ્રંશો છે. ગુજરાતી ભાષામાં એ વિશિષ્ટ જાતિના પુરુષ પક્ષીને 'ટિટોડો' અને સ્રીપક્ષિણીને 'ટિટોડી' નામથી ઓળખવામાં આવે છે, એ તો સર્વવિદિત વાર્તા છે હવે જો આપણે 'કલાલ' તથા 'દમ્ન' એ નામોપ્રતિ દૃષ્ટિપાત કરીએ, તો એ નામોનું પણ સંસ્કૃત ભાષાનાં નામો સાથે પર્યાપ્ત સામ્ય દેખાઇ આવે છે 'પંચતંત્ર માંની એક કથામાં એક વૃષભ (બળદ)ને 'સંજીવક' નામથી ઓળખાવવામાં આવ્યો છે અને અરબી ભાષામાં તેનું નામ 'શન્ઝેબેહ' આપવામાં આવ્યું છે. એ જ પ્રમાણે સંસ્કૃતમાં કોલ્લાના જે કરટક તથા દમનક આદિક નામો આપાયલાં છે તેમનાં જ કલાલ તથા દમ્ન એ અરબી રૂપાન્તરો છે, એ તત્કાળ દેખાઇ આવે છે એટલે એના વિશેષ વિવેચનની આવશ્યકતા રહેતી જ નથી. એ જ પ્રમાણે 'અહમક અને પરીબાનૂ' શીર્ષક કથામાં પણ ભારતીય હિન્દુ મૌલિકતા તત્કાળ પ્રકાશિત થઇ જાય છે; કારણ

કે 'પરીમાનુ ' એ શબ્દ સંસ્કૃત 'પરિભાનુ' શબ્દનો જ અપભ્રંશ છે શાહજાદા હુસેન અને નૂરુન્નિહારની કથામાં એક એવા પ્રકારની શર્ત કરવામાં આવી હતી કે જો શાહજાદો હુસેન તે સમય પર્યન્ત કોઇના પણ જાણવા તેમ જ માનવામાં ન આવેલી કોઇ અપૂર્વ અદ્ભુત વસ્તુને લાવી બતાવે તો જ શાહજાદી નૂરુન્નિહાર તેને પોતાના પતિ તરીકે સ્વીકારે અર્થાત્ એવી અપૂર્વ અદ્ભુત વસ્તુની પ્રાપ્તિમાટે આ વિશાળ વિશ્વમાં ભટકતો ભટકતો શાહજાદો હુસેન એક અત્યંત ધનાઢ્ય તથા વૈભવસ્વરૂપ ' બિસ્નાગર ' નામક નગરમાં અચાનક આવી પહોંચ્યો હતો એવો પ્રસંગ એ કથામાં વર્ણવાયલો છે, એટલે એ કથામાંની 'બિસ્નાગર' નામક નગરી હિન્દુસ્થાનમાંની નથી એમ કોઇથી પણ કહી શકાય એ વાતો સર્વથા અશક્ય તથા અસંભવનીય છે

ડેસ્લોંગ્શૅમ્પ્સ નામક એક પાશ્ચાત્ય પંડિતનો આ વિષયના સંબંધમાં એવો અભિપ્રાય છે કે 'સિન્દબાદ નામક નાવિક કિંવા સાગરપ્રવાસીની જે કથા 'અરેબિયન નાઇટ્સ'માં આપવામાં આવી છે તે કથા તો જાણે એક સંસ્કૃત કથાનું જ રૂપાન્તર છે અને તે ઉપરાંત આ ત્રણ કથાઓ પણ મૂળ સંસ્કૃતમાંથી જ આવેલી હોવી જોઇએ એવી મારી દૃઢ માન્યતા છે તે ત્રણ કથાઓ આ છે (૧) અરબનો શાહ તેનો શાહજાદો તથા સાત ખુશામદીયા વજીરોની કથા (૨) હિબ્રુ ભાષાની સેંડેબારની અદ્ભુત કથા અને (૩) ગ્રીક ભાષામાંની સિન્ટીપાસની કલ્પિત કથા સંસ્કૃત ભાષાની અન્ય કથાઓના આધારે રોમન ભાષામાં રચાયલે 'સપ્ત સાધુ' નામક કથા ગ્રંથ ત્રણ શતાબ્દિ જેટલા દીર્ઘ સમય પર્યંત રોમમાં પોતાની લોકપ્રિયતાને સુરક્ષિત રાખી શક્યો હતો

અધ્યાપક વિલ્સન મહાશયે એના સંબંધમાં એવો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે કે 'બ્રિટિશ મ્યુઝિયમમાં સેંડેબારની કથાના પુસ્તકની એક હસ્તલિખિત પ્રત મારા જોવામાં આવી હતી અને

તેમા લૅટિન ભાષામા લખાયેલાં જે ટિપ્પણો આપવામા આવ્યા હતા તેમા એવો સ્પષ્ટ ઉલ્લેખ કરવામા આવ્યો હતો કે “ આ પુસ્તક અરબી અથવા ઈરાની એ બે ભાષાઓમાની કોઇ પણ એક ભાષામાથી હિબ્રુ ભાષામાં રૂપાન્તરિત કરાયુ છે, પરંતુ જ્યારે આ પુસ્તક અરબી અથવા ઈરાની ભાષામા લખવામા આવ્યુ હતુ ત્યારે એ-માટે સસ્કૃત ભાષાના કોઇ એક પુસ્તકનો આધાર લેવામા આવ્યો હતો, એ આ પુસ્તકની સક્ષિપ્ત પૂર્વપીઠિકા છે ” અર્થાત્ એ કથા મૂળ સસ્કૃત ભાષામાથી જ યૂરોપની તેમ જ અરબસ્તાન તથા ઈરાનની ભાષાઓમા આવેલી છે ”

મસૂદી નામક વિખ્યાત અરબી લેખકે પોતાના ‘ મીરાતુલ જહબ ’ નામક અરબી ભાષાના ગ્રથમાના એક અધ્યાય (બાબ)ને આદિથી અત પર્યન્ત ભારતવર્ષના પ્રાચીન ગલ્પકર્તાઓના વૃત્તાન્તોના ચરણોમા સર્વથા સ્વતત્રતાપૂર્વક સમર્પી દીધો છે અને તે અધ્યાયમા એક સ્થળે તેણે એવુ સ્પષ્ટ વિધાન કરેલુ છે કે “કુરુશ રાજાનો સમકાલિક સિન્દબાદ નામક હિન્દુ એક તત્ત્વજ્ઞાની હતો અને તેણે સાત વજીર અધ્યાપક, રાજપુત્ર તથા રાણી’ એ નામના એક ગ્રથની રચના કરી હતી એટલે એના આધારે જ સિન્દબાદ દરિયાવર્દી (ખલાસી)ની કથા અરબી ભાષામા લખાયલી હોવી જોઇએ ”

અધ્યાપક વિલ્સન મહાશયે ‘ સિન્ડીપાસ ’ અથવા ‘ સાત ડાહ્યાની કથાઓ ’ નામક ગ્રથનુ મનોરજક વિવરણ કરીને એ કથાઓને હિન્દુઓની મસ્તિષ્કરૂપ રત્નખનિયોમાથી નીકળેલી કથાઓ તરીકે નિર્વિવાદ સિદ્ધ કરી બતાવી છે, માત્ર એટલુ જ નહિ, પણ ગ્રીક કવિ હોમરના ‘ ઑડેસી ’ નામક મહાકાવ્યમા ‘ કથાસરિત્સાગર ’ માની એક કથાના ચમકતા ચિહ્નો આપણને સ્પષ્ટ સ્વરૂપમા દેખાડી દીધા છે સર જૉન માલ્કમ મહાશયે આ વિષયના સબધમાં કોઇ પણ પ્રકારના સકોચ વિના પોતાના એ અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો છે કે ‘ પ્રાચ્ય રાષ્ટ્રમા જેમના નામો પોતાના બુદ્ધિપ્ર-

ર્યના યોગે સર્વ જનોના મુખોમા રમી રહેલા છે તેવા ભારતીય હિન્દુ કવિજનોએ નીતિબોધાત્મિક કલ્પિત કથાઓના નિર્માણુમા પોતાના સમગ્ર બુદ્ધિભંડારનો વ્યય કરી નાખ્યો છે અને જે નીતિતત્ત્વોને પુરસ્કારવાની તેમની ઇચ્છા હતી તેમના સૌન્દર્યમા વૃદ્ધિ કરીને તેમના સબંધમા એવા તો સુદરતમ ગ્રથો રચી નાખ્યા છે કે વિશ્વમાંના પ્રત્યેક દેશના ગ્રંથસગ્રહાલયોમા તે ગ્રથોનો પ્રવેશ થઈ ગયો છે અને તે ગ્રથો પોતાના ગુણગૌરવના યોગે પ્રત્યેક દેશમા ઉચ્ચ આસનને મેળવી શક્યા છે ”

જેવી રીતે સુવર્ણકાર ( સોની ) આપણા શ્રવણોને વીંધે છે ત્યાર આપણે મોઢામાથી હૂ કે ચૂ કાઇ પણ ન કરતાં સપૂર્ણ મૌનને ધારણ કરીને તે કાન વીંધવાના કષ્ટને સહન કરી લઇએ છીએ કારણ કે, જ્યા પારકી માના જણ્યા કાન વીંધવાને આવ્યા હોય ત્યા રાઇ બોની શકાય જ નહિ, એ નિયમ થઇ ગયો છે એ જ પ્રમાણે જ્યારે આપણી પોતાની વસ્તુઓની શ્રેષ્ઠતાના સબંધમા પાશ્ચાત્ય ગૌરાગ ગ્રથકાર પડિતોના પ્રમાણરૂપ વિધાનો તથા ઉલ્લેખો આપણા જોવા તથા સાભળવામા આવી જાય છે એટલે એ પારકી માના જણ્યા પડિતોના પ્રમાણોના દર્શનથી આપણામાના આત્મનિન્દકો તથા આત્મવચકોના મુખ તો અવશ્ય બંધ થઇ જાય છે અને જેમનાં હૃદયો સ્વાત્માભિમાનશૂન્ય થઇ ગયેલા હોય છે તેઓ જો કાંઇક પણ સહૃદય હોય તો તેમના હૃદયોમાં આત્માભિમાનની જ્યોતિને પુનરપિ જાગરુક કરી દેવામાટે પણ એ પરકીય જનોનાં પ્રમાણો અત્યત ઉપયોગી થઇ પડે છે આ સર્વ લાભોનો સપૂર્ણ વિચાર કરીને જ અમોએ હેતુપૂર્વક આ માર્ગનો સ્વીકાર કરેલો છે અને એ માર્ગના સ્વીકારથી તુચ્છિજ્ઞતાને સ્વીકારવાનો દોષ અલ્પ સ્વલ્પ પરિમાણમા અમારા શિર પર આવી શકે તેમ છે, એ વાતને પણ અમો સારી રીતે જાણીએ છીએ, છતાં પણ અમો એ માર્ગને સ્વીકારવાને કટિબદ્ધ થઇ ગયા છીએ તેનું કારણ એ છે કે જેવી રીતે ભયંકર દુષ્કાળના

મરણ સમયમાં જ્યારે જીવનના વિનાશનો અવસર ભયાનક સ્વરૂપમાં આપણા નેત્રો સમક્ષ દંડાયમાન થઇ જાય છે તે વેળાયે નિત્યના સર્વ નીતિનિયમો તથા આચારવિચારોને સામયિક તિલાંજલિ સમર્પી દઇને સર્વથી પ્રથમ આત્મરક્ષાને જ મહત્તા સમર્પવી પડે છે અને આત્મરક્ષામાટે ઉચ્છિષ્ટ અન્ન કિંવા માંસનું ભક્ષણ પણ કરી લેવું પડે છે તેવી જ રીતે અત્યારે આપણા આત્માભિમાન તથા આપણી આત્મનિષ્ઠાના પ્રાણોત્ક્રમણનો અવસર આપણા સમક્ષ વિદ્યમાન હોવાથી જો ઉપર્યુક્ત પરકીય જનોનાં પ્રમાણોના યોગે આપણા એ આત્માભિમાન તથા આપણી એ આત્મનિષ્ઠાને પુનરપિ શુદ્ધિમાં લાવી શકાય તેમ હોય, તો એ પરિણામની મહત્તા સાથે સરખાવતા એ ઉચ્છિષ્ટાન્નસેવનનો દોષ અમોને ગુણરૂપમાં જ દૃષ્ટિગોચર થતો રહે એ સર્વથા સ્વાભાવિક છે આ આશયને અનુસરીને ઉપર પાશ્ચાત્ય ગ્રંથકારો તથા વિદ્વાનોના વિધાનોના વિપુલસંખ્ય અવતરણો આપવામાં આવ્યા છે અર્થાત્ વાઙ્મયવૃક્ષની એ નીતિબોધાત્મક કથારૂપિણી શાખાને પણ આપણા પ્રાચીન પૂર્વજોએ પોતાની બુદ્ધિના બળથી ઉત્કર્ષની કેટલી અકલ્પનીય સીમા પર્યન્ત પહોંચાડી દીધી છે અને કથાસાહિત્યની કેટલી કલ્પનાતીત સેવા કરી બતાવી છે એ વાર્તા કિંવા વસ્તુસ્થિતિ આ પ્રમાણોના યોગે અત્યંત સ્પષ્ટ સ્વરૂપમાં આપણા જાણવામાં આવી જાય તેમ છે પ્રાચીનતમ હિન્દુ ભારત વિના અન્ય કોઇ પણ પ્રાચીન, તથા અર્વાચીન, એશિયાટિક અથવા યૂરોપીયન્ રાષ્ટ્રે કોઇ પણ સમયમાં આવા પ્રકારના બુદ્ધિકૌશલ્ય, રચનાનૈપુણ્ય, ઉપદેશલાલસા તથા નીતિપ્રેમનું અનેક ગ્રંથોની રચનાદ્વારા પ્રગલ્ભ પ્રદર્શન કરી બતાવ્યું હોય એવું એક પણ ઉદાહરણ ક્યાંઇથી રજૂ કરી શકાય તેમ નથી, અને તેથીજ અધ્યાપક હીરન જેવા પાશ્ચાત્ય પંડિતના મુખમાંથી એવા ઉદ્ગારો સ્વયમેવ નીકળી ગયા છે કે "હિન્દુઓનાં કાવ્યોમાં નીતિનું જેવું ઉત્તમ તથા મનોરંજક શિક્ષણ અપાયનું છે તેવું નીતિનું ઉત્તમ તથા મનોરંજક શિક્ષણ અપાયનું અન્યત્ર ક્યાં ય આપણા

જોવામા નથી આવી શકતુ આ સસારમાં નવીન નવીન તત્ત્વોનુ શિક્ષણ લેવું અને શિક્ષણ આપવુ એ જ માનવજાતિનુ પ્રધાન તથા પવિત્ર કર્તવ્ય છે અને એ જ આપણી સમસ્તજીવનવ્યાપિની ઇતિકર્તવ્યતા છે, માત્ર એટલુ જ નહિ પણ આપણા ઐહિક જીવનનુ એ જ રહસ્ય છે અને એ રહસ્યને ભારતવાસી હિન્દુઓ જેવા સ્વરૂપમા ઓળખી શકયા છે તેવા સ્વરૂપમા અન્ય કોઇ પણ દેશના તથા અન્ય કોઇ પણ જાતિના લોકો અત્યાર સૂધી તો નથી જ ઓળખી શકયા ! "

અસ્તુ ત્યારે ચાલો પ્રજ્ઞાશીલ પાઠકો તથા પાઠિકાઓ હવે આપણે નીતિબોધાત્મિકા કથાઓના આટલા અવલોકનને જ પર્યાપ્ત માની લઇને આપણા પ્રાચીન પુરાણોની પણ પ્રસગ અનુસાર પર્યાલોચના, પૃચ્છા કિવા પરીક્ષા કરી લઇએ

---

# પ્રકરણ ૧૪ મું

## હિન્દુ વાઙ્મયવૃક્ષ અને તેની ભિન્ન ભિન્ન શાખાઓ

### ૬ હિન્દુઓનાં પ્રાચીન પુરાણ

વેદોત્તરકાલિક વાઙ્મયસામ્રાજ્યના અત્યંત વિશાળ ભૂમિભાગમા જો કોઇ પણ સાહિત્યે પોતાના અચલ અધિકારને સ્થાપી દીધો હોય, તો તે હિન્દુજાતિનુ પ્રાચીન પૌરાણિક સાહિત્ય છે. એ પૌરાણિક સાહિત્યની જે વિશિષ્ટતા છે તે એ કે એમાં એક જ વિષય નથી ચર્ચાયો, કિન્તુ અનેક અથવા નાનાવિધ વિષયો વિસ્તારપૂર્વક ચર્ચાયલા છે ધાર્મિક વિષયોને ચર્ચવામાં હિન્દુઓના પુરાણોએ અત્યાર સુધીમા અદ્વિતીય કાર્ય કરી બતાવ્યું છે ઇશ્વરનું અસ્તિત્વ, ઇશ્વરની ઉત્પત્તિ, ઇશ્વરના ભિન્ન ભિન્ન અવતારો, સૃષ્ટિની ઉત્પત્તિ, નીતિબોધચર્ચા અને ધાર્મિક પ્રવચન આદિક વિષયોના પુરાણોમા વિસ્તૃત વિવેચનો કરવામા આવ્યા છે હિન્દુ લોકો પુરાણોને અર્ધ પરિમાણમા ધાર્મિક ગ્રંથો તરીકે માને છે, પરંતુ જો વાસ્તવિકતાથી જોવામા આવે તો આપણું એ પુરાણોને આપણે ' સંસ્કૃત જ્ઞાનકોષ નામથી જ ઓળખવા જોઇએ, કારણ કે, પરમેશ્વરસ્વરૂપજ્ઞાન, પ્રાચીન કથા, ઇતિહાસ, યુદ્ધનીતિ, રાજનીતિ, તત્ત્વજ્ઞાન, ભૌતિક શાસ્ત્રો ( વિજ્ઞાન ) તથા કલા આદિક અનેક ભિન્ન ભિન્ન વિષયોનું સુબોધ તથા રમિક ભાષામા પુરાણોમાં પૂર્ણ પ્રતિપાદન કરવામાં આવ્યુ છે આવી રીતે પુરાણોમાં આ સર્વ વિષયો ગંભીર સ્વરૂપમા ચર્ચાયલા હોવા છતા પણ એ વાર્તાને આપણે અવશ્ય સ્મરણમા રાખી લેવાની છે કે પુરાણો મહત્ત્વયુક્ત હોવા છતા પણ પુરાણોને આપણાથી વેદો જેટલું મહત્ત્વ તો કદાપિ સમર્પી શકાય તેમ નથી આવી રીતે પુરાણોની મહત્તા વેદોની મહત્તા કરતાં ઓછી હોવા છતા પણ સંકટના સમયમાં એ પુન-

ધોએ જ વેદોની મહત્તાને સુરક્ષિત રાખી બતાવી છે એ સત્યને પણ આપણે કદાપિ વિસારી દેવાનું નથી જે વેળાયે આર્યજાતિની અવનતિના કાળના આગમનનો આરંભ થઇ ગયો હતો. આર્યોની પ્રાચીનકાલિક ઉદાત્ત કલ્પનાઓ, બળવતી તથા તેજસ્વિની પ્રાર્થનાઓ અને તેમના અત્યંત તેજસ્વિ અંતઃકરણોમાં સર્વ વિષયોના સંબંધમાં ઉદ્ભવતી કલ્પનાતીત કલ્પનાઓ તથા વિચારણાઓ જેમ જેમ અસ્તંગત થવા લાગી હતી તેમ જ તેમનો બલાઢ્ય પ્રવાહ ઓસરવાની અણીપર આવતા મંદ તથા શિથિલ થવા લાગ્યો હતો, અર્થાત્ આડંબરશૂન્ય સરલ જીવન તથા વિશાલ વિચારસરણી એ હિન્દુજાતિના જીવનક્રમમાના મનોધર્મનો જ્યારે લગભગ લોપ જ થઇ ગયો હતો તે સમયમા હિન્દુઓ પુરાણોને જ વિશેષ મહત્ત્વ સમર્પવા લાગ્યા હતા. વેદ તથા ઉપનિષદ્ આદિક દિવ્ય જ્ઞાનખનિમાથી અમૂલ્ય વિચારરત્નોને ખણી કાઢવાની શક્તિ હિન્દુઓમા જેમ જેમ ઓછી થતી ગઇ તેમ તેમ એ 'પુરાણ' નામક જ્ઞાનકોષ ઉપર મુખ્ય આધાર રાખવાની પ્રવૃત્તિ હિન્દુઓને સ્વાભાવિક જ ઇષ્ટતર દેખાવી લાગી ત્યારપછી કાલાંતરે જ્યારે સ્વતન્ત્ર સ્ફુર્તિથી ગ્રંથો રચવાની તેમ જ મૌલિક જ્ઞાનનિધાનને અવલોકવાની શક્તિથી હિન્દુઓ, અનેક પ્રકારના બાહ્ય તથા આભ્યન્તર કારણોથી, વંચિત થઇ ગયા એટલે પછી પુરાણોએ જ વૈદિક ધર્મના રહસ્યના સ્વરૂપને ધારણ કરી લીધુ અર્થાત્ વેદોના દેવદેવીઓ વિસ્મરણના અર્ણવમા નિમજ્જિત થવા લાગ્યા અને પુરાણોમા નવીન દેવો તથા દેવીઓનો, આવા અવસરોમાં જેમ થાય છે તેમ, સ્વાભાવિક પ્રવેશ થવા લાગ્યો, અર્થાત્ એ નવીન દેવો તથા દેવીઓની ઉત્પત્તિ, અન્યોન્ય શ્રેષ્ઠતા, તેમના વર્ગીકરણ તથા તેમની પ્રસન્નાપ્રસન્નતા ઇત્યાદિ વિષયો તેમ જ વ્રતો, વૈકલ્યો, નિયમધર્મ, યાત્રા તથા ઉત્સવ આદિને અત્યંત મહત્ત્વ અપાઇ જવાથી જે સત્ય ધર્મ હતો તે કાઇક પાછળ પડી ગયો, ભાવરૂપ, ભગવત્પ્રીતી તથા આચારવિશિષ્ટ, આચારપ્રધાન ને

કર્મકાંડાત્મક ધર્મે મૂળના આધ્યાત્મિક તથા શાસ્ત્રશુદ્ધ વૈદિક ધર્મને પાછળ પાડી દઇને સર્વત્ર પોતાના જ અધિકારને સ્થાપી દીધો. સમાજશાસ્ત્ર, પૌરાણિક કથા અને ઇશ્વરસ્વરૂપવિષયક જ્ઞાન ઇત્યાદિ પ્રકારો વડે રચાયલા પુરાણોને જોતાં જાણે તે એક અનેકરંગી વસ્ત્રોના થીગડાં મારીને તૈયાર કરાયલી એક ગોદડી જ હોયનીં! એવો જ કોઇ કોઇવાર જોનારને ભાસ થઇ જાય છે.

જે વેળાયે પરરાષ્ટ્રોમાના વિધર્મી લોકોના ટોળાંએ ભારતવર્ષ ઉપર આક્રમણો કરવાના પોતાના લુંટાકવ્યવસાયને આરંભી દીધો એટલે એ ભયાનક પરિસ્થિતિના દર્શનથી તે કાળના ભારતીય હિન્દુ નેતા પુરુષોને એમ ભાસવા લાગ્યું કે "અત્યારની આ પરિસ્થિતિમાં આપણાથી આપણી ધાર્મિક ક્રિયાઓ કરી શકાય એ વાર્તા અશક્ય છે' અર્થાત્ વેદો તથા ઉપનિષદો આદિક જ્ઞાનના ભંડારોનો લોપ થઇ જશે, અધર્મનો પ્રચાર વધી જશે; સમસ્ત રાષ્ટ્રમાં ક્ષાત્ર ધર્મને સ્વીકારી લેવાનો અવસર આવી લાગતા દેવો તથા દેવીઓની પૂજા તથા અર્ચા યથાવિધિ નહિ જ થાય અને સર્વત્ર અધાર્મિકતા વ્યાપી જશે; સારાંશ કે, આ સર્વ કારણોથી થનારા ઇશ્વરના કોપને ટાળી દેવાના તેમ જ અપૌરુષેય વેદ તથા પરંપરાગત સંચિત થયેલા બ્રહ્મજ્ઞાનને સુરક્ષિત રાખવાના કાર્યને હિન્દુ સમાજે બ્રાહ્મણવર્ગના હસ્તમાં સમર્પી દીધું આ કાર્ય અતિશય ભયંકર, પરિશ્રમજન્ય, બૌદ્ધિક તથા દૃઢનિશ્ચયયુક્ત હોવાથી આ કાર્યના ભારને પોતાના મસ્તક પર ધારી લેવાની હિમ્મત જો બ્રાહ્મણો વિના અન્ય કોઇ પણ વર્ણના લોકો ન દર્શાવી શક્યા હોય, તો એ ઘટના સર્વથા સ્વાભાવિક જ હતી; કારણ કે, અમુક કાર્યના ભારને તે કાર્યના રૂપ તથા રંગ અનુસાર પોતાના મસ્તક પર ધારણ કરનાર મનુષ્ય કિંવા મનુષ્યોના સમુદાયમા તે કાર્યના પોષક તથા સિદ્ધિસમર્પક ગુણોની સર્વથી પ્રથમ આવશ્યકતા રહેલી હોય છે. અર્થાત્ તે ગુણોને બ્રાહ્મણવર્ગમાં વિસ્તરેલા જોઇ લીધા વિના જ અન્ય વર્ણના લોકો આ

ધર્મરક્ષાનો એ ભાર બ્રાહ્મણવર્ગના શિરપર સ્થાપી દીધો હતો, એમ તો કોઇથી કદાપિ ના ગમાય તેમ છે જ નહિ ભારતીય બ્રાહ્મણોએ પોતાને સોપાયના એ ધર્મરક્ષારૂપ કાર્યને અત્યંત ઉત્તમ સ્વરૂપમા સિદ્ધ કરી બતાવ્યુ હતુ અને તેથી આજે સમસ્ત સંસાર ભારતીય બ્રાહ્મણસમાજને એકવાક્યતા તથા અંતઃકરણપૂર્વક કોટિ કોટિ ધન્યવાદો અર્પણ કરતો છે આપણો અત્યંત પ્રાચીન સનાતન વૈદિક હિંદુધર્મ આપણા સમસ્ત ધર્મગ્રંથો તથા તત્ત્વજ્ઞાનના ગ્રંથો સહિત એ બ્રાહ્મણો અથવા પરમપૂજ્ય ભૂદેવોના અવિશ્રાન્ત પરિશ્રમથી જ આજની ઘડિએ પર્યન્ત પોતાના અસ્તિત્વને અવિચલ રાખી શક્યા છે અને અન્ય દેશોના વિવિધ ધર્મપ્રવર્તકોને સ્ફૂર્તિ અર્પણ કરીને વિશ્વમાં નવીન જ્ઞાનની અભિવૃદ્ધિ કરી રહ્યા છે વિશ્વવાસિની જનતાએ જો કે નવીન ધર્મોની સંસ્થાપનાના રૂપે ભિન્ન ભિન્ન પ્રકારે પોતાની મનશુદ્ધિ કરેલી છે છતા પણ સમસ્ત વિશ્વના અર્ધભાગ જેટલા માનવસમાજના મોક્ષમાર્ગ તરીકે અવિચલ રહીને સનાતન વૈદિક હિન્દુધર્મ આજે પણ જગદ્‌ગુરુના ઉચ્ચતમ તથા શ્રેષ્ઠતમ આસન પર વિરાજીને સમસ્ત સંસારને તત્ત્વજ્ઞાનના પાઠ પઢાવી રહ્યા છે હે સનાતન વૈદિક હિન્દુધર્મ ! તને કોટિ કોટિ વાર ધન્યવાદ હો અને તારો અખંડ જયજયકાર હો ! ! કાલચક્રના અસંખ્ય પરિભ્રમણોમા સપડાઇ જવાના અપરિમિત અવસર પ્રાપ્ત થયા છતા તેમાથી મુક્ત થઇને તુ પોતાના મૂળ સ્વરૂપને આટલા વિશાળ પરિમાણમા વિશુદ્ધ તથા તેજોમય કેવી રીતે રાખી શક્યો છે એ આજે સંસારમાટે અનિર્વચનીય આશ્ચર્યનો વિષય થઇ પડયા છે પરંતુ જો નિષ્પક્ષપાતના તથા સત્યપ્રિયતા દૃષ્ટિથી જોવામા આવે તો એ બ્રાહ્મણકુલોત્પન્નના નિઃસ્પૃહ પરિશ્રમ આત્મવિશ્વાસ ધર્મશ્રદ્ધા તથા શુચિર્ભૂતતા આદિક અદ્‌ભુત ગુણગણોએ જ તારા દિવ્ય ગૌરવને અખંડ, અસાધ્ય અજર તથા અમર રાખી શકાયુ છે અને ભવિષ્યમા પણ એ પરમપૂજ્ય બ્રાહ્મણોના આત્મબળ તથા

ધર્મશ્રદ્ધા નામક ગુણોના યોગે જ તારી રક્ષા થવાની છે, એમા કોઇ પણ પ્રકારનો મંશય છે પણ નહિ અને હોવાનો મંભવ પણ નથી. આવા ગુણગૌરવાન્વિત ભારતીય ભૂદેવોને જો ભારતવર્ષના અન્ય વર્ણોના હિન્દુઓ પોતાના પરમપૂજ્ય ગુરુદેવ તરીકે સ્વીકારીને દેવ તરીકે પૂજતા હોય, તો તેમા આશ્ચર્ય જેવુ છે જ શું વારુ ? પરંતુ મનુષ્ય જ્યાંસુધી આ મર્ત્યભૂમિમાથા પરલોકના માર્ગમાં પ્રયાણ નથી કરતો ત્યાંસુધી તેનામા અખંડ દેવત્વનો આવિર્ભાવ નથી થઇ શકતો. એ ન્યાય અનુસાર એક સમયમા જે પરમપુણ્યશાળી, પુણ્યશ્લોક બ્રાહ્મણોએ સનાતન વૈદિક હિન્દુધર્મ તથા હિન્દુતત્ત્વજ્ઞાનની આવી અપૂર્વ રક્ષા કરી બતાવી હતી અને એ માર્ગની અગ્રગણ્ય પૂજ્યતાને પ્રાપ્ત કરી લીધી હતી તે જ મહાતેજસ્વી, તીવ્ર તપોનિષ્ઠ, અખંડ આત્મશ્રદ્ધ તથા સ્વાધ્યાયરત બ્રાહ્મણોના ઉપરિ નિર્દિષ્ટ ગુણોનો કાલાન્તરે લોપ થવા લાગ્યો, તેમનામા સ્વાર્થનો પ્રભાવ વધવા લાગ્યો અને સ્વાર્થ તથા પરાર્થ પૂર્વ તથા પશ્ચિમ પ્રમાણે એકબીજાથી સર્વથા ભિન્ન તથા દૂરગામી પદાર્થ હોવાથી સ્વાર્થનો ઉત્કર્ષ થતાંની સાથે જ પરાર્થ પલાયન કરી ગયો અને પરાર્થના પલાયન સાથે તેના અનુષંગી દૈવી તથા સાત્ત્વિક ગુણો પણ બહુધા અસ્તંગત થઇ ગયા. છતા ચમત્કાર એવો થયો કે બ્રાહ્મણોના ગુણો આવી રીતે નષ્ટ થઇ જવા છતાં પણ બ્રાહ્મણોની હિન્દુસમાજમા જે પ્રભા, ગુરુતા, પૂજ્યતા તથા સત્તા હતી તે તો જેમની તેમ જ અવિચલ રહી ગઇ, અને તેના યોગે બ્રાહ્મણોના હૃદયોમા સ્વાર્થની ઉત્તરોત્તર અપરિમિત પરિમાણમા વૃદ્ધિ થતા બ્રાહ્મણોએ ઇતર વર્ણના લોકોની પ્રમાદશીલતા તથા અતિશ્રદ્ધાનો લાભ લઇને બ્રહ્મજ્ઞાનના ભાણ્ડાગાર ઉપર પોતાના સ્વતંત્ર અધિકારને સ્થાપી દીધો માનવસ્વભાવ જ એવા પ્રકારનો છે કે દાન તથા દુઃખ એ બે 'દ'કારો તેને દાનવતુલ્ય દારુણ દેખાયા કરે છે એટલે કે, પોતાના અધિકારમા આવેલી વસ્તુ કોઇને દેવાની તથા દુઃખને ભોગવવાની તેની ઇચ્છા જ નથી થતી તેમા ય વળી બ્રાહ્મ-

જોઈએ તો એ ધર્મ તથા બ્રહ્મજ્ઞાનના અધિકારને પોતાના પરિશ્રમથી પ્રાપ્ત કર્યો હતો અને યત્નપૂર્વક તેને વૃદ્ધિંગત કરી બતાવ્યો હતો એટલે જો એના સંબંધમાં તેમના હૃદયમાં એક પ્રકારની અનન્ય મમતાનો ઉદ્ભવ થાય અને તે મમતાના યોગે એ સંપત્તિ ઉપરના અન્ય કોઇ પણ વર્ણના અધિકારનો તેઓ અસ્વીકાર કરતા રહે, તો એ ઘટનાને કોઇથી અનૈસર્ગિક કહી શકાય તેમ હતું પણ નહિ અને છે પણ નહિ. આવી રીતે ધર્મ તથા તત્ત્વજ્ઞાનનો ભંડાર કેવળ બ્રાહ્મણોના અધિકારમાં રહી જવાનું એક બીજું કારણ એ હતું અને છે કે વેદોના પઠનનું કાર્ય એટલું બધું પરિશ્રમયુક્ત, સહનશીલતાદ્યોતક, ધૈર્યશીલતાવલંબી તથા નિષ્કામાચરણમંડિત છે કે એ કાર્યના સંપાદનમાં જેમની અત્યંત તથા સર્વથા અનિવાર્ય આવશ્યકતા રહ્યા કરે છે તે અવિશ્રાંત પરિશ્રમ, સહિષ્ણુતા, ધૈર્યશીલતા તથા નિષ્કામ આચરણ આદિક ગુણોનો બ્રાહ્મણો વિના અન્ય વર્ણના લોકોમાં સર્વથા અભાવ હોવાથી એ વેદ પઠન તથા કર્મકાંડ આદિક કાર્યો પ્રતિ અન્ય વર્ણના લોકોએ જે ઉદાસીનતા સ્વીકારી હોય, તો તેમની તે ઉદાસીનતા સર્વથા સ્વાભાવિક જ હતી અને સૃષ્ટિના ક્રમને અનુસરનારી જ હતી. હવે અહીં જો કોઇ વ્યક્તિ એવા એક સંશયદર્શક પ્રશ્નને ઉપસ્થિત કરી દે કે: " જ્યારે બ્રાહ્મણોને સર્વ વર્ણોના ગુરુ તરીકે માનવામાં આવતા હતા તો તેમણે ગુરુના હૃદયમાં વસી રહેલા શિષ્ય વિષયક પ્રેમથી પ્રેરાઇને અન્ય વર્ણના લોકોને તેમની પોતાની યાચના વિના જ અધ્યયનના કાર્યમાં પોતાની સાથે રાખવા જોઇતા હતા અને સર્વના જ્ઞાનવિષયક અધિકારને સમકક્ષામાં જ રાખવો જોઇતો હતો; પરંતુ એ કર્તવ્યને તેઓ પૂર્ણ કરી શક્યા ન હોતા, એ વાત ખરી છે કે નહિ વારૂ ? " પરંતુ આ પ્રશ્ન અમોને તો સર્વથા અનુચિત જ દેખાય છે; કારણ કે, " શીખી લ્યો'રે, ભાઇ, શીખી લ્યો ! " એવા પોકારો કરીને લોકોની પૂઠે પડવાથી લોકો શીખવાને તૈયાર નથી થતા અને જે વેળાયે અમુક એક વિશિષ્ટ વર્ણના પુરુષો એ

થઈ હોય અને અત્યારના પુરાતત્ત્વેત્તા તથા ઇતિહાસસંશોધક પંડિતોની માન્યતા અનુસાર એ પુરાણો અન્ય વિદ્વાનોના હસ્તથી જ રચાયા હોય; તો પણ એ પુરાણોના રચયિતાઓએ પોતાથી જેટલા પણ કરી શકાય તેટલા અવિશ્રાંત પરિશ્રમો કરીને પોતાના મતન અભ્યાસ, અનેકવિધ ગ્રંથોના વાચન, પોતાના વિદ્યાવ્યાસંગ તથા એ સર્વના યોગે પોતાને પ્રાપ્ત થયેલા જ્ઞાનના અતિશય ઉત્તમ ભાંડાગારને એ પુરાણોમાં ભરી દીધો છે એ ત્રિકાલાબાધ્ય સત્ય વાતોનો તો પુરાણોના વિરોધીઓથી પણ જ્યા અસ્વીકાર કરી શકાય તેમ નથી ત્યા આપણા જેવા ગુણપૂજકોથી તો એ સત્ય વાતોનો અસ્વીકાર ક્યાંથી જ કરી શકાય વારૂ ? અસ્તુ. ' પુરાણ ' શબ્દનો અર્થ ' ગતકાલ ' અથવા ' ભૂતકાલ ' થાય છે, અર્થાત્ સાર્વજનિક ઉત્સવોના અવસરે એ પુરાણોના પ્રવચન કરવામા આવે અને તેના યોગે સામાન્ય જનતાને સર્વ વિષયોના જ્ઞાનની પ્રાપ્તિ થતી રહે, એ આશયથી જ પુરાણોની રચના કરવામાં આવેલી છે પુરાણોની રચના પદ્યાત્મિકા હોવાથી અલ્પ આયાસથી તેને મુખોદ્ગત કરી શકાય છે અને પૌરાણિક કથાઓનો પૌરાણિકો તથા સામાન્ય જનતાના મુખથી વારવાર ઉચ્ચાર થતો રહેવાથી પુરાણોના યોગે નૈતિક તથા ધાર્મિક ઉપદેશનુ કાર્ય અત્યત સરળ થઈ પડે છે પુરાણોમા સાખ્ય તથા વેદાન્ત એ તત્ત્વજ્ઞાનોનો સંયોગ કરી દઈને વૈદિક ક્રિયાકર્મ અને સનાતનધર્મના નિયમોનો પદ્ધતિપુરસર સંગ્રહ કરવામા આવ્યો છે, એ વાતને પાઠકો તથા પાઠિકાઓએ અહીં અવશ્ય સ્મરણમા રાખી લેવાની છે

બહુદૂરવર્તી પ્રાચીન કાલથી આપણા એ પૌરાણિક ગ્રથોની રચનાનો વ્યવસાય ચાલતો જ રહ્યો છે, અર્થાત્ એ કાર્ય ભિન્નભિન્ન વ્યક્તિયોના હસ્તથી ભિન્નભિન્ન કાલમા સુસંપન્ન થયેલુ છે અને તેથી ભિન્નભિન્ન કાલમાં દેશ તથા કાલની પરિસ્થિતિ અનુસાર જે જે વિચારપરિવર્તનો થતાં રહ્યાં હતા તે સર્વ વિચારો એ પુરાણ

એ ગ્રંથોમાં સ્વાભાવિક અંતર્ભૂત થયેલા આપણા જોવામાં આવી શકે છે. શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, રામાનન્દ સ્વામી, મધ્વાચાર્ય તથા વલ્લભાચાર્ય આદિ આપણા ભિન્નભિન્ન ધર્મપ્રવર્તકોના મતોનો પુરાણોમાં પરિપૂર્ણ સંગ્રહ કરાયેલો છે. પુરાણો તેમનું સામાન્ય સ્વરૂપ સંભાષણાત્મક હોઇને લોમહર્ષણ અથવા રોમહર્ષણ નામક શ્રી વ્યાસમુનિના શિષ્યના પૂછેલા પ્રશ્નોના ઉત્તરો તરીકે લખાયેલા છે. એ પુરાણોના સાત્વિક, રાજસ તથા તામસ એવી રીતે ત્રણ ભાગો પાડી નાખવામાં આવ્યા છે અને એ પ્રત્યેક ભાગમાં વિવક્ષિત પુરાણોને વિશિષ્ટ સ્થાન અપાયેલા છે તે આ પ્રમાણે —

( ૧ ) વિષ્ણુપુરાણ, નારદપુરાણ, ભાગવતપુરાણ, ગરુડપુરાણ, પદ્મપુરાણ તથા વરાહપુરાણ એ ૭ પુરાણોને સાત્વિક પુરાણો તરીકે સ્વીકારવામાં આવે છે, ( ૨ ) બ્રહ્માંડપુરાણ, બ્રૈવર્ત પુરાણ, માર્કંડેયપુરાણ, ભવિષ્યપુરાણ, વામનપુરાણ તથા બ્રહ્મપુરાણ એ ૭ પુરાણોને રાજસ પુરાણો તરીકે માનવામાં આવે છે અને ( ) મત્સ્યપુરાણ, કૂર્મપુરાણ, લિંગપુરાણ, શિવપુરાણ, સ્કંદપુરાણ તથા અગ્નિપુરાણ એ ૭ પુરાણોને તામસ પુરાણો તરીકે અંગીકારવામાં આવે છે. એમનામાંના સાત્વિક પુરાણો વૈષ્ણવ મતાવલંબી છે, રાજસ પુરાણો ગોસ્વામી વલ્લભાચાર્યના મતના પ્રચારક છે અને તામસ પુરાણો શૈવ મતના પ્રતિપાદક છે. અમારે અહીં એ વાર્તાને પણ પ્રકાશિત કરી જ દેવી જોઇએ કે આ સર્વ વ્યાખ્યા અમારી પોતાની નથી, કિન્તુ કેટલાક પુરાણજ્ઞ પંડિતોની છે. અમોને આ વર્ગીકરણ સર્વથા તથા નિર્વિવાદ સ્વરૂપમાં માન્ય નથી. અસ્તુ. ઉપર દર્શાવેલા પ્રધાન ૧૮ પુરાણો ઉપરાંત બીજાં ૧૮ ઉપપુરાણો પણ અસ્તિત્વ ધરાવે છે અને સર્વ પુરાણોના શ્લોકોની સંખ્યા લૌકિક માન્યતા અનુસાર, એક કોટિ જેટલી થવા જાય છે. પરંતુ પ્રત્યક્ષ ગણનાએ તે શ્લોકોની સંખ્યાને ચાર લક્ષ (લાખ)ની લગભગમાં નિર્વિવાદ સિદ્ધ કરી બતાવી છે. એ ૧૮ ઉપપુરાણોના

ગર હોય અને અત્યારના પુરાતત્ત્વવેત્તા તથા ઇતિહાસસંશોધક પંડિતોની માન્યતા અનુસાર એ પુરાણો અન્ય વિદ્વાનોના હસ્તથી જ રચાયા હોય, તો પણ એ પુરાણોના રચયિતાઓએ પોતાથી જેટલા પણ કરી શકાય તેટલા અવિશ્રાંત પરિશ્રમો કરીને પોતાના સતત અભ્યાસ, અનેકવિધ ગ્રંથોના વાચન, પોતાના વિદ્યાભ્યાસ તથા એ સર્વના યોગે પોતાને પ્રાપ્ત થયેલા જ્ઞાનના અતિશય ઉત્તમ ભાંડાગારને એ પુરાણોમાં ભરી દીધો છે એ ત્રિકાલાબાધ્ય સત્ય વાતનો તો પુરાણોના વિરોધીઓથી પણ જ્યાં અસ્વીકાર કરી શકાય તેમ નથી ત્યાં આપણા જેવા ગુણપૂજકોથી તો એ સત્ય વાતનો અસ્વીકાર ક્યાંથી જ કરી શકાય વારુ ? અસ્તુ 'પુરાણ' શબ્દનો અર્થ 'ગતકાલ' અથવા 'ભૂતકાલ' થાય છે, અર્થાત્ સાર્વજનિક ઉત્સવોના અવસરે એ પુરાણોના પ્રવચન કરવામાં આવે અને તેના યોગે સામાન્ય જનતાને સર્વ વિષયોના જ્ઞાનની પ્રાપ્તિ થતી રહે, એ આશયથી જ પુરાણોની રચના કરવામાં આવેલી છે પુરાણોની રચના પદ્યાત્મિકા હોવાથી અલ્પ આયાસથી તેને મુખોદ્ગત કરી શકાય છે અને પૌરાણિક કથાઓનો પૌરાણિકો તથા સામાન્ય જનતાના મુખથી વારંવાર ઉચ્ચાર થતો રહેવાથી પુરાણોના યોગે નૈતિક તથા ધાર્મિક ઉપદેશનું કાર્ય અત્યંત સરળ થઈ પડે છે પુરાણોમાં સાંખ્ય ને વેદાન્ત એ તત્ત્વજ્ઞાનોનો સંયોગ કરી દઈને વૈદિક ક્રિયાકર્મ ને નવધર્મના નિયમોનો પદ્ધતિપુરઃસર સંગ્રહ કરવામાં આવ્યો છે વાતાને પાઠકો તથા પાઠિકાઓએ અહીં અવશ્ય સ્મરણમાં લેવાની છે

નહિ પરંતુ તત્ત્વાર્થી તથા સંશોધક મનુષ્યોથી તો નિમગ્ન પદાર્થોને જુદા પાડીને એમાંથી પણ અનેક પ્રકારના સત્ત્વશાળી મત્યો કિંવા તથ્યોને પ્રાપ્ત કરી શકાય તેમ છે. ભૂતકાળ ઉપર પ્રકાશ પાડવાના એક સુંદર સાધન તથા તે કાળની સર્વ ઘટનાઓના સંગ્રહની દ્રષ્ટિથી તો પુરાણો એટલા બધા ઉપયોગી છે કે એ ઉપયોગિતામાં અન્ય સાહિત્ય-વિભાગોથી પુરાણોની સ્પર્ધા ભાગ્યે જ કરી શકાય તેમ છે જેવી રીતે કોઇ એક કુશળ ચિત્રકાર કુરૂપ મૃત્તિકારાશિને પોતાના કલાકૌશલ્ય વડે અનન્યસુંદર સ્વરૂપ સમર્પી દે છે તે પ્રમાણે જ વિચારશીલ પુરુષોએ એ પુરાણોનો કરી શકાય તેટલો સદુપયોગ કરી લેવાનો છે 'પુરાણ' શબ્દને સાંભળતાની સાથે ઘૃણાને દર્શાવવાથી તથા નાક નેણ જ મોંને મરડવાથી કોઇ પણ પ્રકારનો લાભ થવાની સંભાવના છે જ નહિ કોઇના પણ શિરપર કોઇ પણ પ્રકારના દોષનું આરોપણ કરી દેવું એ પરિશ્રમહીન તથા સુલભ કાર્ય હોવાથી પોતાના પૂર્વજો ઉપર કોઇ પણ વ્યક્તિ કોઇ પણ પ્રકારના આયાસ વિના દોષનો આરોપ કરી શકે તેમ છે, પરંતુ એ પર્વતપ્રાય ગ્રંથસંપત્તિનો અભ્યાસ કરીને તેમાંનાં તત્ત્વો, ઉપયુક્ત વિષયો તથા જ્ઞાનકણોનો સંગ્રહ તો અસામાન્ય શક્તિની અવિચ્છિન્ન ખંત, ઉદ્યોગશીલતા તથા બૌદ્ધિક ગ્રાહકતા આદિકના બળથી જ કરી શકાય છે અર્થાત્ જેનામાં એ ગુણો વસતા હોય છે અને જેમણે આવા પ્રકારના વ્યાસંગો કરેલા હોય છે તેમનાથી જ પોતાના અધિકારના યોગે એ અભ્યાસ તથા જ્ઞાનસંગ્રહ કરી શકાય છે નહિ તો પછી '**मुखमस्तीति वक्तव्यम्**' એનો કશો અર્થ છે જ નહિ

પૌરસ્ત્ય વિદ્યાના પાશ્ચાત્ય સંશોધક પંડિતોમાંના અધ્યાપક વિલ્સન્ મહાશયની માન્યતા અનુસાર "હિન્દુઓના પુરાણોમાં વર્ણવાયલી કેટલીક કથાઓ ક્રિસ્તી સનથી ત્રણ સો વર્ષ જેટલા પૂર્વવર્તી કાળ સાથે સંબંધ ધરાવનારી છે અને અન્યાન્ય રાષ્ટ્રોના તાત્કાલિક લોકોની ધર્મવિષયક માન્યતાઓ, ચમત્કારિક સંસ્થાઓ તેમ જ

નામો આ છે (૧) સનત્કુમાર, (૨) નારદીય, (૩) શિવ, (૪) વન્ધુ (૫) અસનસ (૬) આદિત્ય, (૭) નારસિંહ, (૮) પરાશર, (૯) કપિલ (૧૦) સાંબ, (૧૧) કલ્કિ, (૧૨) ભાગવત, (૧૩) દુર્વાસ, (૧૪) મહેશ્વર, (૧૫) મનવ, (૧૬) નંદી, (૧૭) સૌર અને (૧૮) વશિષ્ઠપુરાણ

શ્રીમદ્‌ભાગવતપુરાણમાં વૃત્રાસુરના હનન અથવા વધની કથા અપાયલી છે, ગાયત્રીમનની ચર્ચા તો પ્રારંભમાં જ કરવામાં આવી છે સારસ્વત કલ્પમાંના લોકાચારનુ તો એમા અતિશય ઉત્તમ વિવેચન કરવામા આવ્યુ છે ત્યાર પછી વગલ, પ્રહ્લાદ, ધ્રુવ, વેન પૃથુ મન્વતર તથા પ્રજાપતિયોની ઉત્પત્તિ અને કપિલાવતાર, મત્સ્યાવતાર, સમુદ્રમથન કૃષ્ણાવતાર, મધુસૂદન, ઉદ્ધવોપદેશ તથા કલિયુગચર્ચા આદિક વિષયો ભાગવતપુરાણમા વિસ્તારપૂર્વક વર્ણવાયના છે એ જ પ્રમાણે અગ્નિપુરાણમા ઈશાનકલ્પ રામકૃષ્ણાવતાર શિવની પૂજાનુ ગૂઢ પ્રકરણ પૃથ્વીપરિચય, ભિન્નભિન્ન માનવવંશ કિંવા રાજ્યવંશ અને વૈદ્યક, ભાષા, અલંકાર, વ્યાકરણ તથા સંગ્રામ સાથે સંબંધ ધરાવનારા વિષયો આદિક વસ્તુઓ વિસ્તારપૂર્વક વર્ણવાયલી છે એ ઉપરાન્ત અગ્નિપુરાણમા શસ્ત્રવિદ્યા તથા ધનુર્વિદ્યાનાં વિવેચનો પણ વિદ્યમાન છે અને ધનુર્વેદનો લોપ થઇ ગયેલો હોવાથી એ પુરાણને ધનુર્વેદ જેટલી જ મહત્તા મળી ગઇ છે દેવપુરાણમા બ્રહ્માસ્ત્ર, પદ્મપુરાણમા વિસ્તૃત ભારતીય ભૂગોળ તથા સમસ્ત વિશ્વના સામાન્ય ભૂગોળ ગરુડ પુરાણમા સામુદ્રિક શાસ્ત્ર તથા ફલજ્યોતિ શાસ્ત્ર અને કેટલાક પુરાણોમા કલા તથા ઉદ્યોગવ્યવસાય, એવી રીતે ભિન્નભિન્ન પુરાણોમા ભિન્નભિન્ન વિષયોને વિસ્તૃત સ્વરૂપમાં ચર્ચવામાં આવ્યા છે જો કે પુરાણોમા કેટલાક સર્વથા નિરુપયોગી તથા અનાવશ્યક વિષયો વિપુલ પ્રમાણમા ભરાઇ ગયા છે અને તેથી કેટલીક વાર એમાથી ઉપયુક્ત તથા આવશ્યક વિષયોને શોધી કાઢવાનુ કાર્ય દુષ્કર પણ થઇ પડે છે, એ સત્યનો તો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ છે જ

નહિ પરંતુ તત્ત્વાર્થ તથા મંગોધક મનુષ્યોથી તો નિમન્ત્ર પાશોને સ્ટા પાડીને એમાથી પણ અનેક પ્રકારના મહત્ત્વશાળી સત્યો કિંવા તથ્યોને પ્રાપ્ત કરી શકાય તેમ છે ભૂતકાળ ઉપર પ્રકાશ પાડવાના એક મુન્દર સાધન તથા તે કાળની સર્વ ઘટનાઓના સંગ્રહની દ્રષ્ટિથી તો પુરાણો એટલા બધા ઉપયોગી છે કે એ ઉપયોગિતામા અન્ય સાહિત્ય-વિભાગોથી પુરાણોની સ્પર્ધા ભાગ્યે જ કરી શકાય તેમ છે જેવી રીતે કોઇ એક કુશળ ચિત્રકાર કુરૂપ મૂર્ત્તિમાશશિને પોતાના ન્યાકૌશલ્ય વડે અનન્યસુંદર સ્વરૂપ સમર્પી દે છે તે પ્રમાણે જ વિચારશીલ પુરુષોએ એ પુરાણોનો કરી શકાય તેટનો સદુપયોગ કરી લેવાનો છે 'પુરાણ' શબ્દ ને આભાગતાની સાથે ઘૃણાને દર્શાવવાથી તથા નાક નેમ ટ મોઢાને મચવાથી કોઇ પણ પ્રકારનો લાભ થવાની સંભાવના છે જ નહિ કોઇના પણ શિરપર કોઇ પણ પ્રકારના દોષનુ આરાપણ કરી દેવુ એ વિવેકહીન તથા સુગમ કાર્ય હોવાથી પોતાના પૂર્વજો ઉપર કોઇ પણ વ્યક્તિ કોઇ પણ પ્રકારના આયાસ વિના દોષનો આરોપ કરી શકે તેમ છે પરતુ એ પવતપ્રાય શ્રમ પત્તિનો અભ્યાસ કરીને તેમાનાં તત્ત્વો, ઉપયુક્ત વિષયો તથા જ્ઞાનકણોનો સંગ્રહ તા અસામાન્ય કાન્તિની અવિચલ ખત ઉદ્યોગશીલતા તથા બૌદ્ધિક આહકતા આદિના બળથી જ કરી શકાય છે અર્થાત્ જેનામા એ ગુણો વસના હોય છે અને જેમણે આવા પ્રકારના વ્યાસંગો કરેના હોય છે તેમનાથી જ પોતાના આધ્યાત્મના યોગે એ અભ્યાસ તથા જ્ઞાન સંગ્રહ કરી શકાય છે નહિ તો પછી ' सुखमस्तीति वक्तव्यम् ' એનો કશો અર્થ છે જ નહિ

પૌરસ્ત્ય વિદ્યાના પાશ્ચાત્ય સંશોધક પંડિતોમાના અધ્યાપક વિલ્સન મહાશયની માન્યતા અનુસાર હિન્દુઓના પુરાણોમા વર્ણવાયલી કેટલીક કથાઓ ઇસ્વી સનથી ત્રણ સો વર્ષ જેટલા પૂર્વવર્તી કાળ સાથે સંબંધ ધરાવનારી છે અને અન્યાન્ય રાષ્ટ્રોના તાત્કાલિક લોકોની ધર્મવિષયક માન્યતાઓ ચમત્કારિક સંસ્થાઓ તેમ જ

નાના પ્રસંગની અતર્ક્ય વયઓની ઉત્પત્તિથી પૂર્વે જ હિન્દુઓના અમુક પુરાણોની રચના થયેલી છે

હિન્દુઓના પુરાણોને ગપ્પાષ્ટકભાંડાર તથા અદ્ભુત કાલ્પનિક કથાઓના ૰ પત્રક કહીને પુરાણોની નિન્દામા જ પોતાના પાંડિત્યની સફળતાને અનુભવનારા મહાશયોને વિનયપૂર્વક અમારે એ સત્ય વાર્તા અહીં કહેવી જ પડે છે કે શ્રીમાન્ મહાશયો, પુરાણોને આપ ગમે તેવા હીન માનતા હો પરંતુ આજે ભારતીય હિન્દુજાતિના પ્રામાણિક ઇતિહાસના નિર્માણના કાર્યમા એ પુરાણોમા ચર્ચાયલા ઐતિહાસિક પ્રસંગો તથા વિવિધ પ્રાચીન રાજ્વંશોના વૃત્તાન્તો કેટલી સીમાપર્યન્ત પ્રત્યક્ષ મહત્તા સમર્પી રહ્યા છે અને તેમાં પણ એ પુરાણની સહાયતા વિના ભારતીય હિન્દુજાતિનો પ્રાચીન ઇતિહાસ પ્રામાણિક સ્વરૂપમાં ભાગ્યે જ લખી શકાય તેમ છે એ વાર્તા ભારતીય ઇતિહાસ ના શોધક તથા ઇતિહાસલેખકોને પૂછવાથી તત્કાળ આપ શ્રીમાનના જાણવામા આવી શકે તેમ છે હવે ધીમે ધીમે તે સમય અત્યન્ત નિકટવર્તી થતો જાય છે કે વિજ્ઞાન સ્વય હિન્દુઓના પુરાણોમા વર્ણવાયલી અનેક વસ્તુઓને એ સમયમા નિર્વિવાદ તથા ત્રિકાલા બાધ્ય સત્ય તરીકે સિદ્ધ કરી બતાવશે અને માનવબુદ્ધિની પરિમિતતાના પામરતા તથા પક્ષપાતિતાનો ભારતીય તથા અભારતીય સર્વ જનોને પૂર્ણ તથા પર્યાપ્ત પરિચય કરાવી દેશે વિશ્વમા વારંવાર એવા પ્રકારના નૈસર્ગિક પરિવર્તનો થતા રહે છે કે અમુક પ્રસંગના પરિવર્તનના કાર્યમા સર્વ ઐતિહાસિક સત્યો કાળના ગર્ભમા અદૃશ્ય થઇ જતાં તે સત્યોને પૌરાણિકતાની પ્રાપ્તિ થઇ જાય છે પૌરાણિક એટલે અવિશ્વસનીય અનૈસર્ગિક તથા કાલ્પનિક અદ્ભુત કથાઓ જેમા કથાયલી હોય તેવા પ્રકારનું સાહિત્ય એવો જ અત્યાર કેટલાક પ્રતિસ્પર્ધીઓએ ' પૌરાણિક સાહિત્ય 'નો અર્થ કરવા માંડ્યો છે એના સંબધમાં અત્યારના વર્તમાન સંશયવાદી યુગનો એન્ડર્સન્ એન્ડ બેગન્ નામક બુદ્ધિશાળી વિચારક પોતાના ' જીવનતત્ત્વજ્ઞાન '

('The Philosophy of Life') નામક પ્રથમ ઇ સ ૧૯૬૭ મા પ્રકટ થયેના ઉત્કૃષ્ટ ગ્રંથમાં જે વિચારો દર્શાવેના છે તે વિચારોને અહીં ઉદ્ધ્રત કરવાના પ્રનોભનને અમો નથી જ અટકાવી શક્તા તે વિચારો આ છે —

"Time buries all of our history and it becomes mythology The day will come when colonel Charles Lindburgh Rear Admiral Richard E Byrd and Doctor Hugo EcKener will only be a fictitious narrative The story of the Graf Zeppelin encircling the globe in the future will be a fairy tale Niagara Falls will be a thing of the past The pyramids of Egypt will bow their heads to Time'

The Philosophy of Life, by Andersom M Baten, 'Star Books" Edition, page 68

સેરી. નાયગારાના વિશ્વવિખ્યાત જલપ્રપાતો ભૂતકાલિક ( અતીત ) બનાવો થઈ જશે અને મિશ્ર (ઇજિપ્ત) દેશનાં અદ્ભુત મૃતસમાધિ-મંદિરો પણ કાળનાં ચરણોમાં પોતાનાં ઉન્નત મસ્તકોને નમાવી દેશે ( કાળના ગર્ભમાં પ્રવેશીને વસુંધરાના તલ ઉપરથી અદૃશ્ય થઈ જશે ! ) ”

આનો માર્મિક અર્થ એ જ સમજવાનો છે કે આપણાં હિન્દુ પુરાણોમાં વર્ણવાયલી અનેકવિધ જડ તથા ચેતન સૃષ્ટિનો કાળના ગર્ભમાં લોપ થઈ ગયેલો હોવાથી તેમાંની કથાઓને અત્યારે ગપ્પાષ્ટક માનવામાં આવે છે; પરંતુ ભૂગર્ભમાં દટાયલાં પ્રાચીન નગરોના અવશેષોનાં ઉત્ખનન તથા પાશ્ચાત્ય વિજ્ઞાનના યોગે ભારતીય હિન્દુઓનાં પુરાણોમાં વર્ણવાયલા અનેક વિષયોની વાસ્તવિકતા ધીમે ધીમે સ્વયમેવ સિદ્ધ થતી જાય છે, એ આપણા માટે અતિશય આનન્દનો વિષય છે. અમોને તો ભારતીય હિન્દુ પુરાણોની અનન્ય મહત્તા તથા ઉપયુક્તતાની સિદ્ધિનો સમય અત્યંત નિકટવર્તી દેખાયા કરે છે એટલે આ સ્થાનમાં હિન્દુ પુરાણોની એકતાની આટલી ચર્ચાને જ પર્યાપ્ત માનીને એ ચર્ચાની સમાપ્તિ સાથે જ અમો પ્રસ્તુત ગ્રંથના પ્રથમ ખંડની પણ પરિસમાપ્તિ કરીએ છીએ.

**પ્રથમ ખંડ સમાપ્ત**

